॥ श्रीसवित्रेनमः ॥




તંત્રી

કાનજી મયાશંકર દ્વિવેદી.



| | | |
|---|---|---|
| પુસ્તક ૧ લું. | दैवं निहत्य कुरु पौरुषमात्मशक्त्या | અંક ૧ લો. |
| કાર્તિક માસ. | दैवेन देयमिति कापुरुषा वदन्ति ॥ | સં. ૧૯૫૩. |



## જ્યોતિષવિદ્યા ને અમે પોતે.

આ જ્યોતિષવિદ્યા જેવી બીજી એક પણ વિદ્યા નથી જેને સર્વે જાણવાનું ડોળ ઘાલતા હોય અને જેનાપર પોતાના વિચાર આપવાને બાહેર પડતા હોય અને જે તેવું છતાં પણ ઓછીજ સમજાયલી હોય. હિંદુસ્થાનમાં એવો એકાદ જન જવલેજ મળશે કે જે થોડુંઘણું જ્યોતિષ્ અને વૈદું ન જાણતો હોય. પરંતુ વિસ્તારવાળાં વૈદ્યકશાસ્ત્ર અને જ્યોતિષનાં મૂળતત્વો એટલાં બધાં છે કે તે સઘળાં નહિ શીખતાં દરેકજણ તેમાનાં જુજનોજ માત્ર અભ્યાસ કરી તેનોજ અનુભવ મેળવે છે; સમગ્ર શાસ્ત્રનો અનુભવ મેળવવા તે સમર્થ થતો નથી.

આ જ્યોતિષવિદ્યા સાથે બીજા જે જે વિષયો ગુંચવાણા છે તે અહીં જણાવવા જરૂર છે. આપણે સાંભળીએ છીએ કે યોગીઓ અને મહાત્માઓ આ શાસ્ત્રનો લેશમાત્ર પણ અભ્યાસ ન કર્યા છતાં ખરૂં ભવિષ્ય ભાંખેછે; એ વર્ગ શિવાય બીજા કેટલાક એવા મનુષ્યો મળી આવે છે કે તેઓ આપણને હેરત પમાડે તેવા ફળાદેશો કહેછે ને તેને લીધે કથીરને જેમ કયારેક તેના બાહેરના દેખાવથી રૂપું માની લેવાય છે તેમ તેવા ફળાદેશો કહેનારને મોટા જ્યોતિર્વિદો તરિકે ગણવામાં આવેછે. આ ધરાપર હમેશાં આવા દ્વિર્ભાવો જોવામાં આવેછે. દરેક સત્યજ્ઞાનના વિષયોમાં તેનાથી ઉતરતા દરજ્જાના વિરૂદ્ધ વિષયો તેના જેવાજ જણાય તેવા હોયછે; તેજ પ્રમાણે આપણને કેટલાક એવા મનુષ્યો જોવામાં આવેછે કે તેઓ જ્યોતિષનો લેશ માત્ર પણ અભ્યાસ નહિ છતાં કોઈ કુહક વિદ્યાથી અજ્ઞાન લોકોને હેરત પમાડે છે. પરંતુ પૃથ્વીમાં તેનું પોકળપણું વધારે વખત ચાલતું નથી. એવી રીતે ફલાદેશ કહેનારાઓ, મનુષ્યોને ઘણા જુના વખતમાં બનેલા બનાવો વિગતવાર કહેછે, વર્તમાન વિષે થોડુંક કહેછે, ને નજદીકનાં ભવિષ્ય વિષે તો જુજજ બોલેછે; પરંતુ છેટાં ભવિષ્ય વિષે તો શબ્દમાત્ર ઉચ્ચારતા નથી. આવા માણસોની ઘણા માણસોએ મુલાકાત લીધી છે ને તેમના કહેવાની સચાઇનો અનુભવ મેળવ્યો છે. આવી રીતે ફળાદેશ કહેનારાઓ પોતાને જ્યોતિષી કહેવડાવે છે. કેટલાક કોઈપણ બુક (પુસ્તક) વિના ભૂતકાળનું ચમત્કારિક વૃત્તાંત આપેછે તેમાં કયારેક ગદ્યના તો કયારેક પદ્યના ઉચ્ચારો કરી લોકોને હેરત પમાડે છે. કેટલાક પોતાની સાથે પુસ્તકો રાખેછે ને તેમને તેઓ ભૃગુસંહિતા, નાડીકેશ્વર અને નાડીગ્રંથ વિગેરે પોતાને અનુકૂળ પડતાં નામથી ઓળખાવે છે ને પોતે કહેલો ફળાદેશ સઘળો તે પુસ્તકોમાંથી કહેલ છે એમ પ્રશ્ન કરનારને ભમાવેછે, પણ જ્યારે તે જોવામાટે માગવામાં આવેછે ત્યારે એવું કહીને તે પુસ્તકો આપવામાં નથી આવતાં કે "અમારા દેવોની તેમ કરવાની અમને મનાઈ છે." આના પુરાવામાં વાંચનારે સને ૧૮૮૫ ના મે માસમાં કરનલ ઓલકોટને ભવિષ્યવેત્તાના મળેલા અનુભવનો થીઓસોફીસ્ટના મેગેઝીનમાં આપવામાં આવેલો હેવાલ વાંચી જોવો: આવા જોશીબાવાઓ બહુ દ્રવ્ય એકઠું કરેછે. તેઓના કહેલા હેવાલો મુંઝવી નાખે તેવા હોયછે. આવી રીતે ફળાદેશ કરવાને અમે ધિક્કારીએ છીએ, અમારા કહેવા વિરૂદ્ધ જેમનો મત હોય તેમણે એ વિષયનો અનુભવ લેવો અને પછી પોતાનો મત બાંધવો.

વિશેષે કરી યુવાનો આ જ્યોતિષ વિષયને પોતાના ધંધાતરિકે સ્વીકારી દુનિઆમાં આગળ પડતા જોવામાં આવેછે, એવા યુવાન જોષીબાવાને જો તમે પૂછશો કે જોષીમહારાજ, આવો આદેશ, આપે શા આધારથી કર્યો તેના જવાબમાં તે જણાવશે કે અમારી સામાન્ય કલ્પનામાં તેવું આવેછે માટે અમે તેમ કહીએ છીએ. બુદ્ધિ અભ્યાસના વધારાથી વધતી જાયછે એવું તેમને જ્ઞાન હોતું નથી. યુવાવસ્થાની બુદ્ધિ વૃદ્ધાવસ્થાની બુદ્ધિ કરતાં વિલક્ષણ પ્રકારની હોયછે એટલું પણ તેમને યાદ આવતું નથી. એવા અભણ જોષીઓના અલ્પજ્ઞાનોદ્ભવ આદેશથી કેટલાકો પોતાની ટુંક મતને લીધે એવા ઠરાવપર આવે કે અમુક જોષીએ અમુક અમુક વિષયનાં ભવિષ્ય ભાંખેલ તે મળ્યાં નહિં માટે આ જ્યોતિષશાસ્ત્ર કંઈ કામનું નથી. આવી રીતે ફલાદેશનું ખોટું પડવું કેવળ અભણોના આદેશપરથીજ જણાય છે એટલુંજ નહિ પણ કેટલીક વેળા પ્રવિણ પ્રખ્યાત જ્યોતિર્વિદોનાં પાયાસર કરેલાં ફળાદેશોનાં ભવિષ્ય પણ ખોટાં પડતાં જણાય છે.

કેટલાક લોકો એવું બાહાનું લાવેછે કે એક જગોપર એક બાલકનો જે વેળા જન્મ થયો છે તે વેળા બીજા દેશમાં તેજ વખત બીજાં બાળકનો જન્મ થયો હોય તો બન્ને બાળકો રૂપ રંગ ગુણ અને ઐશ્વર્ય વિગેરેથી સમાન અને સરખી આયુઃના હોવા જોઈએ. આના જવાબમાં એટલુંજ જણાવવું બસ થશે કે જુદા જુદા દેશમાં બાળકો એકજ વખતે જન્મી શકે નહિ. આની સમજણ આ શાસ્ત્રનાં મૂળતત્વોમાં સમાયલી છે ને તે ઉપર ઉપરથી વિચાર કરનારને જણાય નહિ ને તેને લીધે તે આ શાસ્ત્રને હંબક્ લેખે તો તેના જેવી બીજી કંઈ ગંભીર ભુલ હોય!! એકજ વખત અને દિવસે જુદા જુદા રેખાંશ તથા અક્ષાંશવાળા દેશમાં જન્મેલાં બાળકોના જન્મગ્રહની સામાન્ય સ્થિતિ ઘણું કરી એકજ હોય છે પરંતુ તે કેવળ ગ્રહની સ્થિતિપરથીજ કંઈ મનુષ્યનું ભવિષ્ય જાણી શકાતું નથી. જન્મલગ્ન જે જન્મકાળપરથી જાણી શકાય છે તેનાપર વિશેષ આધાર રહેલો છે. દરેક દેશનો વ્યાવહારિક વખત જુદો જુદો ને જુદી જુદી વખતે શરૂ થતો હોયછે એ આપણે જાણીએ છીએ. અહીં એટલે મુંબાઈમાં જ્યારે બાર વાગા હશે ત્યારે કલકત્તામાં એક અને મદ્રાસમાં સાડાબાર વાગેલા હોયછે એપણ આપણે હાલ અનુભવસિદ્ધ કરેલ છે. એથી દરેક જગોએ સૂર્યોદય ભિન્ન ભિન્ન વખતે થાય એપણ નકી થાયછે, ત્યારે દરેક જગોએ સૂર્યોદયથી સમાન ગતઘડીનાં લગ્ન સમાન હશે એમ કોણ કહેશે? જ્યારે અહીં મેષરાશિ ઉગતી હશે ત્યારે આપણી નીચેના પ્રદેશમાં તુલ રાશિનો ઉદય

થતો હશે. કેમકે આપણી જે ઉદયરાશિ છે તે તેમની અસ્તરાશિ અને જે અસ્તરાશિ છે તે તેમની ઉદયરાશિ થાયછે. આથી એમ નક્કી થાયછે કે રેખાંશના તફાવતથી લગ્નમાં તફાવત પડેછે. પણ ધારો કે એકજ રેખાંશપર બન્ને જગો આવેલી હોય ત્યારે તો એકજ જગોએ એક લગ્ન શાને ન હોય? આનો જવાબ એટલોજ કે તેવું છતાં પણ તે જગો પરસ્પરથી ઉત્તર દક્ષિણે હોયછે ને તેથી લગ્નના ઉદયમાં જે વખત લાગવો જોઈએ તે ભિન્ન ભિન્ન લાગેછે ને તેને લીધે તેવી જગોનાં એકજ વખતનાં લગ્ન પણ ભિન્ન આવેછે. ત્યારે અહીં આપણે એટલું જણાવશું કે અક્ષાંશ અને રેખાંશ જે દેશોના ભિન્ન ભિન્ન હોય તેમનાં સમાન કાળ છતાં લગ્ન ભિન્ન આવે. લગ્નમાં ફેર પડવાથી મનુષ્યનાં ભાવિ ફળમાં પણ મોટો તફાવત પડેછે એ હકીકત કેટલાકને આથી વિચિત્ર જણાશે.

ત્યારે જ્યોતિષશાસ્ત્ર શું છે, તેમાં શી ખુબી રહેલ છે અને પ્રાચીન પ્રવર્તકોના તેવિષે શા અભિપ્રાય છે તે જણાવવું જરૂરનું છે. **વરાહમિહિરાચાર્ય** એમ કહેછે કે **આ હોરા શાસ્ત્ર ગતભવમાં પોતે કરેલ શુભાશુભ કર્મનું આભવમાં શું શુભાશુભ ફળ જાતકને મળશે તે સ્પષ્ટ રીતે બતાવે છે. અને તેનું તેવું નામ અહોરાત્ર શબ્દનો પહેલો તથા છેલો અક્ષર લોપ કરવાથી પડેલું છે એમ કેટલાક માને છે.** કર્મ અને જ્યોતિષ વિષે અહીં વધારે ન લખતાં એટલું જણાવવું બસ થશે કે દરેક માણસ વર્તમાન જીંદગીમાં એક **પરતંત્ર કર્તા તરિકે પૂર્વ ભવના કરેલાં કર્મનું ફળ કર્મ કરી ભોગવે છે. અને પૂર્વકર્મના પાકને ઉથલાવી ન શકાય એવાં બીજાં જે કર્મ કરે છે તે ભવિષ્યમાટે કરે છે.**

ફળાદેશનો મુખ્ય આધાર **ખગોળવિદ્યાપર** રહેલ છે. **વિક્રમાર્કના** વખતમાં **ખગોળવિદ્યા** પૂર્ણકળાએ ચડેલી હતી. ગ્રહસાધન માટે તે વેળા જે કોષ્ટક રચવામાં આવેલ હતાં તે, તે વખતને બરાબર અનુકૂળ પડતાં હતાં. કાળાંતરે કરી સૂર્યમાળામાં ફરતા ગ્રહોની ગતિમાં ફેર પડતો હોવાથી અમુક સદીના ગ્રહોની ચાલ અમુક સદીના ગ્રહની ચાલ કરતાં ફેરવાળી હોય છે એવું આપણના **પૂર્વાચાર્યો** સ્પષ્ટ રીતે જાણતા હતા ને તે માટે પડેલો ફેર તરત શોધવામાં આવે એવા ઉદ્દેશથી પોતાનાં રચેલાં શાસ્ત્રોમાં લખી ગયા છે કે **ગણિતજ્ઞ** દરરોજ મધ્યાન્હ વખતે જો ગ્રહના વેધ કરી તેનાં સ્પષ્ટ સ્થાન ન જાણે તો તેને દરરોજ એક બ્રહ્મહત્યા કર્યાનો દોષ લાગે છે.

આ સઘળું **વેધશાળા** શિવાય પણ બની શકે તેમ છે. પૂર્વે આપણી આર્યભૂમિમાં વેધ શાળાઓ ઘણી હતી; પરંતુ પરદેશીઓના હલ્લાથી અને રાજ્ય કર્તાઓના આશ્રયના શૂન્યપણાથી વેધાદિક થતાં અટકતાં ચાલ્યાં અને તેને લીધે પૂર્વે જે ગ્રહસાધન કોષ્ટકો તૈયાર કરવામાં આવેલ તે તેમનાં તેમ ઉપયોગમાં લેવાતાં ચાલ્યાં ને બહુ વખત વિતે હાલ કેટલાંક નિરૂપયોગી થઈ પડ્યાં છે. આપણાં પચાંગોમાં જે ગ્રહ ચાર બતાવવામાં આવે છે તે, તે કારણથી મળતો આવતો નથી. ને જ્યારે ગણિતાગત ગ્રહ સ્થાન મળતાં ન આવે ત્યારે તેમના આધારે કરવામાં આવેલ ફળાદેશ શી રીતે મળી શકે ?

ફળાદેશમાં વ્યભિચાર[1] આવવાનું બીજું કારણ સર્વ દેશમાં ઘણા અજ્ઞાત જ્યોતિર્વિદો લગ્નોનાં પંચાગમાંજ કહેલાં માનો, પોતાના દેશનાં લગ્નમાન તરિકે સ્વીકારી તેપરથી લગ્ન કરે છે તે છે, તેથી લગ્નમાં મોટો ફેર પડે છે. લગ્નપર ફળાદેશનો મોટો આધાર હોવાથી એવાં અશુદ્ધ લગ્નપરથી કરવામાં આવેલ ફળાદેશ, શાને ખોટો ન આવે ? બેશક આવેજ.

ઉપર જણાવ્યા પ્રમાણે અનેક કારણને લીધે જ્યોતિષ શાસ્ત્રમાં લોકોને તફાવત માલુમ પડતો ગયો ને છેલ્લે તે તફાવત ટાળવાની કોશેશ ન થતાં આ શાસ્ત્રજ ખોટું છે એવું કેટલાક માનવા લાગા છે. પરંતુ હાલમાં થીઓસોફીકલ સોસાઈટી તરફથી તે વિષયનું કેટલુંક અજવાળું પડયું તેથી લોકોનાં મન ફરી તેની સત્યતા શોધવા માટે ઉત્સાહિ થવા લાગેલાં છે એમ અમારા અનુભવવામાં આવ્યાં છે.

અમારો ઉદ્દેશ, આ અંધકારમાં રહેલાં જ્યોતિષ શાસ્ત્રને જનપ્રસિદ્ધિમાં લાવી તેની ખરી ખુબીથી સુજ્ઞ પુરૂષોને વાકેફ કરવાનો છે, અનાસ્થાવાળા પુરૂષોને આસ્થાવાળા કરવાનો છે, ને ગ્રહોથી અમુક નેષ્ટ ફળ થાશે માટે અમુક ખર્ચ કરો તો તેવાં દુઃખમાંથી બચો એવા જુદા આદેશો કરી શાસ્ત્રને નિંદાવનારા ઠગારા, નામધારી જ્યોતિર્વિદોનાં પોકળો ઉઘાડાં કરવાનો છે; ને તે માટે આ માસિક આરંભ્યું છે.

હાલમાં સંસ્કૃત વિદ્યા જન ભાષા તરિકે પ્રવર્તતી નથી એટલે જ્યોતિષના મૂળ શ્લોકો સામાન્ય વાચક વર્ગને ઉપયોગી પડે નહિ. તે માટે સામ્પ્રતકાળમાં ઉપલબ્ધ ઉપયોગી જ્યોતિષ વિષયના ગ્રંથોનું ગુજરાતી ભાષાન્તર આમાસિકમાં આપવા નિશ્ચય કર્યો છે. અમે જે જે ગ્રંથોનું ગુજરાતી ભાષાન્તર આપવાનું ધાર્યું છે તેમની ટીપ નીચે પ્રમાણે છેઃ—

૧ ફેરફાર, અથવા અમળતાપણું.

# જ્યોતિષ્ વિષયના ગ્રંથો.

## ગણિત સ્કંધ ૧

### સિદ્ધાંત

સિદ્ધાંતશિરોમણિ
સૂર્યસિદ્ધાંત.
વસિષ્ઠસિદ્ધાંત.
બ્રહ્મસિદ્ધાંત.
રોમકસિદ્ધાંત.
પુલસ્ત્યસિદ્ધાંત.
સિદ્ધાંતચૂડામણિ
સિદ્ધાન્તતત્વવિવેક
સિદ્ધાન્તદર્પણ
સિદ્ધાંતમણિમંજરી
સિદ્ધાંતમનોરમા
સિદ્ધાંતમુક્તાવલી
સિદ્ધાંતમુદ્રા
સિદ્ધાંતરત્નાકર
સિદ્ધાંતરાજ
સિદ્ધાંતલઘુખમાણિક્ય
સિદ્ધાંતશેખર
સિદ્ધાંતસારસમુચ્ચય
સિદ્ધાંતસંગ્રહ
સિદ્ધાંતસાર
સિદ્ધાંતસાર્વભૌમ
સુંદરસિદ્ધાંત
પંચસિદ્ધાંતિકા

### તંત્ર

શિષ્યધીવૃદ્ધિદ

### કરણ

કરણકુતૂહલ
,, કેસરી
,, ગ્રંથ
,, પ્રકાશ
,, ભૂષણ
,, રત્ન
,, વૈષ્ણવ
,, આભરણ
,, ગ્રહલાઘવ
,, ભાસ્વતી

### ગણિત.

લીલાવતી
બીજ
બ્રહ્મ્ણ
મહાદેવી
તિથીસારણિ
યંત્રરાજ
સાયન ગ્રહસાધન કોષ્ટક

# હોરાસ્કંધ ૨

| જાતક | જાતક | જાતક |
| --- | --- | --- |
| બૃહજ્જાતક= | ,, મુકુટ | હોરાધ્યાય |
| સારાવલી= | ,, મુક્તાફળ | હોરાપ્રકાશ |
| યવનજાતક= | ,, મુક્તાવલી | હોરારત્ન |
| જાતકાભરણુ= | ,, રત્ન | હોરાશાસ્ત્ર |
| જાતક પારિજાતક= | ,, શિરોમણિ | હોરાશાસ્ત્રસુધાનિધિ |
| ,, કલાનિધિ= | ,, સાર | હોરામકરંદ |
| ,, કલ્પલતા= | ,, સુધાકર | જૈમિનીસૂત્ર |
| ,, કલ્લોલ= | ,, ચિંતામણિ | વ્યાસસૂત્ર |
| ,, કિરણાવલી= | ,, કેસરી | ભૃગુસૂત્ર |
| ,, કૌસ્તુભ= | ,, અમૃત | ભાવપ્રકાશ |
| ,, ચિંતામણિ= | જાતકાંભોનિધિ | ,, કુતૂહલ |
| ,, ચંદ્રિકા= | જાતકાલંકાર | મનુષ્યજાતક |
| ,, તંત્ર | જાતકાવલી | માનસાગરી |
| ,, તિલક | પારાશરહોરા | કાલચક્ર |
| ,, દર્પણ | લઘુપારાશરી | નાડીગ્રંથ |
| ,, નિલકંઠી | સર્વાર્થચિંતામણિ | કાલામૃત |
| ,, ફળવિચાર | જ્યોતિઃસાર જાતક | રત્નઘોત |
| ,, બોધિની | જ્યોતિઃસાર સમુચ્ચય | રત્નમાળા |
| ,, ભાવ | જ્યોતિરર્ણવ | લઘુજાતક |
| ,, તત્વ | જ્યોતિર્નિબંધ | શંભૂહોરા પ્રકાશ |
| ,, ભાવાધ્યાય | જ્યોતિર્ભાસ્કર | સ્ત્રીજાતક |
| ,, ભૂષણ | જ્યોતિર્મહાનિબંધ | સંગ્રહ શિરોમણિ |
| ,, માર્તંડ | હોરાકંદર્પ | |

## તાજકગ્રંથો.

| | | |
|---|---|---|
| તાજક | તાજક | તાજક |
| તાજક યવન | ,, દીપક | ,, શાસ્ત્ર |
| ,, ભૂષણ | ,, સાર | ,, સિદ્ધાંત |
| ,, કૌસ્તુભ | ,, પદ્મકોશ | ,, આભરણ |
| ,, મણિત્થ | ,, ભાવવિચાર | ,, અલંકાર |
| ,, ચંદ્રિકા | ,, મણિ | ,, વર્ષફળ |
| ,, ચિંતામણિ | ,, મુક્તાવલી | ,, સમરસાર |
| ,, તંત્ર | ,, યોગસુધાનિધિ | ,, હાયનરત્ન |
| ,, નિલકંઠી | ,, રત્ન | |
| ,, તિલક | ,, વૈષ્ણવ | |

## પ્રશ્નગ્રંથો.

| | | |
|---|---|---|
| પ્રશ્ન | પ્રશ્ન | પ્રશ્ન |
| પ્રશ્નનિધિ | ,, પ્રકાશ | ,, રત્નાકર |
| ,, પંચાનન | ,, પ્રદીપ | ,, રત્નાવલી |
| ,, કૌમુદી | ,, ભૈરવ | ,, લક્ષણ |
| ,, ગ્રંથ | ,, મનોરમા | ,, વિદ્યા |
| ષટ્પંચાશિકા | ,, રત્ન | ,, વિવેક |
| પ્રશ્નચંદ્રિકા | પ્રશ્નનિર્વચન | ,, વૈષ્ણવ |
| ,, તિલક | ,, ભાગ | ,, શતક |
| ,, તંત્ર | ,, કેરલ | ,, શાસ્ત્ર |
| ,, સપ્તતિ | પ્રશ્નાર્યા | ,, શિરોમણિ |
| ,, નીલકંઠ | પ્રશ્નરત્ન | ,, પ્રશ્નસુધાકર |

## સંહિતાસ્કંધ ૩.

મુહૂર્ત

ગર્ગસંહિતા.
નારદસંહિતા.
ભૃગુસંહિતા.
સંહિતાસાર.
વારાહીસંહિતા.
વશિષ્ઠસંહિતા.
ચ્યવનસંહિતા.
પરાશરસંહિતા.
કશ્યપસંહિતા.

**રમલ**

રમલચિંતામણિ.
,, શિકતા.
રમલામૃત.
રમલનવરત્ન.
,, દાનીયાલ.
રમલ માર્તંડાધ્યાય.
,, રત્નાકર.

**સ્વરશાસ્ત્ર.**

પંચપક્ષી સ્વરશાસ્ત્ર.
શિવસ્વરોદય.
સ્વરચિંતામણિ.

**શાકુનિક ગ્રંથ.**

વસંતરાજશાકુન.
ભડલીશાકુન.
સર્વશકુનપ્રકાશિકા.

**સામુદ્રિક.**

પ્રલ્હાદ સામુદ્રિક.
બૃહત્સામુદ્રિક શાસ્ત્ર.
અંગલક્ષણ.

**વાસ્તુવિદ્યા.**

રાજવલ્લભ.
વિશ્વકર્માપ્રકાશ.
લઘુશિલ્પજ્યોતિઃસાર.
વાસ્તુરત્નાવલી.

મુહૂર્તચિંતામણિ.
સજ્જનવલ્લભ.
મુહૂર્તમાર્તણ્ડ.
,, ગણપતિ.
,, તત્વ.
,, ચક્રદીપિકા.
,, દીપક.
,, સિંધુ.
,, મુક્તાવલી.
,, પદી.
,, કલ્પદ્રુમ.
,, દર્શન.
,, ભૈરવ.
,, મંજરી.
,, મણિ.
,, માલા.
,, મુક્તામણિ.
,, રત્નમાલા.
,, કાલામૃત.
,, સ્કંધ.
,, શિરોમણિ.
જ્યોતિર્વિદાભરણ.
વિવાહવૃંદાવન.

આ સૃષ્ટિમાં એવા જુજ મનુષ્ય હશે કે જે પોતાનાં ભવિષ્યની દરકાર ન કરતા હોય. આ જ્યોતિષ શાસ્ત્ર તે યથાવિધિ બતાવી આપે છે તો તેને સેવીને પૂર્ણ કળાએ પોહોચાડવું એ પ્રત્યેક મનુષ્યની ફરજ છે એમ અમારૂં માનવું છે. અને તે માટે અમે આશા રાખીએ છીએ કે પ્રત્યેક મનુષ્ય, પોતાથી બનતી કોશેશે અમારા આ દુર્ગમ્ય ઉદ્યમને પુષ્ટિ આપવા ચુકશે નહિ. અસ્તુ.

# મુંબઈમાં ગયા ભાદ્રપદ માસમાં ચાલેલો ગાંઠીઓ તાવ. (મળેલું)

ગયા ભાદ્રપદ માસની શરૂઆતથી ઉપર જણાવેલો તાવ મુંબઈમાં શરૂ થયો હતો ને તેણે મુંબઈની પ્રજામાં હાહાકાર વરતાવી મેલ્યો હતો એ વાત દરેક વાંચનારના મનમાં તાજી હોવાથી યાદ દેવરાવવાની જરૂર નથી. આ સૃષ્ટિપર દરેક બનાવ ગ્રહોની અસર તળે બને છે એમ અમારૂં મૂળથી માનવું છે તો આ ભયંકર રોગ પણ તેવાજ કારણથી ઉત્પન્ન નથી થયો એમ અમારાથી તો નહીં કહી શકાય.

પંચાગ તપાસતાં વાંચનારને જણાશે કે ભાદ્રપદ માસની શરૂઆતે મંગળવાર છે ને ત્યારબાદ આખા માસમાં બીજા ચાર મંગળ આવેલા છે, જેથી સાથે મળી માસ દર્મ્યાન પાંચ મંગળ આવેલા છે એમ કેહેવામાં કશા વાંધા જેવું નથી. આવીરીતે જે માસમાં પાંચ મંગલ અથવા શનિશ્ચર આવે તે માસમાં **ખપરયોગ** થયો છે એમ સાધરણ રીતે કહી શકાય.

જ્યારે ખપરયોગ થાય ત્યારે લોકો માંહોમાંહે લડાઈ મરે, વર્ષાદ પડે નહીં. ખેતી પાકે નહીં, થયેલી ખેતી સૂકાઈ જાય, હજારો મનુષ્યો રોગાદિ બાધાથી પીડાઈ યમલોક પ્રત્યે જાય, ચોર લુટારા અને ઠગારાઓનો ઉપદ્રવ વધે, રાજ્યકર્તાઓ પરસ્પર યુદ્ધ કરવાની તૈયારી કરવા માંડે વિગેરે અનેક તરેહનું અશુભ ફલ થાય છે. જ્યારે મુંબઈમાં હિંદુ તથા મુસલમાનોનું તુમુલ હુલડ થયું હતું ત્યારે વાંચનારને યાદ હશે કે તે માસમાં પાંચ શનિશ્ચર હતા.

સાધારણ મંગળનું એ ફળ સાધારણ રીતે કહ્યા પછી અમને વિશેષ સાહદતો આપવા જરૂર છે એવું ધારી કેટલાક ગ્રહની ગતિ ચારથી આ રોગ થવારૂપ જે અસર થઈ છે તે જણાવવી ઠીક પડશે.

ભાદ્રપદ માસની શરૂઆતે સૂર્ય સિંહ રાશિમાં, ચંદ્ર સિંહ રાશિમાં, મંગળ વૃષભ રાશિમાં, બુધ આપણના ગણિત પ્રમાણે કન્યા રાશિમાં, ગુરૂ સિંહ રાશિમાં, શુક્ર કન્યા રાશિમાં અને શનિ તુલા રાશિમાં રહેલા છે. શુક્ર ગયા માસમાં ઉદય થયેલો છે.

विचरन्मघादिपंचकमुदितः सस्यप्रणाशकृच्छुक्रः ।
क्षुत्तस्करभयजननो नीचोन्नतिसङ्करकरश्च ॥ १४ ॥
पित्र्याद्येऽवष्टब्धो हन्त्यन्येनाविकान् शवरशूद्रान् ।
पुण्ड्रापरान्त्यशूलिकवनवासिद्रविडसामुद्रान् ॥ १५ ॥

वृ. सं. शुक्रचार

બૃહત્સંહિતાના શુક્રચાર નામના અધ્યાયના ૧૪।૧૫ શ્લોકમાં લખેલું છે કે... ઉદય થયેલો શુક્ર મઘા આદિ પાંચ નક્ષત્રોમાં જાય ત્યારે તે ખેતીનો નાશ કરેછે, દુકાળ ને ચોરનો ભય ઉત્પન્ન કરે છે, નીચ લોકોની ઉન્નતિ કરે છે અને બ્રાહ્મણાદિ વર્ણમાં સંકરપણું કરે છે; ( અર્થાત બ્રાહ્મણોમાં વર્ણસંકર ઉત્પન્ન થાય છે ). તે જો એ મંડળમાં રહેલા બીજા ગ્રહથી રોધાય તો તે મેઢાનો સમૂહ શબર, શૂદ્ર, અપ્રાન્ત્ય, શૂલિક, વનવાસી, દ્રવિડ અને સમુદ્રના કિનારા નજદીક રહેનારાઓનો નાશ કરે છે.

**पौषाषाढश्रावणवैशाखेष्विन्दुजःसमाघेषु ।**
**दृष्टोभयाय जगतः शुभफलकृत्प्रोषितस्तेषु ॥**

बृ. सं. बु.

પોષ, આષાઢ, શ્રાવણ, વૈશાખ અને માઘ માસમાં બુધ ઉગેલો રહે તો જગતમાં ભય ઉત્પન્ન થાય છે ને અસ્ત થયો હોય તો શુભ ફળ આપનારો થાય છે.

**सौम्योऽस्तोदययोः पुरोभृगुसुतस्यावस्थितस्तोयकृद्**
**रोगान् पित्तजकामलांश्च कुरुते पुष्णाति च ग्रैष्मिकम् ।**
**हन्यात्प्रव्रजिताग्निहोत्रिकभिषग्रंगोपजीव्यान् हयान्**
**वैश्यान् गाःसह वाहनैर्नरपतीन् पीतानि पश्चादिशम् ॥**

बृ. स. शु. ४२.

શુક્રના ઉદય અથવા અસ્ત વખતે તેના આગળ બુધ હોય તો તે વખત ઘણી વર્ષા થાય છે, રોગ થાય છે, પિત્તજ કામલ રોગ પણ ઉત્પન્ન થાય છે, ગ્રીષ્મ ૠતુની ખેતીને પુષ્ટિ મળે છે, સંન્યાસી અગ્નિહોત્રી, વૈદ્ય, નાટકકારો ઘોડા, વૈસ્ય,, વાહન સહિત રાજાઓ અને પીળા રંગની સર્વે વસ્તુઓ તથા પશ્ચિમ દિશામાં રહેવાવાળા મનુષ્યોનો નાશ થાય છે.

એ પ્રમાણે સંહિતોક્ત વચનોથી સિદ્ધ થાય છે કે ગ્રહગતિના ચારથી મજકુર માસમાં ઉક્ત સ્થિતિ હોવાને લીધે કથિત નિમિતસર જે રોગ, ભય, દુર્ભિક્ષ અને ગભરાટ લોકમાં ચાલી રહ્યો છે તે યથાર્હ છે. જો કે આ શ્લોકો પરથી એમ સ્પષ્ટ નથી નીકળતું કે અમુક જાતના રોગ થશે પણ સામાન્ય રીતે રોગ ભયની આગાહી તેથી આપણને મળે છે; દુર્ભિક્ષનાં તથા અનાવૃષ્ટિનાં ચિન્હો આપણે જોઇએ છીએ.

દરેક વસ્તુ વિગતવાર લખવાથી મોટું પુસ્તક થાય એવા ભયને લીધે આચાર્યોએ તે લખવી મૂકી દીધી છે ને તે તેના અભ્યાસ કરનારની કલ્પનાપર છોડેલી છે; તેથી આપણે હવે મજકુર રોગની કલ્પના અહીં કરીશું.

શાસ્ત્રના વચનથી આપણને પુષ્ટિ મળે છે કે મજકુર રોગ પિત્તજ તથા વાતજ હોવો જોઇએ. પરંતુ તે ક્યા પ્રદેશમાં થાય તે વિષે તે કશું જણાવતા નથી તે આપણે જાણી લઇશું. હાલ જે રોગ ઉત્પન્ન થાય છે તે પેટની અંદર પિત્ત તથા વાતકોપથી શરીરમાં વિકાર ઉત્પન્ન કરે છે, બુધ કન્યામાં ને શુક્ર કન્યા રાશિમાં છે, ને મજકુર રોગ કરનાર તેઓ બન્ને હોવાથી કન્યા રાશિ મનુષ્યના પેટના નીચેના ભાગમાં રહેલી છે ત્યાંથી એ રોગની ઉત્પત્તિ થાય છે. બુધ ત્રિદોષજનક છે. શુક્ર વાતજ છે તેથી તેમના ગુણોનું મિશ્રણ થયેથી જ્વરવ્યાધિ ઉત્પન્ન થાય છે. તેમાં મૃત્યુજનક ગાંઠ મનુષ્યને ક્યાં થશે તે તે મનુષ્યની રાશિપર વધારે આધાર રાખે છે; જેની જન્મ રાશિથી આઠમીમાં કે લગ્નથી આઠમી રાશિમાં મીન રાશિ આવેલી હશે તેને પગપર તે ગાંઠ થશે. જેને મિથુન રાશિ તે સ્થળે આવેલી હશે તેને બાહુમાં થશે. વૃષભ હશે તેને કાનની બુટ પાસે થશે. એ પ્રમાણે અનેક કલ્પનાથી આ રોગની સ્થિતિ જાણી શકાશે.

કોઈ એમ કહેશે કે આ રોગ બીજા દેશમાં ન થયો ને અહીં કેમ થયો? ગ્રહની સ્થિતિ તથા ખપર યોગ તો સર્વત્ર સામાન્ય છે. આના જવાબમાં એટલુંજ જણાવવાનું જે અમુક ફળ અમુક દેશમાંજ થાય એવો નિયમ હોવાથી તે બની શકે નહીં પરંતુ ખપર યોગનું સાધારણ ફળ ( **ગભરાટ** ) તો સર્વત્ર વ્યાપ્યા વિના રહે નહીં. જુઓ પ્રત્યક્ષ હિંદુસ્થાનનાં નાનાં મોટાં શહેરોની સ્થિતિ.

આ રોગ સમુદ્ર તટપર રહેનારાઓને વિશેષે કરી લાગુ પડે છે એમ ઉપરના શ્લોકપરથી માલુમ પડેછે. મુંબાઈ પશ્ચિમમાં છે ને તેના લતા સમુદ્ર તટને જેટલા નજદીક છે તેટલા બીજા નથી. તેમ તેમાં વસનારી કોમ જેમને એ રોગભય લાગુ પડવાનું કહેવામાં આવ્યું છે તે વૈસ્ય તથા શૂદ્ર છે તેથી તેને પણ આ વાતથી પુષ્ટિ મળે છે. આ રોગ આવતા માઘ માસ સુધી નાબુદ થશે નહીં.

આ વિષે અહીંઆ આ બનાવ બની ગયા પછી વિશેષ લખી શકાતું નથી કેવળ ઉપર ઉપરની વાતોજ માત્ર જણાવી અમારા વાચકોને આ શાસ્ત્રની પ્રતિતી કરાવવા અર્થે એ વિષય ચર્ચ્યો છે. ગુણદોષ સર્વત્ર રહેલો છે તેમજ અમારા આ લેખમાં હશે તે સુજ્ઞ વાંચનારાઓ ક્ષમા કરશે.

**જ્યોતિષ તત્વશોધક.**

# ગ્રાહકોને સૂચના.

અત્રેના તેમજ વિદેશના કેટલાક પ્રખ્યાત જ્યોતિષીઓએ ફળાદેશ મફત કહેવાને કબુલેલું છે તેથી અમે અમારા પ્રત્યેક ગ્રાહકને તેનો જેમ બને તેમ છુટથી લાભ લેવાને વિનવીએ છીએ.

પ્રત્યેક મનુષ્યે આ સાથેના કાઉપનોમાં માગ્યા મુજબ વિગત ભરી તે આ માસિકના **"તંત્રી"** ના નામે અત્રે મોકલી આપવા ચુકવું નહીં. રાજ્યદ્વારિક, સાંસારિક, વૈદિક, કે સામાન્ય વિષયિક તેનો જેવો પ્રશ્ન હશે તે મથાળાં નીચે તેનો જવાબ તેનું કાઉપન અમને મળેથી પચીશ દિનની અંદર આપવામાં આવશે.

સમગ્ર ભાવી ફળ લગ્નાધીન છે ને કાળને આધીન લગ્ન છે માટે દરેક કાઉપન મોકલનારે જેમ બને તેમ સ્પષ્ટ કાળ મોકલવાની કાળજી રાખવી. હાલે કંઈ સૂર્યની છાયા કે નક્ષત્રના ઉદયપરથી કાળ નક્કી કરવાનું નથી. ઘરેઘર ઘડીઆળો જે મધ્યમ સૂર્યની મધ્યમ ચાલપર ગોઠવવામાં આવેલ છે, તે વપરાસમાં છે તો દરેકને ઘડીઆળના કલાક જણાવવા સુગમ પડશે. પરંતુ એ કલાક જણાવતી વેળા યાદ રાખવાનું કે જે જે ઘડીઆળ પરથી તે કલાકો જાણવામાં આવ્યા છે, તે ઘડીઆલ તે દેશના વ્યવહારિક વખતનું છે કે બીજા કોઈ દેશના વ્યવહારિક વખતનું છે તે તપાસ કરી જણાવવું. હાલમાં સામાન્યપણે કહીશું તો આખા કાઠીઆવાડમાં **મદ્રાસટાઇમ** વ્યવહારિક વખત તરિકે ગણવામાં આવે છે. એવે સ્થળેથી જણાવવામાં આવેલા કલાકો મદ્રાસટાઇમિના છે એવું ન જણાવવામાં આવે તો ગણિતમાં મોટો ફેર પડીજાય તેમ છે માટે વખત વિષેની અમારી આ સૂચના પ્રત્યેક ગ્રાહકે, તેમાં પણ વિશેષે કરી ફળાદેશ માટે કાઉપનો મોકલનારે ધ્યાનમાં રાખવાની છે.

કોઇપિણ લેખક તરફથી અમને જ્યોતિષ વિષય સંબંધી લેખ મળશે તો તે ઘણી ખુશીની સાથે અમે અમારા આ માસિકમાં છાપી પ્રગટ કરીશું. લેખ મોકલનારે કાગળની એક બાજુપર લખાણ કરવું ને છેવટ પોતાનાં નામની સહી કરી અમને મોકલવો. પરંતુ લેખકે યાદ રાખવું જે તેના લેખ માટે તે પોતેજ જોખમદાર રહેશે.

પત્રપ્રેરકોએ જવાબ મેળવવાની અભિલાષા હોય તો પત્રની સાથે અરધા આનાની પોષ્ટ ટીકીટ મોકલવી, અન્યથા જવાબ મોકલવામાં નહીં આવે. ટીકીટવિનાના સઘળા પત્રોના જવાબ માસિકદ્વારા આપવામાં આવશે.

## પત્રપ્રેરકને તંત્રી તરફના જવાબની નોંધ.

**ક-મા** પ્રશ્ન-સિંહસ્થ ગુરૂમાં વિવાહાદિ શુભ કાર્ય શામાટે કરવામાં નથી આવતાં, ક્યા દેશોમાં તે કરવાની છુટ છે ને ક્યા દેશમાં તે વિકલ્પે કરવાનું કહેવામાં આવ્યું છે, વિગેરે એ સંબંધની હકીકત મને લખી જણાવશોજી.

ઉત્તર-તમારા પ્રશ્નના જવાબમાં જણાવવાનું જે મજકુર વિષય વિષે અમારા માસિકના બીજા અંકમાં સવિસ્તર લખાણ આપવામાં આવશે તેપરથી તમારે તમારા પ્રશ્નોનું સમાધાન કરી લેવું.

**ગો+ખ**=પ્રશ્ન-હાલે જે ગાંઠીઆ તાવની મરકી ચાલે છે તે વિષે જ્યોતિષથી કંઈ સાહદત મળે છે કે કેમ તેનો ખુલાસો કરશોજી.

ઉત્તર-**મુંબઇમાં ગયા ભાદ્રપદ માસમાં ચાલેલો ગાંઠીઓ તાવ** એ મથાળાં તળે આજ અંકમાં એક લેખ આપવામાં આવ્યો છે તે વાંચી જોશો.

**ઉપનામ—"જ્યોતિષ."**

**પ્રશ્ન**—મારી જન્મકુંડલીમાં એવા કયા ગ્રહ છે જેથી મને જ્યોતિષવિદ્યા તથા મંત્રશાસ્ત્રતરફ વધારે પ્રેમ રહેછે?

**જવાબ**—મંગળ રાહુની સ્થિતિ ધ્યાનમાં લેતાં તમારાપર તેવી અસર થયેલી અમે માનીએ છીએ. બીજા ગ્રહની સ્થિતિ તમારાં તે વલણને પુષ્ટિકર્તા છે, પરંતુ તમારે યાદ રાખવું જે તમે તેના અભ્યાસમાં વધારે લાગ્યા રહેશો તો તેથી તમારી તનદુરસ્તી બગડ્યા વિના રહેશે નહીં.

**ઉપનામ—"ભાગ્યહીન."**

**પ્રશ્ન**—મેં એક ભાગીઆ સાથે વહાણ ચલાવવા માટે મારી સઘળી પુંજી રોકી દીધી છે; અને હાલ હું નાદાર સ્થિતિમાં આવી પડયો છું. મારો જન્મ સંવત ૧૯૧૪ વૈશાખ વદ ૦)) ને રોજ રાત્રિના બાર બજે થયોછે. અમે ધંધો પાછો ચાલુ કરી શકશું કે અમારે તે વિચાર મૂકી દેવો જોઈએ ?

**જવાબ**—તમારા ગ્રહ તપાસતાં તમારો આવતો વખત સારો જણાયછે, પરંતુ તમારી સાથે તમારા ભાગીઆનાં નશીબનો સંબંધ હોવાથી તેના જન્મગ્રહની સ્થિતિ જાણ્યાશિવાય તમારે શું કરવું તેનો ખુલાસો અમે આપી શકતા નથી.

ઉપનામ—"નોકરી."

**પ્રશ્ન**—સંવત ૧૯૨૫ વૈશાખ વદ ०)) ગુરુવાર ઘટી ૩૫।૫૨ સમયે મારો જન્મ થયોછે, હું કયા કામને લાયક છું?

**જવાબ**—તમે ધંધા માટે પૂછતા હો તો નોકરી; તેમાં પણ મેનેજર વિગેરેની ડ્યૂટીની નોકરી તમને ઠીક પડશે.

ઉપનામ—"તત્વેચ્છુ."

**પ્રશ્ન**—જ્યોતિષશાસ્ત્રથી એવો કોઈ દિવસ જાણી શકાયછે કે જે દિવસે સટો કર્યાથી બહુ દ્રવ્ય મળી શકે? જો તેમ હોય તો તે મહેરબાની કરી મારા જન્મગ્રહની સ્થિતિ તમે જાણોછો તેપરથી મને લખી મોકલશો.

**જવાબ**—કોઈ એવી ચીજ નથી કે જે જ્યોતિષશાસ્ત્રથી જાણી શકાતી નહોય; પરંતુ જ્યોતિષશાસ્ત્રનો તેવાં એકલપેટાઈનાં કામમાં ઉપયોગ કરવો અમે પસંદ કરતા નથી તેથી તે દિવસ કયા છે, તે તમને અમે જણાવી શકતા નથી. સટો એ એક જાતનો જુગાર છે ને તે એકલપેટાઈનો ધંધો છે એમ અમારૂં માનવું છે.

---

## સંવત્ ૧૯૫૩ ના કાર્તિકમાસનો વરતારો.

આ માસની શરૂઆતે સૂર્ય તુલા રાશિમાં, ચંદ્ર વૃશ્ચિકમાં, મંગળ મિથુનમાં, બુધ કન્યા રાશિમાં, ગુરુ સિંહ રાશિમાં, શુક્ર વૃશ્ચિકમાં ને શનિ તુલા રાશિમાં, અને ધન રાશિમાં રાહુ છે. ત્યારબાદ મંગળ ૨, શનિવારે વક્ર થાય છે, શુદ ૭ બુધવારને દિવસ શનિ વૃશ્ચિક રાશિમાં ને શુક્ર ધન રાશિમાં પ્રવેશ કરેછે, સૂર્ય શુક્લ ૧૦ શનિવારને દિવસ વૃશ્ચિક રાશિમાં, પ્રવેશ કરે છે, બીજા ગ્રહની સ્થિતિ દર્શ પર્યંત ફેરવાતી નથી તેથી એ માસમાં નીચે મુજબ બનાવો બનવાની આગાહી કરાય છે—

ઉપર મુજબ ગ્રહની સ્થિતિ ધ્યાનમાં લેતાં આ માસમાં એકાએક તોફાન વિગેરે થવા સંભવ છે માટે વહાણવટીઓએ સાવધાન રહેવું. આ માસમાં એવી જાતનો રોગચાળો ચાલશે કે જેથી નાનાં કુમળાં બાલકોનાં મૃત્યુ વિશેષ થશે. સામાન્યજન સુખાકારી પણ સારી રહેશે નહીં. ઉધરસ તાવ અને ક્યારેક કાલેરાના ઉપદ્રવો માસદર્મ્યાન થતા જોવામાં આવશે. ગરીબ મનુષ્યોને રોજીની ત્રાણ પડશે ને તેથી અનાજ મેળવવા ખાતર ઘણે ઠેકાણે ચોરી લુટ-

ફાટ વિગેરે ઉપદ્રવો થશે. રસકસાદિના ભાવમાં મોટો વધારો થાશે ને ગરીબ વર્ગ તેથી વધારે પીડાશે. સમજુ ગરીબ માણસોએ અનાજ સંગ્રહ કરવો ઉચિત છે.

તુલા રાશિમાંથી શનિ વૃશ્ચિક રાશિમાં આ માસમાં જશે તેથી કપાસનાં ભાવ જે પડેલા હશે તે ત્યારબાદ ઘટવા શરૂ થશે. આખા હિંદુસ્થાનમાં દુષ્કાળના ભયથી બેચેની ફેલાશે ને તેથી સત્તાવાળાઓ ગભરાટમાં પડશે. યુરોપ તરફ પણ પોલીટીકલ સર્કલોમાં ઘણીજ બેચેની રહેશે. તુરકીનો મામલો શાંત પડશે એવી આશા જણાશે.

મીલના ઉદ્યોગને કપાસનો ઓછો પાક તથા માલની ખપતી ઓછી હોવાથી આ માસમાં ધોકો લાગશે. જામીનગીરીના સઘળા કાગળોની બજાર લાસ જશે. સુતરની બજાર નરમ રહેશે.

રસકસોના ભાવમાં વિશેષ ફેરફાર થશે નહિ.

વૈદ્ય દાક્તરો ને બ્રાહ્મણો તથા ધર્મસંબંધી ક્રિયા કરાવનારોઆની રોજી સારી ચાલશે. પરંતુ મજુર વર્ગને રોજીની ત્રાણ રહેશે.

નાનાં રજવાડાઓપર મંડલીક રાજ્ય કર્તાની નજર કરડી થશે ને તેથી તેમને ભયસહીત રહેવું પડશે.

હિંદના મધ્યભાગમાં તેમજ વાયવ્ય ખૂણામાં દુષ્કાળ જણાશે. ને તે લોકો ઘણીજ બેચેની ભોગવશે. સત્તાવાળાઓએ ત્યાં ભવિષ્યમાં કંઈ ખરાબી ન થાય તે માટે સાવચેતીના ઉપાયો પહેલેથી રાખવા જરૂર છે.

દક્ષિણતરફ વિદ્વાન લોકોની હિલચાલો ગવર્નમેન્ટને શંકાશીળ જણાશે ને તેને દાબવાને તે ઉપયો યોજશે.

આ માસમાં જે વેપારીઓએ અનાજ સંચય કરી રાખેલો હશે તેમને સારી કમાણી થશે એમાં જરા પણ શંકા જેવું નથી.

મોતી, સોનું તથા જવાહીરના ભાવમાં ઘટાડો થશે. લોકોએ એની ખરીદી કરવામાંજ પોતાનું શ્રેય સમજવું.

પુસ્તકો બનાવનારા, વેંચનારા અને છાપનારાઓનો ધંધો સારો ચાલશે.

પૂર્વતરફના ચીન વિગેરે દેશોમાં હુલડો તથા બંડ વિગેરે થવાની ખબરો મળશે.

# ज्योतिषतत्त्वचिंतामणि.

## સિંહસ્થ ગુરૂ અને તે ત્યાજ્ય ગણવાનાં કારણ.

ગુરૂ જ્યાંલગણ સિંહ રાશિમાં રહેલ હોયછે, ત્યાંલગણ સિંહસ્થ ગુ-
રૂનાં નામથી ઓળખાય છે; અને જેટલો વખત તે તે રાશિમાં રહેછે, તેટલું
સિંહસ્થવર્ષ કહેવાય છે. આપણાં પૂર્વપ્રણીત સઘળા મુહૂર્ત વિષયના ગ્રંથમાં
સામાન્યતઃ વિવાહાદિ શુભ કાર્ય એ **સિંહસ્થ** ગુરૂના વર્ષમાં કરવાની મનાઈ.
લખેલી છે. અમુક કાર્ય અમુક પ્રસંગે ને અમુક વખતેજ કરવું અને અ-
મુક કાર્ય અમુક વખતપર્યંત ન કરવું એવો જે આદેશ આપણા પ્રાચીન
મુનિવરો કરી ગયા છે તે કેવળ, આપણા હિતાર્થમાટેજ કરવામાં આવેલ
છે એમ અમારૂં માનવું છે ને તેથી આ સિંહસ્થ ગુરૂ પણ કંઈ અનિષ્ટ ધ્યા-
નમાં લઈ શુભ કાર્યમાં ત્યાજ્ય ગણાયો હશે એમ અમે માનીશું.

ગ્રહણ વખતે નાહી ધોઈ દાન પુન કરવાં, ગડાંતમાં જે બાળકનો
જન્મ થયો હોય તેનું અમુક ઓષધીઓથી અભિસેચન કરી બાદ બાળકનું
મોં જોવું, વિવાહ અમુક માસ અને અમુક તિથીએ કરવો, ગ્રહ તથા વાસ્તુ-
પ્રતિષ્ઠાદિ પણ અમુક વખતે કરવાં, વિગેરે આપણને ભ્રમણામાં નાખી દે
તેવો જે આદેશ આપણના ત્રિકાળદર્શીઓ કરી ગયા છે તેમાં એટલું
તો અર્થગાંભીર્ય સમાયલું છે કે તે જો તેનાં મૂળતત્વોસહિત જાણવામાં
આવે તોજ તેની ખરી ખુબીથી વાકેફ થવાય. અન્યથા ઉપલક વિચાર-
નારને **શુકન મુહૂર્ત સાચાં નથી એ તો ભ્રમણા છે ભાઈજી**
જેવા લાગે.

શુભ કાર્ય કરવા માટે જેમ વૈધૃત, વ્યતિપાત, વિષ્ટિ, અમાંસ વિગેરે કુયોગો
ત્યાજ્ય ગણવામાં આવેલ છે તેમ સિંહસ્થ ગુરૂ જ્યાંલગણ સિંહ રાશિમાં
રહે ત્યાંલગણ નિંદ્ય ગણાયલો છે. ગુરૂ જ્યાંલગણ સિંહ રાશિમાં રહેલ
હોય ત્યાંલગણ વિવાહ, યજ્ઞોપવિત, વાસ્તુપ્રતિષ્ઠા, ગૃહારંભ, યજ્ઞયાગાદિ વિ-
ગેરે કશાં પણ શુભકાર્ય કરવાં નહિ. આ સંબંધમાં નીચેનાં શાસ્ત્રોક્ત વ-

ચનથી વાંચનારને સમજવું સુગમ પડશે એવું ધારી અમે તે આપીએ છીએઃ—

**सिंहे गुरौ सिंहलवे विवाहो नेष्टोऽथ गोदोत्तरतश्च यावत् ।**
**भागीरथीयाम्यतटं हि दोषो नान्यत्र देशे तपनेऽपि मेषे॥१॥**

મુહૂર્તચિંતામણિમાં કહ્યું છે કે-: જ્યારે સિંહના ગુરૂ હોય ત્યારે તેના સિંહના નવાંશપર્યંત વિવાહ (વિગેરે શુભકાર્ય) ગોદાવરીની ઉત્તર તથા ગંગાના દક્ષિણના દેશોમાં કરવા નહિ; કેમકે તે ત્યાં દોષયુક્ત ગણાયછે. બીજા દેશમાં તેમજ જ્યારે સૂર્ય મેષ રાશિ હોય ત્યારે એ દોષ ગણવામાં આવતો નથી; અર્થાત્ ત્યારે લગ્ન વિગેરે કાર્ય કરવામાં બાધ નથી. ॥ ૧ ॥

**मघादिपंचपादेषु गुरुः सर्वत्र निंदितः ।**
**गंगागोदान्तरं हित्वा शेषांघ्रिषु न दोषकृत् ॥ २ ॥**

મઘાદિ નક્ષત્રના પાંચ પાયામાં જ્યાંલગણ ગુરૂ રહેલ હોય ત્યાંલગણ સર્વત્ર નિંદ્ય ગણાય છે; પરંતુ બાકીના પાયામાં ગંગા અને ગોદાવરી વચ્ચેના દેશ શિવાયના દેશોમાં તે દોષ ગણાતો નથી. ॥ ૨ ॥

**मेषेर्के सन्व्रतोद्वाहौ गंगागोदान्तरेपि च ।**
**सर्वः सिंहगुरुर्वर्ज्यः कलिंगे गौडगुर्जरे ॥ ३ ॥**

ગંગા અને ગોદાવરીના મધ્યભાગના દેશોમાં પણ સિંહના ગુરૂમાં જ્યારે સૂર્ય મેષ રાશિમાં આવેલ હોય ત્યારે યજ્ઞોપવીત તથા વિવાહ કરવા; પરંતુ કલિંગ, ગૌડ અને ગુર્જર દેશમાં આખો સિંહસ્થ ગુરૂ વર્જ્ય ગણવો. ॥૩॥

**ज्योतिर्निबंधे कालनिर्णये च ॥**

**शांतिकं पौष्टिकं यात्रा प्रतिष्ठोद्वाहपूर्वकं ।**
**न कुर्यात्सर्वमांगल्यं सिंहस्थे च बृहस्पतौ ॥ ४ ॥**

શાંતિક અને પૌષ્ટિક કર્મ, યાત્રા, પતિષ્ઠા, અને લગ્નાદિ સંસ્કારો તથા અન્ય માંગલ્ય વિધિ સિંહ રાશિમાં જ્યારે ગુરૂ રહેલ હોય ત્યારે કરવા નહીં.॥૪॥

**भगवता मांडव्येनोक्तम् ॥**

**इष्टापूर्तं च चौलादिसंस्कारान् वास्तुकर्म च ।**
**अन्यानि शुभकर्माणि व्रतोद्वाहमुखानि च ॥ ५ ॥**

रविक्षेत्रं तु पैत्रर्क्षं गुरुक्षेत्रं च रेवती ।
मिथः क्षेत्रगतौ तौ च नश्येतां किल मंगलम् ॥ ६ ॥
गोदावर्युत्तरे तीरे भागीरथ्याश्च दक्षिणे ।
विवाहादि न कुर्वीत सिंहसंस्थे बृहस्पतौ ॥ ७ ॥

ઈષ્ટાપૂર્ત, ચૌલાદિ સંસ્કાર, વાસ્તુકર્મ, બીજાં મંગલ કાર્યો અને વૃત્તબંધન તથા વિવાહાદિ કર્મો જ્યારે સૂર્ય અને ગુરૂ પરસ્પરનાં નક્ષત્રમાં ગયેલા હોય ત્યારે કરવાં નહિ. સૂર્યનું નક્ષત્ર મઘા છે અને ગુરૂનું નક્ષત્ર રેવતી છે. ગોદાવરીના ઉત્તર અને ગંગાના દક્ષિણ ભાગમાં ગુરૂ સિંહરાશિમાં હોય ત્યાંલગણ વિવાહ કરવો નહિ. ॥ ૫ ॥ ૬ ॥ ૭ ॥

**शौनकीयपटले–**

वरलोभातिकालाभ्यां दुर्भिक्षाद्देशविप्लवात् ।
विवाहो दक्षिणे तीरे गौतम्याः सिंहगे गुरौ ॥ ८ ॥

વખત વીત્યાબાદ વર ન મલી શકતો હોય વા અતિકાલ થતો હોય, દેશમાં દુર્ભિક્ષ પડયો હોય, અથવા તો દેશમાં રેલ આવી હોય તો ગોદાવરીના દક્ષિણતીર તરફ રહેનારા લોકોને સિંહસ્થ ગુરૂમાં લગ્ન કરવાનો બાધ નથી એમ **સૌનક** પટલમાં કહેલું છે. ॥ ૮ ॥

**वसिष्ठः**–सिंहे गुरौ सिंहनवांशकोर्ध्वं गोदावरीदक्षिणकूलजातैः
उद्वाहकालात्ययदोषभीतैः कार्यो विवाहो च्यवनो ब्रवीति ॥९॥

વશિષ્ઠ કહેછે કેઃ—સિંહના ગુરૂનો સિંહ નવાંશ જાય પછી વિવાહ મુલતવી રાખવાથી ભય રહેતો હોય તો **ચ્યવન** ૠષિના કહેવા પ્રમાણે ગોદાવરીના દક્ષિણ તરફ વસનાર લોકોએ વિવાહ કરવા. ॥ ૯ ॥

सिंहस्थे गुरौ कर्तव्यान्याह ॥

**भृगुः**–सीमंतजातकादीनि प्राशनांतानि च क्रमात् ।
कर्तव्यानि न दोषोऽस्ति पंचाननगते गुरौ ॥ १० ॥

ભૃગુ ૠષિ કહેછે કેઃ—સીમંત, જાતક, અન્નપ્રાસન વિગેરે કાર્ય ગુરૂ સિંહ રાશિમાં ગયેલ હોય છતાં પણ કરવામાં દોષ નથી. ॥ ૧૦ ॥

**कल्पतरौ**—नष्टे शुक्रेऽथवा जीवे सिंहस्थे वा बृहस्पतौ ।
कुर्याद्यत्र स्वदेवार्चा प्रत्यब्दं कुलधर्मतः ॥ ११ ॥

કલ્પતરૂ નામના ગ્રંથમાં એવું લખવામાં આવ્યું છે કે ગુરૂ અથવા શુક્ર અસ્ત થયા હોય વા સિંહ રાશિમાં ગુરૂ રહેલ હોય ત્યારે પણ પ્રત્યેક વર્ષે જે દેવપૂજા કુલ ધર્મપ્રમાણે કરવામાં આવતી હોય તે કરવી. ॥ ૧૧ ॥

वर्ज्यदेशेऽपि संकटे प्रवृत्तिमाह ॥

**वृद्धगर्गः**—वृत्रशत्रुसचिवेऽपि सिंहगे मेषगे च तपने करग्रहं ।
या लभेत भवतीह सावला सौख्यमेति सुभगत्वमक्षयम् ॥१२॥

જ્યાં સિંહસ્થ ગુરૂ સદન્તર વર્જ્ય ગણ્યો છે ત્યાં કાર્ય પ્રવૃત્તિ કહેછે.

**વૃદ્ધગર્ગ** કહેછે કેઃ—ગુરૂ સિંહ રાશિમાં રહેલ હોય ત્યારે પણ સૂર્ય જ્યારે મેષના થાય તે વખતમાં કરગ્રહ કરવો. એ વેળા પરણનાર સ્ત્રી સુખી થાયછે ને અક્ષય સૌભાગ્યપણાને પામે છે. ॥ ૧૨ ॥

सिंहस्थे देवगुरौ मेषस्थो भवेद्यदि सहस्रांशुः ।
मंगलकार्यं कुर्यादिति नारदपराशरौ वदतः ॥ १३ ॥

**નારદ** અને **પરાશર** કહેછે કેઃ— ગુરૂ સિંહ રાશિમાં હોય અને મેષ રાશિમાં સૂર્ય હોય તો મંગલ કાર્ય કરવાં. ॥ ૧૩ ॥

**शौनकः**—मेषस्थे दिवसकरे सिंहस्थे वज्रपाणिसचिवे च ।
यस्याः परिणयनमसौ साध्वी सुखसंपदोपेता ॥ १४ ॥

**શૌનકઋષી** કહેછે કેઃ—મેષ રાશિમાં સૂર્ય હોય અને સિંહ રાશિમાં બૃહસ્પતિ હોય ત્યારે જે સ્ત્રીનો વિવાહ થાય તે સાધ્વી, સુખી અને ધનવાન થાયછે. ॥ ૧૪ ॥

**कारिकानिबंधे**—

अतीव दुष्टे सुरराजपूज्ये सिंहस्थिते वा द्विजपुंगवानां ।
व्रतस्य बंधः खलु मासि चैत्रे कृतश्चिरायुः सुखसंपदे स्यात् १५

કારિકા નિબંધમાં કહેલ છે કેઃ—ગુરૂ અતી નિંદ્ય થયેલ હોય વા સિં-

હરાશિમાં રહેલ હોય ત્યારે પણ ચૈત્રમાસમાં બ્રાહ્મણાદિનાં ઉપવીત કર્મ કરવાં; એ કરનારને લાંબી આયુઃ સુખ ને સંપદ્ મળેછે. ॥ ૧૫ ॥

સિંહસ્થ ગુરૂમાં વર્જ્યાવર્જ્ય કાર્યસંબધમાં નીચેના ચાર પ્રશ્નો ઉઠે છે.

૧, સામાન્યતઃ ગુરૂ જ્યાં લગણુ સિંહ રાશિમાં રહે ત્યાંલગણ કથિત લગ્નાદિ શુભકાર્ય કોઈએ કરવાં કે નહિ?

૨, સિંહ રાશિના ૧૬–૪૦ અંશ વીત્યાબાદ કાર્યકરવામાં દોષ નથી શું?

૩, દેશપરત્વે ગુરૂ વર્જ્ય છે કે નથી?

૪, કન્યાકાળ જતો હોય વા કોઈ ભયંકર આફત લગ્ન વા શુભ કાર્ય મુલતવી રાખ્યાથી પડવાની ધાસ્તી હોય તો તે કરવામાં દોષ નથી શું?

એ પ્રશ્નોના ખુલાસા માટે ઉપરના લેખપરથી પરિહાર કરતાં અમે નીચેના ઠરાવપર આવીએ છીએ.

૧, ધન, ધાન્ય, પશુ અને પુત્રની ઇચ્છા ધરાવનારે પોતે સિંહસ્થ ગુરૂ જ્યાં વર્જ્ય ગણવામાં આવતો હોય ત્યાં જો રહેતો હોય તો કલ્પાંતે પણ જે કાર્ય સિંહસ્થ ગુરૂમાં કરવાની મનાઈ લખી છે તે કરવાં નહિ.

૨, કોઈપણ પ્રકારે કાર્ય કર્યાવિના ચાલે તેમ નહોય તો સિંહસ્થ ગુરૂના સોળ અંશ અને ૪૦ ચાલીશ કલા ગયા બાદ શુભકાર્ય કરવામાં દોષજેવું નથી.

૩, જે દેશમાં ગુરૂ નિંદ્ય ગણાતો નથી ત્યાં જઈ ઉક્ત કાર્ય કરવામાં દોષ નથી, તેમ અનિંદ્ય સ્થળોમાં રહેનારાઓને તે દોષ લાગુ પડતો નથી.

૪, કન્યાકાળ જતો હોય, રાજ તરફથી ફરજીઆત કોઈપણ કામ કરવું પડતું હોય વા તેવાં કામ રોકવામાં આવ્યાથી ભવિષ્યમાં મોટા ભયની આગાહી મળતી હોય તો તે કાર્યેચ્છુને સિંહસ્થ ગુરૂનો દોષ નડતો નથી.

સિંહ રાશિએ એવો શો દોષ કર્યો છે કે કોઈપણ રાશિયુક્ત ગુરૂ કોઈપણ શુભાશુભ કામમાં નિંદ્ય નહિ ગણાયો ને તેમાં ગણવામાં આવ્યો, એ પ્રશ્ન સાધારણરીતે દરેક સામાન્ય સમજ ધરાવનારને પણ ઉઠયાવિના રહેશે નહિ. તે સાથે એવો પણ તર્ક ઉઠશે કે આખી પૃથ્વીમાં સિંહસ્થ ગુરૂ દોષયુક્ત નથી ગણાતો અને આ ભારત વર્ષના અમુક ભાગે તેનું શું બગાડયું છે કે તેમાં તેની તેવી સ્થિતિથી કંઈપણ શુભકાર્ય કરવાની મનાઈ કરવામાં આ-

વી છે. આવા કુતર્ક સામાન્યરીતે દરેકને આવેછે ને તેમનું જ્યાંલગણ સમાધાન થતું નથી ત્યાંલગણ તેવા કુતર્ક કરનારાઓને આ જ્યોતિષશાસ્ત્રની હાંસી કરવાનું કારણ મળતું બંધ થતું નથી. મમતા રહીત આપણના પ્રાચીન દૈવવિદ્ દેવર્ષિઓ જે કંઈ કહી ગયા છે તે યથાર્થ છે એમ અમારૂં માનવું છે ને તે અમે આસ્તે આસ્તે દાખલા દલિલોથી સિદ્ધ કરી આપશું, ભવિષ્યમાં શું બનવાનું છે તે ગ્રહગતિથી નક્કી કરી શકાય છે, તેમ ત્રિકાળજ્ઞ તેવિના પણ નકી કરી શકેછે. અમુક ગ્રહની અમુક સ્થિતિ જે વેળા થશે ત્યારે અમુક પ્રકારના ફેરફાર આ ફાની દુનિઆપર થશે એવું તેઓ અગાઉથી જાણતા હોવાથી **સિંહસ્થ ગુરૂ** વર્જ્ય કરવામાં કાં તેમનો તેવો હારદ નહિ હોય.

અમુક કાર્ય કરશો તો અમુક આફતમાં તમે આવી પડશો એવું ખુલ્લે ખુલું કહેવામાં આવેલ હોત તો કોઈને પણ તર્ક વિતર્ક કરવાનું કારણ રહેત નહિ; પરંતુ આપણના પ્રાચીન મુનિવરોએ દરેક કાર્યને ધર્મની સાથે ગુંચવી નાખી, લોકના ઐહિક તથા પારલોકિકનો વિચાર કરી અમુક વખતે અમુક કરવું એવું સામાન્યતઃ કહેલું છે ને કયાં પણ કોઈ પણ આદેશનો ખુલાસો આપેલ છે નહિ. આપણના ધર્મીષ્ઠ વિદ્વજ્જનને તે ખુલાસો પૂછશું તો તેઓના તરફથી એટલોજ પ્રત્યુત્તર મળશે કે ઋષિવાકય પ્રમાણ છે ને તેમાં શંકા લાવવાની જરૂર નથી. મંદ બુદ્ધિવાળા ધર્મનિષ્ઠ લોકો આ ખુલાસાથી સંતુષ્ટ થશે; પણ તત્વેચ્છુઓને તેથી સંતોષ મળવો દુર્લભ છે. તેથી સિંહસ્થ ગુરૂ શા માટે વર્જ્ય ગણવામાં આવેલ છે તેનાં કારણ પુરાવા સહિત અમે નીચે પ્રમાણે આપીએ છીએ:—

પ્રશ્ન ૧ સિંહસ્થ ગુરૂ શુભ કાર્યમાં શા-માટે વર્જ્ય ગણાય છે?

લગ્નાદિ દરેક કામ આપણે પશુ, પુત્ર, સુખ અને યશને માટે કરીએ છિએ ને તેને અંગે જે કર્મ કરવામાં આવેછે તેથી આપણું ઐહિક તથા પારલોકિક સુધરે છે. વિવાહ કેવળ સૃષ્ટિ વધારવાની ઇચ્છાથી કરવામાં આવેછે, અમુક યોગમાં વિવાહ કરવામાં આવે તો વિવાહકર્તાને સંતતિ તરફનો અમુક રીતિનો લાભ મળે, એવું આપણના પ્રાચીન જ્યોતિષકો સારી રીતે સમજતા હતા ને તે વાત ધ્યાનમાં લઈ કેવા યોગમાં લગ્ન કરવાથી સંતતિસુખ, જ્ઞાન તથા યશ મનુષ્યને પ્રાપ્ત થાય તેવા યોગો પોતપોતાના ગ્રંથોમાં લખી ગયા છે; ને તેની સાથે જે યોગમાં વિવાહાદિ કર્મ કરવાથી આપણને અ-

નિષ્ટ ફળ મળવાનું હોય તેવા યોગ પણ જણાવ્યા છે ને તેવા યોગમાં શુભકાર્ય કરવાની સાફ મના લખી છે. એજ પ્રમાણે સિંહ રાશિમાં જ્યારે ગુરૂ પ્રવેશ કરેછે ત્યારે તેના તે રાશિમાં રહેવાથી તેની ભક્તિવાળા મનુષ્યોને અનિષ્ટ ફળ ભોગવવાનું હોવાથી તે ગુરૂમાં તે લોકોએ કંઈ પણ શુભકાર્ય ન કરવાં એવું કહેવામાં આવ્યું છે. જાતક ફલાદેશમાં પુત્ર, જ્ઞાન અને સુખનો કારક ગુરૂ ગણવામાં આવ્યો છે, ને લગ્નથી પાંચમી તથા કારકથી પાંચમી રાશિને પુત્રરાશિ તરિકે ગણવાનું કહેલ છે.

લગ્નથી પાંચમી રાશિ કે ગુરૂથી પાંચમી ધન રાશિ આવેલ હોય ત્યારે સાધારણ રીતે ધનુર્યક્ષ યોગ થયો મનાય છે ને તેનું એવું ફળ છે કે તેવી રીતે જેને પાંચમે ધન રાશિ આવેલ હોય તે માણસને સંતતિ તરફનું સુખ રહેતું નથી. જે યોગમાં વિવાહાદિ કાર્ય કરવાથી જે અર્થે તે કરવામાં આવતાં હોય તેનોજ નાશ થતો જણાય તેવા યોગમાં તે કરવાની કોણ સલાહ આપશે? કોઈ નહિ.

जीवाच्चंद्रमसोविलग्नभवनात्पुत्रप्रदं पञ्चमम् ॥ पारिजातके ॥

ગુરૂ, લગ્ન અને ચંદ્રથી પાંચમો ભાવ પુત્રપ્રદ ભાવ કહેવાય છે.

એ શિવાય બીજું કારણ અતિઆશ્ચર્યજનક છે. જ્યારે સિંહમાં ગુરૂ આવેછે ત્યારે તે ગુરૂનો જ્યાં જ્યાં અમલ હોય છે ત્યાં ત્યાં દુર્ભિક્ષ પડવા વધારે સંભવ રહેછે. દુર્ભિક્ષ વખતે લગ્નાદિ કાર્ય કરવાથી લોકોને ત્રાસ લાગે તે માટે દુરંદેશ મુનિવરોએ તે વાત ધ્યાનમાં લઈ તેવા ખરચનું કામ તેવા પ્રસંગે નહિ કરવાનું ફરમાન કર્યું છે, ને તે ફરમાન ધર્મરૂપ હોવાથી આપણે ડરને માર્યા સઘળા અક્ષરઃ માનીએ છીએ. ગુરૂ જ્યારે સિંહ રાશિમાં આવેછે ત્યારે બીજા ગ્રહના સમાગમથી નીચે પ્રમાણે ફળ થાયછેઃ—

મેષ અને વૃશ્ચિકના અંત્યભાગમાં અને વૃષભ અને સિંહના મધ્યભાગમાંથી જ્યાંલગણ ગુરૂ અને શનિનું ચાલવું થતું હોય ત્યાંલગણ દુકાળ રહેછે.[1]

સૂર્ય જ્યારે વૃષભ, મિથુન, વૃશ્ચિક અને સિંહ રાશિમાંની કોઈ પાપ

૧ આ બન્ને વચન કોઈ અન્ય ગ્રંથનાં છે ને તે વારાહીના અંગ્રેજી ભાષાન્તરની ટીકામાં ટીકાકારને ઉપયોગી જણાયાથી લીધેલ જણાય છે. મૂલ શ્લોકની ગેરહાજરીને લીધે તે કયા ગ્રંથનાં હશે તે અમે અત્ર જણાવી શકતા નથી. પરંતુ વસ્તુતાત્પર્યપરજ અમે વાંચનારનું ધ્યાન ખેંચીએ છીએ.

રાશિમાંથી પસાર થતો હોય ત્યારે ગુરૂ અથવા મંગળ તેને આવી મળે તો મનુષ્યને દુકાળનાં દુઃખ ખમવાં પડેછે અને મરણ સંખ્યા એવડી તો મોટી થાયછે કે ગામ તથા ગામડાંઓના રસ્તા ઉપરથી પિશાચો મુડદાંને પોતાના મોંમાં લઈ જતાં જોવામાં આવેછે.

જ્યારે ગુરૂ સિંહમાં આવેછે ત્યારે વર્ષના કોઈ પણ ભાગમાં સૂર્યસાથે તેનો સમાગમ થાયછે ને તેને લીધે તે વર્ષમાં દુકાળની ધાસ્તી સામાન્ય રીતે રાખી શકાય છે.

લગ્નાદિ શુભ કાર્ય અમુક દેશમાંજ કરવાં નહિ ને તે અમુક કોમેજ નહિ કરવાં તેનું કારણ શું?

દુનિઆની સઘળી વસ્તુઓ, મનુષ્યને પ્રાણીમાત્રપર ગ્રહ અમલ ચલાવે છે; તેમાં પણ દરેકની અસર તળે જુદી જુદી વસ્તુઓ, જુદા જુદા દેશો અને જુદી જુદી કોમનાં મનુષ્ય મૂકવામાં આવ્યાં છે. તેજ પ્રમાણે આ ગુરૂની સત્તા તળે જે જે દેશ આવેલ છે તે તે દેશમાં સિંહસ્થ ગુરૂ વર્જ્ય ગણાવેલ છે. પોતાના દેશ તથા પોતાની સત્તા તળેનાં મનુષ્ય અને વસ્તુઓ શિવાય કોઈનાપર પોતાની સત્તા ન હોવાથી તેવો ગુરૂ તે બાળતમાં નિંધ ગણાતો નથી. ગુરૂની સત્તા નીચેના શ્લોકમાં જણાવેલ ચીજપર છે.

सिन्धुनदपूर्वभागो मथुरापश्चार्द्धसौवीराः ।
स्रुघ्नौदीच्यविपाशासरिच्छतद्रूरमठशाल्वाः ॥ २० ॥
त्रैगर्तपौरवाम्बष्ठपारता वाटधानयौधेयाः ।
सारस्वतार्जुनायनमत्स्यार्द्धग्रामराष्ट्राणि ॥ २१ ॥
हस्त्यश्वपुरोहितभूपमंत्रिमांगल्यपौष्टिकासक्ताः ।
कारुण्यसत्यशौचव्रतविद्यादानधर्मयुताः ॥ २२ ॥
पौरमहाधनशब्दार्थवेदविदुषोभिचारनीतिज्ञाः ।
मनुजेश्वरोपकरणं छत्रध्वजचामराद्यं च ॥ २३ ॥
शैलेयकुष्ठमांसीतगररससैन्धवानि वल्लीजम् ।
मधुररसमधूच्छिष्टानि चोरकश्चेति जीवस्य ॥ २४ ॥ बृह. सं.

સિંધુનદિનો પૂર્વભાગ, મથુરાંનો પશ્ચિમ તરફનો અર્ધ ભાગ, ભરત લોક, સૌવીર લોકો, શુઘ્રદેશ, ઉત્તર તરફ વસનારા લોક, બીઆસનદી, શ-

તદ્રૂનદી, રમઠલોક, શાલ્વલોકો, ત્રિગર્તનાં રહેનાર લોકો, પૌરવો, અંબષ્ટો, પારતો, વાટધાનો, યૌધેય, સારસ્વતો, અર્જુનાયનો મત્સ્યનિવાસી લોકો તથા તેનાં ગામ, હાથી, ઘોડા, રાજગોર, રાજપ્રધાન, વિવાહ ઉપનયનાદિ કર્મ કરનારાઓ, દયાવાળા લોકો, સત્યવાદી જનો, પારકાં ધનની આશા નહિ રાખનાર લોકો, તપસ્વીઓ, વિદ્વાન્, દાની, ધર્મી, અને પુરમાં રહેનાર મનુષ્યો, ધનાઢય મનુષ્યો, વૈયાકરણો, પંડિતો, વેદજ્ઞો, અભિચાર જાણવાવાળા, નીતિશાસ્ત્રને જાણવાવાળા લોકો, રાજાનાં ઉપકરણો, છત્ર ચામર વિગેરે, ધ્વજા, ચામરાદિ વસ્તુઓ, શૈલેય, કુષ્ટ, માંસી, તગર, રસ (પારો), સિંધવ, મગ આદિ વેલામાંથી ઉત્પન્ન થતું ધાન્ય, મધુરાદિ રસો, મીણ અને સુગંધ દ્રવ્ય એ સઘળાં ગુરૂનાં છે; અર્થાત્ એ સઘળાં ઉપર ગુરૂ સત્તા ચલાવે છે.

ગુરૂની જે દેશપર સત્તા હોવાનું જણાવ્યું છે તે દેશ સામાન્યતઃ ગંગાનદિની દક્ષિણ તરફ અને ગોદાવરીની ઉત્તર તરફ આવી જાયછે તેથી સામાન્યરીતે તેની વચ્ચેના મુલકમાં વિવાહ વિગેરે સિંહસ્થ ગુરૂમાં ન કરવા એવું કહ્યું છે. આ શ્લોકથી આપણને વધારે એ સાહદત મળેછે કે ગુરૂ વિવાહ ઉપનયનાદિ કર્મ કરવામાં આસક્ત રહેનારાઓપર પોતાની સત્તા ચલાવે છે; તેથી જે કોઈ તે સંસ્કાર કરતો હોય અર્થાત્ શાસ્ત્ર નીયમસર વિવાહ ઉપનયાદિ કર્મ કરતો હોય છે તેનાપર ગુરૂની અસર રહેછે; ને તે માટે સામાન્ય હિંદુ કોમને તે તે રસ્તે ચાલતી હોવાથી સિંહસ્થ ગુરૂ વર્જ્ય કરાવ્યો છે.

સિંહસ્થ ગુરૂના અંશ૧૬૩ લઙ ૪૦ ગયા બાદ તેનો દોષ શામાટે ઓછો ગણવામાં આવેછે. ?

જ્યારે ગુરૂ સિંહરાશિમાં હોયછે ત્યારે તેની આદ્ય રાશિ સિંહ હોવાથી તેનો નવાંશ મેષથી શરૂ થાયછે. એક રાશિના નવ નવાંશ થાયછે એ આપણે જાણીએ છીએ. ૧૬-૪૦ અંશાદિમાં એ હિસાબે પાંચ નવાંશ આવી જાયછે. ગુરૂ પુત્રકારક છે ને પુત્ર સુખાર્થે લગ્ન ક્રિયા કરવાનો મૂલ હેતુ હોવાથી આપણે અગાઉ કહ્યું તેમ ત્યાજ્ય ગણાયો છે; પરંતુ કારક પર ધ્યાન આપીશું તો તેના નવાંશના તેટલા અંશ વીત્યાબાદ એટલે ગુરૂનો સિંહનવાંશ વીત્યાબાદ તેના નવાંશથી પાંચમી રાશીમાં ધનરાશિ આવશે નહીં તેથી વિચારવાન મુનિવરોએ તેનો તેટલો કાળ વીત્યાબાદ તે દોષ પ્રબળ ગણ્યો નથી ને લોક સ્થિતિ તથા રહેણી કરણી ધ્યાનમાં લઈ ગુરૂના તેટલા અંશ વીત્યાબાદ લગ્નાદિ કાર્ય કરવાની છૂટ મૂકી છે. આ છૂટ બનતાં સૂધી ન લેવી એવો અમારો મત છે.

---

૨

# માર્ગશીર્ષ માસનો વરતારો.

આ માસની શરૂઆતે ગ્રહસ્થિતિ નીચે આપેલ કુંડલી પ્રમાણે છે તે પરથી માસ દર્મ્યાન નીચે જણાવેલા સામાન્ય ફેરફારની આગાહી કરી શકાય.

આ પછી માસ દર્મ્યાન શુદ ૨ રવિવારે શુક્ર મકર રાશિનો થાયછે, શુદ ૩ સોમવારે બુધ ધન રાશિનો થાયછે, શુદ ૯ રવિવારને દિવસ સૂર્ય મૂળ નક્ષત્ર અને ધન રાશિમાં પ્રવેશ કરેછે, વદી ૧૨ ગુરૂવારને રોજ શુક્ર કુંભ રાશિમાં દાખલ થાયછે અને વદી ૭ શનીવારે બુધ મકર રાશિમાં પ્રવેશ કરેછે. અન્યગ્રહની રાશિમાં કશો ફેર-ફાર થતો નથી,




આ માસના બે દિવસ ગયા બાદ આગલના માસની રોગાદિ બાધામાં ઘટાડો થતો જોવામાં આવશે ને આશરે પંદરેક દિન વીત્યાબાદ વિશેષ શાંતિ જણાશે; પરંતુ એકંદર રોગ સમૂલગો નાશ થશે નહિ.

વૃશ્ચિકમાં સૂર્ય અને શનિ સાથે મળેછે તેથી તેમની તે સ્થિતિ પર્યંત પ્રાણી માત્ર બેચેની ભોગવશે ને અતિભયથી વરતશે, દુષ્કાલ વિગેરે કારણથી લોકોમાં ભૂખમરો પ્રસરશે અને લુટફાટ ચોરી ખુનામરકી વિગેરેના ઉપદ્રવો વધશે.

ગુરૂ દશમા ભાવમાં પડેલ હોવાથી રાજ્યકર્તાઓ ભૂખમરાથી પોતાની પ્રજાનું પાલન કરવામાટે પોતાથી બનતું કરશે, પરંતુ લોકો તેથી સંતોષ પામશે નહિ અને બખેડા કરવાનું જારી રાખશે.

મંગલ છઠ્ઠા ભાવનો તથા લગ્નનો સ્વામી થઈ આઠમા ભાવમાં પડેલ છે અને ત્યાર બાદ પાછો વક્રી થઈ વૃષભ રાશિમાં પ્રવેશ કરેછે તેથી મનુષ્યો રોગથી પીડાશે એવું જણાય છે.

રાજ્યકર્તાઓ અને પ્રજાવર્ગના આગેવાનોમાં પુષ્કળ મતભેદ પડશે ને તેથી ભવિષ્યની ચિંતામાં વધારો થશે.

આ માસમાં રૂતની બજારમાં શરૂઆતે જરા જીવન આવશે પણ વધારે વખત તે ટકશે નહીં કેમકે જીવન લાવનાર ગ્રહ મંગળ પાછો વક્રી થઈ જશે

ને તેને લીધે બજાર એકવાર વધી પાછી ઘટવા લાગશે, માલનો ઉઠાવ ઓછો થશે.

આ માસમાં બુધ પાપ સંબંધવાળો થવાથી લેતી દેતી ઘણા સંકોચથી થશે, કેટલીક નાંણાં ધીરધાર કરનારી આસામીઓ નાદાર થશે ને તેથી લોકોની ચિંતામાં વધારો થશે. નાણાં ભીડ શખ્ત ચાલશે ને તેને લીધે વ્યાજ વટાવના દરમાં મોટો વધારો થશે. આ માસમાં તે કારણથી વિલાયતની હુંડીમાં પણ વધારો થાય એવું જણાયછે. જામીનગીરીના કાગળોના ભાવમાં તે કારણથી ઘટારો થશે.

અનાજ રસ, કસ, અને ખોરાકીની સઘળી વસ્તુની બજાર ટકેલી રહેશે; પરંતુ જે દુષ્કાળનો ભય ગયા માસમાં ચાલેલ હશે તેમાં ઘટારો થશે ને લોકોને જરા સધ્યારો મળશે.

કાપડ, સુતરની બજાર નરમ રહેશે, માલનો ઉઠાવ પુરતા જથામાં થશે નહીં; મીલવાળાઓની તેથી માલની શીલક વધતી જશે ને તેથી કમાણી કરવા જેવું થોડું રહેશે. મીલના શેરોના ભાવ તે કારણથી વધારે ગગડવા સંભવ છે.

ઉનની બજાર સારી રહેશે. ગરમ કપડાં તથા મેંઢાના વાળમાંથી બનાવવામાં આવતા દરેક જાતના માલના ભાવમાં સારો વધારો થશે.

સોનું, મોતી અને જવાહીરની બજાર આ માસમાં નરમ રહેશે. વેચવાવાળા કરતાં લેનારની સંખ્યા બહુજ થોડી જણાશે.

અફીણ તથા કેફી ચીજના ભાવોમાં મોટો ઘટારો થશે.

મંગળ વૃષભરાશિમાં પાછો પ્રવેશ થતો હોવાથી તુર્કીની શાંત પડેલી ગડબડ પાછી ઉઠવા સંભવ છે. યુરોપમાં તે કારણ બહૂજ બેચેની ફેલાશે.

અળશી, સરસીની બજાર નરમ રહેશે; પણ તેના ભાવમાં જાણવા જોગ વિશેષ ફેરફાર થશે નહિ.

ઘઉંની બજાર મજબૂત રહેશે; પરંતુ તેનો ઉઠાવ મોટો થશે.

હિંદુસ્થાનના મધ્યભાગ, માળવા, ગંગાનો દક્ષિણ કિનારો તથા દોઆબના મુલકમાં દુષ્કાલ ને બેચેની વધારે રહેશે ને ત્યાં સત્તાવાળાઓ દુકાળને પહોંચી વળવા માટે બનતું કરશે.

કચ્છ, ગોદાવરીના દક્ષિણ કિનારા તરફના છેક દક્ષિણ તરફના દેશો ને ગંગાનો ઉત્તર ભાગ વિગેરે પ્રદેશોમાં અનાજની પેદાસી સારી થશે; ત્યાં દુ-

કાળ પડશે નહીં; પરંતુ આખા હિંદુસ્થાનના દુષ્કાળની અસરથી તે દેશો મોકળા રહેશે નહીં.

મંગલ આઠમે પડેલો હોવાથી આગના ઉપદ્રવો વધારે થવા સંભવ છે.

## પત્ર પ્રેરકોને તંત્રીતરફના જવાબ.

**શોધક પટેલ**—તમને આટલી બધી ઉત્સુકતા છે તો અમે તમારી માગણીનો અનાદર કરીશું નહિ. ક્રમવાર તમારા પત્રનો જવાબ આપવામાં આવશે માટે નિશ્ચિત રહેશો.

**ગોરધનદાસ**—અમે ઘણાજ દિલગીર છીએ કે લવાજમની ગેરહાજરીને લીધે આપના પ્રશ્નનો ઉત્તર અમે લખી શકતા નથી. હેન્ડબીલની અંદરની લવાજમ સંબંધની વીગત આપે વાંચી હશે કે તે અગાઉથી મોકલનારનેજ આ લાભ મળે છે.

**જ્યોતિષતત્વેચ્છુ પ્રશ્ન**—જ્યોતિષ ફળદર્પણમાં મહારાણી શ્રીકેશરેહિંદ, એમ્પ્રેસ ઑફ ઈન્ડીઆની જે જન્મકુંડલી આપવામાં આવી છે તે ખરી છે કે કેમ?

**જવાબ**—જ્યોતિષ ફળદર્પણની પહેલી આવૃત્તિમાં તે કુંડલી જોવામાં આવેછે પરંતુ બીજી આવૃત્તિમાં તે દાખલ કરવામાં નથી આવી. મહારાણી શ્રીનો જન્મ સને ૧૮૧૯ ના મે માસની ૨૪ મી ને દીવસ ૪-૪ મિનિટે થયો છે; એ વખતની ગ્રહ કુંડલી તૈયાર કરતાં એ જ્યોતિષ ફળદર્પણમાં આપવામાં આવેલ કુંડલી **ગપાષ્ટકી** ગોળા જેવી છે; કેમકે મેની ૨૪ ને રોજ સૂર્ય કલ્પાન્તે પણ મેષ રાશિમાં આવે નહિ અને કલાક ૪ ને મીનીટ ૪ વખતે કુંભલગ્ન ક્યારે પણ આવે નહિ.

**હિતેચ્છુ**—પ્રશ્ન. હાલમાં ચાલતો રોગ ક્યારે શાંત થશે?

**જવાબ**—અમારી કલ્પના પ્રમાણે માઘ માસની શરૂઆત સૂધી આ રોગ રહેશે ને ત્યાર પછી નાબુદ થઈ જશે. પરંતુ ત્યાંસૂધી તેના જોરમાં મોટો ઘટાડો થઈ જશે.

**દુર્લભજી વાઘજી**—કોઈ પણ જોશીને તમારો જન્મકાળ શોધવા માટે તમને રૂચે ત્યારે પ્રશ્ન કરો ને તે વખતની જે ગ્રહકુંડલી તૈયાર થાય તે તથા તમે જે વેળા પ્રશ્ન કર્યો હોય તે વખત સ્પષ્ટ રીતે અમને લખી

જણાવશો તો નષ્ટ જાતકની વિધિએ બનતી કોશેશે તમારો જન્મકાળ નકી કરી આપશું.

**શોધક પટેલ**—મહેરબાની કરી આપે પૂછેલા પ્રશ્નો અમારાં કાઉ-પનોમાં ભરી મોકલશો તો તમને જવાબ આપવો અમને સુલભ પડશે.

---

## હાલમાં નિકળતાં પંચાંગ.

### ( મળેલું )

જેમ જુદા જુદા વિષયોનાં પુસ્તકો છાપવાની ચરસા ચરસી પ્રિન્ટીંગ પ્રેસોવચ્ચે ચાલેછે તેમ પંચાંગો પણ વધારે કમાઈ કરવાના ઈરાદાથી તેમના તરફથી પ્રગટ કરવામાં આવેછે. પંચાંગ છપાવી પ્રસિદ્ધ કરનારાઓ પંચાંગનો વરતારો જોષીબાવાઓ પાસેથી કરાવી તેમના લખ્યા પ્રમાણે છાપી લોક પ્રસિદ્ધ કરેછે પછી તે બાવાજીનું કહેવું ગમે તો શાસ્ત્રીય વિધિને અનુસરતું હોય વા ન હોય, કયારેક કોઈ ભુલ શોધી જણાવે ત્યારે તેવી ભુલ શરતચુકથી રહી ગઈ એવું જણાવી પોતાનો બચાવ તેમને કરવો પડેછે. જોષીઓનો મોટો ભાગ પોતાને સર્વજ્ઞ માનનાર અને પોતે કહ્યું કે કરેલું અસત્ય નથી એમ ટીક પકડનાર બહુશઃ હોયછે. તેમની ભુલ શોધી તેમને જણાવવામાં આવશે ત્યારે તેઓ પોતાના વિદ્યાર્થીઓની તે કસુર જાહેર કરશે. આ ટીકા મહાશયોએ પોતાનાપર લેવી નહિ. જેઓ જ્યોતિષ વિષે અલ્પજ્ઞાન ધરાવનાર છે ને પોતાને નામનાજ જ્યોતિર્વિદ કહેવડાવે છે તેમના સંબંધમાં અમારૂં તે કહેવું છે. એવા નામધારી પંચાંગ બનાવવાની રીતિ વિગેરે ઉપલક જ્ઞાન મેળવી બનેલા જ્યોતિર્વિદોનાં બનાવેલાં પંચાંગો ખરાં તરિકે લેખી, જનાપવાદનો જરા પણ ડર રાખ્યાવિના હજારોની સંખ્યામાં છાપી જન પ્રસિદ્ધિમાં લાવવામાં કેટલો જોખમ સમાયલો છે એ જો એ પંચાંગ છાપનારાઓ સમજતા હતે તો બેશક તેવો દુર્ગમ્ય વિષય પોતાને હાથ ધરત નહિ. જે જે પત્ર તથા પ્રેસોના અધિપતિ તરફથી મુંબઈમાં પંચાંગો બાહેર પડેછે તેમાંનો એક પણ એ પંચાંગ સંબંધી એક પણ પ્રશ્નનો ખુલાસો ભાગ્યેજ આપી શકશે. તેઓનો તે વિષય નથી એટલે તે આપે ક્યાંથી?

પોતાનો વિષય નહિ છતાં કેવળ પોતાના જ્યોતિર્વિદોના ભરૂસાપર આવો મોટો જોખમ તેઓ ખેડે છે ને જ્યોતિષવિદ્યાનો ફેલાવો કરવા મથે છે તે માટે અમે તો તેમને ધન્યવાદજ આપીશું; ને તેઓ પોતાના આરંભેલા કામમાં હમેશાં નિર્વિઘ્ને પાર ઉતરે એમજ ઈચ્છીશું. આ લખાણ અમારે મુંબઈસમાચાર, ગુજરાતી તથા નિર્ણયસાગરનાં નિકળતાં પંચાંગોની ઐક્યતા મેળવવા જતાં બહુ વ્યભિચાર પડતો જોવામાં આવ્યાથી કરવું પડ્યું છે તે માટે કોઇએ પણ માઠું લગાડવાનું નથી.

ઉપર જણાવેલાં ત્રણે પંચાંગો એકજ પુરૂષની બનાવેલી તિથિસારણી પરથી તૈયાર કરવામાં આવેછે ને તેમાં ગ્રહચાર પણ ગ્રહલાઘવ નામના કરણ ગ્રંથના આધારે અપાય છે, એ વાત ખુલી છે. અહીં સ્વાલ ઉભો થાયછે કે જ્યારે એકજ દેશનું ગણિત એકજ ગ્રંથને આધારે એકજ રીતિએ કરવામાં આવેછે ત્યારે તે ભિન્ન ભિન્ન શાને આવવું જોઈએ? દાખલા તરિકે એ ત્રણે પંચાંગોનો પરસ્પર ફેર અમે નીચે આપીએ.—

| પંચાંગ | તિથી | નક્ષત્ર | યોગ | દિનમાન | સૂર્યોદય. |
|---|---|---|---|---|---|
| મુંબઈસમાચાર | ૧૫-૨૧-૫૩ | ક-૪૧-૨૪ | ૫-૨૭-૪૧, | ૨૭-૪૧, | ૬-૧૨ |
| ગુજરાતી– | ,, ૨૧-૫૭ | ,,૪૧-૪૫ | ,, ૨૭-૪૮, | ૨૭-૪૮, | ૬-૨૮ |
| નિર્ણયસાગર | ,, ૨૧-૫૩ | ,,૪૧-૪૧ | ,, ૨૭-૪૪, | ૨૭-૩૯, | ૬-૧૨ |

| | વૃશ્ચિકેશનિ | વક્રીમંગળ | શુક્રઉદય |
|---|---|---|---|
| મુંબઈ– | કા. શુદ ૭ બુધ ૨૪-૫૪ | કા. વી.૨શનિ–૧૪-૩૨ | ચૈત્ર.વી.ગશનિ૨૨-૫૫ |
| ગુજરાતી– | ,, ૨૪ાં૪૧ | ,, ૪૪-૩૪ | ,, ૧૩ ગુરૂ ૨૮-૩૬ |
| નિર્ણય– | ,, ૫૬-૫૩ | ,, ૫૬-૬ | |

ઉપરના જુજ દાખલાથી વાંચનારને માલુમ પડશે કે તેમાં જણાવેલી બાબત કોઈ કોઇને મળતી આવતી નથી. તિથિ નક્ષત્ર અને યોગ મધ્યમ માનથી લાવવામાં આવેછે ને તેમાં જ્યારે વાંધો પડેછે ત્યારે સ્પષ્ટમાનથી તેમનો વરતારો કરી નિર્ણય કરવામાં આવેછે, એટલે તેમાં દશ વીશ પચીશ પળનો તફાવત હશે તો તે ચલાવી લઈશું; પરંતુ દિનમાન, સૂર્યોદય અને ગ્રહચારનો તફાવત ચલાવી શકાય નહિ. સૂર્યોદય કાળ ભિન્ન હોય તો ભિન્ન ભિન્ન પંચાંગો પ્રમાણે જન્મેલાં બાળકની સૂર્યોદયાદિષ્ટ ઘટી પણ ભિન્ન આવે ને તેવા કાળપરથી વરતવામાં આવેલ લગ્ન પણ ભિન્ન આવે. એ પ્રમાણે લગ્નમાં પડતા તફાવતથી જાતકના ફળાદેશમાં પણ મોટો તફાવત પડે એ સ્વાભાવિક છે.

જેમ સૂર્યોદય વખત સુદ્ધ લખવાની જરૂર છે તેમજ ગ્રહચાર પણ યથાસ્થિત હોવા ઘણીજ જરૂરી છે. કોઇનો સૂર્યોદયથી પચીશ ઘડીએ જન્મ થયો હોય ને તે રોજ શનિ ૨૪ ઘટીએ વૃશ્ચિક રાશિમાં પ્રવેશ કરતો હોય તો તે વેળા જન્મેલાં બાળકની ગ્રહકુંડલીમાં તે વૃશ્ચિક રાશિનો મૂકાશે; પણ જો તે ૫૬ ઘટીએ બદલતો હોય તો તુલ રાશિનો તે કુંડલીમાં મૂકાવો જોઈએ. ગ્રહકુંડલીઓ તૈયાર કરનારા મોટે ભાગે કેવળ પંચાંગપર વિશેષ આધાર રાખનાર હોવાથી તેમને તેવા ભિન્ન ભિન્ન ચાર સમયથી ગ્રહની સ્થિતિ પણ કુંડળીમાં ભિન્ન ભિન્ન માંડવી પડેછે ને તેને લીધે ફળાદેશમાં ઘણોજ વ્યભિચાર આવેછે. માટે તેપણ યથાસ્થિત લાવવા જોઇએ.

ગ્રહના ઉદય અને વક્રના દિવસમાં ફેરફાર પડવાથી કેટલાંક શુભ કર્મોનાં મુહૂર્તમાં ફેર પડેછે માટે તે પણ યથાર્હજ લખાવાં ઘટે છે.

મુંબઇસમાચાર તથા ગુજરાતી પ્રેસ તરફથી બાહેર પાડવામાં આવેલાં પંચાંગોમાં ગ્રહચાર જે રોજ ગ્રહ રાશિ બદલતો હોય, ઉદય થતો હોય, અસ્ત થવાનો હોય વા વક્રી થવાનો હોય તે રોજનો તે ગ્રહ સ્પષ્ટ કર્યાવિના કેવળ સ્થૂળ ચાલન પૂનમ તથા અમાવાસ્યાના ગ્રહમાં આપી કહાડવામાં આવેલ જણાય છે. નિર્ણયસાગર પ્રેસવાળાના પંચાંગ કર્તાએ તેની જરા દરકાર કીધી માલુમ પડેછે. દાખલા તરિકે સંવત્ ૧૯૫૩ ના કારતક શુદ ૭ બુધવારે શનિ વૃશ્ચિક રાશિનો થાયછે એમ સર્વ પંચાંગકારો લખેછે, ને તેના વખત તરિકે મુ. ૫ માં ૨૪–૫૪ ગુ. ૫ માં ૨૪–૪૧ અને નિ. ૫ માં ૫૬–૫૩ આપવામાં આવી છે. આનું ગણિત તપાસતાં નિર્ણય–પંચાંગનો ચાર વાસ્તવિક માલુમ પડેછે ને તેજ માનવા લાયક છે. બીજાં પંચાંગોનો રાશિ બદલવાનો વખત સ્થૂળ છે.

ચારની બાબત પડતી મુકી હવે આપણે દિનમાન તથા સૂર્યના ઉદયના વખતપર આવીએ.

મુંબઈસમાચાર તથા નિર્ણયસાગરના પ્રેસોમાંથી બાહેર પટેલાં પંચાંગમાં જે સૂર્યોદય આપવામાં આવ્યો છે તે સ્પષ્ટ સૂર્યના ઉગવાનો વખત છે, ને ગુજરાતી પ્રેસના પંચાંગમાં જે વખત આપવામાં આવ્યો છે તે મધ્યમ સૂર્યના ઉગવાનો વખત છે.

સ્પષ્ટ સૂર્યના ઉદયથી ગતકાળ ગણવામાં આવે ને મધ્યગ્રહમાં ચર, ભુજ અને ઉદાન્તર કર્મ આપવામાં આવે તો તે કાળ લેવામાં કશો પણ

વાંધો નથી તેમજ મધ્યમ સૂર્યના ઉદયથી ગણવામાં આવેલ કાળપરથી લાવવામાં આવેલા ગ્રહમાં કેવળ ચર સંસ્કારજ કરાતો હોય તો તે પણ યથાર્હ ગણાય. પરંતુ આ ઉપર જણાવેલી બન્ને બાબતમાંથી એક પણ બાબત જેટલા પ્રમાણમાં થવી ઘટે તેટલી થતી નથી. જેઓ સ્પષ્ટ સૂર્યથી સ્પષ્ટ ઉદયના આધારે ગત કાળની કલ્પના કરેછે તેઓ સૂર્યમાં કેવળ ચરનોજ સંસ્કાર આપેછે ને ચંદ્રમાં ચર અને ભુજનો સંસ્કાર આપેછે ને અન્ય ગ્રહમાં તો કશો પણ સંસ્કાર આપતા નથી. આથી પરીણામમાં સૂર્ય એક વખત તો ચંદ્ર બીજા વખતનો અને બીજા ગ્રહો ત્રીજા વખતના સ્પષ્ટ કરાય છે. જેઓ મધ્યમ સૂર્યના ઉદય કાળથી કાળગત ગણેછે તેઓનો સૂર્ય વાસ્તવિક આવેછે પણ ચંદ્ર વાસ્તવિક આવતો નથી કેમકે ચંદ્રમાં ભુજફળ આપેછે. એટલે ચંદ્ર અને સૂર્યના સ્થાન સૂર્યોદયથી ગણવામાં આવેલા જુદા જુદા વખતના થાયછે.

ગુ. ૫ નું દિનમાન મધ્ય છે મુ. ૫ તથા નિ. ૫ નું દિનમાન સ્પષ્ટ છે. ઉપરનાં કારણો ધ્યાનમાં લઈ બન્નેપર આધાર રાખવામાં આવે તો વાંધા જેવું નથી.

એ પંચાંગમાં વખતની ગણના શી રીતે કરવી એનો ખુલાસો આપવામાં આવ્યો હતે તો અમારે ટીકા કરવા જરૂર રહેત નહિ.

મુ. તથા ગુ. ના પંચાંગમાં જ્યોતિષ સંબંધી બીજી ઉપયોગી બાબતોનો વધારો કરી પંચાંગને ઉપયોગી બનાવવાની જેટલી કાળજી રાખવામાં આવી છે તેટલીજ કાળજી પંચાંગનાં ગણિત કરનારે રાખી હોત તો પંચાંગનાં ગૌરવમાં અતિ વધારો થાત. એ ત્રણે પંચાંગમાં નિર્ણયસાગરનાં પંચાંગનું ગણિત વિશેષ સ્પષ્ટતાવાળું અમને માલુમ પડેછે.

અમારૂં કહેવું યથાર્હ છે કે નહિ તેનો ખુલાસો માંગેથી આપવામાં આવશે. આશા છે જે અમારી આ સૂચના ઘટીત જણાયેલી પંચાંગ પ્રવર્તાવનારાઓ પોતાનાં પંચાંગમાં અમારા સૂચવેલા ફેરફારો દાખલ કરી ગણિતમાં પડતો ફેર અટકાવવા કોશેશ કરશે, તો જ્યોતિષ શાસ્ત્રના જીજ્ઞાસુઓપર તેમણે ઉપકાર કર્યો ગણવામાં આવ્યા વિના રહેશે નહિ.

**લિ. પંચાંગ પ્રપંચી.**

# જ્યોતિષતત્ત્વચિંતામણિ.

## જ્યોતિષ્‌શાસ્ત્ર અને પૂર્વકર્મ સાથે તેનો સંબંધ.

પ્રાણીમાત્રનું અવયવાત્મક સ્થૂલ શરીર તેના પૂર્વ કર્માનુસાર થાય છે, અને તે કર્માનુસાર સૂર્યાદિ ગ્રહ પણ તેનાપર સારી માઠી અસર કરે છે. આ ભવમાં પૂર્વ ભવમાં કરેલાં કૃત્યોનું શું શુભાશુભ ફળ આપણને ભોગવવાનું છે તે ગ્રહ બતાવે છે તેથી આપણે ગ્રહને કેવળ પૂર્વાર્જીત કર્મસૂચક ચિન્હ તરિકેજ ગણીએ તો તેમાં કશા પણ વાંધા જેવું નથી. ગ્રહને જ્યારે કર્મસૂચક ચિન્હ જેવા ગણશું ત્યારે તેમને આપણી ભવિષ્ય દેવીના તેઓ નિયંતા છે એવું માની શકાશે નહિ. આપણનું ભવિષ્ય આપણના હાથમાં છે ને તે આપણાથી અસંખ્ય યોજનના તફાવતે રહેલા ગ્રહના હાથમાં નથી. આ જ્યોતિષશાસ્ત્રનાં તત્વની જેને માહેતી નથી ને જેઓ ગ્રહને ભવિષ્યના કારણભૂત માને છે તેઓના તેવા ભૂલ ભરેલા વિચારથી આ અપાર ગુણમય જ્યોતિષશાસ્ત્ર કેટલોક વખત થયાં જનસમૂહમાં અપ્રિય થઇ પડ્યું છે.

આ સૃષ્ટિ પંચમહાભૂતમાંથી બનેલી છે ને તેમાં રહેલાં મનુષ્યાદિ પણ તેજ તત્વમાંથી ઉત્પન્ન થયેલ છે. આપણાં તેમજ પ્રાણીમાત્રનાં સ્થૂલશરીર પંચમહાભૂતનાં બનેલાં છે ને તે માટે તે સાધારણ રીતે પંચમહાભૂતનાં પૂતળાંના નામથી કેટલાક વેદાંતીઓ તરફથી ઓળખાવવામાં આવે છે.

મુખ્ય તત્વ પાંચ છે, અગ્નિ, વાયુ, તેજ, જળ અને આકાશ. આ પાંચે તત્વપર ભૌમાદિ ગ્રહનું અધિપતિપણું છે. મંગળ અગ્નિ તત્વપર અમલ ચલાવે છે, શનિ વાયુ તત્વપર અમલ કરે છે, બુધ પૃથ્વી તત્વપર સત્તા ચલાવે છે, ગુરૂ આકાશ તત્વપર અમલ ચલાવે છે, અને શુક્ર જલ તત્વપર સત્તા ચલાવે છે. આ સૃષ્ટિ જ્યારે પંચતત્વની બનેલી છે ત્યારે પંચતત્વને સૃષ્ટિના પોષણકર્તા આપણે માનશું ને જ્યારે તેમ માન્યું ત્યારે એ તત્વપર સત્તા ભોગવનાર ગ્રહને પ્રાણીમાત્રપર સત્તા ભોગવનાર તરિકે સ્વીકાર્યા વિના આપણો છૂટકો નથી.

કયા ગ્રહની કયા તત્વપર સત્તા છે તે આપણે ઉપર જણાવી ગયા છીએ. કોઇપણ મનુષ્ય કોઇપણ કર્મ જે તત્વસંબંધમાં કરે છે ત્યારે તે પોતાને તે તત્વના અધિપતિની સત્તા તળે લાવી મૂકે છે.

તત્વની અસર તળે કરેલું કર્મ શુભ છે કે અશુભ અને તે કર્મનું ફળ શુભ મળશે કે અશુભ તે હવે વિચારવાનું છે.

કોઇપણ મનુષ્ય પાંચ તત્વમાનાં કોઇની પણ અસરથી સારૂં અને નરસું બન્ને કર્મ કરી શકે છે. એક માણસ અગ્નિથી બીજા માણસનું ઘર, તેના કુળ, માલ મિલકત વિગેરેનો નાશ કરી શકે છે ને તેજ મનુષ્ય તેજ તત્વથી પ્રકાશથી વા તેવી બીજી અગ્નિતત્વની ક્રિયાથી હજારો મનુષ્યોનાં કલ્યાણ કરી શકે છે. આ બન્ને કર્મ જે મનુષ્ય કરે તે વેળા તે અગ્નિ તત્વની સત્તા નીચે અથવા બરાબર કહીએ તો અગ્નિતત્વના નેતા મંગળની સત્તા નીચે રહીને તે કર્યાં હોવાં જોઇએ. પહેલી બાબતમાં જણાવ્યા પ્રમાણે તેણે શુભ કર્મ કર્યું હશે તો તેનું શુભ ફળ આવતા ભવમાં મંગળ તરફથી તેને મળશે અને નેષ્ટફળ કર્યું હશે તેનું નેષ્ટફળ આવતા ભવમાં તેજ મંગળ તરફથી મળ્યા-વિના રહેશે નહિ.

કર્મનો કાયદો વાજબી, ડહાપણ ભરેલો અને નિષ્પક્ષપાતી છે, ને તેટલામાટે કહેવું જોઇએ કે મનુષ્ય જે કંઈ શુભાશુભ કર્મ જે કોઈ તત્વસંબંધી કરે છે તેનું તેવુંજ શુભાશુભ ફળ તેમને આવતા ભવમાં તેજ તત્વપર અમલ કરતા ગ્રહ આપે છે.

કોઈ મનુષ્ય ઝેરી પ્રયોગો કરી હવાને ઝેરી બનાવી હજારો પ્રાણીઓના જીવ લે તો તેનું તે કર્મનું ફલ જ્યારે ભોગવવું પડે ત્યારે તે શનિના હાથથી ભોગવવું પડશે. કેમકે શનિ એ વાયુતત્વનો માલેક છે. જ્યારે મનુષ્ય વાયુ-તત્વનું નેષ્ટફળ ભોગવતો હોય ત્યારે તેને વાયુમાંથી ઉત્પન્ન થયેલી રોગાદિ બાધા જેવી કે ફેફસાનું દર્દ વિગેરે હોવીજ જોઇએ.

અગ્નિતત્વની અસર તળે કરેલું શુભ કર્મ મનુષ્યને સારૂં ફળ આપે છે. તે ફળ દેનાર મંગળ તેને સારા દેખાવવાળો ઠીંગણો, દયાવાન, ઉત્સાહી અને મજબૂત મનવાળો બનાવે છે. અગ્નિતત્વનાં કર્મમાં આવું ઉત્તમ ફળ રહેલું હોવાથી આપણના પ્રાચીન મુનિવરો દરરોજ યજ્ઞ કરી ભોજન કરવાનું ફર-માવી ગયા છે. અગ્નિહોત્રાદિ કર્મ કરવાનો મૂળ હારદ બ્રાહ્મણોનો મુક્તિ

મેળવવાનો હોય છે. મુક્તિ સાહજિક છે નહિ તેમ તે માગેથી પણ કોઈ આપે તેમ નથી; કેમકે જ્યાંલગણ કૃતકર્મનાં ફળનો ક્ષય થયો નથી ત્યાંલગણ મુક્તિ મળતી નથી; પ્રાણીમાત્રને કર્મના ફળથી ઉત્તરોત્તર શુધ્ધિ કેમ મળે તેની આવશ્યકતા ધ્યાનમાં લઈ વેદાદિ ગ્રંથોમાં યજ્ઞ-યાગાદિ કરવાની ફરમાસ કરવામાં આવી છે. આપણનું ભવિષ્ય આપણા હાથમાં છે તેનો તેજ અર્થ છે ને તેટલા માટેજ અમારા આ માસિકના ટાઈટલ પેજપર दैवं निहत्य कुरु पौरुषमात्मशक्त्या दैवेन देयमिति का पुरुषावदंति એવો કહેવતરૂપી લેખ મૂકેલ છે જે દૈવવાદીઓને ઉપરથી સર્વ અપ્રિય જણાય તેવો છે પણ તેનું તાત્પર્ય વિચારતે તો તે અમૂલ્ય તથા દૈવની સ્થાપનાર્થે છે એવું અમારૂં માનવું છે; ને તે માટે અમે તે ત્યાં લીધેલો છે. તે આ ભવના કરતાં આવતા ભવને વિશેષ લાગુ પડે છે. આ ભવમાં ગતભવનું ફળ ભોગવવા માટે જે કર્મ આપણે કરશું તે એવું કરવું જોઈએ કે જે કરવાથી ભવિષ્યમાં એટલે આવતા ભવમાં આપણે આપણું કર્મ સુધારી શકીએ અને મુક્તિ પથની ઉતરોત્તર નજદીક જવાને શક્તિમાન થતા જઈએ.

ઉપરના મંગળના દાખલાથી હવે સ્પષ્ટ સમજાય છે જે જન્મકુંડલીમાં સારો નરસો મંગળ આવે છે તે ગતભવનાં સારાં નરસાં કર્મનો સૂચક છે. ને તે વેળા તે તેનાં તત્વની અસરતળે જે કંઈ શુભાશુભ ફળ મનુષ્યે કર્યું હોય છે તેનું તેવુંજ શુભાશુભ ફળ વર્તમાન ભવમાં મનુષ્યને મળવાનુંજ. આ પ્રમાણે બીજાં તત્વ તથા બીજા ગ્રહનાં ફળનું પણ સમજી લેવું.

સૂર્ય અગ્નિરૂપ છે ને ચંદ્ર જળરૂપ છે. એ બન્નેનો એ તત્વમાં સમાવેશ થઈ જતો હોવાથી તેમને તત્વના નેતા ગણવામાં નથી આવ્યા.

આ પ્રમાણે મનુષ્યનાં કૃતકર્મનો બદલો વ્યાજ અને ચક્રવૃદ્ધિ વ્યાજ સાથે જે સંજોગોતળે તેણે કર્મ કરેલાં હોય છે તેવાજ સંજોગ, તેવાંજ કારણ, તેવાંજ હથિઆર ને તેવાંજ નિમિત્તસર તેને વર્તમાન જીંદગીમાં, તેજ કર્મ તેનાં બચાંકચાંની માફક આપે છે. એ સઘળું આપણે જ્યોતિષશાસ્ત્રથી જાણી શકીએ છીએ.

દરેક કર્મનો કર્તા, કારણ, કાર્ય અને કર્મ હોય છે. કોઈ માણસ શસ્ત્રથી સામા માણસના અપશબ્દથી ઉશ્કેરાઈ જઈ આઘાત કરે તો તેમાં મનુષ્ય કર્તા થયો, મારવાની ક્રિયા કર્મ થયું, તે મનુષ્યે તેને ગાળો ભાંડી તે મારવાનું

# જ્યોતિષતત્વ જીજ્ઞાસુઓની શંકા અને તેમનું સમાધાન.

મુંબઈ ૭-૧૨-૯૬.

**મહેરબાન જ્યોતિષતત્વચિંતામણિના તંત્રી**
સાહેબ જોગ મુંબઈ.

**સાહેબ,**

આ સાથે જન્મ તથા વર્ષ માટે કાઉપન બે અમારા પોતાનાં મોકલ્યાં છે તેનો ખુલાસો બનતી સગવડે મોકલાવશો.

૧ બાદ જણાવવાનું જે "લઘુપારાશરી" ના આઠમા શ્લોકમાં કહ્યું છે કે "કેન્દ્રના અધિપતિઓ શુભ ગ્રહ હોય તો નેષ્ટ ફળ આપનારા છે" તો સામાન્ય વર્ગની સૂચનાપર એ ખુલાસો માંગીએ છીએ કે કેન્દ્રાધિપતિ સૌમ્ય ગ્રહ બળવાન થઇને, પોતાની રાશિમાં, કેન્દ્રમાં, વા પાંચમા, નવમા કે અગિઆરમા ભાવમાં બેઠેલા હોય તો તે પણ નેષ્ટ ફળ આપેછે?

૨ વળી શ્લોક છઠ્ઠામાં જણાવ્યું છે જે ત્રીજા છઠ્ઠા તથા અગિઆરમા ભાવના સ્વામીઓ ગમે તેવા (સૌમ્ય વા પાપ) ગ્રહ હોય તોપણ નેષ્ટ ફળ આપેછે. તો તે સંબંધમાં એ ખુલાસો માગીએ છીએ કે એ ત્રણ ભાવમાંના હર કોઈના સ્વામીઓ પોતાની રાશિમાં તથા પોતાના ઘરમાં રહેલ હોય વા ઉચ્ચના હોય, વા કેન્દ્રમાં હોય વા ત્રિકોણમાં બેઠેલા હોય તો તે પણ નેષ્ટ ફળ આપનાર ગણાય શું?

૩ શ્લોક ૨ માં વિંશોત્તરી દશા લેવી પણ કચ્છ, સૌરાષ્ટ્ર, ગુજરાત અને દક્ષિણ દિશામાં અષ્ટોત્તરી દશા લેવાનું કહ્યું છે તો શું પરાશરના મતપ્રમાણે અહીઆં (મુંબઈમાં) પણ વિંશોત્તરી દશા લેવી જોઇએ? મુખ્યત્વે કરી જાણવાનું એટલુંજ કે આ મુંબઈ ઈલાકામાં અષ્ટોત્તરી દશા લેવી કે વિંશોત્તરી દશા લેવી?

**લાં એલ એન સરાફ**
સેક્રેટરી અને અધિપતિ વિદ્યાપ્રકાશ
ભાવનગર.

## જવાબ.

પ્રશ્ન પહેલા તથા બીજાના જવાબમાં જણાવવાનું જે સ્થાનપરત્વે જે ગ્રહ અશુભ ગણવામાં આવ્યા છે તે બીજા કોઈ પણ સંબંધથી શુભ થઇ શકતા નથી. ને તેનાં તે અશુભપણાંથી પોતાનું સાહજીક શુભપણું મેળવેલ હોય તે, તેઓમાંથી તે જતું રહેતું નથી. સામાન્ય રીતે તેઓ અશુભ હોય તો અશુભ અને શુભ ફળ દેનાર હોય તો શુભ ફળ દેનાર ગણવામાં આવેછે. જે ગ્રહ નેષ્ટ ફળ દેનાર ગણવામાં આવ્યો તે પછી ગમે તેવા ઉચ્ચ અધિકારવાળો થયો હોય તોપણ તેનો તે દોષ પરાશરના મતપ્રમાણે જતો રહેતો નથી. બૃહત્પારાશરીમાં તે સંબંધમાં તેણે લખ્યું છે કેઃ—

ઉચ્ચનો ગ્રહ હોય વા નીચનો ગ્રહ હોય પરંતુ તેને શુભપણું પ્રાપ્ત થયું તો તે અશુભ છતાં પણ શુભ ફળ આપેછે, તેમજ શુભ ગ્રહ શુભપણાં છતાં અશુભત્વને પામેલ હોય તો તે શુભફળ આપી શકતો નથી.

આ શુભાશુભ ફળ દશાસંબંધનું છે ને તેનો સામાન્ય ફળ સાથે મેળવી ગોટાળો નહિ કરવો જોઇએ. દશાફળ એ ફળમાનું બારમું ફળ છે. નાભસ યોગ તથા યોગોક્ત શુભાશુભ ફળ મનુષ્યને જીંદગીપર્યંત ફળેછે. પછી તેમાં દશા શુભ આવો વા નેષ્ટ આવો. અપવાદ માત્ર એટલોજ કે દશાપતિ એ યોગ ઉત્પન્ન કરનાર ગ્રહથી પ્રબળ ન હોવો જોઈએ. જો તેમ હોય તો શુભનું અશુભ થવામાં વખત લાગતો નથી. તેમજ વખતો વખતના ગ્રહની ગોચર રાશિની સ્થિતિ વધારે ધ્યાનમાં લેવાની હોયછે જેથી કેવળ દશાદર્શક ગ્રહ શુભ અથવા અશુભ થાય તો તેમાં તેના બીજાં ફળમાં તે ગ્રહના શુભ તથા કષ્ટના પ્રમાણ કરતાં વિશેષ ફેરફાર થતો નથી. સામાન્ય દશાનો ખુલાસો કેવળ તેનાજ પરથી નહીં કરતાં તેની બાર પ્રકારની સ્થિતિ જાતકશાસ્ત્રના નિયમસર તપાસી ફળનો નિર્ણય કરવો ઉચિત છે.

૩. આપણા દેશમાં, અહીઆં તેમજ બીજે સ્થળે અષ્ટોત્તરી તથા વિંશોત્તરી દશામાંની એક દશા લેવાનો પ્રચાર ચાલુ છે. કઈ દશા કયા દેશમાં લેવી એવો ગ્રંથસ્થ લેખ અમારા સાંભળવામાં છે; પરંતુ કોઇ પણ ગ્રંથમાં અદ્યાપિ વાંચવામાં નથી આવ્યો. અષ્ટોત્તરી દશા ગૌરીજાતક નામના ગ્રંથમાંથી કરવામાં આવેછે એવું સામાન્ય રીતે દરેક જન્મપત્રિકામાં લખવામાં આવેછે. ને તેના પ્રસ્તારમાં ઉપરનો શ્લોક ટાંકવામાં આવેછે. એ શ્લોક તે ગ્રંથનો હશે એવી અમને ખાત્રી નથી કેમકે તે ગ્રંથ જોવામાં નથી આ-

વતો. કોઈ પણ દેશમાં અમૂક દશા કામ લાગે ને અમૂક કામ નહીં લાગે એ આદેશ જ્યોતિષશાસ્ત્રમાં છે નહીં, પરાશર જે વિંશોત્તરી દશા લેવાનો આગ્રહ કરેછે તેણે પોતાની બૃહત્પારાશરીમાં વિંશોત્તરી દશાના વિધિની સાથે અષ્ટોત્તરી દશા તથા બીજી ત્રીશ તરેહની દશાના જુદા જુદા વિધિ બતાવ્યા છે. જો પરાશરને તે અપ્રમાણ લાગતી હતે તો તેપણ તેમાંથી ત્યાજ્ય કરત, પરંતુ પોતાના સઘળા ફળાદેશનો નિર્ણય પોતાની વિંશોત્તરી દશાની રીતિએ કરેલ છે તેથી તે નિર્ણયનો બીજી દશામાં કોઇ ઉપયોગ ન કરે ને તેથી ફલાદેશમાં વ્યભિચાર ન આવે એવા કારણથી તેણે લઘુ પારાશરીમાં વિંશોત્તરી દશા લેવાનું કહેલું છે. દશા પ્રસ્તાર સંબંધમાં જે વચન જન્મપત્રિકામાં આપવામાં આવેછે તે ખરેખર ગૌરીજાતક નામના ગ્રંથનું હોય તોપણ આ મુંબઈમાં તે લાગુ પડી શકતું નથી. કેમકે તેમાં જે દેશ ગણાવવામાં આવ્યા છે તે દેશમાં મુંબઈ આવી જતી નથી. જેનો જન્મ ગુજરાત, કચ્છ, સૌરાષ્ટ્ર, પંજાબ, અને સિંધમાં થયો હોય તેમણે અષ્ટોત્તરીદશા પ્રમાણે પોતાનાં ફળ જોવાં એવો એ શ્લોકનો મત છે પરંતુ તે અમને માન્ય નથી.

અષ્ટોત્તરી વિંશોત્તરી તથા બીજી જે કોઈ તરેહની દશા જન્મપત્રિકાઓમાં કરવામાં આવેછે તે તાંત્રિક દશા છે, ને તેમાં સર્વે ગ્રહની દશા આવવા થોડો સંભવ રહેછે. જેથી એ દશા ઉપયોગમાં ન લેતાં જે દશાવિધિમાં સર્વે ગ્રહની મહાદશા આવી જતી હોય તે દશા લેવી એવો અમારો મત છે. તે દશામાં જૈમનીસૂત્રોક્ત દશાઓ મુખ્ય છે. બીજી આયુર્દાદશા, અષ્ટક વર્ગોની દશા વિગેરે અનેક દશા છે જેનું ગણિત દુર્ગમ્ય હોવાથી તથા આ તાંત્રિક દશાનું ગણિત સુલભ હોવાથી તે દશા કરવાનું જ્યોતિષીઓ માંડીવાળે છે. એ દશામાં દરેક ગ્રહની મહાદશા તથા તેની ઉપદશા મનુષ્યને ભોગવવાની હોય છે જેથી કોઇપણ ગ્રહનું ફળ તેને મળ્યાવિના રહેતું નથી. આયુર્દાદશા, અષ્ટક વર્ગોક્ત દશા તથા જૈમિનીસૂત્રોક્ત નવાંશાદિ દશા માર્ગ ઉત્તમ છે; ને અતિ-વિશ્વસનીય છે.

તંત્રી

**કાનજી વિ. મયાશંકર દવે.**

---

# પૌષ માસનો વરતારો.

( મળેલું. )




પૌષ માસની આરંભમાં આ ગ્રહકુંડલીમાં જણાવ્યા પ્રમાણે સામાન્ય ગ્રહસ્થિતિ છે. તેથી નીચેપ્રમાણે ફળાદેશ કરી શકાય—

આ માસમાં દુઃકાળનો ભય જરા શાંત પડશે. શીયાળુ પાક સારો ઉતરવાની ચોતરફથી આશા મળશે ને તેથી લોકનાં મુંઝાયલાં મન જરા નિરૂદ્વિગ્ન થશે.

શનિ તથા મંગળ રોગ અને વ્યયવસ્થાનમાં રહી પરસ્પરને પૂર્ણ દૃષ્ટિથી જોય છે તેથી પિત અને કફજનક અનેક પ્રકારના વ્યાધિ ઉત્પન્ન થશે. ગાંઠીઓ તાવ હવે સાધારણ તાવ માફક ગણાશે ને તેથી મનુષ્યોની બહુ ખુવારી થશે.

મકર સંક્રમણ મંગલવારને દિવસ થાય છે તથા કર્કસંક્રમણ પણ મંગલ વારે થયું હતું તે સમંધમાં **ભડલી** નીચે પ્રમાણે લખે છે.

**કર્ક મકર બે બેનડી જો શનિમંગલ હોય**
**ચાક ચડાવે મેદની વિરલો જીવે કોય.**

શનિ બારમે પડેલ છે તેની ધનભાવપર પૂર્ણદૃષ્ટિ છે તેથી નાણાંબજાર અતિમજબૂત થશે. ટકે પણ નાણું વ્યાજુ મેળવવું ઘણાં લોકોને દુર્લભ થશે. વ્યાપારીઓ વ્યાપાર રોજગાર ઘણાજ સંકોચથી ચલાવશે.

ગરીબ વર્ગને રોજી મળશે પણ પેટપુરતું અનાજ મળવામાં ઘણી મુશ્કેલી નડશે. અવારનવાર તેવા લોકોતરફથી તોફાન મારફાડ લુટ વિગેરે ઉપદ્રવોનો સંભવ છે.

કચ્છ ગુજરાત અને કાઠીઆવાડમાં અનેક પ્રકારના તાવના રોગ પ્રસરશે ને ત્યાંની પ્રજા તેથી હેરાન થશે.

બંગાલપ્રાંત દક્ષિણ તથા પંજાબ રોગથી મોકળા રહેશે.

વાયવ્યપ્રાંત, મધ્યપ્રાંત, રાજપૂતાના, વિગેરે સ્થળમાં દુઃકાળનું જોર વધતું માલમ પડશે. પણ ત્યાંના લોકોને રાજ્યકર્તાઓ પોતાથી બનતું કરી બચાવી લેવા ચુકશે નહીં.

રાજા અને પ્રજા મત વચ્ચે અનેક પ્રકારના મતભેદ ચાલશે. અને અણસમજુ લોકો વારંવાર તેથી હુલડો વિગેરે કરશે.

અકસ્માત આગના ઉપદ્રવ વધારે થવા સંભવ છે. કારખાનાંવાળા તથા રૂતના ગોદાઉનવાળાઓએ સંભાળથી વરતવું.

રૂતની બજાર સોદા ચાલુ થવાથી પાછળના ભાગમાં જરા કડક રહેશે. માલની શીલક બેહદ થશે. વેચવાવાળા જો આકળા નહીં થાય તો ભવિષ્યમાં તેમને સારો ભાવ મળ્યાવિના રહેશે નહીં.

જામીનગીરીનાં કાગળોની બજાર નાણાં ભીડને લીધે ફેરફાર વિના નિશ્ચલ રહેશે. વધારો થવા કરતાં ઘટાડાની રૂખ ચોતરફ રહેશે. વિલાયતની હુંડીના દરમાં તેથી વધારે ફેરફાર થવાનો નથી.

સરસી તથા અરસીની બજાર નરમ રહેશે. તેમના વેચવાળ વેચવા આકળા થશે ને તેથી તેમના ભાવો ઘટવા સંભવ છે.

સદા ફળા વિગેરે નિકાશ યોગ્ય વસ્તુની બજાર જરા ટાઈટ રહેશે. અનાજ રસકસ વિગેરેના ભાવમાં કશો જાણવાજોગ ફેરફાર નહીં થશે.

આ માસમાં ગાયકવાડ સરકાર તથા કચ્છનરેશની તબીયત જરા નબળી રહેશે.

વર્ષોવર્ષની રૂતુ કરતાં આ માસમાં ઠંડી જરા વધારે જણાશે. આકાશ અવારનવાર વાદળાંથી ઘેરાતું રહેશે ને ક્યાંક ક્યાંક વરસાદનાં ઝાપટાં તથા તોફાની પવન થશે.

કોઇ પ્રખ્યાત માણસને મોટી આફતમાં વા રોગાદિ બાધામાં સપડાવું પડશે જેથી આખી હીંદ તેમાટે ચિંતાતુર બનશે.

---

# પ્રશ્નોના જવાબ.

## શોધક પટેલ.

**પ્રશ્ન.** ૧ હું કેળવણી ખાતામાં નોકરી કરૂંછું, મારા દેશમાં બદલી માટે મેં તજવીજ ચલાવી છે તેમાં હું સફળ થઈ શકે નહીં?

૨ બદલી થવાથી મને પ્રોમોશન મળશે કે?

**જવાબ.** ૧, ચાલુ વર્ષમાં તમારી તજવીજમાં તમે ફતેહ નહીં પામશો. આવતા વર્ષના અધવચ્ચે તમારી બદલી થવા સંભવ છે.

૨, બદલીથી પ્રોમોશન મેળવવા ઈચ્છો છો તે મળશે નહીં, પરંતુ ત્યાં જવા પછી તમને વધારે લાભની બારી ખુલી થશે.

૩ તમારાં બાકીના પ્રશ્નના ખુલાસા તમારાં જન્મફળમાં અપાઈ ગયા છે.

## કાશીભાઇ આમીન.

**પ્રશ્ન.** ૧ હાલ જંગલની ખરાબ હવામાં નોકરી કરવાની છે ત્યાંથી સારી હવામાં ક્યારે બદલી થશે?

૨ આવતા માર્ચમાસની ૨ જી તારીખે પરીક્ષા શરૂ થશે તેમાં હું દાખલ થવાનો છું તેમાં પસાર થઇશ કે નહીં?

**જવાબ.** ૧ હજી આશરે પંદરેક માસ તમારે તે નોકરી કરવી પડશે, ત્યાર બાદ ત્યાંથી ટ્રાન્સફર થશો.

૨ પરીક્ષાનો વખત તમને અનુકૂળ નથી માટે બેસવાનું માંડી વાળવામાં આવે તો ઘણું સારૂં.

## અરિમર્દન.

**પ્રશ્ન.** ૧ પૈસો ક્યે માર્ગે મળશે અને કેટલાસૂધી?

૨ લગ્ન ક્યારે થવાનું છે ને કન્યા કેવી મળશે?

**જવાબ.** ૧-૨, તમારાં બન્ને પ્રશ્નના જવાબ તમારાં સામાન્ય ભાવીફળમાં આપવામાં આવ્યા છે જેથી અહીં લખી પુનરૂક્તિ કરતા નથી.

## બૃહસ્પતિ.

**પ્રશ્ન.** ૧ હવે સંતતિનો કંઈ યોગ છે?

૨ સંસારથી વિરક્ત થવાનો કોઈ યોગ છે કે?

**જવાબ.** ૧ આપને બેતાલીશ વર્ષ થયાં છે. તેજ પ્રમાણે જો આપની ગૃહણીની તેટલીજ ઉમર હશે તો તે સંભવ ઓછો સમજવો કેમકે વખત વીત્યા બાદ સંતતિના યોગ આવતા હોય છતાં તેનો આદેશ ન કરવો એવો ઋષિમત છે માટે આપની સ્ત્રીની જન્મપત્રી હોય તો મોકલાવશો.

૨ તમારા ગ્રહ તપાસતાં વિરક્તપણું તમને પ્રાપ્ત થાય તેવું જણાતું નથી.

## ગોવર્ધનદાસ.

**પ્રશ્ન.** ૧ મને કઈ જાતના વેપારમાંથી લાભ થશે ને નેત્રવ્યાધિ છે તે ક્યારે દૂર થશે?

૨ મારાપર દેવ, પિતૃ તથા મનુષ્ય ઋણ છે તેથી હું ક્યારે મુક્ત થઇશ. મારૂં આયુઃ કેટલું છે?

**જવાબ.** ૧ લીપિ લેખન ઇત્યાદિ વ્યાપાર દ્વારા તમને લાભ મળે તેમ છે, અન્ય વેપારમાંથી નુકશાનીનો સંભવ વધારે છે. નેત્રવ્યાધિ આગન્તુક છે તે જીવિતપર્યંત સમૂળગી નાશ થશે નહીં.

૨ અમારો રિવાજ ફક્ત બે પ્રશ્નનો ફ્રી ખુલાસો આપવાનો હોતાં આ તમારા વધારાના સ્વાલોનો જવાબ અમે આપી શકતા નથી.

## ભુલુભા.

**પ્રશ્ન.** ૧ મારે પરદેશ જવાનું થશે કે નહીં?
૨ થશે તો ક્યારે થશે?

**જવાબ.** ૧ તમારૂં પશ્ચિમ તરફના હિંદની બાહેરના દેશાવર તરફ જવાનું અવશ્ય થશે.

૨ હજુ એક વર્ષ તમારે થોભવું જોઇશે.

બાકીનાં પ્રશ્નનો જવાબ પાછળથી મળશે.

## નવલચંદ ડોસા.

**પ્રશ્ન.** ૧ ધન કેટલું મેળવીશ ?

૨ સ્ત્રીઓ કેટલી થવાની અને સુખ ક્યાંસૂધી ?

**જવાબ.** ૧ તમે તમારા વડીલથી વધારે પૈસાદાર થશો. દ્રવ્યની સંખ્યા કહેવાને અમારે પાસે ખાસ સાધન નથી.

૨ એક કરતાં વધારે સ્ત્રી થવાનો તમને યોગ છે.

ત્રીજા પ્રશ્નનો જવાબ અમે તે ધારાથી બાહેર હોતાં આપી શકતા નથી.

## ઉદ્વિગ્નચિત.

**પ્રશ્ન.** ૧ મારો અવલંબ ક્યાં થકી તથા ક્યા માર્ગથી લાગશે ?

૨ કાનુનની જીલાકોર્ટની પરીક્ષા હું પસાર કરવા સમર્થ થઇશ કે નહીં ને થઇશ તો ક્યારે ?

**જવાબ.** ૧ તમારા ઉદયનો આરંભ થઈ ચૂકો છે.

૨ હવે તમે કોઇપણ કાનુનની પરીક્ષા પસાર કરો તેવી ગ્રહસ્થીતિ જોવામાં નથી આવતી.

## જે. આર—કે.

**પ્રશ્ન.** ૧ મને નોકરી ક્યા પ્રકારની તથા ક્યા દરજાની તથા ક્યારે મળશે ?

૨ આખી જીંદગીના ક્યાં વર્ષ ઘણાં ભાગ્યશાળી નીવડશે ?

**જવાબ.** ૧ પહેલાં તો સાધારણ લેખકની નોકરી તમે મેળવશો ને ત્યાર બાદ કોઈ પણ જગોના રફતે રફતે મેનેજર તરિકેના હુદ્દાને પહોચશો.

૨ તમારા બીજા તથા પહેલા પ્રશ્નના બાકીનાં પ્રશ્નનો ખુલાસો તમારા જન્મફળમાં આપવામાં આવ્યો છે. તેથી અહીં આપતા નથી.

## જ્યોતિષતત્વશોધક.

**પ્રશ્ન.** ૧ એકકાળે લડાઇ જેવા ગંભીર મામલામાં લાખો માણસ સાથે મરણ પામે છે. ત્યારે શું તેમનું મરણ એકજ વખતે થવાનું હશે ?

૨ જન્મકુંડલી પરથી રાજા અને ગરીબની કુંડલીની ખબર પડે છે કે નહીં. ને ન પડે તેનું કારણ શું. ?

**જવાબ.** ૧ આયુઃનો અંત આવ્યા શિવાય કોઈ માણસ મરતું નથી તેજ-પ્રમાણે લાખોનાં આયુઃનો સાથે અંત આવવાનો હોય તોજ

તેમનું ભાગ્યયોગે સાથે મળવાનું થાય છે ને સાથે મળી એક જગોપર મરે છે.

૨ રાજા અને ધનાઢયોની કુંડલી ઘણે દરજે મળતી આવેછે જેથી તે છૂટી પાડવી ઘણીજ મુસ્કેલ છે. ગરીબની કુંડલી સહેજ જુદી પાડી શકાય છે. જેઓ ચક્રવર્તી તથા સાર્વભૌમ રાજ્યકર્તાઓ છે તેઓના ગ્રહ જુદા પડે છે. રાજકુલમાં ઉત્પન્ન થયેલ મનુષ્યનેજ અમૂક ગ્રહસ્થિતિ હોય તો રાજાપણું મળે છે એવા કેટલાક ખાસ યોગ છે. ધનાઢયને રાજ યોગ થાય તો તે રાજા ન થતાં રાજાતુલ્ય સુખ ભોગવનારો થાય છે. દરેક માણસ પોતાના કુળમાં નાનો મોટો ઐશ્વર્યવાળો થાય છે. એથી રાજા અને સામાન્ય વર્ગની જન્મકુંડલી જુદી પાડવી ઘણીજ મુસ્કેલ છે.

## મોહોરવાલા.

**પ્રશ્ન.** ૧ મારી બદલી ગુજરાતમાં ક્યારે થશે ?

૨ આ સાલમાં મને કેટલો લાભ થશે ?

**જવાબ.** ૧ આ સાલમાં બદલી થવાનો જોગ નથી. આવતી સાલની અધવચે ગુજરાતમાં નહીં પણ તમે જ્યાં હાલ છો ત્યાંથી બીજે કેથે બદલી થવા સંભવ છે.

૨ ગયા વર્ષથી આ વર્ષમાં વિશેષ લાભ તમને મળે તેમ નથી.

## ત્રીભોવનદાસ.

**પ્રશ્ન.** ૧ સોર્ટીની ટીકટ અમે ખરીદી છે તેનાં નાણાં અમને મળશે કે નહીં ?

**જવાબ.** ૧ હાલ તે મળવા માટે વખત અનુકૂલ નથી. આવતાં વર્ષ પછી અકસ્માત પૈસાનો લાભ થવા જોગ છે તેમાં તેનાં નાણાં તમે મેળવવા સમર્થ થાઓ તો કહી શકાય નહીં. ફરીને સોર્ટી કે સટા સંબધી પૂછવા તસ્દી લેશો નહી.

## ફ્—ગો. દેવાશ્રચી.

**પ્રશ્ન.** ૧ વ્યાપારી ધંધામાં લાભ છે કે નથી ?

૨ વિલાયતની મુસાફરીમાં ધારેલું કાર્ય પાર પાડશે ?

જવાબ. ૧ જે ધંધો કરી તમે આજીવિકા ચલાવોછો તે અતિ ઉત્તમ છે. તે છોડી બીજામાં પડશો તો નુકશાની ખમશો.

૨ હાલમાં ઉતાવળ કરવા જેવું નથી. વખત વીત્યે તમારી મુરાદો હાંસલ થશે.

---

## વરાહમિહિરનું ઇતિવૃત્ત.



**વરાહમિહિર,** પોતાના રચેલા, **બૃહજ્જાતક** નામના ગ્રંથના ૨૬ મા અધ્યાયના ૫ માં શ્લોકમાં કહેછે તે પ્રમાણે તે અવંતીનો રહીશ હતો; તેના બાપનું નામ આદિત્યદાસ હતું, જે એક કાબેલ ખગોળવેત્તા હતો. એની પાસેથી તેણે જ્યોતિષનો અભ્યાસ કરેલ હતો.

વરાહમિહિર ક્યારે જન્મ્યો તથા ક્યારે મરણ પામ્યો એ મિતિ હજુ નક્કી કરી શકાણી નથી. ઘણા શોધકોએ તે માટે શોધ કરી છે ને પોતપોતાના જુદા જુદા અભિપ્રાય આપેલા છે. જ્યોતિષીઓ સાધારણ રીતે પોતાનો જન્મકાળ પોતાના રચેલા ગ્રંથમાં કોઈપણ સ્થળે તેઓ જણાવ્યાવિના રહેતા નથી. તેજ પ્રમાણે વરાહમિહિરાચાર્યે પણ પોતાના પંચસિદ્ધાંતિકા નામના કરણ ગ્રંથમાં જે ગ્રંથ શાક ગત વર્ષ જાણવામાટે લીધો છે તે તેનો જન્મ શક હશે એમ કેટલાક તરફથી માનવામાં આવેછે, કેટલાક તે શક કાલ તે ગ્રંથ કર્યાના વખતનો છે એમ કહેછે. પંચસિદ્ધાંતિકામાં ગતાબ્દ કહાડવામાટે વર્તમાન શકમાંથી ૪૨૭ બાદ કરવાનું કહેલ છે તેજ ગ્રંથારંભનો શક આપણે ગણિએ તો તેનો જન્મ તે પહેલાં થઈ ગયો હોવો જોઈએ કેમકે એવો ઉત્તમ ગ્રંથ ઓછામાં ઓછાં વીશ વર્ષની ઉમરના લેખક શિવાયના વિદ્વાનથી લખાય નહીં. એ પ્રમાણે તેનો જન્મ શકે ૪૦૭ માં હતો એમ માની શકાય. આના મૃત્યુ સંબંધમાં એક આધાર નીચે પ્રમાણે મળી આવેછે:—

**नवाधिकपंचशतशाके वराहमिहिराचार्योदिवंगतः ॥**

આ લેખ પદ્યાત્મક છે કે ગદ્યાત્મક છે એ સમજી શકાતું નથી, જે પદ્યાત્મક હોય તો તે અશુદ્ધ છે. એ લેખ બ્રહ્મગુપ્તના સિદ્ધાંતના ટિકાકાર પૃથુદકનું છે. તેનો અર્થ એવો છે કે વરાહમિહિરાચાર્ય શકે ૫૦૯ માં સ્વર્ગમાં ગયા અર્થાત્ મરણ પામ્યા. એપરથી આપણે એમ કલ્પી શકશું કે શકે ૪૦૭ માં તેનો જન્મ હતો ને તે શકે ૫૦૯ માં મરણ પામ્યો.

બ્રહ્મગુપ્તે આગળના જ્યોતિષીઓના દોષ કહાડ્યા છે તેમાં વરાહમિહિરાચાર્યનો દોષ કોઈપણ જગોએ જોવામાં નથી આવતો. શ્રીમાન્ ભાસ્કરાચાર્યે તેમની અનેક વાર સ્તુતિ કરેલ છે. તેમના ગ્રંથનાં વચન ઘણી જગોએ ઋષીપ્રણીત ગ્રંથોનાં વચનતુલ્ય માન્ય ગણાય છે. સૃષ્ટિશાસ્ત્રના એક વિપયિક જ્યોતિષ-શાસ્ત્રનો વિચાર કરનાર ઘણા થયા છે પણ આ વરાહમિહિરાચાર્ય જેવો સર્વ શાસ્ત્રવિદ્ તેના પાછળ કોઈપણ થયો નથી. હમણાંથી આશરે ચૌદસો વર્ષ પહેલાં આપણી આ ભારતભૂમિમાં તે થઈ ગયા છે, એ આપણને એક ભૂપણરૂપ છે. તેના જાતક ગ્રંથોનો જેવો ઉપયોગ થાય છે તેવો તેના સૃષ્ટ પદાર્થવિજ્ઞાન શાસ્ત્ર (સંહિતા)નો થતો નથી. એ ભારત ભૌમની ચાલતી આવેલી દુર્દશાનું દર્શન માત્ર છે.

---

## ફાલ્ગુન માસનો વરતારો.

### ( મળેલું. )

**ગ્રહકુંડલી.**




વર્તમાન માસમાં ગ્રહસ્થિતિ પાસે બતાવેલી કુંડલી મુજબ છે. માસ દર્મ્યાન શુક્રવારને દિવસ સૂર્ય કુંભરાશિમાંથી મીન રાશિમાં પ્રવેશ કરેછે અને વિદ ૨ શનિવારને દિવસ બુધ પણ કુંભમાંથી મીનમાં પ્રવેશ કરેછે. અન્ય ગ્રહના રાશિચારમાં જાણવા જોગ ફેરફાર થતો નથી. શુદ ૨ ને રોજ બુધ અસ્ત પામેછે, પૂર્ણિમાને દિવસ શનિ વક્રી થાયછે અને તે વેળા તેનો નિરયન ભોગ આશરે વૃશ્ચિકનાં દશ અંશની અંદર જણાય છે. એ સઘળી સ્થિતિપરથી માસ દર્મ્યાન નીચે મુજબ ભવિષ્ય ફળનો આદેશ કરી શકાય.

રતુ અનિયમિત રહેશે અને તેના કારણથી જનસુખાકારી જેટલે દરજ્જે સુધરવાનું આપણે અનુમાન કરીએ તેટલે દરજ્જે સુધરશે નહીં. રોગોપદ્રવ ઘટવાનાં દરેક ચિન્હ જણાશે ને તે ઘટશે; પણ બાહ્યદેખાવે મનુષ્યોનાં ચિત્ત વ્યગ્રતાથી ભરેલાં રહેવાને ઘણો સંભવ છે.

શિયાળુ પાક સારો ઉતરશે; દુકાળનું જોર જોકે ઉપરથી બેહદ દેખાશે તોપણ અ[illegible]ઉની ધાસ્તી જેટલો તેથી મનુષ્યને ત્રાસ રહેશે નહીં. રાજ્યકરતી કોમ [illegible]રફથી અમૂલ્ય મદદ મળતી રહેવા દરેક સંભવ છે.

ઇંગ્લંડ અને તેના દરેક સંસ્થાનને તેના પ્રતિસ્પર્ધીઓના ઐક્યથી પોતાનાં લડાયક બલમાં એકદમ મોટો વધારો કરવાની અગત્ય પડશે અને ટર્કી, ઇજીપ્ત તથા હીંદુસ્થાનમાં એવા સંજોગો ઉત્પન્ન થશે કે તેને સઘળી જગોપર પહોંચી વળવું ઘણુંજ કઠણ થઈ પડશે; પરંતુ ઇંગ્લંડની શહેનશાહતનાંપર અમલકર્તા ગ્રહ પૂર્ણ જોરવાળા હોવાથી તેને નુકશાન કરનાર ગ્રહ વધારે ફાવશે નહીં.

હિંદુસ્થાનમાં તેમજ વિદેશમાં પણ યવનોની સંગાતે આપણની રાજ્યકરતી સરકારને મોટા વાંધા પડશે ને તેથી ભયંકર બખેડા થવાની ધાસ્તી રહેશે. માર્ચ માસનો શરૂઆતનો ભાગ ઘણો ભય ભરેલો થાય એવું જણાય છે.

ગાંઠીઓ તાવ નરમ પડવાનો દરેક સંભવ છે, પણ તે જતે જતે પણ લોકોમાં ભયંકર ત્રાસ વરતાવશે ને પોતાની પાછળ શીળી તથા કોલેરા ઉત્પન્ન કર્તા રોગોનાં બીયાં રોપી જશે; મ્યુનિસિપાલ સત્તાવાળાઓએ તેમજ હેલ્થડીપાર્ટમેન્ટને જે રોગની અમને ધાસ્તી લાગેછે તે ન થાય તેના દરેક સાવચેતીના ઉપાય કામે લગાડવામાં પછાત રહેવું દુરંદેશી ભરેલું નથી.

મુંબઈ આ માસમાં, જે યમપુરી તરિકે ગણાઈ ચુકી છે તે પાછી પોતાનું અસલ સ્વરૂપ ધારણ કરવાનું શરૂ કરશે. વેપાર રોજગાર શરૂ થશે ને અહીંથી નાશી ગયેલા લોક દેશમાં પોતાને ખાવા નહીં મળવાથી પાછા આવશે.

ફાગણ માસની શરૂઆતમાં કપાસની બજારમાં જાણવા જોગ વધારો થવા સંભવ નથી તોપણ હોળી પછી લેવાલી સારી નીકળશે ને તેથી જે લોકોએ માલ સંગ્રહ કરી રાખ્યો હશે તેને સારો ફાયદો થયાવિના રહેશે નહીં.

આ માસ તર્કીના સુલતાન માટે ઘણોજ ભયંકર છે ને તેને તેથી ઘણુંજ ખમવું પડશે. જે પાછળ લાખો રૂપિઆનું તેણે ખરચ કર્યું હશે તે મુલક નાહક ગુમાવવાની તેને ફરજ પડશે.

ગ્રીસના રાજ્યકર્તાનાપર ગ્રહની સારી અસર છે. તેના સાહસથી તે કીર્તી તથા દ્રવ્ય મેળવશે. ને ધર્મી તરિકે તેને વિશેષ માન મળશે.

ઈટલીમાં કોલેરા દેખાવ દે તેવાં ચિન્હો જોવામાં આવશે; હોળીની લગભગ સખ્ત વાવાઝોડાં સાથે તોફાન થવા સંભવ છે માટે વહાણવટીઓએ સાવધ રહેવું.

અનાજ, રસકસ, કાપડ તથા સુતર વિગેરેની બજારમાં કશો પણ જાણવા જોગ ફેરફાર થાય તેવું જણાતું નથી.

કચ્છ કાઠીઆવાડ તરફ રોગનો ભય ઉત્પન્ન થશે પણ તે ત્યાં લાંબા વખત સુધી રહેશે નહીં. તે દેશોમાં ગરીબ લોકોને હવે સખ્ત ભૂખમરો ભોગવવો પડશે.

મધ્યપ્રાંત, વાયવ્યપ્રાંત, પંજાબ અને બંગાલના તથા મુંબઈ ઈલાકાના ગુરૂની સત્તા તળેના પ્રાંતોમાં દુષ્કાળનું તથા રોગનું જોર સખ્ત પ્રકારનું જોવામાં આવશે; તેને લીધે લાખો મનુષ્યના જાન જશે.

ફાગણ માસમાં આખર ભાગમાં હુંડીનું બજાર ઘટશે શેર વિગેરેના ભાવમાં નજીવો ફેરફાર થશે, નાણાંભીડ સખ્ત ચાલશે.

જગો જગોએ ભયંકર આગના અકસ્માતો આ માસ દર્મ્યાન થવા ઘણા સંભવ છે માટે દરેકે સાવધ રહેવું. પુકદ.

---

## પંચાંગ ને તેનો ઇતિહાસ.

(મળેલું.)

જેમ મંત્રાદિ વિષયમાં સ્તોત્ર, કવચ, ઉપનિષદ, સહસ્ત્રનામ તથા હૃદયના સમુદાયને **પંચાંગ** કહેછે તેમ જ્યોતિષમાં જેમાંથી તિથિ, નક્ષત્ર, યોગ, વાર અને કરણનું જ્ઞાન થતું હોય તેને **પંચાંગ** કહેછે.

**પંચાંગ કાળ.** આપણા ભારત વર્ષમાં પંચાંગ બનાવવાનો વહીવટ ઘણા જુના કાળથી ચાલુ છે એમ કહેવામાં કશા વાંધા જેવું નથી. જુના વખતમાં પંચાંગના દરેક અંગસહિત પંચાંગો તૈયાર કરાતાં હતાં કે તેમનાં જુજનાં નામનેજ પંચાંગ કહેવામાં આવતાં એ પ્રાચીન પંચાંગોના અભાવે આપણે નક્કી કરી શકતા નથી. ખુદ વેદમાં પણ અમુક દિવસ, નક્ષત્ર, યોગ અને ઋતુમાં અમુક કૃત્ય કરવાં એવું ફરમાન છે તો પંચાંગોનો પ્રથમ ઉત્પત્તિકાળ ઘણોજ જુનો હશે એમાં શંકા જેવું નથી. જુનાં પંચાંગમાં તેનું પહેલું અંગ સાવન દિવસ હશે, કેમકે વારસંજ્ઞા જુના ગ્રંથમાં જોવામાં નથી આવતી, જ્યારથી વારનો ઉપયોગ થયો છે ત્યારથી સાવન દિવસ પંચાંગમાં મંડાતા અટક્યા હોવા જોઈએ. નક્ષત્ર એ પંચાંગનું બીજું અંગ છે. તિથિજ્ઞાન ત્યાર પછી થયેલું હોય એમ જણાયછે કેમકે શકની શરૂઆત પહેલાં ૧૪૦૦ વર્ષ

ઉપરે આપણના પ્રાચીન ગ્રંથો રચાયલા છે તેમાં ફક્ત તિથિ અને નક્ષત્ર વિષે લખવામાં આવ્યું છે. જો વારજ્ઞાન તે વેળા હતે તો પુસ્તકમાં લખાયાવિના રહેતે નહીં. એક તિથિની સાઠ ઘડી થાયછે ને દિવસ રાત્રિનું માન પણ તેટલુંજ છે તો એક તિથિના બે ભાગ કરી કરણ એવી સંજ્ઞા ત્યાર બાદ આપવામાં આવેલ હોવી જોઈએ. **અથર્વ** જ્યોતિષમાં કરણ અને વાર બન્ને જોવામાં આવેછે. **અથર્વ જ્યોતિષ** તથા **યાજ્ઞવલ્ક્ય** સ્મૃતિના કાળના અનુરોધથી વાર તથા રાશિગણના શક પહેલાં પાંચસો વર્ષે આપણનાં આર્યાવૃત્તમાં દાખલ થઈ હોય એવી કલ્પના કરી શકાય છે. **ઋક્ ગૃહ્ય પરિશિષ્ટ**માં તિથિ, નક્ષત્ર, વાર, મુહૂર્ત, કરણ, તિથિની નંદાદિ સંજ્ઞા તથા વૃદ્ધિ ક્ષય વિગેરેની હકીકત તથા નામ જોવામાં આવેછે. રાશિનાં નામ તેમાં જોવામાં નથી આવતાં એ ઉપરથી એવી કલ્પના કરી શકાય છે કે એ ત્રણે ગ્રંથ મેષાદિ રાશિસંજ્ઞાનો આપણાં હિંદુસ્થાનમાં પ્રચાર થયો ત્યાર પહેલાં બનેલા હોવા જોઈએ. દરેકમાં વિષયો કમતી જાસ્તી છે તેથી તે એકકાલિન્ હશે એવું પણ માની શકાય નહીં. આ પરથી એવાં છેવટપર આવી શકાયછે કે મેષાદિ રાશિનાં નામોનો પ્રચાર અહીં થયો તે પહેલાં થોડાંક વર્ષ ઉપર વારનાં નામનો પ્રચાર થયેલ હોવો જોઈએ. ને તે સંજ્ઞાઓ મહાભારત તથા ઉપર જણાવેલા ગ્રંથોમાં પણ જોવામાં નથી આવતી તો તેનો પ્રચાર શકારંભ પહેલાં ત્રણસોથી ચારસો વર્ષથી પહેલાં થયો હોવો જોઈએ.

**તિથી.** સૂર્ય અને ચંદ્રની યુતિથી તેની ફરીને બીજી યુતિ થાય ત્યાંલગણના વખતને ચાંદ્રમાસ કહે છે. ચાંદ્રમાસના ત્રીશમા ભાગને તિથિ એવી સંજ્ઞા આપેલ છે. એક યુતિથી બીજી યુતિ થવામાં ૩૬૦ નો તફાવત પડે છે તો એક તિથિમાં બાર અંશનો તફાવત પડેજ, ને તે માટે ચંદ્ર સૂર્યના તફાવતને ૧૨ થી ભાગી તિથિ લાવવાનું ગણિત, ગણિત ગ્રંથમાં કરવાનું કહેવામાં આવે છે.

**કરણ** એ તિથિનું અર્ધ છે ને તે સૂર્ય ચંદ્રના તફાવતના અંશ ૬ થાય છે ત્યારે બદલાય છે. નક્ષત્રમંડલના એટલે એક ભગણની ૨૧૬૦૦ કલાના સતાવીશમા ભાગને **નક્ષત્ર** એવી સંજ્ઞા આપેલ છે. એક સૂર્યોદયથી બીજા સૂર્યોદય સૂધીના વખતને **વારની** સંજ્ઞા આપેલ છે. અને સૂર્ય ચંદ્રના સર્વાળાપરથી નક્ષત્રની માફક ભગણના સત્તાવીશમાં ભાગને **યોગની** સંજ્ઞા આપેલ છે.

આપણા પ્રાચીનમાં પ્રાચીન તામ્રલેખ જોતાં શકે ૪૦૬ ના લખેલા તામ્રલેખમાં વારનું નામ વાપરેલું જોવામાં આવે છે. મધ્ય પ્રાંતમાં આવેલા **એરન** નામના ગામમાં **બુધગુપ્ત** રાજાનો શિલાલેખ છે તેમાં ગુપ્ત વર્ષ

૧૬૫ એટલે શકે ૪૦૬ આષાઢ શુકલ ગુરૂવારની મિતિ નાખેલ છે. આ પહેલાના જે ગ્રંથ છે તેમાં જો વારનાં નામ હશે પણ તે ગ્રંથો [illegible] ઉપલબ્ધ ન-થી એટલે અમે તે વિષે કશું બોલી શકતા નથી. [illegible]

કરણ આકાશસ્થ કોઈ પણ ગ્રહની કોઈ પણ તરેહની સ્થિતિ દેખાડતાં હોય એવું જણાતું નથી. ને તેમનો ઉપયોગ ફક્ત ફલિત ગ્રંથમાંજ જોવામાં આવે છે એવું કેટલાકનું કહેવું છે તે ખરેખર નથી. જેમ તિથિપરથી ચંદ્ર સૂર્યથી કેટલો આગળ વધેલો છે તે આપણે જાણી શકીએ છીએ તેમ કરણ-પરથી પણ જાણી શકીએ ને તેજ મુજબ યોગપરથી પણ સૂર્ય ચંદ્રની સ્થિ-તિ જાણી શકાય તો પછી ગણિતમાં તેનો ઉપયોગ નથી એવું માની લેવું ભુલભરેલું કેમ ન ગણાય?

યોગ આ સંજ્ઞા પહેલાં પ્રચારિત હતી નહીં. શકે ચારસો સુધીના ર-ચાયલા ગ્રંથોમાં યોગવિષે કશું પણ લખવામાં આવ્યું નથી. ત્યાર પછી **લલ્લ** આચાર્યના રચેલા ગ્રંથમાં **યોગ** શી રીતે કરવો તેની રીતિ આપેલી છે તેથી તે વેળાથી તેની શરૂઆત થઈ હોય અથવા તો તે ગ્રંથમાં તે શ્લોક ક્ષેપક હોય એમ માની શકાય. શકે ૫૦૦ સુધી યોગની સંજ્ઞા આપણાં પંચાંગોમાં વાપરવામાં નહોતી આવતી એવું કેટલાક માને છે. બ્રહ્મગુપ્તના બ્રહ્મસિદ્ધાંતમાં વ્ય-તિપાત યોગનું નામ આપેલ છે. તે યોગ આ સત્તાવીશ યોગમાંના યોગનો વ્ય-તિપાત નહીં. કેમકે તે તો ક્રાન્તિ સામ્ય સમજવાનું એક સાધન માત્ર છે. સૂર્ય ચંદ્રનો સર્વાળો છ રાશિ અથવા બાર રાશિ જ્યારે થાયછે ત્યારે ક્રમે વ્ય-તિપાત અને વૈધૃત યોગ આવે છે, એવું ક્રાન્તિ સામ્ય જાણવા માટે કહેવામાં આવેલ છે; તે પરથી પાછળના આચાર્યોએ જેમ ચંદ્ર સૂર્યના તફાવતથી તિથિ થાયછે, તેમ તેમના યોગથી **યોગ** થાય એવી કલ્પના કરી તે ચાલુ કર્યા હોય એવું માનવામાં કશું હરકત જેવું નથી.

નક્ષત્રનો પ્રચાર આપણના વેદાદિ ગ્રંથમાં છે એટલે તેની શરૂઆત ક્યારે થઇ એ તપાસવાની અગત્ય નથી. નક્ષત્ર સમાનાન્તરે રહેલાં નથી જેથી પંચા-ગમાં જે નક્ષત્ર આપવામાં આવેછે એ કલ્પીત છે. સૂક્ષ્મ લાવવામાટે તેમના સૂક્ષ્મ ભોગ ઉપયોગમાં લેવા જોઈએ; પ્રાચીન મુનિવરો વિવાહ મુહૂર્તાદિમાં તેવી રીતે સિદ્ધ કરેલાં નક્ષત્રો ઉપયોગમાં લેવાનું કહી ગયેલ છે.

આપણા દેશમાં હાલ જે જે પંચાગ ચાલે છે તેનો જરા વિચાર કરીએ. જે પંચાંગ હાલમાં પ્રવર્તે છે તેમાં પદ્ધતિ એકજ છે એમ કહેવામાં વાંધા-જેવું નથી. જુદા જુદા દેશનાં પંચાંગોમાંની તિથિ, નક્ષત્ર, સંક્રમણ કાળ તથા

ગ્રહ વિગેરેમાં જુજ જુજ તફાવત રહેલ જોવામાં આવેછે, તે દેશાન્તર તથા પક્ષાંતરને લીધે પડેલ હોય એમ અમારી કલ્પનામાં આવેછે. ઘણા જુના વખતથી આર્ય, સૌર અને બ્રહ્મ એ ત્રણ પક્ષ પ્રવર્તતા ચાલ્યા આવ્યા છે. કેટલાક આર્ય પક્ષને, કેટલાક બ્રહ્મને ને કેટલાક સૌર પક્ષને સ્વીકારે છે; ને તેજ પક્ષ સ્પષ્ટ છે એવું માનેછે.

મુંબઈ અને પુણામાં જે પંચાંગ છાપી પ્રગટ કરવામાં આવેછે તે ગ્રહલાઘવ તથા લઘુતિથિ ચિંતામણિ નામના ગ્રંથપરથી કરવામાં આવેછે. તેમાં તિથિ, નક્ષત્ર અને યોગની ઘટીપળ વિગેરે ચિંતામણિપરથી કરેછે ને બાકીનું ગણિત ગ્રહલાઘવપરથી કરેછે. કોકણ વિગેરે પ્રદેશમાં લઘુતિથિ ચિંતામણિ કરતાં બૃહત્તિથિ ચિંતામણિનાં પંચાંગો વધારે પસંદ કરવામાં આવેછે ને ત્યાં કરાય છે; પુણા અને મુંબઈમાં અક્ષભા ૪ા૭ અને દેશાન્તર ૪૦ યોજન માનવામાં આવેછે. એ પંચાંગ સાધારણ રીતે આખા ગુજરાત તથા મહારાષ્ટ્રના કેટલાક ભાગોમાં ચાલે છે.

**ચંડૂપચાંગ** કરીને એક પંચાંગ નીકળે છે તે મારવાડમાં ચાલે છે, તે જોધપુરની અક્ષભા અને તેનું દેશાન્તર લઈ કરવામાં આવે છે. તેમાં સૂર્ય અને તેનું સંક્રમણ બ્રહ્મ પક્ષનું છે; તેની અંદર જે કરણ કુતૂહલનો ગણ મૂકવામાં આવે છે તે પરથી તે ગ્રંથને આધારે લાવવામાં આવેલા ગ્રહ તે પંચાંગમાં આપેલા ગ્રહ સાથે મળતા નથી આવતા; તેથી એવું અનુમાન કરાય છે કે તે ગ્રહ મહાદેવી અથવા બ્રહ્મણના હોવા જોઇએ અને ગણ માત્ર આંકની શોભા માટે તેમાં અપાતો હોવો જોઇએ.

કાશી અને ગ્વાલીએર વિગેરે ઉત્તર હિંદુસ્થાનના ઘણા દેશોમાં મકરંદસારણી પરથી તૈયાર કરેલાં પંચાંગ પ્રવર્તે છે.

કાશ્મીરમાં ખંડખાદ્ય ગ્રંથાનુસાર પંચાંગ ઘણો વખત થયા ચાલેછે. ફેર માત્ર એટલોજ કે મૂલ ગ્રંથમાં અનેક બીજ અપાતાં ચાલ્યાં છે ને તેથી અસલના ગ્રંથની સ્થિતિમાં ઘણો તફાવત પડેલો માલમ પડેછે.

હાલમાં જે પંચાંગ ચાલે છે તેમાં ગ્રહલાઘવ પરથી તૈયાર કરવામાં આવતાં પંચાંગનો મોટા ફેલાવ છે. તેથી ઓછો મકરંદ પંચાંગનો અને તેથી ઓછો બીજાં પંચાંગોનો છે ને ફક્ત મારવાડમાં બ્રહ્મપક્ષનાં પંચાંગ પવર્તે છે.

હાલ જે જે પંચાંગ બાહેર પડેછે તેમનાં ગણિત દૃગ્ગોચર થતાં નથી એવું કહી કેટલાક તરફથી સૂક્ષ્મ પંચાંગ કાઢવામાં આવેછે.

**કેરોપંતી પંચાંગ.** રા. કેરો લક્ષ્મણ છત્રેના ગ્રહસાધન કોષ્ટક પ્રમાણે તૈયાર કરવામાં આવેછે; ને તે શુદ્ધ નિરયન પંચાંગ તરિકે છાપી બાહેર પાડવામાં આવેછે. તેમાં અયનાંશ ગતિ ૫૦$\frac{1}{4}$ અને તેનો આરંભ જેને ઝીટાપીટીસ નક્ષત્ર (રેવતી) કહેછે ત્યાંથી ગણવામાં આવ્યો છે. તેની આઠમની તિથિ નક્ષત્ર તથા યોગના ઘડી પળમાં આશરે ૧૩ ઘટિની વધઘટ જોવામાં આવેછે ને નક્ષત્ર તથા સંક્રમણ કાળ તથા અધિકમાસ તો મળતાજ નથી. આ પંચાંગને પટવર્ધની પંચાંગ કહેછે.

ઉપર પ્રમાણે પંચાંગો વિષે સાધારણ વિવેચન કર્યા બાદ હવે આપણે તેમાનું કયું શુદ્ધ ને કયું અશુદ્ધ તેમજ કયું ગ્રાહ્ય ને કયું અગ્રાહ્ય છે તેનો નિર્ણય કરીશું.

અધુરૂં.

---

## ગ્રાહકોને સૂચના.

અમારા સુજ્ઞ ગ્રાહકોને વિનતી સાથે વિદિત કરવાનું જે જેઓએ અત્યાર લગણ પોતાનું લવાજમ ન મોકલ્યું હોય તેમણે તાકીદે મોકલી આપવા મહેરબાની કરવી.

મુંબઈમાં ચાલતા અથવા ખરૂં કહીએ તો ચાલી ગયેલા રોગોપદ્રવને લીધે પ્રેસવાલાઓને કંપોઝીટરો પૂરતા મલ્યા નથી. ને તેને લીધે આ માસનો અંક ફક્ત ચાર ફર્મોનોજ અમે કહાડી પ્રગટ કરવા શક્તિમાન થયા છીએ. બાકી રહેલા ચાર ફર્માઓ વર્ષના બાકીના ભાગમાં પૂરા કરી આપવામાં આવશે.

જન્મપત્રી તેમજ વર્ષ પત્રીનાં કાઉપનોના જવાબ અમે વાળી શક્યા નથી તે માટે અમારા કદરદાન ગ્રાહકો અમને માફી આપશે એવી અમને આશા છે. ઉપાધીમાંથી મુક્ત થતાંજ પહેલી જોગવાઈએ તે કામ શરૂ કરવામાં આવશે.

તંત્રી.

કાxમ.

---

# જ્યોતિષતત્ત્વચિંતામણિ.



વીરમગામ, તા. ૨૪-૨-૯૭.

**મેહેરબાન જ્યોતિષતત્ત્વચિંતામણિના તંત્રી સાહેબ**

**મુંબઈ**

**સાહેબ**

૧ વિનંતિ કે લઘુપારાશરીમાં ત્રીજા, છઠ્ઠા અને અગીઆરમાં સ્થાનના અધિપતિ ગ્રહો અને કેંદ્રના અધિપતિ શુભ ગ્રહો અશુભ ફળ આપનારા, તેમ ત્રિકોણના અધિપતિ ગ્રહો અને કેંદ્રના અધિપતિ પાપ ગ્રહો શુભ ફળ આપનારા છે એમ લખેલું છે. આ સંબંધમાં પ્રશ્ન એ છે કે જન્મલગ્ન કર્ક હોય ત્યાં ગુરૂ છઠ્ઠા તથા નવમા ભાવનો સ્વામી થાય છે; તો આ સ્થળે ગુરૂને શુભ ફલપ્રદ કે અશુભ ફલપ્રદ સમજવો?

૨ આ માસિકના ૩-૪ અંકના ૩૯ મે પાને આપે લખેલા જવાબમાં "દશાફળ એ ફળમાંનું બારમું ફલ છે" એમ લખેલું છે. વાચકવર્ગના હિતમાટે આ બાર ફળ કયાં કયાં છે તે લખી મોકલવા કૃપા કરશો.

૩ આ માસિકોમાં આર્ષ ગ્રંથો જેવા કે "જૈમિનીસૂત્ર, લઘુપારાશરી" વગેરેનાં ભાષાંતર આપવાં શરૂ થઈ ચુકેલાં છે, પરંતુ માસિકનાં સર્વ ગ્રાહકો તેમનો ઉપયોગ કરી શકે તેટલું જ્યોતિષનું જ્ઞાન ધરાવનારાં નહિ હોવાં જોઈએ; માટે એ ગ્રંથો સુગમતાવાળા અને ઉપયોગમાં આવે એવા થવામાટે ભાષાંતર સાથેજ કેશવીજાતકમાં જેવું ઉદાહરણ આપેલું છે તેવાંજ સ્પષ્ટ ઉદાહરણ આપવાની જરૂર છે કે તેથી તે ગ્રંથોના આશય સમજાતાં તેમનો ઉપયોગ થઈ શકે. આશા છે કે વાંચકોના હિતનેમાટે આવતા માસિકથી આ ઉદાહરણો આપવાં શરૂ કરશો.

૪ ફળાદેશ જન્માંગકુંડલિથી કહેવો કે ચલિત કુંડલિથી કહેવો? જો ચલિત કુંડલિથીજ કહેવો તો જન્માંગકુંડલિ શા ઉપયોગમાં લેવી?

૫ લઘુપારાશરીમાં ચાર પ્રકારના સંબંધ કહેલા છે તે જન્માંગ કુંડલીથી લેવા કે ચલિત કુંડલિથી? જન્મ લગ્ન કર્ક હોય અને ધારો કે ત્રીજા ભાવમાં

ગુરૂ અને અગિઆરમામાં મંગળ પડેલા છે. ચલિત કુંડલિમાં ગુરૂ ચળીને ચોથા ભાવમાં ગયો છે તેથી જન્માંગમાં ગુરૂ અને મંગળને એકાન્યતર દૃષ્ટિનો સંબંધ હતો તે ચલિત કુંડલિમાં ઉડી ગયો. આ કારણથી આ પ્રશ્નની જરૂર થઈ છે.

૬ કેશવીજાતકના ભાષાંતરમાં પ્રથમ શ્લોકના ભાષાંતર નીચે ના. ૨ ની ટીપ આપેલી છે તેમાં લખેલું છે કે "પ્રાચીન ગણિતના ગ્રંથોમાં ગ્રહલાઘવ ને બ્રહ્મતુલ્ય એ બે ગ્રંથોના ગ્રહો ઠીક ઠીક દૃકતુલ્ય માલુમ પડતા આવ્યા છે." આ બે ગ્રંથો પૈકી વધારે વિશ્વસનીય અને ફલાદેશની સત્યતાના ખરનું ગણિત કોનું છે? બ્રહ્મતુલ્યથી સાધેલો સ્પષ્ટસૂર્ય(રામબીજના સંસ્કારવાળો)ગ્રહલાઘવથી સાધેલા સ્પષ્ટસૂર્યથી લગભગ સાડાસાત કળા વધારે આવે છે તેમ બીજા ગ્રહોમાં અંશાદિકનો તફાવત રહે છે. આમ થવાથી જોકે જન્માંગ કુંડલિમાં કોંક વખતેજ તફાવત આવશે; પણ નવાંશાદિ કુંડલિઓમાં સૂર્યાદિ ગ્રહોનાં સ્થાન ભિન્ન ભિન્ન આવવાનો હમેશાં સંભવ રહે છે; એટલુંજ નહિં પણ વર્ષફળમાં હીનાંશા દશાના દિવસોમાં મોટો તફાવત આવશે, અને તેથી ફળાદેશમાં વ્યભિચાર આવે એ ખુલ્લું છે. આથીજ અમારા પ્રશ્નના સ્પષ્ટ નિર્ણયની જરૂર સહજ જણાશે.

૭ આપ સાયન ગ્રહસાધનની હીમાયત કરો છો પણ આપણા પૂર્વાચાર્યોના જાણવામાં અયનાંશ છતાં તેમણે ચર અને લગ્ન સાધનના કામમાંજ તેમનો ઉપયોગ કરી સ્પષ્ટગ્રહો અને લગ્ન દૃક્કર્મના સંસ્કાર શિવાયનાં નિરયનજ સ્વીકારેલાં છે આનું શું કારણ? દૃક્કર્મ સંસ્કાર શિવાય ગ્રહો કદીપણ દૃગૈક્ય થવાનાજ નહિં એ ખુલ્લું છે તો કેશવાચાર્યનો ભાવાર્થ દૃક્કર્મ સંસ્કૃત સ્પષ્ટ ગ્રહો વરતી જન્મપત્રી બનાવવાનો છે કે તેણે "દૃક્તુલ્ય થતા હોય તે પક્ષના સ્પષ્ટ ગ્રહો વરતવા," એવું શ્લોકમાં લખીને કેવળ મિથ્યા આડંબરજ કરેલો છે?

૮ આના ઉત્તરો પ્રશ્નો સાથેજ આપના માસિકમાં આપશો કે તેથી વાચકવર્ગના જાણવામાં આવતાં તેમને પણ ફાયદો થાય.

લી. સેવક,

પ્રાણલાલ બળદેવજી મુનશી

પોષ્ટમાસ્તર વિરમગામ.

## મી૦ પ્રાણુલાલ બળદેવરામ મુનશી જોગ.

નિવાસ વિરમગામ.

**સાહેબ,**

આપે પૂછેલા પ્રશ્નના જવાબ ખુલાસાવાર આ નીચે આપેલા છે, તે વાંચી શંકાઓનું સમાધાન કરશો.

જવાબ ૧— ગુરૂ ત્રિકોણુનો સ્વામી થતો હોવાથી **શુભફળપ્રદ** સમજવો. આ સંબંધમાં બૃહત્પારાશરીમાં નીચેપ્રમાણે લખવામાં આવેલ છેઃ

**भार्गवेन्दुसुतौ पापौ भूसुतांगिरसौ शुभौ ॥**
**एक एव ग्रहः साक्षाद्भूसुतो योगकारकः ॥ १ ॥**
**निहंता रविजोन्ये तु मानिनो मारकाह्वयाः ॥**
**कुलीरसंभवस्यैव फलान्युक्तानि सूरिभिः ॥ २ ॥**

કર્ક લગ્નમાં જેનો જન્મ થયો હોય તેને શુક્ર અને બુધ પાપફળપ્રદ મંગળ અને ગુરૂ શુભફળપ્રદ હોયછે. ગ્રહમાં ફક્ત એક મંગળજ યોગકર્તા ગ્રહ થાયછે. શનિ મારનાર થાયછે અને બાકીના મનુષ્યના મારક કહેવાય છે. એ પ્રમાણે શુભાશુભ ફળ વિદ્વાનોએ કહેલ છે.

જવાબ ૨— જે બાર પ્રકારનાં ફળ જાણવાની તમારી ઇચ્છા છે તે અમે **શ્રીપતી**નાં વચનોમાં નીચે આપીએ છીએ.

**पाकं द्वादशधा वदंति यवना दिग्भेदभिन्नं तथा ॥**
**माणित्थाः खलु बादरायणमुनिस्तं चाष्टधा प्रोक्तवान् ॥**
**षड्भेदं खलु सिद्धसेनविबुधस्तं देवलाद्याः पुनर् ॥**
**भेदैरब्धिमितैरुदारधिषणः श्रीविष्णुगुप्तस्त्रिभिः ॥ १ ॥**

**યવનાચાર્ય** અને તે મતના અનુયાયીઓ દશાફળ બાર તરેહનું છે એવું કહેછે.[1] **માણિત્થ** અને તેના શિષ્યો દશ તરેહેથી, **બાદરાયણ** મુનિ અને તેના મતને અનુસરનારાઓ આઠ ભેદથી,[2] ડાહ્યા **સિદ્ધસેનાચાર્ય**

---

૧ યવનાચાર્યે અતિસૂક્ષ્મતા વાસ્તે જે પાક દશાફળના વિભાગ કરેલા છે તે અતિવિસ્વસનીય છે, સ્પષ્ટ ગ્રહ કુંડલીપરથી આ રીતે નકી કરેલ દશાફળમાં વ્યભિચાર આવવો અસંભવિત છે.

૨ આ મુનિનો મત વરાહમિહિરે દશાફળ સંબંધમાં સ્વિકારેલ છે, ને તે દશાફળાધ્યાયમાં તેમણે લીધેલ છે.

ને તેના શિષ્યો છ ભેદથી, **દેવલાદિ** મુનિઓ ચાર ભેદથી, વિશાલ બુદ્ધિમાન **વિષ્ણુગુપ્ત** ત્રણ ભેદથી, અને **સત્યાચાર્ય** બે ભેદથી દશાફળ કહેછે.[1] એ સર્વેનાં રચેલાં શાસ્ત્રો તપાસી તેમાંનો કંઈ પણ ભાગ રહી ન જાય તેવી રીતે હું તે (બાર પ્રકારનાં ફળનાં નામ નીચેપ્રમાણે) કહુંછું. ॥ ૧ ॥

पाकं द्विभेदं मुनिराह सत्यस्तच्छास्त्रदृष्ट्वा कथयाम्यशेषम् ॥
नैसर्गिकःस्यात्प्रथमोऽत्रभेदोदशाक्रमाख्यश्चभवेद्द्वितीयः ॥ २ ॥
अन्तर्दशाख्यः कथितस्तृतीयः प्रोक्तश्चतुर्थो विदशाभिधानः ॥
योराशिसंज्ञः खलुपंचमोऽत्र षष्ठस्तथाभावफलाख्यभेदः ॥ ३ ॥
योगाभिधःस्यात्खलुसप्तमोऽपिस्यादष्टमोदृष्टिफलाभिधानः ॥
प्रोक्तोष्टवर्गोनवमोमुनींद्रैः होरादिवर्गोदशमोग्रहाणाम् ॥ ४ ॥
प्रत्यब्दमासद्युनिशाफलैःस्यादेकादशोभोजनमैथुनाद्यैः ॥
सद्वादशःसत्वशरीरधातुस्वरूपभेदैः कथितोऽत्रतज्ज्ञैः ॥ ५ ॥

નૈસર્ગિક દશાફળ એ પહેલો ભેદ છે;[2] આયુર્દાય દશાક્રમ નામનો બીજો ભેદ છે.[3] અન્તર્દશા નામનો ત્રીજો ભેદ કહેવાયલો છે;[4] વિદશા નામનો ચોથો ભેદ છે;[5] રાશિફળ નામનો પાંચમો ભેદ છે;[6] ભાવફળ નામનો છઠો ભેદ

---

૧ બાર ભેદને બે ભેદમાં સમાવી સુગમતામાટે સત્યાચાર્યે ફક્ત બે પ્રકારનાજ દશાફળ ભેદ ગણાવેલ છે. સમગ્ર ફળભેદનો તેમાં સમાવેશ થઈ જતો હોવાથી તે ભેદપરથી દશાફળ કહેવાનું સુગમ પડે છે. આ બે ભેદમાં પણ ભાવિફળ વિચારનારે સમગ્ર ફળનો વિચાર કરીનેજ નિર્ણય કરવો.

૨ ગ્રંથોક્ત ક્રમપ્રમાણે નિયમિત વર્ષની દશા વિધિને **નૈસર્ગિક** દશા કહેછે, એને તાંત્રિક દશા પણ કહેવામાં આવે છે. અષ્ટોતરી, વિંશોત્તરી, વિગેરે દશાવિધિ નૈસર્ગિક દશા કહેવાય છે. વર્તમાન ગ્રહની દશાનું ફળ એ નૈસર્ગિક દશાનું ફળ કહેવાય છે.

૩ અંશાયુ, અષ્ટક વર્ગ વિગેરે આયુર્દાયોક્ત દશા એ સ્વાભાવિક દશા કહેવાય છે. એ દશામાં વર્તમાન દશાનું ફળ તે ગણિતાગત ગ્રહદશાફળ કહેવાય છે.

૪ મહાદશામાં જે ગ્રહની અન્તર્દશાઓ ચાલતી હોય અથવા તો ચાલવાની હોય તેમનું જે ફળ હોય તે અન્તર્દશા ફળ કહેવાય છે.

૫ ગ્રહની વર્તમાન વિદશાઓનું ફળ તે વિદશા ફળ કહેવાય છે.

૬ જે ગ્રહની દશાનું ફળ વિચારવાનું હોય તે જે રાશિમાં રહેલ હોય તેનું જે ફળ હોય તે.

છે;[1] યોગોક્તફળ નામનો સાતમો ભેદ છે;[2] દૃષ્ટિફળ નામનો આઠમો ભેદ છે;[3] અષ્ટકવર્ગોત્પન્ન ફળ નામનો મુનિઓએ નવમો ભેદ કહેલ છે;[4] હોરાદિ વર્ગફળ નામનો દશમો ભેદ છે;[5] પ્રતિવર્ષ, માસ અને દિવસ ફળ નામનો અગિઆરમો ભેદ છે.[6] અને ભોજન, મૈથુન વિગેરેથી તથા સત્વ, શરીર અને ધાતુ તથા સ્વરૂપપરથી નક્કી કરાતાં ફળને તે શાસ્ત્ર જાણનારાઓએ દશા ફળનો બારમો ભેદ કહેલ છે.[7] ॥ ૨ ॥ ૩ ॥ ૪ ॥ ૫ ॥

---

૧ દશાપતિ ગ્રહ જે ભાવમાં પડેલો હોય તેનું જે ફળ હોય તે.

૨ યોગ ચાર પ્રકારના છે. દ્વિગ્યાદિ ગ્રહયોગ ફળ, રાજયોગ ફળ, નાભસયોગ ફળ ને ચંદ્રયોગ ફળ એકથી વધારે ગ્રહ એકજ રાશિમાં રહેલા હોય તેમનું જે ફળ હોય તે દ્વિગ્યાદિ ગ્રહયોગ ફળ કહેવાય છે. જે ગ્રહના યોગથી રાજયોગ ઉત્પન્ન થતો તે જે પ્રકારનો હોય તે રાજયોગ ફળ. બૃહજ્જાતકાદિ ગ્રંથમાં શકટ, યૂપ, વીણા આદિ જે નાભસ યોગ કહેવામાં આવેલ છે તેમાંનો જે યોગ ઉત્પન્ન થતો હોય તેનું ફળ તે નાભસયોગ ફળ કહેવાય છે. સુનફા, અનફા, દુર્ધરા, કેમુદ્રુમ ને અધિયોગ વિગેરે યોગો ચંદ્રયોગ કહેવાય છે ને તેમનું ફળ ચંદ્રયોગ ફળ કહેવાય છે. આ ચાર પ્રકારના યોગમાં નાભસ યોગનું ફળ જીંદગીની શરૂઆતથી તે અંતસૂધી થયા કરેછે. બાકીના યોગનું ફળ યોગકર્તા ગ્રહની દશા અન્તર્દશામાં થાય છે. જ્યારે દશાફળ વિચારવાનું હોય ત્યારે યોગોક્ત ફળમાં પ્રથમ નાભસ યોગ થતો હોય તો તેનું ફળ લેવું. બાદ જે ગ્રહની દશા અન્તર્દશા કે વિદશાનું ફળ વિચારવાનું હોય તે ગ્રહ ઉપર કહેલા જે યોગમાં કારણભૂત હોય તે યોગનું ફળ પણ લખવું.

૩ જે ગ્રહની દશાનું ફળ નક્કી કરવાનું હોય તેની દૃષ્ટિનું જે ફળ હોય તે ફળ.

૪ જે વખતે દશાફળ નક્કી કરવાનું હોય તે વખતે તે ગ્રહની સાથે તાત્કાલિક ગ્રહનું અષ્ટક વર્ગોક્ત રીતે જે શુભાશુભ ફળ આવતું હોય તે અષ્ટક વર્ગોક્ત ફળ કહેવાય છે.

૫ જન્મ વખતે ગ્રહ જે વર્ગમાં રહેલો હોય તેનું પૃથક્ પૃથક્ ફળ તે હોરાદિ વર્ગફળ કહેવાય છે. આ સ્થળે ગ્રહની રાશિ ફળ પ્રમથ અલગ ગણાવેલ છે માટે લગ્નને વર્ગ તરિકે ગણવું નહીં.

૬ દશાફળ નક્કી કરતી વખતે વર્ષમાસ દિવસ તથા ભોજન, મૈથુન વિગેરેપરથી ઈષ્ટ ગ્રહનું જે ફળ નક્કી કરાતું હોય તે ફળ.

૭ મનુષ્યનું સત્વ, શરીર, ધાતુ અને સ્વરૂપ જોઈ નક્કી કરવામાં આવેલાં ફળને બારમા દશા ક્રમફળ તરિકે ગણવામાં આવે છે.

**સૂચના**—જે ગ્રહની દશાનું ફળ નક્કી કરવાનું હોય તેનું ઉપર કહેવામાં આવેલ બાર રીતિએ જે ભિન્ન ભિન્ન ફળ આવતું હોય તે એકત્ર લખવું; બાદ તેનો

જવાબ ૩—ઉદાહરણ આપવા સંબંધમાં તમારી સૂચનાઓપર વેળાસર અમલ કરવામાં આવશે. ગયા માસમાં જે ગ્રંથ ચાલુ કરવામાં આવ્યો છે, તે એકથીજ સમગ્ર જ્યોતિષશાસ્ત્રના ફળાદેશ વિષયનાં મૂળતત્વો જાણી શકાય તેમ છે. અમારાથી દરેક બનતી કોશેશે તેને સરલ અને ઉદાહૃત બનાવવામાં આવશે.

જવાબ ૪—ભાવીફળનો આદેશ કેવળ જન્માંગ ચક્રપરથીજ કરવો. જ્યોતિષશાસ્ત્ર ગ્રંથોમાં ચલિત કુંડલી કરવા સંબંધમાં સ્ફૂટ લેખો ઘણાજ જુજ મળી આવે છે, જે ભાવમાંથી ગ્રહ ચળે છે તે ભાવનું તે ફળ આપતો ન હોય તોજ તેને ચળીત કુંડલીનાં સ્વતંત્ર ફળદાતા તરિકે ગણી શકાય. જન્મપત્રીમાં દરેક ગ્રહના વિંશોપકા કરવામાં આવે છે, તે એવી મતલબથી કે ગ્રહ કયા કયા ભાવનું કેટલા કેટલા વિશ્વા ફળ આપી શકશે. દાખલા તરિકે, તમારાંજ ઉદાહરણમાં ગુરૂ ત્રીજેથી ચોથે ભાવે ગયેલ તમે જણાવો છો. એમાં ગુરૂ ત્રીજા ભાવનું ફળ નહીં આપશે એમ તમારે સમજવું નહીં. ત્રીજા ભાવ તથા ચોથા ભાવમાં તેના જેટલા ફળ વિશ્વા મળેલા હોય તેટલા પ્રમાણમાં તેનાં બન્ને ભાવફળ પરથી જે ફળ ઉત્પન્ન થાય, તે તેનું નક્કી ભાવફળ થાશે. ચલિત કુંડલી વિશેષે કરી અમુક ભાવમાં કઈ રાશિ રહેલી છે તે સ્પષ્ટપણે જાણવા માટે બનાવવામાં આવે છે. "અમુક ભાવનો સ્વામી અમુક સ્થાનમાં પડેલો હોય તો અમુક ફળ થાય." એવો જ્યાં લેખ હોય; ત્યાં ચલિત કુંડલીપરથી ભાવસ્વામી જાણવો ને જન્માંગ ચક્રપરથી જન્મલગ્નથી તેના વિંશોપકા પ્રમાણમાં ભાવનું ફળ જાણવું. "અમુક ભાવનો સ્વામી અમુક રાશિમાં રહેલો હોય" એ ફળ જોતી વેળા ભાવપતિ ચલિતપરથી લેવો ને તેની રાશિ વિગેરેનો વિચાર જન્માંગપરથી કરવો. "અમુક ભાવના સ્વામીપર અમુક ગ્રહની દૃષ્ટિ હોય તો અમુક ફળ થાય." એ યોગનો વિચાર ભાવ-

---

બીજ ગણિતના નિયમાનુસાર ઐક્ય કરવું; તે એવી રીતે કે એક ફળમાં ગ્રહ જાતકને માંદો પાડતો હોય ને બીજામાં તેજ સુખી રાખનાર જણાતો હોય તો તે માંદો પણ નાખે નહીં ને તે સુખી પણ રાખે નહીં. તેમજ એક સ્થળે તે પૈસો અપાવતો હોય ને બીજા યોગમાં તે પૈસો હરતો હોય તો પણ તેની મિશ્રસ્થિતિ કહેવી. મતલબ કે ફળનો વિરોધ હોય તો નાશ ને સમાનતા હોય તો વૃદ્ધિ કહેવી. આ દશા ફળના સર્વે નિયમ ધ્યાનમાં રાખી ફળાદેશ કરવામાં આવે તો અતિસૂક્ષ્મ ભાવીફળ જણાયાવિના રહેશે નહીં.

પતિ ચલિતપરથી જાણી સ્ફૂટ દૃષ્ટિ પ્રમાણમાં કરવો. એટલે ફ્લાદેશ કેવળ જન્માંગ પરથી નહીં કરતાં ભાવ કુંડલીની ભાવરાશિઓ ધ્યાનમાં લઈ જન્માંગ ચક્રપરથી કરવો. આ મધ્યમ માર્ગ સર્વે આચાર્યોના મતથી અવિરૂદ્ધ છે.

જવાબ ૫—આ પ્રશ્નના પ્રથમ ભાગના જવાબનો ઉપરના જવાબમાં સમાવેશ થાય છે, એટલે તેની પુનરૂક્તિ કરતા નથી. દૃષ્ટિસંબંધમાં કેવળ સ્થાનપરત્વે ગણના નહીં કરતાં કેશવીમાં જે રીતે દૃષ્ટિ વરતવાનું કહેવામાં આવ્યું છે તે રીતે દૃષ્ટિ નક્કી કરવા પછી તમારે આ સવાલના જવાબની રાહ જોવી પડશે નહીં. તમારાં પોતાનાં ઉદાહરણમાં સ્પષ્ટ રીતે જો ગુરૂ મંગલની દૃષ્ટિ કાયમ રહેતી હોય તો પછી તેના એકાન્યતર દૃષ્ટિનો સંબંધ જતો રહે નહીં. તમે જાણતા તો હશોજ કે ગ્રહ ભાવ સંધિથી એક કળા ઓછો વધતો થતો હોય તો તેને આગળ પાછળના ભાવમાં મૂકવામાં આવે છે.

જવાબ ૬—આ સ્વાલની સાથે ફળાદેશમાં વ્યભિચાર આવવા વિશે તમે જે કારણ દર્શાવ્યાં છે તે સાથે અમે અક્ષરસઃ મળતા છીએ. એવો અંશાદિકનો ફેર આવતો અટકાવવા માટેજ અમે **સૂક્ષ્મ નિરયન** ગ્રહ લેવાની ભલામણ કરેલ છે. સૂક્ષ્મ નિરયન સંબંધમાં બે મત છે જેનું વિવેચન અહીં કરવાથી અતિલંબાણ થાય તેમ હોવાથી તે અગાઉપર રાખી એટલુંજ કહેવું બસ થશે કે નાટીકલ એલ્મેનેકમાં જે સાયન ગ્રહ આપવામાં આવે છે; તેમાંથી શુદ્ધ અયનાંશ બાદ કરી જે સ્પષ્ટ ગ્રહ મળે તેને બીજા અન્ય ગ્રંથના અભાવે ઉપયોગમાં લેવા. આથી ગ્રહસ્થિતિનાં ફેરફારને લીધે આવતો વ્યભિચાર અટકશે.

જવાબ ૭— અમે સાયન ગ્રહસાધનની હીમાયત કરી છે તેમાં કાંઈ ખોટું નથી જે પક્ષથી ગ્રહનાં સ્થાન સૂક્ષ્મ રીતે જાણી શકાય તે લેવામાં કશી પણ હરકત નથી. સાયન ગ્રહસાધન કરવું એવાં અમારાં કહેવાથી અમે સાયનગ્રહ ફળાદેશમાં ઉપયોગમાં લેવાનું કહ્યું એવો અર્થ નીકળતો નથી, નિરયનગ્રહ સાધનમાં કેટલીક સ્થૂળતા હોવાને લીધે અમે તે મતને વિશેષ પસંદ કરેલ છે; પરંતુ ફળાદેશમાં સાયનગ્રહ લેવા કે કેમ તેના નિર્ણયપર હજુ અમે આવ્યા નથી. અમારૂં કહેવું એટલુંજ કે **“સાયનગ્રહની રીતિએ સ્પષ્ટ ગ્રહ સાધી તેમાંથી નિરયનગ્રહ લાવીને ફ્લાદેશમાં ઉપયોગમાં લેવા.”** એ લાવવાનાં કોષ્ટકો તૈયાર કરવાનું કામ ચાલુ છે; તે તૈયાર થયેથી જ્યોતિષ વિદ્યાના અનુરાગીઓને જણાવવામાં આવશે.

શ્રીમાન **કેશવદૈવજ્ઞનાં** "દૃગ્તુલ્ય થતા હોય તે પક્ષના સ્પષ્ટગ્રહ વ-રતવા." આ વાક્યપર તમોએ જે આક્ષેપ મૂક્યો છે તે પાયાવિનાનો તથા ગેર સમજનો છે. "દૃક્કર્મ" તથા "દૃગ્તુલ્ય" આ બન્ને શબ્દનો એક અર્થ નથી. જે સંસ્કાર આપવાથી ગ્રહ આપણનાં દૃષ્ટિ સૂત્રપર આવેછે તેને "દૃક્કર્મ" કહેછે; અને જે ગ્રહનાં સ્થાન આકાશમાં ગણિતતુલ્ય માલમ પડે તે ગ્રહનાં સ્થાન (ગ્રહ) ને "દૃક્તુલ્ય" ગ્રહ કહેછે.

દૃક્કર્મથી ગ્રહનાં વાસ્તવિક સ્થાનમાં ફેર પડતો નથી; પરંતુ વાતાવરણને લીધે ગ્રહબિમ્બ તેની અસલ સ્થિતિ કરતાં કંઈ ઉચું નીચું માલમ પડેછે; આ કેટલું ઉચું વા નીચું છે એ જાણવાની રીતિને દૃક્કર્મ કહેછે. એ તફાવત ફક્ત નલિકા તથા ગ્રહના ઉદયાસ્તના વરતારામાંજ ઉપયોગમાં લેવામાં આવેછે. નહિ કે ગ્રહનું અતિ સૂક્ષ્મ સ્થાન જાણવા માટે.

શ્રીકેશવાચાર્યનો મિથ્યાડંબર નથી. તેનું કહેવું અક્ષરશઃ સત્ય અને અર્થમય છે. તેણે પોતે ગણિતના ગ્રંથ બનાવેલ છે છતાં જતે કાળે ગણિતમાં ફેરફાર પડશે એવી અગમચેતીથી પોતાના પક્ષના ગ્રહ લેવાનું નહીં કહેતાં જે પક્ષથી ગ્રહ દૃગ્ગોચર થતા હોય તે પક્ષનાજ ગ્રહ લેવાનું તેણે કહેલું છે. એમનાં અહંકારરહિત નિરપેક્ષ વચનપર આપણે સમજફેરથી આક્ષેપ મૂકીએ એ અઘટીત છે. અમને આશા છે જે આ ખુલાસાથી તમારી સર્વે શંકાઓનું સમાધાન થયું હશે. કદાચ હજુ પણ શંકા રહેતી હોય અથવા જ્યોતિષ વિષયના કોઈ પણ વિષય સંબધી તમારે પ્રશ્ન પૂછવા હોય, તે ખુશીની સાથે અમને પૂછશો. અમે બનતી તજવીજે તમારી શંકાઓનું સમાધાન કરશું.

કોઈ પણ તરેહનું ભાવીફળ જાણવા માટે જે બે પ્રશ્ન પૂછવાની અમે દરેક ગ્રાહકને છૂટ મૂકીછે તેને આવા વિદ્યાવિનોદાર્થે પૂછવામાં આવેલા પ્રશ્ન સાથે કશો સંબંધ નથી. આપ જ્યોતિષ તરફ ઉત્સાહ રાખો છો ને તેને ફેલાવો કરવા તરફ આપની ધારણા છે એ જોઈ અમે ખુશ થયા છીએ ને તમને તે માટે ધન્યવાદ આપીએ છીએ.

**તંત્રી. કાનજી વિ. મયાશંકર દ્વિવેદી.**

---

# ज्योतिषतत्त्वचिंतामणि.

## મલાડ ગામના રહીશ આનંદરાવ, આર, તાલવડેકરે હિંદુસ્થાનમાં ચાલતા દુષ્કાળ તથા રોગ સંબંધમાં જ્યોતિષવિદ્યાના પ્રમાણથી નાખેલું વધારે અજવાળું.

( મુબઈસમાચારપરથી. )

સાહેબ, મુંબઈ અને ઈલાકાનાં બીજાં શહેરોમાં મરકીને લીધે ઉદાસી, ધાસ્તી અને ગભરાટનું જે વાદળ ઘેરાયલું છે તેને વીખેરી નાખવાને કામે લાગે એવી કોઈ પણ ખબર હાલને સમયે ખસુસ કરીને આવકારદાવક ગણાવી જોઈએ તેટલા માટે મરકીના હુમલામાંથી આપણો જલદીથી છૂટકો થનાર છે એવી જે ખબર મદરાસના એક વરતમાનપત્રમાં એક જોતીષિયે થોહુંકની વાત ઉપર પ્રગટ કરાવી હતી તેને પણ આપણે આવકારદાયક ગણીશું. ગરીબ નીરદોષ મનુષયોને પોતાની લડતમાં ધસડવા વીના આપણાથી અતીશય છેટે આવેલા ગ્રહો પોત પોતા વચ્ચે ચાલતા વાંધાઓનો નીવેડો કાં લાવી શકતા નથી તેનો સંતોષકારક ખુલાસો તો ગ્રહોની ચાલનો ઉંડો અભયાસ કરનારા માહાન જોતીષોજ કરી શકશે. જે કેટલીક ચીજોનું જ્ઞાન ઈનસાને હજીસુધી મેળવયું નથી, તેઓ પરદા પાછળ રહી તેના ભવીષ ઉપર ચાલુ અસર કરે છે. આપણી હાલની લડત પણ, નામદાર ગવરનર લાર્ડ સેનડહરસ્ટના બોલોમાં બોલયે તો, એક અણદીઠ દુશમન સામે છે: એ અણદીઠ દુશમન જેને વીષે અર્થશાસ્ત્ર અને નીતી શાસ્ત્રમાં ઈશારા કરવામાં આવેલા જોવામાં આવે છે, તે કેટલી કેટલી મુદતે પોતાનું જોર અજમાવે છે તેને લગતા ગુપત કાયદાનો ભેદ હજી સુધી હાથ લાગયો નથી એમ જણાવવામાં આવે છે. એમ છતાં ચોકસ નીયમીત મુદતે લગન અને આપઘાતોની સંખ્યામાં થતો વધારો, વેપાર ઉદયોગની થતી ચહડતીપડતી તથા એવાજ

બીજા કેટલાક સંસારી બનાવો એ ગુપત કાયદાને આધીન રહી બન્યા જાય છે. એ ગુપત કાયદાનો થોડે ઘણે દરજ્જે ખુલાસો આપી શકાય એમ છે. ચોક્સ બનાવો નીયમીત વખતે પાછા અને પાછા બનવાજ જોઈએ એવો કુદરતનો કાયદો હોય એમ જણાય છે. ભરસપતી ચક્ર જે હીંદી ખગોળવીદયામાં સાઠ વરસનું ગણાય છે તેને નીયમીત અંતરે ચોક્સ બનાવો પાછા બનવા જોઈએ. એવો નીયમ ચાલતો જણાય છે. એ ચક્રના દરેક વરસને ચોક્સ નામ આપવામાં આવેલું હોય છે. વરસના નામ ઉપરથી તેના સારા નરસા ગુણોવીષે કેટલીક વખતે જો કે ચોક્સ સમજ પડતી નથી, તોપણ ઘણીક વેળા અમુક મુદતેમુદત સારા માઠા બનાવો પાછા ને પાછા બને છે એમ અનુભવ ઉપરથી પુરવાર થયું છે, અને જે ચોક્સ વરસમાં તે બને છે તે વરસને આપેલું નામ તેની સમજ પાડે છે. દાખલા તરીકે હાલનું ૧૮૧૮નું હીંદુ શાકે વરશ આવતી તા૦ ૨ જી એપ્રીલે પુરૂં થાય છે તેને 'દુરમુખ' એટલે કે ઉદાસી અથવા શોકાતુર ચહેરા કે સ્વભાવનું એવી ઉપમા આપવામાં આવી છે. આપણને અતયાર સુધીમાં મળેલા અનુભવ ઉપરથી તે ખચીતજ શોકાતુર પસાર થયું છે. સાઠ વરસ ઉપર એજ ' દુરમુખ ' નામના વરસમાં બંગાળમાં ભારે દુકાળ પડ્યો હતો જેથી લગભગ આઠલાખ આસામીઓનો ઘાણ નીકળ્યો હતો. તે પછી એ દાહેકા રહીને એટલે ઇ૦ સ૦ ૧૮૫૭ ના વરસમાં હીંદુસ્તાનના લશકરે ઉઠાવેલા બળવાને વખતે ભયંકર ખુનરેજી ચાલી હતી. તે પછી બે દાહેકા રહીને એટલે ૧૮૭૬–૭૭ ના વરસમાં ઉપલાજ ઈલાકામાં ભારે રેલથી અસંખ્ય ઢોરો ઉપરાંત એક લાખ આસામીઓ તણાઈ મુવાં હતાં. જેઓ રેલના સપાટામાંથી બચી ગયાં હતાં તેઓમાંથી ઘણાકો પાછળથી કાલેરાને શરણ થઈ ચાલ્યા ગયા હતા એજ અપશકુન ભરેલાં વરસમાં ચાલેલી ભારે ટીપણીથી દક્ષીણ હીંદુસ્તાનમાં વીસ લાખ એકર જેટલી જમીન ખેતી થવા વીના નીરૂપયોગી પડી રહી હતી, અને તેથી આસરે ૮૨,૫૦,૦૦૦ આસામીઓ મરણ પામ્યાં હતાં. તે પછીના બે દાહેકા રહીને આવેલાં એજ અપશકુન ભરેલાં ' દુરમુખ ' નામના વરસમાંથી આપણે પસાર થઈયે છીયે. એ વરસમાં પડેલા ભયંકર દુકાળથી આખાં હીંદુસ્તાનનો નકસો ગોયા છેકાંઈ ગયોછે. દુકાળના જોડેજોડ મરકી શુરૂ થયાથી મનુષ્યોની હાડમારીનો અંત રહ્યો નથી. એ ચક્રના ૧૮૩૭, ૧૮૫૭, ૧૮૭૭ અને ૧૮૯૭ ના વરસોમાં થયલી ખરાબીની એવાં જ આગળ પસાર થઈ ગયલાં ' દુરમુખ ' વરસોમાં થયલી ખરાબીઓ સાથેની સરખામણી તવારીખન-

વેસો તથા અસલી બાબતોનો શોક ધરાવનારા અભયાસીઓ માટે એક વીચીત્ર તથા ઉપયોગી બાબત થઈ પડશે. નામદાર મહારાણીના રાજ્ય અમલના સાઠ વરસ દરમ્યાન દર વીસ વરસે બનતી રહેલી એવી ભયભીત આફતોને સુધારાની સઘળી સામગ્રીઓ સાથે ગમે એવી મજબુત કોશેશો કર્યા છતાં, આપણી મજબુત અને પ્રજાહીત ઇછિનારી સરકાર દુર કરી શકી નથી. અરથશાસ્ત્રીઓ વેપારની ચહડતી પડતી વીષે જેટલી ચોકસીથી આગાહી કરી શકે છે તેટલીજ ચોકસીથી એ ચક્રના સાઠ વરસમાં દર વીસ વીસ વરસને અંતરે બનનારી હોનારતો વીષે આગાહી કરી શકાય એમ સ્પષ્ટ દીસે છે. વરસના વહેવા સાથે મળેલા આગળ વધતા જતા અનુભવને અનુસરીને મજબુત કોશેશ કરયાથી દેશની કુદરતી અને તેના વતનીઓની નીતી રીતી સંબંધી સ્થીતીમાં ઘટતો ફેરફાર કરી છેટે પડેલા મંગળ, બ્રેસપતી કે શનીશ્વરની માઠી અસરો કરતાં આપણી નજદીકમાં ઘર કરી રહેલી ખરાબીઓની માઠી અસરો તોડવાને આપણે વધારે સામર્થવાન થઈશું એવી આશા રહે છે. મરકીના સપાટામાંથી આપણો જલદીથી છુટકો થાય તેટલામાટે મદરાસનો ઉપલો જોતિષી નવ ગ્રહોના ચક્રની પુંજા કરવાને આપણને આગ્રહ કરે છે. આપણે સઘળાએ તેમ કરવું જોઈયે છેઃ પણ આપણું પુજાનું ચક્ર વીદયાદેવીના હાથમાં પકડેલું સુધારા વધારાનું ચક્ર હોવું જોઈયે અને આપણા ઉપાધ્યાઓ તરીકે શાસ્ત્રોની જુદી બાબતોના ઉંડા અભયાસીઓએ કામ બજાવવું જોઈયે છે.

---

# શાકે ૧૮૧૯ થી શરૂ થતાં ચૈત્રીવર્ષનો સાધારણ વરતારો.

શાલિવાહન નૃપનું ચૈત્ર શુદ ૧ શનિવારથી, ૧૮૧૯ મું વર્ષ શરૂ થાયછે. જ્યોતિષશાસ્ત્રના નિયમ પ્રમાણે હેમલંબ નામના સંવત્સરનો આરંભ પણ એજ દિવસથી થાયછે. આ વર્ષમાં **રાજા** શનિ છે; **મંત્રી** રવિ છે; **આગોતરા ધાન્યનો સ્વામી** બુધ છે; **વર્ષાદનો સ્વામી** સૂર્ય છે; **રસનો અધિપતિ** શુક્ર છે; ને **પાછળનાં ધાન્યનો સ્વામી** મંગળ છે; આ સ્વામીઓનું નીચે પ્રમાણે ફળ જ્યોતિષશાસ્ત્રમાં આપવામાં આવ્યું છે.

જે વર્ષનો **રાજા** શનિ થયો હોય તે વર્ષમાં ફળ ધાન્ય અને પાણીની ખૂટ પડેછે; મનુષ્યો ચોર અને રોગના ભયથી પીડાય છે; ને રાજાઓ લડાઈમાં લાગેલા રહે છે.

જે વર્ષમાં સૂર્ય **પ્રધાન** હોય તે વર્ષમાં પાણી, ધાન અને પુષ્પાદિની અછત થાયછે; રાજાઓમાં પરસ્પર વૈર વધેછે; મનુષ્ય રોગ અને ચોરના ડરથી પીડાયમાન થાયછે; અને ઘણાં લોકોને ભૂખમરો દુઃખ આપેછે.

જે વર્ષમાં **આગોતરા પાકનો સ્વામી** બુધ હોયછે, તે વર્ષમાં પૃથ્વીમાં ધન, ધાન્ય અને વર્ષાદ પુષ્કળ થાયછે; રાજકર્તાઓ લડાઈમાં ઉપલાવવાનું મન કરતા નથી અને મનુષ્ય સુખી અને ભયહીન થાયછે.

જે વર્ષમાં **વર્ષાદનો સ્વામી** સૂર્ય થયો હોય તે વર્ષમાં ધાન્ય અને પુષ્પાદિનો નાશ થાયછે; ક્વચીત વર્ષાદ પડેછે. તસ્કર અને રોગનો ઉપદ્રવ વધે છે; અને મનુષ્ય રોગના ભયથી વ્યાકુળ રહેછે.

જે વર્ષમાં **રસેશ** શુક્ર થયો હોય તેમાં મીઠું, શેરડી તલ અને અળશી વધારે થતી નથી.

જે વર્ષમાં **પશ્ચાદ્ ધાન્યેશ** મંગલ થયો હોય તે વર્ષમાં ધાન્ય પેદા થતું નથી; કંદ મૂલ થોડા જથામાં પેદા થાયછે; વર્ષાદ થોડી થાયછે; રાજાઓ પરસ્પર લડાઇ કરવામાં મચ્યા રહેછે; અને પ્રજામાં રોગ અને અગ્નિનો અતિભય ઉત્પન્ન થાયછે.

આ વર્ષમાં જ્યેષ્ઠ વદી ૬ રવિવાર, શતતારક નક્ષત્ર, પ્રીતિયોગ સૂર્યોદયાદિષ્ટ ઘટી ૧૨–૬ પળ સમયે સૂર્ય આર્દ્રા નક્ષત્રમાં પ્રવેશ કરે છે; તેનું ફળ નીચે પ્રમાણે છે.

જે વર્ષમાં સૂર્યનો આર્દ્રાપ્રવેશ છઠને દિવસ થાય તે વર્ષમાં માણસો પૈસેટકે તથા સંપત્તિથી સુખી રહેછે.

જે વર્ષમાં આર્દ્રાપ્રવેશ રવિવારે થાય તે વર્ષમાં જાનવરોનો મોટો નાશ થાયછે.

જે વર્ષમાં આર્દ્રાપ્રદેશ સમયે સતતારક નક્ષત્ર હોય તે વર્ષમાં વર્ષાદ ઘણી થાયછે.

જે વર્ષમાં આર્દ્રાપ્રવેશ સમયે પ્રીતિયોગ હોય તે વર્ષમાં આખી પૃથ્વી પાણીથી વ્યાપ્ત થાયછે. અર્થાત્ અતિવર્ષાદ થાયછે.

જે વર્ષમાં આર્દ્રાપ્રવેશ દિવસનો થાય છે તે વર્ષમાં પૃથ્વીમાં અનાજ

થોડું પાકે છે, વર્ષાદ થોડો પડેછે અને મનુષ્યોને તસ્કર તથા રોગનો મોટો ભય રહેછે.

આ વર્ષમાં વર્ષાદનું નામે વાયુ છે તેનું એવું ફળ છે કે વાદળાંમાંથી પાણી પડે નહીં, મનુષ્યો અનાજ વગર હેરાન થાય અને ઘરબારવિનાના થઈ રખડેછે.

આ વર્ષમાં નાગ હિમમાલી નામે છે અને વર્ષાદનો વાસો ધોબીને ઘેર છે તેનું ફળ નીચે પ્રમાણે છે,

જે વર્ષમાં હિમમાલી નામે નાગ હોય છે તેમાં પૃથ્વીમાં પાક સારો થાયછે અને વૃષ્ટિ સારી થવાથી પ્રચુર અનાજ પાકેછે.

મેઘનો વાસો ધોબીને ઘેર છે તેથી આ વર્ષમાં વર્ષાદ ઘણોજ થશે.

વર્ષના રાજાનું જે ફળ કહેલું છે તે પંજાબ, કાઠીઆવાડ અને વિદર્ભદેશ-માટે જાણવું; જે પ્રધાનનું ફળ કહેલ છે તે પૌંડ્ર અને કલિંગ માટે જાણવું; ધાન્યેશનું જે ફળ કહેલ છે તે ગુજરાત અને યવનોના દેશમાટે જાણવું;

મગધ દેશમાં **મેઘેશ** (વર્ષાદનો સ્વામી)નું ફળ જાણવું; અને કોકણને માલવામાં રસેશનું ફળ જાણવું; આર્દ્રાપ્રવેશનું ફળ વિંધાચળ પર્વતના દક્ષિણ ભાગ માટે જાણવું; અને બાકી રહેલા દેશોમાં સંવત્સરનું ફળ જાણવું.

આ વર્ષમાં હેમલંબી નામે સંવત્સર છે તેથી રાજાઓમાં વિરોધ થશે, પૃથ્વીપર અનાજ મધ્યમસર પાકશે, અને ખંડિત વૃષ્ટિ થશે; તોપણ લોકોને પૈસા તરફનો સારો સંતોષ રહેશે.

આ ચૈત્રથી શરૂ થતાં વર્ષનું ફળ જે કોઈ મનુષ્ય શ્રદ્ધાથી વાંચે છે અથવા સાંભળે છે તે વર્ષ દર્મ્યાન સુખી રહેછે. એવું રૂષિઓનું કહેવું છે.

---

નિરયન ગણના પ્રમાણે.

## ચૈત્ર વૈશાખ અને જ્યેષ્ઠ માસનો વરતારો

મળેલું.

---

**ચૈત્ર.** આ માસમાં શનિ મંગળ પરસ્પરથી છઠે આઠમે રહેલ છે તેથી પિત અને વાયુના કારણથી ઉત્પન્ન થતા રોગ વૃદ્ધિ પામશે. ન્યુમોનીક તાપનો ત્રાસ દિન પ્રતિ દિન ઘટશે. ને જન સુખાકારી સુધરવા લાગશે.

રૈયત તથા સરકાર વચ્ચે બેચેની ફેલાશે; જગો જગોએ મારફાડ અને દંગા ફિસાદ થશે. યવન લોકો સરકારને ઘણીજ તકલીફ આપશે. ને ખતા ખાશે.

ધાન્ય તથાં રસકસના ભાવમાં પાછો વધારો થશે. ગરીબ મનુષ્યોને બહુજ વિટંબના ભોગવવી પડશે.

રૂત, સૂતર અને કાપડની બજારમાં સુસ્તી રહેશે; પરંતુ પાછળના ભાગમાં તેમાં જરા જીવન આવશે.

શેરનોટ તથા તેવીજ બીજી જામીનગીરીની ચીજોમાં વધારો થવા સંભવ છે.

મધ્યપ્રાંતમાં દુષ્કાળનું જોર અનહદ માલુમ પડશે ને અસંખ્ય ગરીબો અનાજવિના ભૂખે મરી જશે. સરકાર પોતાથી બનતી કોશેશે દરેક પ્રાણીને બચાવવા કોશેશ કરશે પરંતુ કાળે તેમને ઘેરેલાં હોવાથી તેમનો બચાવ કરી શકશે નહીં. પશુઓ પણ અસંખ્ય મરશે.

આ માસમાં તાપ સખ્ત પડશે. અવાર નવાર દરિઆમાં તોફાની પવન ફૂંકશે.

ક્રીટની ખટપટમાં ગ્રીસને જોકે પાછું હટવું પડશે તોપણ તેને તેના કાર્ય માટે અપયશ મળશે નહીં. ઇંગ્લંડની સરકારને અન્ય રાજ્યોનાં ઐક્યમાં પરાણે દોરાવું પડશે. રૂશિઆ સર્વોપરિ સત્તા ભોગવશે ને ક્રીટની ખટપટનો છેડો તેની મરજી પ્રમાણે આવશે. તરકીને તે મુલકો ગુમાવવા પડશે. કદાચ તેને લડાઇમાં પણ ઉતરવું પડે.

**વૈશાખ.** આ માસમાં જનસુખાકારીમાં સુધારો થશે. ગાંઠીઆ તાવની મરકીનું જોર તદ્દન ઘટેલું જણાશે. અન્ય રોગો પણ શાંત થઇ જશે ને દૈનંદિનિક મૃત્યુની સંખ્યા ઘટવા લાગશે. તાપિત થયેલાં મનુષ્યનાં ચિત્ત વ્યગ્રતા મુક્ત થશે. મુંબઈ પાછી મનુષ્યથી ભરપુર થવા લાગશે.

રૈયત અને સરકાર વચ્ચે એખલાશ સારો રહેશે ને ઉત્પન્ન થયેલ ગેરસમજે જડમુલમાંથી નીકળી જશે.

અનાજ રસકસ અને કાપડ સુતરના ભાવમાં તેમજ રૂતની બજારમાં તથા શેરો વિગેરેની બજારમાં અતિજાણવા જેવો વધારો થશે નહીં.

આફ્રિકા, ગ્રીસ, ક્રીટ અને ટર્કીની ખટપટને લીધે આખું યુરોપ બેચેન રહેશે ને ભવિષ્યની લડાઈ માટે ચિંતાતુર બનશે. પરંતુ મામલો શાંતિથી પસાર થઈ જશે.

**જ્યેષ્ઠ.** આ માસમાં તાપ સખ્ત પડશે, અવાર નવાર આકાશમાં વાદળ ઘેરાઈ આવશે ને કૃષ્ણપક્ષમાં વર્ષાદ વરસવાનું શરૂ કરશે. જનસુખાકારીમાં વધારો થશે.

આનાજ રસકસ અને વહેવારૂ ચીજોના દરમાં માસના પાછળના ભાગમાં ઘટારો થશે.

વેપાર રોજગાર પાછા સારા પાયા ઉપર ચાલવા લાગશે; કપાસની બજાર તેજ થશે. સુતર અને કાપડની બજારમાં પણ જીવન આવશે.

દુકાળપર કામ કરતા લોકોની સંખ્યા મરણથી તથા એવાંજ બીજાં કારણથી ઓછી થતી જોવામાં આવશે.

સાયન ગણના પ્રમાણે.

## ઝાડકીલ જોષિનો વરતારો.

એપ્રીલ, મે અને જુન ૧૮૯૭.

એપ્રીલ મહિનામાં મંગળ કર્ક રાશી પાસેથી જશે તેથી આફ્રીકામાં વિવાદ ઉત્પન્ન થશે. તર્કીની રાજ્યધાની કોંસ્ટંટીનોપલમાં ફીશાદ જાગશે. ઈંગ્લાંડની પારલામેંટમાં ધર્મ અને વિદ્યા સંબંધી તકરાર ચાલશે. હિંદુસ્થાનમાં મનુષ્ય અને પશુમાં કોલેરા તથા શીતળા ફાટી નીકળશે.

મે મહિનામાં આફ્રીકામાં આવેલા મોરાકો દેશમાં કાપા કાપી ચાલશે. મંગળ સિંહ રાશીમાં આવશે તેથી ફ્રેંચ લોકો પણ તેમને ધભરાવશે. યુદ્ધનું મોટું વાદળ ઘેરાઈ આવશે. ઈટાલી ધભરાઈ જશે અને રૂષિયાનો ઝાર યુદ્ધપ્રિય મંત્રિઓની સલ્હા અને ક્રૂર ગ્રહની અસર વશ થઈ લડાઈની તૈયારી કરશે. આ વખતે તેના અંગરક્ષકોને તેના શરીરની નિલહીસ્ટોથી સંભાળ રાખવી પડશે. એકત્રીશમી મેને દિવસે બૃહસ્પતી ઉદય પામશે, એ શુભ સૂચક છે. પરંતુ જુન મહિનામાં શનિ અને યુરેનસ પાછા સાથે મળશે. તેથી તર્કીપર ફરીને આફ્રત આવશે. ગ્રીસ અને દક્ષિણ આફ્રીકાને કષ્ટ ભોગવવું પડશે. વખતે તર્કીના સુલતાનને એકદમ પાછું હટવું પડે. તર્કીપર અમલ કરતી કન્યા રાશીમાં બૃહસ્પતી આવશે. તેથી યુરોપના સર્વે બાદશાહો પોતપોતાના ઝઘડા પતાવવા લાગશે અને તર્કીમાં સુધારો દાખલ કરવા કોશેશ કરશે. મંગળ સિંહરાશીમાં આવશે, તેથી ઈટાલી અને ફ્રાન્સમાં બેચેની ફેલાશે. મંગળ અને શનિનો પરસ્પર કેન્દ્ર સંબંધ થતો હોવાથી ધભરાટમાં વધારો થશે. ઈંગ્લાંડમાં વિદેશી કારણથી ઝઘડાનો વધારો થશે. ઘણું કરીને એ ધભરાટ આફ્રીકાના સંબંધને લીધે થશે. મંગળ ઉચ્ચરાશીમાં આવશે તેથી નૌકાસૈન્યમાં વધારો થશે અને કરોમાં પણ વધારો કરવામાં આવશે. બરલીન, વિએના અને એથેન્સમાં ઘણીજ અશાન્તિ ફેલાશે. કદાચ દેખીતી લઢે

નહિ થાય તોપણ અન્તરદ્વારા ઘણોજ ઉત્પાત રહેશે અને મોટા મોટા લોકો ઉપર હુમલા કરવામાં આવશે. ગ્રીસમાં ચંચળતા વધશે અને તેથી તે કદાચ તર્કીનો કોઈ મુલક છીનવી પણ લે. સેંટ પીટર્સબર્ગમાં ઝાર અને બીજાં મનુષ્યોના જાનની ધાસ્તી રહેશે. મંગળ પોતાની ઉચ્ચ રાશીમાં આવશે તેથી તર્કીમાં મનુષ્ય હત્યા અને ખુનખરાબી થશે. તર્કીના પૂર્વભાગમાં ધરતીકંપના આંચકા લાગશે. કલકત્તામાં સૂર્ય સિંહ રાશીમાં આવશે ત્યારે ધર્મસંબંધી ઝઘડા થશે અને ભારતીય સેનાની નેકનામી વધશે. ચીનના પાયતખ્ત શેહેર પેકીનમાં સુધારો દાખલ કરવામાં આવશે પરંતુ ત્યાં ઘણા બખેડા થશે, તેથી તેના પાદશાહને પણ ભય રહેશે. જાપાનમાં પ્રજાપર કરનો વધારો કરવામાં આવશે અને યુદ્ધની તૈયારી થશે. વખતે યુદ્ધ પણ થાય.

---

## પૂછવામાં આવેલાં પ્રશ્નોના ઉત્તરો.

### ફ્રૂ-કુ-વેદ.

**પ્રશ્ન.** ૧ મને કયો ધંધો લાભકારક થઈ પડશે?
૨ મને તે ધંધો કયારથી મળશે?

**જવાબ.** ૧ વ્યાપરશિવાય બીજો કોઈપણ ધંધો તમને લાભકર્તા નથી.
૨. તમારાં ૨૮ માં વર્ષથી તમારો ભાગ્યોદય શરૂ થશે.

### વંદરાવનદાસ.

**પ્રશ્ન.** ૧ હું લક્ષાધિપતિ થઈશ કે નહીં?
૨ મને કંઈ રાજ્યદ્વારી સત્તા મળશે?

**જવાબ.** તમારા ગ્રહ જોતાં તમે તે પદને પહોચો એવો થોડોજ સંભવ છે.

### રમણભાઈ.

**પ્રશ્ન.** મારે ત્યાં પુત્રનો જન્મ સને ૧૮૯૬ ના આગષ્ટ માસની નવમી તારીખે બપોરે મદ્રાસ કલાક એક અને ચાલીશ મિનિટે થયો છે તેની આવર્દા કેટલી છે તે લખી જણાવશો.

**જવાબ.** આ પ્રશ્નનો ઉત્તર તમોને પોસ્ટદ્વારા મોકલવામાં આવશે.

# જ્યોતિષતત્ત્વચિંતામણિ.

## પૂછવામાં આવેલા પ્રશ્નના જવાબ.

### ભોગીલાલ.

**પ્રશ્ન.** ૧ મારા નશીબમાં કેમ છે?

૨ મારા શેઠને ત્યાં મારી નોકરી કેટલાં વર્ષ લગી રહેશે?

**જવાબ.** ૧ તમારાં નશીબમાં ઠીક છે. તમને ૩૬ વર્ષ થયાં બાદ તમારો ભાગ્યોદય થશે. તેમાં સુખી થશો.

૨ તમારો શેઠ તમને નોકરીમાંથી રજા આપશે નહીં. શિવાય કે તમે જાતે રજા લો.

### P. A. J. V.

પ્રશ્નના ખુલાસા તમે ખાનગી માંગો છો. તે અમારા રિવાજથી બાહેર છે. જેથી તેવી રીતે તમોને જાણવા ઇચ્છા હોય તો અમારી સાથે વખત નકી કરી રૂબરૂ મલી ખુલાસો લઈ જાઓ.

### શુભેચ્છુ.

તમારાં બન્ને પ્રશ્નોના જવાબ તમારાં ભાવીફળમાં અપાયલાં માલમ પડશે.

### રામદાસ જેઠા.

**પ્રશ્ન.** ૧ હાલે મારૂં મુંબઈમાં રહેવાનું થશે?

**જવાબ.** તમારૂં તરત મુંબઈથી બાહેર જવાનું થશે?

### હોરા.

**પ્રશ્ન.** ૧ મારો પગાર ક્યારે વધશે?

૨ દેશમાં કે પરદેશમાં?

**જવાબ.** ૧ તમારાં ૫૦ માં વર્ષમાં તમારો પગાર વધશે.
૨ દેશમાં.

### કેકા પેકાકા.

**પ્રશ્ન.** મારૂં નકી આયુષ્ય કેટલું છે?
મારાં નશીબમાં કેટલી બૈરી છે?

**જવાબ.** ૧ તમારાં આયુષ્યનું સાધારણ પ્રમાણ તમારાં ફલાદેશમાં આપવામાં આવશે.
૨ તમોને એક કરતાં વધારે બૈરી થવાનો યોગ છે.

### જીજ્ઞાસુ.

**પ્રશ્ન.** મારે માટે કયો ધંધો નિર્માણ કરેલો છે?
**જવાબ.** સેવામિશ્રિત વ્યાપાર.

### શીવશંકર.

પ્રશ્નપરથી જન્મકાળ શોધવાની રીત તમે જાણવા માગો છો તે તમારે વાંચવી હોય તો બૃહજ્જાતકના અધ્યાય ૨૬ માં જોવી.

### વાઘજીભાઈ ત્રીકમ.

આપના પુત્રની કુંડલી ઉદાહરણ તરિકે હવે પછી જે અંકો બાહેર પડશે તેમાં છાપી પ્રસિદ્ધ કરેલ તમારા જોવામાં આવશે.

### તત્વેચ્છું.

**પ્રશ્ન.** સને ૧૮૮૦ જાનેવારી ૧ તારીખે ૯ બજે સવારના એક શખ્શનો જન્મ થયો છે તે રોગથી પીડાયા કરે છે તેને શું માંદાઈ છે. ને તે માંદાઈથી તે ક્યારે મુક્ત થશે?

**જવાબ.** એ વખતના ગ્રહ તપાસતાં તેને ક્ષયરોગ લાગુ પડેલો જણાય છે. હાલથી ચારમાસ ગયા પછી તેને આરામ જણાશે; પરંતુ ચોથા વર્ષે એ રોગથી તેને કદાચ ભયંકર દુઃખ ખમવું પડે.

---

# ज्योतिषतत्त्वचिंतामणि.

## આષાઢ માસનો વરતારો.

**આષાઢ માસની કુંડલી.** **શ્રાવણ માસની કુંડલી.**







**આષાઢ**—ગ્રહસ્થિતિનો તપાસ કરતાં તેનું ભાવી ફળ નીચેપ્રમાણે નક્કી કરી શકાય છે.

સૂર્યથી છઠી રાશિમાં શનિ રહેલ છે તેથી રોગ અને શત્રુનો ઉદય વધારે થવા સંભવ નથી. પરંતુ સૂર્ય કર્ક રાશિનો જ્યારે થશે ત્યારે રોગાદિક બાધા વૃદ્ધિ પામશે ને ઘણાં લોકો દુઃખી થશે. મંગળ અને શનિ એક બીજાથી ચોથે અને દશમે પડેલ છે તેથી તે સંયોગ પણ રોગનો વધારો કરનાર છે. મંગળ જે રાશિમાં રહેલ છે તે રાશિ મનુષ્યનાં પેટપર અમલ કરેછે ને શનિ જે રાશિમાં રહેલ છે તે રાશિ ગુહ્યદ્વારોપર અમલ કરેછે. મંગળની સાથે ગુરૂ રહેલ છે. આ સઘળા સંજોગો ધ્યાનમાં લેતાં કોલેરા શખ્ત આકારમાં મુંબઈમાં કદાચ ફાટી નીકળવાનાં ચિન્હ જણાશે ને તે સાથે પૂર્વનો પ્રસરેલો રોગ પણ વૃદ્ધિજ પામશે.

હવા ઘણીજ અનિયમિત રહેશે. અવાર નવાર ઉકળાટ તથા તોફાનો થશે. ને શખ્ત વાવાઝોડાં સાથે થોડોપણ ધોધબંધ વરસાદ પડતો રહેશે.

મધ્યપ્રાંત અને તેની નજદીકના મુલકોમાટે વરસાદની ઘણી રાહ જોવરાવશે; પરંતુ ત્યાં વરસાદ થયાવિના રહેશે નહીં. એકંદરે પુરતો વરસાદ થાય એમ માની શકાતું નથી.

કચ્છમાંડવીમાં તરત વરસાદ પડશે ને તે સાથે રોગોપદ્રવ વધી નીકળશે. સત્તાવાળાઓએ શખ્ત ઉપાય પહેલાંથીજ લઈ રાખવા અગત્ય છે.

કાઠીઆવાડ તથા ગુજરાતમાં પણ વરસાદ થયા બાદ ત્યાં રોગનો ઉપદ્રવ વધશે.

દુઃકાળનું સંકટ જોકે તેવું ને તેવુંજ ચાલુ રહેશે પરંતુ લોકો પ્રવૃત્તિમાં પડી ગયેલા હોવાથી તેપર કામ કરનારાઓની સંખ્યામાં મોટો ઘટારો થશે.

અંગ્રેજ સરકારને વાયવ્ય તરફના મુસલમાનો સાથે વાંધો પડશે ને ત્યાં વખતે ચડાઈપણ લઈ જવામાં આવશે. કાબુલના અમીર સાથે આ માસમાં વળી જરા કચવાટ ઉભો થવા દરેક સંભવ છે.

રૂશિઆના પ્રબળ દાનેશમંદ પ્રધાનો તરકીને પોતાની મરજી મુજબ દોરશે ને ગ્રીસની ખટપટનો છેડો લાવવામાં આવશે. ક્રીટમાં બખેડા થતાજ રહેશે. સુલતાનનાં બીજાં શહેરોમાં પણ ખટપટો ને બખેડા થવા દરેક શંભવ છે.

કૈસરેહિંદ મહારાણીની તબીયત જરા નાદુરસ્ત થવાનો આ માસમાં સંભવ છે.

રૂતની બજાર ટકેલી રહેશે ને આવતાની બજારમાં પણ ભાવમાં ઘટારો થશે નહીં. મીલવાળાઓની લેવાલી ચાલુ રહેશે.

**કાપડ**—બજારમાં મોટા જથામાં સિલક પડેલું હશે તેથી તેના દરમાં જાણવા જોગ ફેરફાર થાય તેમ નથી. પરંતુ સુતરની બજાર જરા તેજ થવા સંભવ છે.

**નાણાંબજાર**—છુટ રહેશે. વ્યાજવટાવના દરમાં સેજ ઘટારો થશે. શેર તથા નોટોના ભાવમાં શરૂઆતે ઘટારો થઈ પાછળથી તેમાં વધારો થવા દરેક સંભવ છે.

**અળશી સરસી**—બીયાંની બજારમાં સારો વધારો થશે જેમણે માલ સંગ્રહી રાખ્યો હોય તેમણે અવસ્ય સારા ભાવનો લાભ લઇ લેવો.

અનાજ રસકસ વિગેરેની બજાર ટકેલી રહેશે.

---

**શ્રાવણ માસ**—આ માસમાં જનસુખાકારીમાં વધારે સુધારો થવા સંભવ નથી. કોલેરા શાંત પડી જશે; પરંતુ તાવ, ઉધરસ, અતિસાર વિગેરે રોગ પુરજોરમાં ચાલ્યા કરશે. લોકોની બેચેની જેવીનો તેવીજ ચાલુ રહેશે.

કચ્છ તરફ રોગનો અતિ ઉપદ્રવ થવા દરેક સંભવ છે. ત્યાંની વસ્તી, વ્યાપાર અને રોજગારને તેથી સખત ખમવું પડશે.

મધ્યપ્રાંતમાં સારો વરસાદ થશે. દેખીતાં લોકો નિરૂદ્વિગ્ન થશે પરંતુ ટેવ્યો વરસાદ થશે નહીં ને તેથી પાક જોઇએ તેટલો ફતેહમંદ નિવડશે નહીં.

યુરોપમાં ઉત્પન્ન થયેલી ગડબડ દિનપ્રતિદીન શાંત પડી જશે. ને તેનો ડોળો એશીઆની પૂર્વમાં ને આફ્રિકાની દક્ષિણમાં ફેરવાશે. આ બન્ને સ્થળે યુરોપનાં પ્રબળ રાજ્યો ઈંગ્લાંડના લાભને દરેક પ્રકારે ધોકો પહોંચાડવા પોતાથી બનતું કરશે.

**કપાસ**ની બજાર જરા નમી પાછી તેજ થશે. લેવાલી સારી નિકળવાથી તેના ભાવમાં વધારો થશે. આવતા માલની બજાર નરમ રહેવા સંભવ છે.

**કાપડ સુતર**ની બજારમાં જાણવા જોગ વધ ઘટ થવા સંભવ નથી.

અનાજ અને રસકસની બજાર ટકેલી પણ ભવિષ્યમાં આશાસૂચક રહેશે.

નોટો તથા શેરોની બજારમાં તેમના ભાવમાં વધારો થશે.

મ+ક

---

## આશાભાઈ વાઘજીની જન્મપત્રિકા.

| | | | |
|---|---|---|---|
| બુ. ૪ | લગ્ન સૂ. શ. ૩ | શુ. ચં. ૨ | ૧ |
| રા. ૫ | જન્મ સંવત્ ૧૯૪૨ ,, શક ૧૮૦૮ | | ૧૨ |
| ગુ. મં. ૬ | જેઠ વદ ૧૨ ભોમે સૂર્યોદય ઘટી ૨ ૧/૧૨ | | કે. ૧૧ |
| ૭ | ૮ | ૯ | ૧૦ |

આ પુરૂષનો જન્મ સંવત ૧૯૪૨ ના શકે ૧૮૦૮ જેઠ વદ ૧૨ ભોમે

સૂર્યોદયાદિષ્ટ ઘટી ૨ પળ ૫ સમયે ખેડા જીલ્લામાં આવેલા આણંદ કસ્બાના ગામ કરમસદમાં થયો છે, તેનું તે વેળાના ગ્રહપરથી મળી આવતું ભાવીફળ નીચે પ્રમાણે છે.—

**શરીરવર્ણન**—આ માણસ ખોડવાળાં અંગવાળો અથવા વધારે અવયવોવાળો હોવો જોઈએ. બોલવામાં મીઠો, સારાં કામ કરનાર, ત્રિદોષજન્ય વ્યાધિવાળો થોડી, સમજ શક્તિવાળો ને નાજુક શરીરવાળો થશે.

ગુણ—તેનાપર તેના ગુરૂની સારી પ્રીતિ થશે. ને તેને નાના ભાઈઓ તરફનું સુખ સમધારણ રહેશે. સ્વભાવે ચંચળ નહીં થશે. બીજાં માણસોને તડછોડી કહાડવાની બુરી ખાશીયતને ધરાવશે. એ શિવાય તેનામાં બીજા સારા ગુણો થશે જેથી તે ઘણાં કામોમાં લાગેલ રહેશે ને ધર્મી તથા પાપહીન થશે. તે ઘણું કમાશે ને ખરચશે, ઘણી સ્ત્રીઓ પરણશે. જીંદગીમાં તેને થોડીજ ભયંકર વ્યાધિથી દુ:ખ ભોગવવું પડશે. જળ, સર્પ, ઝેર તથા પશુઆદિકથી તેને વારંવાર ભય રહેશે.

આ માણસ કદે ઉંચ્ચો, ઘઉં વર્ણો, ત્રિદોષજન્ય વ્યાધિવાળો, માબાપનાં લાંબા સુખવાળો, ભાઈ ભાંડુયુક્ત આગલી અવસ્થામાં સુખી. મીઠાં બોલો, ભણવામાં સુસ્ત, ખર્ચવામાં છુટ હાથવાળો, રીસાળ અને અન્ત્ય અવસ્થામાં સુખ ભોગવનાર થાય છે.

આ માણસના જન્મથી તેના પિતાને લાભ થવા સંભવ છે. તેની માતાને પીડા ઉત્પન્ન કરતા છે.

તેના જન્મથી આસરે નવ વર્ષે પાંચ વર્ષે તથા ત્રીજે વર્ષે તેનાથી નાના ભાડુ ઉત્પન્ન થવા સંભવ છે.

આ છોકરાની સમજશક્તિ ટુંકી થશે. જેવારે અભ્યાસ તે કરી શકશે નહીં. રાહુ ત્રીજે પડેલો છે તેથી અજાણ છતાં પણ પરાક્રમી, ધર્મશીલ અને હુશિઆર થશે.

ચંદ્રથી મંગળ પાંચમે છે તેથી પુત્રાદિકનું સુખ ઘણું કમતી થશે.

લીંગ, ગુદા જંઘા તથા જાનુપર આ મનુષ્યને વ્રણ મસ્કાદિ ચિન્હ ઉત્પન્ન થવાના યોગ છે.

લગ્નથી સાતમા ભાવનો સ્વામી ગુરૂ છે તેથી એ મસ્તકમાં ચિન્હ ઉત્પન્ન થવું જોઇએ.

સામાન્ય રીતે આ માણસને બે ગ્રહ એક ઉચ્ચ રાશિમાં ને બીજો સ્વગૃહમાં છે તેથી એટલો આદેશ બીન અંદેશે કરી શકાય કે તે પોતાનાં કુટુંબને છાજતી ગૃહસ્થાઇથી સારી રીતે વર્તાવી શકવા સમર્થ થશે.

વિશેષ પરટીકયુલર ફળ આગળ કરીશું.

| | | | |
|---|---|---|---|
| કે. ૧૦ | લગ્ન ૯ | શ. ૮ | ૭ |
| ૧૧ | જન્મ સંવત્ ૧૯૨૫ ,, શક ૧૭૯૧ | | ૬ |
| ૧૨ | વૈશાખ વદ ૦)) ગુરૂ સૂર્યોદયાદિષ્ટ ઘટી ૩૫–૫૨ | | મં. ૫ |
| ગુ. ૧ | સૂ. ૨ | ચં. બુ. શુ. ૩ | રા. ૪ |

આ શખ્સનો જન્મ સંવત ૧૯૨૫ ના શકે ૧૭૯૧ ના વૈશાખ વદ ૦)) વાર ગુરૂને રોજ સૂર્યોદયાદિષ્ટ ઘટી ૩૫-૫૨ સમયે થયો છે. તે વખતે ધન લગ્નના ૧૨ અંશ ઉદય થયેલ છે. સૂર્ય વૃષભના ૨૭ અંશે ચંદ્ર, મિથુનના ત્રણ અંશે, મંગળ સિંહના ૧૩ અંશે, બુધ મિથુનના સાત અંશે, ગુરૂ મેષના ૧૮ અંશે, શુક્ર મિથુનના બાર અંશે અને શનિ વૃશ્ચિકના ૧૮ અંશમાં રહેલ છે.

**શરીરવર્ણન**—આ માણસ શરીરે પાતળો, ગૌરવર્ણો, ઝીણી આંખોવાળો, ડાબી આંખમાં જરા ખોડવાળો, ને કાળા વાળવાળો થશે.

**સ્વભાવે**—તીક્ષ્ણ, સત્ય પ્રિય અને પ્રપંચી તથા ભોળો થશે.

**ગુણે**—સુશીલ, નીતિવાળો, સગાં સ્નેહીઓપર મમતાવાળો ને મળતાવડો થશે.

આ માણસને માતા તરફનું થોડું સુખ છે. જન્મથી દશમા વા અગિઆરમા વર્ષમાં માતાને રિષ્ટ થવા સંભવ છે.

જન્મથી વર્ષ પાંચમા મધ્યે આ પુરૂષની સગાઇ થાશે ને વર્ષ ૧૨ મા મધ્યે વિવાહ થવા યોગ છે.

સંવત ૧૯૩૯ ની લગભગ તેને ત્યાં સંતતિ થવાનો યોગ છે. પ્રથમ સંતતિ પુત્રી થશે.

જાતકનો જન્મ ધન લગ્નમાં થયો છે તેનું ફળ સત્યાચાર્ય પોતાના ગ્રંથમાં નીચે પ્રમાણે આપે છે.

ધન લગ્નમાં જે માણસનો જન્મ થયો હોય તે માણસ મોટા હોઠ, દાંત અને નાકવાળો થાય છે. કફ અને વાતપ્રકૃતિવાળો, શુક્લ શરીરવાળો, ખોડવાળા નખવાળો, કામ કરવામાં હુશિઆર, લડવામાં બહાદુર, નીચ મનુષ્યની સેવામાં તત્પર, આગ તથા ચોર અથવા તો રાજ્યતરફથી હરાયલાં વા નાશ કરાયલાં દ્રવ્યવાળો, કાયદા જાણનાર, પ્રખ્યાત, પૂજ્ય, ભાઈઓને દુઃખ દેનાર, દૂર દેશાવરોમાં રહેનાર, રાજપ્રિય, સદ્‌ગુણી સ્ત્રીસાથે કજીઆ કરનાર ને રોગી ચેહેરાવાળો થાય છે. તેનું મરણ જનાવર સાપ રાજા અથવા તો કેદખાનાના કારણથી થાશે.

આ શખ્સનો જન્મ મિથુનના પહેલા નવાંશમાં થયો છે તેથી તેનું ફળ નીચે પ્રમાણે છે.

મિથુનના પહેલા નવાંશમાં જેનો જન્મ થયો હોય તે માણસ સ્ત્રીઓનો પ્રિય, મદનક્રિયા જાણનાર, રાતી આંખવાળો, શાસ્ત્ર જાણનાર, દૂતકાર્ય કરનાર, વાંકા વાળવાળો, તીક્ષ્ણ બુદ્ધિવાળો, મશ્કરીખોર, બીજાં માણસોનાં મનની વાત જાણવામાં કુશળ, રૂપાળો, મીઠો ઘણી વખત ખાનાર, ગાયનનો શોકિન, નૃત્ય જાણનાર અને વિધવાંઓનો સંગ કરનાર થાય છે. તેનું નાક ઉંચું હોય છે.

ચંદ્ર શુક્ર અને બુધ સાતમે પડેલા છે તેથી આ માણસ વિદ્વાન્, ઉતાવળો, અનિતિનાં કાર્ય કરનાર, અને ઘણા નોકરવાળો થાશે.

આ શખ્સને પિતાનું લાંબુ સુખ છે ને તે સંવત્ ૧૯૬૦ સુધી કાયમ રહેશે. સંવત ૧૯૪૭ માં આ શખ્સને ત્યાં પુત્રજન્મ થવા સંભવ છે.

સંવત ૧૯૪૪।૪૫ એટલે જાતકને વર્ષ ૨૦।૨૧ માં ભયંકર આફત પસાર કરવી પડી હશે.

જાતકના ભાગ્યનો ઉદય સંવત ૧૯૪૮ થી શરૂ થયો છે ને દિનપ્રતિદિન વધારે થવા સંભવ છે.

જાતકને જન્મથી ૫-૧૦-૧૫-૨૦-૨૯ વર્ષ સારાં જશે નહીં. તે તે વ-

ર્ષમાં તેને મનોવેગ, પૈસાનો નાશ અથવા સગાં સ્નેહીઓમાં ભયંકર ક્લેશ થવા દરેક સંભવ છે.

જાતકને કુટુંબમાં પોતાથી નાનાં એક બેન તરફનું સુખ હોવું જોઈએ. તે શિવાય પોતાથી વડીલ તેને હોવા જોઇએ પણ ક્રૂર ગ્રહની દૃષ્ટિયોગથી તે સઘળાં નાશ થઈ જવાં જોઈએ.

જાતકને લીંગપર, જમણી જાંઘપર, ડાબા હાથપર તથા પીઠપર તે તીલાદિ ચિન્હો છે.

જાતકની ભાગ્યવૃદ્ધિ એક સ્થળે નથી. દેશાન્તરમાં તેમજ વિદેશમાં બન્ને સ્થળે વખતો વખત ભાગ્યવૃદ્ધિ તથા ભાગ્યહાની થવા સંભવ છે; પરંતુ તેના ગુણોને લીધે તેના ભવિષ્યમાં થનારા વધારાપર આવી થતી વા થનારી ભાગ્યહાની જરા પણ અસર કરી શકશે નહીં.

જાતકને વિદ્વાનોનો ઘણો પરિચય થશે ને તેથી તેને જ્ઞાન, ધર્મ, તથા શીલતાનાં અતિ ઉત્તમ શીક્ષણ મળશે. જાતકને વાત પ્રકૃતિ હોવાથી હમેશા પેટના દરદની બંધકોષ્ટની તથા તેવાંજ તેમાંથી થતાં દરદોમાંથી દુઃખ વેઠવું પડશે.

આ માણસના જન્મ વખતે ગુરૂ મેષ રાશિમાં છે માટે તે કોઈ પણ લશ્કરનો ઉપરી, પૈસાદાર, ઘણી સ્ત્રી અને પુત્રવાળો, ઉદાર, સારા નોકરવાળો, શાંત, તેજસ્વી ને પોતાનાં કુટુંબમાં સ્ત્રીપુત્રસાથે સલાહ સંપથી રહેવાવાળો થાશે.

અધુરૂં.

---

## મળેલું.

### જ્યોતિષતત્વચિંતામણિના મહેરબાન તંત્રી સાહેબ

મુંબાઈ,

**સાહેબ,**

મારા વિરમગામથી લખેલા તા૦ ૨૪-૨-૯૭ ના પત્રમાં દર્શાવેલી શંકાઓનું આપે નિવારણ કર્યું તેથી હું આપનો ઉપકાર માનું છું. તોપણ મારી ૪ થી શંકાનું વિશેષ સમાધાન થવાની જરૂર છે. આપણા જ્યોતિષાચાર્યોએ ફળાદેશના ગ્રંથો બનાવી તેના નિર્ણયની કુંચીઓ તેજ ગ્રંથોમાં નહીં આપતાં ગુરૂપરંપરાને સોંપી આજકાલ ફળાદેશને કેવળ દુર્ગમ્ય બનાવી દીધો છે

તેવુંજ આપના સમાધાનમાં પણ જોવામાં આવે એ અપેક્ષણીય નથી. આપે આપનું સમાધાન હમેશાં આંકડા અને દૃષ્ટાંતો સાથે રજુ કરવું જોઈએ, કે તેથી નિઃસંદેહ થવાતાં ઉપયોગમાં શી રીતે લેવાય તેની સ્ફુટ સમજણ પડે. મારે આ સ્થળે જણાવવું જોઈએ કે આપણા ગૂજરાતમાં જ્યોતિષના થોડા કે વિશેષ જ્ઞાનવાળા જ્યોતિષિઓ આપના માસિકના બહુધા ગ્રાહક થયા નથી. જે વર્ગ ગ્રાહક થએલો છે તે સ્કૂલમાં કેળવણી પામેલો વર્ગ છે; અને તેથી તેમણે આપના માસિકમાંથી જ જ્યોતિષ ફળાદેશની કક્કો બારાખડી શીખી પાવરધાં થવાનું છે. આ વાત ઉપર લક્ષ રહેતાં સર્વ ગ્રંથોનાં ભાષાંતર તથા શંકાઓનાં સમાધાન થવાની જરૂર છે. ભાષાંતરવાળા પણ દુર્ગમ્ય એવા ૨૪ ગ્રંથો હાથમાં મૂકયા કરતાં નિસંદેહપણાથી સમજી ઉપયોગમાં લઈ શકાય એવાં દૃષ્ટાંતસહિત ભાષાંતરવાળા ૪ ગ્રંથો જ હાથમાં મૂકાય એ આપના વાચકવર્ગ વધારે પસંદ કરશે; આમ થવાથી લંબાણ થશે તેથી ઘણા ગ્રંથો સત્વર છપાઈ શકાશે નહીં. એ વાત ઉપર આપે ઝાઝું લક્ષ આપવા યોગ્ય નથી. આટલા ઉપોદ્‌ઘાત પછી હવે શંકાના મુદ્દા ઉપર આવું છું. ઉદાહરણ સારૂ કોઈની કુંડલીઓ ખોળવા જવી ના પડે તેટલા માટે આ નીચે કોઇ શખ્સની જન્માંગકુંડલી તથા તેના સ્પષ્ટ ગ્રહનું ચક્ર, તે ઉપરથી ઉપજતા ભાવસંધિનું ચક્ર, ચલિતકુંડલી અને તેના અપવાદરૂપે ગલિત ભાવચક્ર આપવામાં આવેલાં છે. આ ઉપરથી આપે લખ્યા પ્રમાણે ફળાદેશ શી રીતે ઘટાવવો તે સવિસ્તર સમજાવશો તો ઉપકાર થશે.

**જન્માંગચક્ર.**




**સ્પષ્ટગ્રહો ગતિસાથે.**

| | સૂ. | ચં. | મં. | બુ. | ગુ. | શુ. | શ. | રા. |
|---|---|---|---|---|---|---|---|---|
| રા. | ૨ | ૫ | ૧ | ૩ | ૫ | ૧ | ૦ | ૩ |
| એ. | ૨૦ | ૭ | ૦ | ૨ | ૨૪ | ૨૮ | ૧૧ | ૪ |
| ક. | ૪૩ | ૩૧ | ૩૪ | ૫૪ | ૩૩ | ૫ | ૩૧ | ૫૮ |
| વિ. | ૫૦ | ૩૩ | ૧૩ | ૯ | ૪૭ | ૩૫ | ૩૦ | ૨૧ |
| ગતિ | ૫૭ | ૭૬૯ | ૪૩ | ૧૦૯ | ૩ | ૭૨ | ૪ | ૩ |
| કળા. | ૮ | ૨૭ | ૨૧ | ૪૮ | ૪૧. | ૫૯ | ૨૨ | ૧૧ |

# ભાવ સંધિ ચક્ર.

૪ ૧૫ ૪૭ ૩૫

૪ ૧ ૪૩ ૪૨

૩ ૧૭ ૩૯ ૪૯

૨ ૧૭ ૩૯ ૪૮

૨ ૨ ૪૩ ૪૨

૧ ૧૫ ૪૭ ૩૫

૪ ૨૯ ૫૧ ૨૯

૩ ૩ ૩૫ ૫૫

૦ ૨૯ ૫૧ ૨૯

૫ ૧૩ ૫૫ ૨૨

૦ ૧૩ ૫૫ ૨૨

૫ ૨૭ ૫૯ ૧૬

૧૧ ૨૭ ૫૯ ૧૬

૬ ૧૩ ૫૫ ૨૨

૧૧ ૧૩ ૫૫ ૨૨

૬ ૨૯ ૫૧ ૨૯

૯ ૩ ૩૫ ૫૫

૧૦ ૨૯ ૫૧ ૨૯

૭ ૧૫ ૪૭ ૩૫

૮ ૧૭ ૩૯ ૪૮

૯ ૧૭ ૩૯ ૪૯

૧૦ ૧૫ ૪૭ ૩૫

૮ ૨ ૪૩ ૪૨

૧૦ ૧ ૪૩ ૪૨






આ ગલિતભાવાંગમાં કાંઈ ખૂબી રહેલી જણાય છે, ચલિતાંગ પ્રમાણે પુત્રભાવનો સ્વામી મંગળ સ્પષ્ટ સમજાય છે; પણ ગલિતભાવાંગ ઉપરથી એ ભાવનો સ્વામી શુક્ર જણાય છે- તેમ તે ભાવની આદ્યંત સંધિઓ વચ્ચે રહેલા ભાવનો વિસ્તાર બે ટૂકડે વેંહચી શકાય; જેમકે ૬-૧૩-૫૫-૨૨થી૭-૦-૦-૦ અને ૭-૦-૦-૦ થી ૭-૧૫-૪૭-૩૫ એ બે ભાગ પૈકી પ્રથમનાનો સ્વામી શુક્ર અને બીજાનો સ્વામી મંગળ થાય. આવી રીતે છે માટે આપે "અમુક ભાવનો સ્વામી અમુક સ્થાનમાં પડેલો હોય તો અમુક ફળ થાય" એ ત્રણ રીતોથી સમાધાન આપ્યું છે તે એ ભાવમાં શી રીતે ઘટાવવું, તેમ આ પુત્રભાવનો સ્વામી શુક્ર ગણવો કે મંગળ એ સ્ફુટ સમજાવશો—

૨ મારી પાંચમી શંકાના ઉત્તરમાં આપે કેશવીમાં આપેલી રીતિપ્રમાણે દૃષ્ટિ વર્તવાનું બતાવ્યું છે— આ રીતે દૃષ્ટિ લાવતાં ત્રણ, બે, કે એક ચરણ કે તેથી ઓછી વધતી દૃષ્ટિ આવવાનો સંભવ છે, પણ લઘુપારાશરીનો ટીકાકાર ટીકામાં આપ્રમાણે લખે છે, **"यद्यपि सामान्यशास्त्रादिदमपि ज्ञातुं शक्यं तथापि चरणदृष्टिप्रतिषेधार्थमिदं । पूर्णदृष्टिं ज्ञात्वैव दृष्टिफलं वाच्यं न तु चरणदृष्ट्यापीति भावः ।"** અર્થ—જોકે સામાન્ય શાસ્ત્રથી એટલે બૃહજ્જાતકાદિક ફળાદેશ વિષયક ગ્રંથોથી ચરણ, બે ચરણ, ત્રણ ચરણ કે પૂર્ણદૃષ્ટિ જાણી શકાય છે તો પણ ચરણદૃષ્ટિની મના કરવા સારૂ આ શ્લોક કહેલો છે— તેથી પૂર્ણદૃષ્ટિ છે એમ જાણીનેજ દૃષ્ટિફળ કહેવું, ચરણદૃષ્ટિથી કહેવું નહિં—

આથી એમ સમજાય છે કે પૂર્ણદૃષ્ટિ હોય તોજ પારાશરીનું તદ્દનુસાર દશાફળ કહેવું- પૂર્ણથી ન્યૂનદૃષ્ટિ હોય તો તે દૃષ્ટિજ નથી એમ ગણી ફળ નહિં આપે એમ ગણવું- આપનો મત આનેજ અનુસરતો છે કે તેથી કાંઈ જુદો છે તે લખવા કૃપા કરશો—

૩ મારી પેહેલી શંકાના ઉત્તરમાં આપે કર્ક લગ્ન હોય તો શુભાશુભપ્રદ કયા કયા ગ્રહો થાય છે તે જાણવા બૃહત્પારાશરીના શ્લોક ટાંકી સમાધાન કર્યું; તેજ પ્રમાણે બાકીનાં ૧૧ લગ્નો હોય ત્યારે દરેકમાં શુભાશુભપ્રદ ગ્રહો કયા કયા છે તે વાચકવર્ગની જાણ માટે ભાષાંતર સહિત લખશો-લઘુપારાશરીના ટીકાકારે આ સર્વ પોતાની ટીકામાંજ આપેલું છે, તે પ્રમાણે આપે પણ આપના ભાષાંતરમાંજ એ આપવું જોઈતું હતું- ભાષાંતરનો અર્થ "અન્ય ભાષામાં અક્ષરશઃ અર્થ" એવો થાય છે એ વાત ખરી છે; તોપણ મૂળ ગ્રંથ-

કર્ત્તાનું રહસ્ય સમજાય માટે ભાષાંતર સાથે બાલકને પણ સમજણ પડે તેવા સ્ફુટ વિવેચનની જરૂર ઓછી નથી.

**भूसुतोयोगकारकः** આમાં યોગકારક શબ્દથી રાજ્યયોગકર્ત્તા એમ સમજવું કે બીજી રીતે તેનો ખુલાસો કરશો–વળી **भार्गवेंदुसुतौ पापौ** આમાં પાપ શબ્દથી ધનનાશ, ચોરી, મંદવાડ, રાજ્યહાનિ, પુત્રાદિકની માંદગી કે હાનિ, વાહનનાશ ઇત્યાદિ કરનાર સમજવું કે કાંઇ બીજું સમજવાનું છે તે લખશો– શનિ મારક છે એટલે શનિની દશા અંતર્દશામાં મૃત્યુ થાય એમજ સમજાય છે– પણ બીજા એટલે ચંદ્ર, સૂર્ય, રાહુ, અને કેતુ એ ચાર ગ્રહો મનુષ્યના મારક થાય આ વાક્યથી શું સમજવું? શું મારનાર અને મનુષ્યના મારક એ શબ્દોના અર્થમાં કાંઇ તફાવત છે?– આનો આપ સવિસ્તર ખુલાસો આપશો—

૪ મારી ૩ જી શંકાના ઉત્તરમાં આપે લખ્યું છે કે "ગયા માસમાં જે ગ્રંથ ચાલુ કરવામાં આવ્યો છે તે એકથીજ ઇત્યાદિ" આ ગ્રંથ બૃહજ્જાતક હશે એમ મારૂં ધારવું છે. આપના લખવાનો એવો આશય સમજાય છે કે જૈમિનિસૂત્ર અને પારાશરીનાં દૃષ્ટાંત નહિ આપતાં આપ બૃહજ્જાતકને બનતી કોશેશે સરલ અને ઉદાહૃત બનાવશો– આપનો આવોજ ભાવાર્થ હશે તે વાચકવર્ગ તેને બીલકુલ અનુમોદન આપનાર નથી. જૈમિનિસૂત્ર અને લઘુપારાશરી હસ્તામલકવત્ સમજાઈ તેવી રીતે સ્ફુટ ઉદાહૃત થવા જોઈએ— મતલબ કે દરેક ગ્રંથના આશય મુજબ જન્મપત્રી તૈયાર કરી સવિવેચન આપવી જોઇએ– બૃહજ્જાતક પણ તેવીજ જન્મપત્રીથી ઉદાહૃત થવું જોઈએ, જેમાંનુ હજીસુધી આપે કાંઈ કર્યું નથી. આશા છે કે હવે આવી સોદાહરણ પત્રીઓ આપવી શરૂ કરશો—

૫ મારી છઠી અને સાતમી શંકાઓનું સમાધાન કરતાં અપે નોટીકલ એલ્મનાક પરથી સાયનગ્રહ લાવી તેમાંથી શુદ્ધ અયનાંશ કાઢી નાંખી લાવેલા નિરયન ગ્રહ ઉપરથી ફળાદેશ કહેવો એવું બતાવ્યું છે, તે જોકે બહિર્દષ્ટિથી ઠીક લાગે છે, તોપણ અંતર્દષ્ટિથી એ મત સ્વીકારતાં આંચકો ખાવો પડે છે– આપણા પૂર્વાચાર્યો સારી પેઠે સમજતા હતા કે સાયન સ્પષ્ટ ગ્રહજ દૃગ્તુલ્ય થાય, નિરયન નહીંજ; છતાં તેમણે ચરસાધના શિવાય અયનાંશનો ઉપયોગ કર્યો નથી અને ગ્રહો સાયન સાધી તે પરથી નિરયન ગ્રહો નહિં લાવતાં

પ્રથમથીજ નિરયન સાધેલા છે તેમાં કાંઈ મોટું કારણ હોવું જોઇએ- આ વિશે પંડિત સુધાકર દ્વિવેદી, જેઓ કાશિની સંસ્કૃત પાઠશાળામાં ગણિત અને જ્યોતિષના પ્રોફેસર છે, તેમણે તેમના બનાવેલા **પંચાંગપ્રપંચ** અને **પંચાંગ-વિચારમાં** ઘણું ઘણું લખ્યું છે. એ બે ગ્રંથો આપને તથા આ માસિકના વાચકવૃંદને વાંચવાની હું ભલામણ કરૂં છું- સદરહુ પંડિતે યુક્તિ-પ્રયુક્તિથી સિદ્ધ કરી આપ્યું છે કે આપણું ગ્રહગણિત અદૃષ્ટફળને માટે છે; લોકોને ચમત્કાર બતાવવાને માટે નથી- જે ગણિત અદૃષ્ટફળમાં વૈશિષ્ટ્ય લાવે તે ગણિત આપણા કામનું નથી. નોટિકલ એલ્મનાક ઉપરથી સાયનગ્રહ લાવી તેમાંથી શુદ્ધ અયનાંશ બાદ કરી નિરયનગ્રહો આવે તે પણ આપણા કામના નથી. કેમકે તેમાં પણ યૂરોપ મતના હવ્યાકર્ષણ, ફળસંચલન, વાર્ષિકસમીકરણ, વિમંડલીયફળ, મધ્યગતિ ચલન, શુક્રાકર્ષણ ઇત્યાદિ અનેક નવીન સંસ્કારોની વિષમતા રહી જવાથી તેવા નિરયનગ્રહો અદૃષ્ટ વૈશિષ્ટ્ય ઉત્પન્ન કરે છે, અને તેથી તેવા ગ્રહો ઉપયોગમાં નહિં લેતાં જે દેશમાં જે સિદ્ધાંત ગ્રંથ પ્રચલિત હોય તે સિદ્ધાંત ગ્રંથથીજ સાધેલા નિરયન ગ્રહોપરથી ફળાદેશ કહેવો સદરહુ પંડિતે તેમનાં દરવર્ષે છપાતા પંચાંગના ઉપોદ્ઘાતમાં આ પ્રમાણે ઉખેલું છે. " આપણે અહિં જ્યોતિષશાસ્ત્રથી જે ગ્રહોની ગણના થાય છે તે કેવળ ચિત્તવિનોદાર્થે આકાશમાં ચમત્કારજ બનાવવાને માટે થતી નથી, પણ એનો મુખ્ય ઉદ્દેશ વૈદિકધર્મની રક્ષા કરવાનો છે; કેમકે જ્યાંસુધી **दर्श** જાણવામાં ન આવે ત્યાંસુધી **दर्श** માં જે યાગ કરવામાં આવે છે તે યાગ કરવા કઠીણ પડે, અને સામયિક યાગાદિના થએથી વેદની મર્યાદા ભ્રષ્ટ થતાં કાર્ય સફલ થતાં નથી- તેમાટે **दर्शादि** જાણવાનેમાટે જ્યોતિષશાસ્ત્ર વેદનું પ્રધાન નેત્રાંગ કહેવાય છે- હવે વિચાર કરવો જોઈએ કે સૂર્યસિદ્ધાંતના સમયમાં સૂર્યસિદ્ધાંતની રીતિથી જે તિથ્યાદિ આવતાં હતાં તે આજે પણ આવે છે કે નહિં. આનો ઉત્તર એજ છે કે જેવું તે સમયે હતું તેવુંજ આજે છે. અર્થાત્ તે સમયથી આજસૂધી બરાબર તેવીજ તિથ્યાદિ ઉત્પન્ન થતી ચાલી આવેછે, જો અદૃશ્યગણનાં અને દૃશ્યગણનામાં ભેદ ના માને તો સારાંશ કે જો દૃશ્ય ગ્રહોનેજ ઠીક માનેતો તેજ કહેવું પડશે કે રચનાકાળમાં પણ સૂર્યસિદ્ધાંત આજ છે તેટલોજ અશુદ્ધ હતો. આનું વિસ્તારથી નિરાકરણ અમારા પંચાંગપ્રપંચ અને પંચાંગવિચાર નામના ગ્રંથોમાં લખેલું છે. જે ગણનાથી આકાશમાં ગ્રહો પ્રત્યક્ષ દેખાતા નથી પણ જે ગણનાને મહર્ષિ-

ઓએ વ્રત ઉપવાસાદિમાં ઉપયોગી ગણી એજ ગણનાથી જે તિથ્યાદિ બનાવ્યાં, જે તિથ્યાદિ સહુ અદૃશ્ય છે, એ અદૃશ્યો જે ગણનાથી લાવવામાં આવેછે તે ગણના અદૃશ્યગણના કહેવાય છે; અને જે ગણનાથી સિદ્ધ થએલા ગ્રહો આકાશમાં પ્રત્યક્ષ દેખાયછે તે ગણના દૃશ્યગણના કહેવાછે. અને એ ગણનાથી આવેલા ગ્રહાદિક દૃશ્યગ્રહ કહેવાયછે. આ દૃશ્યગણનામાં સ્થીરતા નહિ હોવાથી આપણા ધર્મશાસ્ત્રકારોએ સ્પષ્ટ લખ્યું છે કે જ્યોતિષીના વચનનું પ્રમાણ નહિ માનતાં જ્યારે ગ્રહણ નજરે પડે ત્યારે સ્નાનાદિ કરવાં. એ કારણથી અમારો સિદ્ધાંત એ છે કે જે દર્શાદિમાં મહર્ષિઓએ અદૃષ્ટફળને માટે વ્રતોપવાસાદિ બનાવ્યાં છે, તેજ દર્શાદિમાં વેદાવલંબીઓએ આજ પણ વ્રતોપવાસ કરવાં. જો દૃશ્ય ગણનાથી તિથ્યાદિ બનાવાય તો તેમનું વધવું ઘટવું અને માન એવાં બની જાયછે કે તે તીથીનો ઉપવાસ કે વ્રત કયે દિવસે કરવાં તેનો નિર્ણય આપણાં પ્રાચીન ધર્મશાસ્ત્રોમાંથી નીકળવાનો નહિ; કદી નવું ધર્મશાસ્ત્ર બનાવે ત્યારે નિવેડો આવે. કેમકે એ ગણનાથી એકાદશી અને પ્રદોષનું એકજ દિવસે આવવાનું બની જાયછે પણ તેનો નિર્ણય આપણા શાસ્ત્રમાંથી જડવાનો નહિ. કોઈ એમ તકરાર લાવે કે કેશવાચાર્યે કેશવીમાં લખ્યું છે કે જે પક્ષે ગ્રહો દૃગ્તુલ્ય થાય તે પક્ષે તેઓને સ્પષ્ટ સાધવા. નોટિકલ એલ્માનાકના પક્ષે ગ્રહો દૃગ્તુલ્ય થાયછે માટે તે પક્ષે સાધતાં બાધ નથી. આવિશે પણ પંડિત સુધાકરે ખુલાસો કર્યોછે કે કેશવાચાર્યે પક્ષ શબ્દથી ૧૮ સિદ્ધાંતનું સૂચન કર્યું છે. ૧૮ સિદ્ધાંત બહારની વસ્તુનું સૂચન કરેલું નથી. માટે ૧૮ સિદ્ધાંત પૈકી જે સિદ્ધાંતથી સાધેલા ગ્રહો પોતાના દેશના ફળાદેશના બરના આવતા હોય તે સિદ્ધાંતથી ગ્રહસાધન કરવું એવું સિદ્ધ થાએછે. આવિશે આપનો સવિસ્તર મત દર્શાવશો.

પંડિત સુધાકરના મત પ્રમાણે દૃગ્તુલ્યનો અર્થ સ્વદેશાનું કુળ સિદ્ધાંતની રીતિએ સ્પષ્ટ સાધેલો અદૃશ્ય ગ્રહ એટલોજ થાયછે. કેશવ દૈવજ્ઞનો પણ આવોજ આશય હોય તો એપર મારે આક્ષેપ મૂકવાનું કાંઈ કારણ રહેતું નથી. આથી જૂદોજ આશય તેમનો હોયતો હજીપણ મારો આક્ષેપ કાયમજ છે. ભાસ્કરાચાર્યે ગ્રહગણિતાધ્યાયમાં અભિમાન મૂકી કહ્યું છે કે ગ્રહોના અનેક વેધો થાય ત્યારેજ તેમની ગતિઓનું નિઃસંદેહ સ્પષ્ટીકરણ થઈ શકે. પણ પુરૂષનું જીવિત સ્વલ્પ છે અને શન્યાદિક ગ્રહોનો ભગણકાળ ઘણો લાંબો હોવાથી કદિ એકાદ વેધ થઈ શકે તેથી વેધથી ગ્રહો, ઉચ્ચો, અને પાતોની

ગતિઓ સ્પષ્ટપણે નક્કી કરવાનું પ્રયત્ન પુરૂષસાધ્ય નથી, માટે મેં જે આ ગ્રંથ બનાવ્યો છે તે વેધાદિકથી સ્પષ્ટીકરણ કરીને નહિ પણ જુના આગમનું એટલે વિષ્ણુપુરાણના મતનું અવલંબન કરનાર બ્રહ્મગુપ્તના બ્રહ્મસિદ્ધાંતનું અવલંબન કરીને બનાવ્યો છે. ફક્ત મેં મારી બુદ્ધિની કુશળતા નવીન યુક્તિઓ પ્રયુક્તિઓ વગેરેથી મારા ગ્રંથમાં બતાવી છે. શ્રીમાન્ ભાસ્કરાચાર્ય જેવો અદ્વિતીય ગણિતજ્ઞ જ્યારે અભિમાન મૂકી આ મૂજબ કહે છે ત્યારે કેશવ દૈવજ્ઞ પોતે વેધાદિકથી ગતિઓ નક્કી કર્યાનું અભિમાન બતાવે એ કેવળ હાસ્યાસ્પદ ગણાય.

૬. લઘુપારાશરીના ૭ મા શ્લોકમાં ક્રૂર ગ્રહો કેંદ્રના અધિપતિ થયા હોય તો અશુભ ફળ આપતા નથી એમ કહ્યું છે. એ ક્રૂર ગ્રહો સૂર્ય, ક્ષીણ ચંદ્ર, મંગળ, ક્રૂરયુક્ત બુધ અને શનિ છે એવું આપે ટીપમાં બતાવ્યું છે. રાહુ અને કેતુ શુભ છે કે પાપ તેનો આપે ઇશારો કર્યો નથી. તો પણ તે શ્લોકની સંસ્કૃત ટીકામાં એ બે ગ્રહો પાપ છે એવું બતાવેલું છે. મિથુન લગ્નમાં બુધ પહેલા અને ચોથા ભાવનો સ્વામી થઓ છે તેથી તે એકલો હોય તો અશુભ ફલપ્રદ ગણાય પણ તે રાહુયુક્ત હોય તો ક્રૂર ઠરવાથી શુભફલપ્રદ ગણાય આવું મારૂ ધારવું છે તે ખરૂં છે કે ખોટું તે લખશો.

ક્રૂરયુક્ત બુધ ક્રૂર ગણાય એ સિદ્ધ વાત છે પણ બુધ ક્રૂર અને શુભયુક્ત (જેમકે મંગળ બુધ ગુરૂ આ ત્રણ એકઠા) હોય તો તેને શુભપ્રદ કે અશુભપ્રદ ગણવો?

૭. લઘુપારાશરીના ૨૪ મા શ્લોકની ના. ૧ ની ટીપમાં આપે ખુલાસો કર્યો છે "પાપગ્રહ ત્રીજા, છઠ્ઠા અને અગિઆરમાના અધિપતિ અહિ ગણવા; પાપગ્રહનો અર્થ અહિં પાપફલ દેનાર ગ્રહ એવો થાય છે." આ સંબંધમાં એટલો ખુલાસો જોઈએ છિએ કે એ શ્લોક શિવાયના બીજા શ્લોકોમાં જ્યાં શુભગ્રહ કે પાપગ્રહ એ શબ્દો વાપર્યા છે ત્યાં તેમનો અર્થ ક્રમે અક્ષીણચંદ્ર ગુરૂ ઈત્યાદિ, અને મંગળ શનિ ઇત્યાદિ ગ્રહો કરવો કે શી રીતે.

૮. બૃહજ્જાતકમાં ૩૩ મે પાને ૨૧ મા શ્લોકમાં આધાન સમયના ચંદ્રના દ્વાદશાંશપરથી જન્મ થવાનો દિવસ અને સમય નક્કી કરવાનું બતાવેલું છે; આ વાત ઉદાહરણથી સ્ફુટ સમજાવવા કૃપા કરશો. ઉદાહરણ આપવામાં આપનો નિરૂત્સાહ ઘણી અમૂઝણ પેદા કરે છે.

૯. બૃહજ્જાતકમાં બીજે પાને પાંચમા શ્લોકના ભાષાંતરમાં ધનરાશિનો આકાર "નીચેના ભાગમાં ઘોડાના આકારવાળા મનુષ્ય જેવો" એમ બનાવ્યું છે. શ્લોકમાં ચાપી શબ્દ છે તેનો અર્થ હાથમાં ધનુષવાળો એવો થાયછે. તો ભાષાંતરમાં ચૂક હશે તો સુધારશો.

૧૦. કેશવીમાં સપ્તવર્ગજ બળ આપ્યું છે તેમાં મને ઘણી શંકા ઉત્પન્ન થાયછે. લગ્નમાં સૂર્ય બુધના ગૃહમાં રહેલો છે, અને બુધ સ્વગૃહી છે, માટે સ્વગૃહીનું ૦-૩૦ બળ સૂર્યને મળયું પણ બુધ સૂર્યનો શત્રુ છે તેથી સૂર્ય શત્રુના ક્ષેત્રમાં બેઠો ઠર્યો, તેથી સૂર્યને ફક્ત ૦-૩-૪૫ બળ મળવું જોઈએ. આમ જો ના થાય તો, સ્વગૃહી, મિત્ર, અધિમિત્ર, સમ, અને શત્રુ ક્ષેત્રી ગ્રહોનાં બળમાં કાંઈ તફાવત રહેતો નથી. સર્વે સ્વગૃહી બળને પામ્યા એ કેવળ દુર્ગમ્ય બનાવ છે. વળી હોરામાં સૂર્ય સ્વગૃહી છે; પણ જન્મકુંડળીમાં શત્રુ ક્ષેત્રમાં રહ્યોછે માટે તેને શત્રુક્ષેત્રી ગણી શત્રુક્ષેત્રી બળ ૦-૩-૪૫ મલ્યુ એમ બતાવ્યું છે. અહિં હોરા-સાથે લગ્નને શું લાગે વળગે છે કે હોરાસ્થિત ગ્રહોનું બળ તેમની લગ્નમાં મિ-ત્રાદિ સ્થિતિ ઉપરથી નક્કી કર્યું તે સમજાતું નથી. આના જવાબમાં કહેવામાં આવે કે આ પ્રમાણેજ બળ નક્કી કરવાનો પરંપરાનો રીવાજ છે; તેમ કેશવાચાર્યે શ્લોકમાં "गृहाधिपवशात्" એ શબ્દ લખવાથી ગૃહ એટલે લગ્નકુંડલીના ભાવોના સ્વામીઓના બળ પ્રમાણે બળ એમ સમજાયછે. પણ આ જવાબથી મનનું સારૂં સમાધાન થતું નથી. કેશવીના ટીકાકાર દિવાકરે તેની પ્રૌઢ મનોરમા ટીકામાં "गृहादिपशात्" એ શબ્દ કેશવાચાર્યનો પોતાનો છે એમ લખી બતાવ્યું છે કે લગ્ન આદિ કુંડલિઓના ભાવોના સ્વામીઓના વશથી બળ કહેવું. અર્થાત્ ભાવ સ્વામીસાથે ભાવસ્થ ગ્રહને જેવો સંબંધ હોય તદનુસાર બળ થાયછે. આથી સ્પષ્ટ સમજાયછે કે લગ્નમાં સૂર્ય બુધના ઘરમાં છે, અને બુધ તેનો શત્રુ છે તેથી સૂર્યને શત્રુક્ષેત્રી બળ ૦-૩-૪૫ મળે; સ્વગૃહી બળ ૦-૩૦-૦ મળે નહીં. વળી હોરામાં સૂર્ય સ્વગૃહી છે માટે તેને ૦-૩૦-૦ બળ મળે. આ બાબતમાં કેશવીનાટીકાકાર **ધર્મેશ્વર** પણ મોટો ઝઘડો ઉઠાવ્યો છે અને "ગૃહાદિપ વશાત્" એજ શબ્દનો સ્વીકાર કર્યો છે. આવીશે આપનું શું સમાધાન છે તે લખશો.

૧૧. આપ ઉદાહરણો હમેશાં જુનાં આપોછો એ ઠીક નથી. કેશવીનું ઉદાહરણ આજથી ૩૧૦ વર્ષ જુનું છે. ઉદાહરણ કેવળ તાજાં જોઈએ કે

તેથી વાચકવર્ગપાસે ચાલુ પંચાંગો હોવાથી તે ઉદાહરણ સાથે સર્વ રીતે સરખામણી કરવી સવળ પડે.

૧૨. ગણિત, જાતક, તાજક અને પ્રશ્નના જે ગ્રંથો ભાષાંતર સાથે છાપવાના છે તેની આપે પ્રથમ અંકમાં ટીપ આપેલી છે,–તે ટીપમાં ખંડખાદ્ય, યંત્રચિંતામણિ અને ગોળપ્રકાશ એ ત્રણ ગ્રંથોનાં નામ ઉમેરવા કૃપા કરશો. યંત્રચિંતામણિ ગ્રંથ તુરીયંત્રથી ગ્રહાદિ સાધન માટે ઘણો ઉપયોગી છે, તેમ કદમાં નાનો છે, માટે મારી ભલામણ છે કે આવતા અંકથીજ તે ગ્રંથ સચિત્ર અને સ્ફુટ વિવેચનવાળા ભાષાંતર સાથે આપવો શરૂ કરશો. આપના વાચકવર્ગને એ ઘણો ઉપયોગી થઈ પડશે.

૧૩. મારી છેલ્લી સૂચના એક જુદીજ બાબત વિશે છે. જો શરીરની અને હસ્તપાદાદિકની રેખાઓ ઉપરથી જન્મસમય નક્કી થતાં લગ્નકુંડળી કાઢી શકાય તો માણસ વગેરેનાં શરીર અને ગ્રહોને ઘણો નિકટનો સંબંધ છે એ સ્વતઃ સિદ્ધ થઈ શકે,– માટે રેખાજાતકના પણ એક બે ગ્રંથો ભાષાંતર, આકૃતિઓ અને વિવેચન સાથે છાપવાની કૃપા કરશો. મારા જોવામાં એવો એક ગ્રંથ આવ્યો હતો, અને તેમાં જુદી જુદી રેખાઓનાં નાગી, વ્યાઘ્રી, રમા, ગૌરી, વ્યાઘ્રવિલાસિની વગેરે નામ આપી ક્ષેપકો વગેરેથી જન્મસમય લાવવાની રીત હતી–પણ એ ગ્રંથ એટલો અશુદ્ધ હતો કે સારો વિદ્વાન પણ તેને સમજી શકે તેમ હતું નહિ. એમાં આદિમાં બે ત્રણ શ્લોક નીચે પ્રમાણે હતા.

**यज्जातकं व्यासपराशराख्यैः श्रीसूर्यकात्यायनछागलेयैः ।**
**कृतं तदेवायमहं ब्रवीमि युक्तं सुसामुद्रिकयुक्तिभेदैः ॥**
**अथो हि वक्ष्यामि करांतराले रेखागणानां किल नामसंज्ञाः ।**
**याभिः फलं वासरजन्मवेला संज्ञा न ज्ञातं विबुधा वदंति ॥**
**अंगुष्ठमूलस्थितरेखिकायाः संज्ञां बुधाः प्राहुरथ प्रगूढां ।**
**यस्याः परां व्याघ्रविलासशीलां ततः परां शीलगुणस्वरूपां ॥**

વચમાં એક શ્લોક આ પ્રમાણે હતો.

**विस्तारमालोक्य च रेखिकाणां समासतः प्रोक्तमिदं सुमृग्यं ।**
**विस्तारमेतस्य विलोकनीयं बृहत्सुधाजातक नामग्रंथे ॥**

આથી કોઈ બૃહત્સુધાજાતક નામનો અતિ વિસ્તૃત જાતકગ્રંથ રેખા સં-

બંધી છે એવું જણાય છે. એ જડે અને ભાષાંતરસહ અપાય તો ઘણું સારૂં આથી જણાશે કે રેખાજાતક પણ જ્યોતિઃશાસ્ત્રનું એક અંગ છે, અને તે વિસરાવું યોગ્ય નથી.

૧૪. બૃહજ્જાતકમાં પાને ૨૪ મે ના. ૧ ટીપમાં લખ્યું છે કે "આ ચિંતન સ્ત્રીએ ચોથે રોજ સ્નાન કર્યા પછી કરવું." આ વાક્યમાં ચોથા રોજના ગ્રહણથી સોળમા રોજ સૂધી ઋતુકાળ રહે છે ત્યાંસુધીમાં જે દિવસે ગર્ભ સ્થાપન કરવું હોય તે દિવસોનું પણ ગ્રહણ થાય કે નહિ તે સમજાવશો. ચોથે દિવસે શાસ્ત્રોક્ત અવયોગાદિ હોય તો તે દિવસે આધાન ન કરવું એવો જ્યોતિઃશાસ્ત્રનો નિયમ છે, તેથી ચોથે રોજ કરેલું ચિંતન વખતે નકામું પણ ગણાય.

૧૫. રાહુ અને કેતુને ગ્રહની ગણત્રીમાં ગણવા કે નહિ? જો ગણવા તો કેશવીમાં તેમની દૃષ્ટિ અને બળ કેમ વરતાવ્યું નથી? નાભસાદિક યોગો ઉત્પન્ન કરવામાં રાહુ કેતુ ઉપયોગમાં આવે કે નહિ? જેમકે સર્વે ગ્રહો ચારે કેંદ્રમાં રહ્યા હોય તો અમુક યોગ થાય એવું લખ્યું છે. હવે ધારો કે કોઈની જન્મકુંડળીમાં સર્વે ગ્રહો ચારે કેંદ્રમાં છે, પણ ફક્ત રાહુ કેતુ પણ ક્રૂરસ્થાનમાં રહેલા છે, તો એમ થવાથી એ યોગ ઉત્પન્ન થયો ગણાય કે ના ઉત્પન્ન થયો ગણાય આનો ખુલાસો કરશો.

આ વખતે લખાણ જરા લંબાણથી થયું છે માટે ક્ષમા કરશો. આના ખુલાસા આપના માસિકમાંજ આપશો કે આપના વાચકવર્ગને પણ તેનો લાભ મળે.

લી. સેવક,
**પ્રાણલાલ બળદેવજી મુનશી.**
હાલ મુકામ વાંદરા.

વાંદરા,
તા. ૨૬-૬-૯૭.

---

**ભાદ્રપદમાસની કુંડલી.** **આશ્વિનમાસનો વરતારો.**







આ માસમાં સૂર્ય સિંહ રાશિમાં, ગુરૂ અને ચંદ્ર સિંહ રાશિમાં, મંગળ અને બુધ કન્યા રાશિમાં, શનિ વૃશ્ચિક રાશિમાં અને શુક્ર તથા કેતુ કર્ક રાશિમાં પ્રવેશ સમયે રહેલ છે. અને ત્યાર બાદ વદ ૪ બુધવારને દીવસ સૂર્ય કન્યા રાશિમાં પ્રવેશ કરેછે અને શુદ ૧૪ શુક્રવારને રોજ ગુરૂ કન્યા રાશિમાં પ્રવેશ કરેછે અને વદ ૮ રવિવારને દીવસ શુક્ર સિંહ રાશિમાં પ્રવેશ કરેછે તેથી માસ દરમ્યાન નીચે મુજબ ફળ થવાની આગાહી કરી શકાય છે.

લોકસુખાકારીમાં સુધારો થશે નહીં. ત્રિદોષજનક દરેક પ્રકારના રોગની વૃદ્ધિ થશે. તેમાં પણ કોલેરા, (વિપૂચિકા) સન્નિપાતિક, કાળજ્વર, અને તેવાજ બીજા જીવલેણ રોગનો વધારો થશે. વર્ષા સારી થશે. પરંતુ શરદ હવાનો વધારો થવાથી પ્રજા રોગગ્રસ્ત થશે ને રૈયતમાં કોલાહલ જેવું થઇ રહેશે.

મધ્ય પ્રાંતમાં ખંડ વૃષ્ટિ થયેલી હોવાથી ત્યાંના છૂટાં છવાયાં ગામોમાં પ્રજાને અન્નની વિપત્તિ વેઠવી પડશે. દુકાળનું કામ ચાલુ રાખવાનું તથા ગરીબ અને અનાથ નિરાધારોને સંરક્ષણ આપવાનું કામ શ્રીમતી સરકારે ચાલુ રાખવું પડશે.

કપાસના ભાવમાં આવતામાં તેજી અને તૈયારમાં મંદી જણાશે. કાપડ-સુતરની બજાર મક્કમ રહેશે. પરંતુ સોદા સાટાં મોટા પાયાઉપર થશે નહીં.

બીયાની બજારમાં સારો વધારો થશે. સરસીના ભાવ વધશે.

નાણાંની બજાર છૂટ રહેશે. ગવર્નમેન્ટ સીક્યુરીટીની નોટો તથા તે-વાજ બીજા શેરોના ભાવમાં ઘટારો થશે.

પ્રજા અને રાજકર્તાઓમાં અનેક પ્રકારના મતભેદ પડતા રહેશે. પ્રજાના આગેવાનોને રાજકર્તાઓ તરફથી ખમવું પડશે. વખતે કંઇક વિષાદ પણ ઉભો થાય.

વાયવ્યકોણ તરફ સરકારને ત્યાં વસતી પ્રજા સાથે યુદ્ધમાં ઉતરવું પડશે ને તેમાં તેને સંપૂર્ણ જય મળશે. ફીસાદખોર મુસલમાનો મહારાણીના દાનેશ-મંદ યુદ્ધ કૌશલ્યમાં નિપુણ અમલદારોના હાથે જેર થશે. શ્રીમતીનો વિજય પતાકા યવન ભૂમીપર ઉડશે.

સખ્ત પવનનાં તોફાન થશે. જગો જગોએ ઉત્પાતનાં ચિન્હો જણાશે.

કચ્છમાં રોગનો ઘટારો થશે. પરંતુ ગાંદીઆની જગોએ બીજો જીવલેણ રોગ ઉત્પન્ન થયાવીના રહેશે નહીં.

## આશ્વિનમાસ.

આ માસની શરૂઆત વખતે સૂર્ય, ચંદ્ર, મંગળ અને ગુરૂ કન્યા રાશિમાં રહેલા છે; શનિશ્ચર વૃશ્ચિક રાશિમાં રહેલ છે, બુધ અને શુક્ર સિંહ રાશિમાં રહેલ છે અને રાહુ મકરમાં અને કેતુ કર્કમાં રહેલ છે; તે પરથી માસ દર-મ્યાન થનારા અવનવા બનાવોની નીચેપ્રમાણે આગાહી કરી શકાય.

લોકસુખાકારી સુધરશે. મરણનું પ્રમાણ ઘટશે. પીતજનક રોગોની વૃદ્ધિ થશે. એકંદરે ગયા માસ કરતાં આમાં રોગનો ઉપદ્રવ શાંત જણાશે. ને લોકો ઉત્સાહી તથા ઉમંગી બની સંસાર વ્યવહારના કામોમાં ઉદ્યુક્ત રહેશે.

પ્રજા અને રાજકરતાઓ વચ્ચે ઉત્પન્ન થયેલ કડવાસનો કેટલેક અંશે ઘટારો થશે. પ્રજાને મોટા ખર્ચના ખાડામાં ઉતરવું પડશે ને પોતાના આ-ગેવાનને બચાવવો મુશ્કેલ થઈ પડશે.

આ શિવાય બીજું સઘળું ફળ ભાદ્રપદ માસના ફળતુલ્ય થશે.

---

# ઉપોદ્ઘાત.



ગ્રહગણિત બે પ્રકારનાં છે. એક નિરયન ગ્રહગણિત અને બીજું સાયન ગ્રહગણિત. આપણાં આખાં ભારતવર્ષમાં નિરયન ગ્રહગણિતનો પ્રચાર છે; અને આખા યુરોપ અને પૃથ્વીના બીજા કેળવાયલા ભાગોમાં સાયન ગ્રહગણિત પ્રવર્તે છે. નિરયન ગણિતમાં રેવતિના અંતથી મેષ રાશિ ગણવામાં આવે છે. અને સાયન ગણિતમાં જ્યાં ક્રાંતિવૃત્ત તથા વિષુવવૃત્ત પરસ્પરને છેદતા હોય અર્થાત્ આકાશમાં સૂર્ય જે સ્થળે આવવાથી દુનિઆમાં રાત્રિ અને દિવસ સરખાં માપનાં થાય છે તે સ્થાનથી મેષ રાશિની શરૂઆત ગણવામાં આવે છે. આજ નિરયન અને સાયન ગણિતનો ભેદ છે. તેમના વચ્ચે જે તફાવત હોય છે તેને અયનાંશ કરીને કહેછે. આ અયનાંશ સંબંધમાં આપણા પ્રાચીન વેત્તાઓના બહુજ ભિન્ન વિચાર છે અને તેના શરૂઆતનું સ્થાન પણ ભિન્ન ગણવામાં આવેલું છે તેથી યુરોપીય અથવા તો આધુનિક સ્પષ્ટાયનાંશ સાથે તે મળતા નથી ને તેટલા માટે તે અશુદ્ધ છે એવું અમારાથી કહી શકાતું નથી. નિરયન ગણિતપર આપણાં ધર્મશાસ્ત્રનો વિશેષ આધાર છે, તેમ કેટલેક દરજ્જે સાયન ગણિત પણ તેના આધારભૂત થયેલું છે. સાયન ગણિતની વિશેષ જરૂર ગ્રહસાધન માટે સ્પષ્ટ ગ્રહના સ્થાન જાણવામાં અતિ ઉપયોગી છે. આપણા પ્રાચીન મહર્ષિઓ એ રીતિનો અહીં પ્રચાર નહોતાં તેવિષે કશું પણ કહી ગયેલ નથી. હાલમાં પાશ્ચિમાત્ય વિદ્વાનોના ગ્રંથો આપણા દેશમાં પ્રસરવા લાગ્યાથી અને તેમાં આપેલા ગ્રહ સ્થાન આપણનાં પંચાંગો વિગેરેમાં અપાયલાં ગ્રહ સ્થાન કરતાં વિશેષ દૃષ્ટિતુલ્ય આવતાં જણાયાથી તેવા જ ગ્રહ આવે એવી રીતવાળાં પુસ્તકની માંગણી જ્યોતિષવિદ્યાના જીજ્ઞાસુઓ તરફથી થવા લાગી જેપરથી આ **લઘુ સાયનગ્રહ સાધન કોષ્ટક** નામનું પુસ્તક રચી ઉત્સુકોની મનોભિલાષ તૃપ્ત કરવા ઉદ્યોગ કર્યો છે.

આ ગ્રંથ તૈયાર કરવામાં રા. રા. કેરો લક્ષ્મણ છત્રેના ગ્રહસાધન કોષ્ટક, નોટીકલ એલ્મેનાક, અને કીથ ઓન ધી ન્યુઝ ઑફ ગ્લોબસની મદદ લેવામાં આવી છે.

આ મારો નવીન જ પ્રયાસ હોવાથી તેમાં ભુલો રહેવી સ્વાભાવિક છે. જે વિદ્વાનો કૃપાદૃષ્ટિથી સુધારી વાંચશે એવી લેખકને સંપૂર્ણ ખાતરી છે. આ પુસ્તકને યોગ્ય અવલંબ મળ્યો લેખકને જણાશે, તો થોડા વખતમાં અતિ સુલભ રીતે નિરયન તેમજ સાયન રીતિએ ગ્રહસાધન થઈ શકે તેનાં કોષ્ટકો છપાવી જનપ્રસિદ્ધ કરવામાં આવશે. અસ્તુ.

કર્તા.

**કાનજી મયાશંકર દ્વિવેદી.**



## રા. રા. પ્રાણુલાલ બળદેવજી મુનશી પોસ્ટ ઈન્સપેક્ટર થાણાં ડીવીઝન તરફથી વિદ્યાવિનોદાર્થે પૂછવામાં આવેલાં પ્રશ્નોનું નિરાકરણ.

૧. આ માસિકમાં અપાતાં ભાષાંતરો સાથે ઉદાહરણો અપાવાં જોઈએ એવી આપે જે સૂચના કરી છે તેમાટે આપનો મોટો આભાર માનવામાં આવેછે. પ્રાચીન વેત્તાઓપર આ વિષયને **ગુરુગમ્ય** રાખવાનો આપે જે આક્ષેપ મૂક્યો છે, તે વ્યાજબી નથી. અગાઉ લખવાનાં પૂરતાં સાધનો નહીં હોતાં જેથી ગ્રંથોને સોદાહરણ બનાવવાની પપઝડ તેઓએ કરેલ જણાતી નથી. ગ્રંથો મોટા ન થાય એવા ભયથી ગ્રંથોક્તયોગાદિક શીરીતે લાગુ પાડવા એ જણાવવાનું છોડી દેવામાં આવ્યું છે. નહીં કે તેમના પાછળ થનારાઓ તેમના લખવાનો આશય બરાબર ન સમજી શકે તેમાટે તેમ થયું છે. તોપણ મારે કબુલ કરવું પડે છે કે તે વખત અને હાલના વખતમાં બહુ તફાવત છે જો તે વખતને અનુસરી આપની સૂચનાને ઉઠાવી લેવાની ઘણીજ અગત્ય અમે વિચારી છે ને તેપર નવાં પુસ્તકની શરૂઆતથી અમલ કરવામાં આવશે.

આપે જે ગ્રહચક્રભાવ તથા સંધિ તથા ચલિત અને ગલિત ચક્ર આપેલાં છે તે યથાર્હ છે. તેમાં પાંચમા ભાવનો સ્વામી શુક્ર થાયછે. ને તે બારમા ભાવમાં પડેલ છે. જ્યારે એવું કહેવાયલું હોય કે "પાંચમા ભાવનો સ્વામી વૃષભ રાશિમાં રહેલો હોય તો અમુક ફળ થાય. ત્યારે આ શુક્રની મિથુન રાશિ નહીં ગણતાં વૃષભ રાશિ ગણવી."

૨. એક, દ્વિ, ત્ર્યાદિ, પાદદષ્ટિ સંબંધમાં આપે લઘુપારાશરીના ટીકાકારનાં વચન ટાંકી જે હકીકત જણાવી છે તે યથાર્હ છે. યોગમાં અમુક ગ્રહ અમુક ભાવ કે ગ્રહને જોતો હોય એવું કહેવામાં આવેલ હોય ત્યાંજ ગ્રહની પૂર્ણદૃષ્ટિ લેવાની અગત્ય છે. અમે પાદદષ્ટિ સમ્બંધમાં લખેલ છે તે કેવળ દષ્ટિફળ સંબંધમાં લાગુ પાડવું ને તે ફળ દશોપયોગી ફળ હોવાથી અલગ જાણવાની જરૂર છે તે માટે વધારે વિવેચન સહીત જાણવાની અગત્ય છે. છેવટ એટલુંજ કહેવું બસ થશે કે પૂર્ણ દૃષ્ટિયોગમાં અને ચરણદૃષ્ટિ સામાન્ય દૃષ્ટિફળમાં લેઈ ફળાદેશનું નિરાકરણ કરવું.

૩. **યોગકારકનો** આપે જે અર્થ કરેલ છે તે વ્યાજબી છે. તેમજ **પાપ**

એ શબ્દનો અર્થ પણ જેવો ઘટેછે તેવોજ કરવામાં આવ્યો છે. તેજ માફક **શુભ** એનો અર્થ એથી ઉલટો ગણી લેવો. મારકના ઘણા ભેદ છે. જે મહામારક થાયછે તેની દશામાંજ મનુષ્યનું મૃત્યુ થાયછે. બીજા સામાન્ય મારકની સંજ્ઞાવાળા ગ્રહની અન્તર્દશા તથા દશામાં મનુષ્ય દુઃખ, ધનનાશ, રોગ પીડા અને તેવાંજ બીજાં અનિષ્ટફળ ભોગવવાં પડેછે. મનુષ્યના મારક અને મારક એ શબ્દમાં કંઇ તફાવત નથી.

૪. **સોદાહરણ બૃહજ્જાતક** અલગ પુસ્તકરૂપે બહાર પાડવા અમારી ધારણા છે તેથી આપની સૂચના તે વેળા ખશુસ કરી અમલમાં મૂકવામાં આવશે ને જેમ બનશે તેમ તે ગ્રંથો કેમ સરલ રીતે સમજી શકાય તેવા ઉપાયો યોજવામાં આવશે.

૫. આપની આ શંકાનું સમાધાન આપનાં "સૂર્યસિદ્ધાંત જેવું પહેલાં હતું તેવુંજ હાલ છે" એ વાક્ય પરથી કરવું સુગમ પડશે. સૂર્યસિદ્ધાંતના કર્તાએ શ્રીમાન્ સૂર્ય અને અરુણના સંવાદમાં કહેલ છે કે આ જ્યોતિપ્શાસ્ત્ર જે પહેલાં હતું તેનું તેજ છે. પરંતુ તેમાં માત્ર કાળભેદજ થયેલ છે તે યુગનાં પરિવર્તને લીધે થયો છે. આથી સિદ્ધ થાયછે જે યુગાદિકના બદલાવાથી ગ્રહની ગતિ, તેના નિયમ અને તેના સ્થાનમાં ચોકસ પ્રકારના ફેરફારો થતા આવ્યા છે. અર્થાત જુનું તથા નવું સૂર્યસિદ્ધાંત જોવાથી આપની સંપૂર્ણ ખાત્રી થશે. કાળભેદથી ગ્રહની ગતિના નિયમમાં ફેર આવેછે એ વાત હવે આપને સ્વીકાર્યા વિના ચાલે તેમ નથી, સૂર્યસિદ્ધાંતકારે પણ પૂર્વાચાર્યોના ગ્રહસ્થાનમાં ફેર આવતો માલૂમ પડ્યાથી તેમાં સુધારાતરિકે યાને **કાળભેદ**તરિકે બીજ આપેલાં છે તો હાલના વખતમાં અતિ સૂક્ષ્મ વેધ લઈ જે બીજો નક્કી કરવામાં આવે તે આપવાથી આપણાં ધર્મશાસ્ત્રોના નિયમોને શું બાધ આવી લાગવાનો તે અમે સમજી શકતા નથી. અમે પણ ધર્મપર નિષ્ઠા રાખનાર છીએ ને **દર્શયાગ** દર્શાન્તમાંજ થાવો જોઇએ એવી અમારી ઇચ્છા છે. પરંતુ કલ્પિત દર્શ અને ખરેખરા દર્શમાંથી કયો દર્શ સ્વીકારવો એ આપની મુનસફીપર મૂકુંછું.

સાંપ્રતકાળમાં પાશ્ચિમાત્ય વિદ્વાનોએ સૂક્ષ્મ વેધ લઈ બહુકાળે ગ્રહની ગતિ, તેમાં પડતો કાળભેદ અને તેનાં વાર્ષિક બીજો નક્કી કરેલાં છે તે પ્રમાણે સાયન અથવા નિરયન ગણના પ્રમાણે ગ્રહસાધન કરવામાં આવે તેમાં શું ખોટું છે એ અમે સમજી શકતા નથી. પંચાંગપ્રપંચ અને પંચાંગવિચાર નામના ગ્રંથ અમોએ જોએલા છે ને તેમાં સાયન તથા નિરયનવિષે

જે મતવાદ આપેલા છે તે પર ખૂબ વિચાર કરેલ છે. એવા ધર્મશાસ્ત્રને વચમાં લાવી આ જ્યોતિષશાસ્ત્રના સુધારાને અટકાવનારો ને લોકોની તેવી જીજ્ઞાસાને ઠંડી પાડનારો છે. આપે આ સંબંધમાં કાશીની સંસ્કૃત કાલેજના માજી પ્રિન્સીપાલ બાપૂદેવ શાસ્ત્રીના આ વિષયપરનાં લખાણો વાંચી જોવાથી સંપૂર્ણ ખાત્રી થશે કે વ્રતોપવાસાદિ સૂક્ષ્મપણે લાવવામાં આવેલાં ગ્રહનક્ષત્રની સ્થિતિ ધ્યાનમાં લઇને કરવાનાં છે નહીં કે સામાન્યસ્થિતિ પરથી તે ચલાવે જવાં. ૧૮ સિદ્ધાંતમાંના કોઈ પણ સિદ્ધાંત અનુસાર ગ્રહ વરતવામાં આવે તેજ ગ્રહ દૃગ્તુલ્ય કહેવાય; આ વાત અમારે હૈયે ઉતરતી નથી. તાણી તોડી શબ્દોના અર્થ કરી પોતાનો વાદ સિદ્ધ કરનારાઓ છો તેમ કરે. અમારો પોતાનો મત જે આકાશસ્થ ગ્રહનું સ્થાન ગણિતાગત ગ્રહસ્થાન બરોબર માલૂમ પડે તેજ ગ્રહ દૃગતુલ્ય ગ્રહ કહેવાય છે. શ્રીમાન ભાસ્કરાચાર્યે ગર્વ મૂકી જે લેખ લખ્યો છે તે વ્યાજબી છે. ને તે તે વખતને બરોબર અનુસરતો છે. હાલ જે જે શોધ થઇ છે તે તે આશરે ત્રણસો વર્ષપરથી થતી આવી છે. ને તેવા લાંબા વખતના પરિવર્તનમાં જે ગ્રહકાળ તથા તેની ગતિ અને તેમાં પડતો તફાવત નકી કર્યો હશે તે શ્રીમાન ભાસ્કરાચાર્યથી કેવળ પચાશ વર્ષમાં નહીં બની શક્યો હોય એ વાત નિર્વિવાધ છે. કેશવાચાર્યે જે ગ્રહબીજ નકી કરી ગણિત વિધાને તથા વેધાદિક કરવાના ઉત્સાહને વધારવા માટે પોતાની જાતકપદ્ધતિમાં જે લેખ લખ્યો છે તેનો અર્થ ગ્રહસ્થાન દૃષ્ટિસૂત્રપર જણાય તેવાં આવે એવો થાય છે એમજ અમે ગણીશું. જો વ્રતોપવાસાદિ સ્થૂલમાનથી લાવવામાં આવેલાં તિથિ નક્ષત્રપરથી કરવામાં આવતો હોય ને તેમજ કરવાની જરૂરી હતે તો તેનાં સૂક્ષ્મ સ્થાન લાવવાની કશી જરૂરીઆત હતીજ નહીં. પર્વાંતસમયે ગ્રહણનો મધ્યકાળ થાય આ વાત પ્રસિદ્ધ છે. પંચાંગો જોવાથી ખાતરી થશે કે તે તેમજ થાય છે કે કેમ. પર્વાંત પંચાંગ પ્રમાણે ન થાય તો જ્યારે થાય ત્યારે તેમાં કહેલાં દાનપુણ્યાદિક કરવાં, આ ધર્મશાસ્ત્રનું વચન છે. આથી સિદ્ધ થાય છે જે દૃગ્તુલ્ય ગણિતની અતિ આવશક્યતા છે ને તે સામાન્ય રીતે દૃશ્ય તેમજ અદૃશ્ય ગણનાથી લાવી શકાય છે તો **સ્પષ્ટ ગ્રહસાધન** તેવી રીતે શાને ન કરવું એ અમે સમજી શકતા નથી. અદૃશ્ય ગણનાનો અર્થ આપે જે કર્યો છે તે સાથે અમે મળતાપણું બતાવતા નથી. કેમ કે તિથ્યાદિક લાવવાનો વિધિ બન્નેમાં સરખો છે. તો તેને ભિન્ન ભિન્ન શી રીતે કલ્પી શકાય.

૫. રાહુ કેતુ ગ્રહ નથી. સ્વાભાવિક શુભાશુભપણું તેમજ ક્રૂરાક્રૂરપણું

તેમને મળેલ નથી. જેવા ગ્રહની સાથે તેઓ પડેલા હોય અથવા જે ભાવમાં તે પડેલા હોય તેમનું ફળ તે વિશેષે કરી આપે છે. આ લેખ જો સ્વાભાવિક શુભાશુભપણું તેઓ ધરાવતા હતે અને તેઓ ગ્રહ ગણાતા હોત તો તેમનાં શુભાશુભ ફળ માટે તેજ લઘુપારાશરીમાં જુદો લેખ આપત નહીં. આપનાં ઉદાહરણમાં બુધ રાહુયુક્ત હોય તો પણ તે શુભ ફળદાતા થઇ શકે નહીં એવો અમારો આધીન મત છે.

બુધની સાથે શુભ અને ક્રૂરગ્રહ પડેલા હોય તો તેમાંથી જે પ્રબલ હોય તથા તે જેની વધારે નજદીક હોય તે યુક્ત ગણવો. ને તેનાપરથી તેનું શુભાશુભપણું નક્કી કરવું.

૭. લઘુપારાશરીના ૨૪ મા શ્લોકની ટીકામાં આપેલા લેખસંબંધમાં આપને જે શંકા થઈ છે તેના ખુલાસામાં જણાવવાનું જે **પાપ** ગ્રહનો અર્થ અહીં વિશેપ ફળસૂચક હોવાથી જુદો અપાયલો છે. અન્ય સ્થળે સામાન્ય ફળસૂચક તેમજ સૂચકમાંની સંજ્ઞાવાળો હોવાથી તે ત્યાં લાગૂ પાડી શકાય નહીં.

૮. આધાનપરથી જન્મકાળ અને જન્મકાળપરથી આધાનકાળ શોધવા માટે **આધાનાધ્યાય** નામનો એક નાનો પણ સ્પષ્ટ ઉદાહરણયુક્ત ગ્રંથ અલગ પ્રગટ કરવાનો હોવાથી એ બૃહજ્જાતકમાં આપેલ નથી. એ ગ્રંથ પ્રગટ કરતી વેળા આપની સૂચનાઓપર સંપૂર્ણ લક્ષ આપવામાં આવશે.

૯. એ શ્લોકના અર્થમાં " ધનુષ પકડેલા " એ શબ્દો પડી ગયા છે. તે ઉમેરી વાંચવાથી **ચાપી**નો અર્થ રહી જશે નહી.

૧૦. સપ્તવર્ગપતિબળવિષે અમારૂં સમાધાન અમે નીચેપ્રમાણે આપીએ છીએ.

સપ્તવર્ગજ બળ અને સપ્તવર્ગપતિ બળ એ બન્નેમાં ઘણો તફાવત છે. આપે સૂર્યનું લગ્નમાં ૦–૩–૪૫ બળ થાયછે એ બળ સૂર્ય જેનો સ્વામી થયો હોય તેના વર્ગપતિનું બળ ગણાય. મૂલશ્લોકમાં પણ **ગૃહાધિપવશાત્** એવું ચોખું લખેલ છે જેનો અર્થ ગ્રહની રાશિની સ્વામિની તાત્કાલિક સ્થિતિપ્રમાણે એટલે તેના સ્વાભાવિક ઉચ્ચ, નીચ, મિત્ર, શત્રુ, સ્વગૃહ આદિ સ્થિતિ અનુસાર ઈષ્ટ ગ્રહનું ઈષ્ટવર્ગમાં તેના પતિનું બળ મળેછે. આપની શંકા એ બળ જો ઈષ્ટ ગ્રહનુંજ હોય તો વ્યાજબી છે, પરંતુ એ બળ તો ઈષ્ટ ગ્રહના સ્વામીનું બળ છે જેથી તે ત્યાં ટકી શકતી નથી. વળી આમાં બીજી શંકા ઉત્પન્ન થાયછે તે એ છે જે જો આપની ધારણા પ્રમાણેજ સપ્તવર્ગપતિ બળ લેવામાં આવે તો ફક્ત અધિમિત્રાદિ પાંચ સ્થિતિનું બળ ગ્રહણ કરી શકાશે.

( અપૂર્ણ. )

# ઝાડકિલ જોષીનો વરતારો.

જુલાઈ, આગષ્ટ, સપ્ટેંબર.

તારીખ ૨૫ મી જુલાઈને દિવસે ગુરુ અને મંગળ સાથે મળશે કન્યા રાશિ જેમાં તેઓ ભેગા થશે; તે તુર્કીપર અમલ કરનાર છે; તેથી મુસલમાનો જોશમાં આવી ખુન ખરાબી કરશે એવો દરેક સંભવ છે. ફ્રાંસના પારિસ શહેરમાં પણ ઉપદ્રવ ફેલાશે. ઘણાં માણસો મરશે. એનાર્કિસ્ટો અમલદારોપર હલ્લા કરશે. મોટા બખેડા થશે. વખતે પ્રધાનમંડળને પ્રધાનવટું છોડવું પણ પડે. અમેરીકા ખંડમાં આવેલા ક્યૂબાના ટાપુમાં મહામારી ચાલશે. રૂશિઆનો શેહેનશાહ મંત્રીઓથી ગભરાશે ને તેમની સલાહને અનુસરી જુની ભૂમિઓપર ચઢાઈ મોકલશે.

આગષ્ટ માસમાં મંગળ ગુરૂ પાસેથી ખસી જશે. તુર્કીના મુલ્કમાં અશાંતિ ફેલાશે સુધારાનો વધારો થાશે. યૂરેનસ આસ્ટ્રીઆના રાજ્યકર્તાથી પ્રતિકૂલ છે તેથી તેને રોગ વા મરણનો ભય ઉત્પન્ન થશે. હિંદુસ્તાન અને મિસરમાં મોટો ગભરાટ ઉત્પન્ન થશે.

તા૦ ૯ મી સપ્ટેંબરને દિવસ શનિ ફરીને યૂરેનસને મળશે. આ વેળા ચંદ્રની પર પણ તેની દૃષ્ટિ રહેશે. આથી જર્મનીના પાદશાહને રાજ અને પ્રાણ બન્નેનો ભય રહેશે. જર્મની અને રૂશિઆના ઈરાદા એમુરાદ થશે અને સ્વાથ્યનો ભંગ થશે. કોન્સ્ટેન્ટીનોપલમાં ગૃહશંકટ થશે એશિઆના પૂર્વમાં મંગળ તુલ રાશિનો થતો હોવાથી ચીન અને જાપાનમાં બખેડા થશે. ચીનમાં મનુષ્યની ઘણી હત્યા થશે.

અકટોબર, નવેંબર અને ડીસેંબર.

અકટોબર તારીખ દશમીને રોજ મંગળ વૃશ્ચિક રાશિમાં પ્રવેશ થશે. મોરાક્કો દેશમાં ઝગડા થશે. આસ્ટ્રીઆના પૂર્વમાં અશાંતિ ફેલાશે. ચીન, જાપાન અને સ્પેનમાં ઝગડા થશે. તેની દૃષ્ટિ રૂશિઆના ઝારપર પડતી હોવાથી રૂશિઆની સેનાને ગભરાવું પડશે. શનિ સૂર્યથી પહેલાં ધનરાશિમાં

પ્રવેશ કરશે તેથી સ્પેનમાં ઘણા બખેડા થશે. આસ્ટ્રીઆની હંગીરી પ્રાંતમાં બહુ મહેનત પડશે. સ્પેનમાં લડાઇ અને ખૂન ખરાબી થશે. ત્યાંના ગવર્નમેન્ટ પેપર બહુજ ઓછી કિંમતે વેંચાશે.

ડીસેંબર માસમાં સ્પેન, ફ્રાન્સ, તુરકી, રૂશિઆ અને આસ્ટ્રેઆને લડાઇમાં ઝોકાવવું પડશે. ઈટાલી નાદાર બનશે, હિંદુસ્થાનમાં વિદ્યા અને ધર્મ વૃદ્ધિ થશે.

જાડકીલ જોષી કેવળ જોષી બાવાજ નથી. ઘણા ચાલાક રાજ્યનીતિ જાણવાવાળો છે. જમાનાનો રંગ જોઈ વાત કરનાર છે. તેણે વધારે એ કહેલ છે કે રૂશિઆ અને જર્મનીના પાદશાહો વચ્ચે મારામારી ચાલશે. બન્નેમાંનો કોઇ વધારે વખત જીવવા પામશે નહીં.

---

श्री

महर्षि–जैमिनीकृत

# जैमिनीसूत्रना २ अध्यायनुं

રા. રા. કાનજી મયાશંકર દ્વિવેદીકૃત

પુષ્કળ વિવેચન સહિત ગુજરાતી ભાષાંતર.

છપાવી પ્રસિદ્ધકર્ત્તા

પંડિત જ્યેષ્ઠારામ મુકુન્દજી

સંસ્કૃત પુસ્તકાલય.

કાલકાદેવીરોડ નં. ૩૫૩, મુંબઈ.

સં. ૧૯૫૩. સન ૧૮૯૭.

કીમત રૂ. ૧-૦-૦

# जैमिनीसूत्रनुं

## ભાષાન્તર.

## પ્રકરણ ૧ લું.

### પાદ ૧ લો.



**उपदेशंव्याख्यास्यामः ॥ १ ॥**

જે શાસ્ત્રથી શુભાશુભ ભાવીફળ જાણી શકાય છે તે અમે રચીએ છીએ. (બીજો અર્થ) અમારૂં આરંભેલું કાર્ય નિર્વિઘ્ન પાર ઉતરે માટે શ્રી ઉમાપતિને અમે નમસ્કાર કરીએ છીએ. ॥ ૧ ॥

**अभिपश्यन्त्यृक्षाणि ॥ २ ॥**

**पार्श्वभेच ॥ ३ ॥**

દરેક રાશિ[1] પોતાની અભિમુખ[2] તથા પડખાંની રાશિને પૂર્ણ જુએછે. એટલે કે ચર[3] રાશિઓ પોતાથી આઠમી, પાંચમી અને અગિઆરમી રાશિઓને જુએ છે; સ્થિર[4] રાશિઓ પોતાથી છઠી, ત્રીજી અને નવમી રાશિઓને પૂર્ણ

---

૧ રાશિ બાર છે; તેનાં નામ ક્રમે, મેષ, વૃષભ, મિથુન, કર્ક, સિંહ, કન્યા, તુલા, વૃશ્ચિક, ધન, મકર, કુંભ અને મીન છે. ને તેઓ ક્રમે ચર સ્થિર અને દ્વિસ્વભાવ રાશિ કહેવાય છે.

૨ દરેક ચર રાશિથી આઠમી, સ્થિર રાશિથી છઠી અને દ્વિસ્વભાવ રાશિથી સાતમી રાશિ તેની અભિમુખ રાશિ કહેવાય છે.

૩ મેષ, કર્ક, તુલ અને મકર એ ચર રાશિ કહેવાય છે.

૪ વૃષભ, સિંહ, વૃશ્ચિક અને કુંભ એ સ્થિર રાશિ કહેવાય છે.

જુએ છે અને દ્વિસ્વભાવ રાશિઓ[1] પોતાથી સાતમી, ચોથી અને દશમી રાશિઓને જુએ છે. ॥ ૨ ॥ ૩ ॥

**तन्निष्ठाश्चतद्वत् ॥ ४ ॥**

તે રાશિઓમાં રહેલ ગ્રહ[2] પણ તેજ મુજબ તેમને જોય છે. ॥ ૪ ॥

**दारभाग्यशूलस्थार्गलानिध्यातुः ॥ ५ ॥**

ઈષ્ટ રાશિને જોનાર ગ્રહથી ચોથે, બીજે અને અગિઆરમે ભાવે પડેલા ગ્રહ તેની સાથે અર્ગલા યોગ કરેછે.[3] ॥ ૫ ॥

---

૧ મિથુન, કન્યા, ધન અને મીન એ દ્વિસ્વભાવ રાશિ કહેવાય છે.

૨ ગ્રહ નવ છે, ને તેમનાં નામ ક્રમે, સૂર્ય, મંગળ, બુધ, ગુરૂ, શુક્ર, શનિ, રાહુ અને કેતુ છે.

૩ **दार, भाग्य,** અને **शूल** એ શબ્દોનો વાસ્તવિક અર્થ સાતમો નવમો ને આઠમો ભાવ થાય છે, પરંતુ આ ગ્રંથમાં ભાવ જાણવા માટે જુદીજ ગોઠવણ કરવામાં આવી છે.

ક. ટ. પ. ને ય એ વ્યંજનોથી શરૂ થતા એકાદિ આંકસૂચક ચાર વર્ગ બનાવવામાં આવ્યા છે. એવી રીતે કે ક=૧, ખ = ૨, ગ=૩, ઘ=૪, ઙ=૫, ચ=૬, છ = ૭, જ=૮, ઝ=૯, ञ=૦, ટ=૧, ઠ=૨, ડ=૩, ઢ=૪, ણ=૫, ત=૬, થ=૭, દ=૮, ધ=૯, ન=૦, ય=૧, ર=૨, લ=૩, વ=૪, શ=૫, ષ=૬, સ=૭, હ=૮, ને સ્વર=૦ પ=૧, ફ=૨, બ=૩, ભ=૪, મ=૫.

**दार** એ શબ્દમાં **दा** અને **र** એ બે અક્ષર રહેલ છે. **द**=૮ ને **र**=૨ =૨૮ થયા તેને એ અક્ષરો ભાવબોધક હોવાથી ૧૨ થી ભાગ્યા તો શેષ ૪ રહ્યા. માટે **दार** એટલે ચોથો ભાવ. તેમજ **भाग्य**=भा=૪, **ग्**=૩ અને **य**=૧ =૧૩૪÷૧૨ =૧૧$\frac{૨}{૧૨}$= ૨ એ પ્રમાણે ભાગ્યનો અર્થ બીજો ભાવ એવો થયો. આ જૈમિનીસૂત્ર નામનાં આખા ગ્રંથમાં ભાવવિષે જ્યાં પણ લખવામાં આવ્યું છે ત્યાં તેના પર્યાયનો શબ્દ નહીં લખતાં આચાર્યે આવા ગૂઢ ભાવાક્ષરબોધક શબ્દ મૂકેલા છે. આ વિષય અમારા જ્યોતિષના શ્લોકાત્મક ગ્રંથ ભણનારાઓને નવો લાગશે; તેમાટે તેઓએ તે ગ્રંથમાં જે કંઈ શીખ્યું હોય તેપરથી આવા વર્ણબોધક નામથી તેઓ ભ્રમમાં ન પડે એટલા માટે ઉપર મુજબ વર્ણદ આંકોની સમજ પાડી છે.

## कामस्थातुभूयसापापानाम् ॥ ६ ॥

ત્રીજા ભાવમા ઘણા[1] પાપગ્રહ[2] રહેલા હોય તો પાપ અર્ગલા થાય છે. ॥૬॥

## रिष्फनीचकामस्थाविरोधिनः ॥ ७ ॥

(પાંચમાં સૂત્રપ્રમાણે) ઈષ્ટ રાશિને જોનાર ગ્રહથી દશમા બારમા અને ત્રીજા સ્થાનમાં પડેલા ગ્રહ અર્ગલા થવા દેતા નથી. ॥ ૭ ॥

## नन्यूनाविबलाश्च ॥ ८ ॥

અર્ગલા પ્રતિબંધ કરનારા[3] ગ્રહ ઘણા હોય, છતાં પણ જો નિર્બળ હોય તો અર્ગલા કરનાર ગ્રહને[4] તે બાધ કરી શકતા નથી. ॥ ૮ ॥

## प्राग्वत्त्रिकोणे ॥ ९ ॥

ઇષ્ટિરાશિના દૃષ્ટા ગ્રહથી પાંચમું સ્થાન અર્ગલાનું અને નવમું અર્ગલા પ્રતિબંધનનું છે. એટલે કે પાંચમા સ્થાનમાં ગ્રહો હોય તો અર્ગલા થાય છે અને નવમા સ્થાનમાં ગ્રહ હોય તો અર્ગલા થવા દેતા નથી. ॥ ૯ ॥

## विपरीतंकेतोः ॥ १० ॥

કેતુનું તેથી ઉલટું છે.[5] ॥ ૧૦ ॥

## आत्माधिकःकलादिभिर्नभोगःसप्तानामष्टानांवा ॥११॥

સૂર્યાદિ સાત અથવા આઠ ગ્રહમાં જેના અંશ વધારે હોય તે આત્મા-

---

૧ ત્રણ કે તેથી વધારે.

૨ ચંદ્ર, ગુરૂ, શુક્ર, અને પાપ સમાગમ વિનાનો બુધ સૌમ્ય ગ્રહ કહેવાય છે ને તે શિવાયના ક્રૂર ગ્રહ અથવા પાપગ્રહ કહેવાય છે.

૩ ઇષ્ટ રાશિને જોનારા ગ્રહથી ચોથા આદિસ્થાનમાં પડેલા ગ્રહ અર્ગલા કર્તા મનાય છે.

૪ ઈષ્ટ રાશિને જોનારા ગ્રહથી દશમાદિસ્થાનમાં પડેલા ગ્રહ અર્ગલા પ્રતિબંધ કર્તા કહેવાય છે.

૫ એટલે કે નવમું સ્થાન અર્ગલા કર્તા સ્થાન અને પાંચમું અર્ગલા પ્રતિબાધ. સ્થાન છે.

કારક જાણવો. અંશ સરખા હોય તો જેની કલા વધારે હોય તે આત્માકારક જાણવો. કલા સરખી હોય તો જે બળવાન ગ્રહ હોય તે આત્માકારક જાણવો. બળ પણ સમાન આવેલું હોય તો સ્થિરકારક પરથી તેનો વીચાર કરી લેવો. રાહુના અંશોની તેનાથી વિપરીત રીતે ગણના કરવી. અર્થાત રાહુ થોડામાં થોડા અંશવાળો છતાં આત્માકારક થઈ શકે છે. ગ્રહના બળ અને અંશ જ્યારે સમાન આવેલાં હોય ત્યારે રાહુને આઠમો ગ્રહ લેખી તેનાપરથી કારક નકી કરવો, એવો પણ કેટલાક આ સૂત્રનો અર્થ કરે છે. ॥ ૧૧ ॥

**सईष्टेबंधमोक्षयोः ॥ १२ ॥**

તે આત્માકારક જો પાપયુક્ત હોય તો મનુષ્યને કેદખાનાનું દુઃખ અને શુભ ગ્રહ યુક્ત હોય તો તેમાંથી મુક્તિ અપાવે છે. ॥ ૧૨ ॥

**तस्यानुसरणादमात्यः ॥ १३ ॥**

તે (આત્માકારકથી) ઓછા અંશવાળો જે ગ્રહ હોય તે અમાત્યકારક થાય છે. ॥ ૧૩ ॥

**तस्यभ्राता ॥ १४ ॥**

અમાત્યકારક ગ્રહથી ન્યૂન અંશવાળો ગ્રહ ભ્રાતૃકારક થાય છે. ॥ ૧૪ ॥

**तस्यमाता ॥ १५ ॥**

ભ્રાતૃકારકથી હીન અંશવાળો ગ્રહ માતાકારક કહેવાય છે. ॥ ૧૫ ॥

**तस्यपुत्रः ॥ १६ ॥**

માતાકારકથી હીન અંશવાળો ગ્રહ પુત્રકારક કહેવાય છે. ॥ ૧૬ ॥

**तस्यज्ञातिः ॥ १७ ॥**

પુત્રકારકથી ઓછા અંશવાળો ગ્રહ જ્ઞાતિકારક કહેવાય છે. ॥ ૧૭ ॥

**तस्यदाराश्च ॥ १८ ॥**

જ્ઞાતિકારકથી હીન અંશવાળો ગ્રહ દારાકારક થાય છે. ॥ ૧૮ ॥

**मात्रासहपुत्रमेकेसमामनंति ॥ १९ ॥**

કેટલાક આચાર્યો માતાકારક અને પુત્રકારક એકજ માનેછે. ॥ ૧૯ ॥

**भगिन्याऽऽरतःश्यालःकनीयाञ्जननीचेति ॥ २० ॥**

મંગળથી બેન, શાલા, નાનોભાઈ ને માતાનાં શુભાશુભ ફળનો વિચાર કરવો. ॥ ૨૦ ॥

**मातुलादयोबंधवोमातृसजातीयाइत्युत्तरः ॥ २१ ॥**

મંગળના પછીના ગ્રહ બુધથી મામા, ભાઈ, બેન, દોસ્તો, માતા તથા પોતાની જાતીના લોકોનો વિચાર કરવો. ॥ ૨૧ ॥

**पितामहःपतिपुत्रावितिगुरुमुखादेवजानीयात् ॥ २२ ॥**

બાપ, દાદા, પુત્ર વિગેરેનું શુભાશુભ ગુરૂથી જાણવું. ॥ ૨૨ ॥

**पत्नीपितरौश्वशुरौमातामहाइत्यंतेवासिनः ॥ २३ ॥**

શુક્રથી સ્ત્રી, માતા, પિતા, શાલી, બેન, માસી, ફઇ ને નાના વિગેરેનું શુભાશુભ ફળ જોવું. ॥ ૨૩ ॥

**मंदोऽज्यायान्ग्रहेषु ॥ २४ ॥**

સર્વે ગ્રહોમાં શનિ નબળો છે. (તેનાથી સર્વે ગ્રહ ક્રમે વીર્યવાન સમજી લેવા.)[1] ॥ ૨૪ ॥

**प्राचीवृत्तिर्विषमभेषु ॥ २५ ॥**

વિષમ[2] રાશીની સવ્ય ગણના કરવી.[3] ॥ ૨૫ ॥

**परावृत्त्योत्तरेषु ॥ २६ ॥**

બાકી (સમ[4] રાશિઓ) ની અપસવ્ય ગણના કરવી.[5] ॥ ૨૬ ॥

---

૧ એટલે શનિથી બળવાળો શુક્ર, શુક્રથી બળવાન ગુરૂ, ગુરૂથી બળવાન બુધ, બુધથી બળવાન મંગળ, અને મંગળથી બળવાન ચંદ્ર અને ચંદ્રથી બળવાન સૂર્ય છે.

૨ મેષ, મિથુન, સિંહ, તુલ, ધન અને કુંભ એ વિષમ રાશિ કહેવાય છે.

૩ એટલે મેષ, પછી વૃષભ, પછી મિથુન, એ પ્રમાણે.

૪ વૃષભ, કર્ક, કન્યા, વૃશ્ચિક, મકર અને મીન એ સમ રાશિ કહેવાય છે.

૫ એટલે મેષ, પછી મીન, પછી કુંભ પછી મકર એ પ્રમાણે.

## नक्कचित् ॥ २७ ॥

ક્યારેક તેમ નથી થતું. અર્થાત્ વિષમ રાશિની અપસવ્ય ગણના કરવી પડે છે ને સમ રાશિની સવ્ય ગણના કરવી પડે છે. જેમ કે વૃષ અને વૃશ્ચિક સમ છે તેની સવ્ય ગણના કરાયછે ને સિંહ અને કુંભ એકી છે છતાં તેમની અપસવ્ય ગણના કરાયછે. ॥ ૨૭ ॥

## नाथांताःसमाःप्रायेण ॥ २८ ॥

રાશિનો પતિ દર્શાવેલ ગણના પ્રમાણે ગણના કરતાં તેનાથી જેટલામી રાશિમાં પડેલો હોય તેટલાં તે રાશિનાં વર્ષ જાણવાં.[1] ॥ ૨૮ ॥

## यावदीशाश्रयंपदमृक्षाणाम् ॥ २९ ॥

રાશિસ્વામી પોતાની રાશિથી જેટલામી રાશિમાં પડ્યો હોય તેટલામી તે જે રાશિમાં રહેલ હોય તેનાથી ગણતાં જે રાશિ આવે તે તેની આરૂઢ રાશિ થાય છે. ॥ ૨૯ ॥

## स्वस्थेदाराः ॥ ३० ॥

લગ્નથી લગ્નનો સ્વામી ચોથે પડ્યોછે માટે લગ્નથી સાતમી રાશિ આરૂઢ લગ્ન થાય.[2] ॥ ૩૦ ॥

## सुतस्थेजन्म ॥ ३१ ॥

---

૧ ઉચ્ચમાં રહેલા ગ્રહની રાશિનાં વર્ષમાં એક વર્ષનો વધારો કરવો ને નીચ રાશિમાં રહેલા ગ્રહની રાશિનાં વર્ષમાં એક વર્ષનો ઘટારો કરવો. વૃશ્ચિક અને કુંભ વાસ્તે વિશેષ જાણવાનું છે. વૃશ્ચિકના સ્વામી મંગળ તથા કેતુ ગણવા. ને કુંભના સ્વામી શનિ તથા રાહુ ગણવા. વર્ષની ગણના રીતિ મુજબ બન્ને પરથી કરવી. એક પતિ રાશિ સાથે પડ્યો હોય તો બાર વર્ષ નહીં ગણતાં બીજો ભિન્ન રાશિમાં પડ્યો હોય તેના પરથી ગણના કરી વર્ષાદિ લેવાં. બન્ને ગ્રહો ભિન્ન રાશિમાં પડેલા હોય તો તેમાંથી બળવાન હોય તેનાં વર્ષાદિ લેવાં. બન્ને સરખાં બળવાળા હોય તો ચર સ્થિર દ્વિસ્વભાવ પ્રમાણમાં બળની ગણત્રી કરી આયુષ્ય લેવું. બળ પણ સરખું આવે તો ઉચ્ચમાં રહેલા ગ્રહની ગણના પરથી આપેલાં વર્ષાદિ લેવાં. બન્ને ઉચ્ચ રાશિમાં રહેલા હોય તો જેનાં વર્ષ વધારે આવેલાં હોય તે લેવાં.

૨ આરૂઢ રાશિ જાણવાનું આ ઉદાહરણ છે.

લગ્નસ્વામી સાતમે પડ્યો છે માટે જન્મલગ્ન તેજ આરૂઢ લગ્ન થાય. ॥ ૩૧ ॥

## सर्वत्रसवर्णाभावाराशयश्च ॥ ३२ ॥

સર્વત્ર[1] ભાવ અને રાશિ એકાદિ સંખ્યાબોધક અક્ષરથી જાણી શકાય છે. ॥ ૩૨ ॥

(બીજો અર્થ) સર્વત્ર ભાવ અને રાશિની ગણના વર્ણદ લગ્નપરથી[2] કરવી ॥ ૩૨ ॥

## नग्रहाः ॥ ३३ ॥

જેમ ભાવ અને રાશિ અક્ષરગમ્ય છે તેમ ગ્રહો નથી. ॥ ૩૩ ॥

(બીજો અર્થ) ભાવ અને રાશિઓનાં વર્ણદ લગ્ન થાય છે પણ ગ્રહનાં થતાં નથી. ॥ ૩૩ ॥

## यावद्विवेकमावृत्तिर्भानां ॥ ३४ ॥

દરેક રાશિની દશામાં પ્રત્યેક રાશિની અંતર્દશા આવે છે ને તેથી ૧૪૪ તેમની આવૃતિ થાયછે. ॥ ૩૪ ॥

## होरादयःसिद्धाः ॥ ३५ ॥

હોરા, દ્રષ્કાણ, સપ્તાંશ, નવાંશ, વિગેરે જાણવાની રીતિ પ્રસિદ્ધ છે.॥૩૫॥

---

૧ શિવ તાંડવાદિ ગ્રંથમાં એ રીતે સંખ્યાબોધક અક્ષરો આપેલા છે તેથી આચાર્યે સર્વત્ર એ ગણના પ્રવર્તે છે એવું લખ્યું છે.

૨ એકી રાશિમાં જેનો જન્મ હોય તેની ગણના મેષથી કરવી, ને બેકી રાશિમાં જેનો જન્મ હોય તેની ગણના મીનથી અપસવ્ય કરવી. એ પ્રમાણે એકી બેકી રાશિવાળાં લગ્નસૂધી તથા હોરા લગ્નસૂધી ગણના કરતાં જે આંક આવે તે પૃથક્ માંડવા. એ આંકોનો જો એ હોરા તથા જન્મ લગ્ન એકજ જાતનાં હોય તો સર્વાળો કરવો ને વીજાતીય હોય તો બાદબાકી કરવી. એ રીતે જે શેષ રહે તેટલામી જન્મ-લગ્ન એકી રાશિનું હોય તો મેષથી ને બેકીનું હોય તો મીનથી ગણતાં જે રાશિ આવે તે વર્ણદ લગ્નની રાશિ થાય છે.

# પ્રકરણ ૧ લું.

## પાદ ૨ જો.

## કારકાંશ લગ્નવિષે.



**अथस्वांशोग्रहाणाम् ॥ १ ॥**

આત્મકારક ગ્રહના અંશપરથી હવે ફળ કહેવામાં આવેછે.[1] ॥ ૧ ॥

**पंचमूषिकमार्जाराः ॥ २ ॥**

આત્મકારક મેષ નવાંશમાં હોય તો મનુષ્યને ઉંદર તથા બીલાડીથી દુઃખ થાય છે ॥ ૨ ॥

**तत्रचतुष्पादः ॥ ३ ॥**

આત્મકારક વૃષ નવાંશમાં હોય તો ઉંદરને, બિલાડી તરફથી દુઃખ ને ચતુષ્પાદ તરફથી સુખ થાય છે. ॥ ૩ ॥

**मृत्यौकंडूःस्थौल्यंच ॥ ४ ॥**

આત્મકારક મિથુન નવાંશમાં હોય તો શરીર સ્થૂળ થાય છે. ॥ ૪ ॥

**दूरेजलकुष्ठादिः ॥ ५ ॥**

આત્મકારક કર્ક નવાંશમાં હોય તો મનુષ્યને જળ તથા કુષ્ટાદિથી ભીતિ રહે છે. ॥ ૫ ॥

**शेषाःश्वापदानि ॥ ६ ॥**

આત્મકારક સિંહ નવાંશમાં હોય તો જંગલી પ્રાણી તરફથી ભીતિ તથા દુઃખ રહે છે. ॥ ૬ ॥

---

૧ જન્મપત્રિકામાં જે નવાંશ કુંડલી આપવામાં આવી હોય તે કુંડલીમાં આત્મકારક ગ્રહ જ્યાં પડેલો હોય તેને લગ્ન ગણિ એ કુંડલીને કારકાંશ ચક્ર કહેવું. આ પાદમાં ઘણો ખરો ફળાદેશ એ કારકાંશ કુંડલીના ગ્રહપરથી કરવામાં આવશે.

मृत्युवज्जायाग्निकणश्च ॥ ७ ॥

આત્મકારક કન્યા નવાંશમાં હોયતો મનુષ્ય સ્થૂળ શરીરવાળો ને અગ્નિથી પીડા પામનાર થાયછે. ॥ ૭ ॥

लाभेवाणिज्यं ॥ ८ ॥

આત્મકારક તુલા નવાંશમાં હોય તો મનુષ્ય વેપાર કરનારો થાય છે. ॥૮॥

अत्रजलसरीसृपाःस्तन्यहानिश्च ॥ ९ ॥

આત્મકારક વૃશ્ચિક નવાંશમાં હોય તો મનુષ્ય જળ તથા સર્પાદિથી પીડા પામે છે ને તે માતાનાં દુધની હાની કરે છે. ॥ ૯ ॥

समेवाहनादुच्चाच्च क्रमात्पतनं ॥ १० ॥

આત્મકારક ધન નવાંશમાં હોય તો માણસને ઉર્ધ્વ પ્રદેશમાંથી પડવાથી વા કોઈ ચક્રના વાગવાથી દુઃખ ઉત્પન્ન થાય છે. ॥ ૧૦ ॥

जलचरखेचरखेटकंडूदुष्टग्रंथयश्चरिष्फे ॥ ११ ॥

આત્મકારક મકરનવાંશમાં રહેલ હોય તો મનુષ્યને માંછલાં તથા પક્ષી ફળ દાયક થાયછે અને દુષ્ટ ગુમડાં વિગેરેના રોગથી તે પીડાયછે. ॥ ૧૧ ॥

तडागादयोधर्मे ॥ १२ ॥

આત્મકારક કુંભ નવાંશમાં હોય તો માણસ કુવા, વાવ ને તળાવો વિગેરે બનાવનારો થાયછે. ॥ ૧૨ ॥

उच्चेधर्मनित्यताकैवल्यंच ॥ १३ ॥

આત્મકારક મીન નવાંશમાં હોય તો માણસ ધર્મમાં વર્તનારો તથા મુક્તિ પામનાર થાયછે. ॥ ૧૩ ॥

तत्ररवौराजकार्यपरः ॥ १४ ॥

કારકાંશમાં સૂર્ય રહેલો હોય તો માણસ રાજ્યકાર્યમાં હુશિયાર થાયછે.॥૧૪॥

पूर्णेंदुशुक्रयोर्भोगीविद्याजीवीच ॥ १५ ॥

કારકાંશમાં શુક્ર તથા પૂર્ણચંદ્રમા હોય તો માણસ ભોગી તથા વિદ્યાથી આજીવિકા ચલાવનાર થાયછે. ॥ ૧૫ ॥

धातुवादीकौंतायुधोवन्हिजीवीचभौमे ॥ १६ ॥

ભૌમ કારકાંશમાં રહેલો હોય તો માણસ રસાયણ જાણનાર તથા વક્ર બોલનાર તેમજ અગ્નિથી જીવન ચલાવનાર થાયછે. ॥ ૧૬ ॥

वणिजस्तंतुवायाःशिल्पिनोव्यवहारविदश्चसौम्ये ॥१७॥

કારકાંશમાં બુધ હોય તો માણસ ગવૈયો, શિલ્પિ તથા વ્યવહારમાં કુશળ થાયછે. ॥ ૧૭ ॥

कर्मज्ञाननिष्ठावेदविदश्चजीवे ॥ १८ ॥

કારકાંશમાં ગુરૂ રહેલ હોય તો કર્મકાંડ કરવામાં કુશળ ને વેદ જાણનાર માણસ થાયછે. ॥ ૧૮ ॥

राजकीयाःकामिनःशतेंद्रियाश्चशुक्रे ॥ १९ ॥

શુક્ર કારકાંશમાં હોય તો મનુષ્ય રાજ્યાધિકારવાળો, ઘણી સ્ત્રીઓને ભોગવવાની ઇચ્છાવાળો અને સો વર્ષ જીવનારો થાયછે. ॥ ૧૯ ॥

प्रसिद्धकर्माजीवःशनौ ॥ २० ॥

શનિ કારકાંશમાં હોય તો મનુષ્ય પ્રસિદ્ધ કાર્ય કરનારો થઈ જીવે છે. ॥૨૦॥

धानुष्काश्चोराश्वजांगलिकालोहयंत्रिणश्चराहौ ॥ २१ ॥

રાહુ કારકાંશમાં હોય તો મનુષ્ય, પારાધી, ચોર, અથવા જંગલમાં રહેનારો અને લોઢાંને તાવનાર થાયછે. ॥ ૨૧ ॥

गजव्यवहारिणश्चोराश्चकेतौ ॥ २२ ॥

કેતુ કારકાંશમાં હોય તો મનુષ્ય હાથીનો વેપાર કરનાર તેમજ ચોર થાયછે. ॥ ૨૨ ॥

रविराहुभ्यांसर्पनिधनं ॥ २३ ॥

કારકાંશમાં જો રવિ તથા રાહુ પડેલા હોય તો સર્પદંશ થવાથી મનુષ્યનું મૃત્યુ થાયછે. ॥ ૨૩ ॥

शुभदृष्टेसन्निवृत्तिः ॥ २४ ॥

પણ તેમનાપર શુભ ગ્રહની દૃષ્ટિ હોય તો સર્પદંશથી મૃત્યુ થતું નથી. ૨૪

शुभमात्रसंबंधाज्जांगलिकः ॥ २५ ॥

રવિ તથા રાહુ પાપ યોગવિના કેવળ શુભ સંબંધ સહિત કારકાંશમાં પડેલા હોય તો મનુષ્ય વિષવૈદ્ય થાયછે. ॥ ૨૫ ॥

## कुजमात्रदृष्टेगृहदाहकःअग्निदोवा ॥ २६ ॥

ફક્ત મંગળ તેમને જોતો હોય તો મનુષ્ય પોતાના ઘરને આગ લગાડનાર થાયછે. ॥ ૨૬ ॥

## शुक्रदृष्टेनदाहः ॥ २७ ॥

જો શુક્રની તેનાપર દૃષ્ટિ હોય તો મનુષ્ય ગ્રહ બાળનાર ન થતાં અગ્નિદાન કરનાર થાયછે. ॥ ૨૭ ॥

## गुरुदृष्टेस्त्वासमीपगृहात् ॥ २८ ॥

જો ગુરૂ તેમને જોતો હોય તો ફક્ત પોતાના ઘરને બાળનાર મનુષ્ય થાયછે તેટલુંજ નહીં પણ તેનાં પાસેનાં ઘરોને પણ આગ લગાડે છે. ॥૨૮॥

## सगुलिकेविषदोविषहतोवा ॥ २९ ॥

જો કારકાંશમાં ગુલિક[1] પડેલો હોય તો માણસ બીજાને વિષ દેનાર વા પોતે વીષ ખાઈ મરનાર થાય છે. ॥ ૨૯ ॥

## चंद्रदृष्टौचौराऽपहृतधनश्चौरोवा ॥ ३० ॥

ગુલિકયુક્ત કારકાંશને જો ચંદ્ર જોતો હોય તો મનુષ્યનું ધન ચોરો લુંટી જાય છે વા પોતે ચોર થાયછે. ॥ ૩૦ ॥

## बुधमात्रदृष्टेबृहद्बीजः ॥ ३१ ॥

ગુલિક સહીત કારકાંશને જો ફક્ત બુધ જોતો હોય તો મનુષ્યનાં વૃષણ મોટા થાયછે. ॥ ૩૧ ॥

---

૧ જો રાત્રિનો જન્મ હોય તો રાત્રિનાં માનને અને દિવસનો જન્મ હોય તો દિનમાનને ૮ થી ભાગતાં જે ઘટયાદિ ફળ આવે તેને નીચેના ઈષ્ટ વારાંક ગુણકથી ગુણી તેટલી ઘડીનું લગ્ન કરવાથી જે લગ્ન આવે તે ગુલિક કહેવાય છે.

**વારગુણક.**

| સૂર્ય. | ચંદ્ર. | મંગળ. | બુધ. | ગુરૂ. | શુક્ર. | શનિ. | |
|---|---|---|---|---|---|---|---|
| ૭ | ૬ | ૫ | ૪ | ૩ | ૨ | ૧ | દિવસ. |
| ૩ | ૨ | ૧ | ૭ | ૬ | ૫ | ૪ | રાત્રિ. |

**तत्रकेतौपापदृष्टेकर्णच्छेदःकर्णरोगोवा ॥ ३२ ॥**

કારકાંશમાં કેતૂ પડેલો હોય ને તેનાપર પાપગ્રહની દૃષ્ટિ હોય તો મનુષ્ય કપાયલા કાનવાળો વા કાનમાં રોગવાળો થાયછે. ॥ ૩૨ ॥

**शुक्रदृष्टेदीक्षितः ॥ ३३ ॥**

કારકાંશમાં પડેલા કેતૂને જો ફક્ત શુક્ર જોતો હોય તો મનુષ્ય યજ્ઞયાગાદિ કરનાર થાયછે. ॥ ૩૩ ॥

**बुधशनिदृष्टेनिर्वीर्य्यः ॥ ३४ ॥**

કારકાંશમાં પડેલા કેતૂને જો બુધ તથા શનિ જોતા હોય તો મનુષ્ય નપુંસક થાયછે. ॥ ૩૪ ॥

**बुधशुक्रदृष्टेपौनःपुनिकोदासीपुत्रोवा ॥ ३५ ॥**

કારકાંશમાં પડેલા કેતૂને જો બુધ ને શુક્ર જોતા હોય તો મનુષ્ય વારંવાર એકનું એક બોલનાર વા દાસીપુત્ર થાય છે. ॥ ૩૫ ॥

**शनिदृष्टेतपस्वीप्रेष्योवा ॥ ३६ ॥**

કારકાંશમાં પડેલા કેતૂપર જો શનિની દૃષ્ટિ હોય તો મનુષ્ય તપસ્વી વા દૂતકાર્ય કરનાર થાયછે. ॥ ૩૬ ॥

**शनिमात्रदृष्टेसंन्यासाभासः ॥ ३७ ॥**

ફક્ત શનિ કારકાંશમાં પડેલા કેતૂને જોતો હોય તો મનુષ્યને સન્યાસાભાસ થાય છે; પૂર્ણ સન્યાસ થતો નથી. ॥ ૩૭ ॥

**तत्ररविशुक्रदृष्टेराजप्रेष्यः ॥ ३८ ॥**

કારકાંશ ઊપર રવિ ને શુક્રની દૃષ્ટિ હોય તો મનુષ્ય રાજભૃત્ય થાય છે. ॥ ૩૮ ॥

**रिःफेबुधेबुधदृष्टेवामन्दवत् ॥ ३९ ॥**

કારકાંશ કુંડલીમાં દશમે બુધ પડેલો હોય વા દશમા ભાવપર તેની દૃષ્ટિ હોય તો મનુષ્ય પ્રસિદ્ધ કર્મ કરી જીવનાર થાયછે. ॥ ૩૯ ॥

**शुभदृष्टेस्थैर्यः ॥ ४० ॥**

કારકાંશથી દશમે પડેલા બુધને જો બીજા શુભ ગ્રહો જોતા હોય તો મનુષ્ય સ્થિર થાયછે, ચંચળ થતો નથી. ॥ ૪૦ ॥

रवौगुरुमात्रदृष्टेगोपालः ॥ ४१ ॥

કારકાંશથી દશમે પડેલા રવિપર જો ફક્ત ગુરૂની દૃષ્ટિ હોય તો મનુષ્ય ગાયોનું રક્ષણ કરનાર થાયછે. ॥ ૪૧ ॥

दारेचन्द्रशुक्रदृग्योगात्प्रासादः ॥ ४२ ॥

કારકાંશથી ચોથે ચંદ્રને શુક્રની દૃષ્ટિ હોય વા તેમાં તેઓ પડેલા હોય તો મનુષ્ય પોતાનાં બાપીકાં ઘરવાળો થાય છે. ॥ ૪૨ ॥

उच्चग्रहेऽपि ॥ ४३ ॥

કારકાંશથી ચોથે પોતાની ઉચ્ચ રાશિમાં કોઈ પણ ગ્રહ રહેલ હોય તો મનુષ્ય પોતાનાં ઘરવાળો થાયછે. ॥ ૪૩ ॥

राहुशनिभ्यांशिलागृहं ॥ ४४ ॥

કારકાંશથી જો શનિ તથા રાહુ ચોથે પડેલા હોય તો મનુષ્યનું ઘર પથ્થરથી ચણાયલું હોય છે. ॥ ૪૪ ॥

कुजकेतुभ्यामैष्टकम् ॥ ४५ ॥

તેમજ મંગલ તથા કેતુ ચોથે પડેલા હોય તો ઈંટનું ઘર થાયછે. ॥૪૫॥

गुरुणादारवं ॥ ४६ ॥

તેમજ જો ગુરૂ ચોથે પડેલો હોય તો લાકડાનું ઘર હોય છે. ॥ ૪૬ ॥

तार्णरविणा ॥ ४७ ॥

તેમજ રવિ ચોથે પડેલો હોય તો ઘર પીંછાં વિગેરેનું હોય છે. ॥ ૪૭ ॥

समेशुभदृग्योगाद्धर्मनित्यःसत्यवादीगुरुभक्तश्च ॥ ४८ ॥

કારકાંશથી નવમો ભાવ શુભ ગ્રહથી જોવાતો હોય વા શુભ ગ્રહયુક્ત હોય તો મનુષ્ય ધર્મવાળો, સત્યવાદી, તથા ગુરૂભક્ત થાય છે. ॥ ૪૮ ॥

अन्यथापापैः ॥४९ ॥

તેજ (સ્થાનક) નવમો ભાવ જો પાપગ્રહથી યુક્તેક્ષિત[1] હોય તો મનુષ્ય ધર્મહીન થાયછે. ॥ ૪૯ ॥

---

૧. જોડાયલો વા જોવાતો.

**शनिराहुभ्यांगुरुद्रोहः ॥ ५० ॥**

કારકાંશથી નવમો ભાવ જો શનિ તથા રાહુથી યુક્તેક્ષિત હોય તો મનુષ્ય ગુરૂદ્રોહી થાયછે. ॥ ૫૦ ॥

**गुरुरविभ्यांगुरावविश्वासः ॥ ५१ ॥**

તેજ સ્થળે (નવમા ભાવમાં) જો ગુરૂ ને સૂર્ય પડેલા હોય વા તેને જોતા હોય તો મનુષ્ય ગુરૂમાં આસ્થાવિનાનો થાયછે. ॥ ૫૧ ॥

**तत्रभृग्वंगारकवर्गेपारदारिकः ॥ ५२ ॥**

કારકાંશથી નવમે શુક્ર ને ભૌમ પડેલા હોય તો મનુષ્ય પરસ્ત્રી ભોગવનાર થાય છે. ॥ ૫૨ ॥

**दृग्योगाभ्यामधिकाभ्यामामरणं ॥ ५३ ॥**

કારકાંશથી તેમજ બીજાં ષડ્વર્ગથી પણ તેજ ગ્રહો જો નવમે પડેલ હોય તો મનુષ્ય જીવે ત્યાં લગણ પરસ્ત્રીભોગી થાય છે. ॥ ૫૩ ॥

**केतुनाप्रतिबन्धः ॥ ५४ ॥**

કારકાંશથી નવમો ભાવ જો કેતુથી યુક્તેક્ષિત હોય તો જીવિત પર્યંત મનુષ્ય પરસ્ત્રીગામી થતો નથી. ॥ ૫૪ ॥

**गुरुणास्त्रैणः ॥ ५५ ॥**

તે નવમો ભાવ ગુરૂથી યુક્તેક્ષિત હોય તો મનુષ્ય સ્ત્રીલોલ થાય છે. ॥૫૫॥

**राहुणार्थनिवृत्तिः ॥ ५६ ॥**

જો રાહુથી યુક્તેક્ષિત હોય તો મનુષ્યના દ્રવ્યનો નાશ થાય છે. ॥ ૫૬ ॥

**लाभेचन्द्रगुरुभ्यांसुंदरी ॥ ५७ ॥**

જેના કારકાંશથી સાતમે ચંદ્ર ને ગુરૂ પડેલા હોય તેની સ્ત્રી રૂપાળી હોય છે. ॥ ૫૭ ॥

**राहुणाविधवा ॥ ५८ ॥**

જેના કારકાંશથી સાતમે રાહુ હોય તેના ઘરમાં વિધવા સ્ત્રી હોય છે. ॥ ૫૮ ॥

**शनिनावयोधिकारोगिणीतपस्विनीवा ॥ ५९ ॥**

જેના કારકાંશથી સાતમે શનિ હોય તેની પોતાથી મોટી, રોગી, તથા તપસ્વી સ્ત્રી હોય છે. ॥ ૫૯ ॥

कुजेनविकलांगी ॥ ६० ॥

જેના કારકાંશથી સાતમે મંગળ પડેલો હોય તેની વીકળ અંગવાળી સ્ત્રી હોય છે. ॥ ૬૦ ॥

रविणास्वकुलेगुप्ताच ॥ ६१ ॥

જેના કારકાંશથી સાતમે રવિ પડેલો હોય તેની સ્ત્રી સાસરીએ ગુપ્ત રીતે રહેનાર હોય છે. ॥ ૬૧ ॥

बुधेनकलावती ॥ ६२ ॥

જેના કારકાંશથી સાતમે બુધ હોય તેની સ્ત્રી કળાવાળી થાય છે.॥૬૨॥

चापेचंद्रेणानावृत्तेदेशे ॥ ६३ ॥

કારકાંશથી ચોથે ચંદ્ર પડેલો હોય તો અનાચ્છાદિત દેશમાં સ્ત્રીનો પ્રથમ સંગ થાય છે. ॥ ૬૩ ॥

कर्मणिपापेशूरः ॥ ६४ ॥

કારકાંશથી ત્રીજે પાપગ્રહ હોય તો મનુષ્ય શૂરો થાય છે. ॥ ૬૪ ॥

शुभेकातरः ॥ ६५ ॥

કારકાંશથી ત્રીજે શુભ ગ્રહ હોય તો મનુષ્ય શૂરાતન વિનાનો થાય છે. ॥ ૬૫ ॥

मृत्युचिंतयोःपापेकर्षकः ॥ ६६ ॥

કારકાંશથી ત્રીજે, છઠે પાપગ્રહ પડેલા હોય તો માણસ ખેતી કરનાર થાય છે. ॥ ૬૬ ॥

समेगुरौविशेषेण ॥ ६७ ॥

કારકાંશથી ગુરૂ જો નવમે ભાવે પડેલો હોય તો વિશેષે કરી મનુષ્ય ખેતી કરનાર થાય છે.॥ ૬૭ ॥

उच्चेशुभेशुभलोकः ॥ ६८ ॥

કારકાંશથી બારમે ભાવે શુભગ્રહ હોય તો મનુષ્યને શુભલોકની પ્રાપ્તિ થાય છે. ॥ ૬૮ ॥

केतौकैवल्यं ॥ ६९ ॥

કારકાંશથી બારમે કેતુ પડેલો હોય તો મનુષ્યને કૈવલ્ય મુક્તિ મળે છે. ॥ ૬૯ ॥

क्रियचापयोर्विशेषेण ॥ ७० ॥

કારકાંશમાં મેષ અથવા ધન રાશિ હોય વા કેતુ ધન અથવા મેષ રાશિમાં તેથી બારમે પડેલો હોય તો વિશેષે કરી મનુષ્યને સાયુજ્ય પ્રાપ્ત થાય છે. ॥ ૭૦ ॥

पापैरन्यथा ॥ ७१ ॥

પણ જો તેમને (એટલે એ કેતુ વા કથિત રાશિને) પાપગ્રહનો યોગ હોય તો તેમ થતું નથી. ॥ ૭૧ ॥

रविकेतुभ्यांशिवेभक्तः ॥ ७२ ॥

કારકાંશના લગ્નમાં રવિ ને કેતુ સાથે પડેલા હોય તો મનુષ્ય શિવભક્ત થાય છે. ॥ ૭૨ ॥

चंद्रेणगौर्य्यां ॥ ७३ ॥

કારકાંશ લગ્નમાં ચંદ્ર પડેલો હોય તો મનુષ્ય ગૌરીભક્ત થાય છે. ॥૭૩॥

शुक्रेणलक्ष्म्यां ॥ ७४ ॥

કારકાંશ લગ્નમાં શુક્ર પડેલો હોય તો મનુષ્ય લક્ષ્મીભક્ત થાય છે. ॥૭૪॥

कुजेनस्कंदे ॥ ७५ ॥

કારકાંશ લગ્નમાં મંગળ પડેલો હોય તો મનુષ્ય સ્કંદ દેવતાની ઉપાસના કરનાર થાય છે. ॥ ૭૫ ॥

वुधशनिभ्यांविष्णौ ॥ ७६ ॥

કારકાંશ લગ્નમાં બુધ ને શનિ સાથે પડેલા હોય તો મનુષ્ય વિષ્ણુભક્ત થાય છે. ॥ ૭૬ ॥

## गुरुणासांबशिवे ॥ ७७ ॥

કારકાંશ લગ્નમાં ગુરૂ પડેલો હોય તો મનુષ્ય શાંબશિવનો ભક્ત થાય છે. ॥ ૭૭ ॥

## राहुणातामस्यांदुर्गायांच ॥ ७८ ॥

કારકાંશ લગ્નમાં રાહુ પડેલો હોય તો મનુષ્ય તામસી દુર્ગાનો ભક્ત થાય છે. ॥ ૭૮ ॥

## केतुनागणेशेस्कंदेच ॥ ७९ ॥

કારકાંશ લગ્નમાં કેતુ પડેલો હોય તો મનુષ્ય ગણેશ તથા સ્કંદ દેવતાનો ભક્ત થાય છે. ॥ ૭૯ ॥

## पापर्क्षेमंदेक्षुद्रदेवतासु ॥ ८० ॥

કારકાંશમાં પાપ રાશિ હોય ને તેમાં શનિ પડેલો હોય તો મનુષ્ય કર્ણ-પિશાચી આદિ યક્ષણીનો ભક્ત થાય છે. ॥ ૮૦ ॥

## शुक्रेच ॥ ८१ ॥

કારકાંશમાં પાપરાશિ હોય અને તેમાં શુક્ર પડેલો હોય તો મનુષ્ય કર્ણ-પિશાચી આદિ ક્ષુદ્ર દેવતાનો ભક્ત થાયછે ॥ ૮૧ ॥

## अमात्यदासेचैवम् ॥ ८२ ॥

અમાત્યકારક ગ્રહથી જે છઠ્ઠો ગ્રહ હોય તે જો કારકાંશમાં પાપરાશિમાં પડેલો હોય તો મનુષ્ય ક્ષુદ્ર દેવતાનો ભક્ત થાયછે ॥ ૮૨ ॥

## त्रिकोणेपापद्वयेमांत्रिकः ॥ ८३ ॥

કારકાંશથી નવમે પાંચમે ક્રમે બે પાપ ગ્રહો પડેલા હોય તો માણસ મંત્ર જંત્ર જાણનારો થાય છે. ॥ ૮૩ ॥

## पापदृष्टेनिग्राहकः ॥ ८४ ॥

કારકાંશથી નવમા વા પાંચમા ભાવમાં પડેલા પાપગ્રહોપર જો પાપ-ગ્રહની દૃષ્ટિ હોય તો તે ભૂતાદિનો નિગ્રહ કરતા થાય છે. ॥ ૮૪ ॥

## शुभदृष्टेनुग्राहकः ॥ ८५ ॥

કારકાંશથી નવમા વા પાંચમા ભાવમાં પડેલા પાપગ્રહોને જો શુભ-ગ્રહો જોતા હોય તો તે લોકમાં અનુગ્રહ કરતા થાય છે. ॥ ૮૫ ॥

शुक्रेंदौशुक्रदृष्टेरसवादी ॥ ८६ ॥

કારકાંશમાં પડેલા ચંદ્રને જો શુક્ર જોતો હોય તો મનુષ્ય રસવાદી થાય છે. ॥ ૮૬ ॥

बुधदृष्टेभिषक् ॥ ८७ ॥

કારકાંશમાં પડેલા ચંદ્રને જો બુધ જોતો હોય તો મનુષ્ય વૈદ્ય થાય છે. ॥ ૮૭ ॥

चापेचंद्रेशुक्रदृष्टेपांडुश्वित्री ॥ ८८ ॥

કારકાંશથી ચોથે પડેલા ચંદ્રને જો શુક્ર જોતો હોય તો મનુષ્ય ધોળા કોઢવાળો થાય છે. ॥ ૮૮ ॥

कुजदृष्टेमहारोगः ॥ ८९ ॥

કારકાંશથી ચોથે પડેલા ચંદ્રને ભૌમ જોતો હોય તો મનુષ્ય મહા રોગ-વાળો થાય છે. ॥ ૮૯ ॥

केतुदृष्टेनीलकुष्ठम् ॥ ९० ॥

કારકાંશથી ચોથે પડેલા ચંદ્રને કેતુ જોતો હોય તો નીલકુષ્ઠવાળો મનુષ્ય થાય છે. ॥ ૯૦ ॥

तत्रमृतौवाकुजराहुभ्यांक्षयः ॥ ९१ ॥

કારકાંશથી ચોથે વા પાંચમે ભૌમ અને રાહુ પડેલા હોય તો મનુષ્યને ક્ષયરોગ થાય છે. ॥ ૯૧ ॥

चंद्रदृष्टौनिश्चयेन ॥ ९२ ॥

ઉપરના યોગપર જો ચંદ્રની દૃષ્ટિ હોય તો વિશેષે કરી ક્ષયરોગ થાય છે. ॥ ૯૨ ॥

कुजेनपिटिकादिः ॥ ९३ ॥

કારકાંશથી ચોથે વા પાંચમા સ્થાનમાં એકલો મંગળ પડેલો હોય તો મનુષ્યને પિટિકાદિ રોગ થાય છે. ॥ ૯૩ ॥

## केतुनाग्रहणीजलरोगोवा ॥ ९४ ॥

કારકાંશથી ચોથે વા પાંચમા સ્થાનકોમાં કેતુ પડેલો હોય તો મનુષ્યને ગ્રહણી વા જલોદરાદિ રોગ થાય છે. ॥ ૯૪ ॥

## राहुगुलिकाभ्यांक्षुद्रविषाणि ॥ ९५ ॥

કારકાંશથી ચોથે વા પાંચમે રાહુ અને ગુલિક પડેલા હોય તો મનુષ્યને ઉંદરના ઝેરનો વિકાર થાય છે. ॥ ૯૫ ॥

## तत्रशनौधानुष्कः ॥ ९६ ॥

કારકાંશથી ચોથા સ્થાનમાં શનિ પડેલો હોય તો મનુષ્ય ધનુર્વિદ્યામાં કુશળ થાય છે. ॥ ૯૬ ॥

## केतुनाघटिकायंत्री ॥ ९७ ॥

કારકાંશથી ચોથા સ્થાનમાં કેતુ પડેલો હોય તો ઘડીયાળ બનાવવાની વિદ્યા જાણનાર થાય છે. ॥ ૯૭ ॥

## बुधेनपरमहंसोलगुडी वा ॥ ९८ ॥

કારકાંશથી ચોથા ભાવમાં બુધ પડેલો હોય તો મનુષ્ય પરમહંસ વા "લગુડી" થાય છે. ॥ ૯૮ ॥

## राहुणालोहयंत्री ॥ ९९ ॥

કારકાંશથી ચોથે રાહુ પડેલો હોય તો મનુષ્ય લોઢાનાં યંત્રો બનાવનાર થાય છે. ॥ ૯૯ ॥

## रविणाखड्गी ॥ १०० ॥

કારકાંશથી ચોથે રવિ પડેલો હોય તો મનુષ્ય "ખડ્ગી" એટલે તરવાર બનાવનાર થાય છે. ॥ ૧૦૦ ॥

## कुजेनकुंती ॥ १०१ ॥

કારકાંશથી ચોથે ભૌમ તે સ્થાનમાં પડેલો હોય તો મનુષ્ય "કુંતી" થાય છે. ॥ ૧૦૧ ॥

**मातापित्रोश्चंद्रगुरुभ्यांग्रंथकृत् ॥ १०२ ॥**

કારકાંશમાં વા તેથી પાંચમે ચંદ્ર ને ગુરૂ પડેલા હોય તો મનુષ્ય ગ્રંથકર્તા થાય છે. ॥ ૧૦૨ ॥

**शुक्रेणकिंचिदूनं ॥ १०३ ॥**

કારકાંશમાં વા કારકાંશથી પાંચમે ચંદ્ર ને શુક્ર પડેલા હોય તો ઉપર જણાવ્યું છે તે કરતાં કંઈક ઓછું ફળ થાય છે. ॥ ૧૦૩ ॥

**वुधेनततोपि ॥ १०४ ॥**

કારકાંશમાં વા તેથી પાંચમે જો બુધ સાથે ચંદ્ર પડેલો હોય તો સૂત્ર ૧૦૩ માં જણાવેલા યોગથી જેવો ગ્રંથકર્તા થાય તેથી ઓછી શક્તિવાળો ગ્રંથકર્તા થાય છે. ॥ ૧૦૪ ॥

**शुक्रेणकविर्वाग्मीकाव्यज्ञश्च ॥ १०५ ॥**

કારકાંશમાં વા તેથી પાંચમે શુક્ર પડેલો હોય તો મનુષ્ય કવિ, વક્તા, તથા કાવ્ય જાણનાર થાય છે. ॥ ૧૦૫ ॥

**गुरुणासर्वविद्ग्रंथिकश्च ॥ १०६ ॥**

**नवाग्मी ॥ १०७ ॥**

**विशिष्यवैयाकरणोवेदवेदांगविच्च ॥ १०८ ॥**

કારકાંશમાં વા તેથી પાંચમે ગુરૂ પડેલો હોય તો મનુષ્ય સર્વજ્ઞ તથા ગ્રંથકર્તા, વક્તૃત્વશક્તિવિનાનો, મહાન્ વૈયાકરણી, વેદાંતી તથા વેદનાં અંગને જાણનાર થાય છે. ॥ ૧૦૬—૧૦૮ ॥

**सभाजडः शनिना ॥ १०९ ॥**

કારકાંશમાં વા તેથી પાંચમે જો શનિ પડેલો હોય તો મનુષ્ય સભાજડ થાય છે. ॥ ૧૦૯ ॥

**वुधेनमीमांसकः ॥ ११० ॥**

કારકાંશમાં વા તેથી પાંચમે બુધ પડેલો હોય તો મનુષ્ય મીમાંસક થાય છે. ॥ ૧૧૦ ॥

कुजेननैयायिकः ॥ १११ ॥

કારકાંશમાં વા તેથી પાંચમે મંગળ પડેલો હોય તો મનુષ્ય નૈયાયિક થાય છે. ॥ ૧૧૧ ॥

चंद्रेणसांख्ययोगज्ञःसाहित्यज्ञोगायकश्च ॥११२॥

કારકાંશમાં વા તેથી પાંચમે ચંદ્ર પડેલો હોય તો મનુષ્ય સાંખ્યયોગ, સાહિત્ય, અને ગાયન જાણનાર થાય છે. ॥ ૧૧૨ ॥

रविणावेदांतज्ञोगीतज्ञश्च ॥ ११३ ॥

કારકાંશમાં વા તેથી પાંચમે રવિ પડેલો હોય તો મનુષ્ય વેદાંત તથા ગીત જાણનાર થાય છે. ॥ ૧૧૩ ॥

केतुनागणितज्ञः ॥ ११४ ॥

કારકાંશમાં વા તેથી પાંચમે કેતુ પડેલો હોય તો ગણિત જાણનાર મનુષ્ય થાય છે. ॥ ૧૧૪ ॥

गुरुसंबंधेनसंप्रदायसिद्धिः ॥ ११५ ॥

ઉપરના યોગોમાં જો ગુરૂની દૃષ્ટિ તેમજ ષડ્વર્ગનો સંબંધ હોય તો મનુષ્ય યોગોક્ત શાસ્ત્રનો સંપ્રદાય જાણનાર થાય છે. ॥ ૧૧૫ ॥

भाग्येचैवं ॥ ११६ ॥

કારકાંશથી બીજે જો ચંદ્ર ને ગુરૂ પડેલા હોય તો મનુષ્ય ગ્રંથકર્તા થાય છે. ॥ ૧૧૬ ॥

सदाचैवमित्येके ॥ ११७ ॥

કેટલાક લોકોનો એવો મત છે કે કારકાંશથી બીજે તેજ ગ્રહોનો યોગ થતો હોય તોપણ તેજ માફક ફળ દેનાર યોગો થાય છે. ॥ ૧૧૭ ॥

भाग्येकेतौपापदृष्टेस्तब्धवाक् ॥ ११८ ॥

કારકાંશથી બીજે કેતુ પડેલો હોય ને તેને ક્રૂર ગ્રહ દેખતા હોય તો મનુષ્ય "સ્તબ્ધવાક્" થાય છે. ॥ ૧૧૮ ॥

**स्वपितृपदाद्भाग्येरोगयोःपापेसाम्येकेमद्रुमः॥११९**

જો જન્મ લગ્નથી તથા જન્મારૂઢ લગ્નથી બીજી તથા આઠમી રાશિ કેવળ પાપ હોય વા બન્ને રાશિઓમાં સરખી સંખ્યામાં પાપ અને સૌમ્ય ગ્રહ હોય તો કેમદ્રુમ યોગ થાય છે. ॥ ૧૧૯ ॥

**चंद्रदृष्टौविशेषेण ॥ १२० ॥**

તે રાશિઓપર જો ચંદ્રની દૃષ્ટિ હોય તો વિશેષે કરી કેમદ્રુમ યોગ થાય છે. ॥ ૧૨૦ ॥

**सर्वेषांचैवपाके ॥ १२१ ॥**

કેમદ્રુમ યોગનું ફળ તે રાશિઓની દશામાં વા તેમના પ્રવેશ કાળે થાય છે. ॥ ૧૨૧ ॥

**इतिप्रथमाध्यायस्यद्वितीयःपादः ॥ २ ॥**

પહેલા અધ્યાયનો બીજો પાદ પૂર્ણ થયો.

---

# પ્રકરણ ૧ લું

## પાદ ૩ જો.

### આરૂઢલગ્નવિષે.

**अथपदं ॥ १ ॥**

આરૂઢ લગ્ન પરથી હવે ફળ કહેવામાં આવેછે.[1] ॥ ૧ ॥

**व्ययेसग्रहेग्रहदृष्टेश्रीमंतः ॥ २ ॥**

આરૂઢ લગ્નથી અગિઆરમે ગ્રહ પડેલા હોય ને તેને બીજા ગ્રહો જો જોતા હોય તો મનુષ્ય શ્રીમાન્ થાય છે. ॥ ૨ ॥

---

૧ જેમ નવાંશ કુંડલીનું કારકાંશ ઉપરથી ફળ કહ્યું તેમ લગ્ન અને ગ્રહોની આરૂઢ રાશિ રીતિમુજબ કહાડી તેની કુંડલી તૈયાર કરી તેપરથી આરૂઢલગ્ન વિગેરેનું ફળ કહેવું.

**शुभैर्न्यायोलाभः ॥ ३ ॥**

જો તે અગિઆરમા ભાવમાં પડેલા ગ્રહો શુભ હોય, ને તે સ્થાનને જોનારા ગ્રહો પણ શુભ હોય તો ન્યાયમાર્ગથી ધનનો લાભ થાયછે. ॥ ૩ ॥

**पापैरमार्गेण ॥ ४ ॥**

તે (અગિઆરમા ભાવ) સાથે પડેલા તથા તેને જોનારા જો પાપ-ગ્રહો હોય તો પાપમાર્ગે ધનનો લાભ થાયછે. ॥ ૪ ॥

**उच्चादिभिर्विशेषात् ॥ ५ ॥**

તે (અગિઆરમા ભાવ) માં પડેલા તથા તેને જોનારા ગ્રહો પોતાની ઉચ્ચાદિ સ્થિતિના પ્રમાણમાં પોતાનું ફળ વિશેષે કરી આપે છે. ॥ ૫ ॥

**नीचग्रहदृग्योगाद्व्ययाधिक्यम् ॥ ६ ॥**

આરૂઢ લગ્નથી બારમે શુભાશુભ ગ્રહની દૃષ્ટિ તથા બળના પ્રમાણમાં વ્યયનું અધિક ન્યૂનપણું કહેવું.[1] ॥ ૬ ॥

**रविराहुशुक्रैर्नृपात् ॥ ७ ॥**

આરૂઢ લગ્નથી બારમા ભાવમાં રવિ, રાહુ, વા શુક્ર સાથે વા એકલા પડેલા હોય તો રાજ્યકારણથી ધનવ્યય થાય છે. ॥ ૭ ॥

**चंद्रदृष्टौनिश्चयेन ॥ ८ ॥**

તે (બારમા ભાવમાં રહેલ રવિ, રાહુ વા શુક્ર) ના પર જો ચંદ્રની દૃષ્ટિ હોય તો ખચિત રાજ્યના કારણથી ધનનો વ્યય થાય છે, અન્યથા નથી થતો. ॥૮॥

**बुधेनज्ञातिभ्योविवादाद्वा ॥ ९ ॥**

બુધ જો એ આરૂઢલગ્નથી બારમે પડેલો હોય તો નાતવરામાં તેમજ વિવાદમાં પૈસાનો વ્યય થાય છે. ॥ ૯ ॥

**गुरुणाकरमूलात् ॥ १० ॥**

ગુરૂ એ આરૂઢલગ્નથી બારમે પડેલો હોય તો કરમૂલાત્[2] ધનવ્યય થાય છે. ॥ ૧૦ ॥

---

૧ શુભગ્રહો બલીષ્ટ હોય તો શુભ માર્ગે ને ક્રૂર બલીષ્ટ હોય તો અસદ્‌માર્ગે ધનવ્યય કહેવો. ૨ પોતાના હાથેથી.

## कुजशनिभ्यांभ्रातृमुखात् ॥ ११ ॥

મંગળ તથા શનિ એ આરૂઢલગ્નથી બારમે પડેલા હોય તો ભાઇઓ સંબંધી કારણને લીધે ધનનો વ્યય થાય છે. ॥ ૧૧ ॥

## एतैर्व्ययएवंलाभः ॥ १२ ॥

ઉપર પ્રમાણે આરૂઢલગ્નથી વ્યયસ્થાનમાં જે ગ્રહ જે કારણથી વ્યય કરાવનાર થાયછે, તે ગ્રહો જો લાભસ્થાનમાં પડેલા હોય તો તેજ મૂળથી લાભ કરાવે છે. ॥ ૧૨ ॥

## लाभेराहुकेतुभ्यामुदररोगः ॥ १३ ॥

આરૂઢ લગ્નથી સાતમે રાહુ વા કેતુ પડેલા હોય તો મનુષ્યને ઉદર-રોગ થાય છે. ॥ ૧૩ ॥

## तत्रकेतुनाझटितिज्यानिलिंगानि ॥ १४ ॥

જો આરૂઢલગ્નથી બીજે કેતુ પડેલો હોય તો તરતજ તે રોગ વધવાનાં ચિન્હ બતાવે છે. ॥ ૧૪ ॥

## चंद्रगुरुशुक्रेषुश्रीमंतः ॥ १५ ॥

આરૂઢ લગ્નથી બીજે ચંદ્ર, ગુરૂ, અને શુક્ર પડેલા હોય તો મનુષ્ય શ્રીમાન્ થાય છે. ॥ ૧૫ ॥

## उच्चेनवा ॥ १६ ॥

શુભ વા પાપગ્રહ ઉચ્ચ રાશિના થઈ આરૂઢલગ્નથી બીજી રાશિમાં રહેલ હોય તો મનુષ્ય શ્રીમાન્ થાય છે. ॥ ૧૬ ॥

## स्वांशवदन्यत्प्रायेण ॥ १७ ॥

આરૂઢલગ્નથી બીજું અવિરૂદ્ધ ફળ કારકાંશમાં અગાઉ કહેવાઈ ગયું છે તે પ્રમાણે જાણવું. ॥ ૧૭ ॥

## लाभपदे केंद्रेत्रिकोणेवाश्रीमंतः ॥ १८ ॥

લગ્નારૂઢથી લગ્નના સાતમા ભાવનું આરૂઢપદ, કેંદ્ર,[1] ત્રિકોણ, વા લાભ સ્થાનમાં પડેલ હોય તો મનુષ્ય લક્ષ્મીવાન થાય છે. ॥ ૧૮ ॥

---

૧ પહેલો, ચોથો, સાતમો અને દશમો ભાવ કેન્દ્ર કહેવાય છે.

अन्यथादुःस्थे ॥ १९ ॥

પણ જો તે ભાવનું આરૂઢપદ દુઃસ્થાનમાં[1] પડેલું હોય તો તેમ થતું નથી. ॥ ૧૯ ॥

केंद्रेत्रिकोणोपचयेषुद्वयोर्मैत्री ॥ २० ॥

લગ્નારૂઢથી સાતમા ભાવનું આરૂઢ કેંદ્ર, ત્રિકોણ વા ઉપચય[2] સ્થાનમાં હોય તો દંપતીની પરસ્પર મૈત્રિ જાણવી. ( તેજ મુજબ દરેક ભાવમાં જોવાનાં ફળોનાં મિત્રામિત્ર પણ તેમનાં આરૂઢપદપરથી જાણી લેવાં ) ॥ ૨૦ ॥

रिपुरोगचिंतासुवैरं ॥ २१ ॥

તે (ઈષ્ટ) આરૂઢપદ લગ્નારૂઢપદથી જો છઠે આઠમે કે બારમે હોય તો તેમનું પરસ્પર વૈર જાણવું. ॥ ૨૧ ॥

पत्नीलाभयोर्दिष्ट्यानिराभासार्गलया ॥ २२ ॥

લગ્નનું આરૂઢપદ તથા સાતમા ભાવનું આરૂઢપદ સારી અર્ગલાવાળું હોય તો મનુષ્ય સમૃદ્ધિવાન થાય છે. ॥ ૨૨ ॥

शुभार्गलेधनसमृद्धिः ॥ २३ ॥

લગ્નારૂઢપદ તથા સાતમા ભાવનાં આરૂઢપદ સાથે જો કેવળ શુભગ્રહ-અર્ગલાકર્તા હોય તો મનુષ્ય ધન અને સમૃદ્ધિવાન થાય છે, અન્યથા નિર્ધન થાય છે. ॥ ૨૩ ॥

जन्मकालघटिकास्वेकदृष्टासुराजानः ॥ २४ ॥

જન્મ, કાળ અને ઘટી લગ્નને જો એકજ ગ્રહ જોતો હોય તો મનુષ્ય રાજા થાય છે. ॥ ૨૪ ॥

पत्नीलाभयोश्चराश्यंशकदृष्काणैर्वा ॥ २५ ॥

જન્મરાશિકુંડલી, નવાંશકુંડલી અને દ્રેષ્કાણકુંડલીનાં લગ્ન અને સાતમા ભાવને જો એક ગ્રહ જોતો હોય તો મનુષ્ય રાજા થાય છે. ॥ ૨૫ ॥

तेष्वेकस्मिन्न्यूनेन्यूनं ॥ २६ ॥

---

૧ છઠું, આઠમું અને બારસું ભુવન દુઃસ્થાન કહેવાય છે.
૨ ત્રીજા, છઠા, દશમા ને અગિઆરમા ભાવને ઉપચય કહેછે.

ઉપર કહેવામાં આવેલાં સ્થાનમાં જેટલાં ઓછાં સ્થાન તેનાથી જોવાતાં હોય તેટલે દરજ્જે રાજ્યમાં ન્યૂનતા સમજવી. ॥ ૨૬ ॥

एवमंशतोदृष्काणतश्च ॥ २७ ॥

તેજ મુજબ લગ્ન, નવાંશ અને દ્રેષ્કાણમાંના ભાવોપરની દૃષ્ટિનો પણ વિચાર કરવો. ॥ ૨૭ ॥

शुक्रचंद्रयोर्मिथोदृष्टयोःसिंहस्थयोर्वायानवंतः ॥ २८ ॥

શુક્ર તથા ચંદ્ર પરસ્પર જોતા હોય, વા પરસ્પરથી ત્રીજે ભાવે પડેલા હોય તો મનુષ્ય વાહન, ઘર અને ધનવાળો થાય છે. ॥ ૨૮ ॥

शुक्रकुजकेतुषुवैतानिकाः ॥ २९ ॥

શુક્ર, ભૌમ અને કેતુ પરસ્પર જોતા હોય વા એક બીજાથી ત્રીજે ભાવે પડેલા હોય તો મનુષ્ય રાજ્યચિન્હવાળો થાય છે. ॥ ૨૯ ॥

स्वभाग्यदारमातृभावसमेषुशुभेषुराजानः ॥ ३० ॥

આત્માકારક ગ્રહથી બીજા, ચોથા અને પાંચમા ભાવ સમાન શુભગ્રહ આવેલા હોય તો મનુષ્ય રાજા થાય છે[1]. ॥ ૩૦ ॥

कर्मदासयोःपापयोश्च ॥ ३१ ॥

આત્માકારકથી ત્રીજા તથા છઠ્ઠા ભાવ સમાન ક્રૂર (પાપ) ગ્રહ આવેલા હોય તો મનુષ્ય રાજા થાય છે. ॥ ૩૧ ॥

पितृलाभाधिपाच्चैवं ॥ ३२ ॥

લગ્નપતિ તથા સપ્તમ પતિથી બીજા, ચોથા અને પાંચમા ભાવ સમાન શુભગ્રહ આવેલા હોય અને ત્રીજા તથા છઠ્ઠા ભાવના સમાન પાપગ્રહ આવેલા હોય તો મનુષ્ય રાજા થાય છે. ॥ ૩૨ ॥

मिश्रेसमाः ॥ ३३ ॥

એ કહેલાં સ્થાનો સમાન પાપ અને શુભ ગ્રહ મિશ્ર થઈ આવેલ હોય તો મનુષ્ય રાજા ન થતાં રાજાતુલ્ય સુખ ભોગવનાર થાય છે. ॥ ૩૩ ॥

दारिद्राविपरीते ॥ ३४ ॥

૧ એજ પ્રમાણે પુત્રાદિકનું શુભાશુભ તેમનાં કારકપરથી જોવું.

પરંતુ પાપગ્રહ સમાન જે સ્થાન આવવાં જોઇએ તે સ્થાન શુભ ગ્રહ સમાન આવેલ હોય અને શુભ ગ્રહનાં સ્થાન સમાન પાપગ્રહ આવેલા હોય તો મનુષ્ય દરિદ્રી થાય છે. ॥ ૩૪ ॥

## मातरिगुरौशुक्रेचंद्रेवाराजकीयाः ॥ ३५ ॥

લગ્નના સ્વામીથી કે સાતમા ભાવના સ્વામીથી ગુરૂ, શુક્ર કે ચંદ્ર પાંચમે પડેલા હોય તો મનુષ્ય રાજ્યમાં અધિકારવાળો થાય છે. ॥ ૩૫ ॥

## कर्मणिदासेवापापेसेनान्यः ॥ ३६ ॥

લગ્ન તથા સાતમા ભાવના સ્વામીથી ત્રીજે કે છઠે પાપગ્રહ હોય તો મનુષ્ય સેનાપતિ થાય છે. ॥ ૩૬ ॥

## स्वपितृभ्यांकर्मदासस्थदृष्ट्यातदी-
## शदृष्ट्यामातृनाथदृष्ट्याचधीमंतः ॥ ३७ ॥

આત્માકારક તથા લગ્નથી ત્રીજે, છઠે પડેલ ગ્રહ એ કારક તથા લગ્નને જોતા હોય અથવા તે ત્રીજા તથા છઠા સ્થાનના સ્વામીઓની તેમનાપર દૃષ્ટિ હોય તો મનુષ્ય બુદ્ધિમાન્ થાય છે. ॥ ૩૭ ॥

## दारेशदृष्ट्यासुखिनः ॥ ३८ ॥

આત્માકારક વા લગ્ન પોતાથી ચોથા ભાવના સ્વામીથી જોવાતાં હોય તો મનુષ્ય સુખી થાય છે. ॥ ૩૮ ॥

## रोगेशदृष्ट्यादरिद्राः ॥ ३९ ॥

આત્માકારકથી આઠમા ભાવના સ્વામીની તેનાપર દૃષ્ટિ હોય તો મનુષ્ય દરિદ્રી થાય છે. ॥ ૩૯ ॥

## रिपुनाथदृष्ट्याव्ययशीलाः ॥ ४० ॥

તેમજ બારમા ભાવના સ્વામીની તેના પર દૃષ્ટિ હોય તો મનુષ્ય ઘણા ખરચવાળા થાય છે. ॥ ૪૦ ॥

## स्वामिदृष्ट्याप्रबलाः ॥ ४१ ॥

ઉપરના યોગો કથિતભાવના સ્વામીની પણ તેનાપર દૃષ્ટિ હોય તો વિશેષ બળવાળા થાય છે. ॥ ૪૧ ॥

पश्चाद्रिपुभाग्ययोर्ग्रहसाम्येबंधःकोणयोरिपुजा-
ययोःकीटयुग्मयोर्दाररिष्फयोश्च ॥ ४२ ॥

લગ્નથી બીજે બારમે, પાંચમે નવમે, છઠે બારમે, ત્રીજે અગિઆરમે વા ચોથે દશમે સરખી સંખ્યામાં ગ્રહ રહેલ હોય તો મનુષ્યને કેદખાનાનું દુઃખ અથવા શૃંખલાદિનો પ્રહાર ખમવો પડે છે. ॥ ૪૨ ॥

शुक्राद्गौणपदस्थोराहुःसूर्यदृष्टोनेत्रहा ॥ ४३ ॥

શુક્રથી પાંચમી રાશિનાં આરૂઢમાં રહેલા રાહુને જો સૂર્ય જોતો હોય તો મનુષ્યનાં નેત્રનો નાશ થાય છે. ॥ ૪૩ ॥

स्वदारगयोःशुक्रचंद्रयोरातोद्यंराजचिन्हानिच ॥४४॥
इति प्रथमाध्यायस्य तृतीयपादः ॥ ३॥

આત્મકારકથી અથવા લગ્નથી ચોથે શુક્ર અને ચંદ્ર પડેલ હોય તો મનુષ્ય રાજ્યચિન્હવાળો અને ગાયનવિદ્યાનો શોકિન થાય છે.

પહેલા અધ્યાયનો ત્રીજો પાદ પૂરો થયો.

---

# પ્રકરણ ૧ લું.

## પાદ ૪ થો.

### ઉપપદવિષે.

उपपदंपदंपित्रनुचरात् ॥ १ ॥

લગ્નથી બારમા ભાવનું આરૂઢપદ ઉપપદ કહેવાય છે. ॥ ૧ ॥

तत्रपापस्यपापयोगेप्रव्रज्यादारनाशोवा ॥ २ ॥

પાપસ્વાંમીવાળી રાશિ ઉપપદથી બીજે આવેલી હોય ને તેની સાથે પાપગ્રહનો યોગ હોય તો મનુષ્ય સંન્યાસી થાય છે અથવા તેની સ્ત્રી નાશ પામે છે. ॥ ૨ ॥

## उपपदस्याप्यारूढत्वादेवनात्ररविःपापः ॥ ३ ॥

ઉપપદથી બીજે સિંહ રાશિ આવેલી હોય વા સૂર્ય મેષાદિ પાપરાશિમાં[1] પડેલ હોય તો આ ફળ થતું નથી. કેમકે રવિ અહિંઆ પાપગ્રેહ ગણાતો નથી. ॥ ૩ ॥

## शुभदृग्योगान्न ॥ ४ ॥

ઉક્ત યોગનું ફળ જો તે સાથે શુભ ગ્રહની દૃષ્ટિ કે સંબંધ હોય છે, તો થતું નથી. ॥ ૪ ॥

## नीचेदारनाशः ॥ ५ ॥

ઉપપદથી બીજે નીચ ગ્રહનો નવાંશ રહેલો હોય વા તેમાં નીચ ગ્રહ પડેલા હોય તો સ્ત્રીનો નાશ થાય છે. ॥ ૫ ॥

## उच्चेबहुदाराः ॥ ६ ॥

ઉપપદથી બીજે ઉચ્ચ ગ્રહના નવાંશ આવેલા હોય અથવા તેમાં ઉચ્ચ ગ્રહ રહેલા હોય તો મનુષ્યને ઘણી સ્ત્રીઓ થાય છે. ॥ ૬ ॥

## युग्मेच ॥ ७ ॥

ઉપપદથી બીજે મીથુન રાશિ આવેલ હોય તો ઘણી સ્ત્રી થાય છે. ॥ ૭ ॥

## तत्रस्वामियुक्तेस्वर्क्षेवातद्धेतावुत्तरायुषिनिर्दारः ॥८॥

ઉપપદથી બીજો ભાવ જો સ્વામીયુક્ત હોય તો મનુષ્યની સ્ત્રી પાછલી અવસ્થામાં નાશ પામે છે. અથવા ત્યાં સ્વક્ષેત્રી તેનો સ્વામી રહેલો હોય તો તેના હેતુથી ઉત્તરાવસ્થામાં સ્ત્રીવિનાનો થાય છે. ॥ ૮ ॥

## उच्चेतस्मिन्नुत्तमकुलाद्दारलाभः ॥ ९ ॥

ઉપપદથી બીજા ભાવનો સ્વામી ઉચ્ચમાં રહેલો હોય તો મનુષ્યને ઉત્તમ કુળમાંથી સ્ત્રી મળે છે. ॥ ૯ ॥

## नीचेविपर्ययः ॥ १० ॥

---

૧. મેષ, મિથુન, સિંહ, તુલ, ધન, ને કુંભ એ ક્રૂરરાશિ કહેવાય છે. અને બાકીની વૃષભ, કર્ક, કન્યા, વૃશ્ચિક, મકર અને મીન સૌમ્યરાશિ કહેવાય છે.

ઉપપદથી બીજા ભાવનો સ્વામી નીચ રાશિમાં રહેલો હોય તો નીચ કુળમાંથી નેષ્ટ સ્ત્રી મનુષ્યને મળે છે. ॥ ૧૦ ॥

शुभसंबंधात्सुंदरी ॥ ११ ॥

પરંતુ એ ઉપપદથી બીજું સ્થાન જો શુભગ્રહના સંબંધવાળું હોય તો, તે મનુષ્યને સુંદર રૂપવાળી સ્ત્રીઓ મળે છે. ॥ ૧૧ ॥

राहुशनिभ्यामपवादात्त्यागोनाशोवा ॥ १२ ॥

ઉપપદથી બીજે શનિ અને રાહુ પડેલા હોય તો મનુષ્ય પોતાની સ્ત્રીને અપવાદથી તજે છે, અથવા તેનો થાય છે. ॥ ૧૨ ॥

शुक्रकेतुभ्यांरक्तप्रदरः ॥ १३ ॥

ઉપપદથી બીજે શુક્ર અને કેતુ પડેલા હોય તો મનુષ્યની સ્ત્રી પ્રદરના રોગવાળી હોય છે. ॥ ૧૩ ॥

अस्थिस्रावोबुधकेतुभ्यां ॥ १४ ॥

ઉપપદથી બીજે બુધ અને કેતુ પડેલા હોય તો મનુષ્યની સ્ત્રીને અસ્થી રક્તસ્રાવનો રોગ હોય છે. ॥ ૧૪ ॥

शनिरविराहुभिरस्थिज्वरः ॥ १५ ॥

ઉપપદથી બીજે, શનિ, રવિ અને રાહુ પડેલા હોય, તો મનુષ્યને સ્ત્રી હાડજ્વરવાળી મળે છે. ॥ ૧૫ ॥

बुधकेतुभ्यांस्थौल्यं ॥ १६ ॥

બુધ તથા કેતુ ઉપપદથી બીજા ભાવમાં પડેલા હોય તો મનુષ્યની સ્ત્રી સ્થૂલ શરીરવાળી થાય છે. ॥ ૧૬ ॥

बुधक्षेत्रेमंदाराभ्यांनासिकारोगः ॥ १७ ॥

ઉપપદથી બીજી રાશિમાં મિથુન અથવા કન્યા રાશિ આવેલી હોય અને તેમાં મંગળ અને શનિ પડેલા હોય, તો મનુષ્યને નાકના રોગવાળી સ્ત્રી મળે છે. ॥ ૧૭ ॥

कुजक्षेत्रेच ॥ १८ ॥

તેજ ગ્રહ મંગળની રાશિમાં ત્યાં પડેલ હોય તો મનુષ્યને નાકના રોગવાળી સ્ત્રી મળેછે. ॥ ૧૮ ॥

## गुरुशनिभ्यांकर्णरोगःनरहकाच ॥ १९ ॥

ઉપપદથી બીજે મિથુન, કે કન્યા, રાશિ આવેલી હોય ને તેમાં ગુરૂ અને શનિ પડેલા હોય તો મનુષ્યની સ્ત્રી કાનના રોગવાળી તથા નસ જેની બહાર નિકળી આવતી હોય તેવા રોગવાળી હોય છે. ॥ ૧૯ ॥

## गुरुराहुभ्यांदंतरोगः ॥ २० ॥

ઉપપદથી બીજે મેષ, મિથુન, કન્યા કે વૃશ્ચિક રાશિમાં ગુરૂ અને રાહુ પડેલા હોય તો મનુષ્યને દાંતના રોગવાળી સ્ત્રી મળે છે. ॥ ૨૦ ॥

## शनिराहुभ्यांकन्यातुलयोःपंगुर्वातरोगोवा ॥ २१ ॥

ઉપપદથી બીજા ભાવમાં મિથુન કે કન્યા રાશિમાં શનિ અને રાહુ પડેલા હોય તો મનુષ્યને પાંગળી અથવા વાયુના રોગથી ઝલાઈ ગયેલી સ્ત્રી મળે છે. ॥ ૨૧ ॥

## शुभदृग्योगान्न ॥ २२ ॥

પરંતુ ઉપપદથી બીજે ભાવે પડેલા ગ્રહપર શુભગ્રહની દૃષ્ટિ હોય છે તો કથિત યોગોનું ફળ થતું નથી. ॥ ૨૨ ॥

## सप्तमांशग्रहेभ्यश्चैवं ॥ २३ ॥

ઉપપદથી સાતમા ભાવ તથા તે ભાવના નવાંશથી અને તે બન્નેના સ્વામીઓથી બીજે ભાવે ઊપર કહેવામાં આવેલા સઘળા યોગો લાગુ પડવા. ॥ ૨૩ ॥

## बुधशनिशुक्रेचानपत्यः ॥ २४ ॥

એ સ્વામીઓની[1] સાથે બુધ, શનિ અને શુક્ર પડેલા હોય તો મનુષ્ય બાળગોપાળ વિનાનો થાય છે. ॥ ૨૪ ॥

## पुत्रेषुरविराहुगुरुभिर्वहुपुत्रः ॥ २५ ॥

ઉપપદથી સાતમાં ભાવથી ને તેના નવાંશપતિથી પાંચ ભાવમાં રવ્યાદિ ગ્રહ પડેલા હોય તો મનુષ્યને બહુ પુત્રો થાય છે. ॥ ૨૫ ॥

---

૧ ઉપપદથી સાતમા ભાવ તથા તે ભાવના નવાંશના સ્વામીઓ.

## चंद्रेणैकपुत्रः ॥ २६ ॥

ઉપપદથી સાતમા ભાવને તેના નવાંશ પતિઓથી પાંચ ભાવમાંના એ-કમાં ચંદ્ર પડેલ હોય તો એક પુત્ર થાય છે. ॥ ૨૬ ॥

## मिश्रेविलंबात्पुत्रः ॥ २७ ॥

એ સ્થાનોમાં[1] પુત્ર આપનાર[2] તથા પુત્રયોગનો નાશ કરનાર ગ્રહ[3] મિશ્રિત થઈ પડેલા હોય તો મનુષ્યને વિલંબે કરી સંતાન પ્રાપ્ત થાય છે. ॥ ૨૭ ॥

## कुजशनिभ्यांदत्तपुत्रः ॥ २८ ॥

એમાં શનિ અને મંગળ પડેલા હોય, તો મનુષ્યને દત્તપુત્ર થાય છે. ॥ ૨૮ ॥

## ओजेबहुपुत्रः ॥ २९ ॥

એ સ્વામીઓથી[4] પાંચમી રાશિ એકી રાશિ આવેલ હોય તો ઘણા પુત્રો પેદા થાય છે. ॥ ૨૯ ॥

## युग्मेल्पप्रजः ॥ ३० ॥

એ પાંચમી રાશિઓ બેકી સંજ્ઞિક રાશિ પડેલી હોય તો મનુષ્ય અલ્પ-પ્રજાવાન થાય છે. ॥ ૩૦ ॥

## गृहक्रमात्कुक्षितदीशपंचमांशग्रहेभ्यश्चैवं ॥ ३१ ॥

જન્મલગ્નથી જેમ ભાવ વિચાર કરવામાં આવે છે તેમ ઉપપદથી પાંચમા ભાવના પતિથી અને પાંચમા ભાવના નવાંશપતિથી સમગ્ર ભાવ-ફળનો વિચાર કરવો. ॥ ૩૧ ॥

## भ्रातृभ्यांशनिराहुभ्यांभ्रातृनाशः ॥ ३२ ॥

ઉપપદથી પાંચમા ભાવના સ્વામીથી અથવા તે ભાવના નવાંશના સ્વા-

---

૧ ઉપપદથી સાતમા ભાવના તથા તેના નવાંશના સ્વામીથી પાંચ સ્થાનોમાં.
૨ બુધ, શનિ, શુક્રવિનાના ગ્રહ.
૩ બુધ, શનિ અને શુક્ર.
૪ ઉપપદથી સાતમા ભાવના સ્વામી તથા તે ભાવના નવાંશના સ્વામીથી.

મીથી ત્રીજે ભાવે શનિ અને રાહુ પડેલા હોય તો મનુષ્યના નાના ભાઇઓનો નાશ થાય છે; અને અગિઆરમે પડેલા હોય તો મોટાં ભાઇઓનો નાશ થાય છે. ॥ ૩૨ ॥

## शुक्रेणव्यवहितेगर्भनाशः ॥ ३३ ॥

એજ સ્થાનમાં[1] શુક્ર પડેલો હોય તો ક્રમે પોતાની માતાના પૂર્વ અને પાછળના ગર્ભનો નાશ થાય છે. ॥ ૩૩ ॥

## पितृभावेशुक्रदृष्टेपि ॥ ३४ ॥

લગ્ન અથવા આઠમા ભાવની ઉપર શુક્રની દૃષ્ટિ હોય તો તેજ પ્રમાણે મનુષ્યની માતાના ક્રમે પૂર્વાપર ગર્ભ નાશ પામે છે. ॥ ૩૪ ॥

## कुजगुरुचंद्रबुधैर्बहुभ्रातरः ॥ ३५ ॥

ઉપપદથી પાંચમા ભાવના અને તેના નવાંશના સ્વામીથી ત્રીજે અને અગિઆરમે ભાવે મંગળ, ગુરૂ, ચંદ્ર ને બુધ પડેલા હોય તો મનુષ્યને ઘણા ભાઇઓ થાય છે. ॥ ૩૫ ॥

## शन्याराभ्यांदृष्टेयथास्वंभ्रातृनाशः ॥ ३६ ॥

એ ત્રીજું તથા અગિઆરમું સ્થાન શનિ અને મંગળથી જોવાતું હોય તો ક્રમે કનિષ્ઠ અને જ્યેષ્ઠ ભ્રાતૃઓનો નાશ થાય છે. અર્થાત્ તેમની જે ભાવપર દૃષ્ટિ હોય તે ભાવસૂચક ભ્રાતૃવર્ગની તેઓ હાની કરે છે. ॥ ૩૬ ॥

## शनिनास्वमात्रशेषश्च ॥ ३७ ॥

એ સ્થાનોપર કેવળ શનિની દૃષ્ટિ હોય તો મનુષ્ય પોતે એકનો એક રહે છે. તેની માતાના તેનાથી પૂર્વાપરના સઘળા ગર્ભનો નાશ થાય છે. ॥ ૩૭ ॥

## केतौभगिनीबाहुल्यं ॥ ३८ ॥

એ સ્થાનોમાંનાં એકમાં કેતુ પડેલો હોય તો મનુષ્યને ઘણી બેનો થાય છે. ॥ ૩૮ ॥

## लाभेशाद्भाग्यभेराहौदंष्ट्रवान् ॥ ३९ ॥

[1] સૂત્ર ૩૨ માં કહેલા ત્રીજા તથા અગિઆરમા ભાવમાં.

ઉપપદથી સાતમા ભાવના સ્વામીથી બીજા ભાવમાં રાહુ પડેલો હોય તો મનુષ્ય મોટા દાંતવાળો થાય છે. ॥ ૩૯ ॥

**केतौस्तब्धवाक् ॥ ४० ॥**

એ સ્થાનમાં કેતુ પડેલો હોય તો મનુષ્ય તોતડું તોતડું બોલનાર થાય છે. ॥ ૪૦ ॥

**मंदेकुरूपः ॥ ४१ ॥**

એ સ્થાનમાં શનિ પડેલો હોય તો મનુષ્ય કુરૂપ થાય છે. ॥ ૪૧ ॥

**स्वांशवशाद्गौरनीलपीतादिवर्णः ॥ ४२ ॥**

આત્મકારક ગ્રહના નવાંશ તુલ્ય નીલ, પીતાદિ, જાતકના વર્ણ જાણવા. ॥ ૪૨ ॥

**अमात्यानुचराद्देवताभक्तिः ॥ ४३ ॥**

આત્મકારક ગ્રહથી ઓછા અંશવાળા ગ્રહ અમાત્યકારક પ્રમાણમાં[1] મનુષ્યને દેવતા અને તેની દૃઢાદૃઢ ભક્તિ કહેવી. ॥ ૪૩ ॥

**स्वांशेकेवलपापसंबंधेपरजातः ॥ ४४ ॥**

કારકાંશમાં કેવળ પાપગ્રહનો સંબંધ હોય તો મનુષ્ય પરપુરૂષથી ઉત્પન્ન થયેલો હોય છે. ॥ ૪૪ ॥

**नात्रपापात् ॥ ४५ ॥**

પરંતુ કારક પોતે પાપગ્રહ હોય, અથવા આઠમે પાપગ્રહ હોય તો તેમ થતું નથી. ॥ ૪૫ ॥

**शनिराहुभ्यांप्रसिद्धिः ॥ ४६ ॥**

એ સંબંધ કરનાર જો શનિ અને રાહુ થયા હોય તો મનુષ્યનું **પરજાતપણું** પ્રસિદ્ધ થઈ જાય છે. ॥ ૪૬ ॥

**गोपनमन्येभ्यः ॥ ४७ ॥**

૧ પાપગ્રહ હોય તો પાપદેવતાની ભક્તિ અને સૌમ્ય ગ્રહ હોય તો સૌમ્ય દેવતાની ભક્તિ. ગ્રહ ઉચ્ચાદિમાં રહેલ હોય તો દૃઢ ભક્તિ અને નીચાદિ કુસ્થાનોમાં રહેલો હોય તો અદૃઢ ભક્તિ.

બીજા પાપ ગ્રહથી એ પરજાતયોગ ઉત્પન્ન થતો હોય તો મનુષ્યનું **પરજાતપણું** છુપું રહે છે. ॥ ૪૭ ॥

## शुभवर्गेपवादमात्रं ॥ ४८ ॥

પાપગ્રહ **પરજાત**નો યોગકર્તા હોય ને એજ કારકાંશની સાથે શુભગ્રહનો વર્ગ સંબંધ હોય તો મનુષ્યને **પરજાતપણાં**નો અપવાદ માત્ર હોય છે. ॥ ૪૮ ॥

## द्विग्रहेकुलमुख्यः ॥ ४९ ॥

કારકાંશમાં બે ગ્રહનો યોગ હોય તો મનુષ્ય પોતાના કુળમાં મુખી થાય છે. ॥ ૪૯ ॥

## इतिप्रथमाध्यायस्यचतुर्थपादः ॥ ४ ॥

### प्रथमोऽध्यायः समाप्तः

### પહેલો અધ્યાય પૂરો થયો.

---

## પ્રકરણ ૨ જું.

### પાદ ૧ લો.

આયુઃપ્રમાણવિષે.

## आयुःपितृदिनेशाभ्याम् ॥ १ ॥

લગ્નેશ તથા અષ્ટમેશ પરથી આયુર્દાનો વિચાર કરવો. ॥ ૧ ॥

## प्रथमयोरुत्तरयोर्वादीर्घम् ॥ २ ॥

લગ્નપતિ તથા આઠમા ભાવનો પતિ ચરરાશિમાં રહેલા હોય તો દીર્ઘાયુઃ થાય છે. લગ્નેશ સ્થિરરાશિમાં ને અષ્ટમેશ દ્વિસ્વભાવ રાશિમાં વા અષ્ટમેશ સ્થિરમાં ને લગ્નેશ દ્વિસ્વભાવરાશિમાં આવેલા હોય તો પણ દીર્ઘાયુઃ યોગ થાય છે. ॥ ૨ ॥

## प्रथमद्वितीययोरंत्ययोर्वामध्यम् ॥ ३ ॥

લગ્નેશ ચરમાં ને અષ્ટમેશ સ્થિર રાશિમાં હોય વા લગ્નેશ સ્થિર રાશિમાં હોય ને અષ્ટમેશ ચર રાશિમાં હોય વા બન્ને દ્વિસ્વભાવ રાશિમાં રહેલા હોય તો મનુષ્યનું મધ્યાયુઃ થાય છે.[1] ॥ ૩ ॥

## मध्ययोराद्यंतयोर्वाहीनम् ॥ ४ ॥

લગ્નેશ ચર રાશિમાં ને દ્વિસ્વભાવમાં અષ્ટમેશ હોય વા અષ્ટમેશચર રાશિમાં હોય ને લગ્નેશ દ્વિસ્વભાવ રાશિમાં હોય વા બન્ને સ્થિર રાશિમાં રહેલા હોય તો મનુષ્યનું અલ્પાયુઃ થાય છે. ॥ ૪ ॥

## एवंमंदचंद्राभ्याम् ॥ ५ ॥

લગ્નપતિ અને આઠમા ભાવના પતિની માફક લગ્ન તથા ચંદ્રની રાશિ પ્રમાણમાં તેમજ આયુષ્ નક્કી કરવું. ॥ ૫ ॥

## पितृकालतश्च ॥ ६ ॥

જન્મલગ્નથી અને હોરાલગ્નથી પણ તેજ મુજબ આયુષ્યનો નિર્ણય કરવો. ॥ ૬ ॥

## संवादात्प्रामाण्यम् ॥ ७ ॥

ઉપર પ્રમાણે ત્રણ રીતે આયુષ્ નક્કી કરી લીધા બાદ જો ત્રણેમાં દીર્ઘાયુઃ આવી હોય તો દીર્ઘાયુષ્યનો આદેશ કરવો; પરંતુ એકમાં સ્વલ્પ ને બીજા બેમાં દીર્ઘ આયુઃ હોય, વા એકમાં મધ્ય ને બેમાં દીર્ઘ હોય, વા એકમાં દીર્ઘ ને બેમાં મધ્ય હોય, વા એકમાં સ્વલ્પ ને બેમાં મધ્ય હોય, વા એકમાં દીર્ઘ ને બેમાં સ્વલ્પ હોય, વા એકમાં મધ્ય ને બેમાં સ્વલ્પ હોય તો બે ઉપરથી જે આયુષ્ સિદ્ધ થયલું હોય તે જાણવું. ॥ ૭ ॥

---

૧ જૈમિની આચાર્યે મનુષ્યનું પરમાયુઃ ૯૬ વર્ષનું માનેલું છે. પરમાયુઃના ત્રણ સરખા વિભાગ કરી પ્રત્યેકને કક્ષા એવું નામ આપેલું છે. દરેક કક્ષાનું પ્રમાણ ૩૨ વર્ષનું એ પ્રમાણે થવા જાય છે. આયુઃના પ્રથમ ભાગને એટલે ૩૨ વર્ષ પર્યંતના આયુઃને અલ્પાયુઃ કહે છે, બત્રીશ ઉપર અને ૬૪ વર્ષ સુધીનાં આયુઃને મધ્યાયુઃ કહેવાય છે અને ૬૪ થી ઉપર અને ૯૬ ની અંદરનાં આયુઃને દીર્ઘાયુઃ કહેછે. જેના યોગમાં અલ્પાયુઃનો યોગ માલમ પડે તેની આયુઃ ૩૨ વર્ષથી ઓછી હોય છે, મધ્યાયુનો જેનો આયુર્યોગ હોય તેની આયુઃ ૩૨ વર્ષથી ઉપર અને ૬૪ વર્ષની અંદર હોય છે અને જેની દીર્ઘાયુઃ આવેલ હોય છે તેની આયુઃ ૬૪ વર્ષ ઉપર અને ૯૬ ની અંદર આવે છે. ઉપરનાં સૂત્ર ૨–૩ માં કહેલા વિધિ પ્રમાણે આયુઃ નક્કી કરવું.

**विसंवादेपितृकालतः ॥ ८ ॥**

જો ત્રણેમાં ભિન્ન ભિન્ન આયુઃ આવેલું હોય તો લગ્ન અને કાળ હોરાના પ્રમાણમાં જે આયુઃ આવેલું હોય તે નક્કી આયુઃ જાણવું. ॥ ૮ ॥

**पितृलाभगेचंद्रेचंद्रमंदाभ्याम् ॥ ९ ॥**

પણ જો લગ્નથી ચંદ્રમા સાતમે પડયો હોય તો તે નહીં લેતાં લગ્ન ચંદ્રપરથી જે આયુઃ સિદ્ધ થયું હોય તે લેવું. ॥ ૯ ॥

**शनौयोगहेतौकक्ष्याह्रासः ॥ १० ॥**

શનિ આયુઃનો યોગકર્તા થયો હોય તો એક કક્ષાનો ઘટાડો થાય છે; અર્થાત્ દીર્ઘાયુઃ હોય તો મધ્યાયુઃ, મધ્યાયુઃ હોય તો અલ્પાયુઃ, ને અલ્પાયુઃ હોય તો ગતાયુઃ થાય છે. ॥ ૧૦ ॥

**विपरीतमित्यन्ये ॥ ११ ॥**

કેટલાક આચાર્યોનો એવો મત છે કે શનિયોગ કર્તા છતાં કક્ષાહ્રાસ થતો નથી. ॥ ૧૧ ॥

**सूत्राभ्यांनस्वर्क्षतुंगगेसौरे ॥ १२ ॥**
**केवलपापदृग्योगिनिच ॥ १३ ॥**

(બીજાનો પક્ષ છોડી દેતાં મારો એવો મત છે કે) શનિ જો સ્વગૃહી હોય, પોતાની ઉચ્ચ રાશિમાં હોય, શુભ દૃષ્ટિ હીન હોય, કેવળ પાપ ગ્રહની દૃષ્ટિ તથા યોગવાળો હોય તો હ્રાસ નથી થતો; અન્યથા હ્રાસ થાય છે. ॥ ૧૨ ॥ ૧૩ ॥

**पितृलाभगेगुरौकेवलशुभदृग्योगिनिचकक्ष्यावृद्धिः ॥ १४ ॥**

લગ્ન વા સાતમે ગુરૂ પડેલો હોય ને તે પાપ દૃષ્ટિ રહીત હોય, કેવળ શુભ દૃષ્ટિ તેનાપર હોય તો તે એક કક્ષાનો, (૩૨ વર્ષના કક્ષાના હિસાબે) સિદ્ધ કરેલાં આયુઃમાં રાશિના અનુપાત પ્રમાણમાં વધારો કરે છે. ॥ ૧૪ ॥

**मलिनेद्वारबाह्येनवांशेनिधनंद्वारद्वारेशयोश्चमालिन्ये ॥१५॥**

દ્વારરાશિ તથા બાહ્યરાશિ બન્ને મલીન હોય, તેમજ તેમના

અધિપતિઓ પણ મલીન હોય તો તેની નવાંશ દશામાં મનુષ્યનું મૃત્યુ થાય છે.[1] ॥ ૧૫ ॥

**शुभदृग्योगान्न ॥ १६ ॥**

પણ જો તેમનાપર શુભ ગ્રહની દૃષ્ટિ કે યોગ હોય છે તો તેમ થતું નથી. ॥ ૧૬ ॥

**रोगेशेतुंगेनवांशवृद्धिः ॥ १७ ॥**

જન્મલગ્નથી આઠમા ભાવનો સ્વામી ઉચ્ચ રાશિમાં રહ્યો હોય તો મરણ તે દશામાં નહી થતાં નવ વર્ષ વીત્યા બાદ થાય છે. ॥ ૧૭ ॥

**तत्रापिपदेशदशांतेपदनवांशदशायांपितृदिनेशत्रिकोणेवा ॥१८॥**

(એ વૃદ્ધિ પક્ષમાં પણ) લગ્નારૂઢના પતિનો આશ્રય કરનારી રાશિની દશા આવે છે, ત્યારે મૃત્યુ થયા વિના રહેતું નથી અથવા જન્મલગ્નારૂઢના નવાંશની દશામાં મૃત્યુ થાય છે. અથવા તો લગ્નેશ અને અષ્ટમેશથી લગ્ન પાંચમા ને નવમા ભાવની રાશિઓ શિવાયની, ત્રિકોણમાં[2] જે રાશિઓ આવતી હોય તેમની દશા અંતરદશામાં મનુષ્યનું મૃત્યુ થાય છે. ॥ ૧૮ ॥

**पितृलाभरोगेशेप्राणिनिकंटकादिस्थेस्वतश्चैवंत्रिधा ॥ १९ ॥**

લગ્નથી આઠમા તથા સાતમાથી આઠમા ભાવના પતિઓમાં જે બળવાન હોય તેની કેન્દ્ર આપોક્લીમ અને પણફ્રરાદિ સ્થિતીપ્રમાણમાં ચર, સ્થિર, દ્વિસ્વભાવરાશિ મુજબ ક્રમે દીર્ઘ, મધ્ય અને અલ્પ આયુઃનો નિર્ણય કરવો. ને તેજ મુજબ આત્માકારકથી આઠમા તથા તેના સાતમા ભાવથી આઠમા ભાવના સ્વામીમાંના બળવાન ગ્રહપરથી આયુઃ નક્કી કરવું. ॥ ૧૯ ॥

**योगात्समेस्वस्मिन्विपरीतम् ॥ २० ॥**

---

૧ આદ્ય દશાશ્રય રાશિથી જેટલામી દ્વારરાશિ હોય તેટલામી દ્વારરાશિથી બાહ્યરાશિ જાણવી. વિશેષ હકીકત આજ અધ્યાયના પાદ ૪ નાં ૨–૩ સૂત્રપરથી જાણવી.

૨ દરેક રાશિથી પહેલી, પાંચમી તથા નવમી રાશિ તેની ત્રિકોણ રાશિઓ કહેવાય છે.

જન્મલગ્નથી સાતમેથી સાતમે, નવમે, કે લગ્ને જો આત્માકારક હોય તો દીર્ઘાયુ:નું મધ્યાયુ:, મધ્યાયુ:નું અલ્પાયુ: ને અલ્પાયુ:નું નિરાયુ: થાય છે.[1] ॥ ૨૦ ॥

## राशितःप्राणः ॥ २१ ॥

આ ગ્રંથમાં રાશિ થકીજ બળનો નિર્ણય કરવો.[2] ॥ ૨૧ ॥

## रोगेशयोःस्वतऐक्येयोगेवामध्यम् ॥ २२ ॥

લગ્નથી તથા સાતમા ભાવથી આઠમા ભાવના પતિની સાથે જો આત્મકારકનો યોગ હોય તો તેમનાં પ્રમાણમાં આવેલું દીર્ઘાયુ: મધ્યાયુ: થાય છે. ॥ ૨૨ ॥

## पितृलाभयोःपापमध्यत्वेकोणपापयोगेवाकक्ष्याह्रासः ॥ २३ ॥

લગ્નથી આઠમો ભાવ ને સાતમાથી આઠમો ભાવ પાપ ગ્રહની મધ્યમાં આવેલા હોય તો એક કક્ષાનો હ્રાસ થાય છે.[3]

તેમાં ગમે તો ગ્રહો બીજે, બારમે, છઠે આઠમે, કે લગ્ન પંચમને નવમ ભાવમાં પડેલા હોય તોપણ તે પાપગ્રહની વચમાં આવેલું છે એવું સમજી લઈ કક્ષાહ્રાસ કરવો. ॥ ૨૩ ॥

## स्वस्मिन्नप्येवम् ॥ २४ ॥

કારકરાશિપરથી આવેલાં આયુ:માં પણ લગ્નની રાશિની માફક કક્ષાહ્રાસ કરવો. ॥ ૨૪ ॥

## तस्मिन्पापेनीचेऽतुंगेऽशुभसंयुक्तेच ॥ २५ ॥

તે કારક પાપગ્રહ હોય, નીચ રાશિમાં રહેલો હોય, તેનાપર અશુભ ગ્રહોની દૃષ્ટિ હોય તો એક કક્ષાનો હ્રાસ કરવો. ॥ ૨૫ ॥

---

૧ આ સંબંધમાં ટીકાકાર નીચેપ્રમાણે વિશેષ કહે છે.

આયુ:માં લગ્નેશ વા અષ્ટમેશ ઉચ્ચમાં હોય તો કક્ષાર્ધવૃદ્ધિ થાય છે ને નીચમાં હોય છે તો કક્ષાર્ધહાની થાય છે.

૨ રાશિનાં ષડ્વિધિ બળની વિગત આજ–અધ્યાયના ત્રીજા પાદમાં આપવામાં આવેલ છે તે પાઠકગણે જોઈ લેવી.

૩ એટલે ગણિતે જે આયુ: આવેલું હોય તેમાં ૩૨ વર્ષ ઓછાં કરવામાં આવે છે.

अन्यदन्यथा ॥ २६ ॥

ઉપરનાં ૨૩–૨૪–૨૫. સૂત્રોથી ઊલટું હોય તો કક્ષા વૃદ્ધિ કરવી.[1] ૨૫

गुरौच ॥ २७ ॥

ગુરૂથી બીજે, બારમે, છઠ્ઠે, આઠમે કે લગ્ન ને ત્રિકોણમાં પાપ યોગ હોય, વા તે નીચ રાશિનો, અશુભ દૃષ્ટિવાળો હોય તો કક્ષા હ્રાસ થાય છે. તેથી વીપરીત હોય તો હ્રાસને બદલે વૃદ્ધિ કરવામાં આવે છે. ॥ ૨૭ ॥

पूर्णेन्दुशुक्रयोरेकराशिवृद्धिः ॥ २८ ॥

પરંતુ શુભ ગ્રહના યોગપ્રકરણમાં યોગ કરનારા પૂર્ણ ચંદ્ર ને શુક્ર હોય તો કક્ષા વૃદ્ધિ નહિ થતાં ફક્ત એક રાશિની વૃદ્ધિ થાય છે. ॥ ૨૮ ॥

शनौविपरीतम् ॥ २९ ॥

ઉક્તસ્થાનોમાં[2] શનિ ગયલો હોય તો કક્ષા હ્રાસ થતો નથી, ફક્ત એકજ રાશિનો હ્રાસ થાય છે. ॥ ૨૯ ॥

स्थिरदशायांयथाखंडंनिधनम् ॥ ३० ॥

સ્થિર રાશિનાં ખંડકની મધ્ય, અલ્પ, દીર્ઘાયુઃ આદિના ભેદથી જે આયુઃખંડ મળે તે ખંડકમાં મનુષ્યનું મૃત્યુ થાય છે.[3] ॥ ૩૦ ॥

तत्रर्क्षविशेषः ॥ ३१ ॥

એ મરણ ખંડકના જ્ઞાનમાં રાશિ વિશેષે કરી જાણવી. ॥ ૩૧ ॥

पापमध्येपापकोणेरिपुरोगयोःपापेवा ॥ ३२ ॥

બે પાપ ગ્રહની મધ્યમાં રહેલી રાશિ પ્રથમ દશાફળપ્રદ રાશિથી ત્રિકોણની તથા બારમી વા આઠમી રાશિ પાપ યોગવાળી હોય તો તેની દશામાં મૃત્યુ થાય છે. ॥ ૩૨ ॥

तदीशयोःकेवलक्षीणेन्दुशुक्रदृष्टौवा ॥ ३३ ॥

---

૧ મિશ્ર સ્થિતિ હોય તો, વૃદ્ધિ કે હાની, કંઈ પણ કરવી નહીં.

૨ સૂત્ર ૨૮ માં જે સ્થાનમાં શુક્ર અને ચંદ્ર પડેલ હોવાનું જણાવ્યું છે તે સ્થાનમાં.

૩ નિધન ખંડક ન આવેલું હોય અને મરણપ્રદરાશિની દશા આવતી હોય તો તે દશામાં મૃત્યુ થતું નથી પરંતુ કલેશ થાય છે.

બારમા તથા આઠમા ભાવમાં રહેલી રાશિઓને જો કેવળ ક્ષીણ ચંદ્રમા અને શુક્ર જોતા હોય તો તે રાશિની દશામાં મૃત્યુ થાય છે. ॥ ૩૩ ॥

**तत्राप्याद्यक्षारिनाथदृश्यनवाभगाद्वा ॥ ३४ ॥**

જે રાશિમાં નિધન થવાનું જણાય, તે રાશિનો અધિપતિ તથા તેથી છઠ્ઠી રાશિનો અધિપતિ નવાંશ કુંડળીમાં જે રાશિને જોતા હોય, તેની નિધન રાશિની દશા અંતર્દશામાં મૃત્યુ થાય છે. ॥ ૩૪ ॥

**पितृलाभभावेशप्राणीरुद्रः ॥ ३५ ॥**

લગ્ન તથા સાતમા ભાવથી, આઠમા ભાવના સ્વામીઓમાં જે બળવાન ગ્રહ હોય તેને પ્રાણીરૂદ્ર કહેવામાં આવે છે. ॥ ૩૫ ॥

**अप्राण्यपिपापद्रष्टः ॥ ३६ ॥**

લગ્નથી તથા સાતમા ભાવથી આઠમા ભાવના સ્વામીઓમાં જે બળહીન હોય, છતાં પાપદૃષ્ટ હોય, તો તે (અબળ) રૂદ્ર કહેવાય છે. ॥ ૩૬ ॥

**प्राणिनिशुभदृष्टेरुद्रशूलांतमायुः ॥ ३७ ॥**

પ્રાણી રૂદ્ર શુભદૃષ્ટ હોય તો રૂદ્રથી પાંચમી નવમી તથા પેહેલી રાશિના અંતમાં મૃત્યુ થાયછે. (અર્થાત્ અલ્પાયુ હોય તો પ્રથમ રાશિની, મધ્યાયુઃ હોય તો પાંચમી રાશિની ને દીર્ઘાયુઃ હોય તો નવમી રાશિની દશાના અંતમાં મૃત્યુ થાયછે.) ॥ ૩૭. ॥

**तत्रापिशुभयोगे ॥ ३८ ॥**

અબળ રૂદ્ર જો શુભ ગ્રહયુક્ત હોય તો તેથી ઉપર મુજબ રૂદ્રશૂલની અંતની દશામાં મૃત્યુ થાય છે. ॥ ૩૮ ॥

**व्यर्कपापयोगेन ॥ ३९ ॥**

પણ જો રવિ શુભયુક્ત તે અબળ રૂદ્રની સાથે હોય તો તે યોગનો ભંગ થતો નથી. ॥ ૩૯ ॥

**मंदारेंदुदृष्टेशुभयोगाभावेपापयोगेपिवाशुभदृष्टौवापरतः ४०**

પ્રાણી વા અબળ રૂદ્ર, બન્ને શુભ યોગરહિત હોય ને તેમને ચંદ્ર, મંગળ તથા શનિ જોતા હોય, અથવા તો પાપયોગવાળા બન્ને રૂદ્રો, ચંદ્ર, મંગળ તથા શનિથી જોવાતા હોય, અથવા તો બન્ને રૂદ્રને ચંદ્ર મંગળ અને શનિ જોતા હોય ને શુભગ્રહની તેનાપર દૃષ્ટિ હોય તો રૂદ્રશૂળના અંતપછી મૃત્યુ થાયછે; અર્થાત્ રૂદ્રશૂલાંતમાં થતું નથી.

બન્ને રૂદ્ર પાપ હોય તો પ્રથમ શૂલમાં એક પાપ ને બીજો શુભ હોય તો મધ્યશૂલમાં ને બન્ને શુભ હોય તો શૂલના અંતમાં મૃત્યુ થાયછે. ॥ ૪૦ ॥

**रुद्राश्रयेपिप्रायेण ॥ ४१ ॥**

રૂદ્રાશ્રય રાશિમાં અથવા તો તેને લગભગ મૃત્યુ થાય છે.[1] ॥ ૪૧ ॥

**क्रियेपितरिविशेषेण ॥ ४२ ॥**

જો મેષ લગ્નમાં જન્મ હોય તો વિશેષે કરી રૂદ્રાશ્રય રાશિમાં મૃત્યુ થાય છે. ॥ ૪૨ ॥

**प्रथममध्यमोत्तमेषुवातत्तदायुषाम् ॥ ४३ ॥**

અલ્પ, મધ્ય, અને દીર્ઘ આયુઃનાં પ્રમાણમાં રૂદ્રનાં પ્રથમ મધ્ય તથા અન્ત શૂળમાં મૃત્યુ થાય છે.[2] ॥ ૪૩ ॥

**स्वभावेशोमहेश्वरः ॥ ४४ ॥**

આત્મકારકથી આઠમા ભાવનો સ્વામી મહેશ્વર ગ્રહ કહેવાય છે. ॥ ૪૪॥

**स्वोच्चेस्वगृहेरिपुभावेशप्राणी ॥ ४५ ॥**

પરંતુ એ પ્રમાણે ઠરેલો મહેશ્વર ગ્રહ, જો પોતાની રાશિમાં રહેલો હોય વા પોતાની ઉચ્ચ રાશિમાં હોય તો, આત્મકારકથી બારમા તથા આઠમા ભાવના સ્વામીઓમાં જે બળવાન હોય તે મહેશ્વરગ્રહ કહેવાય છે. ॥ ૪૫ ॥

**पाताभ्यांयोगेस्वस्यतयोर्वारोगेततः ॥ ४६ ॥**

આત્મકારકથી આઠમે ભાવે રાહુ, કેતુમાંહેનો કોઈ પડેલો હોય તો કારકથી છઠ્ઠો મહેશ્વર થાય છે.[3] ॥ ૪૬ ॥

**प्रभुभाववैरीशप्राणीपितृलाभप्राण्यनुचरोविषमस्थोब्रह्मा ॥ ४७ ॥**

લગ્નથી તથા તેથી સાતમા ભાવની રાશિમાં જે રાશિ બળવાન હોય, તેથી છઠ્ઠી, આઠમી તથા બારમી રાશિના સ્વામીઓમાં જે વિશેષ બળવાળો

---

૧ એટલે રૂદ્રાશ્રય રાશિની દશામાં તેની આગળ પાછળ મનુષ્યનું મૃત્યુ થાયછે.

૨ એટલે કે અલ્પાયુઃ હોય તો રૂદ્રની પ્રથમ શુલ દશામાં, મધ્યાયુઃ હોય તો રૂદ્રાશ્રય રાશિથી પાંચમી રાશિની દશામાં અને દીર્ઘાયુઃ હોય તો રૂદ્રાશ્રય રાશિથી નવમી રાશિની દશામાં મૃત્યુ થાયછે, અહીં સૂત્ર રૂદ્રશૂલમાં ક્યારેક મૃત્યુ નથી થતું એવું જણાવવા માટે લખેલું છે એવું ટીકાકારનું લખવું છે.

૩ એટલે સૂર્ય કારક હોય તો શુક્ર મહેશ્વર ગ્રહ થાય એ પ્રમાણે બીજા કારક હોય તો તે પરથી મહેશ્વર ગ્રહ નક્કી કરવો.

હોય ને બળવાન રાશિથી સાતમાથી તે બારમા ભાવની અંદરના કોઇપિણ ભાવમાં વિષમ રાશિમાં પડેલો હોય તે ગ્રહ બ્રહ્મા થાય છે. ॥ ૪૭ ॥

## ब्रह्माणिशनौपातयोर्वाततः ॥ ४८ ॥

બ્રહ્માના લક્ષણવાળો શનિ, રાહુ અને કેતુથી જે છઠ્ઠો ગ્રહ હોય તે બ્રહ્મા થાય છે. ॥ ૪૮ ॥

## बहूनांयोगेस्वजातीयः ॥ ४९ ॥

જ્યારે ઘણા ગ્રહો બ્રહ્મા થવાને યોગ્ય થતા હોય, ત્યારે જે ગ્રહ આત્મ-કારકની જાતીનો હોય તે ગ્રહ બ્રહ્મા થાય છે. ॥ ૪૯ ॥

## राहुयोगेविपरीतम् ॥ ५० ॥

બ્રહ્મા ગ્રહોની સાથે જો રાહુનો સંયોગ હોય તો જે ન્યૂનાંશવાળો ગ્રહ હોય છે તે બ્રહ્મા ગ્રહ થાય છે. ॥ ૫૦ ॥

## ब्रह्मास्वभावेशोभावस्थः ॥ ५१ ॥

કારકથી આઠમા ભાવનો સ્વામી તથા આઠમે પડેલો ગ્રહ બ્રહ્મા થાય છે. ॥ ૫૧ ॥

## विवादेबली ॥ ५२ ॥

આઠનો ભાવમાં સ્વામી આઠમે ભાવેજ પડેલો હોય, ને તે બ્રહ્મા થતો હોય, તો તે નિર્વિવાદ બ્રહ્મા થાય છે, પણ જો તેમ ન હોય ને બે ગ્રહ તે અધિકાર ભોગવવા લાયક થયા હોય તો તેમાં જે બળવાન હોય છે તે બ્રહ્મા-ગ્રહ થાય છે. ॥ ૫૨ ॥

## ब्रह्मणोयावन्महेश्वरर्क्षदशांतमायुः ॥ ५३ ॥

સ્થિરદશાપ્રકરણમાં બ્રહ્માગ્રહની રાશિથી તે મહેશ્વર ગ્રહની રાશિસૂધી આયુઃનું પ્રમાણ થાય છે. ॥ ૫૩ ॥

## तत्रापिमहेश्वरभावेशात्रिकोणाब्दे ॥ ५४ ॥

મહેશ્વર ગ્રહની રાશિની મહાદશામાં મહેશ્વર ગ્રહની રાશિથી આઠમી રાશિના સ્વામીથી ત્રીકોણરાશિની દશામાં મનુષ્યનું મૃત્યુ થાય છે. ॥ ૫૪ ॥

## स्वकर्माचित्तारिपुरोगनाथप्राणीमारकः ॥ ५५ ॥

આત્મકારકથી ત્રીજા, છઠ્ઠા, આઠમા તથા બારમા ભાવના સ્વામીઓમાં જે બળવાન ગ્રહ હોય, તે મારક ગ્રહ કહેવાય છે.[1] ॥ ૫૫ ॥

**तद्दक्षदशायांनिधनम् ॥ ५६ ॥**

મારક ગ્રહની અથવા તો મારક ગ્રહના અધિપતિની રાશિ મહાદશામાં મૃત્યુ થાય છે. ॥ ૫૬ ॥

**तत्रापिकालाद्रिपुरोगचित्तनाथापहारे ॥ ५७ ॥**

કારકથી સાતમી રાશિથી છઠ્ઠા, આઠમા તથા બારમા ભાવની રાશિની અંતર્દશામાં મૃત્યુ થાય છે. ॥ ૫૭ ॥

**इति द्वितीयाध्यायस्य प्रथमःपादः ॥ १ ॥**

---

## અધ્યાય ૨ જો.

### પાદ ૨ જો.

---

**रविशुक्रयोःप्राणीजनकः ॥ १ ॥**

સૂર્ય અને શુક્રમાંથી જે બળવાન હોય તે પિતા કારક થાય છે. ॥ ૧ ॥

**चान्द्रारयोर्जननी ॥ २ ॥**

ચંદ્ર અને મંગળમાંથી જે બળવાન હોય તે માતા કારક થાય છે. ॥૨॥

**अप्राण्यपिपापदृष्टः ॥ ३ ॥**

એમાંનો જે ગ્રહ નિર્બળ હોય, છતાં પણ પાપગ્રહથી જોવાતો હોય તો તે કારક થાય છે. ॥ ૩ ॥

**प्राणिनिशुभदृष्टेतच्छूलेनिधनंमातापित्रोः ॥ ४ ॥**

એ પિતા અથવા માતા કારક ગ્રહ બળવાન હોય અને શુભ ગ્રહની તેનાપર દૃષ્ટિ હોય તો તે જેના કારક હોય, તેમનું તેઓ જે રાશિમાં રહેલ હોય તેની તથા તેથી ત્રિકોણની રાશિઓની દશામાં મૃત્યુ થાય છે. ॥ ૪ ॥

---

૧ સર્વે સમાન બળવાળા હોય તો સર્વે મારક થાય છે. તેમાં આઠમા તથા છઠ્ઠા ભાવના સ્વામીઓમાંનો જે કોઈ ઘણા પાપગ્રહની દૃષ્ટિ વા યોગના સંબંધવાળો હોય તે મહામારક થાય છે.

तद्भावेशेस्पष्टबले ॥ ५ ॥

तच्छूलइत्यन्ये ॥ ६ ॥

અષ્ટમેશ એ માતપિતા કારક ગ્રહથી બળવાન હોય તો તે જે રાશિમાં રહેલ હોય તે રાશિથી ત્રિકોણની રાશિઓની દશામાં તેમનું મૃત્યુ થાયછે એમ કેટલાક આચાર્યો કહેછે. ॥ ૫ ॥ ૬ ॥

आयुषिचान्यत् ॥ ७ ॥

પિતા વિગેરેનાં આયુઃનો નિર્ણય કરવામાં કારક તથા નિર્યાણશૂલ દશાદિકનો બીજો વિચાર કરવો. ॥ ૭ ॥

अर्कज्ञयोगेतदाश्रयेलग्नमेषदशायांपितुरित्येके ॥ ८ ॥

સૂર્ય અને બુધની રાશિ બળવાન થયેલ હોય ને તેમાં તેઓ પડેલા હોય, તો લગ્નથી પાંચમી રાશિની દશામાં પિતાનું મૃત્યુ થાયછે, એમ કોઈ કહેછે[1]. ॥૮॥

लग्न ને બદલે लग्ने એવો પાઠ કબુલ રાખીએ, તો "મેષરાશિમાં સૂર્ય અને બુધ લગ્નમાં રહ્યા હોય તો મેષરાશિની દશામાં પિતાનું મરણ થાયછે." એવો આ સૂત્રનો અર્થ થાયછે. ॥ ૮ ॥

व्यर्कपापमात्रदृष्टयोःपित्रोःप्रागद्वादशाब्दात् ॥ ९ ॥

એ માતા પિતાના કારક ગ્રહને સૂર્ય શિવાયના પાપગ્રહ જોતા હોય તો, (જાતકને) બાર વર્ષ (થાય તે) પહેલાં તેમનું મૃત્યુ થાયછે.[1] ॥ ૯ ॥

गुरुशूलेकलत्रस्य ॥ १० ॥

જન્મ વખતે ગુરૂ જે રાશિમાં રહ્યો હોય તે રાશિથી નવમી પાંચમી રાશિની દશામાં (જાતકની) સ્ત્રીનું મૃત્યુ થાય છે. ॥ ૧૦ ॥

तत्तच्छूलेतेषाम् ॥ ११ ॥

એજપ્રમાણે માતુલને પુત્રાદિ કારક કહેવાઈ ગયા છે તેમની તત્કાલિક રાશિથી નવમી પાંચમી રાશિની દશામાં તેઓ જેમના કારક થયા તેમનું મૃત્યુ થાય છે. ॥ ૧૧ ॥

कर्मणिपापयुतदृष्टेदुष्टंमरणम् ॥ १२ ॥

---

૧ માતાના કારક ગ્રહને પાપગ્રહ જોતા હોય તો માતાનું અને પિતાના કારક ગ્રહને પાપગ્રહ જોતા હોય તો પિતાનું મરણ થાય છે.

લગ્નથી કે કારકથી ત્રીજી રાશિને પાપગ્રહ જોતા હોય વા તેમાં પડેલ હોય તો મનુષ્યનું દુષ્ટ મરણ થાય છે[1]. ॥ ૧૨ ॥

शुभंशुभदृष्टियुते ॥ १३ ॥

લગ્નથી કે કારકથી ત્રીજે પડેલ રાશિમાં શુભગ્રહ રહેલ હોય વા તેને શુભગ્રહ જોતા હોય તો મનુષ્યનું શુભ મરણ થાય છે.[2] ॥ ૧૩ ॥

मिश्रेमिश्रं ॥ १४ ॥

લગ્નથી કે કારકથી ત્રીજે મિશ્રગ્રહ પડેલા હોય વા તેને જોતા હોય તો મિશ્રસ્થિતિમાં મરણ થાય છે. ॥ ૧૪ ॥

आदित्येनराजमूलात् ॥ १५ ॥

લગ્નથી અથવા કારકથી ત્રીજે સૂર્ય પડેલો હોય વા તેને સૂર્ય જોતો હોય તો, રાજ્યનાં કારણથી મનુષ્યનું મરણ થાય છે. ॥ ૧૫ ॥

चंद्रेणयक्ष्मणः ॥ १६ ॥

લગ્નથી અથવા કારકથી ત્રીજે ચંદ્ર પડેલ હોય અથવા ચંદ્ર તે ત્રીજા ભાવને જોતો હોય તો ક્ષયરોગથી મનુષ્યનું મૃત્યુ થાય છે. ॥ ૧૬ ॥

कुजेनव्रणशस्त्राग्निदाहाद्यैः ॥ १७ ॥

જો લગ્નથી ત્રીજે અથવા કારકથી ત્રીજે મંગળ પડેલો હોય તો વ્રણ, શસ્ત્ર, અગ્નિ અને દાહ વિગેરેનાં કારણથી મનુષ્યનું મૃત્યુ થાય છે. ॥ ૧૭ ॥

शनिनावातरोगात् ॥ १८ ॥

લગ્નથી અથવા કારકથી ત્રીજે પડેલ રાશિને શનિ જોતો હોય વા શનિ તેમાં પડેલ હોય તો મનુષ્યનું મૃત્યુ વાતરોગનાં કારણથી થાય છે. ॥ ૧૮ ॥

मंदमांदिभ्यांविषसर्पजलोद्बंधनादिभिः ॥ १९ ॥

લગ્નથી અથવા કારકથી ત્રીજી રાશિને શનિ અને ગુલિક જોતા હોય, અથવા તેઓ તેની સાથે રહેલા હોય તો મનુષ્યનું મૃત્યુ વિષનાં કારણથી વા સર્પ, વા જલોદ્બંધનથી થાય છે. ॥ ૧૯ ॥

---

૧ અગ્નિ, જળ, પાત, બંધન વિગેરેથી જે મૃત્યુ થાય છે તે દુષ્ટ મરણ કહેવાય છે.

૨ જ્વર વિગેરે રોગથી જે મરણ થાય તે શુભ મરણ કહેવાય છે.

## केतुनाविषूचीजलरोगाद्यैः ॥ २० ॥

લગ્નથી ત્રીજે અથવા કારકથી ત્રીજે જો કેતુ પડેલ હોય અથવા તેને જોતો હોય તો મનુષ્યનું મૃત્યુ વિષૂચિકા અને જળરોગાદિનાં કારણથી થાય છે. ॥ ૨૦ ॥

## चंद्रमांदिभ्यांपूगमदान्नकवलादिभिःक्षणिकम् ॥ २१ ॥

લગ્નથી અથવા કારકથી ત્રીજે ગુલીક અને ચંદ્ર પડેલ હોય અથવા તો તેઓ બન્ને તે ભાવને જોતા હોય તો ક્રસુક મદ્યાદિકનાં કારણથી મનુષ્યનું સત્વર મૃત્યુ થાય છે. ॥ ૨૧ ॥

## गुरुणाशोफाऽरुचिवमनाद्यैः ॥ २२ ॥

લગ્નથી અથવા કારકથી ત્રીજા ભાવને ગુરૂ જોતો હોય અથવા તેમાં ગુરૂ પડેલો હોય તો સોફ, અરૂચી અને વમનનાં કારણથી મનુષ્યનું મૃત્યુ થાય છે. ॥ ૨૨ ॥

## शुक्रेणमेहात् ॥ २३ ॥

કારકથી અથવા લગ્નથી ત્રીજા ભાવને શુક્ર જોતો હોય અથવા તો તેમાં તે રહેલ હોય તો પ્રમેહના કારણથી મનુષ્યનું મૃત્યુ થાય છે. ॥ ૨૩ ॥

## मिश्रेमिश्रात् ॥ २४ ॥

ઉપર કહેવામાં આવેલા રોગજનક ગ્રહ એ ત્રીજા સ્થાનમાં સેળભેળ થઈ પડેલા હોય વા જોતા હોય તો કથિત રોગાદિના મિશ્રણથી ઉત્પન્ન થતાં કારણ અને રોગથી મનુષ્યનું મૃત્યુ થાય છે. ॥ ૨૪ ॥

## चंद्रदृग्योगान्निश्चयेन ॥ २५ ॥

એ ત્રીજા ભાવપર ચંદ્રની દૃષ્ટિ હોય અથવા તે તેમાં પડેલ હોય અને ઉપર પ્રમાણે રોગજનક યોગ ઉત્પન્ન થતો હોય તો યોગોક્ત રોગથી ખચિત મનુષ્યનું મરણ થાય છે. ॥ ૨૫ ॥

## शुभैःशुभेदेशे ॥ २६ ॥

એ ત્રીજા ભાવપર જો શુભગ્રહની દૃષ્ટિ હોય અથવા શુભગ્રહ તેમાં પડેલા હોય તો મનુષ્યનું[1] મરણ શુભ પ્રદેશમાં થાય છે. ॥ ૨૬ ॥

---

૧ એટલે ગ્રહ જેનો કારક હોય તેનું.

पापैःकीकटे ॥ २७ ॥

એ ત્રીજા ભાવપર જો ક્રૂર ગ્રહની દૃષ્ટિ હોય અથવા ક્રૂર ગ્રહ તેમાં પડેલા હોય તો પાપદેશમાં[1] મનુષ્યનું મૃત્યુ થાય છે ૨૭ ॥

गुरुशुक्राभ्यांज्ञानपूर्वम् ॥ २८ ॥

લગ્નથી અથવા કારકથી ત્રીજા ભાવમાં ગુરૂ અને શુક્ર પડેલા હોય તો જ્ઞાનપૂર્વક મરણ થાય છે. ॥ ૨૮ ॥

अन्यैरन्यथा ॥ २९ ॥

અને એ સ્થાનમાં બીજા ગ્રહ પડેલા હોય તો જ્ઞાનપૂર્વક મરણ થતું નથી. ॥ ૨૯ ॥

लेपनजनकयोर्मध्येशनिराहुकेतुभिःपित्रोर्नसंस्कर्ता ॥ ३० ॥

લગ્ન અને બારમા ભાવની વચ્ચે શનિ અને રાહુ અથવા શનિ અને કેતુ રહેલા હોય તો માતા પિતાને જાતકના હાથે મરણ વખતનો સંસ્કાર થતો નથી. ॥ ૩૦ ॥

लेपादिपूर्वार्द्धेजनकाद्यपरार्द्धे ॥ ३१ ॥

લગ્નથી છ રાશિ પૂર્વાર્ધ અને દ્વાદશભાવથી અપરાર્ધમાં ઉપર કહેલા શનિ અને રાહુ અથવા શનિ અને કેતુ રહેલા હોય તો જાતકના હાથે ક્રમે માતા-પિતાનો મરણ સંસ્કાર થતો નથી. ॥ ૩૧ ॥

शुभदृग्योगान्न ॥ ३२ ॥

પરંતુ એ સ્થાનમાં શુભગ્રહની દૃષ્ટિ અથવા યોગ હોય તો તેમ થતું નથી અર્થાત્ માતાનો સંસ્કાર થયાવિના રહેતો નથી. ॥ ૩૨ ॥

इति द्वितीयाध्यायस्यद्वितीयःपादः ॥ २ ॥

---

## અધ્યાય ૨ જો

### પાદ ૩ જો.

### દશા તથા બળવિષે.

विषमेतदादिर्नवांशः ॥ १ ॥

જો વિષમ રાશિનું લગ્ન હોય તો લગ્નાદિ નવાંશ દશા થાય છે. ॥ ૧ ॥

---

૧ મગધ વિગેરે દેશ પાપભૂમિ કહેવામાં આવે છે.

अन्यथाऽदर्शादिः ॥ २ ॥

જો સમ રાશિનું લગ્ન હોય તો તેથી સાતમી રાશિનાં આદિથી નવાંશ દશાનો[1] પ્રારંભ થાય છે. ॥ ૨ ॥

शशिनंदपावकाःक्रमादब्दाःस्थिरदशायाम् ॥ ३ ॥

સ્થિર દશાપ્રકરણમાં ચર રાશિનાં દશાવર્ષ ૭, સ્થિર રાશિનાં ૮ અને દ્વિસ્વભાવ રાશિનાં દશાવર્ષ ક્રમે ૯ જાણવાં. ॥ ૩ ॥

ब्रह्मादिरेषा ॥ ४ ॥

આ સ્થિર દશાની શરૂઆત બ્રહ્મગ્રહાશ્રિત રાશિની દશાથી થાય છે.[2]॥૪॥

अथप्राणः ॥ ५ ॥

હવે બળવિષે અમે બોલીએ છીએ. ॥ ૫ ॥

कारकयोगःप्रथमोभानाम् ॥ ६ ॥

રાશિસાથે કારક ગ્રહનો યોગ એ રાશિનું પહેલું બળ કહેવાય છે. ॥ ૬ ॥

साम्येभूयसा ॥ ७ ॥

જ્યારે રાશિમાં ઘણા ગ્રહ પડેલા હોય ત્યારે જે રાશિમાં વિશેષ ગ્રહ રહેલા હોય, તે રાશિ બળવાન કહેવાય છે. ॥ ૭ ॥

ततस्तुंगादिः ॥ ८ ॥

ગ્રહ સરખી સંખ્યામાં પડેલા હોય તો ગ્રહની તુંગ, સ્વગૃહ, મિત્રાદિ સ્થિતિ અનુસાર રાશિ બળવાન ગણવામાં આવે છે. ॥ ૯ ॥

निसर्गस्ततः ॥ ९ ॥

એ બળ પણ સમાન આવતું હોય તો રાશિઓનું નિસર્ગ બળ લેવું.[3] ॥ ૯ ॥

तदभावेस्वामिनइत्थंभावः ॥ १० ॥

રાશિમાં કારક ગ્રહનો યોગ ન હોય તો રાશિ સ્વામીના બળપર રાશિનાં

---

૧ પ્રત્યેક રાશિનાં વર્ષ તથા દશાનું ક્રમ આગળ કહેવામાં આવશે.

૨ ત્યારપછી કોની દશા લેવી તે આગળ કહેવામાં આવશે.

૩ ચર રાશિથી સ્થિર રાશિ બળવાન અને સ્થિર રાશિથી દ્વિસ્વભાવ રાશિ બળવાન છે.

બળનો વિચાર કરવો; એટલે જે રાશિનો સ્વામી બળવાન તે રાશિ બળવાળી જાણવી. ॥ ૧૦ ॥

**आम्रायतोऽत्रविशेषात् ॥ ११ ॥**

એક રાશિમાં ઘણા ગ્રહ રહેલ હોય તે ગ્રહમાં જે ગ્રહના અંશ વધારે હોય તે વિશેષે કરી બળવાન ગણાય છે. ॥ ૧૧ ॥

**प्रातिवेशिकःपुरुषे ॥ १२ ॥**

એકી રાશિથી બીજી વા બારમી રાશિમાં પડેલ ગ્રહ તેને બળ આપેછે. ૧૨

**इतिप्रथमः ॥ १३ ॥**

એ રાશિનું પહેલા પ્રકારનું બળ કહેવાયું. ॥ ૧૩ ॥

**स्वामिगुरुज्ञदृग्योगोद्वितीयः ॥ १४ ॥**

રાશિને તેનો સ્વામી; ગુરૂ કે બુધ જોતા હોય અથવા તો તેઓમાંનો કોઈ તેની સાથે પડેલ હોય તો તે રાશિ બળવાન કહેવાય છે, ને તે રાશિનું બીજું બળ કહેવાય છે. ॥ ૧૪ ॥

**स्वामिनस्तृतीयः ॥ १५ ॥**

રાશિ સ્વામીનું બળ એ ત્રીજું બળ કહેવાય છે. ॥ ૧૫ ॥

**स्वात्स्वामिनःकंटकादिष्वपारदौर्बल्यम् ॥ १६ ॥**

રાશિ સ્વામી આત્મકારકથી કેન્દ્ર, પણફર[1] અને આપોક્લિમ[2] સ્થાનમાં રહેલો હોય તો તે એકાદિ વૃધિથી નિર્બળ[3] ગણાય છે. ॥ ૧૬ ॥

**चतुर्थतःपुरुषे ॥ १७ ॥**

વિષમ રાશિમાં પાપ ગ્રહની દૃષ્ટિ તથા યોગથી કહેલ રીતિમુજબ રાશિનું ચોથું બળ થાયછે. ॥ ૧૭ ॥

**पितृलाभप्रथमप्राण्यादिशूलदशानिर्याणे ॥ १८ ॥**

લગ્ન અથવા તેથી સાતમી રાશિ એ બન્નેમાં જે બળવાન હોય તેની

---

૧ બીજો, પાંચમો, આઠમો તથા અગિઆરમો ભાવ પણફર કહેવાય છે.

૨ ત્રીજો, છઠો, નવમો અને બારમો ભાવ આપોક્લિમ કહેવાય છે.

૩ એટલે કેન્દ્રમાં રાશિ સ્વામી રહ્યો હોય તો તેનું નિર્બળપણું શૂન્ય. પણ ફરમાં રહ્યો હોય તો એક ગુણિત અને આપોક્લિમમાં રહેલ હોય તો દ્વિગુણિત નિર્બળપણું ગણાય છે.

પહેલી દશા ગણાય છે; તે દશામાં અથવા તો તેથી પાંચમી અથવા નવમી રાશિની દશામાં મનુષ્યનું મૃત્યુ થાય છે. ॥ ૧૮ ॥

## पितृलाभपुत्रः प्राण्यादिः पितुः ॥ १९ ॥

લગ્ન અને સાતમા ભાવની રાશિથી નવમી રાશિઓમાં જે બળવાન રાશિ હોય તેની પહેલી દશા ગણી તેથી તેમાં કે પાંચમી નવમી રાશિની દશામાં મનુષ્યના પિતાનું મરણ થાય છે. ॥ ૧૯ ॥

## आदर्शादिर्मातुः ॥ २० ॥

લગ્ન અને સાતમી રાશિથી ચોથી રાશિઓમાં જે બળવાન હોય તેની દશામી કે તેથી પાંચમી અને નવમી જે રાશિ હોય તેની દશામાં મનુષ્યની માતાનું મૃત્યુ થાયછે. ॥ ૨૦ ॥

## कर्मादिर्भ्रातुः ॥ २१ ॥

લગ્ન અથવા સાતમા ભાવથી ત્રીજી રાશિઓમાં જે બળવાન હોય તેની શૂલ રાશિઓમાં[1] મનુષ્યના ભાઈઓનું મૃત્યુ થાય છે. ॥ ૨૧ ॥

## मात्रादिर्भगिनीपुत्रयोः ॥ २२ ॥

લગ્ન અથવા સાતમા ભાવથી પાંચમી રાશિઓમાં જે બળવાન હોય તેની શૂલ રાશિઓની દશામાં બેહેન તથા પુત્રોનું મરણ થાય છે. ॥ ૨૨ ॥

## व्ययादिर्ज्येष्ठस्य ॥ २३ ॥

લગ્ન અથવા સાતમા ભાવથી અગિઆરમી રાશિઓમાં જે રાશિ બળવાન હોય તે રાશિનાં શૂલમાં મનુષ્યના મોટા ભાઈનું મૃત્યુ થાય છે. ॥ ૨૩ ॥

## पितृवत्पितृवर्गस्य ॥ २४ ॥

લગ્ન અથવા સાતમા ભાવથી નવમી રાશિઓમાં જે રાશિ બળવાન હોય તેમાં તથા તેની શૂલ રાશિઓની દશામાં મનુષ્યના કાકાનું મરણ થાયછે. ॥૨૪॥

## ब्रह्मादिपुरुषेसमादासांताः ॥ २५ ॥

પુરૂષ રાશિનું લગ્ન આવેલું હોય તો બ્રહ્મ ગ્રહની જે રાશિ હોય તે રાશિથી નવાંશ દશાનો પ્રારંભ કરવો ને તેનાં વર્ષ તેથી છઠી રાશિના સ્વામીની રાશિપર્યંત જેટલાં થતાં હોય તેટલાં લેવાં.[2] ॥ ૨૫ ॥

---

૧ જે રાશિ હોય તેથી પહેલી, (એટલે કે તે પોતેજ,) પાંચમી અને નવમી રાશિઓ તેની શૂલ રાશિ કહેવાય છે.

૨ પહેલાં બ્રહ્મ ગ્રહની રાશિની દશાને ત્યાર પછી જે રાશિ આવતી હોય તેની દશા. એવી રીતે દરેક રાશિનાં નવ નવ વર્ષ ગણી દશાપ્રસ્તાર કરવો.

**स्थानव्यतिकरः ॥ २६ ॥**

જો સમલગ્ન આવેલું હોય તો બલ ગ્રહની રાશિથી સાતમી રાશિની આદિ દશા ગણી ત્યાંથી દશાપ્રસ્તાર ઉત્ક્રમ વિધિએ કરવો.[1] ॥ ૨૬ ॥

**पापदृग्योगाःतुंगादिग्रहयोगः ॥ २७ ॥**

કોઈપણ રાશિમાં રહેલ પાપ ગ્રહના યોગ અને દૃષ્ટિથી અને ઉચ્ચ, અધિમિત્ર, મિત્ર, સ્વગ્રહાદિ સ્થાનમાં રહેલા શુભ ગ્રહના યોગથી રાશિ બળવાન ગણાય છે, ને તે રાશિનું ચોથું બળ કહેવાય છે. ॥ ૨૭ ॥

**पंचमेपदक्रमात्प्राक्प्रत्यक्त्वम् ॥ २८ ॥**

મેષાદિ ત્રણ ત્રણ રાશિનું એકેકું પદ થાય છે, ને તે ક્રમે એકી પદ તથા બેકી પદ કહેવાય છે; એપ્રમાણે બાર રાશિનાં ચાર પદ થાય. લગ્નથી નવમી રાશિ એકી પદની હોય તો **ચર**દશાની ગણના ક્રમથી કરવી અને બેકી રાશિનું પદ હોય તો ઉત્ક્રમે કરવી.[2] ॥ ૨૮ ॥

**चरदशायामत्रशुभः केतुः ॥ २९ ॥**

ચરદશામાં કેતુ શુભ ફળ દેનાર ગણાય છે. ॥ ૨૯ ॥

**द्वितीयाध्यायस्य तृतीयःपादः ॥ ३ ॥**

---

## અધ્યાય ૨ જો.

### પાદ ૪ થો.

---

### દશાન્તર્દશાપ્રકરણ.

**द्वितीयंभावबलंचरनवांशे ॥ १ ॥**

ચરરાશિની નવાંશ દશામાં અધ્યાય બીજાના પાદ ત્રીજામાં કહેવામાં આવેલાં બળમાંથી બીજું ભાવબળ ફલાદેશમાટે ઉપયોગમાં લેવું. ॥ ૧ ॥

---

૧ એટલે પહેલી તે સાતમી રાશિની દશા, ત્યાર પછી છઠી રાશિની દશા, ત્યાર પછી પાંચમી રાશિની દશા એપ્રમાણે અપસવ્ય ગણના કરવી.

૨ અગાઉ ચર દશાનાં વર્ષ ગણાવ્યાં છે પણ તેની ગણનાનો વિધિ ત્યાં કહેલ નથી તે અહીં કહ્યો. ચર દશામાં પહેલી દશા કોની લેવી તે કહેવામાં નથી આવ્યું માટે લગ્નની દશા પહેલી લેવી.

## दशाश्रयोद्वारम् ॥ २ ॥

જે વખતે જે રાશિની દશા હોય તે દશાશ્રય રાશિનું દ્વાર કહેવાય છે; એને પાકરાશિ પણ કહે છે. ॥ ૨ ॥

## ततस्तावतिथंबाह्यम् ॥ ३ ॥

લગ્નથી[1] જેટલામી દ્વારરાશિ હોય તેટલામી તે દ્વારરાશિથી જે રાશિ હોય તે બાહ્ય કહેવાય છે. એ બાહ્ય રાશિને ભોગ રાશિ પણ કહે છે. ॥ ૩ ॥

## तयोःपापेबंधयोगादिः ॥ ४ ॥

એ દ્વાર અથવા બાહ્યરાશિમાં પાપગ્રહ રહેલ હોય તો, તેમની દશામાં બંધન વિગેરે આપદા મનુષ્યને ભોગવવી પડે છે.॥ ૪ ॥

## स्वर्क्षेस्यतस्मिन्नोपजीवस्य ॥ ५ ॥

એ પાપયુક્ત દ્વાર અથવા બાહ્યરાશિમાં સ્વગૃહી ગુરૂ પડેલ હોય તો બંધન વિગેરે થતું નથી. ॥ ૫ ॥

## भग्रहयोगोक्तंसर्वमस्मिन ॥ ६ ॥

આ દ્વાર અથવા બાહ્યરાશિમાં રહેલ રાશિ તથા ગ્રહના યોગથી જે ફળ કહેવાયલું છે તેનું સઘળું શુભાશુભ ચિંતવન કરવું. ॥ ૬ ॥

## पितृलाभप्राणीतोयम् ॥ ७ ॥

લગ્નમાં રહેલ તથા સાતમા ભાવમાં રહેલ રાશિમાં જે બળવાન રાશિ હોય તેથી આ દશાનો[2] આરંભ થાય છે. ॥ ૭ ॥

## प्रथमेप्राक्प्रत्यक्त्वम् ॥ ८ ॥

લગ્ન અથવા તેથી સાતમી રાશિમાંની જે બળવાન રાશિ હોય તેની દશાનો ક્રમ સવ્ય અને સ્રીસંજ્ઞિક હોય તો અપસવ્ય ક્રમ થાય છે. ॥ ૮ ॥

## द्वितीयेरवितः ॥ ९ ॥

---

૧ આ સ્થળે લગ્નપરથી લગ્નની રાશિ નહિ ગણતાં જેથી દશા શરૂ કરવામાં આવી હોય તે રાશિ ગણવી.

૨ કેન્દ્રાદિ દશાનો—ટીકાકાર આ બાબતમાં ઉમેરે છે કે પુરૂષની દશા જાણવી હોય તો લગ્ન અને સાતમા ભાવની રાશિમાં જે બળવાન રાશિ હોય તેમની દશા આદ્યદશા લેવી ને સ્રીની દશા જાણવાની હોય તો સાતમા ભાવમાં રહેલ રાશિની દશાથી દશારંભ કરવો.

જે લગ્ન અથવા સાતમા ભાવમાં સ્ત્રીસંજ્ઞિક રાશિ રહેલી હોય તો તે-માંની જે બળવાન હોય તેનાં પુરૂષ સ્ત્રીપણાંનાં પ્રમાણમાં સવ્યાપસવ્ય દશા-પ્રવૃત્તિ થાયછે. પરંતુ તે દશા લેવામાં (મેષથી બીજી વૃષભ અથવા મીનની દશા નહી લેતાં) તેથી જે છઠી રાશિઓ આવતી હોય તેમની તે ક્રમપ્રમાણે દશા લેવી. ॥ ૯ ॥

## पृथक्क्रमेणतृतीयेचतुष्टयादि ॥ १० ॥

લગ્ન અથવા સાતમા ભાવમાં દ્વિસ્વભાવ રાશિ રહેલ હોય તો તેમાંની જે રાશિ બળવાન હોય તેથી તેના પુરૂષ સ્ત્રીપણાની સંજ્ઞાની ગણના પ્રમાણમાં પહેલી પાંચમી અને નવમી રાશિની ક્રમે દશા લેવી.[1] ॥ ૧૦ ॥

## स्वकेंद्रस्थाद्याःस्वामिनोनवांशानाम् ॥ ११ ॥

કારકાંશમાં જે રાશિ કેન્દ્રમાં રહેલ હોય તેમની પહેલી દશા, ત્યારપછી પણફરમાં રહેલ રાશિની અને ત્યારપછી આપોક્લિમ સ્થાનમાં રહેલ રાશિ-ઓની દશા આવેછે. જે રાશિ બળવાન હોય તેની પહેલી દશા ત્યારપછી તેથી નિર્બળ રાશિની. એપ્રમાણે બળ ધ્યાનમાં લઈ દશા જાણવી.[2] ॥ ૧૧ ॥

## पितृचतुष्टयवैषम्यबलाश्रयःस्थितः ॥ १२ ॥

જન્મકુંડલીમાં જે રાશિઓ કેન્દ્ર, પણફર અને આપોક્લિમાદિ સ્થાનમાં રહેલી હોય તેમની બળપ્રમાણમાં ક્રમે દશા ગણવી.[3] ॥ ૧૨ ॥

## सतल्लाभयोरावर्तते ॥ १३ ॥

લગ્ન અને સાતમા ભાવથી કારકસૂધી ગણતાં જે તરફની રાશિસંખ્યા વધારે આવે તેટલા કારક ગ્રહની દશાનાં વર્ષનું પ્રમાણ થાય છે. બીજા ગ્રહની દશા ગ્રહથી કારકસૂધી ગણતાં જેટલા આંક આવે તેટલાં વર્ષની થાય છે. જે ગ્રહ કારક ગ્રહની સાથે પડેલો હોય તેનાં દશાવર્ષ કારક ગ્રહની દશા જેટલાં થાય છે. પહેલી દશા કારક ગ્રહની, બીજી કારક ગ્રહથી કેન્દ્ર-સ્થાનમાં પડેલા ગ્રહની, ત્રીજી પણ ફરસ્થાનમાં પડેલા ગ્રહની અને ચોથી

---

૧ દરેક રાશિનાં દશાવર્ષ (૯) નવ નવ લેવાં.

૨ આ કારક કેન્દ્રાદિ દશાનો વિધિ છે.

૩ પહેલાં જે કેન્દ્રાદિ દશા કહી તેનો આ બીજો ભેદ છે. પ્રત્યેક રાશિનાં દશાવર્ષ નવ નવ ગણવાં.

આપોક્લિમ સ્થાનમાં પડેલ ગ્રહની દશા થાય છે. એક સ્થાનમાં એક કરતાં વધારે ગ્રહ હોય તો તેનો બળથી નિર્ણય કરવો.[1] ॥ ૧૩ ॥

## स्वामिबलफलानिचप्राग्वत् ॥ १४ ॥

દશાપતિ, રાશિ તથા ગ્રહનાં ફળ પૂર્વોક્ત શાસ્ત્રાનુસાર જાણવાં. ॥ ૧૪ ॥

## स्थूलादर्शवैषम्याश्रयोमंडूकस्त्रिकूटः ॥ १५ ॥

**મંડૂકદશા.** ચર, સ્થિર અને દ્વિસ્વભાવ રાશિઓની મંડૂક દશા થાય છે. લગ્ન અને સાતમા ભાવમાં જે બળવાન રાશિ હોય તેની પહેલી દશા, ત્યાર પછી તેની કેન્દ્ર રાશિની, તે પછી પણફર રાશિની અને તેપછી આપોક્લિમ રાશિની દશા આવે છે. દરેક રાશિનું પ્રમાણવર્ષ ૯ નવ નવનું થાય છે. એક સ્થાનમાં ઘણી રાશિ રહેલ હોય તો તેમાંની બળવાન હોય તેની પહેલી દશા, તે પછી તેથી ઓછાં બળવાળી રાશિની દશા ક્રમ મુજબ લેવી. સ્ત્રીની જન્મપત્રિકા હોય તો સાતમા ભાવની રાશિની દશાથી દશારંભ કરવો. ॥ ૧૫ ॥

## निर्याणलाभादिशूलदशाफले ॥ १६ ॥

નિર્યાણ રાશિની સાતમી રાશિથી શૂલદશાનો પ્રારંભ થાય છે. ત્યારપછી શૂલદશાવિધિમાં ક્રમવાર રાશિઓની દશા આવે છે. દરેક રાશિની દશાનું પ્રમાણ નવ નવ વર્ષનું ગણવું. ॥ ૧૬ ॥

## पुरुषेसमाःसामान्यतः ॥ १७ ॥

જે રાશિની પહેલી દશા આવતી હોય તે રાશિ પુરૂષસંજ્ઞિક હોય તો આરંભ રાશિથી દશાપ્રવૃતિ થાય છે. ને તે પ્રત્યેક રાશિની દશા નવ નવ વર્ષની થાય છે. તે રાશિ જો સ્ત્રીસંજ્ઞિક હોય તો તેથી સાતમી રાશિથી દશાપ્રવૃતિ થાય છે. ને તે દરેકનાં નવ નવ વર્ષ ગણવામાં આવે છે. ॥ ૧૭ ॥

## सिद्धाउडुदाये ॥ १८ ॥

નક્ષત્ર દશાનાં વર્ષાદિ પ્રસિદ્ધ છે તે પરથી જાણી લેવાં.[2] ॥ ૧૮ ॥

## जगत्तस्थुषोरर्द्धयोगार्द्धे ॥ १९ ॥

દરેક ચર અને સ્થિર રાશિઓની દશાનાં વર્ષના સરવાળાનું અર્ધ કરાવથી **યોગાર્ધદશામાં** રાશિની દશાનાં વર્ષ આવેછે. ॥ ૧૯ ॥

---

૧ કારકેન્દ્રાદિ દશાનો આ વિધિ છે.

૨ મુખ્ય નક્ષત્રદશા બે પ્રકારની છે. અષ્ટોત્તરી ને વિંશોત્તરી. વિંશોત્તરી દશાનો વિધિ લઘુપારાશરીનાં અંતિમ પૃષ્ઠમાં છાપી બતાવવામાં આવ્યો છે તે પાઠકગણે જોઈ લેવો.

## स्थूलादर्शवैषम्याश्रयमेतत् ॥ २० ॥

**યોગાર્ધદશા** પ્રવૃત્તિ લગ્ન અને સાતમા ભાવમાં રહેલ રાશિઓમાં જે બળવાન રાશિ હોય તેની દશાથી થાયછે. દશાક્રમમાં સમ રાશિમાં ઉત્ક્રમ ગણુના અને એકી રાશિમાં ક્રમ ગણુના કરવી. સ્ત્રીની પત્રિકા હોય તો બળવાન સાતમી રાશીથી દશારંભ કરવો. ॥ ૨૦ ॥

## कुजादिस्त्रिकूटपदक्रमेणदृग्दशा ॥ २१ ॥

લગ્નથી નવમી રાશિની દશાથી દૃષ્ટિપાદના પ્રમાણમાં **દૃગદશા** થાયછે. એટલે પહેલી નવમી રાશિની દશા, ત્યારપછી સંમુખરાશિની દશા ને ત્યારપછી પાર્શ્વરાશિની દશા આવેછે. ક્રમગણુનામાં એકી તથા બેકી પદ રાશિમાફક ધ્યાનમાં લેવાં. ॥ ૨૧ ॥

## मातृधर्मयोःसामान्यंविपरीतमोजकूटयोः ॥ २२ ॥

પાંચમી અને અગિઆરમી રાશિ ક્રમે સમ અને વિષમ છે છતાં તેની ગણુના ઉક્ત ક્રમથી ઉલટી થાયછે.[1] ॥ ૨૨ ॥

## यथासामान्यंयुग्मे ॥ २३ ॥

જેમકે સિંહરાશિ યુગ્મસંજ્ઞિક રાશિ છે તેની સામાન્ય ગણુના કરવામાં આવેછે. ॥ ૧૩ ॥

## पितृमातृधर्मप्राण्यादिस्त्रिकोणे ॥ २४ ॥

લગ્ન, પંચમ અને નવમ ભાવમાં પડેલ રાશિઓમાં જે બળવાન રાશિ હોય તેનાથી **ત્રિકોણદશા**નો આરંભ થાય છે. ત્યારબાદ તે રાશિનાં એકી બેકી પ્રમાણુમાં ક્રમોત્ક્રમે બારે રાશિની દશા આવેછે; ને તેમની દશાનાં વર્ષ ચરરાશિની દશાપ્રમાણુમાં આવેલ હોય તે લેવાં. ॥ ૨૪ ॥

## तत्रद्वारबाह्याभ्यांतद्वत् ॥ २५ ॥

દરેક રાશિની દશાનાં દ્વાર અને બાહ્યમાં પૂર્વોક્ત ફળાદેશ કરવો. ॥ ૨૫॥

## धासगौरिकात्पत्नीकरात्कारकैःफलादेशः ॥ २६ ॥

કારકથી સાતમી રાશિપરથી સ્ત્રી, ત્રીજી રાશિપરથી ભાઇ ને નવમી રાશિપરથી પિતા તથા ધર્મનો વિચાર કરવો. ॥ ૨૬ ॥

---

૧ એટલે પાંચમી રાશિ સમ છે છતાં તેની સવ્યગણુના કરવામાં આવેછે ને અગિઆરમી રાશિ ચર છે તેની અપસવ્ય ગણુના કરવામાં આવેછે.

## तारार्कांशेमंदाद्यादेशेशः ॥ २७ ॥

ચંદ્રના નક્ષત્રની ઘટિકાને ૧૨ થી ભાગ દેવો ભાગોનાં જેટલા ઘટીપળ આવે તેટલી ઘટીનું એકેકું ખંડ થાય છે. એ બાર ખંડમાંથી જેટલામાં ખંડક્રમાં જન્મ થયો હોય તેટલામી જન્મ લગ્નથી જે રાશિ આવતી હોય તેની આદ્ય દશા **નક્ષત્રદશા** વિધિમાં થાયછે. ત્યાર બાદ રાશિનાં સમવિષય પ્રમાણવી ગણના અનુસાર ક્રમે બીજી રાશિઓની દશા થાયછે, પ્રત્યેક દશાનું પ્રમાણ વર્ષનવનવતું ગણવું. ॥ ૨૭ ॥

## तस्मिन्नुच्चेनीचेवाश्रीमंतः ॥ २८ ॥
## स्वमित्रभेकिंचित् ॥ २९ ॥
## दुर्गतोऽपरथा ॥ ३० ॥

એ પ્રમાણે સિદ્ધ કરાયલી નક્ષત્રદશામાં જે રાશિનો સ્વામી ઉચ્ચ કે નીચ રાશિમાં રહેલ હોય તો તે રાશિની દશામાં મનુષ્ય શ્રીમન્ત થાયછે, પોતાની મિત્રની રાશિમાં રહેલ હોય તો થોડાંક દ્રવ્યવાળો મનુષ્ય થાય છે, અને જો શત્રુ રાશિમાં રહેલ હોય તો મનુષ્ય દુર્ગથી દરિદ્ર થાયછે. ॥૨૮॥૨૯॥૩૦॥

## स्ववैषम्येयथासंक्रमव्युत्क्रमौ ॥ ३१ ॥

આત્મકારક એકી પદ માં રહેલ હોય તો રાશિની સામાન્ય ગણના[1] પ્રમાણે ગણના કરવી. ॥ ૩૧ ॥

## साम्येविपरीतम् ॥ ३२ ॥

આત્મકારક સમ પદ માં રહેલ હોય તો વિપરીત ગણના કરવી.[2] ॥૩૨॥

## शनौचेत्येके ॥ ३३ ॥

અને શનિના સંબંધમાં પણ એમજ કરવું એવો કેટલાક આચાર્યોનો મત છે. ॥ ૩૩ ॥

## अंतर्भुक्त्यंशयोरेतत् ॥ ३४ ॥

કારકની દશા અંતર દશામાં પણ રાશિની ગણનાનો એજ પ્રકાર સમજવો. ॥ ૩૪ ॥

---

૧ એકી રાશિની ક્રમગણના અને બે રાશિની અપસવ્ય ગણના કરવી, એ સામાન્ય ગણના કહેવાય છે.

૨ એકી રાશિની અપસવ્ય ગણના અને બેકી રાશિથી સવ્ય ગણના કરવી.

शुभादशाशुभयुतेधाम्न्युच्चेवा ॥ ३५ ॥

જે રાશિમાં શુભ ગ્રહ પડેલા હોય વા ઉચ્ચનો કોઈ ગ્રહ તેમાં પડેલો હોય વા તેનો સ્વામી ઉચ્ચ રાશિમાં રહેલો હોય, તેની દશા સારી થાયછે.॥૩૫॥

अन्यथान्यथा ॥ ३६ ॥

એ સિવાયની સ્થિતિવાળી રાશિની દશા અશુભ ફળદાતા થાયછે. ॥૩૬॥

सिद्धमन्यत् ॥ ३७ ॥

દશાફળ સંબધમાં અન્ય જાતકના ગ્રંથમાં ઘણું લખાયલું છે ને તે સ્પષ્ટ છે માટે જાણી લેવું. ॥ ૩૭ ॥

इति द्वितीयाध्यायस्यचतुर्थःपादः ॥

બીજો અધ્યાય પૂરો થયો.

---

श्री

श्रीमान् पृथुयशशा विरचित

# षट्पञ्चाशिकानुं

રા. રા. કાનજી મયાશંકર દ્વિવેદીકૃત

પુષ્કળ વિવેચન સહિત ગુજરાતી ભાષાંતર.

છપાવી પ્રસિદ્ધકર્ત્તા

પંડિત જ્યેષ્ઠારામ મુકુન્દજી

સંસ્કૃત પુસ્તકાલય.

કાલકાદેવીરોડ નં. ૩૫૩, મુંબઈ.

સં. ૧૯૫૩. સન ૧૮૯૭.

કીમત રૂ. ૦-૮-૦

# ષટ્પંચાશિકા.

આ ગ્રંથ શાલિવાહન નૃપના આશરે ૪૮૦ નાં વર્ષની લગભગ ઉજ્જયનીના રહીશ જ્યોતિર્વિદ્ શ્રીમાન **વરાહમિહિરાચાર્યના** પુત્ર પૃથુયશા નામના દૈવજ્ઞે રચેલ છે. પૃથુયશાનો જન્મ ક્યારે થયો અને મરણ ક્યારે થયું તે સાધનના અભાવે આપણે જાણી શકતા નથી. પૃથુયશા વરાહમિહિરાચાર્યનો પુત્ર થાયછે તેપરથીજ ઉપર લખેલ અડસટો આપણે કહાડી શકીએ છીએ. વરાહમિહિર ચારના શૈકામાં થયા તેનો પુત્ર પણ તેનાં આશરે ત્રીશ વર્ષની ઉમરે થયો હોવો જોઈએ જેથી અટકળે આ ગ્રંથનો રચના કાળ શકે ૪૮૦ ની લગભગ અમે માનીએ છીએ. પૃથુયશા આચાર્યના રચેલા બીજા ગ્રંથો જોવામાં નથી આવતા તેથી બે પ્રકારના તર્ક ઉત્પન્ન થાયછે. ગ્રંથ રચવાપર કાંતો તેમને થોડી પ્રીતિ હોવી જોઈએ અથવા તેમનું મરણ વરાહમિહિરાચાર્યની પૂર્વે અથવા તેના પછી તરતજ થયું હોવું જોઈએ કે જેથી અલ્પવયને લીધે ગ્રંથ રચવાનો કાળ તેમને મળ્યો ન હોય.

આ નાનો ગ્રંથ પ્રશ્નવિષયનો છે, અમુક કાર્ય ક્યારે થશે વા અમુક જગોએ પ્રયાણ કરવાથી શું લાભ થશે યાને ગતવસ્તુ ક્યારે પાછી મળશે, રોગી રોગમુક્ત ક્યારે થશે વિગેરે વ્યવહાર યોગ્ય પ્રશ્નના ખુલાસા આપવાની એવી તો સરસ ટુંકી રીતો તેમાં આપવામાં આવી છે કે તે ગ્રંથ અત્યાર લગણ પ્રશ્નગ્રંથમાં મુખ્ય ગણાતો આવ્યો છે. આ ગ્રંથના ૫૬ શ્લોક છે ને તેનાં સાત પ્રકરણ કરવામાં આવ્યાં છે, પહેલાં પ્રકરણને હોરાધ્યાય એવું નામ આપેલ છે; તેમાં પ્રશ્નકુંડલીનાં ક્યા સ્થાનથી કેવાં પ્રશ્નોનો કેવો જવાબ આપવો તે સંક્ષેપથી શ્લોક ૭ થી સમજાવવામાં આવ્યું છે.

બીજા પ્રકરણમાં **ગમાગમ** માટે વિસ્તારથી લખવામાં આવ્યું છે. આ પ્રકરણનો વિષય રાજ્યકર્તાઓને અતિઉપયોગી છે કેમકે કયે વખતે હલ્લો લઈ જવાથી શત્રુને પરાજિત કરી શકાશે કે નહિ તેનો ખુલાસો ઘણીજ સરસ રીતે આમાંથી મળી શકેછે. ત્રીજા પ્રકરણમાં યુદ્ધમાં રાજાનો જય થશે કે પરાજય તે જાણવાના યોગો આપેલ છે જેથી તેને જય પરાજયસંબંધી પ્રકરણ એવું નામ આપેલું છે. ચોથા પ્રકરણમાં હરેક પ્રશ્નનાં શુભાશુભનું જ્ઞાન શી રીતે કરવું તેના યોગો આપેલા છે. પાંચમા પ્રકરણમાં પ્રવાસવીષે લખવામાં

આવ્યું છે. છઠ્ઠા પ્રકરણમાં ગયેલી વસ્તુ પાછી મળશે વા નહીં તે પ્રશ્નપરથી નક્કી કરવાના યોગો આપવામાં આવ્યા છે, અને સાતમા પ્રકરણમાં પ્રકીર્ણક વિષય આપેલ છે. આ નાનો ગ્રંથ જો કોઈ જ્યોતિષી તેના ગૂહ્ય કારણસહિત મનન કરી ભણે તો તેની વાણી મિથ્યા થવા થોડોજ સંભવ છે.

આ ગ્રંથનું ભાષાંતર કરવામાં બનતી કોશિશે દરેક શ્લોકનો શબ્દાર્થ શરૂઆતે લેવાની તજવીજ રાખવામાં આવેલ છે. ગ્રંથમાં જે હકીકત નથી આપવામાં આવી તે નવા વાંચનારને ઉપયોગી થાય માટે દરેક શ્લોકના ટીપણરૂપ ઉપયોગી હકીકત અમે આપેલ છે, ભાષાંતરસંબંધી કંઈપણ ખામી જે કોઈ મહાશયના ધ્યાનમાં આવે તે જો અમને જણવવામાં આવશે તો મોટા ઉપકાર સાથે સ્વીકારી ગ્રંથની દ્વિતીયાવૃત્તિમાં તેટલો વધારો ઘટારો કરવાને અમે ચુકશું નહીં. આશા છે જે જ્યોતિર્વિદ્યાના જીજ્ઞાસુઓ અમને હમેશ બનતી મદદ આપતા રહી અમારા આરંભેલા ઉદ્યોગને દૃઢ કરશે. અસ્તુ.

ભાષાંતરકર્તા.

**કાનજી દ્વિવેદી.**



# षट्पंचाशिकानुं गुजराती भाषांतर.

## પ્રકરણ ૧ લું.

### હોરાધ્યાય.

**प्रणिपत्यरविंमूर्ध्नावराहमिहिरात्मजेनपृथुयशसा ॥**
**प्राश्नेकृतार्थगहनापरार्थमुद्दिश्यसद्यशसा ॥ १ ॥**

સૂર્યને મસ્તકથી નમસ્કાર કરતા, વરાહમિહિરાચાર્યના સારા યશવાળા પૃથુયશા નામના પુત્રથી બીજાઓને ઉપયોગી થાય માટે પ્રશ્નવિષયમાં ગહન અર્થવાળી ( આ પ્રશ્નવિદ્યા ) રચાએલી છે. ॥ ૧ ॥

**च्युतिर्विलग्नाद्धिबुकाच्चवृद्धिर्मध्यात्प्रवासोस्तमयान्निवृत्तिः ॥**
**वाच्यंग्रहैःप्रश्नविलग्नकालात्गृहंप्रविष्टोहिबुकेप्रवासी ॥ २ ॥**

સ્થાનપરિભ્રંશ સંબંધી લગ્નપરથી[૧], ચોથા સ્થાનપરથી વૃદ્ધિસંબંધી,[૨] દશમા ભાવપરથી પ્રવાસ સંબંધી,[૩] અને સાતમા ભાવપરથી પ્રવાસમાંથી નિવૃત્તિ સંબંધી[૪] અને લગ્નથી ચોથા સ્થાનપરથી પ્રવાસી ઘરે આવ્યો (કે નહીં) તે સંબંધી[૫] પ્રશ્નસમયનાં લગ્ન ને ગ્રહપરથી કહેવું.[૬] ॥ ૨ ॥

---

૧ પ્રશ્નસમયનાં લગ્નપરથી અમુક જગોથી અમુક શખ્સ રવાને થયો કે નહિ વિગેરે વિયોગ સંબંધી પ્રશ્ન પહેલા ભાવપરથી જોવાં.

૨ ચોથા ભાવપરથી સ્થાન, ગૃહ, મિત્ર વિગેરેના સુખની વૃદ્ધિ સંબંધી જોવું.

૩ મારૂં જવાનું થશે કે નહિ વિગેરે પ્રશ્ન દશમા ભાવપરથી જોવાં.

૪ પ્રવાસમાંથી પ્રવાસી ક્યારે પાછો આવશે વિગેરે પ્રશ્ન સાતમા ભાવપરથી જોવાં.

૫ પ્રવાસી રસ્તામાં છે. ઘરમાં આવ્યો કે નહિ વિગેરે પ્રશ્નો પણ ચોથા ભાવપરથી જોવાં.

૬ જેમ કે "ચ્યુતિ" સંબંધી પ્રશ્ન છે. લગ્નમાં ચરરાશિ પડેલ છે તેનાપર શુભગ્રહની દૃષ્ટિ છે. બીજા પાપગ્રહનો તેની સાથે કોઇ રીતે સંબંધ નથી. એ પ્રશ્નમાં "ચ્યુતિ" અવશ્ય થશે એમ કહેવાય ને તેમ ન હોય તો તે સ્થાનથી પ્રચ્છકનું નિકળવાનું નહિ થાય એમ કહેવાય. એ પ્રમાણે એ ચારે સ્થાનો

योयोभावःस्वामिदृष्टोयुतोवासौम्यैर्वास्यात्तस्यतस्यास्तिवृद्धिः ॥
पापैरेवंतस्यभावस्यहानिर्निर्देष्टव्यापृच्छतांजन्मतोवा ॥ ३ ॥

જે જે ભાવ[1] પોતાના સ્વામીથી[2] યુક્ત અથવા દૃષ્ટ હોય[3] અથવા સૌમ્યગ્રહ[4] યુક્ત અથવા દૃષ્ટ હોય, તે ભાવની વૃદ્ધિ[5] અને પાપગ્રહ[6] યુક્ત હોય વા દૃષ્ટ હોય તે તે ભાવની હાની[7] પ્રશ્ન કરનારનાં પ્રશ્નપરથી અથવા જન્મપરથી કહેવી. ॥ ૩ ॥

---

સંબંધી ફળનો તે સ્થાનમાં રહેલી ચર સ્થિર દ્વિસ્વભાવાદિ રાશિઓપરથી તથા તેમની સાથે રહેલા ને તેમને જોનારા ગ્રહ અને તેમના સ્વામિના શુભાશુભ સંબંધપરથી આદેશ કરવો.

૧ રાશિચક્રના દરેક બારમા ભાગને ભાવ કહેછે. જે લગ્ન હોય તે પહેલો ભાવ કહેવાય છે. ત્યાર પછીના દરેકને બીજો ત્રીજો એમ ઉત્તરોત્તર બારે ભાવો કહેવાય છે.

૨ ભાવમાં જે રાશિ રહેલી હોય તેનો જે ગ્રહ સ્વામી થતો હોય તે તે ભાવનો સ્વામી ગણાય છે. રાશિઓના સ્વામીઓ નીચેપ્રમાણે છે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| મેષનો સ્વામી. | | મંગળ, | વૃષભનો સ્વામી | | શુક્ર |
| મિથુન | ,, | બુધ, | કર્ક | ,, | ચંદ્ર |
| સિંહ | ,, | સૂર્ય, | કન્યા | ,, | બુધ |
| તુલ | ,, | શુક્ર, | વૃશ્ચિક | ,, | મંગળ |
| ધન | ,, | ગુરૂ, | મકર | ,, | શનિ |
| કુંભ | ,, | શનિ, | મીન | ,, | ગુરૂ |

૩ દરેક ગ્રહ પોતાથી સાતમે રહેલાંને પૂર્ણ દૃષ્ટિથી જોયછે. દશમે અને ત્રીજે રહેલને $\frac{1}{4}$ દૃષ્ટિથી જોયછે, નવમે પાંચમે રહેલને $\frac{1}{2}$ દૃષ્ટિથી જોયછે; ને ચોથે આઠમે રહેલને $\frac{3}{4}$ દૃષ્ટિથી જોયછે; ગુરૂ નવમે તથા પાંચમે રહેલને, મંગળ પોતાથી ચોથે તથા આઠમે રહેલને તથા શનિ પોતાથી દશમે અને ત્રીજે રહેલને પૂર્ણદૃષ્ટિથી જોઈ શકે છે.

૪ પૂર્ણકળાનો ચંદ્ર, ગુરૂ, શુક્ર અને પાપગ્રહના યોગ વિનાનો બુધ, સૌમ્ય અથવા શુભગ્રહ કહેવાય છે.

૫ ક્ષીણચંદ્ર, સૂર્ય, શનિ, મંગળ અને પાપગ્રહ યુક્ત બુધ પાપગ્રહ અથવા તો ક્રૂર ગ્રહ કહેવાય છે.

૬ એ ભાવમાં જોવાતી બાબતની વૃદ્ધિ કહેવી.

૭ એ ભાવમાં જોવાતી દરેક બાબતની હાનિ કહેવી.

૮ એ બારે ભાવોમાં કયા કયા વિષયો વિષે જોવું તેની સમજ નીચેની વિગત વાંચ્યાથી પડશે.

सौम्येविलग्नेयदिवास्यवर्गेशीर्षोदयेसिद्धिमुपैतिकार्यम् ॥
अतोविपर्यस्तमसिद्धिहेतुःकृच्छ्रेणसंसिद्धिकरंविमिश्रम् ॥ ४ ॥

પ્રશ્ન સમયે સૌમ્ય ગ્રહ લગ્નમાં હોય, અથવા સૌમ્ય ગ્રહના વર્ગમાં તે લગ્ન રહ્યું હોય[1] અથવા શીર્ષોદય[2] રાશિનું લગ્ન હોય તો કાર્યની સિદ્ધિ થાય છે; એથી વિપરીત[3] લગ્ન હોય તો કાર્ય સિદ્ધિ પામતું નથી. અને મિશ્ર-સ્થિતિનું[4] લગ્ન હોય તો ક્લેશથી કાર્યસિદ્ધિ થાય છે. ॥ ૪ ॥

---

લગ્ન અથવા તો પહેલા ભાવમાં, શરીર, યશ, અંગના વિભાગોનું લંબહ્રસ્વત્વ મુસાફરી વિગેરે,

બીજા ભાવમાં, ધન, કુટુંબ, સ્ત્રી વિગેરે.

| | | |
|---|---|---|
| ત્રીજા | ,, | મિત્ર, ભાઇ, પરાક્રમ, વીર્ય, ભોજન વિગેરે. |
| ચોથા | ,, | માતા, ઘર, ખેતર, વાડી, મેહેલ, વાહન, વિદ્યા વિગેરે. |
| પાંચમા | ,, | પુત્ર, વિદ્યા, વિનય, રાજ, મંત્ર વિગેરે. |
| છઠા | ,, | રોગ, શત્રુ અને મોશાળ વિગેરે. |
| સાતમા | ,, | સ્ત્રી, પ્રવાસ, વ્યાપાર વિગેરે. |
| આઠમા | ,, | મૃત્યુ, કરજ વિગેરે. |
| નવમા | ,, | ધર્મ, પિતા, યશ વિગેરે. |
| દશમા | ,, | રાજ્ય, પિતા, વ્યાપાર, કર્મ, વૃત્તિ વિગેરે. |
| અગિઆરમા | ,, | લાભ વિગેરે. |
| બારમા | ,, | ખર્ચ વિગેરે. |

૧ લગ્ન, હોરા, દ્રેષ્કાણ, સપ્તાંશ, દ્વાદશાંશ, નવાંશ ને ત્રિંશાંશ એ લગ્નના વિભાગો છે. તે દરેકને વર્ગ એવી સંજ્ઞા આપવામાં આવી છે. લગ્ન સૌમ્ય ગ્રહ-યુક્ત કે શીર્ષોદય રાશિનું ન હોય ને આ કહેલા વર્ગમાં તે સૌમ્ય ગ્રહની રાશિનું આવતું હોય તો તે સૌમ્ય ગ્રહના વર્ગનું કહેવાય છે.

૨ મેષ, વૃષભ, કર્ક, ધન અને મકર રાશિઓ પૃષ્ઠોદય રાશિ કહેવાય છે. મીન ઉભયોદય રાશિ કહેવાય છે. બાકીની શીર્ષોદય રાશિ કહેવાય છે.

૩ એટલે કે પાપગ્રહ યુક્ત લગ્ન હોય વા પાપગ્રહના વર્ગમાં રહેલું હોય વા પૃષ્ઠોદય રાશિનું લગ્ન હોય તો કાર્યસિદ્ધિ થતી નથી.

૪ એટલે પાપ અને સૌમ્ય ગ્રહો લગ્નમાં રહેલા હોય વા ઉભયોદય રાશિનું લગ્ન હોય વા સૌમ્ય અને પાપગ્રહના વર્ગમાં લગ્ન રહેલું હોય તો કાર્ય ઘણા ક્લેશથી સિદ્ધ થાયછે.

**होरास्थितःपूर्णतनुःशशांकोजीवेनदृष्टोयदिवासितेन ॥**
**क्षिप्रंप्रनष्टस्यकरोतिलब्धिंलाभोपयातोवलवानशुभश्च ॥ ५ ॥**

(પ્રશ્ન સમયે) લગ્નમાં રહેલો પૂર્ણકળાનો ચંદ્ર ગુરૂ અથવા શુક્રથી જોવાતો હોય તો તે ગયેલી વસ્તુ તરત મેળવી આપે છે અને બળવાન[1] શુભગ્રહ અગિઆરમે રહેલો હોય તો તે પણ ગત વસ્તુનો લાભ કરાવે છે. ॥ ૫ ॥

**स्वांशेविलग्नेयदिवात्रिकोणेस्वांशेस्थितःपश्यतिधातुचिंतां ॥**
**परांशकस्थश्चकरोतिजीवंमूलंपरांशोपगतःपरांशम् ॥ ६ ॥**

(પ્રશ્ન સમયે) પોતાના નવાંશમાં રહેલો[2] ગ્રહ પોતાનાંજ નવાંશમાં રહેલાં લગ્નને અથવા તો પોતાના અંશમાં રહેલા પાંચમા વા નવમા ભાવને જોતો હોય તો (પુછનારને) ધાતુચિંતા[3] કહેવી; અન્ય ગ્રહના અંશમાં રહેલો ગ્રહ (સ્વાંશમાં રહેલાં લગ્નને અથવા પાંચમા કે નવમા ભાવને જોતો

---

૧ બૃહજ્જાતકમાં ગ્રહોનાં સ્થાન દિક્ ચેષ્ટા નૈસર્ગિક વિગેરે બળ કહેવાયલાં છે તે અહિં પણ ઉપયોગમાં લેવાં.

૨ રાશિના નવમા ભાગને નવાંશ કહેછે. એની ગણના નીચે પ્રમાણે છે. મેષ, ધન અને સિંહના નવાંશ મેષથી ગણાય છે. વૃષભ, કન્યા અને મકર એ રાશિના નવાંશ મકરથી ગણાય છે, મિથુન, તુલ અને કુંભના નવાંશ તુલથી ગણાય છે. ને કર્ક, વૃશ્ચિક અને મીનના નવાંશ કર્કથી ગણાય છે. અમુક ગ્રહ કયા ગ્રહના નવાંશમાં રહેલો છે એ જોવું હોય તો પ્રથમ તે ગ્રહ કઈ રાશિના કેટલા અંશે છે તે જાણવું, ત્યાર બાદ તે અંશ સૂધી કેટલાં નવાંશ થાયછે તે જોવું. પછી જેટલા નવાંશ થતા હોય તેટલામી તે રાશિનો નવાંશ જે રાશિથી ગણવાનું કહેવામાં આવ્યું હોય તેથી ગણતાં જે રાશિ આવે તે જે ગ્રહની હોય તેના નવાંશનો તે ગ્રહ કહેવાય છે. દાખલા તરિકે સૂર્ય ૦।૧૬।૪૦।૦ છે. તે મેષ રાશિના ૧૬ અંશ અને ૪૦ કળામાં રહેલો છે. એ અંશોમાં રાશિના નવાંશ ૩।૨૦ પાંચ સમાય છે; માટે પાંચ નવાંશ ગયા. રાશિ મેષ છે માટે નવાંશગણના મેષથી કરવાની છે; તે માટે મેષથી ગણતાં પાંચમી રાશિ સિંહ આવી. તેમ એ રાશિનો સ્વામી સૂર્ય છે માટે સૂર્યના નવાંશનો સ્વામી સૂર્ય પોતે થયો. એટલે તે સ્વાંશમાં રહેલ કહેવાયો. તેમજ ત્યાં જો સિંહને બદલે કન્યા રાશિ આવત તો તે તેવેળા બુધના નવાંશનો ગણાત ને પરાંશમાં રહેલ કહેવામાં આવત. એ પ્રમાણે સ્વાંશ તથા પરાંશ સંબંધી વિચાર કરવો.

૩ સુવર્ણ, રૂપુ, ત્રાંબું ઈત્યાદિની ચિંતા.

હોય તો ) જીવસંબંધી[1] ચિંતા કરે છે, અને પરાંશમાં રહેલો ( ગ્રહ પરાંશમાં રહેલાં લગ્ન અથવા તો પાંચમા વા નવમા ભાવને જોતો હોય તો ) મૂળસંબંધી[2] ચિંતા કરે છે. ॥ ૬ ॥

धातुंमूलंजीवमित्योजराशौयुग्मेविद्यादेतदेवप्रतीपम् ॥
लग्नेयोंशस्तत्क्रमाद्गण्यएवसंक्षेपोयंविस्तरात्तत्प्रभेदः ॥ ७ ॥

પ્રશ્ન સમયે એકી રાશિનું લગ્ન[3] હોય તો તેના ઉદયાંશ પ્રમાણમાં ક્રમે ધાતુ, મૂળ અને જીવની ગણના કરવી[4] ને બેકી રાશિનું લગ્ન હોય તો[5] તેના ઉદયાંશ પ્રમાણમાં તેથી વિપરીત ગણના કરવી.[6] આ તો સંક્ષેપ છે; તેનો ભેદ તો વિસ્તારથી કહેવાયેલ છે. ॥ ૭ ॥

इतिवराहमिहिरात्मजपृथुयशोविरचितायांषट्पं-
चाशिकायांहोराध्यायः प्रथमः ॥ १ ॥

---

૧ પુરૂષ, જીવ, જંતુ, વિગેરેની ચિંતા.

૨ વૃક્ષ, તૃણ, મૂળ, ફળ, ફૂલ વિગેરેની.

૩ મેષ, મિથુન, સિંહ, તુલ, ધન, ને કુંભ એ એકી રાશિ, પુરૂષ રાશિ અને ક્રૂર રાશિ કહેવાય છે.

૪ એટલે કે એકી રાશિનું લગ્ન હોય તો પહેલા નવાંશમાં ધાતુચિંતા, બીજામાં મૂળચિંતા ને ત્રિજામાં જીવચિંતા, ચોથામાં ધાતુ, પાંચમામાં મૂળ ને છઠામાં જીવચિંતા એ પ્રમાણે.

૫ વૃષભ, કર્ક, કન્યા, વૃશ્ચિક, મકર અને મીન એ રાશિઓ બેકી રાશિ સ્ત્રીરાશિ ને સૌમ્યરાશિ કહેવાય છે.

૬ એટલે બેકી રાશિનું લગ્ન હોય ને પહેલો નવાંશ ઉદય થતો હોય તો જીવચિંતા, બીજો ઉદય થતો હોય તો મૂળચિંતા ને ત્રીજો ઉદય થતો હોય તો ધાતુચિંતા, ચોથો ઉદય થતો હોય તો જીવચિંતા; પાંચમો ઉદય થતો હોય તો મૂળચિંતા ને છઠો નવાંશ ઉદય થતો હોય તો ધાતુચિંતા, એ પ્રમાણે નવે નવાંશોની ગણના કરી કહેવી.

# પ્રકરણ ૨ જું.



## ગમાગમવિષે.

वृषसिंहवृश्चिकघटैर्विद्धिस्थानंगमागमौनस्तः ॥
नमृतंनचापिनष्टंनरोगशांतिर्नचाभिभवः ॥ १ ॥

પ્રશ્ન વખતે વૃષ, સિંહ વૃશ્ચિક અથવા કુંભ રાશિનું લગ્ન હોય તો જાણવું કે (પુછનારને) સ્થાનલાભ છે, જવાનું તથા આવવાનું થતું નથી, (માંદાનું) મરણ થતું નથી, (નહીં મળતી અથવા ગયેલી વસ્તુ) નાશ પામતી નથી અથવા વિદેશમાં રહેલો મનુષ્ય નાશ પામ્યો નથી, રોગની શાંતિ થતી નથી અને (શત્રુની સાથેની લડાઈમાં) પરાજય થતો નથી. ॥૧॥

तद्विपरीतंतुचरैर्द्विशरीरैर्मिश्रितंफलंभवति ॥
लग्नेंद्वोर्वक्तव्यंशुभदृष्ट्याशोभनमतोन्यत् ॥ २ ॥

ચર રાશિનું લગ્ન હોય તો[1] તેથી વિપરીત[2] અને દ્વિસ્વભાવ[3] રાશિનું લગ્ન હોય તો મિશ્રિત ફળ થાયછે.[4] લગ્ન અને ચંદ્ર ઉપરની શુભગ્રહની દૃષ્ટિથી શુભ ફળ કહેવું ને એથી વિપરીત હોય તો વિપરીત ફલ કહેવું.[5] ॥૨॥

सुतशत्रुगतैःपापैःशत्रुर्मार्गान्निवर्तते ॥
चतुर्थगैरपिप्राप्तःशत्रुर्भग्नोनिवर्त्तते ॥ ३ ॥

---

૧ મેષ, કર્ક, તુલ અને મકર એ ચર રાશિ કહેવાય છે.

૨ એટલે કે (પુછનારને) સ્થાનપ્રાપ્તિ થતી નથી, જવાનું તથા આવવાનું થાયછે, માંદો મરેછે, ગયેલી વસ્તુ મળતી નથી, રોગ વધેછે ને લડાઇમાં પરાજય થાય છે.

૩ મિથુન, કન્યા ધન અને મીન એ દ્વિસ્વભાવ રાશિઓ કહેવાય છે.

૪ એટલે કે તે રાશિમાં ચર રાશિનો ગુણ હોય તો ચર રાશિનું કહેવાયલું ફળ અને પ્રથમ શ્લોકમાં કહેવાયલી સ્થિર રાશિઓનો ગુણ હોય તો તેનું કહેવાયલું ફળ પુછનારને થાયછે. દ્વિસ્વભાવ રાશિના પ્રથમ ભાગનું ફળ સ્થિર રાશિ મુજબ અને બીજા ભાગનું ફળ ચર રાશિ મુજબ થાયછે.

૫ એટલે ચંદ્ર અને લગ્નને પાપગ્રહ જોતા હોય તો અશુભ ફળ થાયછે.

પ્રશ્નકાળે પાંચમા વા છઠા ભાવમાં પાપગ્રહ (સૂર્ય, મંગળ અને શનિ રહેલા હોય તો (પુછનારનો) શત્રુ રસ્તામાંથી પાછો વળે છે અને એજ ગ્રહો જો ચોથા ભાવમાં રહેલા હોય તો શત્રુ હાર પામી પાછો વળે છે. ॥ ૩ ॥

**झषालिकुंभकर्कटारसातलेयदास्थिताः ॥**

**रिपोःपराजयस्तदाचतुष्पदैःपलायनम् ॥ ४ ॥**

મીન, વૃશ્ચિક, કુંભ અને કર્ક એમાંની કોઈપણ રાશિ (પ્રશ્નલગ્નથી) ચોથા ભાવમાં રહેલી હોય ત્યારે શત્રુનો પરાજય થાયછે, અને ચતુઃપાદ રાશિ ત્યાં રહ્યાથી[1] શત્રુઓ પલાયન કરી જાયછે. ॥ ૪ ॥

**चरोदयेशुभःस्थितःशुभंकरोतियायिनाम् ॥**

**अशोभनैरशोभनंस्थिरोदयेपिवाशुभं ॥ ५ ॥**

(પ્રશ્ન વખતે) ચર રાશિના લગ્નમાં રહેલો શુભગ્રહ જનારાઓનું શ્રેય કરેછે; અશુભ ગ્રહોનાં ત્યાં રહેવાથી[2] અશુભ થાયછે અને સ્થિરરાશિનું લગ્ન હોય તો વિકલ્પે શુભ ફળ થાયછે.[3] ॥ ૫ ॥

**स्थिरेशशीचरोदयेनचागमोरिपोर्यदा ॥**

**तदागमंरिपोर्वदेद्विपर्ययेविपर्ययम् ॥ ६ ॥**

(પ્રશ્ન વખતે) ચર રાશિનું લગ્ન હોય અને સ્થિરરાશિનો ચંદ્ર હોય ત્યારે શત્રુનું આગમન ન થયું હોય તો તે કહેવું;[4] એથી ઉલટું હોય તો ઉલટું કહેવું.[5] ॥ ૬ ॥

---

૧ એટલે કે પ્રશ્નલગ્નથી ચોથે ચતુષ્પાદ રાશિ (મેષ, સિંહ, ધનનો પાછળનો ભાગ અને વૃષભ એમાંની કોઈપણ રાશિ) રહેલ હોય ત્યારે.

૨ એટલે ચર રાશિનાં લગ્નમાં રહેવાથી.

૩ એટલે કે સ્થિરરાશિનું લગ્ન હોય ને તેની સાથે જે પાપગ્રહ રહેલો હોય તેનો સ્વામી અથવા તો તે તેની ઉચ્ચ મૂળ ત્રિકોણ, કે મિત્રની રાશિ હોય તો શુભ ફળ થાયછે ને તેમ નથી હોતું તો સર્વદા અશુભ ફળ થાયછે.

૪ એટલે કે જે શત્રુનું આવવું ન થવાનું હોય અર્થાત્ જેના તરફથી હલો આવવાની ધાસ્તી પણ ન હોય તેનું આવવું કહેવું.

૫ એટલે કે ચર રાશિનો ચંદ્ર હોય ને (પ્રશ્ન) લગ્ન સ્થિરરાશિનું આવેલ હોય તો તે વેળા જે શત્રુનું આવવું સંભળાતું હોય તે પણ આવશે નહિં એમ કહેવું.

स्थिरेतुलग्नमागतेद्विरात्मकेतुचंद्रमाः ॥
निवर्त्ततेरिपुस्तदासुदूरमागतोपिसन् ॥ ७ ॥

સ્થિર રાશિનું લગ્ન હોય ને ચંદ્ર દ્વિસ્વભાવ રાશિનો હોય તો પોતાના સ્થાનથી દૂર આવેલો શત્રુ પણ પાછો વળી જાયછે.

चरेशशीलग्नगतोद्विदेहःपथोर्द्धमागत्यनिवर्त्ततेरिपुः ॥
विपर्ययेचागमनंद्विधास्यात्पराजयःस्यादशुभेक्षितेतु ॥ ८ ॥

ચર રાશિનો ચંદ્ર હોય ને લગ્નમાં દ્વિસ્વભાવ રાશિ રહેલ હોય તો અર્ધે રસ્તે આવેલ શત્રુ પાછો વળી જાયછે; એથી વિપરીત હોય[1] તો બે પ્રકારનું ( શત્રુનું ) આવવું થાયછે,[2] તેમાં પણ તેને અશુભ ગ્રહ જોતા હોય તો ( પુછનારનો ) પરાજય થાયછે.

अर्कार्किज्ञसितानामेकोपिचरोदयेयदाभवति ॥
प्रवदेत्तदाशुगमनंवक्रगतैर्नेतिवक्तव्यम् ॥ ९ ॥

સૂર્ય, શનિ, બુધ અને શુક્ર એમાંનો કોઈપણ ચર રાશિનાં ( પ્રશ્ન ) લગ્નમાં રહેલ હોય તો ( શત્રુનું ) તરત જવાનું કહેવું; પરંતુ તે જો વક્ર ગતિના હોય તો[3] તેમ નહિં થાય એમ કહેવું.[4] ॥ ૯ ॥

स्थिरोदयेजीवशनैश्चरेक्षितेगमागमौनैववदेत्तुपृच्छतः ॥
त्रिपंचषष्ठारिपुसंगमायपापाश्चतुर्थाविनिवर्त्तनाय ॥ १० ॥

સ્થિર રાશિનાં ( પ્રશ્ન ) લગ્નને શનિ અને ગુરૂ જોતા હોય તો પુછનારના ( શત્રુઓનું ) જવું આવવું કહેવું નહિં; પરંતુ ( એજ સ્થિતિના લગ્ન વખતે ) ત્રીજે પાંચમે ને છઠે ભાવે પાપગ્રહ પડેલા હોય તો શત્રુનું આવવું થાયછે તેમાં પણ પાપગ્રહો ચોથે પડેલા હોય તો શત્રુ પાછો વળી જાયછે. ॥૧૦॥

---

૧ એટલે કે ચર રાશિનું ( પ્રશ્ન ) લગ્ન હોય ને દ્વિસ્વભાવ રાશિમાં ચંદ્ર રહેલો હોય તો.

૨ શત્રુનું આવવું અને પોતાનો પરાજય થાયછે.

૩ જે ગ્રહ આગળ વધવાને બદલે પાછળ હઠતો જણાય તે વક્ર ગતિનો ગ્રહ કહેવાય છે. એ વિષે પંચાંગમાં લખવામાં આવે છે કે અમુક ગ્રહ અમુક દિવસે વક્રી થયો. પ્રશ્ન વખતે ફલાદેશ કરનારે જરૂર પડે તો તેમાંથી જોઈ લેવો.

૪ એટલે કે ચડી આવેલો શત્રુ પાછો નહિ જાય એમ કહેવું.

नागच्छतिपरचक्रंयदार्कचंद्रौचतुर्थभवनस्थौ ॥

बुधगुरुशुक्राहिबुकेयदातदाशीघ्रमायाति ॥ ११ ॥

જ્યારે સૂર્ય અને ચંદ્ર ( પ્રશ્ન ) લગ્નથી ચોથે પડેલા હોય ત્યારે શત્રુના સમૂહનું આવવું થતું નથી, પરંતુ બુધ ગુરૂ અને શુક્ર ચોથે ભાવે રહેલા હોય તો તેનું આવવું તરત થાયછે. ॥ ૧૧ ॥

मेषधनुःसिंहवृषायद्युदयस्थाभवंतिहिबुकेवा ॥

शत्रुर्निवर्त्ततितदाग्रहसहितावावियुक्तावा ॥ १२ ॥

મેષ, ધન, સિંહ અને વૃષભ (એમાંની કોઈપણ) રાશિ લગ્ન કે ચોથે ભાવે ગ્રહસહિત કે ગ્રહવિના રહેલ હોય તો શત્રુ પાછો વળી જાયછે. ॥ ૧૨ ॥

स्थिरराशौयद्युदयेशनिर्गुरुर्वास्थितस्तदाशत्रुः ॥

उदयेरविर्गुरुर्वाचरराशौस्यात्तदागमनम् ॥ १३ ॥

સ્થિર રાશિનાં ( પ્રશ્ન ) લગ્નમાં ગુરૂ અથવા શનિ રહેલ હોય તો આવતો શત્રુ ત્યાંનો ત્યાંજ થોભી રહેછે; ( પ્રશ્ન ) લગ્નમાં ચર રાશિના સૂર્ય કે ગુરૂ રહેલ હોય ત્યારે શત્રુનું આવવું થાયછે. ॥ ૧૩ ॥

ग्रहःसर्वोत्तमबलोलग्नाद्यस्मिन्गृहेस्थितः ॥

मासैस्तत्तुल्यसंख्याकैर्निवृत्तियातुरादिशेत् ॥ १४ ॥

સર્વોત્તમ બળી ગ્રહ ( પ્રશ્ન ) લગ્નથી જેટલામે ભાવે પડેલો હોય તેટલા માસે જનારનું પાછું આવવાનું કહેવું. ॥ ૧૪ ॥

चरांशस्थेग्रहेतस्मिन्कालमेवंविनिर्दिशेत् ॥

द्विगुणंस्थिरभागस्थेत्रिगुणंद्व्यात्मकांशके ॥ १५ ॥

ગ્રહ ચર રાશિના નવાંશમાં રહેલો હોય તો એ પ્રમાણે ( પાછા વળી આવવાનો ) કાળ કહેવો, સ્થિર રાશિમાં ગ્રહ હોય તો તે કાળથી બમણો અને દ્વિસ્વભાવ રાશિમાં રહેલ હોય તો ત્રિગુણિત કાળ કહેવો. ॥ ૧૫ ॥

यातुर्विलग्नाज्जामित्रभवनाधिपतेर्यदा ॥

करोतिवक्रमावृत्तेःकालंतंब्रुवतेऽपरे ॥ १६ ॥

બીજાઓ[1] (પ્રશ્ન) લગ્નથી સાતમા ભાવનો સ્વામી જે વખતે વક્રી થાય તે વખતને જનારનો યાત્રામાંથી પાછા આવવાનો કાળ કહેછે. ॥ ૧૬ ॥

**उदयर्क्षाच्चंद्रर्क्षंभवतिचयावद्दिनानितावद्भिः ॥**
**आगमनंस्याच्छत्रोर्यदिमध्येनग्रहःकश्चित् ॥ १७ ॥**

(પ્રશ્ન) લગ્નની રાશિથી ચંદ્રની રાશિ (જેટલી દૂર હોય તે) તુલ્ય દિવસે તેમની વચ્ચે કોઈ ગ્રહ ન હોય તો શત્રુઓનું આવવું થાયછે. ॥ ૧૭ ॥

**इतिश्रीव०पृथु०विर०षट्पं०गमागमाध्यायो द्वितीयः ॥ २ ॥**

---

## પ્રકરણ ૩ જું.

### જયપરાજયસંબંધી.

**दशमोदयसप्तमगाःसौम्यानगराधिपस्यविजयकराः ॥**
**आरार्कीज्ञगुरुसिताःप्रभंगदौविजयदानवमे ॥ १ ॥**

(પ્રશ્ન સમયે) દશમા પહેલા અને સાતમા ભાવમાં પડેલા સૌમ્યગ્રહો રાજાને વિજય દેનાર થાય છે; નવમા ભાવમાં રહેલા મંગળ અને શનિ (શત્રુઓને) નશાડનાર થાય છે અને બુધ ગુરૂ ને શુક્ર વિજય દેનાર થાય છે. ॥ ૧ ॥

**पौरास्तृतीयभवनाद्धर्माद्यायायिनःशुभैःशुभदाः ॥**
**व्ययदशमायेपापाःपुरस्यनेष्टाःशुभायातुः ॥ २ ॥**

ત્રીજા ભાવથી (છ રાશિને) પૌર અને નવમા ભાવથી (છ રાશિને) યાયિન (કહેછે) (એ રાશિઓ) શુભગ્રહના સંબંધથી શુભફલ દેનાર થાય છે. (પ્રશ્નલગ્નથી) બારમા દશમા અને અગિઆરમા ભાવમાં રહેલા પાપગ્રહો પુરને નેષ્ટ ફળકર્તા અને જનારને શુભ ફળકર્તા થાય છે. ॥ ૨ ॥

**नृराशिसंस्थाह्युदयेशुभाःस्युर्व्ययायसंस्थाश्चयदाभवंति ॥**
**तदाशुसंधिंप्रवदेन्नृपाणांपापैर्द्विदेहोपगतैर्विरोधम् ॥ ३ ॥**

---

[1] કૃષ્ણવિગેરે આચાર્યો.

પુરૂષ રાશિનાં (પ્રશ્ન) લગ્નમાં શુભ ગ્રહ રહેલા હોય અથવા બારમા કે અગિઆરમા ભાવમાં રહેલા હોય તો રાજાઓની તરતજ સંધિ થાય છે; પાપગ્રહો દ્વિસ્વભાવ રાશિમાં રહેલા હોય તો વિરોધ થાય છે. ॥૩॥

केंद्रोपगताःसौम्याःसौम्यैर्दृष्टानृलग्नगाःप्रीतिं ॥
कुर्वंतिपापदृष्टाःपापास्तेष्वेवविपरीतम् ॥ ४ ॥

સૌમ્ય ગ્રહ કેન્દ્રમાં[1] પડેલા હોય અથવા તો પુરૂપ રાશિમાં રહેલા હોય ને તેને સૌમ્ય ગ્રહ દેખતા હોય તો તેઓ સંધિ કરે છે. તેજ સ્થાનકમાં રહેલા પાપગ્રહો પાપગ્રહથી જોવાતા હોય તો તેથી વિપરિત એટલે વિરોધ કરે છે.॥ ૪ ॥

द्वितीयेवातृतीयेवागुरुशुक्रौयदातदा ॥
आश्वेवागच्छतेसेनाप्रवासीचनसंशयः ॥ ५ ॥

(પ્રશ્નલગ્નથી) બીજા કે ત્રીજા ભાવમાં ગુરૂ અને શુક્ર પડેલા હોય તો લશ્કર અને પ્રવાસી નિઃસંશય જલદીથી આવે છે. ॥ ૫ ॥

इतिश्रीव॰पृथुय॰विरचितायांषट्पंचाशिकायां
तृतीयोऽध्यायः ॥ ३ ॥

---

## પ્રકરણ ૪ થું.

### શુભાશુભ જ્ઞાનસંબંધી.

केंद्रत्रिकोणेषुशुभस्थितेषुपापेषुकेंद्राष्टमवर्जितेषु ॥
सर्वार्थसिद्धिंप्रवदेन्नराणांविपर्ययस्थेषुविपर्ययःस्यात् ॥ १ ॥

કેન્દ્રસ્થાનમાં અને નવમા અને પાંચમા ભાવમાં શુભગ્રહ રહેલા હોય અને પાપગ્રહો કેન્દ્ર અને આઠમા ભાવ શિવાયના ભાવમાં રહેલા હોય તો

---

૧ પહેલા, ચોથા, સાતમા અને દશમા ભાવને કેન્દ્ર કહે છે.

મનુષ્યોનાં સર્વ અર્થની સિદ્ધિ થશે એમ કહેવું. એજ ગ્રહો વિપરીત રીતે રહેલા હોય તો વિપરીત ફળ કહેવું.[1] ॥ ૧ ॥

त्रिपंचलाभास्तमयेषुसौम्यालाभप्रदानेष्टफलाश्चपापाः ॥
तुलाथकन्यामिथुनंघटश्चनृराशयस्तेषुशुभंवदंति ॥ २ ॥

ત્રીજા પાંચમા અગિઆરમા અને સાતમા ભાવમાં રહેલા શુભગ્રહો લાભ આપનાર અને પાપગ્રહો અશુભ ફળ આપનાર થાય છે. તુલ, કન્યા, મિથુન, કુંભ એ પુરૂષ રાશિનાં લગ્નમાં શુભગ્રહ રહેલા હોય તો સારૂં ફળ થાય એમ મુનીઓ કહે છે. ॥ ૨ ॥

स्थानप्रदादशमसप्तमगाश्चसौम्यामानार्थदाःस्वसुतलग्नगताभवंति ॥
पापाव्ययायसहितानशुभप्रदाःस्युर्लग्नेशशीनशुभदोदशमेशुभश्च ॥३॥

(પ્રશ્ન) લગ્નથી દશમા અને સાતમા ભાવમાં રહેલા શુભગ્રહો સ્થાન અપાવે છે, અને બીજે પાંચમે અને પહેલે ભાવે ગયેલા શુભગ્રહો માન અને પૈસો આપે છે. પાપગ્રહો અગીઆરમે અથવા તો બારમે રહેલા હોય તો તે સારૂં ફળ આપતા નથી. લગ્નમાં પડેલો ચંદ્ર સારૂં ફળ આપતો નથી, અને દશમે રહેલો હોય તો તે સારૂં ફળ આપે છે. ॥ ૩ ॥

इंदुंद्विसप्तदशमायरिपुत्रिसंस्थंपश्येद्गुरुःशुभफलंप्रमदाकृतंस्यात् ॥
लग्नत्रिधर्मसुतनैधनगाश्चपापाःकार्यार्थनाशभयदाःशुभदाःशुभाश्च ४

(પ્રશ્નલગ્નથી) બીજા, સાતમા, દશમા, અગીઆરમા, છઠ્ઠા અને ત્રીજા ભાવમાં રહેલા ચંદ્રને ગુરૂ જોતો હોય તો સ્ત્રીકૃત શુભફળ થાય છે. લગ્ને, ત્રીજે, નવમે, પાંચમે, આઠમે પાપગ્રહો રહેલા હોય તો કાર્યનો નાશ થાય છે, અને ભય પેદા થાય છે. શુભગ્રહ જો એ સ્થાનમાં રહેલા હોય તો સારૂં ફળ થાય છે. ॥ ૪ ॥

शुभग्रहाःसौम्यनिरीक्षिताश्चविलग्नसप्ताष्टमपंचमस्थाः ॥
त्रिषट्दशायेचनिशाकरःस्याच्छुभंवदेद्रोगनिपीडितानाम् ॥ ५ ॥

(પ્રશ્નલગ્નથી) શુભગ્રહ શુભગ્રહની દૃષ્ટીવાળા થઈ પહેલે, સાતમે,

૧ એટલે શુભ ગ્રહો કેન્દ્ર તથા નવમા પાંચમા ભાવ શિવાયના ભાવમાં રહેલા હોય ને ક્રૂર ગ્રહો કેન્દ્રમાં તથા આઠમે ભાવે રહેલ હોય તો મનુષ્યના સર્વ અર્થનો નાશ થાય છે.

આઠમે અથવા પાંચમે ભાવે રહેલા હોય અને ત્રીજે છઠ્ઠે અથવા અગિઆરમે ભાવે ચંદ્ર રહેલો હોય તો રોગથી પીડાતા મનુષ્યને શુભ ફળ થશે એમ કહેવું. ॥ ૫ ॥

**इतिश्रीवराहमिहिरात्मजपृथुयशोविर०षट्पंचाशिकायांचतुर्थोध्यायः ॥ ४ ॥**

---

## પ્રકરણ ૫ મું.

### પ્રવાસવિષે.

**दूरगतस्यागमनंसुतधनसहजस्थितैर्ग्रहैर्लग्नात् ॥**
**सौम्यैर्नष्टप्राप्तिर्लब्ध्वागमनंगुरुसिताभ्याम् ॥ १ ॥**

( પ્રશ્ન ) લગ્નથી પાંચમે બીજે અને ત્રીજે ભાવે રહેલ ગ્રહ ઉપરથી દૂર દેશાવર ગયેલ મનુષ્યનું આગમન કહેવું. એજ સ્થાનોમાં જો સૌમ્ય ગ્રહ રહેલા હોય તો ખોવાયેલી વસ્તુ અથવા તો ખોવાએલા મનુષ્યની પ્રાપ્તી કહેવી. અને ગુરૂ અને શુક્ર એજ સ્થાનોમાં રહેલા હોય તો પ્રવાસીનું થોડાજ કાળમાં આવવું થાય છે. ॥ ૧ ॥

**जामित्रेत्वथवाषष्ठेग्रहःकेंद्रेथवाक्पतिः ॥**
**प्रोषितागमनंविद्यात्त्रिकोणेज्ञेसितेपिवा ॥ २ ॥**

(પ્રશ્ન) લગ્નથી સાતમે અથવા છઠ્ઠે કોઈ પણ ગ્રહ રહેલો હોય અને કેંદ્રમાં ગુરૂ રહેલો હોય તો અથવા નવમા અથવા પાંચમા ભાવમાં, બુધ અને શુક્ર રહેલા હોય તો પ્રદેશ ગયેલાનું આગમન જાણવું. ॥ ૨ ॥

**अष्टमस्थेनिशानाथेकंटकैःपापवर्जितैः ॥**
**प्रवासीसुखमायातिसौम्यैर्लाभसमन्वितः ॥ ३ ॥**

( પ્રશ્નલગ્નથી ) આઠમા ભાવમાં ચંદ્ર રહેલો હોય, કેંદ્રો પાપગ્રહ

વિનાના હોય અને શુભ ગ્રહો કેંદ્રમાં રહેલા હોય તો પ્રવાસી લાભસહીત સુખથી પાછો આવે છે. ॥ ૩ ॥

**पृष्ठोदयेपापनिरीक्षितेवापापास्तृतीयेरिपुकेंद्रगेवा ॥**
**सौम्यैरदृष्टावधवंधदाःस्युर्नष्टाविनष्टामुषिताश्चवाच्याः ॥ ४ ॥**

[1]પૃષ્ટોદય રાશીનાં લગ્નને ક્રૂર ગ્રહો જોતા હોય તો પ્રવાસીનું તાડન વધ અથવા તો બંધન થયેલું છે; પાપગ્રહો ત્રીજા ભાવમાં પડેલા હોય અને સૌમ્ય ગ્રહની તેનાપર દૃષ્ટી ન હોય તો પ્રવાસી પોતાના સ્થાનમાંથી બીજે સ્થાને જતો રહ્યો હોય છે; પાપગ્રહો છઠ્ઠા ભાવમાં રહેલા હોય અને તેનાપર સૌમ્ય ગ્રહની દૃષ્ટી ન હોય તો પ્રવાસી ચોરોથી લુંટાએલો હોય છે; અને કેંદ્રમાં રહેલા પાપગ્રહો સૌમ્ય ગ્રહથી ન જોવાતા હોય તો પ્રવાસીનો વધ તાડન અથવા બંધન થયેલું છે એમ કહેવું.॥ ૪ ॥

**ग्रहोविलग्नाद्यतमेगृहेतुतेनाहताद्वादशराशयःस्युः ॥**
**तावद्दिनान्यागमनस्यविद्यान्निवर्त्तनंवक्रगतैर्ग्रहैस्तु ॥ ५ ॥**

( પ્રશ્ન ) લગ્નથી ગ્રહ જેટલામી રાશીમાં પડેલો હોય તેને બારથી ગુણવાથી રાશી થાય છે. એ રાશીતુલ્ય દિવસે પ્રવાસીનું આવવું જાણવું. વક્રગતીના ગ્રહ હોય તો તેટલા દિવસે ( જનાર ) પાછો વળી આવશે એમ કહેવું. ॥ ૫ ॥

**इतिश्रीवरा० पृथु० षट्पंचाशिकायां**
**पंचमोध्यायःसमाप्तः ॥ ५ ॥**

---

## પ્રકરણ ૬ ઠું.

### નષ્ટપ્રાપ્તિ.

#### ગયેલી વસ્તુ મળવાવિષે.

**स्थिरोदयेस्थिरांशेवावर्गोत्तमगतेपिवा ॥**
**स्थितंतत्रैवतद्रव्यंस्वकीयेनैवचोरितम् ॥ १ ॥**

---

[1] ભુઓ નોટ ૩ પાના ૩ માં.

સ્થિર રાશિનું[1] વા સ્થિર રાશિના નવાંશનું કે વર્ગોત્તમી[2] (પ્રશ્ન) લગ્ન હોય તો કોઈ પોતાના (જનથી) ચોરાયલું ધન ત્યાંનું ત્યાંજ પડેલું હોય છે. ॥ १ ॥

**आदिमध्यावसानेषुद्रेष्काणेषुविलग्नतः ॥**
**द्वारदेशेतथामध्येगृहांतेचवदेद्धनम् ॥ २ ॥**

(પ્રશ્ન) લગ્ન પહેલા, વચ્ચેના અને છેલા દૃષ્કાણમાં[3] રહેલું હોય તો (ચોરાયલું વા ખોવાયલું) ધન ક્રમે બારણામાં, ઘરના મધ્યભાગમાં અને ઘરના અન્ત્ય ભાગમાં (રહેલું) છે એમ કહેવું.[4] ॥ २ ॥

**पूर्णःशशीलग्नगतःशुभोवाशीर्षोदयेसौम्यनिरीक्षितश्च ॥**
**नष्टस्यलाभंकुरुतेतदाशुलाभोपयातोबलवान्शुभश्च ॥ ३ ॥**

પૂર્ણકળાનો ચંદ્ર (પ્રશ્ન) લગ્નમાં રહેલો હોય અથવા શીર્ષોદય રાશિનાં (પ્રશ્ન) લગ્નમાં શુભ ગ્રહથી જોવા તો કોઈ શુભ ગ્રહ રહેલો હોય અથવા બળવાન શુભ ગ્રહ અગિઆરમા ભાવમાં રહેલો હોય તો તે નષ્ટ ધનનો તરત લાભ કરાવે છે. ॥ ३ ॥

**दिग्वाच्यार्केद्रगतैरसंभवेवावदेद्विलग्नर्क्षात् ॥**
**मध्याच्च्युतैर्विलग्नान्नवांशकैर्योजनावाच्या ॥ ४ ॥**

(ખોવાયલી વસ્તુ ક્યાં રહેલ છે તેની) દિશી (પ્રશ્નકુંડલીમાં) કેન્દ્રમાં

---

१. વૃષ, સિંહ, વૃશ્ચિક અને કુંભ એ સ્થિર રાશિઓ કહેવાય છે.

२. મેષ, કર્ક, મકર અને તુલનો પહેલો નવાંશ, વૃષભ, સિંહ, વૃશ્ચિક અને કુંભ એમનો પાંચમો અને મિથુન, કન્યા, ધન અને મીન રાશિનો અન્ત્ય નવાંશ વર્ગોત્તમી નવાંશ અથવા અંશ કહેવાય છે. જેમકે મેષ લગ્ન ૩ અંશે છે તો તે વર્ગોત્તમી લગ્ન કહેવાય. તેમજ ૫।૨૯।૦।૦ નું લગ્ન પણ કન્યા રાશિનાં છેલાં નવાંશમાં હોવાથી વર્ગોત્તમી કહેવાય.

૩. લગ્નના ત્રીજા ભાગને દૃષ્કાણ કહે છે.

૪. એટલે કે લગ્નના પહેલા દૃષ્કાણમાં ધન ઘરના બારના ભાગમાં, બીજા દૃષ્કાણમાં એટલે લગ્ન દશ અંશથી વધારે ને વીશ અંશથી વધારે હોય તો ઘરના મધ્યભાગમાં ને ત્રીજા દૃષ્કાણમાં ઘરના અન્ત્ય ભાગમાં રહેલું છે એમ કહેવું.

પડેલા ગ્રહપરથી ને[1] ગ્રહનો સંભવ ન હોય તો લગ્નની રાશિપરથી કહેવી.[2] ને (તે ધન ખોવાયાની જગોથી કેટલું દૂર ગયું છે તેના) યોજન (પ્રશ્ન) લગ્નના પાંચમા નવાંશથી તે વખતનો નવાંશ જેટલોમો ગણત્રી કરતાં આવતો હોય તેટલા કહેવા. ॥ ૪ ॥

इतिश्रीवरा० पृथु०विरचितायांषट्पंचाशिका-
यांनष्टप्राप्त्यध्यायःषष्ठःसमाप्तः ॥ ६ ॥

---

## પ્રકરણ ૭ મું.

### મિશ્રિકાધ્યાય.

विषमस्थितेर्केपुत्रेसुतस्यजन्मान्यथांगनायाश्च ॥
लभ्यावरस्यनारीसमस्थितेतोन्यथावामम् ॥ १ ॥

(પ્રશ્ન) લગ્નથી એકી ભાવમાં શનિ રહેલો હોય તો (પુછનારને) છોકરાનો જન્મ અને તેમ ન હોય તો છોકરીનો જન્મ છે (એમ કહેવું), શનિ સમ રાશિમાં રહેલો હોય તો કન્યા મળે છે ને ન રહેલો હોય તો મળતી નથી. ॥ ૧ ॥

गुरुरविसौम्यैर्दृष्टस्त्रिसुतमदायारिगःशशीलग्नात्
भवतिचविवाहकर्त्तात्रिकोणकेंद्रेषुवासौम्याः ॥ २ ॥

---

૧. કેન્દ્રમાં પડેલા ગ્રહ એકથી વધારે હોય તો તેમાંથી જે બળવાન હોય તેની દિશિ કહેવી. ગ્રહની દિશા નીચે પ્રમાણે છે.

સૂર્યની પૂર્વ દિશા, ચંદ્રનો વાયવ્ય કોણ, મંગલની દક્ષિણ દિશા, બુધની ઉત્તર દિશા, ગુરૂનો ઈશાન કોણ, શુક્રનો અગ્નિ કોણ, શનિની પશ્ચિમ દિશા અને રાહુનો નૈરૂત્ય કોણ છે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૨. | મેષ, | સિંહ અને ધનની | પૂર્વ | દિશા | છે. |
| | વૃષભ, | કન્યા અને મકરની | દક્ષિણ | ,, | ,, |
| | મિથુન, | તુલ અને કુંભની | પશ્ચિમ | ,, | ,, |
| | કર્ક, | વૃશ્ચિક અને મીનની | ઉત્તર | ,, | ,, |

લગ્નથી ત્રીજા, સાતમા, પાંચમા, અગિઆરમા અને છઠ્ઠા ભાવમાં પડેલો ગુરૂ, સૂર્ય અને બુધથી જોવાતો ચંદ્ર અથવા કેન્દ્ર, નવમા વા પાંચમા ભાવમાં રહેલા શુભ ગ્રહો (પુછનારનો) વિવાહ કરાવે છે. ॥ ૨ ॥

**चंद्रार्कयोःसप्तमगौसितार्कीसुखेष्टमेवापितथाविलग्नात् ॥**
**द्वितीयदुश्चिक्यगतौतथाचवर्षासुवृष्टिंप्रवदेन्नराणाम् ॥ ३ ॥**

ચંદ્ર અને સૂર્યથી સાતમા ભાવમાં અથવા ચોથા વા આઠમા ભાવમાં શનિ અને શુક્ર રહેલા હોય અથવા લગ્નથી બીજે વા ત્રીજે ભાવે રહેલા હોય તો મનુષ્યોને વર્ષાઋતુમાં સારી વૃષ્ટિ પડશે એમ કહેવું. ॥ ૩ ॥

**सौम्याजलराशिस्थास्तृतीयधनकेंद्रगाःसितेपक्षे ॥**
**चंद्रेवाप्युदयगतेजलराशिस्थेवदेद्वर्षम् ॥ ४ ॥**

શુક્લપક્ષમાં શુભગ્રહ જળરાશિમાં[1] બીજા, ત્રીજા ભાવ અને કેન્દ્રમાં રહેલા હોય અથવા ચંદ્ર તે જળરાશિમાં રહેલ હોય તો (વર્ષાઋતુમાં પુછનારને) વર્ષણ (થશે એમ) કહેવું. ॥ ૪ ॥

**पुंवर्गेलग्नगतेपुंग्रहदृष्टेबलान्वितेपुरुषः ॥**
**युग्मेस्त्रीग्रहदृष्टेस्त्रीबुधयुक्तेतुगर्भयुता ॥ ५ ॥**

પુરૂષરાશિનું બળવાન લગ્ન હોય અને તેને પુરૂષગ્રહ[2] દેખતો હોય તો પુરૂષ જન્મે છે; અને સ્ત્રીરાશિનું લગ્ન હોય ને તેને સ્ત્રીગ્રહ[3] જોતા હોય તો કન્યાનો પ્રસવ થાયછે. (સામાન્ય પ્રશ્ન) લગ્નમાં બુધ રહેલ હોય તો હજી ગર્ભયુક્ત છે, (એટલે જેના વિષે પ્રશ્ન કરવામાં આવે છે તેને પ્રસવ થયો નથી) એમ કહેવું. ॥ ૫ ॥

**कुमारिकांबालशशीबुधश्चवृद्धांशनिःसूर्यगुरूप्रसूताम् ॥**
**स्त्रींकर्कशांभौमसितौविधत्तएवंवयःस्यात्पुरुषेषुचैवम् ॥ ६ ॥**

---

૧ કર્ક, મીન, મકર અને કુંભ એ જળરાશિઓ છે.

૨ સૂર્ય, ગુરૂ અને મંગળ પુરૂષગ્રહ કહેવાય છે.

૩ ચંદ્ર અને શુક્ર સ્ત્રીગ્રહ કહેવાય છે. બાકીના નપુંસકગ્રહ કહેવાય છે.

બાળચંદ્ર[1] અને બુધ (લગ્ને રહેલા હોય વા તેને જોતા હોય તો) કુમારિકા,[2] શનિ વૃદ્ધાવસ્થાની સ્ત્રી, સૂર્ય અને ગુરૂ સુવાસણી સ્ત્રી અને મંગળ અને શુક્ર કર્કશા સ્ત્રી (સંબંધી વિચારો પુછનારનાં મનમાં ઉત્પન્ન) કરેછે. એ પ્રમાણે શરીરની અવસ્થા થાયછે; પુરૂષોના સંબંધમાં પણ એજ પ્રમાણે જાણવું.॥૬॥

आत्मसमंलग्नगतैर्भ्रातासहजस्थितैःसुतःसुतगैः ॥
मातावाभगिनीवाचतुर्थगैःशत्रुगैःशत्रुः ॥ ७ ॥
भार्यासप्तमसंस्थैर्नवमेधर्माश्रितोगुरुर्दशमे ॥
स्वांशपतिर्मित्रशत्रुपुतथैववाच्यंवलयुतेपु ॥ ८ ॥

લગ્નમાં પડેલા ગ્રહપરથી પોતાના પુરૂપની, ત્રીજે પડેલા ગ્રહ પરથી ભાઈની, પાંચમા ભાવમાં પડેલા ગ્રહપરથી છોકરાની; ચોથે પડેલા ગ્રહપરથી માતા અથવા બેનની, છઠે પડેલા ગ્રહપરથી શત્રુની, સાતમે પડેલા ગ્રહપરથી સ્ત્રીની, નવમે પડેલા ગ્રહપરથી ધર્મસંબંધની અને દશમે પડેલા ગ્રહપરથી ગુરૂની ચિંતા (પૂછનારના મનમાં હોય) છે. લગ્નના નવાંશનો સ્વામી એ પ્રમાણે મિત્ર કે શત્રુની રાશિમાં પડેલ હોય તેનાપરથી અથવા એની સાથે કોઈ બીજો ગ્રહ રહેલો હોય તો તેમાંથી જે બળવાન હોય તેનાપરથી ચિંતા કહેવી. ॥ ૭ ॥ ૮ ॥

चरलग्नेचरभागेमध्याद्भ्रष्टेप्रवासचिंतास्यात् ॥
भ्रष्टःसप्तमभवनात्पुनर्निवृत्तोयदिनवक्री ॥ ९ ॥

ચર રાશિનું અને ચર રાશિના નવાંશનું લગ્ન (પાંચમા નવાંશથી) મધ્ય નવાંશથી ભ્રષ્ટ થયેલું હોય તો (પૂછનારનાં મનમાં) પ્રવાસીની ચિંતા હોય છે. સાતમા ભાવમાંથી ભ્રષ્ટ થયેલો ગ્રહ વક્રી ન થયો હોય તો પ્રવાસીના પ્રવાસમાંથી પાછા વળી આવવા સંબંધની (પૂછનારને) ચિંતા હોયછે.॥૯॥

अस्तेरविसितवक्रैःपरजायांस्वांगुरौबुधेवेश्याम् ॥
चंद्रेचवयःशशिवत्प्रवदेत्सौरेंत्यजातीनाम् ॥ १० ॥

---

૧ શુકલ પ્રતિપદ્થી તે દશમી સૂધીનો ચંદ્ર બાળચંદ્ર કહેવાય છે, શુકલ એકાદશીથી તે કૃષ્ણ પંચમી સૂધીનો ચંદ્ર યુવાન ચંદ્ર કહેવાય છે અને કૃષ્ણ છઠ પછી તે અમાસ સૂધીનો ચંદ્ર વૃદ્ધ ચંદ્ર કહેવાય છે.

૨ ચંદ્ર યુવાન હોય તો યુવાન સ્ત્રી અને વૃદ્ધ હોય તો વૃદ્ધ સ્ત્રીવિષેના વિચારો પૂછનારનાં મનમાં ઉત્પન્ન કરેછે.

રવિ, શુક્ર અને મંગળ હોય તો પરસ્ત્રી, ગુરૂ હોય તો પોતાની સ્ત્રી, બુધ હોય તો વેશ્યા, ચંદ્ર હોય તો સાધારણ સ્ત્રી અને શનિ હોય તો નીચ જાતની સ્ત્રી ( સાથે પૂછનારનો યોગ થયેલો ) હોય છે; એ સ્ત્રીઓની અવસ્થા ચંદ્રની અવસ્થાના પ્રમાણમાં કહેવી. ॥ ૧૦ ॥

**मंदःपापसमेतोलग्नान्नवमेशुभैरयुतदृष्टः ॥**
**रोगार्त्तःपरदेशेचाष्टमगोमृत्युकरएव ॥ ११ ॥**

પાપગ્રહયુક્ત શનિ લગ્નથી નવમાં ભાવમાં શુભ ગ્રહના યોગ અને દૃષ્ટિવિનાનો હોય તો ( પૂછનારને કહેવું કે જે માણસ વિષે તમે પ્રશ્ન કરોછો તે ) પરદેશમાં રોગથી પીડાય છે અને તે શનિ આઠમે પડેલો હોય તો તે ત્યાં ગુજરી ગયેલો છે એમ કહેવું. ॥ ૧૧ ॥

**सौम्ययुतोर्कःसौम्यैःसंदृष्टश्चाष्टमर्क्षसंस्थश्च ॥**
**तस्माद्देशादन्यंगतःसवाच्यःपितातस्य ॥ १२ ॥**

શુભ ગ્રહયુક્ત સૂર્ય શુભ ગ્રહની દૃષ્ટિવાળો હોય તો તે પૂછનારનો બાપ તે દેશમાંથી બીજા દેશમાં ગયેલો છે એમ કહેવું. ॥ ૧૨ ॥

**अंशकात्ज्ञायतेद्रव्यंद्रेष्काणैस्तस्कराःस्मृताः ॥**
**राशिभ्यःकालदिग्देशावयोज्ञातिश्चलग्नपात् ॥ १३ ॥**

( ખોવાયલાં ) દ્રવ્ય ( ની જાત, પ્રમાણ રંગ રૂપ વિગેરે ) લગ્નના નવાંશપરથી જણાય છે;[1] દ્રેષ્કાણપરથી ચોરનાર શખ્સના શરીરનું વર્ણન જણાય છે,[2] રાશિપરથી કાળ, દિશા અને દેશ અને લગ્નના સ્વામીપરથી ચોરનારની વય[3] અને જ્ઞાતિ[4] જણાય છે. ॥ ૧૪ ॥

**इतिवरा०पृथुयशोविरचिताषट्पंचाशिकासमाप्ता ॥**

---

૧ બાર રાશિઓની સંજ્ઞા બૃહજ્જાતકના રાશિ શીલાધ્યાયમાં આપેલ છે તે વાંચેથી બરાબર સમજી શકાશે.

૨ દ્રેષ્કાણોનું સ્વરૂપ બૃહજ્જાતકના અધ્યાયમાં આપવામાં આવ્યું છે. વાંચનારે તે ગ્રંથનું અમારૂં કરેલું ભાષાંતર જોવું.

૩ ચંદ્ર શિશુ, મંગળ ચાર વર્ષનો, બુધ બાર વર્ષનો, શુક્ર જુવાન, ગુરૂ આધેડ અવસ્થાનો, સૂર્ય સીતેર વર્ષનો ને શનિ એંશી વર્ષનો છે.

૪ શુક્ર અને ગુરૂ બ્રાહ્મણ છે, ચંદ્ર વૈશ્ય છે, સૂર્ય ને મંગળ ક્ષત્રી છે, બુધ શૂદ્ર છે ને શનિ વર્ણશંકર છે.

# લઘુસાયન ગ્રહસાધન.

## પ્રકરણ ૧ લું.

### વ્યાખ્યાઓ.

૧. જે વૃત્તમાં ગ્રહ ફરતા આપણને માલૂમ પડે છે તે વૃત્તને તે ગ્રહની **કક્ષા** કહેછે. એ કક્ષાઓ જે મંડળમાં રહેલ છે તેને સૂર્યમંડળ કહે છે. એ સૂર્યમંડળનું તેમજ સર્વે ગ્રહની કક્ષાનું કેન્દ્રસ્થાન સૂર્ય છે.

૨. ગ્રહ સૂર્યની આસપાસ પોતાની નિયત ગતિથી પૂર્વથી પશ્ચિમ દિશાના ક્રમે ફર્યા કરે છે. ને ઉપગ્રહ પોતાના ગ્રહની આસપાસ તેની ગતિ અને માર્ગમાં ફરે છે.

૩. બુધ, શુક્ર, પૃથ્વી, મંગળ, ગુરૂ અને શનિ નેપ્ચ્યુન અને યુરેનસ એ મુખ્ય ગ્રહ છે. આપણાં જુનાં ખગોલ શાસ્ત્રમાં પૃથ્વીને સ્થલે સૂર્ય ગ્રહ માનેલ છે. ને તે અને બીજા ગ્રહાદિક પૃથ્વીની આસપાસ પોતાની ગતિથી પ્રદક્ષિણા કરે છે એવું કહેલું છે.

૪. પૃથ્વીનો ઉપગ્રહ ચંદ્ર છે. આ ચંદ્રને આપણા મહર્ષિઓ ગ્રહ ગણેછે.

૫. ઉત્તર અને દક્ષિણ ધ્રુવને સાંધનારા સૂત્રને સમ ભાગે દુભાગતાં લંબરૂપે પડતાં સૂત્રને વિષુવવૃત્ત કહે છે. વિષુવવૃત્તથી આસરે ૨૩ાા અંશનો ખૂણો કરતું જે વૃત્ત પડે છે તેને ક્રાંતિવૃત્ત કહે છે. આ ક્રાંતિવૃત્ત એ સૂર્યની આસપાસ પૃથ્વીનો ફરવાનો માર્ગ છે.

૬. કોઈ પણ ગ્રહની કક્ષા આ ક્રાંતિવૃત્ત સાથે સાત અંશથી વધારે ખૂણો કરતી નથી. અર્થાત કોઈ પણ ગ્રહ ક્રાંતિવૃત્તથી સાત અંશ દૂર ગયો જણાતો નથી.

૭. ક્રાંતિવૃત્ત અને ગ્રહકક્ષા જે સ્થળે પરસ્પરને છેદતી હોય તે સ્થળ તે ગ્રહનું સંપાત સ્થાન કહેવાય છે. ચંદ્રની કક્ષા ક્રાંતિવૃત્તને જે સ્થળે છેદે છે તે સ્થળને ચંદ્રપાત અથવા રાહુ કરીને કહે છે.

૮. ગ્રહનું પોતાની કક્ષામાં સૂર્યથી છેટામાં છેટું સ્થાન હોય તે તેનો મંદોચ્ચ કહેવાય છે.

૯. ગ્રહની સ્પષ્ટ અને મધ્યમ ગતિના એવરેજ પરથી જે ગ્રહસ્થાન જાણવામાં આવે તેને મધ્યમ ગ્રહ કહે છે.

૧૦. મધ્યમ ગ્રહ અને સ્પષ્ટ સૂર્ય કેન્દ્રિય ગ્રહ વચ્ચે જે તફાવત હોય તેને મંદ ફળ અથવા તો અંગ્રેજીમાં એંગલ ઑફ ઇકવેશન કહે છે.

૧૧. સૂર્ય કેન્દ્રીય ગ્રહસ્થાન અને ભૂ કેન્દ્રીય ગ્રહસ્થાન વચ્ચે જે તફાવત હોય તેને શીઘ્ર ફળ કહે છે. આ શીઘ્ર ફળને અંગ્રેજીમાં ઇલોંગેશન કરીને પણ કહે છે.

૧૨. ગ્રહની દરરોજની એવરેજ ગતિને તેની મધ્યમ ગતિ કહે છે.

૧૩. ગ્રહ આગળ ચાલવાને બદલે પાછળ હઠતો માલમ પડે ત્યારે તે વક્ર કહેવાય છે. ને તેની ગતિ વક્રગતિના નામથી ઓળખાય છે.

૧૪. ક્રાંતિવૃત્તના બાર ભાગ કરવામાં આવ્યા છે તે દરેકને રાશિ એવું નામ આપેલું છે. દરેક રાશિને ૩૦ અંશમાં વિભક્ત કરેલ છે ને દરેક અંશને સાઠ કળામાં વહેંચેલ છે. ને દરેક કળાને સાઠ વિકળામાં વિભક્ત કરવામાં આવી છે.

૧૫. મેષ સંક્રમણથી જે વર્ષની શરૂઆત થાય છે તે શક વર્ષ કહેવાય છે. તેનાં હાલ ૧૮૧૯ વર્ષ ગત થયાં છે.

૧૬. એક સૌરવર્ષમાં ૩૬૫ દી. ૫ ક. ૪૮ મિ. થાય છે.

૧૭. એક અમાંતથી બીજી અમાંત સૂધીના વખતને ચાંદ્રમાસ કહેછે.

૧૮. એક સૂર્યના ઉદય કાળથી બીજા દીવસના સૂર્યના ઉદય કાળ સૂધીના વખતને સૂર્ય દિવસ કહે છે. એક નક્ષત્રના ઉદયથી ફરીને તે નક્ષત્ર પાછું ઉગે તે વખતને નક્ષત્ર દિવસ કહે છે.

---

## પ્રકરણ ૨ જું.

### નકીવાત.

૧. સૂર્ય ગ્રહમંડળનું મધ્યબિંદુ છે; અને પૃથ્વી નથી એ વાત નિર્વિવાદ છે.

૨. દરેક ગ્રહ પોતાની કક્ષામાં પોતપોતાની કક્ષામાંના ગુરૂત્વાકર્ષણના નિયમને અનુસરી વર્તુલાકારમાં ફર્યો જાય છે.

૩. દરરોજના ઉદય અસ્તનું કારણ પૃથ્વીનું ફરવું છે અને ગ્રહનું ફરવું નથી.

૪. પૃથ્વી ગોળ અને નિરાધાર છે. ને તે સૂર્યની આસપાસ એક સૌર વર્ષમાં એક આંટો મારી લેછે.

૫. ચંદ્ર પૃથ્વીની આસપાસ ફરે છે અને તેનું ગ્રહણ થવાનું કારણ પૃથ્વીની છાયા છે.

૭. રાહુ ગ્રહ નથી પરંતુ ક્રાંતિવૃત્ત સાથે ચંદ્રની કક્ષાનું સંપાતસ્થાન છે.

૮. સૂર્યગ્રહણનું કારણ પૃથ્વી અને સૂર્યની વચ્ચે ચંદ્ર આવવાનું છે.

૯. નેપ્ચ્યુન અને યુરેનસ વિગેરે આધુનિક શોધના ગ્રહ છે; પરંતુ તેમનો પ્રદક્ષિણાકાળ લાંબો હોવાથી પ્રાચીન શોધકોના જાણવામાં આવેલ નહીં હોય.

૯. ચંદ્રની કળાની ક્ષય વૃદ્ધિનું કારણ સૂર્યના પ્રકાશનું છે.

૧૦. રાશિઓના ભાગ ક્ષેત્રાત્મક પ્રમાણે સરખા છે પરંતુ ઉદયકાળાત્મકે સરખા નથી.

૧૧. ધ્રુવ બે છે. એક ઉત્તર ધ્રુવ અને બીજો દક્ષિણ ધ્રુવ. વિષુવવૃત્તથી ઉત્તરમાં રહેનારને ઉત્તર ધ્રુવ અને દક્ષિણમાં રહેનારને દક્ષિણ ધ્રુવ જોવામાં આવે છે.

૧૨. આકાશમાં દેખાતાં ગ્રહસ્થાન નિરયન માનનાં છે.

૧૩. ઋતુ અને અયન સાયનમાન પ્રમાણે બદલતાં જોવામાં આવે છે.

૧૪. સર્વે ગ્રહ તથા ઉપગ્રહ સ્વયંપ્રકાશી નથી; પરંતુ સૂર્યના તેજથી પ્રકાશે છે.

---

## પ્રકરણ ૩ જું.

### ગ્રહવર્ણન.

**સૂર્ય**—સૂર્ય માળાનું કેન્દ્રસ્થાન છે; તે આખા બ્રહ્માંડને પોતાના રશ્મિ અને પ્રકાશથી પોષણ કરે છે. મોક્ષ પામનારાઓનો તે મોક્ષમાર્ગ છે, ન-

ક્ષત્રગણનો ભર્તા ગણાય છે. આપણી પૃથ્વીથી તે આસરે ૮,૧૫,૦૦,૦૦૦ માઇલ દૂર રહેલો છે. તેના બિંબનો વ્યાસ ૮૫૩૦૦ માઈલ છે. સૂર્ય બીજા ગ્રહની માફક ફરતો નથી; પરંતુ પોતાની ધરીની આસપાસ ફરતો માલુમ પડે છે. તેનાપર કાળાંકાળાં વાદળાં માલૂમ પડે છે તે જોકે હાલની શોધ ગણાય છે; પરંતુ શકે ૪૪૪ થી પહેલાં પણ એ વાત આપણા મહર્ષિ-ઓના ધ્યાનથી બાહેર ન હતી.

**બુધ**—સૂર્યમાળામાં દૂરત્વના પ્રમાણમાં પહેલો ગ્રહ છે. સૂર્યથી તે ૩,૫૩,૩૩,૩૩૩ માઇલને અંતરે રહેલ છે. તેનો વ્યાસ ૨૯૬૨ માઇલનો છે. સૂર્યની આસપાસ એક આંટો મારવાને તેને ૮૭,૯૬૯ દિવસ લાગે છે. બુધ સૂર્યની ઘણોજ નજદીક હોવાથી તેજને લીધે બીજા ગ્રહની માફક વખતો વખત દેખાતો નથી. ક્યારેક તે સૂર્યથી આગળ અને ક્યારે પાછળ ઉદય પામે છે. તેને બરાબર નિરખીને જોવામાં આવે તો તે ચંદ્રની માફક ક-ળામાં વધતો ઓછો થતો માલમ પડશે.

**શુક્ર**—સૂર્યમંડળમાં બુધ પછીનો ગ્રહ શુક્ર છે. તે સૂર્યથી આસરે ૬,૬૦,૦૦,૦૦૦ માઈલને અંતરે રહેલ છે. તેના બિમ્બનો વ્યાસ ૭,૫૧૦ માઈલ નો છે. આને ગામડીઆઓ પરોડનો તારો કહે છે. તેજમાં સર્વે ગ્રહ કરતાં શુક્રનું તેજ વિશેષ છે. પૃથ્વી કરતાં તેનું બિંબ ૦.૮૦ ગણું છે. સૂર્યની આસ-પાસ એક આંટો મારવાને તેને ૨,૨૪,૭૦૧ દીવસ લાગે છે. શુક્ર થોડા માસ લગણ સૂર્યની પહેલાં પરોડે ઉગે છે ને કેટલાક માસ લગણ સૂર્યાસ્ત પછી પ-શ્ચિમમાં થોડો વખત દેખાય છે. આ ગ્રહ આકાશના મધ્યભાગમાં ક્યારે પણ દેખાતો નથી.

**પૃથ્વી**—આપણે જેનાપર રહ્યા છીએ તે એક ગ્રહ છે. તે સૂર્યમાળામાં શુક્ર પછીનો ગ્રહ ગણાય છે. સૂર્યથી તેનું છેટું આશરે ૯,૧૫,૦૦,૦૦૦ માઇલનું ગણવામાં આવ્યું છે. તેનો વ્યાસ ૭,૯૧૨ માઇલનો છે. સૂર્યની આસપાસ એક આંટો મારવાને માટે ૩૬૫ દિવસ ૫ કલાક ૪૮ મિનિટ ૪૯ સેકન્ડ લાગે છે. પોતાની ધરીની આસપાસ ફરવામાં તેને ૨૩ કલાક અને ૫૬ મિનિટ લાગે છે. આ વખતને નાક્ષત્ર દિવસ પણ કહે છે. શુક્ર અને પૃથ્વીની કક્ષા ઘણી નજદીક છે જેથી વખતોવખત તેમનો સમાગમ થવાની અને અફડાત-ફડી થવાની ધાસ્તી રખાય છે; પરંતુ કુદરત તેમને બચાવી લે છે. તેનાં ધરીપર ફરવાથી દિવસ અને રાત્રી થાય છે. પૃથ્વીને એક **ચંદ્ર** કરીને ઉપગ્રહ

છે. જે પૃથ્વીની આસપાસ ૨૭.૩૨૨ દીવસમાં એક આંટો મારી લે છે. તેનું પૃથ્વીથી છેટું ૨,૩૮,૮૦૦ માઇલનું છે. તેની કક્ષા ક્રાન્તિવૃત્ત સાથે એવરેજ અંશ ૫-૦-૦ નો ખુણો કરે છે. ચંદ્ર પૃથ્વીની આસપાસ ફરે છે ને સૂર્યની આસપાસ તે પૃથ્વી ફરે છે; તેથી થતા વખતના સ્થાનાંતરથી ચંદ્ર વધતો ઓછો પ્રકાશવાળો આપણને જણાય છે.

**મંગળ**—આ ગ્રહ સૂર્યમાળામાં ચોથો ગ્રહ છે. સૂર્યથી આશરે ૧૩,૯૩,૩૦,૦૦૦ માઇલને છેટે તે આવેલ છે. તેનો વ્યાસ આશરે માઇલ ૪૦૦૦ નો છે. તેને સૂર્યની આસપાસ એક આંટો મારવાને ૬,૮૬,૯૮૦ દિવસ લાગે છે. પૃથ્વીની કક્ષાથી ઉપરની કક્ષાઓમાં રહેલા ગ્રહમાં આ ગ્રહ પહેલો છે. તેનો પ્રકાશ લાલ રંગનો છે તેથી ત્યાં રતાશવાળી વાતાવરણ હોવાનો સંભવ રહે છે. ને કેટલાક વિશાલ બુદ્ધિના વિદ્વાનો કહે છે કે તેનાપર મનુષ્યની વસ્તી પણ છે. આપણી પૃથ્વીથી તેનું કદ ૦.૧૪ ગણું છે.

**ગુરૂ**—આ ગ્રહ મંગળ પછીની કક્ષામાં સૂર્યમાળામાં રહેલ છે. તેનું સૂર્યથી છેટું આશરે ૪૭,૫૬,૬૦,૦૦૦ માઇલનું છે. તેનો વ્યાસ ૮૫,૩૯૦ માઇલનો છે. સૂર્યની આસપાસ એક આંટો મારવામાં તેને ૪૩,૩૨,૫૮૬ દીવસ લાગે છે. પૃથ્વીથી તેનું કદ બારગણું છે. સર્વે ગ્રહમાં તે મોટો ગ્રહ મનાય છે. પ્રકાશે તે શુક્રથી જરા ઉતરતો છે. તેને પૃથ્વીની માફક ચાર ઉપગ્રહો એટલે ચંદ્ર છે. જે નરી આંખે જોઈ શકાતા નથી. પરંતુ સારી દુર્બીનથી જોયા હોય તો સ્પષ્ટ દેખાય છે.

**શનિ**—આ ગ્રહ સૂર્યમંડળમાંની ગુરૂ પછીની કક્ષામાં રહેલ છે. તેનું સૂર્યથી છેટું ૮૭,૨૦,૦૦,૦૦૦ માઇલનું છે. તેના બિમ્બનો વ્યાસ ૭૧,૯૦૪ માઈલનો છે. સૂર્યની આસપાસ એક આંટો મારવામાં તેને ૧,૦૭,૫૯, ૨૨૦ દિવસ લાગે છે. આ ગ્રહ ઘણો છેટો હોવાથી બહુજ નાનો ને જરા કાળા પ્રકાશવાળો જણાય છે. તેના બિમ્બપર કુંડાળા જેવી વીંટીઓ દેખાય છે.

ઉપર જણાવેલા ગ્રહશિવાય જુનો, સીરીઝા, પાલાશ વિગેરે નાના ગ્રહો જે પૃથ્વી ને મંગળની કક્ષાની વચ્ચે રહેલ છે તે તથા નેપ્ચ્યુન અને યુરેનસ કરીને ગ્રહ છે; જેમના પહેલાનો ઉપયોગ થોડો હોતાં ને બીજા બે સૂર્યથી ઘણાજ દૂર હોવાથી તથા પ્રદક્ષિણાસમય ઘણોજ લાંબો હોવાથી તેમજ જાતક વિગેરે ગ્રંથમાં તેનો વિશેષ ખપ પડતો ન હોવાથી તેમનાવિષે વધારે લખવું યોગ્ય ધારતા નથી. કેમકે આ લઘુ ગ્રંથ ફક્ત ગ્રહસાધન માટેનોજ હોતાં વિશેપ લંબાણ વિવેચનની અતિ જરૂર અમે વિચારી નથી.

બુધની કક્ષા, ક્રાન્તિવૃત્ત સાથે ૭°–૦'–૦" નો, શુક્રની કક્ષા ૩°–૨૩'–૨૧" નો, મંગળની કક્ષા ૧°–૫૧'–૩" નો, ગુરૂની કક્ષા ૧°–૧૯'–૨" નો, અને શનિની કક્ષા ૨°–૨૯'–૫૫" નો, ખૂણો કરે છે. આ ખૂણો તે ગ્રહનું **શર** કહેવાય છે. ને તેમની **જ્યા** તે **શર જ્યાના** નામથી ઓળખાય છે.

---

# પ્રકરણ ૪ થું.

## મધ્યમ ગ્રહસાધન.

૧. ચાલુ (જે શકમાં ગ્રહ વરતવાના હોય તે) શાલિવાહનના શકમાંથી ૧૮૧૯ બાદ કરવા જે શેષ રહે તેને ૧૦૦૦ થી ભાગ દેવો; ભાગતાં જે શેષ રહે તેને ૧૦૦ થી ભાગ દેવો, તેને ભાગતાં જે શેષ રહે તેને ૧૦ થી ભાગ દેવો; એ પ્રમાણે એક હજાર એકસો અને દશથી પૃથક્ પૃથક્ ભાગતાં જે ભાગાંક આવે તેના તથા છેલા જે શેષ રહેલ હોય તેના પ્રમાણમાં ક્રમે કોષ્ટક નંબર ૧–૨–૩–૪ માંથી ગ્રહ ઉચ્ચ, અને પાતના રાશ્યાદિ આંકો લઈ તેનો સરવાળો કરવાથી વર્તમાન શકના મેષસંક્રમણ સમયના મધ્યમ ગ્રહ થાય છે.

૨. મેષસંક્રમણના વખતથી ઇષ્ટ દિવસસૂધી જેટલા દિનાદિ ગયેલા હોય તેને ૨૦ થી ભાગ દેતાં જે ફળ આવે તેના લબ્ધ અને શેષના પ્રમાણમાં પ્રત્યેક ગ્રહના કોષ્ટકમાંથી અલગ અલગ આંકો લઇ સરવાળા કરી મેષસંક્રમણ સમયના મધ્યમ ગ્રહમાં તે ઉમેરવાથી ઇષ્ટ દિવસના મેષસંક્રમણ વખતના મધ્યમ સૂર્યાદિ ગ્રહ તૈયાર થાય છે.

૩. ગ્રહની મધ્યમ ગતિથી સંક્રમણ સૂર્યોદયાત કાળ અને ઇષ્ટકાળના તફાવતને ગુણી ૬૦ થી ભાગતાં આવેલ ફળ ઇષ્ટકાળથી સંક્રમણ કાળ વધારે હોય તો ગ્રહમાંથી બાદ કરવું ને ઓછો હોય તો ગ્રહમાં ઉમેરવું. એ રીતે ધન રૂણ કરવાથી ઇષ્ટ વખતના મુંબઇની રેખાંશના મધ્યમ ગ્રહ થાય છે.

૪. મુંબઇના રેખાંશ અને સ્વદેશના રેખાંશની વચ્ચેના તફાવતથી ૬૦ ને ગુણી ૩૬૦ થી ભાગ દેતાં જે ઘટયાદિ ફળ આવે તે શુદ્ધ મેષસંક્રમણ કાળમાં સ્વદેશ મુંબઇથી પશ્ચિમે હોય તો બાદ કરવાથી અને પૂર્વે હોય તો ઉમેરવાથી સ્વદેશીય સ્પષ્ટ મેષસંક્રમણ કાળ થાય છે.[1]

---

૧ ઇષ્ટ ઘટીની સાથે અંતર કરતી વખતે આ શુદ્ધ કાળ ઉપયોગમાં લેવો.

૫. શકમાંથી ૧૨૨ બાદ કરતાં જે શેષ રહે તેને ૪૫૯ થી ભાગ દેવો; જે શેષ રહે તેને ૪૫૯ માંથી બાદ કરવા, જે શેષ રહે તે તથા પહેલાના શેષ એ બન્નેમાંથી જે સંખ્યાઓ થોડી હોય તેને ૨૦$\frac{૪}{૫}$ થી ગુણી ૨૩૦ થી ભાગવાથી જે કળાદિ ફળ મળે તે ગુરૂ, ને ૪૮$\frac{૩}{૫}$ ગુણી ૨૩૦ થી ભાગવાથી જે કળાદિ ફળ મળે તે શનિમાંથી ૪૫૯ થી ભાગ લેતાં આવેલ આંક એકી હોય તો બાદ કરવું અને બેકી હોય તો ઉમેરવું.

૬ આકર્ષણના આંક પ્રમાણમાં જે ફળ મળે તે ગુરૂ અને શનિમાં તેમની સંજ્ઞાપ્રમાણે ધનરૂણ કરવું.

૭ મધ્યમ ચંદ્રમાં સૂર્યાકર્ષણ, મંદફળ, ઇકવેશન, તિથી તફાવત અને કક્ષાભેદ નામના પાંચ સંસ્કાર આપવામાં આવે છે. એ સંસ્કારો આપવાથી ચંદ્ર ભૂકેન્દ્રીય છે.

૮. ચંદ્રમાં આપવાનું સૂર્યાકર્ષણનું ફળ સૂર્યના મંદકેન્દ્રના ભુજની જ્યાને ૧૧$\frac{૧}{૫}$થી ગુણી ૧૦૦થી ભાગવાથી, ચંદ્રકેન્દ્રમાં આપવાનું ફળ તે જ્યાને ૨૨$\frac{૧}{૩}$ થી ગુણી ૧૦૦થી ભાગવાથી અને રાહુ અથવા ચંદ્રપાતમાં આપવાનું સૂર્યાકર્ષણ ફળ તે જ્યાને ૯ થી ગુણી ૧૦૦ થી ભાગવાથી આવેછે. સૂર્યનો કેન્દ્ર મેષાદિ હોય તો સૂર્યાકર્ષણ ફળ ચંદ્ર અને ચંદ્રકેન્દ્રમાં ધન કરવું અને રાહુમાં ઋણ કરવું પરંતુ તુલાદિ ૭ રાશિમાં હોયતો ચંદ્ર અને ચંદ્રકેન્દ્રમાં રૂણ કરવું ને રાહુમાં ધન કરવું.

૯. ચંદ્રમાં આપવાનો **ઇકવેશન**નો સંસ્કાર લાવવાની રીતિ નીચે-પ્રમાણે છે.—

ચંદ્રમાંથી સૂર્ય બાદ કરી જે શેષ રહે તેને ૨ થી ગુણી તેમાંથી ચંદ્રકેન્દ્ર બાદ કરવો. બાદ જે **શેષ** રહે તેનો ભુજ કરી તેને ૧°–૨૦'–૩૦'' ની જ્યા ૨$\frac{૧}{૩}$ થી ગુણી ૧૦૦ થી ભાગ દેતાં જે ફળ આવે તે ચંદ્રમાં મેષાદિ શેષે ઋણ ને તુલાદિ શેષે ધન કરવું. બાદ તેમાં એજ શેષને ૨ થી ગુણી દેતાં જે આવે તેના ભુજની જ્યાને ૦°–૬' ની જ્યાથી ગુણી ૧૦૦ થી ભાગવાથી જે ફળ આવે તે દ્વિઘ્ન શેષ મેષાદિ હોય તો ચંદ્રમાં ધન કરવું ને તુલાદિ હોય તો ઋણ કરવું.

૧૦. ચંદ્રમાં દેવાનો વેરીએશન નામનો સંસ્કાર નીચેની રીતિએ શોધી કહાડવામાં આવેછે.—

ચંદ્રમાંથી સૂર્યને બાદ કરતાં જે શેષ રહે તેને **વિરવિચંદ્ર** કહેવો. વિરવિચંદ્રને એથી ગુણી તેના ભુજની **જ્યાને** ૩૬ ગુણી ૧૦૦ થી ભાગતાં જે ફળ આવે તે દ્વિઘ્ન **વિરવિચંદ્ર** મેષાદિ હોય તો ચંદ્રમાં ઉમેરવું અને તુલાદિ છ રાશિમાં હોય તો બાદ કરવું. બાદ તેમાં વળી વિરવિચંદ્રના ભુજની જ્યાને એથી ગુણી ૧૦૦થી ભાગ દેતાં જે કળાદિ ફળ આવે તે મેષાદિ વિરવિચંદ્ર હોય તો ઋણ કરવું ને તુલાદિ કેન્દ્ર હોય તો ધન કરવું.

૧૧. **કક્ષાસંસ્કાર.**—ચતુઃફળ સંસ્કૃત ચંદ્રમાંથી રાહુને બાદ કરતાં જે શેષ રહે તેના ભુજની જ્યાને ૭થી ગુણી ૧૦૦થી ભાગ દેતાં જે ફળ આવે તેને ચતુઃફળ સંસ્કૃત ચંદ્રમાં મેષાદિ વિરાહુ ચંદ્ર હોય તો બાદ કરવું ને તુલાદિ હોય તો ધન કરવું.

૧૨. સૂર્યાકર્ષણ, મંદફળ, ઈકવેશન અને વેરીએશન એ સંસ્કાર અપાયલા ચંદ્રને ચતુઃફળ સંસ્કૃત ચંદ્ર કહેછે.

ગુરૂપર શનિના આકર્ષણના ચાર સંસ્કાર અને શનિપર ગુરૂના આકર્ષણના બે સંસ્કાર કરવા પડેછે.

પ્રથમ આકર્ષણ ફળસૂચક આંક પચીસની અંદર હોય તો તે આંકને, પચીશથી વધારે હોય તો પચાસમાંથી તેને બાદ કરતાં જે શેષ રહે તે, પચાશથી વધારે અને પંચોતેરની અંદર હોય તો પચાશ તેમાંથી બાદ કરતાં જે શેષ રહે તેને અને પંચોતેરથી વધારે હોય તો તેને એકસોમાંથી બાદ કરતાં જે શેષ રહે તેને ૭થી ગુણી ૭૫થી ભાગવાથી ગુરૂઉપરના શનિના પહેલાં આકૃષણનું કલાદિ ફળ આવેછે. એ ફળ મધ્યમ ગુરૂમાં જો આકૃષણ અંક ૫૦ થી ઓછો હોય તો ધન કરવું ને વધારે હોય તો ઋણ કરવું.

દ્વિતીય આકર્ષણસૂચક આંકમાંથી ૩૫ બાદ કરવા. શેષ જે રહે તે જો પચીશની અંદર હોય તો તે, પચીશથી વધારે અને પચાશની અંદર હોયતો તેને પચાશમાંથી બાદ કરતાં જે શેષ રહે તેને, પચાશથી વધારે અને પંચોતેરની અંદર હોય તો તેમાંથી પચાશ બાદ કરતાં જે શેષ રહે તેને અને પંચોતેરથી વધારે અને ૧૦૦ની અંદર હોય તો તેને એકસોમાંથી બાદ કરતાં જે શેષ રહે તેને ૧૧થી ગુણી ૧૦૦થી ભાગવાથી જે કલાદિ ફળ આવે તે ગુરૂપરનું શનિનું બીજું આકૃષણફળ થાયછે. એ ફળ ગુરૂમાં જો દ્વિતીય આકૃષણસૂચક આંક ૩૫થી વધારે અને ૮૫ની અંદર હોય તો ઋણ કરવું અને ૮૫થી વધારે અને ૩૫ની અંદર હોય તો ધન કરવું.

ગુરૂ ઉપરના શનિના તૃતીય આકૃષણસૂચક આંકમાંથી પંદર બાદ કરવા જે શેષાંક રહે તે જો પચીશની અંદર હોય તો તે, પચીશથી વધારે હોય ને પચાશની અંદર હોય તો તેને પચાશમાંથી બાદ કરતાં જે શેષ રહે તે, પચાશથી વધારે અને પંચોતરેની અંદર હોય તો તેમાંથી પચાશ બાદ કરતાં જે શેષ રહે તેને અને પંચોતેરથી વધારે અને એકસોની અંદર હોય તો તેને એકસોમાંથી બાદ કરતાં જે શેષ રહે તેને ત્રણથી ગુણી ૫૦થી ભાગ દેવો ભાગતાં જે કલાદિ ફળ આવે તે ગુરૂઉપરનું શનિના આકૃષણનું ત્રીજું ફળ થાયછે. એ ફળ મધ્યમ ગુરૂમાં આકૃષણ ફળસૂચક જો પંદરથી વધારે અને ૬૫ની અંદર હોય તો ધન કરવું ને ૬૫ થી વધારે ને પંચોતેરની અંદર હોય તો ઋણ કરવું.

ગુરૂ ઉપરના શનિના ચતુર્થ આકૃષણ ફળસૂચક આંકમાંથી, ૧૦,૨૦, ૩૫,૫૦,૬૫,૮૦ અને ૯૦માંનો જે આંક બાદ કરી શકાતો હોય તે બાદ કરી નાંખવો. બાદ જે શેષ રહે તેને જો દશ બાદ કર્યા હોય તો ૩થી ગુણી ૧૦ થી ભાગતાં જે કળાદિ ફળ મળે તે ધન કરવું. વીશ કે પાત્રીશ બાદ કર્યા હોય તો તેને ૪થી ગુણી પંદરથી ભાગવા ને જે કળાદિ ફળ મળે તે ઋણ કરવું. પચાશ કે પાંસઠ બાદ કર્યા હોય તો ૪થી ગુણી પંદરથી ભાગતાં જે કળાદિ ફળ મળે તે ગુરૂમાં ધન કરવું અને ૮૦ કે ૯૦ બાદ કરેલા હોય તો તે શેષને ૩થી ગુણી ૧૦થી ભાગવા ને જે કળાદિ ફળ મળે તે ગુરૂમાં ઋણ કરવું.

શનિ ઉપરનું ગુરૂનું પ્રથમ તથા દ્વિતીય આકૃષણ ફળ ગુરૂ ઉપરના શનિના પ્રથમ તથા દ્વિતીય આકૃષણ ફળની રીતિએ શનિપરના ગુરૂના આકૃષણ ફળસૂચક આંકપરથી લાવવામાં આવેલાં ફળને ક્રમે ત્રણ અને ૪થી ગુણવાથી તેનાપરનું ગુરૂનું પ્રથમ આકૃષણ ફળ અને દ્વિતીય આકૃષણ ફળ થાયછે. ધન રૂણની સંજ્ઞા પણ તેજ રીતિ મુજબ જાણવી.

ગુરૂ અને શનિને સૂર્યકેન્દ્રિય બનાવવા પહેલાં તેમાં આપવાના ઉપર લખ્યા આકૃષણ સંસ્કાર પ્રથમ આપવા.

---

## પ્રકરણ ૫ મું.

### ઉપયોગી ઉપકરણ.

૧. જેનો ભુજ કરવાનો હોય તે જો ત્રણ રાશિની અંદર હોય તો તે પોતેજ ભુજ થાયછે; ત્રણથી વધારે અને ૭ રાશિની અંદર હોય તો તેને

૭ રાશિમાંથી બાદ કરવાથી તેનો ભુજ થાયછે; ૭ રાશિથી વધારે અને નવ રાશિની અંદર હોય તો ૭ રાશિ તેમાંથી બાદ કરવાથી તેનો ભુજ થાયછે; અને નવ રાશિથી વધારે ને બાર રાશિની અંદર હોય તો તેને બાર રાશિમાંથી બાદ કરવાથી તેનો ભુજ થાયછે.

૨. ભુજને ત્રણ રાશિમાંથી બાદ કરવાથી કોટિ થાયછે.

૩. ભુજના અંશોને ભુજાંશ અને કોટિના અંશને કોટયંશ કહેવામાં આવેછે.

૪. **જ્યા.** કોષ્ટકમાં પ્રતિ અંશની જ્યા આપવામાં આવેલ છે. **અંશાદિ**કની જ્યામાં તે નીચેના આંકોથી અંશો ઉપરની કલાદિને ગુણી ૬૦થી ભાગ દેતાં આવેલ અંશાદિ ફળ ઉમેરવાથી ઇષ્ટ અંશાદિની જ્યા થાયછે.

૫. **મંદફળ.** તેમજ **મંદકર્ણ** ફળના કોષ્ટકમાં દરેક દશદશ અંશના તે અપાયલ છે તેપરથી ઇષ્ટ રાશિના ઇષ્ટ અંશાદિક તે કેટલાં હશે એવું જાણવામાટે નીચેપ્રમાણે કરવું.

**મંદકેન્દ્ર**ના અંશ કરી તેને ૧૦થી ભાગ દેવો, જેટલા પૂર્ણાંક આવે તેટલામું ગતખંડક અને તે પછીનું એષ્યખંડક જાણવું. કોષ્ટકમાં ગતખંડકના આંકની નીચે જે આંક હોય તેમાં તેમના તફાવતને દશથી ભાગતાં શેષ રહેલ આંકથી ગુણી દશથી ભાગતાં મળેલ ફળ મંદફળ વા મંદકર્ણ વધતાં જતાં હોય તો ઉમેરવાથી અને ઘટતાં જતાં હોય તો બાદ કરવાથી ગ્રહનાં મંદફળ અને મંદકર્ણ તૈયાર થાયછે.

૬. મંદફળને મંદકેન્દ્ર મેષાદિ હોય તો મધ્યમ ગ્રહમાં ઉમેરવાથી અને તુલાદિ કેન્દ્ર હોય તો બાદ કરવાથી સૂર્ય કેન્દ્રીય સ્પષ્ટ ગ્રહ થાયછે.

૭. ગ્રહ કે કેન્દ્રની રાશિનો આંક ૦થી ૫ લગણ હોય ત્યાં લગણ તે મેષાદિ અને તે શિવાયનો હોય તો તુલાદિ કહેવાયછે.

૮. તેમજ રાશિનો આંક ૩થી ૮ લગણ હોય તો કર્કાદિ અને તે શિવાયનો હોય તો મકરાદિ ગ્રહ કે કેન્દ્ર કહેવાયછે.

૯. એવરેજ દિનગતિને ગ્રહની મધ્યમ ગતિ અને સ્પષ્ટ ગતિને સ્પષ્ટ ગતિ કહેવાયછે.

૧૦. આજના અને કાલના સમકાલિન સ્પષ્ટ ભૂકેન્દ્રીય ગ્રહનો તફાવત તે ગ્રહની સ્પષ્ટ ગતિ થાયછે.

---

# પ્રકરણ ૬ ઠું.

## સ્પષ્ટ ગ્રહસાધન.

૧. મધ્યમ ગ્રહ અને તેના મંદોચ્ચનો સરવાળો કરવાથી તેનો મંદકેન્દ્ર થાય છે.

૨. મંદકેન્દ્રના પ્રમાણમાં ગ્રહનાં મંદ ફળ લાવી તેની સંજ્ઞા પ્રમાણે મધ્યમ ગ્રહમાં ધન ઋણ કરવાથી સૂર્ય કેન્દ્રીય સ્પષ્ટ ગ્રહ થાય છે.

૩. સૂર્યનું જે સ્થાન એવી રીતે આવે તેજ ભૂકેન્દ્રીય સ્થાન ગણાય છે.

૪. ચંદ્રનું સ્થાન તો ભૂકેન્દ્રીયજ આવે છે.

૫. બુધ અને શુક્રના પરાખ્ય તેમના મંદ કર્ણને ૧૦૦ થી ગુણી સૂર્યના મંદકર્ણથી ભાગ દેવાથી થાય છે.

૬. મંગળ, ગુરૂ અને શનિના પરાખ્ય સૂર્યના મંદકર્ણને ૧૦૦ થી ગુણી તેમના મંદકર્ણથી ભાગ દેવાથી આવે છે.

૭. ભૂકેન્દ્રીય સ્પષ્ટ ગ્રહમાંથી સ્પષ્ટ સૂર્ય બાદ કરવાથી ગ્રહનો શીઘ્રકેન્દ્ર થાય છે.

૮. શીઘ્રકેન્દ્રના ભુજની કોટિજ્યાને ગ્રહના પરાખ્યથી ગુણી તેને ૨થી ગુણવા; બાદ તેને પરાખ્યના વર્ગમાં શીઘ્રકેન્દ્ર કર્કાદિ હોય તો ઋણ કરવા ને મકરાદિ હોય તો ઉમેરવા. જે આંક એવી રીતે આવે તેમાં ૧૦,૦૦૦ ઉમેરી તેનું વર્ગમૂળ લેવું. જે વર્ગમૂળ આવે તે ગ્રહનું શીઘ્રકર્ણ થાય છે. શીઘ્રકેન્દ્રના ભુજની જ્યાને પરાખ્યથી ગુણી શીઘ્રકર્ણથી ભાગ દેવાથી ગ્રહનું શીઘ્રફળ થાય છે.

૯. શીઘ્રકેન્દ્ર મેષાદિ હોય તો શીઘ્ર ફળ સૂર્યકેન્દ્રીય ગ્રહમાં ઋણ કરવાથી ને તુલાદિ હોય તો ધન કરવાથી ભૂકેન્દ્રીય સ્પષ્ટ ગ્રહ થાય છે.

૧૦. કલમ ૯ મીમાં લખેલો નિયમ બુધ અને શુક્રના સંબંધમાં લાગુ પાડવો નહી. બુધ અને શુક્રનું શીઘ્ર ફળ સ્પષ્ટ સૂર્યમાં મેષાદિ શીઘ્ર કેન્દ્ર હોય તો ધન કરવાથી અને તુલાદિ હોય તો ઋણ કરવાથી સ્પષ્ટ ભૂકેન્દ્રીય બુધ અને શુક્ર થાય છે.

---

# પ્રકરણ ૭ મું.

## પ્રકીર્ણક વિષય.

૧. જ્યારે મેષનો સૂર્ય થતો હોય ત્યારે (એટલે તે દીવસે) મ-

ધ્યાન્હ વખતે દ્વાદશ અંગુલની શંકુની જેટલી છાયા પડે તે સ્વદેશીય પલભા કહેવાય છે.

૨. પલભાના વર્ગને ૧૪૪ માં ઉમેરી તેનું વર્ગમૂળ કહાડતાં જે આંક આવે તેટલું **અક્ષકર્ણ** થાય છે.

૩. **અક્ષભાને** ૧૦૦ થી ગુણી અક્ષકર્ણથી ભાગવાથી સ્વદેશીય અક્ષાંશની જ્યા થાય છે.

૪. અક્ષાંશની જ્યાનું ધનુઃ તે સ્વદેશી અક્ષાંશ કહેવાય છે.

૫. પલભાને ક્રમે ૧૦૮. અને ૩$\frac{૧}{૩}$ થી ગુણવાથી સ્વદેશીય ચર ખંડક થાય છે.

૬. સૂર્યના ભુજની રાશિ પ્રમાણમાં ચર ખંડકનો સરવાળો તે સ્વદેશીય ઈષ્ટ દિવસનું ચર ફળ થાય છે.

૭. મેષાદિ સૂર્ય હોય તો ઇષ્ટ દિવસના ચર ફલને પંદર ઘડીમાં ઉમેરવાથી અને તુલાદિ સૂર્ય હોય તો પંદર ઘડીમાંથી ચર ફલ બાદ કરવાથી ઈષ્ટ દીવસનું દિનમાનાર્ધ થાય છે.

૮. દિનમાનને ૨થી ગુણવાથી દિવસની લંબાઇનું પ્રમાણ અને દિવસના પ્રમાણને ૬૦ માંથી બાદ કરવાથી રાત્રિનું પ્રમાણ થાય છે.

૯. ઘડીઆળો મધ્યમ સૂર્યના ઉદયપર ચલાવવામાં આવે છે ને તે ઉદય દરેક સ્થળે ૭ વાગાથી ગણવામાં આવે છે.

૧૦. ઈષ્ટ ઘડીપળ (ઈષ્ટ કાળ) સ્પષ્ટ સૂર્યના ઉદયથી ગણવામાં આવ્યા હોય તો તે ઘડીપળમાં ચર ફળ, ઉદયાન્તર અને ભુજાન્તર સંસ્કાર આપવા.

૧૧. સૂર્ય જ્યારે મેષાદિ ૭ રાશિમાં રહેલ હોય તો ત્યારે ચર ફળ ધનસંજ્ઞિક અને તુલાદિ ૭ રાશિમાં સૂર્ય હોય તો તે ઋણસંજ્ઞિક થાય છે.

૧૨. ૨૭૮, ૨૯૯, ૩૨૩, ૩૨૩, ૨૯૯, ૨૭૮, ૨૭૮, ૨૯૯, ૩૨૩, ૩૨૩, ૨૯૯, ૨૭૮ એ ક્રમે મેષાદિ બાર રાશિનાં વિષુવવૃત્તપરનાં લગ્નનાં ઉદયમાન છે.

૧૩. સૂર્યના મંદફળને સૂર્યની ઉદય રાશિના વિષુવવૃત્તપરના માનથી ગુણી ત્રીશથી ભાગ દેવાથી ભુજાન્તર ફળ આવે છે. એ ભુજાન્તર ફળ મંદફળ ધન કરવાનું હોય તો ઋણસંજ્ઞિક અને ઋણ કરવાનું હોય તો ધનસંજ્ઞિક થાય છે.

૧૪. સૂર્યને ૨થી ગુણી તેનો ભુજ કરવો. ભુજની જ્યાને પાંચથી ભાગવાથી ઉદયાન્તર ફળ આવે છે. સૂર્ય બેકી રાશિનો હોય તો એ ઉદયાન્તર ફળ ઋણસંજ્ઞિક અને એકી રાશીનો સૂર્ય હોય તો ધનસંજ્ઞિક થાય છે.

૧૫. ચર ફળ, ભુજાન્તર ફળ અને ઉદયાન્તર ફળ સ્પષ્ટ સૂર્યના સ્પષ્ટ ઉદયથી ગણવામાં આવેલા ગતકાલમાં ધન ઋણ કરવાથી મધ્યમ સૂર્યના ઉદય વખતનો ગતકાળ થાય છે.

૧૬. વિષુવવૃત્તપરના લગ્નમાનમાં પ્રથમની ત્રણ રાશિ સૂધી સ્વદેશી ચરખંડક ક્રમે બાદ કરવાથી, બીજી ત્રણ રાશિઓના માનમાં તેજ ખંડકો ઉત્ક્રમે માંડી ઉમેરવાથી, ત્રીજી ત્રણ રાશિઓના માનમાં તેજ માન ક્રમે ઉમેરવાથી અને ચોથી ત્રણ રાશિમાંથી તેજ માન ઉત્ક્રમે બાદ કરવાથી સ્વ-દેશનાં મેષાદિ બાર રાશિઓનાં લગ્નમાન થાય છે.

૧૭. ક્રાન્તિ લાવવા માટેનું સામાન્ય કોષ્ટક આપેલ છે. તેમાં દરેક રાશિના દરેક અંશની ક્રાન્તિ આપેલ છે; તે પરથી ક્રાન્તિ લાવવાની રીતિ એવી છે કે રાશિ અને અંશના પ્રમાણમાં જે ક્રાન્તિ મળે તેમાં તેજ કોષ્ટક નીચે આપેલા આંકથી ગ્રહના અંશ ઉપરની કલાદિથી ગુણી ૬૦ થી ભાંગતાં આવેલ ફળ અગાઉના અંશના કોઠામાં ફળ વધતું હોય તો ઉમેરવાથી અને ઘટતું હોય તો બાદ કરવાથી ક્રાન્તિ થાય છે.

૧૮. ગ્રહમાં પાત ઉમેરી તેના ભુજની જ્યાને તેના શરાંશની જ્યાને ગુણી ૧૦૦ થી ભાગવાથી ઇષ્ટ ગ્રહનું ઇષ્ટ શર થાય છે.

૧૯. મેષાદિ સપાત ગ્રહ હોય તો શર ઉત્તરે અને તુલાદિ સપાત ગ્રહ હોય તો શર દક્ષિણ દિશાનું આવે છે.

૨૦. ક્રાન્તિ અને શર એક દિશામાં હોય તો તેમનો સરવાળો કરવાથી અને ભિન્ન દિશામાં હોય તો તેનો અંતર કરવાથી ગ્રહની સ્પષ્ટ ક્રાન્તિ થાયછે.

૨૧. શકમાંથી ૪૪૪ બાદ કરવાથી જે શેષ રહે તેને ૧૮૦૦ થી ભાગવાથી ગ્રહલાઘવના પક્ષના અયનાંશ આવેછે.

૨૨. તેમજ શકમાંથી ૧૧૦૫ બાદ કરી દેતાં જે શેષ રહે તેને ૧૮૦૦ થી ભાગતાં જે અંશાદિ ફળ આવે તેમાં અગિઆર અંશ ઉમેરવાથી કરણ કુતૂહલ અથવા જેને બ્રહ્મતુલ્ય કહેછે તે પક્ષના અયનાંશ આવેછે.

૨૩. તેમજ શકમાંથી ૪૯૬ બાદ કરતાં જે શેષ રહે તેને બારથી ગુણી ૨૫,૮૬૮ થી ભાગ દેવાથી યુરોપીય મતનું રાસ્યાદિ સુદ્ધાયન ચલન આવેછે.

૨૪. કાશી તથા બીજા દેશના પાશ્ચિમાત્ય મતને અનુસરી શુદ્ધ ગણિત કરનારા આપણા હાલના પ્રખ્યાત હિંદી ખગોળવેત્તાઓ સૂર્યસિદ્ધાંત પ્રમાણે વર્તેલા સ્પષ્ટ સૂર્ય અને આ સાયન ગણના પ્રમાણે આવેલ સ્પષ્ટ સૂર્યના તફાવતને અયનાંશ ગણેછે.

૨૫. આ ગ્રંથમાં આપેલ રીતિ પ્રમાણે લાવવામાં આવેલા ગ્રહમાંથી પોતાના અયનાંશ બાદ કરવાથી **સૂક્ષ્મ નિરયન સ્પષ્ટ** ગ્રહ થાયછે.

---

## પ્રકરણ ૮ મું.

### તિથી નક્ષત્ર અને યોગસાધન.

૧. ચંદ્રમાંથી સૂર્યને બાદ કરતાં જે શેષ રહે તેના અંશને ૧૨ થી ભાગવાથી ગતતિથીની સંખ્યા અને શેષ રહે તેને ૧૨ માંથી બાદ કરી, શેષને સાઠથી ગુણી ચંદ્ર સૂર્યની ગતિના તફાવતથી ભાગ દેવાથી વર્તમાન તિથીની ભોગ્ય ઘડીપળ આવેછે, તેજરીતે બારથી ભાગતાં શેષ રહેલ ફળને સાઠથી ગુણી સૂર્ય ચંદ્રની ગતિના તફાવતથી ભાગવાથી એષ્ય તિથીની ગત ઘડીપળ આવેછે.

૨. સ્પષ્ટ સૂર્યની કળા કરી ૮૦૦ થી ભાગ દેવાથી રેવતી આદિ ગત નક્ષત્ર આવેછે. જે શેષ રહે તેને ૬૦ થી ગુણી ચંદ્ર ગતિથી ભાગવાથી ભોગ્ય નક્ષત્રની ગત ઘડી અને એ શેષને ૮૦૦ માંથી બાદ કરી શેષને ૬૦ થી ગુણી ચંદ્ર ગતિથી ભાગવાથી ભોગ્ય નક્ષત્રની ભોગ્ય ઘડી આવેછે.

૩. સૂર્ય અને ચંદ્રનો સરવાળો કરી તેની કળા કરવી. કળાને ૮૦૦ થી ભાગ દેવો. ભાગતાં જેટલા પૂર્ણાંક આવે તેટલા વિષ્કંભાદિ ગત યોગ જાણવા. શેષપરથી નક્ષત્રની માફક ચંદ્ર અને સૂર્યની ગતિના સરવાળા પરથી ભોગ્ય યોગની ભોગ્ય અને ગત ઘડીપળ કહાડવાં.

### સૂચના.

આ તિથી નક્ષત્ર અને યોગ સાયન ગણુનાનાં હોતાં નિરયન ગણુના પ્રમાણે મળતાં આવશે નહિ.

---

## પ્રકરણ ૯ મું.

### ગણિતાનુક્રમ.

૧. જે દિવસે જે વખતના ગ્રહ વરતવાના હોય તે વખતના મધ્યમ સૂર્યના ઉદય કાળગત વખતના મધ્યમ ગ્રહ તૈયાર કરવા.

૨. ગુરૂ અને શનિમાં તેમનાં આકૃષણોનાં ફળ આપવાં.

૩. ચંદ્રમાં પ્રથમ સૂર્યાકર્ષણ ફળ આપી બાદ તેમાં ઇવેકશનનું ફળ આપવું. ત્યાર પછી તેમાં વેરીએશનનું ફળ દેવું ને છેલે મંદ ફળ આપીને કક્ષા ફળ આપવું.

૪. સૂર્યમાં દેવાનો કાળાન્તર સંસ્કાર સર્વે ગ્રહમાં આપવો.

૫. મધ્યમ ગ્રહ તૈયાર કરતી વખતે તેમના મંદોચ્ચ તથા પાતસ્થાનો પણ તૈયાર કરવાં.

૬. સૂર્યને સ્પષ્ટ કરવા માટે પ્રથમ તેનો ઉક્ત રીતિએ મંદ કેન્દ્ર કરી તેના પરથી આવેલ મંદ ફળ તેમાં આપવું.

૭. ભૌમાદિ બીજા ગ્રહમાં તેમના મંદકેન્દ્ર પરથી મંદ ફળ લાવી મધ્યમ ભૌમાદિમાં શરૂઆતે આપીને સૂર્ય કેન્દ્રીય સ્પષ્ટ ગ્રહ કરવા; બાદ તેનાપરથી ઉક્ત રીતિએ દરેક ગ્રહનું અલગ અલગ શીઘ્રફળ લાવીને ગ્રહમાં આપવું.

૮. સ્પષ્ટ ગતિની જરૂર હોય તો પ્રથમ ગતિનું મંદ ફળ ઉક્ત રીતિએ લાવી મધ્યમ ગતિમાં આપવું; બાદ-શીઘ્ર ગતિ ફળ લાવી તેમાં દેવું.

૯. શર અને ક્રાન્તિ વિગેરેની જરૂર હોય તો તે પણ ઉક્ત રીતે લાવવાં.

૧૦. લગ્ન દિનમાન વિગેરે પણ કથિત રીત મુજબ લાવવાં.

---

# પ્રકરણ ૧૦ મું.

## ઉપસંહાર.

૧. આ નાના ગ્રંથમાં ઉપર જણાવેલાં નવ પ્રકરણો છે ને તેમાં ગ્રહગણિતસંબંધી સામાન્ય જ્ઞાન મળે તેવી હકીકતનું બ્યાન આપવામાં આવ્યું છે.

૨. દરેક કોશેશે ગ્રહમાં ગણિતની સૂક્ષ્મતા જાળવવા માટે સાવચેતી રાખવામાં આવી છે; છતાં પણ કોઈ સ્થળે સ્વલ્પાન્તરને લીધે કોઇ ફળનો ત્યાગ કરેલ કોઇ વિદ્વાનને માલૂમ પડે તો તે માટે ક્ષમા માગવામાં આવે છે.

૩. આ ગ્રન્થ કચ્છભુજમાં રહેનાર શ્રૌત સ્માર્ત વિચારમાં ચતુર, દ્વિવેદી ઉપનામવાળા ગગુ ઉર્ફે મયાશંકરના તનયે પોતાના પૂજ્ય ગુરૂ શાસ્ત્રી પ્રભાશંકર જયશંકર પાસેથી કૃપા પ્રસાદી મેળવી બનાવેલ છે.

૪. વિક્રમ સંવત ૧૯૨૫, શાલીવાહન શકે ૧૭૯૧ વૈશાખ કૃષ્ણ અમાવાસ્યા ગુરૂવારને દિવસે શ્રી જામનગરમાં જન્મેલ, વિપ્રવર્ય ગગુના પુત્ર અને શાસ્ત્રી પ્રભાશંકરના શિષ્ય દ્વિવેદી કાનજીએ સંવત ૧૯૫૪ ના આષાઢ વદ ૫ વાર સોમ સને ૧૮૯૭ જુલાઇ તા. ૧૯ મીને રોજ જ્યોતિષ વિદ્યાના ગણિતવિષયના ઉત્સુકોને આનંદ દેવા માટે આ **લઘુસાયન ગ્રહસાધન** નામક ગ્રંથ કચ્છ માંડવીમાં ભટ્ટ નરોત્તમ રણછોડજી વૈદ્યને ત્યાં બનાવ્યો છે.

શ્રી

# લઘુપારાશરી અથવા ઉડુદાયપ્રદીપનું

રા. રા. કાનજી મયાશંકર દ્વિવેદીકૃત

પુષ્કળ વિવેચન સહિત ગુજરાતી ભાષાંતર.

છપાવી પ્રસિદ્ધકર્ત્તા

પંડિત જ્યેષ્ઠારામ મુકુન્દજી

સંસ્કૃત પુસ્તકાલય.

કાલકાદેવીરોડ નં. ૩૫૩, મુંબાઈ.

સં. ૧૯૫૩. સન ૧૮૯૭.

કીમત રૂ. ૦-૪-૦

# उडुदायप्रदीप

## अथवा

# लघुपाराशरीनुं

## ગુજરાતીભાષાંતર

सिद्धांतमौपनिषदं शुद्धांतं परमेष्ठिनः ॥ शोणाधरं महः किञ्चिद्वीणाधरमुपास्महे ॥ १ ॥ वयं पाराशरीं होरामनुसृत्य यथामति ॥ उडुदायप्रदीपाख्यं कुर्मो दैवविदां मुदे ॥ २ ॥

ઉપનિષદોના સિદ્ધાંત, બ્રહ્માના રણવાસરૂપ કંઈક લાલ ઓષ્ટવાળાં અને વીણા ધરવાવાળાં ( અનિવાર્ય ) તેજ ( રૂપ સરસ્વતિ ) ની અમે ઉપાસના કરીએ છીએ. ॥ ૧ ॥ જ્યોતિર્વિદોને આનંદ દેવા માટે પારાશરી હોરાશાસ્ત્રને અનુસરી ( અમારી ) મતી પ્રમાણે ( આ ) ઉડુદાયપ્રદીપ નામનો ગ્રંથ અમે કરીએ છીએ ॥ ૨ ॥

फलानि नक्षत्रदशाप्रकारेण विवृण्महे ॥ दशा विंशोत्तरी चात्र ग्राह्या नाष्टोत्तरी मता ॥३॥ बुधैर्भावादयः सर्वे ज्ञेयाः सामान्यशास्त्रतः ॥ एतच्छास्त्रानुसारेण संज्ञां ब्रूमो विशेषतः ॥ ४ ॥

ફળનું વિવરણ અમે નક્ષત્રદશાના પ્રકારથી કરીએ છીએ; આ શાસ્ત્રમાં વિંશોત્તરી દશા[1] લેવી, અષ્ટોત્તરી દશા[2] લેવી નહીં ॥ ૩ ॥ પંડિતોએ ભાવ

---

૧. જે દશામાર્ગમાં સર્વ ગ્રહોની દશાનો યોગ ૧૨૦ વર્ષનો થાયછે તેને વિંશોત્તરી દશા કહેછે, આ દશા જાણવાની રીત આ ગ્રંથના પરિશિષ્ટ અ માં આપવામાં આવી છે.

૨. જેમાં સર્વે ગ્રહોની દશાનો સરવાળો ૧૦૮ વર્ષનો થાયછે તેને અષ્ટોત્તરી દશા કહેછે.

વિગેરે (સંજ્ઞાઓ) સામાન્ય શાસ્ત્રપરથી જાણવા; આ શાસ્ત્રમાં જે વિશેષ સંજ્ઞા હશે તેજ અમે કહીએ છીએ. ॥ ૪ ॥

**पश्यंति सप्तमं सर्वे शनिजीवकुजाः पुनः ॥ विशेषतश्च त्रिदशत्रिकोणचतुरष्टमान् ॥ ५ ॥ सर्वे त्रिकोणनेतारो ग्रहाः शुभफलप्रदाः ॥ पतयस्त्रिषडायानां यदि पापफलप्रदाः ॥ ६ ॥**

સર્વે (ગ્રહ) (પોતાથી) સાતમાને જોય છે; ફરીને વિશેષે કરી શનિ (પોતાથી) ત્રીજા અને દશમા (ભાવ કે તેમાં પડેલ ગ્રહ) ને; ગુરૂ નવમા, પાંચમા (ભાવ કે તેમાં પડેલ ગ્રહ) ને અને મંગળ, (પોતાથી) ચોથા, આઠમા (ભાવ કે તેમાં પડેલ ગ્રહ) ને જોય છે: ॥ ૫ ॥ નવમા અને પાંચમા ભાવના અધિપતિ સર્વે ગ્રહો[1] શુભ ફળ દેછે; ત્રીજા, છઠ્ઠા અને અગિઆરમા ભાવના સ્વામીઓ[2] પાપ ફળ દેનાર છે. ॥ ૬ ॥

**न दिशंति शुभं नृणां सौम्याः केंद्राधिपा यदि ॥ क्रूराश्चेदशुभं ह्येते प्रवलाश्चोत्तरोत्तराः ॥ ७ ॥ लग्नाव्ययद्वितीयेशौ परेषां साहचर्यतः ॥ स्थानांतरानुगुण्येन भवतः फलदायकौ ॥ ८ ॥**

જો સૌમ્ય ગ્રહો[3] કેન્દ્રના[4] અધિપતિ[5] થયા હોય તો તેઓ મનુષ્યને

---

૧. શુભ ગ્રહ હોય વા પાપગ્રહ તે પણ.

૨. શુભ અને પાપ એ સ્થાનોના અધિપતિ થાય તો નેષ્ટ ફળ આપેછે.

૩. ચંદ્ર, બુધ, ગુરૂ અને શુક્ર એ શુભ ગ્રહ છે.

૪. લગ્ન, ચોથા, સાતમા અને દશમા ભાવને કેન્દ્ર કહેછે.

૫. કેન્દ્ર સ્થાનમાં પડેલ રાશિના અધિપતિ થયા હોય. રાશિ બાર છે તેમનાં નામ તથા તેના સ્વામી નીચે પ્રમાણે જાણી લેવા.

| | | | |
|---|---|---|---|
| મેષનો | સ્વામી | મંગળ | પાપ |
| વૃષભ | ,, | શુક્ર | સૌમ્ય |
| મિથુન | ,, | બુધ ક્રૂરયુક્ત ન હોય તો | ,, |
| કર્ક | ,, | ચંદ્રમા ક્ષીણ ન હોય તો | ,, |
| સિંહ | ,, | સૂર્ય | પાપ |

શુભ ફળ આપતા નથી; અને તેના અધિપતિ, ક્રૂરગ્રહો[1] થયા હોય તો તેઓ અશુભ ફળ આપતા નથી. એ પતિઓ એક બીજાથી ઉત્તરોત્તર બળવાન છે.[2] ॥ ૭ ॥ લગ્નથી બીજા અને બારમા ભાવના સ્વામીઓ બીજાના સાહચર્યે[3] અને સ્થાનાંતરના[4] ગુણરૂપ ફળ આપનાર થાયછે. ॥ ૮ ॥

**भाग्यव्ययाधिपत्येन रंध्रेशो न शुभप्रदः ॥ स एव शुभसंधाता लग्नाधीशोऽपि चेत्स्वयं ॥ ९ ॥ केंद्राधिपत्यदोषस्तु बलवान्गुरुशुक्रयोः ॥ मारकत्वेपि च तयोर्मारकस्थानसंस्थितिः ॥ १० ॥**

આઠમા ભાવનો સ્વામી ભાગ્ય[5] ભુવનથી બારમા ભાવનો સ્વામી થતો હોવાથી શુભ ફળ આપતો નથી, એજ ગ્રહ લગ્નાધિપતિ પણ થયેલો હોય તો શુભ ફળ આપેછે. ॥ ૯ ॥ ગુરૂ અને શુક્રને કેન્દ્રના પતિપણાંનો દોષ પ્રબળ છે; તેઓ (કેન્દ્રના અધિપતિ થઈ) મારકસ્થાનમાં[6] પડેલા હોય તો મારક[7] ગણાયછે. ॥ ૧૦ ॥

---

| | | | |
|---|---|---|---|
| કન્યા | ,, | બુધ ક્રૂરયુક્ત ન હોય તો | સૌમ્ય |
| તુલા | ,, | શુક્ર | ,, |
| વૃશ્ચિક | ,, | મંગળ | પાપ |
| ધન | ,, | ગુરૂ | સૌમ્ય |
| મકર | ,, | શનિ | પાપ |
| કુંભ | ,, | | |
| મીન | ,, | ગુરૂ | સૌમ્ય |

૧. સૂર્ય મંગળ અને શનિ એ પાપગ્રહ કહેવાય છે.

૨. પહેલા ભાવના સ્વામીથી ચોથા ભાવનો સ્વામી બળવાન, ચોથાના સ્વામીથી સાતમા ભાવનો સ્વામી બળવાન અને સાતમા ભાવના સ્વામીથી દશમા ભાવનો સ્વામી બળવાન.

૩. જે ગ્રહ સાથે રહેલો હોય તેને સાહચર્ય કહેછે, એ સાહચર્ય શુભ ગ્રહ હોય તો શુભ ફળ ને પાપગ્રહ હોય તો પાપ ફળ મળેછે.

૪. એટલે કે તેઓ જે ઘરમાં રહેલા હોય તે ઘર સાથે તેમનો જેવો સંબંધ હોય તેને અનુસરતું ફળ આપે છે એટલે કે મિત્રના ઘરમાં રહેલા હોય તો મિત્ર તરફથી, શત્રુના ઘરમાં રહેલા હોય તો શત્રુ તરફથી શુભાશુભ ફળ આપેછે.

૫. લગ્નથી નવમા સ્થાનને ભાગ્યભુવન કહેછે.

૬. બીજું અને સાતમું ભુવન મારકસ્થાન કહેવાય છે.

૭. શ્લોક ૧૦ માં ગુરૂ અને શુક્ર માટે જે દોષ કહેવામાં આવ્યા તેના કરતાં.

बुधस्तदनु चंद्रोपि भवेत्तदनुतद्विधः ॥ न रंध्रेशत्वदोपस्तु सूर्याचंद्रमसोर्भवेत् ॥ ११ ॥ कुजस्य कर्मनेतृत्वप्रयुक्ताशुभकारिता ॥ त्रिकोणस्यापि नेतृत्वे न कर्मेशत्वमात्रतः ॥ १२ ॥

તેજ પ્રમાણે તેથી[1] ઓછા દોષવાળો, બુધ ને તેનાથી ઓછા દોષવાળો ચંદ્ર છે. સૂર્ય અને ચંદ્રને આઠમા ભાવના સ્વામીપણાનો દોષ હોતો નથી. ॥ ૧૧ ॥ દશમ સ્થાનનું સ્વામીપણું પામેલ ભૌમ જો ત્રિકોણનો[2] અધિપતિ થયો હોય તો શુભ ફળ દેનાર થાયછે. કેવળ દશમા ભાવના સ્વામીપણાથી તે થતો નથી.[3] ॥ ૧૨ ॥

यद्यद्भावगतौ वापि यद्यद्भावेशसंयुतौ ॥ तत्तत्फलानि प्रबलौ प्रदिशेतां तमोग्रहौ ॥ १३ ॥

રાહુ, કેતુ જે જે ભાવમાં પડેલા હોય વા જે જે ભાવના સ્વામીની સાથે રહેલા હોય તેનું તેનું ફળ તે પ્રબળતાથી આપેછે. ॥ ૧૩ ॥

इत्युडुदायप्रदिपे संज्ञाऽध्यायः प्रथमः ॥ १ ॥

ઉડુદાયપ્રદીપનો સંજ્ઞાધ્યાય પૂરો થયો.

केंद्रत्रिकोणपतयः संबंधेन परस्परम् ॥ इतरैरप्रसक्ताश्चेद्विशेपफलदायकाः ॥ १४ ॥ केंद्रत्रिकोणनेतारौ दोपयुक्तावपि स्वयं ॥ संबंधमात्राद्बलिनौ भवेतां योगकारकौ ॥ १५ ॥

કેન્દ્ર અને ત્રિકોણના અધિપતિઓ પરસ્પરના સંબંધથી[4] બીજા સ્થાનોના અધિપતિ સાથે સંબંધ ન હોય તો વિશેષ (શુભ) ફળ દેનારા થાયછે. ॥ ૧૪ ॥

---

૧. જે ગ્રહની દશામાં મરણ થાય તે ગ્રહ મારક કહેવાય છે.

૨. નવમા અને પાંચમા ભાવને ત્રિકોણ કહેછે.

૩. શ્લોક ૭ માં જે શુભાશુભપણું કહ્યું છે તેનો આ અપવાદ છે.

૪. સંબંધ ચાર પ્રકારના છે. સ્થાનસંબંધ, દૃષ્ટિસંબંધ, અન્યતરદૃષ્ટિસંબંધ અને એકક્ષેત્રસંબંધ.

કેન્દ્ર તથા ત્રિકોણના અધિપતિ દોષયુક્ત હોય છતાં પણ જો પોતે માત્ર સંબંધથી બળવાન થયા હોય તો તેઓ (શુભ) યોગકારક થાયછે. ॥ ૧૫ ॥

**निवसेतां व्यत्ययेन तावुभौ धर्मकर्मणोः ॥ एकत्रान्यतरो वापि वसेच्चेद्योगकारकौ ॥ १६ ॥ त्रिकोणाधिपयोर्मध्ये संबंधो येन केनचित् ॥ केंद्रनाथस्य वलिनो भवेद्यदि सुयोगकृत् ॥ १७ ॥**

નવમા અને દશમા સ્થાનના સ્વામીઓ પરસ્પરનાં સ્થાનમાં રહેલા હોય[1] અથવા બન્નેસાથે રહેલા હોય[2] વા પોતપોતાની રાશિમાં રહેલા હોય[3] તો તેઓ (પ્રબળ રાજ) યોગ કરનાર થાયછે. ॥ ૧૬ ॥ નવમા અને પાંચમા ભાવના સ્વામીમાંના કોઈની પણ સાથે બળવાન કેન્દ્રાધિપતિનો[4] સંબંધ હોય તો તે (રાજ) યોગ કરનાર થાયછે. ॥ ૧૭ ॥

**दशास्वपि भवेद्योगः प्रायशो योगकारिणोः ॥ दशाद्वयीमध्यगतस्तदयुक्शुभकारिणाम् ॥ १८ ॥ योगकारकसंबंधात्पापिनोपि ग्रहाः स्वतः ॥ तत्तद्भुक्त्यनुसारेण दिशेयुर्योगजं फलम् ॥ १९ ॥**

ઘણું કરીને યોગકર્તા ગ્રહની દશામાં અથવા તેમની દશાના મધ્યના ભાગમાં આવેલી તેમની સાથે સંબંધ વિનાના શુભ ગ્રહની અંતર્દશામાં યોગ થાયછે.૧૮ પાપગ્રહો યોગકારકના સંબંધને લીધે પોતાની દશાની અંદર આવનારી તેમની અંતર્દશામાં તેમનું યોગાનુસાર યોગફળ આપેછે. ॥ ૧૯ ॥

**केंद्रत्रिकोणाधिपयोरेकत्वे योगकारकौ ॥ अन्यत्रिकोणपतिना संबंधो यदि किंपरम् ॥ २० ॥ यदि केंद्रे त्रिकोणे वा निवसेतां तमोग्रहौ ॥ नाथेनान्यतरेणापि संबंधाद्योगकारकौ ॥ २१ ॥**

---

૧. એટલે કે નવમા ભાવનો સ્વામી દશમે ને દશમા ભાવનો સ્વામી નવમે.

૨. નવમા અથવા દશમા એ બન્નેમાંના એક ભાવમાં સાથે રહેલા હોય.

૩. નવમાનો સ્વામી નવમે ભાવે ને દશમા ભાવનો સ્વામી દશમે ભાવે.

૪. દશમા ભાવનો સ્વામી.

કેન્દ્ર અને ત્રિકોણના સ્વામીઓ પરસ્પર સંબંધને લીધે (રાજ)યોગ કરનાર થાયછે. પણ જો બીજા ત્રિકોણ સ્થાનના સ્વામી સાથે તેનો સંબંધ કે સંગ હોય તો તે કરતાં બીજું વિશેષ શું જોઈએ? (અર્થાત્ તેથી મહદ્રાજયોગ થાયછે.) ॥ ૨૦ ॥ રાહુ અને કેતુ કેન્દ્ર અથવા ત્રિકોણમાં રહેલા હોય અથવા તે બન્ને સ્થાનોમાંના એકના સ્વામીની સાથે તેઓનો સંબંધ હોય તો તેઓ (રાજ) યોગ કરનારા થાયછે. ॥ ૨૧ ॥

**धर्मकर्माधिनेतारौ रंध्रलाभाधिपौ यदि ॥ तयोः संबं-
धमात्रेण न योगं लभते नरः ॥ २२ ॥**

નવમા અને દશમા ભાવના સ્વામીઓ ક્રમે આઠમા અને અગિઆરમા ભાવના સ્વામીઓ થયા હોય અથવા તેમની સાથે તેમનો માત્ર સંબંધ હોય-તો પણ મનુષ્યને યોગનું (શુભ) ફળ મળતું નથી. ॥ ૨૨ ॥

**इति राजयोगाऽध्यायः द्वितीयः ॥ २ ॥**

**ઉડુદાયપ્રદીપનો રાજયોગાધ્યાય ૨ જો પૂરો થયો.**

**अष्टमं ह्यायुषः स्थानमष्टमादष्टमं च यत् ॥ तयोरपि व्यय-
स्थानं मारकस्थानमुच्यते ॥ २३ ॥ तत्राप्याद्यव्यय-
स्थानाद् द्वितीयं वलवत्तरम् ॥ तदीशितुस्तत्र गताः
पापिनस्तेन संयुताः ॥ २४ ॥ तेषां दशाविपाकेषु
संभवे निधनं नृणाम् ॥ तेषामसंभवे साक्षाद्व्ययाधी-
शदशास्वपि ॥ २५ ॥ अलाभे पुनरेतेषां संबंधेन
व्ययेशितुः ॥ क्वचिच्छुभानां च दशा ह्यष्टमेशद-
शासु च ॥ २६ ॥**

આઠમો ભાવ ને આઠમા ભાવથી આઠમો ભાવ આયુઃસ્થાન કહેવાય છે, એ બન્નેના બારમા ભાવ મારકસ્થાન કહેવાય છે.[1] ॥ ૨૩ ॥ તેમાં પણ પહેલા સ્થાનના બારમા સ્થાન (એટલે સાતમા ભાવ) થી બીજું મારકસ્થાન (એટલે બીજો ભાવ) બળવાન છે. તે(ભાવમાં રહેલ રાશિના સ્વામી)ની

૧. એટલે બીજો અને સાતમો ભાવ મારકસ્થાન કહેવાય છે.

ામાં, અથવા તેમાં રહેલ પાપગ્રહની દશામાં અથવા તેની સાથે રહેલા પાપગ્રહની[1] દશામાં મનુષ્યના મરણનો સંભવ હોય તો કહેવો. તેમાં સંભવ જણાય તો સાક્ષાત્ બારમા ભાવની મહાદશામાં કહેવો. ॥ ૨૪ ॥ ૨૫ ॥ જેમાં મૃત્યુ થાય તેમ ન જણાય તો બારમા ભાવના અધિપતિની સાથે જે પાપગ્રહનો સંબંધ હોય તેમની દશામાં અથવા ક્યારેક શુભ ગ્રહની દશામાં અને ક્યારેક અષ્ટમ ભાવના સ્વામીની દશામાં ( મૃત્યુ સંભવ કહેવો. ) ॥ ૨૬ ॥

केवलानां च पापानां दशासु निधनं क्वचित् ॥ कल्पनीयं बुधैर्नृणां मारकाणामदर्शने ॥ २७ ॥ मारकैः सह संबंधान्निहंता पापकृच्छनिः ॥ अतिक्रम्येतरान्सर्वान् भवत्येव न संशयः ॥ २८ ॥

કથિત મારક ગ્રહોની મહાદશામાં મૃત્યુ ન થાય તો કેવળ પાપગ્રહની દશામાં પંડિતોએ મૃત્યુની કલ્પના કરવી. ॥ ૨૭ ॥ અશુભ ફળ દેનાર શનિ મારક ગ્રહની સાથેના સંબંધથી સર્વ ગ્રહોને ઉલ્લંઘી ખચિત મારક થાયછે. ॥૨૮॥

इत्युडुदायप्रदीपे आयुर्दायाऽध्यायस्तृतीयः ॥ ३ ॥

ઉડુદાયપ્રદીપનો આયુર્દાધ્યાય ૩ જો પુરો થયો.

न दिशेयुर्ग्रहाः सर्वे स्वदशासु स्वभुक्तिषु ॥ शुभाशुभफलं नृणामात्मभावानुरूपतः ॥ २९ ॥ आत्मसंबंधिनो ये च ये वा निजसधर्मिणः ॥ तेषामंतर्दशास्वेव दिशंति स्वदशाफलम् ॥ ३० ॥

સર્વે ગ્રહો પોતાના ભાવ વિગેરેનું શુભાશુભ ફળ મનુષ્યોને પોતાની મહાદશા તથા અંતર્દશામાં આપતા નથી. ॥૨૯ ॥ ( પરંતુ ) પોતાની સાથે સંબંધવાળા અને પોતાના જેવાં શુભાશુભ ફળ દેનાર ગ્રહની અંતર્દશામાં પોતાની દશાનું ફળ આપેછે. ॥ ૩૦ ॥

---

૧. પાપગ્રહ ત્રીજા, છઠ્ઠા અને અગિઆરમા ભાવના અધિપતિ અહીં ગણવા. પાપગ્રહનો અર્થ અહીં પાપ ફળ દેનાર ગ્રહ એવો થાયછે.

इतरेषां दशानाथविरुद्धफलदायिनाम् ॥ तत्तत्फलानुगुण्येन फलान्यूह्यानि सूरिभिः ॥ ३१ ॥ स्वदशायां त्रिकोणेशभुक्तौ केंद्रपतिः शुभम् ॥ दिशेत्सोपि तथा नोचेदसंबंधेन पापकृत् ॥ ३२ ॥

બીજા ગ્રહોની દશાનાં ફળ તેમની દશા વિરૂદ્ધ ફળ દેનાર દશાપતિની અંતર્દશા જ્યારે આવે ત્યારે તેના ગુણને અનુસરતાં વિદ્વાનોએ કહેવાં ॥ ૩૧ ॥ કેન્દ્રસ્થાનના અધિપતિની દશાનું શુભ ફળ ત્રિકોણપતિની અંતર્દશામાં કહેવું ને તે ત્રિકોણપતિ પણ પોતાનું શુભ ફળ કેન્દ્રપતિની અંતર્દશામાં આપે છે એમ કહેવું. એ બન્નેનો સંબંધ નહોય તો એ દશા પાપફળદાયી થાય છે. ॥૩૨॥

आरंभो राजयोगस्य भवेन्मारकभुक्तिषु ॥ प्रथयंति तमारभ्य क्रमशः पापभुक्तयः ॥ ३३ ॥ तत्संबंधिशुभानां च तथा पुनरसंयुजाम् ॥ शुभानां तु समत्वेन संयोगो योगकारिणाम् ॥ ३४ ॥

રાજયોગનો આરંભ મારક ગ્રહની અંતર્દશામાં થાય તો (તેને રાજાપણાનું વિશેષ સુખ ન આપતાં) મારક ગ્રહની અંતર્દશાઓ ત્યારથી તેની ખ્યાતીનો ક્રમે વધારો કરેછે. ॥ ૩૩ ॥ તેના સંબંધી શુભ ગ્રહની દશામાં (રાજયોગનો પ્રારંભ થાય તો રાજા તુલ્ય સુખ મળે) અને સમાન સંબંધને ધર્મરહિત યોગ કર્તા શુભ ગ્રહની અંતર્દશામાં (રાજ્યોગનો પ્રારંભ થાય) તો તેનું ફળ સમાન થાયછે. ॥ ૩૪ ॥

शुभस्यास्य प्रसक्तस्य दशायां योगकारकाः ॥ स्वभुक्तिषु प्रयच्छंति कुत्रचिद्योगजं फलम् ॥ ३५ ॥ तमोग्रहौ शुभारूढावसंबंधेन केनचित् ॥ अंतर्दशानुसारेण भवेतां योगकारकौ ॥ ३६ ॥

સંબંધવાળા શુભ ગ્રહની દશામાં યોગકારક ગ્રહો યોગનું ફળ (તેની અંદરની) પોતાની અંતર્દશામાં આપેછે. ॥ ૩૫ ॥ રાહુ કેતુ કોઈ ગ્રહની સાથે

સુસંબંધ ધરાવ્યા વિના શુભ સ્થાનમાં રહેલા હોય તો અંતર્દશાનુસાર યોગકારક થાય છે.[1] ॥ ૩૬ ॥

पापा यदि दशानाथाः शुभानां तदसंयुजाम् ॥ भुक्तयः पापफलदास्तत्संयुक्शुभभुक्तयः ॥ ३७ ॥
भवंति मिश्रफलदा भुक्तयो योगकारिणाम् ॥ अत्यंतपापफलदा भवंति तदसंयुजाम् ॥ ३८ ॥

દશાના અધિપતિ પાપગ્રહ હોય તો તે સાથે સંબંધ વિનાના શુભ ગ્રહોની અંતર્દશા પાપ ફળવાળી થાયછે ને સંબંધવાળા શુભ ગ્રહોની ભુક્તિ મધ્યમફળદાતા થાયછે; અને તે સાથે સંબંધવિનાના યોગકારક ગ્રહની ભુક્તિઓ અત્યંત અશુભ ફળ દેનાર થાયછે. ॥ ૩૭ ॥ ॥ ૩૮ ॥

सत्यपि स्वेन संबंधे न हंति शुभभुक्तिषु ॥ हंति सत्यप्यसंबंधे मारकः पापभुक्तिषु ॥ ३९ ॥ परस्परदशायां स्वभुक्तौ सूर्यजभार्गवौ ॥ व्यत्ययेन विशेषेण प्रदिशेतां शुभाशुभम् ॥ ४० ॥

મારક ગ્રહની સાથે સંબંધ હોય છતાં શુભ ગ્રહની ભુક્તિમાં તે મારતો નથી; ને પાપગ્રહની સાથે તેનો સંબંધ નહોય છતાં તેની ભુક્તિમાં તે મારેછે. ॥ ૩૯ ॥ શુક્ર અને શનિ પોતપોતાનું શુભાશુભ ફળ એક બીજાની દશામાં વિશેષે કરી આપેછે. ॥ ૪૦ ॥

कर्मलग्नाधिनेतारावन्योन्याश्रयसंस्थितौ ॥ राजयोगाविति प्रोक्तं विख्यातो विजयी भवेत् ॥४१॥ धर्मकर्माधिनेतारावन्योन्याश्रयसंस्थितौ ॥ राजयोगाविति प्रोक्तं विख्यातो विजयी भवेत् ॥ ४२ ॥

લગ્ન અને દશમા ભાવના સ્વામીઓ એક બીજાની રાશિમાં પડેલા હોય તો તે રાજયોગ થાયછે. ( એમાં જન્મેલ) મનુષ્ય વિખ્યાત અને વિજયી થાયછે.

---

૧. અંતર્દશા શુભફળદાતા હોય તો તેઓ શુભ ફળ આપેછે ને અશુભફળદાતા હોય તો અશુભફળદાતા થાયછે.

॥ ૪૧ ॥ નવમા ભાવનો સ્વામી અને દશમા ભાવનો સ્વામી એક બીજાની રાશિમાં રહેલ હોય તો રાજયોગ થાયછે. (એ યોગમાં જેનો જન્મ થયો હોય) તે વિખ્યાત અને વિજયી થાયછે. ॥ ૪૨ ॥

## इति उडुदायप्रदीपेंतर्दशाऽध्यायः चतुर्थः ॥ ४ ॥

## ઉડુદાયપ્રદીપનો દશાન્તર્દશાધ્યાય ૪ પૂરો થયો.

**समाप्तः ।**

---

## પરિશિષ્ટ अ.

### વિંશોત્તરી દશાનો ક્રમ તેનાં વર્ષો તથા નક્ષત્ર.

| દશાનું નામ. | સૂર્ય | ચંદ્ર | મંગળ | રાહુ | ગુરૂ | શનિ | બુધ | કેતુ | શુક્ર |
|---|---|---|---|---|---|---|---|---|---|
| દશાનાં વર્ષ | ૬ | ૧૦ | ૭ | ૧૮ | ૧૬ | ૧૯ | ૧૭ | ૭ | ૨૦ |
| જન્મ વખતે કયું નક્ષત્ર હોય તો એ દશા આવે. | કૃતિકા. ઉત્તરાફા. ઉત્તરાષાઢા. | રોહિણી. હસ્ત. શ્રવણ. | મૃગશીર્ષ. ચિત્રા. ધનિષ્ઠા | આર્દ્રા. સ્વાતિ. શતતારકા. | પુનર્વસુ. વિશાખા. પૂર્વાભાદ્રપદ. | પુષ્ય. અનુ૦. ઉત્તરાભાદ્ર૦. | અશ્લેષા જ્યેષ્ઠા રેવતી. | મઘા. મૂળ. અશ્વિની. | પૂર્વાફાલ્ગુ૦ પૂર્વાષાઢા. ભરણી |

### જન્મ વખતે કઇ દશાનાં કેટલાં વર્ષ ગયાં તે જાણવાની રીતિ.

જન્મ નક્ષત્ર જે હોય તે ક્યારે શરૂ થયું ને તે ક્યાં લગણ રહેશે તે પંચાગમાં જોઈ નક્કી કરવું.

એ બન્ને કાળની વચ્ચેનાં ઘડી પળને તે નક્ષત્રનું માન કહેવું. જે વખતે જન્મ થયો હોય તે વખત સુધી તે નક્ષત્રની જેટલી ઘડી પળ ગયાં હોય તેને તે નક્ષત્રમાં ઉપલા કોઠા પ્રમાણે જે ગ્રહની દશા આવતી હોય તેનાં વર્ષથી ગુણતાં જે આંક આવે તેને નક્ષત્રનાં માનથી ભાગ દેવાથી તે ગ્રહની દશાનાં ભુક્ત વર્ષ આવેછે. એ ભુક્ત વર્ષોને દશાનાં માનમાંથી બાદ કરવાથી જન્મ પછી વર્તમાન દશા કેટલો વખત ભોગવવાની છે. તે વર્ષો આવેછે.

એ ભોગ્ય વર્ષ જાણ્યાપછી ઉપરના દશાના ક્રમ પ્રમાણે ઉત્તરોત્તર દશાનાં વર્ષો તેમાં ઉમેરી જીંદગીપર્યંત દશા જાણવી.

## મહાદશામાં અંતર્દશા જાણવાની રીત.

જે ગ્રહની મહાદશામાં જે ગ્રહની અંતર્દશા જાણવાની હોય તે ગ્રહોની દશા વર્ષોના ગુણાકારને દશથી ભાગવાથી પરસ્પરની મહાદશામાં પરસ્પરની અંતર્દશાનું માસાદિ માન આવેછે.

# ગ્રહનીપરસ્પરની મહાદશામાં પરસ્પરની અંતરદશાનો કોઠો

સૂર્યની મહાદશા વર્ષ ૬ માં અંતર્દશા.

| | સૂ. | ચં. | મં. | રા. | ગુ. | શ. | બુ. | કે. | શુ. |
|---|---|---|---|---|---|---|---|---|---|
| વર્ષ | ० | ० | ० | ० | ० | ० | ० | ० | ૧ |
| માસ | ૩ | ૬ | ૪ | ૧० | ૯ | ૧૧ | ૧० | ૪ | ० |
| દિન | ૧૮ | ० | ૬ | ૨૪ | ૧૮ | ૧૨ | ૬ | ૬ | ० |
| ઘટી | ० | ० | ० | ० | ० | ० | ० | ० | ० |
| પલ | ० | ० | ० | ० | ० | ० | ० | ० | ० |
| વિપળ | ० | ० | ० | ० | ० | ० | ० | ० | ० |

ચંદ્રની મહાદશા વર્ષ ૧० માં અંતર્દશા.

| | ચં. | મં. | રા. | ગુ. | શ. | બુ. | કે. | શુ. | સૂ. |
|---|---|---|---|---|---|---|---|---|---|
| વર્ષ | ० | ० | ૧ | ૧ | ૧ | ૧ | ० | ૧ | ० |
| માસ | ૧० | ૪ | ૬ | ૪ | ૭ | ૫ | ૭ | ૮ | ૬ |
| દિન | ० | ૬ | ० | ० | ० | ० | ० | ० | ० |
| ઘટી | ० | ० | ० | ० | ० | ० | ० | ० | ० |
| પલ | ० | ० | ० | ० | ० | ० | ० | ० | ० |
| વિપળ | ० | ० | ० | ० | ० | ० | ० | ० | ० |

મંગળની મહાદશા વર્ષ ૭ માં અંતર્દશા.

| | મં. | રા. | ગુ. | શ. | બુ. | કે. | શુ. | સૂ. | ચં. |
|---|---|---|---|---|---|---|---|---|---|
| વર્ષ | ० | ૧ | ० | ૧ | ० | ० | ૧ | ० | ० |
| માસ | ૪ | ० | ૧૧ | ૧૨ | ૧૧ | ૪ | ૨ | ૪ | ૭ |
| દિન | ૨૭ | ૧૮ | ૬ | ૨૭ | ૨૭ | ૨૭ | ० | ૬ | ० |
| ઘટી | ० | ० | ० | ० | ० | ० | ० | ० | ० |
| પળ | ० | ० | ० | ० | ० | ० | ० | ० | ० |
| વિપળ | ० | ० | ० | ० | ० | ० | ० | ० | ० |

રાહુની મહાદશા વર્ષ ૧૮ માં અંતર્દશા.

| | રા. | ગુ. | શ. | બુ. | કે. | શુ. | સૂ. | ચં. | મં. |
|---|---|---|---|---|---|---|---|---|---|
| વર્ષ | ૨ | ૨ | ૨ | ૨ | ૧ | ૩ | ० | ૧ | ૧ |
| માસ | ૮ | ૪ | ૧० | ૬ | ० | ० | ૧० | ૬ | ० |
| દિન | ૧૨ | ૨૪ | ૬ | ૧૮ | ૧૮ | ० | ૨૪ | ० | ૧૮ |
| ઘટી | ० | ० | ० | ० | ० | ० | ० | ० | ० |
| પળ | ० | ० | ० | ० | ० | ० | ० | ० | ० |
| વિપળ | ० | ० | ० | ० | ० | ० | ० | ० | ० |

ગુરૂની મહાદશા વર્ષ ૧૬ માં અંતર્દશા.

| | ગુ. | શ. | બુ. | કે. | શુ. | સૂ. | ચં. | મં. | રા. |
|---|---|---|---|---|---|---|---|---|---|
| વર્ષ | ૨ | ૨ | ૨ | ૦ | ૨ | ૦ | ૧ | ૦ | ૨ |
| માસ | ૧ | ૬ | ૩ | ૧૧ | ૮ | ૯ | ૪ | ૧૧ | ૪ |
| દિન | ૧૮ | ૧૨ | ૬ | ૬ | ૦ | ૧૮ | ૦ | ૬ | ૨૪ |
| ઘટી | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| પળ | ૦ | ૦ | ૦ | ૦ | ૮ | ૦ | ૦ | ૦ | ૦ |
| વિપળ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |

શનિની મહાદશા વર્ષ ૧૯ માં અંતર્દશા.

| | શ. | બુ. | કે. | શુ. | સૂ. | ચં. | મં. | રા. | ગુ. |
|---|---|---|---|---|---|---|---|---|---|
| વર્ષ | ૩ | ૨ | ૧ | ૩ | ૦ | ૧ | ૧ | ૨ | ૨ |
| માસ | ૦ | ૮ | ૧ | ૨ | ૧૧ | ૭ | ૧ | ૧૦ | ૬ |
| દિન | ૩ | ૯ | ૯ | ૦ | ૧૨ | ૦ | ૯ | ૬ | ૧૨ |
| ઘટી | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| પળ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| વિપળ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |

બુધની મહાદશા વર્ષ ૧૭ માં અંતર્દશા.

| | બુ. | કે. | શુ. | સૂ. | ચં. | મં. | રા. | ગુ. | શ. |
|---|---|---|---|---|---|---|---|---|---|
| વર્ષ | ૨ | ૦ | ૨ | ૦ | ૧ | ૦ | ૨ | ૨ | ૨ |
| માસ | ૪ | ૧૧ | ૧૦ | ૧૦ | ૫ | ૧૧ | ૬ | ૩ | ૮ |
| દિન | ૨૭ | ૨૭ | ૦ | ૬ | ૧૮ | ૨૭ | ૧૮ | ૬ | ૯ |
| ઘટી | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| પળ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| વિપળ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |

કેતુની મહાદશા વર્ષ ૭ માં અંતર્દશા.

| | કે. | શુ. | સૂ. | ચં. | મં. | રા. | ગુ. | શ. | બુ. |
|---|---|---|---|---|---|---|---|---|---|
| વર્ષ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ |
| માસ | ૪ | ૨ | ૪ | ૭ | ૪ | ૦ | ૧૧ | ૧ | ૧૧ |
| દિન | ૨૭ | ૦ | ૬ | ૦ | ૨૭ | ૧૮ | ૬ | ૯ | ૨૭ |
| ઘટી | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| પળ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| વિપળ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |

શુક્રની મહાદશા વર્ષ ૧૦ માં અંતર્દશા.

| | શુ. | સૂ. | ચં. | મં. | રા. | ગુ. | શ. | બુ. | કે. |
|---|---|---|---|---|---|---|---|---|---|
| વર્ષ | ૩ | ૧ | ૧ | ૧ | ૩ | ૨ | ૩ | ૨ | ૧ |
| માસ | ૪ | ૦ | ૮ | ૨ | ૦ | ૮ | ૨ | ૧૦ | ૨ |
| દિન | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ઘટી | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| પળ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| વિપળ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |

# બૃહજ્જાતકનું ગુજરાતી ભાષાંતર.

## અધ્યાય ૧ લો.

### રાશિશીલાધ્યાય.

( शार्दूलविक्रीडितं ) मूर्तित्वे परिकल्पितश्शशभृतो वर्त्माऽपुनर्जन्मनामात्मेत्यात्मविदां क्रतुश्च यजताम्भर्तामरज्योतिषाम् ॥ लोकानाम्प्रलयोद्भवस्थितिविभुश्चानेकधा यः श्रुतौ वाचं नः स ददात्वनेककिरणस्त्रैलोक्यदीपो रविः ॥ १ ॥

જે પોતાના પ્રકાશથી ચંદ્રને પ્રકાશમાન કરે છે, જે મોક્ષ પામનારાઓનો મોક્ષમાર્ગ છે, જે આત્મવેત્તાઓનો આત્મા છે, યાજ્ઞિકોનો યજ્ઞપુરૂષ છે, જે અમરો અને જ્યોતિર્ગણોનો ભર્તા છે, જે દુનિઆની ઉત્પત્તિ અને લયનો કર્તા છે અને જે વેદમાં અનેક રીતે સ્તવન કરાયલો છે તે અનેક કિરણવાળો ત્રૈલોકને દીપાવનાર રવિ અમને વાણી આપો. ॥ ૧ ॥

( शा० वि० ) भूयोभिः पटुबुद्धिभिः पटुधियां होराफलज्ञप्तये शब्दन्यायसमन्वितेषु बहुशश्शास्त्रेषु दृष्टेष्वपि ॥ होरातन्त्रमहार्णवप्रतरणे भग्नोद्यमानामहं स्वल्पं वृत्तविचित्रमर्थबहुलं शास्त्रप्लवम्प्रारभे ॥ २ ॥

જો કે ચંચળ બુદ્ધિવાળાઓને હોરાફળ જાણવામાટે ઘણા શાસ્ત્ર લખનારાઓના હાથેથી શબ્દન્યાયસમન્વિત ઘણા ગ્રંથ રચાયલા છે તોપણ હું હોરાતંત્રરૂપી મોટા સમુદ્ર તરવામાં ભગ્ન થયેલા પ્રયત્નોવાળા સખ્સો માટે

(આ) નાનાં વિચિત્ર વૃત્ત ને ઘણા અર્થવાળાં શાસ્ત્રરૂપી નૌકાનો પ્રારંભ કરૂંછું. ॥ ૨ ॥

( इंद्रवज्रा ) होरेत्यहोरात्रविकल्पमेके वाञ्छन्ति पूर्वापरवर्णलोपात् ॥ कर्मार्जितं पूर्वभवे सदादि यत्तस्य पक्तिं समभिव्यनक्ति ॥ ३ ॥

કેટલાક આચાર્યોના મતપ્રમાણે હોરા એ શબ્દ અહોરાત્ર શબ્દનો અપભ્રંશ છે, ને તે તેનો પહેલો તથા છેલો અક્ષર લોપ થઈ જવાથી બનેલો છે એવું કહેછે, એ હોરાશાસ્ત્ર પૂર્વભવમાં કરેલાં સારાં નરસાં કર્મોનું આ ભવમાં શું શુભાશુભ ફળ ભોગવાશે તે સ્પષ્ટ રીતિથી કહેછે. ॥ ૩ ॥

( शा० वि० ) कालाङ्गानि वराङ्गमाननमुरो हृत्क्रोडवासोभृतो वस्तिर्व्यञ्जनमूरुजानुयुगले जंघे ततोऽङ्घ्रिद्वयम् ॥ मेषाश्विप्रथमा नवर्क्षचरणाश्चक्रस्थिता राशयो राशिक्षेत्रग्रहर्क्षभानि भवनं चैकार्थसम्प्रत्ययाः ॥४॥

મેષથી તથા અશ્વિની નક્ષત્રથી શરૂ થતી રાશિમંડળમાંની (બાર) રાશિઓ જે એક ચક્રમાં રહેલી છે અને જે દરેકમાં નક્ષત્રના નવ પાયા રહેલા છે, તે ક્રમે કાળપુરૂષનાં માથાં, મોં, છાતી, હૃદય, પેટ, કેડ, પેડુ, લિંગ, બેઉ ઉરૂ, બેઉ જંઘા, બેઉ ગોઠણ, બેઉ ગોઠણની તળેના ભાગો, તથા બેઉ પગોપર રહેલી છે. રાશિ. ગ્રહ, રૂક્ષ, ભ, ભવન, એ સર્વેનો એકજ અર્થ છે. ॥ ૪ ॥

( वसंततिलका ) मत्स्यौ घटी नृमिथुनं सगदं सवीणं चापी नरोऽश्वजघनो मकरो मृगास्यः ॥ तौली ससस्यदहना प्लवगा च कन्या शेषाः स्वनामसदृशाः खचराश्च सर्वे ॥ ५ ॥

મીન રાશિનો આકાર બે માછલીના જેવો છે, કુંભ રાશિનો આકાર હાથમાં ઘડો લઈ જતા મનુષ્યના જેવો છે. મિથુન રાશિનો આકાર હાથમાં ગદા લીધેલા પુરૂષ તથા વિણા લીધેલી સ્ત્રી-પુરૂષનાં જોડલાં જેવો છે, ધન રાશિનો આકાર નીચેના ભાગમાં ઘોડાના આકારવાળા મનુષ્યના જેવો છે, મકર

રાશિનો આકાર મૃગલાંનાં જેવા મોવાળાં મગરમચ્છના જેવો છે, તુલ રાશિનો આકાર હાથમાં ત્રાજવાં લઈ ઉભેલા મનુષ્ય જેવો છે. કન્યા રાશિનો આકાર ખડ અને દેવતા સહીત વહાણમાં બેઠેલી કન્યાના જેવો છે, અને બાકીની સર્વે રાશિઓનો આકાર જેવાં તેમનાં નામો છે તેવોજ છે.[1] ॥ ૫ ॥

આ શ્લોક તેમજ ચોથા શ્લોકમાં જણાવેલો વિષય. પ્રશ્નસંબંધમાં ખોવાયલી ચીજ શોધવામાટે ઘણોજ ઉપયોગી છે.

( त्रोटक ) क्षितिजसितज्ञचन्द्ररविसौम्यसितावनिजाः सुरगुरुमन्दसौरिगुरवश्च गृहांशकपाः ॥ अजमृगतौलिचन्द्रभवनादिनवांशविधिर्भवनसमांशकाधिपतयः स्वगृहात् क्रमशः ॥ ६ ॥

મંગલ, શુક્ર, બુધ, ચંદ્ર, સૂર્ય, બુધ, શુક્ર, મંગળ, ગુરૂ, શનિ, શનિ અને ગુરૂ એ મેષાદિ બારે રાશિઓના, તેમજ તેમનાં નવાંશના ક્રમે અધિપતિઓ છે, મેષાદિ રાશિઓનાં નવાંશ ક્રમે, મેષ, મકર, તુલ, અને કર્કથી શરૂ થાયછે.[2] ॥ ૬ ॥

( पुष्पिताग्रा ) कुजरविजगुरुज्ञशुक्रभागाः पवनसमीरणकौर्प्यजूकलेयाः ॥ अयुजि युजि तु भे विपर्ययस्थाः शशिभवनालिझषान्तमृक्षसन्धिः ॥ ७ ॥

વિષમ રાશિમાં તેના પ્રથમના પાંચ અંશ મંગળના, તે પછીના પાંચ શનિના, તે પછીના આઠ ગુરૂના, તે પછીના સાત બુધના અને છેલા પાંચ અંશ શુક્રના છે, સમ રાશિમાં ઉપર જણાવેલાં તેમના અંશો તથા સ્વામીઓનો

૧ મેષ રાશિનો આકાર તેનો અર્થ બકરો થાય છે તેના જેવો છે, વૃષભનો ગોધાના જેવો, કર્કનો કડચલાં જેવો, સિંહનો સિંહના જેવો ને વૃશ્ચિકનો વીંછી જેવો છે.

૨ મેષ, સિંહ અને ધન એ રાશિનાં નવાંશ મેષથી શરૂ થાય છે, વૃષભ, કન્યા અને મકર રાશિનાં નવાંશ મકર રાશિથી શરૂ થાયછે, મિથુન તુલ અને કુંભ રાશિનાં નવાંશ તુલ રાશિથી શરૂ થાયછે. અને કર્ક, વૃશ્ચિક અને મીન રાશિનાં નવાંશ કર્ક રાશિથી શરૂ થાયછે.

ક્રમ ઉલટો ગણવો.[1] કર્ક મીન અને વૃશ્ચિકના અંત્યભાગને રૂક્ષસંધિ અથવ તો રાશિ ગડાંત કહે છે. ॥ ૭ ॥

( आर्या ) क्रियतावुरिजितुमकुलीरलेयपाथोन जूक-
कौर्प्याख्याः ॥ तौक्षिक आकोकेरो हृद्रोगश्चांत्यभं
चेत्थम् ॥ ८ ॥

મેષાદિ બાર રાશિનાં બીજા નાંમો ક્રમે, ક્રિય, તાવુરી, જીતુમ, કુલીર, લેય, પાથોન, જુક કૌર્પી, તૌક્ષિક, આકોકેરો, હૃદ્રોગ ને અત્યભ છે.[2] ॥ ૮ ॥

( इं० व० ) द्रेष्काणहोरानवभागसंज्ञास्त्रिंशांशकद्वा-
दशसंज्ञिताश्च ॥ क्षेत्रञ्च यद्यस्य स तस्य वर्गो होरेति
लग्नं भवनस्य चार्द्धम् ॥ ९ ॥

જે ગ્રહ પોતાના દૃષ્કાણ, નવાંશ, હોરા, ત્રિશાંશ, દ્વાદશાંશ અને ક્ષેત્રમાં રહેલો હોય તે પોતાના વર્ગમાં રહેલો છે એમ કહેવાય છે. હોરા એ શબ્દનો અર્થ લગ્ન અને લગ્નનું અર્ધ એ બન્ને થાયછે. ॥ ૯ ॥

( वसंतति० ) गोजाश्विकर्किमिथुनाः समृगा निशा-
ख्याः पृष्टोदया विमिथुनाः कथितास्त एव ॥ शी-
र्षोदया दिनबलाश्च भवन्ति शेषा लग्नं समेत्युभयतः
पृथुरोमयुग्मम् ॥ १० ॥

મેષ, વૃષભ, મિથુન, કર્ક, ધન અને મકર એ રાશિઓ રાત્રિની બલવાન રાશિ ગણાય છે ને એ રાશિમાંથી મિથુન રાશિ સિવાયની રાશિઓ પૃષ્ટોદય રાશિ કહેવાય છે, બાકીની રાશિઓ શીર્પોદય રાશિ કહેવાય છે ને તે દિવસની બલવાન ગણાય છે. ॥ ૧૦ ॥

૧ ત્રિશાંશ જાણવામાટે ઉપરનો નિયમ આપવામાં આવ્યો છે. ત્રિશાંશનો ખપ સ્ત્રીજાતકનો ફલાદેશ કહેવામાટે આચાર્યે વિશેષે કરી લીધેલો છે. મેષથી ક્રમે એકી અને બેકી અર્થાત્ વિષમ સમ રાશિની ગણના જાણવી. જેમ કે મેષ વિષમ, વૃષભ સમ, મિથુન વિષમ ને કર્ક સમ, એ પ્રમાણે.

૨ ઉપરનાં નામોમાં કુલીર અને અન્ત્યભ શિવાયનાં બાકીનાં સર્વે ચોખાં ગ્રીક ભાષાનાં નામો છે તે પરથી એમ જણાય છે જે ગ્રીક તથા આર્યલોકોનો તે વેળા ઉપર ઉપરનો વ્યવહાર હોવો જોઇએ.

( मं० क्रा० ) क्रूरः सौम्यः पुरुषवनिते ते चरागद्विदेहाः प्रागादीशाः क्रियवृषनृयुक्कर्कटाः सत्रिकोणाः॥
मार्तण्डेंद्वोरयुजि समभे चन्द्रभान्वोश्च होरे द्रेष्काणाः
स्युः स्वभवनसुतत्रित्रिकोणाधिपानाम् ॥ ११ ॥

મેષાદિ રાશિઓની ક્રમે, ક્રૂર સૌમ્ય, પુરૂષ સ્ત્રી, અને ચરસ્થિર અને દ્વિસ્વભાવ એવી સંજ્ઞા છે.[1] મેષ, વૃષભ, મિથુન, અને કર્ક પોતાની ત્રિકોણ રાશિઓ સાથે ક્રમે, પૂર્વ, દક્ષિણ, પશ્ચિમ અને ઉત્તર દિશાની અધિપતિ છે.[2] વિષમ રાશિની પહેલી હોરા સૂર્યની અને બીજી ચંદ્રની, અને સમરાશિની પહેલી ચંદ્રની અને બીજી સૂર્યની હોરા હોય છે, રાશિના દૃષ્કાણના અધિપતિઓ ક્રમે રાશિ તથા તેથી પાંચમી અને નવમી રાશિના અધિપતિઓ હોયછે.[3] ॥૧૧॥

( इं० व० ) केचित्तु होरां प्रथमाम्भपस्य वाञ्छन्ति
लाभाधिपतेर्द्वितीयाम् ॥ द्रेष्काणसंज्ञामपि वर्णयन्ति
स्वद्वादशैकादशराशिपानाम् ॥ १२ ॥

કેટલાક આચાર્યો પહેલી હોરા રાશિપતિની અને બીજી રાશિથી અગિઆરમી રાશિના અધિપતિની હોયછે એમ કહેછે[4] અને તેમજ દૃષ્કાણના

---

૧ મેષ, મિથુન, સિંહ, તુલ, ધન, કુંભ એ વિષમ રાશિઓ, ક્રૂર રાશિ, તેમજ પુરૂષસંજ્ઞિક રાશિ કહેવાયછે. બાકીની સમરાશિઓ, સૌમ્યરાશિ અને સ્ત્રીસંજ્ઞિક રાશિઓ કહેવાયછે, તેમજ મેષ, કર્ક, તુલ, અને મકર એ ચરસંજ્ઞિક, વૃષભ, સિંહ, વૃશ્ચિક, અને કુંભ સ્થિરસંજ્ઞિક અને મિથુન, કન્યા, ધન અને મીન એ દ્વિસ્વભાવસંજ્ઞિક રાશિઓ કહેવાય છે.

૨ મેષ, સિંહ અને ધન એ પૂર્વદિશાની અધિપતિ છે. વૃષભ, કન્યા અને મકર એ દક્ષિણ દિશાની અધિપતિ છે. મિથુન તુલ, અને કુંભ, એ પશ્ચિમ દિશાની અધિપતિ છે. કર્ક, વૃશ્ચિક અને મીન એ ઉત્તર દિશાની અધિપતિ છે. એ સંજ્ઞા ચોરાયલું ધન કઇ દિશામાં ગયેલું છે તે જાણવામાં ઘણી ઉપયોગી છે.

૩ દાખલા તરિકે મેષ રાશિના ત્રણે દૃષ્કાણના અધિપતિ ક્રમે, મંગળ, સૂર્ય અને ગુરૂ થાય છે તે પ્રમાણે.

૪ એ મત ગર્ગાચાર્ય અને તેના અનુયાયીઓનો છે, આચાર્ય વરાહમિહિરનો મત જે સત્યાચાર્યના મતને મળતો છે તે તેણે શ્લોક ૧૧ માં જણાવ્યો છે.

અધિપતિ પણ રાશિ, તેથી બારમી રાશિ અને અગિઆરમી રાશિના જે અધિપતિઓ હોય તે થાયછે[1] એવું કહેછે. ॥ ૧૨ ॥

( पुष्पिताग्रा ) अजवृषभमृगाङ्गनाकुलीरा झषवणिजौ च दिवाकरादितुङ्गाः ॥ दशशिखिमनुयुक्तिथींद्रियांशैस्त्रिनवकविंशतिभिश्च तेऽस्तनीचाः ॥ १३ ॥

મેષ, વૃષભ, મકર, કન્યા, કર્ક, મીન અને તુલ એ રાશિઓ સૂર્યાદિ ગ્રહોની ક્રમે ઉચ્ચરાશિઓ કહેવાય છે. અને ક્રમે, ૧૦,૩,૨૮,૧૫,૫,૨૭ અને ૨૦ માં ઉપર જણાવેલી રાશિઓના અંશો તે ગ્રહોના પૂર્ણોચ્ચાંશ કહેવાય છે. ઉચ્ચરાશિથી સાતમી રાશિ નીચ રાશિ કહેવાયછે.[2] ॥ ૧૩ ॥

---

૧ દાખલા તરિકે ધનરાશિની આ ગણના પ્રમાણે પ્રથમ હોરા ગુરૂની અને બીજી શુક્રની થાય. તેમજ તેના પહેલા દ્રષ્કાણનો ધણી, ગુરૂ બીજાનો એટલે તેથી બારમી રાશિ જે વૃશ્ચિક થાયછે તેનો સ્વામી મંગળ છે તે અને ત્રીજાનો તેની અગિઆરમી રાશિનો સ્વામી જે શુક્ર છે તે થાયછે.

૨ ઉચ્ચ રાશિમાં રહેલો ગ્રહ ઘણોજ બલવાન અને નીચ રાશિમાં રહેલો ઘણોજ નબળો ગણાયછે. ગ્રહોનો ક્રમ વારના ક્રમપ્રમાણે લેવાનો પ્રચાર છે, ઉપરનો શ્લોક બરાબર સમજાય માટે નીચેનો કોઠો સગવડ ખાતર આપવામાં આવેલ છે.

| ગ્રહ. | ઉચ્ચરાશિ. | નીચરાશિ. | ઉચ્ચાંશ અથવા નીચાંશ. |
|---|---|---|---|
| સૂર્ય | મેષ | તુલ | ૧૦ |
| ચંદ્ર | વૃષભ | વૃશ્ચિક | ૩ |
| મંગળ | મકર | કર્ક | ૨૮ |
| બુધ | કન્યા | મીન | ૧૫ |
| ગુરૂ | કર્ક | મકર | ૫ |
| શુક્ર | મીન | કન્યા | ૨૭ |
| શનિ | તુલ | મેષ | ૨૦ |

દાખલા તરિકે સૂર્ય મેષના દશ અંશે હોય તો તે પૂર્ણ ઉચ્ચમાં રહેલો કહેવાય; તેમજ શનિ જો મેષના ૨૦ અંશે હોય તો પૂર્ણ નીચમાં રહેલો કહેવાય.

( वं० ति० ) वर्गोत्तमाश्चरगृहादिषु पूर्वमध्यपर्यन्त-
तश्शुभफला नवभागसंज्ञाः ॥ सिंहो वृषप्रथमषष्ठह-
याङ्गतौलिकुम्भास्त्रिकोणभवनानि भवन्ति सूर्यात् ॥१४॥

ચરાદિ રાશિઓના ક્રમે પહેલા, વચ્ચેના અને છેલા નવાંશ વર્ગોત્તમી કહેવાય છે, વર્ગોત્તમ રાશિમાં રહેલો ગ્રહ સારૂં ફળ આપે છે. સિંહ, વૃષભ, મેષ, કન્યા, ધન, તુલ અને કુંભ એ રાશિઓ સૂર્યાદિ ગ્રહોની ક્રમે મૂળ ત્રિકોણ રાશિ કહેવાય છે.[1] ॥ ૧૪ ॥

( वसं० ति० ) होरादयस्तनुकुटुम्बसहोत्थबन्धु-
पुत्रारिपत्निमरणानि शुभास्पदायाः ॥ रिःफाख्य-
मित्युपचयान्यरिकर्मलाभदुश्चिक्यसंज्ञितगृहाणि न
नित्यमेके ॥ १५ ॥

લગ્નાદિ દ્વાદશ ભાવોને ક્રમે, શરીર, કુટુંબ, ભ્રાતૃ, બંધુ, પુત્ર, શત્રુ,

૧ ચર રાશિઓ એટલે મેષ, કર્ક, તુલ અને મકર એમનો પહેલો નવાંશ વર્ગોત્તમી છે, સ્થિર રાશિઓ, વૃષભ, સિંહ, વૃશ્ચિક અને કુંભ એમનો પાંચમો નવાંશ વર્ગોત્તમી છે અને મિથુન, કન્યા, ધન અને મીન એ ચાર દ્વિસ્વભાવ રાશિઓનો છેલો નવાંશ વર્ગોત્તમી કહેવાય છે. જન્મકુંડલીમાં ગ્રહ જે રાશિમાં રહેલો હોય તેજ ગ્રહ નવાંશકુંડલીમાં પણ તેજ રાશિનો આવે તો તે વર્ગોત્તમી કહેવાય છે. નીચેના કોઠાપરથી મૂળ ત્રિકોણની ગણના બરાબર સમજી શકાશે.

| ગ્રહ. | | મૂલ ત્રિકોણ રાશિ. |
|---|---|---|
| સૂર્યે | ની | સિંહ |
| ચંદ્રે | ,, | વૃષભ. |
| મંગળ | ,, | મેષ |
| બુધ | ,, | કન્યા |
| ગુરૂ | ,, | ધન |
| શુક્ર | ,, | તુલ |
| શનિ | ,, | કુંભ. |

સ્ત્રી, મૃત્યુ, ધર્મ, શુભ, આય અને વ્યય ભાવ કહેછે.[1] ત્રીજા, છઠ્ઠા, દશમા અને અગિઆરમા ભાવને ઉપચય કહેવાય છે. પણ કેટલાકો એમ કહેછે કે તે નિત્ય નથી.[2] ॥ ૧૫ ॥

( वसं० ति० ) कल्पस्वविक्रमगृहप्रतिभाक्षतानि चित्तोत्थरंध्रगुरुमानभवव्ययानि ॥ लग्नाच्चतुर्थनिधने चतुरस्रसंज्ञे द्यूनञ्च सप्तमगृहं दशमं खमाज्ञा ॥ १६ ॥

---

૧ ઉપર પ્રમાણે ભાવોને જે નામો આપ્યાં છે તે કયા ભાવમાં કઈ બાબતનું ફળ જોવાનું તેપરથી જાણી શકાય માટે આપવામાં આવેલ છે. સ્ફૂટરીતે બાર ભાવોમાં જોવાની બાબત નીચેપ્રમાણે છે.

| | | | | |
|---|---|---|---|---|
| પહેલા | ભાવમાં=( | જાતકનાં ) | શરીર કીર્તિ અને અવયવો. | |
| બીજા | ,, | ,, | કુટુંબ, ધન, આંખ અને સત્ય | ,, |
| ત્રીજા | ,, | ,, | ભાઈઓ, પરાક્રમ અને ભોજન | ,, |
| ચોથા | ,, | ,, | સગાંવહાલાં, વિદ્યા, માતા, ચોપગાં જાનવર, ક્ષેત્રાદિ રહેઠાણ, ગાડી ઘોડા અને સુખ. | ,, |
| પાંચમા | ,, | ,, | સંતતિ, ચાતુર્ય, પૂર્વજન્મ | ,, |
| છઠ્ઠા | ,, | ,, | શત્રુઓ, સગાંવહાલાં, અને રોગ | ,, |
| સાતમા | ,, | ,, | સ્ત્રી, ઉદારતા અને માન | ,, |
| આઠમા | ,, | ,, | મૃત્યુ અને જીંદગીનું માપ | ,, |
| નવમા | ,, | ,, | ધર્મકાર્યો, પિતા અને ઔષધો | ,, |
| દશમા | ,, | ,, | શુભ કર્મ, જ્ઞાન અને કપડાં | ,, |
| અગિઆરમા | ,, | ,, | આવક અને નફો | ,, |
| બારમા | ,, | ,, | ત્રોટો, કુકર્મ અને મુસાફરી | ,, |

જોવામાં આવે છે—

૨ ગર્ગાચાર્ય અને તેના મતવાળાઓ એમ કહેછે કે, ૩, ૬, ૧૦ અને ૧૧ મા ભાવને હમેશાં ઉપચયભાવ કહેવામાં આવતા નથી. કેમકે જ્યારે તે ભાવના અધિપતિ સાથે વૈર ધરાવતા કોઈ ક્રૂર ગ્રહ કે ગ્રહો તે ભાવમાં રહેલા હોય વા તેને જોતા હોય તો તેને ઉપચયભાવ કહેવામાં આવતો નથી. પરંતુ વરાહમિહિરનો મત તેને મળતો નથી. તેણે જે ઉપચય સંજ્ઞા આપી તે સત્યાચાર્ય અને યવનેશ્વરના મતને મળતી છે.

લગ્નાદિ દ્વાદશ ભાવોને ક્રમે, કલ્પ (શક્તિ), સ્વ (ધન) વિક્રમ રાક્રમ), ગૃહ (રહેવાનું ઘર) પ્રતિભા (બુદ્ધિ), ક્ષત (ઘા) મન્મથ ચ્છા), રંધ્ર (૮), ગુરૂ (પિતા વા ગુરૂ), માન (માન) ભવ (૧૧) વ્યય (ખર્ચ) કહેછે. લગ્નથી ચોથા તથા આઠમા ભાવને ચતુરસ્ર ક- સાતમાને દ્યુન અને દશમા ભાવને આજ્ઞા કહેછે. ॥ ૧૬ ॥

**( त्रोटक ) कण्टककेंद्रचतुष्टयसंज्ञासप्तमलग्नचतुर्थखभानाम् ॥ तेषु यथाभिहितेषु बलाढ्याः कीटनराम्बुचराः पशवश्च ॥ १७ ॥**

પહેલા, ચોથા, સાતમા, અને દશમા ભાવને કંટક, કેન્દ્ર અથવા ચતુષ્ટય કહે છે. તેમાં ક્રમે, કીટ,[1] નર,[2] અંબુચર[3] અને પશુ[4] રાશિઓ રહેલી ય તો તે બલવાન ગણાય છે. ॥ ૧૭ ॥

**( वसं० ति० ) केन्द्रात्परं पणफरं परतस्तु सर्वमापोक्लिमं हिबुकमम्बु सुखञ्च वेश्म ॥ जामित्रमस्तभवनं सुतभं त्रिकोणं मेषूरणन्दशममत्र च कर्म विद्यात् ॥ १८ ॥**

કેન્દ્ર પછીના ભાવને પણફર[5] ને પણફર પછીના ભાવને આપોક્લિમ[6] કહેછે, ચોથા ભાવને હિબુક, અંબુ, સુખ અને વેશ્મ કહેછે, સાતમા ભાવને યામિત્ર ભુવન કહેછે. પાંચમા ભાવને ત્રિકોણ સ્થાન કહેછે અને દશમા ભાવને મેષુરણ અને કર્મભાવ કહેછે. ॥ ૧૮ ॥

---

૧ કર્ક, મકરનું પૂર્વાર્ધ અને મીન કીટરાશિ છે.

૨ મિથુન, તુલ, કન્યા, અને ધનનું પૂર્વાર્ધ અને કુંભ એ નરરાશિઓ છે.

૩ વૃશ્ચિક, એ જળચરરાશિ છે.

૪ મેષ, વૃષભ, સિંહ, ધન તથા મકરનું પરાર્ધ એ પશુરાશિઓ છે.

૫ પણફર અને આપોક્લિમ એ ગ્રીક ભાષાના શબ્દો છે.

૬ પણફરભાવ, બીજો, પાંચમો આઠમો અને અગિઆરમો છે. આપોક્લિમભાવ, ત્રીજો, છઠો, નવમો અને બારમો છે.—

( शा० वि० ) होरा स्वामिगुरुज्ञवीक्षितयुता ना-
न्यैश्च वीर्योत्कटा केन्द्रस्था द्विपदादयोऽह्नि निशि च
प्राप्ते च सन्ध्याद्वये ॥ पूर्वार्द्धे विषयादयः कृतगुणा
मानं प्रतीपञ्च तद्दुश्चिक्यं सहजन्तपश्च नवमं त्र्याद्यं
त्रिकोणञ्च तत् ॥ १९ ॥

લગ્નમાં તેનો સ્વામી, ગુરૂ કે બુધ પડેલા હોય વા તેને જોતા હોય તો લગ્ન બલવાન થાય છે પણ બીજા કોઈ ગ્રહના યોગેક્ષણથી થતું નથી. કેન્દ્રમાં રહેલી રાશિઓ બલવાન ગણાય છે.[1] દ્વિપદરાશિ દિવસમાં, પશુરાશિ રાત્રે અને જળચરરાશિ સંધાકાળે બલવાન ગણાય છે; મેષાદિ ૭ રાશિનું માન[2] ક્રમે, ૨૦,૨૪,૨૮,૩૨,૩૬ અને ૪૦ છે અને તુલાદિ ૭ રાશિનું માન તેથી ઉલટું એટલે, ૪૦–૩૬–૩૨ ૨૮, ૨૪ અને ૨૦ નું છે. ત્રીજા ભાવને દુશ્ચિકય પણ કહેછે. અને નવમો ભાવ તપ અને ત્રિત્રિકોણના નામથી પણ ઓળખાય છે. ॥ ૧૯ ॥

( मं० क्रां० ) रक्तः श्वेतश्शुकतनुनिभः पाटलो धू-
म्रपाण्डुश्चित्रः कृष्णः कनकसदृशः पिङ्गलः कर्बुरश्च ॥
बभ्रुः स्वच्छः प्रथमभवनाद्येषु वर्णा प्लवत्वं स्वाम्या-
शाख्यं दिनकरयुताद्भाद् द्वितीयं च वेशि ॥ २० ॥

મેષાદિ બાર રાશિઓના રંગ ક્રમે રાતો, ધોળો, પોપટીઓ પાટલી ( ગુલાબનાં ફૂલ જેવો ), ભૂરો, વિચિત્ર પ્રકારનો, કાળો, સોનાંના રંગ જેવો, પિંગલ, રક્તસ્વેત, નોળીઆંના રંગ જેવો ને માંછલાંના રંગ જેવો છે. રાશિનો સ્વામી જે દિશાનો અધિપતિ હોય તે દિશામાં રાશિનું પ્લવત્વ કહેવું. સૂર્યાક્રાંત[3] રાશિથી બીજી રાશિને વેશી કહેછે. ॥ ૨૦ ॥

---

૧ ત્યારે આપરથી સિદ્ધ થાયછે કે પણફર કેન્દ્ર કરતાં ઓછું બલવાન છે અને આપોકિલમ પણફર કરતાં ઓછું બલવાન છે.

૨ આ રાશિઓનું કદ છે. તે શરીરનું કયું અવયવ લાંબુ ટુંકુ થશે તે જાણવામાં કામ લાગે છે. તેનો ઉપયોગ આ ગ્રંથના અધ્યાય ૫ માંના શ્લોક ૨૩ માં કરવામાં આવ્યો છે.

૩ સૂર્ય જે રાશિમાં રહેલ હોય તે.

इति श्रीमदावन्तिकाचार्यवराहमिहिरविरचिते बृहज्जातके राशिभेदाध्यायः प्रथमः ॥ १ ॥

---

## અધ્યાય ૨ જો.

### ગ્રહયોની પ્રભેદાધ્યાય.

(शा० वि०) कालात्मा दिनकृन्मनस्तुहिनगुस्सत्वं
कुजो ज्ञो वचो जीवो ज्ञानसुखे सितश्च मदनो दुःख-
न्दिनेशात्मजः ॥ राजानौ रविशीतगू क्षितिसुतो
नेता कुमारो बुधः सूरिर्दानवपूजितश्च सचिवौ प्रे-
ष्यस्सहस्रांशुजः ॥ १ ॥

સૂર્ય કાલ પુરૂષનો આત્મા છે, ચંદ્ર મન છે, મંગળ સત્વ છે, બુધ વાચા છે, ગુરૂ જ્ઞાન અને સુખ છે, શુક્ર મદન છે અને શનિ એ દુઃખ છે. ગ્રહોમાં સૂર્ય ચંદ્ર રાજા છે, મંગલ સેનાપતિ છે, બુધ યુવરાજ છે, શુક્ર અને ગુરૂ પ્રધાનો છે અને શનિ નોકર છે. ॥ ૧ ॥

(शालिनी) हेलिस्सूर्य्यश्चन्द्रमाश्शीतरश्मिर्हेम्नो वि-
ज्ज्ञो बोधनश्चेन्दुपुत्रः ॥ आरो वक्रः क्रूरदृक् चाव-
नेयः कोणो मन्दः सूर्यपुत्रोसितश्च ॥ २ ॥

સૂર્યનું બીજું નામ હેલી છે; ચંદ્રનું શીતરશ્મિ છે, બુધનાં નામો હેમ્ન, વિતજ્ઞ, બોધન અને ઈન્દુપુત્ર છે; મંગળનાં આર, વક્ર, ક્રૂર દક્ આવનેય છે. અને શનિનાં બીજાં નામો, કોણ, મંદ, સૂર્યપુત્ર અને અસિત છે. ॥ ૨ ॥

(वसं० ति०) जीवोऽङ्गिराः सुरगुरुर्वचसां पतीज्यः
शुक्रो भृगुर्भृगुसुतः सित आस्फुजिच्च ॥ राहुस्तमो-

गुरसुरश्च शिखी च केतुः पर्यायमन्यमुपलभ्य वदेच्च लोकात् ॥ ३ ॥

જીવ અંગિરા સુરગુરૂ વચસાંપતિ અને ઇજ્ય એ ગુરૂનાં નામો છે; શુક્ર, ભૃગુ, ભૃગુસુત, સિત અને આસ્ફુજિત એ શુક્રનાં નામો છે; તમઃ અગુ અને અશુર એ રાહુનાં નામો છે; સિખિ એ કેતુનું નામ છે. એ શિવાય તેમનાં બીજાં નામો બીજાં શાસ્ત્રોમાંથી મેળવીને કહેવાં. ॥ ૩ ॥

( शालिनी ) रक्तः श्यामो भास्करो गौर इन्दुर्नात्युच्चांगो रक्तगौरश्च वक्रः ॥ दूर्वाश्यामो ज्ञो गुरुर्गौरगात्रः श्यामः शुक्रो भास्करिः कृष्णदेहः ॥ ४ ॥

સૂર્યનો રંગ રાતો તથા કાળો છે; ચંદ્રનો વર્ણ સફેદ છે; મંગળ બહુ ઉંચો નથી ને તેનો વર્ણ સફેદ તથા લાલમિશ્રિત છે; બુધનો વર્ણ દુર્વાના જેવો શ્યામ છે; ગુરૂનો વર્ણ ગૌર વર્ણો છે; શુક્રનો નહીં સફેદ અને નહીં કાળો એવા પ્રકારનો વર્ણ છે અને શનિનો વર્ણ કાળો છે.[1] ॥ ૪ ॥

( शा० वि० ) वर्णास्ताम्रसितातिरक्तहरितव्यापीतचित्रासिता वन्ह्यम्ब्वग्निजकेशवेन्द्रशचिकाः सूर्यादिनाथाः क्रमात् ॥ प्रागाद्या रविशुक्रलोहिततमः सौरेन्दुवित्सूरयः क्षीणेन्द्वर्कमहीसुतार्कतनयाः पापा बुधस्तैर्युतः ॥ ५ ॥

સૂર્ય ત્રાંબા જેવા લાલ રંગપર, ચંદ્ર સફેત રંગપર, મંગલ લાલ રંગપર, બુધ નીલા રંગપર, ગુરૂ પીળાપર, શુક્ર મિશ્રિત રંગપર અને શનિ કાળા રંગપર પોતાનું સ્વામિત્વપણું ચલાવે છે.[2]

---

૧ જન્મ સમયે જે ગ્રહ વધારે બલવાન હોય છે તેના વર્ણના જેવો જન્મેલાનો વર્ણ થાયછે.

૨ ખોવાયલી વસ્તુનો રંગ જાણવા માટે તથા કયા રંગના ફૂલથી ગ્રહની પૂજા કરવી તે જાણવામાટે આ ઘણું ઉપયોગી છે.

સૂર્યનો સ્વામી અગ્નિ, ચંદ્રનો વરૂણ, મંગલનો બ્રહ્મા, બુધનો કેશવ, ગુરૂનો ઈન્દ્ર, શુક્રનો ઇન્દ્રાણી અને શનિનો બ્રહ્મા છે.[૧]

પૂર્વ દિશાનો સ્વામી સૂર્ય, અગ્નિ કોણનો સ્વામી શુક્ર, દક્ષિણનો સ્વામી મંગલ, ઇશાન કોણનો સ્વામી રાહુ, પશ્ચિમ દિશાનો સ્વામી શનિ, વાયવ્ય કોણનો સ્વામી ચંદ્ર, ઉત્તર દિશાનો સ્વામી બુધ અને નૈરૂત્ય કોણનો સ્વામી ગુરૂ છે.[૨]

ક્ષીણચંદ્ર, સૂર્ય, મંગલ, શનિ અને આમાંના કોઈપણ પાપયુક્ત બુધ એ પાપગ્રહો કહેવાય છે.[૩] ॥ ૫ ॥

**( त्रोटक ) बुधसूर्यसुतौ नपुंसकाख्यौ शशिशुक्रौ युवती नराश्च शेषाः ॥ शिखिभूखपयोमरुद्गणानाम् वशिनो भूमिसुतादयः क्रमेण ॥ ६ ॥**

બુધ અને શનિ નપુંસક ગ્રહો કહેવાય છે; ચંદ્ર અને શુક્ર સ્ત્રી ગ્રહો કહેવાય છે, અને બાકીના પુરૂષ ગ્રહ કહેવાય છે.[૪] ભૌમાદિ ગ્રહો ક્રમે અગ્નિ, પૃથ્વી, આકાશ, વરૂણ અને વાયુને વશ છે.[૫] ॥ ૬ ॥

**( उपजातिः ) विप्रादितः शुक्रगुरू कुजार्कौ शशी बुधश्चेत्यसितोंत्यजानाम् ॥ चन्द्रार्कजीवा ज्ञसितौ कुजार्कौ यथाक्रमं सत्वरजस्तमांसि ॥ ७ ॥**

શુક્ર અને ગુરૂ બ્રાહ્મણ છે; મંગલ અને સૂર્ય ક્ષત્રિય છે; ચંદ્ર વૈશ્ય છે; બુધ શૂદ્ર છે અને શનિ ચાંડાળ છે. ચંદ્ર, સૂર્ય અને ગુરૂ સત્વગુણી છે, બુધ અને શુક્ર રજોગુણી અને મંગલ અને શનિ તમોગુણી છે. ॥ ૭ ॥

**( त्रोटक ) मधुपिङ्गलदृक् चतुरस्रतनुः पित्तप्रकृतिः सवितात्पकचः ॥ तनुवृत्ततनुर्बहुवातकफः प्राज्ञश्च शशी मृदुवाक् शुभदृक् ॥ ८ ॥**

---

૧ જન્મ વખતે જે ગ્રહ સર્વથી બળવાન હોય તે ગ્રહનો જે સ્વામી હોય તેની જન્મેલ પુરૂષ વધારે ભક્તિ કરશે એવું જાણવું.

૨ સૂતિકાગૃહનું દ્વાર કઈ દિશામાં છે તે અથવા તો ચોર કઈ દિશામાં નાઠેલો છે તે આનાપરથી નક્કી કરી શકાય છે.

૩ ગુરૂ, શુક્ર એ શુભ ગ્રહો છે. કૃષ્ણાષ્ટમી પછીનો ચંદ્ર ક્ષીણ ચંદ્ર કહેવાય છે.

૪ સૂર્ય, ગુરૂ અને મંગળ પુરૂષ ગ્રહ છે.

૫ સૂર્ય અગ્નિને વશ્ય છે ને ચંદ્ર જળને વશ્ય છે.

સૂર્ય મધના જેવી પીળી આંખવાળો, ચોડાં શરીરવાળો, પિત્ત પ્રકૃતિવાન અને કપાળપર થોડા વાળવાળો છે.

ચંદ્રનું શરીર પાતળું અને ગોળ છે, વાત અને કફમય છે, પોતે ડાહ્યો, મૃદુ ભાષી અને શોભન દૃષ્ટીવાળો છે. ॥ ૮ ॥

**( स्वागता ) क्रूरदृक् तरुणमूर्तिरुदारः पैत्तिकः सुचपलः कृशमध्यः ॥ श्लिष्टवाक् सततहास्यरुचिर्ज्ञः पित्तमारुतकफप्रकृतिश्च ॥ ९ ॥**

મંગલની આંખો તીક્ષ્ણ અને ક્રૂરતાથી ભરેલી છે, શરીરે યુવાન પુરૂપ જેવો, પિત્તપ્રકૃતિવાળો, ઉદાર, ચળ ચિત્તવાળો છે, ને તેનું શરીર મધ્યભાગમાં કૃશ થયેલું છે.

બુધ શ્લિષ્ટ વાક્ય બોલનાર, હમેશાં હાસ્ય રૂચિવાળો, અને ત્રિદોષાત્મક શરીરવાળો છે. અર્થાત્ તેના શરીરમાં કફ વાત અને પિત્ત એ ત્રણે દોષો સરખે હિસે રહેલા છે. ॥ ૯ ॥

**( वं० स्थ० ) बृहत्तनुः पिङ्गलमूर्द्धजेक्षणो बृहस्पतिः श्रेष्ठमतिः कफात्मकः ॥ भृगुः सुखी कान्तवपुः सुलोचनः कफानिलात्मासितवक्रमूर्द्धजः ॥ १० ॥**

ગુરૂ મોટાં શરીરવાળો પીળા બાળ અને આંખવાળો, શ્રેષ્ઠ, બુધિવાન અને કફપ્રકૃતિવાન છે.

શુક્ર સુખી, સુંદર શરીરવાળો, સારી આંખોવાળો, કફ વાતાત્મક પ્રકૃતીવાન અને કાળા ગુચ્છેદારવાળો છે. ॥ ૧૦ ॥

**( वसं० ति० ) मन्दोऽलसः कपिलदृक् कृशदीर्घगात्रः स्थूलद्विजः परुषरोमकचोऽनिलात्मा ॥ स्नाय्वस्थ्यसृक्त्वगथ शुक्रवसा च मज्जा मन्दार्कचन्द्रबुधशुक्रसुरेज्यभौमाः ॥ ११ ॥**

શનિ આળસુ સોનાના રંગ જેવી આંખોવાળો પાતળો અને ઉચાં શરીરવાળો, લાંબા દાંત, સ્થૂલ કેશ અને વાતાત્મક પ્રકૃતિવાળો છે.

શનિ સ્નાયુમાં, સૂર્ય હાડકાંમાં, ચંદ્ર લોહીમાં, બુધ ચામડીપર, શુક્ર શુક્રમાં, ગુરૂ માંસમાં અને મંગલ હાડકાંની અંતરગત ધાતુમાં બલવાન છે.॥૧૧॥

(शा० वि० ) देवाम्ब्वग्निविहारकोशशयनक्षित्युत्करेशाः क्रमात् वस्त्रं स्थूलमभुक्तमग्निकहतं मध्यं दृढं स्फाटितम् ॥ ताम्रं स्यान्मणिहेमयुक्तिरजतान्यर्काच्च मुक्तायसी द्रेष्काणैः शिशिरादयः शशरुचज्ञाग्वादिषूद्यत्सु वा ॥ १२ ॥

સૂર્યનું સ્થાન પૂજાગાર, ચંદ્રનું કુવો, મંગલનું અગ્નિસ્થાન, બુધનું રમત ગમતનું ઠેકાણું, ગુરૂનું કોશસ્થાન, શુક્રનું શયનસ્થાન અને શનિનું જ્યાં કચરો એકઠો કરવામાં આવતો હોય તે સ્થાન છે.

સૂર્યનું વસ્ત્ર જાડા સુતરનું વણેલું છે, ચંદ્રનું નવું વસ્ત્ર છે; મંગલનું થોડુંક બળેલું છે; બુધનું પાણીથી ભીંજાયલું છે; ગુરૂનું વસ્ત્ર થોડુંક વાપરેલું છે; શુક્રનું વસ્ત્ર મજબુત છે; અને શનિનું વસ્ત્ર ફાટેલું છે. સૂર્યની ધાતુ ત્રાંબું, ચંદ્રની મણિ, મંગલની હેમ. બુધની પીતળ, ગુરૂની રૂપું, શુક્રની મોતી અને શનીની ધાતુ લોઢું છે.

શનિ, શુક્ર, મંગળ, ચંદ્ર, બુધ ને ગુરૂ એમાંનો કોઇપિણ ગ્રહ લગ્નમાં પડેલો હોય વા તેમનો કોઈનો પણ દ્રષ્કાણ લગ્નમાં આવતો હોય તો ક્રમે શિશિરાદિ રૂતુ જાણવી.[1] ॥ १२ ॥

( प्र० र्षि० ) त्रिदशत्रिकोणचतुरस्रसप्तमान्यवलोकयन्ति चरणाभिवृद्धितः ॥ रविजामरेज्यरुधिरापरे च ये क्रमशो भवन्ति किल वीक्षणेऽधिकाः ॥ १३ ॥

१ લગ્નમાં સૂર્ય પડેલો હોય વા તેનાજ દ્રષ્કાણનું લગ્ન હોય તો ગ્રીષ્મરૂતુ જાણવી. ઘણા ગ્રહો લગ્નમાં પડેલા હોય તો તેમાંથી જે બલવાન હોય તેની રૂતુ ઈષ્ટ રૂતુ જાણવી.

રૂતુઓની સંકલના નીચે પ્રમાણે છે—:

| ગ્રહ | રૂતુ. |
|---|---|
| શનિ— | શિશિર. |
| શુક્ર— | વસંત. |
| મંગલ— | ગ્રીષ્મ. |
| ચંદ્ર— | વર્ષા. |
| બુધ— | શરદ. |
| ગુરૂ— | હેમંત. |

સર્વે ગ્રહો પોતાથી ત્રીજી તથા દશમી રાશિને તેમજ તેમાં પડેલા ગ્રહને ¼ દૃષ્ટિથી જોયછે, ચોથી તથા આઠમી રાશિ વા તેમાં પડેલા ગ્રહને ¾ દૃષ્ટિથી જોયછે, નવમી અને પાંચમી રાશિને તથા તેમાં પડેલા ગ્રહને ½ દૃષ્ટિથી જોયછે અને પોતાથી સાતમી રાશિને તથા તેમાં પડેલા ગ્રહને પૂર્ણ દૃષ્ટિથી જોયછે, પરંતુ શનિ પોતાથી ત્રીજી તથા દશમી રાશિને તથાં તેમાં પડેલા ગ્રહને, મંગળ પોતાથી ચોથી તથા આઠમી રાશિને અને તેમાં પડેલા ગ્રહને અને ગુરૂ પોતાથી નવમી અને પાંચમી રાશિને તથા તેમાં પડેલા ગ્રહને પૂર્ણદૃષ્ટિથી જોયછે. ॥ ૧૩ ॥

**अयनक्षणवासरर्तवो मासाऽर्द्धश्च समाश्च भास्करा-त् ॥ कटुकलवणतिक्तमिश्रिता मधुराम्लौ च कषाय इत्यपि ॥ १४ ॥**

સૂર્યે અયન દર્શાવેછે; ચંદ્ર બે ઘટીકા દર્શાવેછે; મંગળ એક દિવસ બતાવેછે; બુધ બે માસ જણાવેછે; ગુરૂ એક માસ જણાવેછે; શુક્ર એક પક્ષ જણાવેછે અને શનિ એક વર્ષ જણાવેછે.

સૂર્યનો રસ તીખો મરી જેવો, ચંદ્રનો ખારો, મંગલનો કડવો, બુધનો મોળો (સર્વ મિશ્રિણથી બનેલો), ગુરૂનો મીઠો, શુક્રનો ખાટો, અને શનિનો કશાયલો રસ છે. ॥ ૧૪ ॥

**( शा० वि० ) जीवो जीवबुधौ सितेन्दुतनयौ व्यर्का विभौमाः क्रमात् वीन्द्वर्का विकुजेन्दवश्च सुहृदः केषाञ्चिदेवं मतम् ॥ सत्योक्ते सुहृदस्त्रिकोणभवनात्स्वात्स्वान्त्यधीधर्मपास्स्वोच्चायुः सुखपाः स्वलक्षणविधेर्नान्यैर्विरोधादिति ॥ १९ ॥**

કેટલાક આચાર્યના મત પ્રમાણે સૂર્યનો મિત્ર ગુરૂ છે; ચંદ્રના મિત્ર ગુરૂ અને બુધ છે; મંગલના મિત્ર બુધ અને શુક્ર છે, બુધના મિત્ર ચંદ્ર, મંગલ, ગુરૂ, શુક્ર અને શનિ છે, ગુરૂના મિત્ર સૂર્ય, ચંદ્ર, બુધ શુક્ર અને શનિ છે; શુક્રના મિત્ર મંગલ, બુધ, ગુરૂ અને શનિ છે અને શનિના મિત્રો બુધ, ગુરૂ અને શુક્ર છે[1].

---

૧ મિત્રો શિવાયના ગ્રહો તેમના શત્રુ જાણવા.

સત્યાચાર્યના મતપ્રમાણે દરેક ગ્રહની મૂલ ત્રિકોણ રાશિથી ૨-૧૨-૫-૯-૪-૮ મી રાશિના સ્વામીઓ તથા તેની ઉચ્ચરાશિના સ્વામી જો ઉપર કહેલાં સ્થાનો સિવાયનાં સ્થાનના અધિપતિ સાથે તેને વિરોધ ન હોય તો તે ગ્રહના તે મિત્રો થાયછે.[1]

જે ગ્રહ શ્લોકમાં ગણાવેલાં સ્થાનોમાંનાં કોઈનો પણ સ્વામી ન થતો ય તો તે તેનો શત્રુ થાયછે.

કોઈ કથિત સ્થાનોનો સ્વામી થતો હોય ને તે સાથે અનુદિત સ્થાનોનો ણ સ્વામી થતો હોય તો તે ગ્રહનો સમતાવાળો થાયછે. ॥ ૧૫ ॥

એ નિયમને અનુસરી ગ્રંથકર્તાએ દરેક ગ્રહના શત્રુ, સમ અને મિત્ર ણાવ્યા છે તે નીચેના શ્લોકપરથી માલુમ પડશે.

( शा० वि० ) शत्रू मन्दसितौ समश्च शशिजो मित्राणि शेषा रवेस्तीक्ष्णांशुर्हिमरश्मिजश्च सुहृदौ शेषाः समाः शीतगोः ॥ जीवेन्दूष्णकराः कुजस्य सुहृदो ज्ञोऽरिः सितार्कौ समौ मित्रे सूर्यसितौ बुधस्य हिमगुः शत्रुस्समाश्चापरे ॥ १६ ॥

શનિ અને શુક્ર સૂર્યના શત્રુ છે, બુધ સમ છે અને બાકીના ગ્રહો ( ચંદ્ર, મંગળ ને ગુરૂ ) તેના મિત્ર છે.

સૂર્ય અને બુધ ચંદ્રના મિત્ર છે અને બાકીના ગ્રહ ( મંગલ, ગુરૂ, શુક્ર ને શનિ ) તેના સમ છે.[2]

સૂર્ય, ગુરૂ અને ચંદ્ર મંગલના મિત્ર છે, બુધ તેનો શત્રુ છે, અને શુક્ર અને શનિ તેના સમ છે.

સૂર્ય અને શુક્ર બુધના મિત્ર છે; ચંદ્ર તેનો શત્રુ છે, અને બાકીના ગ્રહ ( મંગળ ગુરૂ ) તેના સમ છે. ॥ ૧૬ ॥

( शा० वि० ) सूरेस्सौम्यसितावरी रविसुतो मध्योऽपरे त्वन्यथा सौम्यार्कौ सुहृदौ समौ कुजगुरू शुक्रस्य शेषावरी ॥ शुक्रज्ञौ सुहृदौ समस्सुरगुरुस्सौ-

---

૧ કહેલાં સાત સ્થાનોના સ્વામીઓ જો બાકીના સ્થાનોના સ્વામી ન થતા હોય તો તે કથિત ગ્રહના મિત્ર થાયછે.

૨ ચંદ્રનો કોઈ પણ શત્રુ નથી.

रस्य चान्येऽरयो ये प्रोक्ताः स्वत्रिकोणभादिषु पु-
नस्तेऽमी मया कीर्तिताः ॥ १७ ॥

બુધ અને શુક્ર ગુરુના શત્રુ છે; શનિ તેનો સમ છે અને બાકીના (સૂર્ય, ચંદ્ર અને મંગલ) તેના મિત્રો છે.

બુધ અને શનિ શુક્રના મિત્ર છે; મંગલ અને ગુરૂ તેના સમ છે અને બાકીના ગ્રહો (સૂર્ય અને ચંદ્ર) તેના શત્રુ છે.

બુધ અને શુક્ર શનિના મિત્ર છે; ગુરૂ તેનો સમ છે, અને બાકીના ગ્રહો (સૂર્ય ચંદ્ર મંગલ) તેના શત્રુ છે. આ સ્વત્રિકોણાદિ સ્થાનોપરથી કહેવાયલા મિત્રાદિ મેં અહીં ફરીને કહ્યા ॥ ૧૭ ॥

( शा० वि० ) अन्योन्यस्य धनव्ययायसहजव्यापा-
रबन्धुस्थितास्तत्काले सुहृदः स्वतुंगभवनेऽप्येकेऽर-
यस्त्वन्यथा ॥ द्व्येकानुक्तभपान्सुहृत्समरिपून्सञ्चिन्त्य
नैसर्गिकांस्तत्काले च पुनस्तु तानधिसुहृन्मित्रादिभिः
कल्पयेत् ॥ १८ ॥

પરસ્પરથી બીજે, બારમે, અગિઆરમે, ત્રીજે, દશમે અને ચોથે પડેલા ગ્રહ તાત્કાલ પરસ્પરના મિત્રો થાયછે અને બાકીના તેના શત્રુ થાયછે. કેટલાક આચાર્યો એમ કહેછે કે જે ગ્રહ જે ગ્રહની ઉચ્ચ રાશિમાં રહેલો હોય તે ગ્રહનો તે મિત્ર થાયછે. આએ તાત્કાલિક મૈત્રી તથા સ્વાભાવિક (શ્લોક ૧૬-૧૭ માં જણાવેલી ત્રણ પ્રકારની) મૈત્રીને એકત્ર કરીને અધિમિત્ર, મિત્ર, સમ, શત્રુ અને અધિશત્રુની કલ્પના કરવી.[1] ॥ ૧૮ ॥

---

૧ શ્લોક ૧૬ તથા ૧૭ માં ગ્રહોના સ્વાભાવિક મિત્ર, સમ અને શત્રુ બતાવેલા છે. શ્લોક ૧૮ માં તાત્કાલિક શત્રુ તથા મિત્ર બતાવેલા છે તેમનું મિશ્રણ કરવાથી પંચધા મૈત્રી નીચેપ્રમાણે ઉત્પન્ન થાયછે.

| શ્લોક ૧૬-૧૭ પ્રમાણે. | | શ્લોક ૧૮ પ્રમાણે. | | |
|---|---|---|---|---|
| મિત્ર | + | મિત્ર | = | અધિમિત્ર. |
| શત્રુ | + | શત્રુ | = | અધિ શત્રુ. |
| સમ | + | મિત્ર | = | મિત્ર. |
| સમ | + | શત્રુ | = | શત્રુ. |
| મિત્ર | + | શત્રુ | = | સમ. |

( दो० क० ) स्वोच्चसुहृत्स्वत्रिकोणनवांशैः स्थानबलं स्वगृहोपगते च ॥ दिक्षु बुधाङ्गिरसौ रविभौमौ सूर्यसुतः सितशीतकरौ च ॥ १९ ॥

ગ્રહ જો પોતાના ઉચ્ચમાં રહેલો હોય, વા મિત્રના ક્ષેત્રમાં હોય, પોતાની મૂલ ત્રીકોણ રાશિમાં હોય, પોતાના નવાંશમાં હોય વા પોતાના ગૃહમાં હોય તો તેને સ્થાનબલ મળેછે. (એટલે તે સ્થાનબલી ગ્રહ કહેવાય છે). બુધ અને ગુરૂ પૂર્વમાં બલવાન છે; સૂર્ય અને મંગલ દક્ષિણ દિશામાં બલવાન ગણાયછે; શનિ પશ્ચિમ દિશામાં બલવાન ગણાયછે અને શુક્ર અને ચંદ્ર ઉત્તર દિશામાં બલવાન ગણાયછે. ॥ ૧૯ ॥

( दोधक ) उदगयने रविशीतमयूखौ वक्रसमागमगाः परिशेषाः ॥ विपुलकरा युधि चोत्तरसंस्थाश्चेष्टितवीर्ययुताः परिकल्प्याः ॥ २० ॥

સૂર્ય અને ચંદ્રને ઉત્તરાયનમાં બલવાન માનવા; બાકીના ગ્રહો (મંગલ વિગેરે)ને તેઓ વક્ર હોય, ચંદ્રયુક્ત હોય, અતિપ્રકાશમાન હોય અથવા તો પરસ્પરનાં યુદ્ધમાં જે ઉત્તરદિશા તરફ રહેલા હોય તેને ચેષ્ઠા બલયુક્ત માનવા. ॥ ૨૦ ॥

( मालिनी ) निशि शशिकुजसौराः सर्वदा ज्ञोऽह्नि चान्ये बहुलसितगताः स्युः क्रूरसौम्याः क्रमेण ॥ त्र्ययनदिवसहोरा मासपैः कालवीर्यं शकुबुगुशुचराद्या वृद्धितो वीर्यवन्तः ॥ २१ ॥

ચંદ્ર, મંગલ અને શનિ રાત્રિના બલવાન છે. બુધ રાત્ર અને દિવસ બન્નેમાં બલવાન છે. બાકીના (સૂર્ય, ગુરૂ, શુક્ર) દિવસના બલવાન છે. પાપગ્રહો કૃષ્ણપક્ષમાં બલવાન અને સૌમ્યગ્રહો શુક્લપક્ષમાં બલવાન ગણવામાં આવેછે. વર્ષ, માસ, દિવસ અને હોરાનો પતિ બલવાન ગણાયછે. (ઉપર કહેલાં કોઇપણ બલયુક્ત જે ગ્રહ હોય તેને કાલવીર્ય સંપન્ન ગ્રહ કહેવાયછે) ને તે બલ "કાલબલ" કહેવાયછે; શનિ, મંગળ, બુધ, ગુરૂ, શુક્ર, ચંદ્ર ને સૂર્ય એક બીજાથી ઉત્તરોત્તર બલવાન છે. (આ બલને નૈસર્ગિક બલ કહેછે.) ૨૧

इत्यावन्तिकाचार्य्यवराहमिहिरविरचिते बृहज्जातके ग्रहभेदाध्यायो द्वितीयः ॥ २ ॥

**સૂચના**—હવે પછીના અધ્યાયોમાં જે વિષય કહેવામાં આવશે તે કોઈ પણ ચોકસ બાબતમાં લાગુ પડતી વેળા દરેક ગ્રહ, દરેક ભાવ, તેના સ્વામી અને તેનાપર દૃષ્ટિ નાંખનાર ગ્રહો તથા તેના સાથે પડેલા ગ્રહોનાં બલાબલનો પ્રથમ ઉપર મુજબ વિચાર કરવો, ને પછી ફળાદેશ કરવો. વાંચનારે ખુબ યાદ રાખવું કે ફક્ત જન્મકુંડલી રાશિકુંડલી કે નવાંશકુંડલી ગ્રહની શુભાશુભ ફળસૂચક સ્થિતિ જાણવા માટે બસ નથી. દરેક બાબતમાં સ્પષ્ટ લગ્ન અને સ્પષ્ટ કાળના તાત્કાલિક દૃગ્ગોચર, (રેવતીથી જેની રાશિગણના શરૂ થાયછે તે) અર્થાત્ નિરયન સ્પષ્ટ ગ્રહો જાણવાની ઘણી જરૂરી છે; માટે પ્રથમ તે નક્કી કરી અન્ય ફલાદેશપર લક્ષ્ય દેવું.

---

## અધ્યાય ૩ જો.

### વિયોની જન્માધ્યાય.

#### જાનવરો અને ઝાડપાલાના સંબંધમાં.

( वसं० ति० ) क्रूरग्रहैः सुवलिभिर्विवलैश्च सौम्यैः
क्लीवे चतुष्टयगते तदवेक्षणाद्वा ॥ चन्द्रोपगद्विरसभाग-
समानरूपं सत्वं वदेद्यदि भवेत्स वियोनिसंज्ञः ॥१॥

જો જન્મ સમયે[1] ક્રૂર ગ્રહો બલવાન હોય, સૌમ્ય ગ્રહો બલહીન હોય, નપુંસક ગ્રહ કોઈપણ કેન્દ્રસ્થાનમાં હોય વા લગ્નને જોતા હોય તો દ્વાદશાંશમાં ચંદ્ર જે રાશિનો હોય તે રાશિ જો વિયોનિસંજ્ઞિક હોય[2] તો તેનાતુલ્ય સ્વરૂપવાન પ્રાણીનો જન્મ કહેવો. ॥ ૧ ॥

---

૧ ટીકાકાર "પ્રશ્ન સમયે પણ" એટલું વધારે ઉમેરીને કહેછે.

૨ દાખલા તરિકે ઉપર જણાવેલો યોગ ઉત્પન્ન થયો છે. તેમાં ચંદ્ર સિંહરાશિના ૨૦ અંશે છે. વીશ અંશમાં આઠ દ્વાદશાંશ ગત થાય છે માટે વર્તમાન દ્વાદશાંશ ચંદ્રની રાશિ જે સિંહ છે તેનાથી નવમો જે મીન છે તે આવે છે. તે માટે જે પ્રાણી તે વેળા ઉત્પન્ન થયું હશે તે માછલી હશે.

( वै० ली० ) पापा बलिनः स्वभागगाः पारक्ये विबलाश्च शोभनाः ॥ लग्नं च वियोनिसंज्ञिकं दृष्ट्वा त्रापि वियोनिमादिशेत् ॥ २ ॥

પાપ ગ્રહો બલવાન થઈ પોતાના નવાંશમાં રહેલા હોય, સૌમ્ય ગ્રહો બલહીન થઈ અન્ય ગ્રહોના નવાંશમાં રહેલા હોય અને લગ્ન વિયોનિસંજ્ઞિક હોય તો ઉપર પ્રમાણે વિયોની જન્મનો આદેશ કરવો. ॥ ૨ ॥

( उ० जा० ) क्रियः शिरो वक्त्रगले वृषोऽन्ये पादांशकम्पृष्ठमुरोऽथ पार्श्वे ॥ कुक्षिस्त्वपानांघ्र्यथ मेढ्रमुष्कौ स्फिक्पुच्छमित्याह चतुष्पदाङ्गे ॥ ३ ॥

ચતુષ્પદનાં અંગોમાં, માથાંપર મેષ, મોં અને ગળાંપર વૃષભ, આગળના પગ અને ખભાપર મિથુન, પીઠપર કર્ક, છાતીપર સિંહ, પાંસળાંપર કન્યા, પેટપર તુલા, ગુદાપર વૃશ્ચિક, પાછળના પગપર ધન, વૃષણપર મકર, સ્ફિકપર કુંભ અને પૂછડાંપર મીન રાશિ રહેલી છે એવું આચાર્યો કહેછે.[1] ॥૩॥

( वै० दे० ) लग्नांशकाद् ग्रहयोगेक्षणाद्वा वर्णान् वदेद्बलयुक्ताद्वियोनौ ॥ दृष्ट्या समानां प्रवदेत् स्वसंख्यया रेखां वदेत् स्मरसंस्थैश्च पृष्ठे ॥ ४ ॥

લગ્નમાં જો કોઈ ગ્રહ હોય તો તે ગ્રહના વર્ણના જેવો તે પ્રાણીનો વર્ણ થશે, ( કોઈ ગ્રહ ન હોય તો ) લગ્નને જે ગ્રહ જોતો હોય તેના વર્ણનું પ્રાણી થશે ( કોઈ ગ્રહ પણ તેમાં પડેલો ન હોય ને કોઈ તેને જોતો પણ ન હોય તો ) લગ્નની ઉદય રાશિના વર્ણનું પ્રાણી થશે. ઘણા ગ્રહો લગ્નમાં પડેલા હોય વા ઘણા ગ્રહો લગ્નને જોતા હોય તો ઘણા વર્ણનું પ્રાણી થશે તેમાં પણ જે અતિબલવાન ગ્રહ હશે તેનો રંગ ઘણે ભાગે તે પ્રાણીનો હશે. લગ્નને

સૂચના–કોઇપણ સ્થાન વા વ્યાખ્યાસૂચક શબ્દનો અર્થ વાંચનારને ન સમજાય તો તેમણે મહેરબાની કરી આ પુસ્તકના અંતિમ ભાગમાં અમારો આ પુસ્તક માટે ખાસ તૈયાર કરેલો શબ્દકોષ જોઈ તેનો અર્થ જાણવો.

૧ પક્ષીઓના સંબંધમાં ચતુષ્પાદના આગળના પગની જગોએ પક્ષીની બન્ને પાંખો ગણવી. આ શ્લોકથી પ્રાણીના કયા ભાગનો રંગ કયા પ્રકારનો છે તથા તેના કયા ભાગપર ઘા વ્રણ વિગેરે છે તે આપણે જાણી શકશું.

જેટલા ગ્રહ જોતા હોય વા જેટલા તેની સાથે પડેલા હોય તેટલા તે પ્રાણીના રંગો થશે એમ કહેવું; લગ્નથી સાતમા ભાવમાં જેટલા ગ્રહો પડેલા હોય તેટલી તે પ્રાણીના આંગપર પટીઓ થશે એમ કહેવું. ॥ ૪ ॥

**( वंशस्थ ) खगे दृष्काणे बलसंयुतेन वा ग्रहेण युक्ते चरभांशकोदये ॥ बुधांशके वा विहगाः स्थलाम्बुजाः शनैश्चरेन्द्वीक्षणयोगसम्भवाः ॥ ५ ॥**

જો લગ્ન પક્ષી દૃષ્કાણનું આવેલું હોય,[1] વા ચર નવાંશનું લગ્ન આવેલું હોય, વા બુધના નવાંશનું લગ્ન હોય અને તેમાં બલવાન ગ્રહો પડેલા હોય ને શનિ તેમને જોતો હોય, તો જન્મેલ પ્રાણી સ્થળચર પક્ષી થાયછે ને ચંદ્ર જોતો હોય તો જળચર પક્ષી હોય છે. ॥ ૫ ॥

**( व० ति० ) होरेन्दुसूरिरविभिर्विबलैस्तरूणां तोये स्थले तरुभवोंशकृतः प्रभेदः ॥ लग्नाद् ग्रहः स्थलजलर्क्षपतिस्तु यावांस्तावन्त एव तरवः स्थलतोयजाताः ॥ ६ ॥**

લગ્ન, ચંદ્ર, ગુરૂ અને સૂર્ય નિર્બલ હોય તો વૃક્ષોનો જન્મ થયેલ જાણવો; ઉદ્ભવ થયેલું વૃક્ષ સ્થલજ કે જળજ વૃક્ષ છે તે નવાંશના સ્થળ જળચરપણાંપરથી નક્કી કરવું.[2] લગ્નના નવાંશનો સ્વામી લગ્નથી જેટલાં ઘર દૂર પડેલો હોય તેટલાં વૃક્ષોનો સાથે જન્મ થયેલ જાણવો.[3] ॥ ૬ ॥

**( मं० क्रां० ) अन्तस्सारान् जनयति रविर्दुर्भगान् सूर्यसूनुः क्षीरोपेतांस्तुहिनकिरणः कण्टकाढ्यांश्च भौमः ॥ वागीशज्ञौ सफलविफलान् पुष्पवृक्षांश्च शुक्रः स्निग्धानिन्दुः कटुकविटपान् भूमिपुत्रश्च भूयः ॥७॥**

---

૧ મિથુનનું બીજું, સિંહનું પહેલું, તુલનું બીજું અને કુંભનું પહેલું દૃષ્કાણ પક્ષીદૃષ્કાણ કહેવાય છે.

૨ કર્ક, મકરનું પરાર્ધ અને મીન એ જળ નવાંશ છે ને બાકીના સ્થળ નવાંશ છે.

૩ ઉદય નવાંશ પતિ જો તાત્કાલિક, ઉચ્ચમાં, મૂળ ત્રિકોણમાં સ્વગૃહમાં કે મિત્ર ક્ષેત્રમાં હોય તો ઉપર પ્રમાણે મળેલી સંખ્યામાં અગાઉ આયુર્દાપ્રકરણમાં બતાવ્યા પ્રમાણે બમણો ત્રણ ગણો વધારો કરવો એવું ટીકાકાર લખેછે.

( વૃક્ષોદ્ભવ યોગમાં નવાંશ પતિ થયેલો ) સૂર્ય મજબુત વૃક્ષો પેદા કરેછે; શનિ બેડોલ વૃક્ષો ઉત્પન્ન કરેછે; ચંદ્ર દુધવાળાં વૃક્ષો ઉત્પન્ન કરેછે; મંગળ કાંટાવાળાં વૃક્ષો ઉત્પન્ન કરેછે; ગુરૂ મેવાનાં વૃક્ષો ઉત્પન્ન કરેછે; બુધ ફળવિનાનાં વૃક્ષ ઉત્પન્ન કરેછે; શુક્ર ફુળનાં ઝાડોને ઉત્પન્ન કરેછે અને ચંદ્ર ચિકાસવાળાં વૃક્ષોને ને મંગળ ખાટાં સ્વાદવાળાં વૃક્ષોને ઉત્પન્ન કરેછે. ॥ ७ ॥

( वंशस्थ ) शुभोशुभर्क्षे रुचिरं कुभूमिजं करोति वृक्षं विपरीतमन्यथा ॥ परांशके यावति विच्युतस्स्वकाद्भवन्ति तुल्यास्तरवस्तथाभिधाः ॥ ८ ॥

इति बृहज्जातके तृतीयोऽध्यायः ॥ ३ ॥

( નવાંશનો અધિપતિ ) શુભ ગ્રહ હોય તે જો પાપ ગ્રહની રાશિમાં પડેલો હોય તો[1] તે ખરાબ ભૂમિમાં સારૂં વૃક્ષ ઉગાડે છે. તેમ ન હોય ને અશુભ ગ્રહ હોય ને તે શુભ ગ્રહની રાશિમાં પડેલો હોય તો ઉપરથી ઉલટું ( એટલે ) તે ( સારી જમીનમાં નેષ્ઠ વૃક્ષ ) પેદા કરેછે. નવાંશપતિ પોતાના નવાંશથી જેટલાં નવાંશ દૂર ગયેલો હોય તેટલાં વૃક્ષો ઉત્પન્ન થાય છે. ॥ ८ ॥

---

## પ્રકરણ ૪ થું.

### આધાનાધ્યાય.

( वं० स्थ ) कुजेन्दुहेतुः प्रतिमासमार्तवं गते तु पीडर्क्षमनुष्णदीधितौ ॥ अतोन्यथास्ते शुभपुंग्रहेक्षिते नरेण संयोगमुपैति कामिनी ॥ १ ॥

પ્રત્યેક માસે સ્ત્રીને જે રૂતુ આવે છે તેનું કારણ ચંદ્ર તથા મંગળ છે;[2] ( સ્ત્રીની જન્મરાશિથી ) અનુપચય રાશિમાં રહેલા ચંદ્રને મંગળ જોતો હોય

---

૧ શ્લોકમાં જણાવેલ યોગ ઉત્પન્ન થયો હોય તો.

૨ આ બાબતમાં સારાવલીના બનાવનાર કલ્યાણવર્મા આચાર્યે નીચેપ્રમાણે લખે છે.

- ચંદ્ર જળરૂપ છે, મંગલ અગ્નિરૂપ છે; પાણી અને અગ્નિના મિશ્રણથી પિત્ત ઉત્પન્ન થાયછે, જ્યારે પિત્ત લોહીસાથે મળેછે ત્યારે રજ ઉત્પન્ન થાય છે તેટલામાટે મંગલ અને ચંદ્રને સ્ત્રીઓના રજોદર્શનના કારણરૂપ માનેલા છે.

તો પ્રાપ્ત થયેલું ૠતુ ગર્ભધારણ યોગ્ય હોય છે;[1] (પુરૂષની જન્મરાશિથી) એથી ઉલટા (એટલે ઉપચય રાશિમાં) રહેલ ચંદ્રને જો કોઈ શુભ ગ્રહ દેખતો હોય તો સ્ત્રીનો પુરૂષ સાથે સમાગમ થાયછે.[2] ॥ ૧ ॥

(इं० व०) यथास्तराशिर्मिथुनं समेति तथैव वाच्यो मिथुनप्रयोगः ॥ असद्ग्रहालोकितसंयुतेऽस्ते सरोषईष्टैस्सविलासहासः ॥ २ ॥

મૈથુન વખતે સાતમા ભાવમાં ક્રૂર ગ્રહો પડેલા હોય વા તેને જોતા હોય તો રોષયુક્ત અને શુભ ગ્રહ તેમાં પડેલા હોય વા શુભ ગ્રહો તેને જોતા હોય તો વિલાસયુક્ત તે ભાવદર્શક રાશિ જે રીતે મૈથુન કરતી હોય તે રીતે મૈથુન પ્રયોગ થયેલો કહેવો.[3] ॥ ૨ ॥

(वंशस्थ) रवीन्दुशुक्रावनिजैः स्वभावगैर्गुरौ त्रिकोणोदयसंस्थितेऽपि वा ॥ भवत्यपत्यं हि विबीजिनामिमे करा हिमांशोर्विदृशामिवाफलाः ॥ ३ ॥

આધાનકાળે સૂર્ય, ચંદ્ર, શુક્ર અને મંગળ પોતાના નવાંશમાં રહેલા હોય અથવા તો ગુરૂ લગ્ને વા નવમે વા પાંચમે ભાવે પડેલો હોય તો (થયેલા સંયોગથી) બાલક પેદા થાયછે.[4] પરતું આ યોગ આંધાને જેમ ચંદ્રનાં

---

૧ આ ચિંતવન સ્ત્રીએ ચોથે રોજ સ્નાન કર્યા પછી કરવું. ૧–૨–૪–૫–૭–૮–૯–૧૨ એ અનુપચય ભાવ કહેવાય છે. જન્મકાલે જે રાશિમાં ચંદ્ર રહેલો હોય તે જાતકની જન્મરાશિ કહેવાય છે.

૨ અહિં શુભ ગ્રહ ફક્ત ગુરૂનેજ ગણવો. તે સંબંધમાં બાદરાયણનો મત નીચે મુજબ છે.

પુરૂષની જન્મરાશિથી ઉપચય રાશિમાં પડેલા ચંદ્રને જો ગુરૂ જોતો હોય તો સ્ત્રી પુરૂષનો સંયોગ થશે એવું કહેવું.

૩ ટીકાકાર ઉમેરે છે કે ક્રૂર અને શુભ ગ્રહો બન્ને સાતમા ભાવમાં પડેલા હોય વા બન્ને તેને જોતા હોય તો મિથુન પ્રયોગ આનંદમિશ્રિત નાખુશી સાથે થયેલો કહેવો.

૪ આ સંબંધમાં ભટ ઉત્પલ પોતાની ટીકામાં નીચે પ્રમાણે વધારો કરી કહેછે. શ્લોકમાં જણાવેલા ચારે ગ્રહો પોતાના નવાંશમાં ન હોય પણ સૂર્યને શુક્ર પુરૂષની જન્મ રાશિથી ઉપચય સ્થાનમાં પડેલા હોય ને પોતાના નવાંશમાં રહેલા હોય, અથવા તો સ્ત્રીની જન્મરાશિથી મંગલ અને ચંદ્ર ઉપચય સ્થાનમાં પડેલા હોય અને પોતાના નવાંશમાં રહેલા હોય તોપણ ગર્ભ રહેશે એવું કહેવું.

કિરણ અનુપયોગી છે તેજ પ્રમાણે જે પુરૂષો નિર્બીજ છે તેમને માટે અનુપયોગી સમજવો.

( वंशस्थ ) दिवाकरेन्द्वोः स्मरगौ कुजार्कजौ गदप्रदौ पुङ्गलयोषितोस्तदा ॥ व्ययस्वगौ मृत्युकरौ युतो तथा तदेकदृष्ट्या मरणाय कल्पितौ ॥ ४ ॥

સૂર્યથી સાતમે મંગળ રહેલો હોય તો માણસને ( જાતકના પિતાને ) અને ચંદ્રથી સાતમે શનિ રહેલ હોય તો સ્ત્રીને ( માતાને ) માંદા નાંખેછે; તેમજ સૂર્યથી શનિ મંગળ, બીજે બારમે રહેલા હોય તો પુરૂષને અને ચંદ્રથી બીજે બારમે રહેલા હોય તો સ્ત્રીને મારે છે; તેમજ એ બન્ને ગ્રહ મંગળ અને શનિમાંનો એક સૂર્યની સાથે પડેલ હોય ને બીજો તેને જોતો હોય તો પુરૂષને તથા ચંદ્રની સાથે પડેલ હોય ને તેને બીજો જોતો હોય તો સ્ત્રીને મારનાર તરિકે કલ્પવામાં આવે છે.[1] ॥ ૪ ॥

( वंशस्थ ) दिवार्कशुक्रौ पितृमातृसंज्ञितौ शनैश्चरेन्दू निशि तद्विपर्ययात् ॥ पितृव्यमातृष्वसृसंज्ञितौ च तावथौजयुग्मर्क्षगतौ तयोः शुभौ ॥ ५ ॥

દિવસના સૂર્યને પિતા ને શુક્રને માતા અને રાત્રિનાં શનિ પિતા અને ચંદ્રને માતાની સંજ્ઞા આપવામાં આવી છે; તેજ પ્રમાણે તેનાથી વિપર્યય અર્થાત્ દિવસના શનિને કાકાની ને ચંદ્રને માશીની અને રાત્રના સૂર્યને કાકાની અને શુક્રને માશીની સંજ્ઞા અપાયલી છે. પિતા અને કાકાસૂચક ગ્રહો એકી રાશિમાં પડેલા હોય અને માતા અને માસીસૂચક ગ્રહો જો બેકી રાશિમાં પડેલા હોય તો તેઓ સુખી હોયછે.[2] ॥ ૫ ॥

( वंशस्थ ) अभिलषद्भिरुदयर्क्षमसद्भिर्मरणमेति शु-

---

૧ મૃત્યુ અથવા તો રોગ, યોગકર્તા ગ્રહના માસમાં થાય છે, શનિ યોગકર્તા હોય તો શનિના માસમાં ને મંગળ યોગકર્તા હોય તો મંગળના માસમાં, બન્ને યોગકર્તા હોય તો તેમાંનો જે પ્રબલ હોય તેના માસમાં થાયછે.

૨ ટીકાકાર ભટ ઉત્પલ આ યોગ આધાન તેમજ જન્મલગ્નપરથી પણ નક્કી કરવાનું કહેછે.

भद्दष्टिमयाते ॥ उदयराशिसहिते च यमे स्त्री विगलि-
तोडुपतिभूसुतदृष्टे ॥ ६ ॥

(આધાન વા પ્રશ્નલગ્નથી) ક્રૂર ગ્રહો બારમેં પડેલા હોય અને શુભ ગ્રહો તેને જોતા ન હોય તો સ્ત્રી (ગર્ભીણી સ્ત્રી) મરણ પામેછે; અથવા તો શનિ લગ્ને પડેલો હોય ને તેને ક્ષીણચંદ્ર અને મંગલ જોતા હોય તોપણ–ગર્ભીણી સ્ત્રી મરણ પામે છે.[2] ॥ ૬ ॥

(वै० ली०) पापद्वयमध्यसंस्थितौ लग्नेन्दू न च
सौम्यवीक्षितौ ॥ युगपत्पृथगेव वा वदेन्नारी गर्भयुता
विपद्यते ॥ ७ ॥

જો (આધાનકાળે) લગ્ન કે ચંદ્ર પાપ ગ્રહની વચ્ચે આવેલ હોય અથવા પાપગ્રહયુક્ત હોય ને કોઈપણ શુભ ગ્રહની તેનાપર દૃષ્ટિ ન પડતી હોય તો ગર્ભયુત સ્ત્રી મરણ પામે છે.[3] ॥ ૭ ॥

(वै० ली०) क्रूरैः शशिनश्चतुर्थगैर्लग्नाद्वा निधना-
श्रिते कुजे ॥ बन्ध्वन्तगयोः कुजार्कयोः क्षीणेन्दौ नि-
धनाय पूर्ववत् ॥ ८ ॥

લગ્નથી અથવા તો ચંદ્રથી પાપ ગ્રહો ચોથે પડેલા હોય અને મંગલ આઠમે આવેલો હોય અથવા તો લગ્નથી ચોથે મંગલ અને બારમે ભાવે સૂર્ય આવેલ હોય તો આની આગળના કહેલા શ્લોકપ્રમાણે મરણ નિપજાવે છે.॥૮॥

(वै० ली०) उदयास्तगयोः कुजार्कयोर्निधनं शस्त्र-
कृतं वदेत्तदा ॥ मासाधिपतौ निपीडिते तत्काले
श्रवणं समादिशेत् ॥ ९ ॥

લગ્નમાં મંગલ અને સાતમે ભાવે સૂર્ય રહેલો હોય તો શસ્ત્રથી (ગ-

---

૧ કેટલાક ટીકાકાર બારમા સ્થાનને બદલે બીજા સ્થાનમાં પાપગ્રહો હોવાનું કહેછે;

૨ પ્રસવ થવાના પહેલાં મરણ પામશે એવું જાણવું.

૩ પ્રસવ થયા પહેલાં યોગકર્તા બલીષ્ઠ ગ્રહના માસમાં મરણનો વખત જાણવો.

ર્ભિણી સ્ત્રીનું ) મરણ થશે એવું કહેવું. જે માસનો અધિપતિ પીડાયલો હોય તે માસમાં ગર્ભસ્રાવનો આદેશ કરવો.[1] ॥ ૯ ॥

( वं० स्थ ) शशांकलग्नोपगतैः शुभग्रहैस्त्रिकोणजायार्थसुखास्पदस्थितैः ॥ तृतीयलाभर्क्षगतैश्च पापकैः सुखी च गर्भो रविणा निरीक्षितः ॥ १० ॥

શુભ ગ્રહો લગ્ન કે ચંદ્રની સાથે પડેલા હોય વા તેમનાથી પાંચમા નવમા, સાતમા, બીજા, ચોથા કે દશમા ભાવમાં રહેલા હોય અને પાપ ગ્રહો ત્રીજે અને અગિઆરમે ભાવે રહેલા હોય ને સૂર્યની ( એ લગ્ન કે ચંદ્ર ઉપર ) દૃષ્ટિ હોય તો ગર્ભ સુખી છે એવો આદેશ કરવો. ॥ ૧૦ ॥

( शा० वि० ) ओजर्क्षे पुरुषांशके सुबलिभिर्लग्नार्कगुर्विन्दुभिः पुंजन्म प्रवदेत्समांशकगतैर्युग्मेषु तैर्योषितः ॥ गुर्वर्कौ विषमे नरं शशिसितौ वक्रश्च युग्मे स्त्रियं द्व्यङ्गस्था बुधवीक्षिताश्च यमलौ कुर्वन्ति पक्षे स्वके ॥ ११ ॥

લગ્ન,[2] સૂર્ય, ગુરૂ અને ચંદ્ર એકી રાશિમાં અને એકી નવાંશમાં રહેલાં હોય તો છોકરાનો જન્મ કહેવો;[3] તેઓ જો બેકી રાશિમાં અને બેકી રાશિના નવાંશ હોય તો છોકરીનો જન્મ કહેવો;[4] જો સૂર્ય અને ગુરૂ[5] એકી રાશિમાં હોય તો છોકરાનો જન્મ ને મંગળ, ચંદ્ર અને શુક્ર બેકી રાશિમાં હોય તો છોકરીનો જન્મ કહેવો;[6] જો સૂર્ય અને ગુરૂ એ બન્ને[7] પુરૂષ દ્વિસ્વભાવ

---

૧ માસાધિપતિ શ્લોક ૧૬ માં બતાવેલ છે.

૨ આ યોગ, જન્મ પ્રશ્ન અને આધાન લગ્ન પરથી પણ જોવા.

૩ ૪ કેટલાક પુરૂષ રાશિમાં ને કેટલાક સ્ત્રી રાશિમાં તેમજ નવાંશમાં રહેલા હોય તો તેમાનાં જે બલવાન હોય તેમની સ્થિતિ અનુસાર છોકરા છોકરીનો આદેશ કરવો. પુરૂષ ગ્રહો બલવાન હોય તો છોકરાના જન્મનો ને સ્ત્રી ગ્રહો બલવાન હોય તો છોકરીના જન્મનો આદેશ કરવો.

૫ ૬ આ ગ્રહો બલવાન હોવા જોઇએ એટલું ટીકાકાર ઉમેરીને જણાવે છે.

૭ મિથુન અને ધન રાશિના નવાંશ પુરૂષસંજ્ઞિત દ્વિસ્વભાવ રાશિનાં નવાંશ ગણાય છે. મતલબ કે પુરૂષગ્રહ અથવા તો યોગકર્તા ગ્રહ નવાંશમાં તે રાશિમાં આવેલ હોય તો તે પુરૂષ દ્વિસ્વભાવ નવાંશમાં રહેલો ગ્રહ કહેવાય છે.

રાશિના નવાંશમાં રહેલા હોય ને તેને બુધ દેખતો હોય તો બે છોકરાનું એક જોડું અવતરશે એવું કહેવું અને શુક્ર અને મંગળ બેકી રાશિનાં સ્ત્રીસંજ્ઞાવાળી દ્વિસ્વભાવ રાશિના[1] નવાંશમાં આવેલા હોય ને તેમને બુધ જોતો હોય તો બે છોકરીનું જોડું, અવતરવાનું કહેવું.[2] ॥ ૧૧ ॥

**( उ० व० ) विहाय लग्नं विषमर्क्षसंस्थः सौरोऽपि पुंजन्मकरो विलग्नात् ॥ प्रोक्तग्रहाणामवलोक्य वीर्य्यं वाच्यः प्रसूतौ पुरुषोंगना वा ॥ १२ ॥**

લગ્નથી[3] એકી ભાવમાં રહેલો શનિ પુરૂષનો જન્મ કરેછે.[4]

ઉપર કહેવામાં આવેલા ગ્રહોનું બલાબલ જોઈ પ્રસૂતિ સમયે છોકરા અથવા છોકરીનો જન્મ કહેવો. ॥ ૧૨ ॥

## સૂચના.

બે ત્રણ ગ્રહો સાથે મળી કોઈને જોતા હોય, વા કોઈથી અમુકસ્થાને પડેલા હોય વા પરસ્પરથી અમુક સ્થાનમાં રહી જોતા હોય તો તેને યોગ એવું કહેવામાં આવે છે ને તે ગ્રહોને યોગકર્તા ગ્રહ ગણવામાં આવેછે.

**( शा० वि० ) अन्योन्यं यदि पश्यतः शशिरवी यद्यार्किसौम्यावपि वक्रो वा समगं दिनेशमसमे चन्द्रोदयौ चेत् स्थितौ ॥ युग्मौजर्क्षगतावपींदुशशिजौ भूम्यात्मजेनेक्षितौ पुम्भागे सितलग्नशीतकिरणाः षट्क्लीवयोगास्स्मृताः ॥ १३ ॥**

( જો આધાનકાળે ) બેકી રાશિમાં રહેલો ચંદ્ર ને એકી રાશિમાં રહેલો સૂર્ય પરસ્પર જોતા હોય વા, બેકી રાશિમાં રહેલો શનિ તથા એકી

---

૧ તેજ માફક કન્યા અને મીન રાશિ સ્ત્રીસંજ્ઞિત દ્વિસ્વભાવ રાશિ કહેવાય છે.

૨ જો બન્ને નવાંશ રોકાયલા હોય તો બલાનુસાર ઉભય જાતીનું જોડલું ઉત્પન્ન થાયછે.

૩ આધાન લગ્નથી કે પ્રશ્ન લગ્નથી.

૪ શ્લોક ૧૧ માં કહેલ યોગ ન ઉત્પન્ન થતા હોય તો આ યોગ કામમાં લેવો.

રાશિમાં રહેલો બુધ પરસ્પર જોતા હોય અથવા તો એકી રાશિમાં રહેલો મંગળ એકી રાશિમાં રહેલા સૂર્યને જોતો હોય (વા સૂર્યથી તે જોવાતો હોય) વા એકી રાશિમાં રહેલો મંગળ એકી રાશિમાં રહેલાં લગ્ન અને ચંદ્રને દેખતો હોય, અથવા ચંદ્ર એકી રાશિમાં અને બુધ એકી રાશિમાં રહેલો હોયને મંગળ જોતો હોય અથવા તો શુક્ર લગ્ન અને ચંદ્ર પુરૂષ (રાશિમાં ને) નવાંશમાં રહેલા હોય તો (જાતક) નપુંસક થાયછે; એ ૭ નપુંસક યોગ છે.[1] ॥ ૧૩ ॥

**( शा० वि० ) युग्मे चन्द्रसिता तथौजभवने स्युर्ज्ञारजीवोदया लग्नेंदू नृनिरीक्षितौ च समगौ युग्मेषु वा प्राणिनः ॥ कुर्युस्ते मिथुनं ग्रहोदयगतान्द्व्यंगांशकान् पश्यति स्वांशे ज्ञे त्रितयं ज्ञगांशकवशाद्युग्मञ्च मिश्रं समम् ॥ १४ ॥**

જો (આધાન વા પ્રશ્નકાળે) ચંદ્ર ને શુક્ર બેકી રાશિમાં રહેલા હોય મંગળ, બુધ, ગુરૂ અને લગ્ન એકીરાશિમાં રહેલ હોય તો અથવા પુરૂષ ગ્રહ લગ્નને જોતો હોય ને ચંદ્ર બેકીરાશિમાં હોય અથવા બુધ, મંગળ, ગુરૂ અને લગ્ન બલવાળાં થઈ બેકી રાશિમાં રહેલા હોય તો એક છોકરો અને એક છોકરીનો જન્મ કરાવેછે. જો લગ્ન અને બીજા સઘળા ગ્રહ ઉભય નવાંશમાં રહેલા હોય ને પોતાના નવાંશમાં રહેલા બુધથી જોવાતા હોય તો તે ત્રણ બાલકનો જન્મ કરાવેછે, એ ત્રણમાં બુધની રાશિનાં અંશક પ્રમાણમાં (એટલે બુધ જો મિથુનના નવાંશનો હોય તો બે છોકરા અને એક છોકરીનો ને કન્યાના નવાંશમાં હોય તો બે છોકરી અને એક પુત્રનો) બે છોકરા ને એક છોકરી અને બે છોકરી અને બે છોકરાનો જન્મ કરાવેછે, તેમજ જો તેમની મિશ્ર સ્થિતિ હોય તો ત્રણ છોકરા અથવા તો ત્રણ છોકરીનો જન્મ કરાવેછે.[2] ૧૪

---

૧ પુરૂષ જન્મ કે સ્ત્રી જન્મ બન્નેમાંના એકનો પણ નિર્ણય ન થઈ શકતો હોય ને આ યોગમાંનો કોઈપણ યોગ થતો હોય તોજ તે કામમાં લેવાં.

૨ પુરૂષ નવાંશમાં એટલે ધન વા મિથુન રાશિના નવાંશમાં રહેલા લગ્ન અને ગ્રહોને મિથુન રાશિમાં રહેલો બુધ દેખતો હોયતો ત્રણ પુત્રનો અને કન્યા વા મીન રાશિના નવાંશમાં રહેલા ગ્રહ અને લગ્નને કન્યા રાશિમાં પડેલ બુધ જોતો હોય તો ત્રણે કન્યાનો જન્મ થાયછે.

**धनुर्द्धरस्यान्त्यगते विलग्ने ग्रहैस्तदंशोपगतैर्बलिष्ठैः ॥ ज्ञेनार्किणा वीर्ययुतेन दृष्टे सन्ति प्रभूता अपि कोशसंस्थाः ॥ १५ ॥**

ધન રાશિના અન્ત્ય નવાંશનું લગ્ન આવેલું હોય અને સર્વે ગ્રહ બલવાન થઇ ધન રાશિના નવાંશમાં જઈ રહેલા હોય અને તે લગ્ન બલવાન બુધ અને શનિથી જોયતું હોય તો કોશમાં (ત્રણ કરતાં) વધારે છોકરાં હોયછે. (અર્થાત્ ત્રણ કરતાં વધારે છોકરાનો જન્મ થાયછે.[1]) ॥ ૧૫ ॥

**कललघनाङ्कुरास्थिचर्मांगजचेतनतः सितकुजजीवसूर्यचन्द्रार्किबुधाः परतः ॥ उदयपचन्द्रसूर्यनाथाः क्रमशो गदिता भवन्ति शुभाशुभञ्च मासाधिपतेस्सदृशम् ॥ १६ ॥**

(ગર્ભમાં) પહેલા માસમાં, કલલ પેદા થાયછે; બીજા માસમાં માંસ થાયછે; ત્રીજા માસમાં અવયવો બનેછે; ચોથામાં હાડકાં બનેછે; પાચમામાં ચામડી બનેછે; છઠામાં વાળ ઊગવા માંડેછે; સાતમામાં બાળકને ચેતનતા આવેછે.[2]

(ગર્ભના) પહેલાથી સાતમા માસ સુધીના સ્વામીઓ ક્રમે શુક્ર, મંગળ, ગુરૂ, સૂર્ય, ચંદ્ર શનિ અને બુધ છે. તે પછીના (એટલે) આઠમા માસનો અધિપતિ આધાન લગ્નનો જે સ્વામી હોય તે, નવમા માસનો અધિપતિ ચંદ્ર અને દશમા માસનો અધિપતિ સૂર્ય છે એમ કહેવાયછે, ને ગર્ભનું શુભ માસાધિપતિનાં પ્રમાણમાં થાયછે.[3] ॥ ૧૬ ॥

---

૧ એટલે કે ટીકાકારના કહેવા પ્રમાણે ૫–૭ કે દશ.

૨ આઠમા માસમાં બાલક નાડ મારફતે ખાવાનું શરૂ કરેછે. નવમા માસમાં, તેને ઉદ્વેગ ઉત્પન્ન થાયછે; અને દશમા માસમાં પ્રસવ થાયછે. યવનાચાર્યને મતપ્રમાણે પહેલા માસનો સ્વામી મંગલ અને બીજા માસનો સ્વામી શુક્ર છે.

૩ માસપતિ નબલો થયેલો હોય, તેનાપર ઘણાજ ક્રૂર ગ્રહોની દ્દષ્ટી હોય, પોતે યુદ્ધમાં પરાજીત થયો હોય, તેજરહીત હોય તો તે પીડીત કહેવાયછે. જો પીડીત માસપતિ હોય તો ગર્ભનો શ્રાવ થશે એવું કહેવું અન્યથા જે ગ્રહ

त्रिकोणगे ज्ञे विबलैस्तथा परैर्मुखाङ्घ्रिहस्तद्विगुणस्तदा भवेत् ॥ अवाग्गवीन्दावशुभैर्भसन्धिगैः शुभेक्षितश्चेत् कुरुते गिरश्चिरात् ॥ १७ ॥

લગ્નથી જો બુધ પાંચમા અથવા તો નવમા ભાવમાં પડેલો હોય અને બીજા ગ્રહો બલહીન હોય તો જન્મનારનાં મુખ, પગ ને હસ્ત બેવડા થાયછે.

વૃષભ રાશિમાં ચંદ્ર રહેલો હોય અને ગ્રહો ક્રૂર રૂક્ષ સંધીમાં આવેલા હોય[1] તો મુંગું બાલક અવતરશે. પણ જો ચંદ્ર શુભ ગ્રહોથી જોવાતો હોય તો લાંબો વખત ગયા પછી વાચા આવશે.[2] ॥ ૧૭ ॥

सौम्यर्क्षांशे रविजरुधिरौ चेत्सदन्तोत्र जातः कुब्जः स्वर्क्षे शशिनि तनुगे मन्दमाहेयदृष्टे ॥ पंगुर्मीने यमशशिकुजैर्वीक्षिते लग्नसंस्थे सन्धौ पापैः शशिनि च जडः स्यान्न चेत्सौम्यदृष्टिः ॥ १८ ॥

શનિ અને મંગળ બુધની રાશિ કે નવાંશમાં રહેલા હોય તો[3] જે બાળક જન્મશે તે દાંત સહીત જન્મશે, કર્ક રાશિ લગ્નમાં આવેલી હોય ને તેમાં ચંદ્ર પડેલો હોય અને શનિ મંગળની તેનાપર દૃષ્ટી હોય તો બાળક ખુંધું થશે; જો લગ્નમાં મીન રાશિ પડેલી હોય ને તેને શનિ ચંદ્ર અને મંગળ જોતા હોય તો બાલક લંગડું થશે. ક્રૂર ગ્રહ[4] અને ચંદ્ર કર્ક, વૃશ્ચિક અને મીનના છેલા નવાંશમાં આવેલા હોય તો બેહેરૂં બાળક અવતરશે. ઉપરના સઘળા યોગોમાં

---

વધતો ઓછો નબળો હોય તે ગ્રહના માસમાં સામાન્ય સાદી માંદાઈ ગર્ભને થવાનું કહેલું. જો સૂર્ય બલવાન હોય તો બાળક તેના પિતા જેવું ને ચંદ્ર બલવાન હોય તો પોતાની માતા જેવું થાયછે, ઘણું કરીને તનદુરસ્તી અને સ્વભાવ બાળકોને પોતાનાં માબાપનાજ વારસામાં મળતા રહેછે.

૧ કર્કવૃશ્ચિક અને મીનના અન્ત્ય નવાંશ.

૨ જો ક્રૂર ગ્રહો ચંદ્રને જોતા હોય તો બાલક ક્યારે પણ બોલશે નહીં; શુભાશુભ ગ્રહો જોતા હોય તો બલવાન ગ્રહોની અસર પ્રમાણે તેની અસર થશે.

૩ કેટલાક ટીકાકાર એમ કહેછે કે બુધની રાશિ અને નવાંશમાં.

૪ ક્રૂર ગ્રહ સૂર્ય, મંગળ અને શનિમાંનો એક.

જે કહેવામાં આવેલું છે તે સઘળું જો તેમાં યોગકર્તા ગ્રહ ઉપર ગુરૂની દૃષ્ટી ન હોય તોજ થાયછે.[1] ॥ ૧૮ ॥

सौरशशाङ्कदिवाकरदृष्टे वामनको मकरान्त्यविलग्ने ॥
धीनवमोदयगैश्च दृकाणैः पापयुतैरभुजाङ्घ्रिशिराः
स्यात् ॥ १९ ॥

મકર રાશિનો અન્ત્ય નવાંશ ઉગતો હોય ને તે જો શનિ, ચંદ્ર અને સૂર્યથી જોવાતો હોય તો જન્મનાર ઠીંગણો થશે.

આધાનકાળે પાંચમા ભાવના દૃષ્કાણમાં જો મંગળ રહેલો હોય ને તેને શનિ ચંદ્ર અને સૂર્ય દેખતા હોય તો હાથવિનાનો બાળક જન્મશે; નવમા ભાવના દૃષ્કાણમાં રહેલા મંગળને તેજ ગ્રહો જોતા હોય તો પગવિનાનો બાળક જન્મશે; લગ્નના દૃષ્કાણમાં જો મંગલ રહ્યો છોય ને તેને તે ત્રણ ગ્રહો જોતા હોય તો માથાવિનાના બાળકનો જન્મ થશે.[2] ॥ ૧૯ ॥

रविशशियुते सिंहे लग्ने कुजार्किनिरीक्षिते नयनरहितः
सौम्याः सौम्यैः सबुद्बुदलोचनः ॥ व्ययगृहगत-
चन्द्रो वामं हिनस्त्यपरं रविर्न शुभगदिता योगा
याप्या भवन्ति शुभेक्षिताः ॥ २० ॥

(આધાન) લગ્ન સિંહ રાશિનું હોય ને તેમાં સૂર્ય અને ચંદ્ર પડેલા હોય અને તે લગ્ન શનિ મંગલથી જોવાતું હોય તો બાળક (જન્મનાર) અંધુ થાયછે,[3] સૌમ્ય અને ક્રૂર ગ્રહો બન્ને તેને જોતા હોય તો હમેશાં પાણી ઝરતી રહે તેવી આંખવાળાનો જન્મ થાયછે. બારમા ભાવમાં પડેલો ચંદ્ર

---

૧ એટલે જો ગુરૂની દૃષ્ટી હોય તો કથિત યોગોક્ત ફળ થતું નથી.

૨ કેટલાક ટીકાકર્તા આપણે જે ઉપર ૧-૫-૯ ભાવના દૃષ્કાણ લીધા છે તેને બદલે લગ્નના પહેલા, બીજા ને ત્રીજા દૃષ્કાણ લેવાનું કહેછે.—પરંતુ ગર્ગમુનીના મતને તે મળતું નથી.

૩ ટીકાકારના કહેવા પ્રમાણે લગ્નમાં સિંહ રાશિમાં રહેલા સૂર્યને શનિ ને મંગળ જોતા હોય તો જમણી આંખે ને તેજ રાશિમાં રહેલા ચંદ્રને શનિ ને મંગળ જોતા હોય તો ડાબી આંખે જન્મનાર કાણો થાયછે.

(જન્મનારની) ડાબી આંખનો અને સૂર્ય જમણી આંખનો નાશ કરેછે.[1] આએ જે અશુભ ફલ દેનારા યોગો કહેલા છે તેમાં જો શુભ ગ્રહોની દૃષ્ટીનો યોગ હોય તો યોગોક્ત સંપૂર્ણ ફળ ન થતાં થોડું થોડું થાયછે.[2] ॥ ૨૦ ॥

**तत्कालमिन्दुसहितो द्विरसांशको यस्तत्तुल्यराशिसहिते पुरतः शशांके ॥ यावानुदेति दिनरात्रिसमानभागस्तावद्गते दिननिशोः प्रवदन्ति जन्म ॥ २१ ॥**

તાત્કાલિક[3] ચંદ્ર જે દ્વાદશાંશમાં રહેલો હોય તેમાં (ગર્ભથી દશમે માસે જ્યારે પાછો) તે જાય ત્યારે પ્રસવ થાયછે.

દિવસ અથવા રાત્રિસંજ્ઞિક રાશિનું જે લગ્ન આવેલું હોય તેનો જેટલો નવાંશ કાળ ગયેલો હોય તેટલો કાળ દિવસ અથવા રાત્રિનો ગયા પછી (ઉપર જણાવેલે દિવસે) જન્મ થાયછે એવું (મુનીઓ) કહેછે. ॥ ૨૧ ॥

**उदयति मृदुभांशे सप्तमस्थे च मन्दे यदि भवति निषेकः सूतिरब्दत्रयेण ॥ शशिनि तु विधिरेष द्वादशाब्दे प्रकुर्यान्निगदितमिति चिन्त्यं सूतिकालेपि युक्त्या ॥ २२ ॥**

જો આધાનકાળે શનિના નવાંશનો ઉદય થતો હોય ને શનિ ઉદય રાશિથી સાતમી રાશિમાં રહેલો હોય તો ત્રણ વર્ષ પછી પ્રસૂતી થાયછે; તેજ પ્રમાણે ચંદ્રની સ્થિતિ હોય તો[4] બાર વર્ષે પ્રસવ થાયછે.

---

૧ એવો બાળક જન્મશે કે જેની ઉપર કહ્યા મુજબ ડાબી કે જમણી આંખ હશે નહીં અર્થાત તે આંખે કાણો હશે. આ યોગ જન્મ લગ્નથી તેમજ આધાન લગ્નથી પણ જોવો.

૨ સુબોધની ટીકા કરનાર એવું કહેછે કે તેવા અશુભ યોગમાં પણ ચંદ્ર અને સૂર્યપર શનિ મંગલની દૃષ્ટી અવશ્ય જોઈએ તે ન હોય તો મનુષ્ય કાણો થઇ શકે નહીં. જે અશુભ યોગોની શરૂઆત શ્લોક ૧૭ થી થયેલી છે તે યોગો.

૩ પ્રશ્નકાલે વા આધાનકાળે.

૪ એટલે કે કર્ક લગ્નનો નવાંશ ઉદય થતો હોય ને ચંદ્ર તે લગ્નથી સાતમી રાશિમાં રહેલો હોય તો.

આ પ્રકરણમાં આધાન સમંધમાં જે યોગો કહેવાયલા છે તેઓનું તેમના ગુણ અને સ્વભાવ પ્રમાણમાં જન્મ સમયમાં પણ ચિંતવન કરવું.[1] ॥૨૨॥

इति बृहज्जातके चतुर्थोऽध्यायः ॥ ४ ॥

## પ્રકરણ ૫ મું.

### જન્મવિધિ.

पितुर्जातः परोक्षस्य लग्नमिंदावपश्यति ॥
विदेशस्थस्य चरभे मध्याद्भ्रष्टे दिवाकरे ॥ १ ॥

જેના જન્મલગ્નને ચંદ્ર જોતો ન હોય તેનો પિતા તેના જન્મ સમયે તેની પાસે હોતો નથી; (તેવા યોગમાં) ચર રાશિનો સૂર્ય મધ્યથી ભ્રષ્ટ થયેલો હોય[2] તો તે તે વેળા વિદેશમાં હોય છે, સ્થિર રાશિમાં હોય તો દેશમાં ને દ્વિસ્વભાવ રાશિમાં આવેલો હોય તો વિદેશથી દેશમાં આવવાને રવાને થયો હોય છે. ॥ ૧ ॥

उदयस्थेपि वा मन्दे कुजे वास्तं समागते ॥
स्थिते वान्तः क्षपानाथे शशाङ्कसुतशुक्रयोः ॥ २ ॥

અથવા તો (જન્મ સમયે) લગ્નમાં શનિ પડેલો હોય અથવા મંગળ સાતમે પડેલો હોય અથવા તો ચંદ્ર[3] બુધ અને શુક્રની વચ્ચે આવેલો હોય તો પણ જાતકનો પિતા તેની નજદીક હોતો નથી. ॥ ૨ ॥

शशाङ्के पापलग्ने वा वृश्चिकेशत्रिभागगे ॥
शुभैः स्वायस्थितैर्जातः सर्पस्तद्वेष्टितोऽपि वा ॥ ३ ॥

---

૧ જેમકે વધતાં ઓછાં અવયવો સંબંધી યોગો, ગર્ભશ્રાવ યોગ વિગેરે ફક્ત આધાનકાળમાંજ ચિંતવન કરવા લાયક છે, પ્રસૂતી વખત તે જાણવાની જરૂરી રહેતી નથી.

૨ એટલે અઠમા કે નવમા ભાવમાં પડેલા હોય.

૩ ચંદ્રની રાશિની આગલની રાશિમાં તેમજ પાછળની રાશિમાં બુધ શુક્ર રહેલા હોય વા ત્રણે એક રાશિમાં હોય ને તેમાં ચંદ્રના અંશથી બુધ શુક્રમાંના એકના અંશ વધારે ને એકના અંશ થોડા હોય તો તે તેમની મધ્યમાં રહેલો ગણાય છે.

(જન્મ સમયે) જો મંગળના દૃષ્કાણમાં ચંદ્ર રહેલો હોય[1] અને શુ-
ગ્રહો બીજે ભાવે કે અગિઆરમે ભાવે પડેલા હોય તો સર્પથી વિટાયલું
ળક જન્મ પામેલું જાણવું. જો લગ્નમાં ક્રૂર ગ્રહની રાશિ રહેલી હોય ને
વેળા મંગળના દૃષ્કાણનો ઉદય થતો હોય તોપણ સર્પ અથવા તો સર્પથી
ટાયલું બાળક જન્મ પામેલું જાણવું. ॥ ૩ ॥

**चतुष्पदगते भानौ शेषैर्वीर्यसमन्वितैः ॥**
**द्वितनुस्थैश्च यमलौ भवतः कोशवेष्टितौ ॥ ४ ॥**

જન્મ સમયે સૂર્ય ચતુષ્પાદ રાશિમાં રહેલો હોય ને બાકીના સર્વે ગ્રહો
ળનાન થઈ દ્વિસ્વભાવ રાશિમાં પડેલા હોય તો એક જરાયુથી વીંટાયલાં
તેડલાંનો જન્મ થાયછે. ॥ ૪ ॥

**छागे सिंहे वृषे लग्ने तत्स्थे सौरेथवा कुजे ॥**
**राश्यंशसदृशे गात्रे जायते नालवेष्टितः ॥ ५ ॥**

જન્મ સમયે મેષ, સિંહ અથવા તો વૃષભ રાશિનું લગ્ન આવેલું હોય
ને તેમાં શનિ અથવા તો મંગલ પડેલ હોય તો રાસ્યંશસૂચક શરીરના
ભાગમાં નાલેકરી વીંટાયલ બાલક જન્મે છે. ॥ ૫ ॥

**न लग्नमिन्दुञ्च गुरुर्निरीक्षते न वा शशाङ्कं रविणा समागतम् ॥**
**सपापकोर्केण युतोथवा शशी परेण जातम्प्रवदन्ति निश्चयात् ॥ ६ ॥**

લગ્ન અને ચંદ્રને અથવા સૂર્યની સાથે રહેલા ચંદ્રને ગુરૂ ન જોતો હોય[2]
અથવા સૂર્ય અને બીજા પાપ ગ્રહોની સાથે ચંદ્ર રહેલો હોય તો મુનિઓ
જન્મેલ માણસ પરપુરૂષથી ઉત્પન્ન થયેલો છે એવું નિશ્ચયથી કહેછે. ॥ ૬ ॥

---

૧ મેષનું પહેલું, કર્કનું બીજું, સિંહનું ત્રીજું, વૃશ્ચિકનું પહેલું, ધનનું બીજું ને મીનનું ત્રીજું દૃષ્કાણ મંગળનું છે.

૨ ગુરૂદૃષ્ટિ તેમાંના એકપર પણ હોય તો પરપુરૂષથી ઉત્પન્ન થયો જાણવો નહીં.

યવનાચાર્યના મત પ્રમાણે ઉદયનવાંશ અથવા તો ચંદ્રનું નવાંશ ગુરૂનું આવતું હોય તો પણ પરપુરૂષથી ઉત્પન્ન થયેલ કહેવો નહીં.

ગર્ગાચાર્યના મત પ્રમાણે જો ચંદ્ર ગુરૂની રાશિમાં રહેલો હોય અથવા તો ગુરૂની સાથે કોઈ પણ રાશિમાં રહેલો હોય અથવા તો ગુરૂના દૃષ્કાણ કે નવાંશમાં રહેલો હોય તો પણ જાતક પરજાત હોતો નથી.

क्रूरर्क्षगतावशोभनौ सूर्याद् द्यूननवात्मजस्थितौ ॥
बद्धस्तु पिता विदेशगः स्वे वा राशिवशादथो पथि ॥ ७ ॥

જન્મ સમયે જો બે પાપ ગ્રહો ક્રૂર રાશિમાં સૂર્યથી સાતમા, નવમા કે પાંચમા ભાવમાં પડેલા હોય તો જાતકનો પિતા રાશિનાં ચર સ્થિર અને દ્વિસ્વભાવ પ્રમાણમાં ક્રમે પરદેશમાં, દેશમાં વા રસ્તામાં કેદમાં પડેલો હોયછે[1] ॥ ७ ॥

पूर्णे शशिनि स्वराशिगे सौम्ये लग्नगते शुभे सुखे ॥
लग्ने जलजेस्तगेपि वा चन्द्रे पोतगते प्रसूयते ॥ ८ ॥

( જન્મ સમયે ) પૂર્ણકલાનો ચંદ્ર કર્ક રાશિમાં રહેલો હોય, લગ્નમાં બુધને ચોથે ભાવે ગુરૂ પડેલો હોય તો જાતકનો જન્મ વહાણમાં થાયછે, તેમજ જળચર રાશિનો ઉદય થતો હોય અને ચંદ્ર સાતમા ભાવમાં પડેલ હોય તોપણ વહાણમાંજ જાતકનો જન્મ થાયછે. ॥ ૮ ॥

आप्योदयमाप्यगः शशी सम्पूर्णः समवेक्षतेथ वा ॥
मेषूरणबन्धुलग्नगः स्यात्सूतिः सलिले न संशयः ॥ ९ ॥

જળચર રાશિનું લગ્ન હોય ચંદ્ર પણ જળચર રાશિમાં રહેલો હોય અથવા પૂર્ણ કળાનો ચંદ્ર હોય ને તે લગ્નને જોતો હોય અથવા ચંદ્ર ચોથે, દશમે કે લગ્ને પડેલો હોય તો ખચીત પાણીના કિનારાપર જન્મ થાયછે. ॥૯॥

उदयोडुपयोर्व्ययस्थिते गुप्त्यां पापनिरीक्षिते यमे ॥
अलिकर्किंयुते विलग्नगे सौरे शीतकरेक्षिते वटे ॥ १० ॥

જો ચંદ્ર લગ્નમાં રહેલો હોય અને શનિ બારમા ભાવમાં પડેલો હોય અને તેનાપર પાપગ્રહની દૃષ્ટિ હોય તો કેદખાનાંમાં જન્મ થાયછે. કર્ક કે વૃશ્ચિક રાશિ જન્મ વખત ઉદય થતી હોય તેમાં શનિ પડેલ હોય ને તેનાપર ચંદ્રની દૃષ્ટિ હોય તો જન્મ ખાઈમાં થાયછે. ॥ ૧૦ ॥

मन्देब्जगते विलग्नगे बुधसूर्येन्दुनिरीक्षिते क्रमात् ॥
क्रीडाभवने सुरालये प्रवदेज्जन्म च सोषरावनौ ॥ ११ ॥

જળચર રાશિનું લગ્ન ઉદય થતું હોય ને તેમાં શનિ પડેલો હોય તેના-

---

૧ સૂર્યની રાશિપરથી ચરસ્થિરાદિ જાણવાં.

પર ક્રમે બુધ, સૂર્ય કે ચંદ્રની દૃષ્ટી હોય તો વિહાર સ્થળમાં, મંદીરમાં કે રેતાળ જમીનમાં પ્રસવ થાયછે. ॥ ૧૧ ॥

नृलग्नगं प्रेक्ष्य कुजः श्मशाने रम्ये सितेन्दू गुरुरग्निहोत्रे ॥
रविर्नरेन्द्रामरगोकुलेषु शिल्पालये ज्ञः प्रसवं करोति ॥ १२ ॥

નર રાશિના લગ્નમાં પડેલા ( શનિ ) ને મંગળ જોતો હોય તો શ્મશાનમાં, શુક્ર અને ચંદ્ર જોતા હોય તો તેઓ શોભાવળી જમીનમાં, ગુરૂ જોતો હોય તો અગ્નિહોત્રની શાળામાં, સૂર્ય જોતો હોય તો તે રાજ્યમેહેલમાં, મંદીરમાં કે ગૌશાલામાં, બુધ જોતો હોય તો શિલ્પશાળામાં પ્રસવ કરેછે. ॥૧૨॥

राश्यंशसमानगोचरे मार्गे जन्म चरे स्थिरे गृहे ॥
स्वर्क्षांशगते स्वमन्दिरे बलयोगात् फलमंशकर्क्षयोः ॥ १३ ॥

ઉદય રાશિ ને તેના નવાંશનાં ચરસ્થિર પ્રમાણે રસ્તામાં કે ઘરમાં જન્મ થાયછે[1]. વર્ગોત્તમી લગ્ન આવેલું હોય તો પોતાનાંજ ઘરમાં જન્મ થાયછે. રાશિ અને અંશ ( નવાંશ ) એ બેમાં જે બળવાન હોય તેનાપરથી ફળ કહેવું. ॥ ૧૩ ॥

आरार्कजयोस्त्रिकोणगे चन्द्रेस्ते च विसृज्यतेम्बया ॥
दृष्टेमरराजमन्त्रिणा दीर्घायुः सुखभाक् च स स्मृतः ॥ १४ ॥

( જન્મ સમયે ) ( એક રાશિમાં રહેલા ) શનિ મંગળથી ચંદ્ર ત્રિકોણમાં કે સાતમે પડેલો હોય તો જન્મનારને તેની માતા તજી આપેછે, પણ જો તે ચંદ્રપર ગુરૂની દૃષ્ટી હોય તો ( માતાથી તજાયા છતાં પણ ) તે દીર્ઘાયુષવાળો ને ભોગી થાયછે. ॥ ૧૪ ॥

पापेक्षिते तुहिनगावुदये कुजेस्ते त्यक्तो विनश्यति कुजार्कजयोस्तथेन्दौ ॥ सौम्येपि पश्यति तथाविधहस्तमेति सौम्येतरेषु परहस्तगतोप्यनायुः ॥ १५ ॥

પાપગ્રહની દૃષ્ટીવાળો ચંદ્ર લગ્નમાં પડેલો હોય અને મંગળ સાતમા ભાવમાં પડેલો હોય અથવા લગ્નમાં પડેલા ચંદ્રથી શનિ અને મંગળ અગિઆરમે

---

૧ સ્થિર અને ચર રાશિમાં હોય તો ઘરની આગળના પડશાળમાં જન્મ થાયછે.

ભાવે પડેલા હોય તો માતાથી ત્યજાયલ બાળક મરણ પામેછે. ચંદ્રપર સૌમ્ય ગ્રહની પણ દૃષ્ટી હોય તો (દૃષ્ટા ગ્રહસૂચક) વર્ગના હાથમાં ત્યજાયા પછી તે બાળક જાયછે. (અને જીવેછે.) પણ જો પાપગ્રહની દૃષ્ટી હોય તો પારકાના હાથમાં પડ્યા છતાં આયુષ્યવિનાનો થાયછે. ॥ ૧૫ ॥

**पितृमातृगृहेषु तद्बलात्तरुशालादिषु नीचगैः शुभैः ॥
यदि नैकगतैस्तु वीक्षितौ लग्नेन्दू विजने प्रसूयते ॥ १६ ॥**

પિતાગ્રહ બલવાન હોય તો પિતાને ઘરે ને માતાગ્રહ બલવાન હોય તો માતાને ઘરે જન્મ થાયછે; સર્વે શુભગ્રહો નીચ રાશિમાં રહેલા હોય તો વૃક્ષ, ને શાલા વિગેરે જગોએ જન્મ થાયછે. નીચ રાશિમાં રહેલા શુભગ્રહો એક રાશિમાં રહેલા ચંદ્ર અને લગ્નને ન જોતા હોય તો વિજન સ્થાનમાં (જંગલમાં) જન્મ થાયછે[1]. ॥ ૧૬ ॥

**मन्दर्क्षांशे शशिनि हिबुके मन्ददृष्टेऽब्जगे वा तद्युक्ते वा तमसि शयने नीचसंस्थैश्च भूमौ ॥ यद्वद्राशिर्व्रजति हरिजं गर्भमोक्षस्तु तद्वत्पापैश्चन्द्रात् स्मरसुखगतैः क्लेशमाहुर्जनन्याः ॥ १७ ॥**

ચંદ્ર શનિના નવાંશમાં રહેલો હોય, વા ચોથે[2] પડેલો હોય, વા શનિ તેને જોતો હોય વા તે જળચર રાશિના નવાંશમાં પડેલો હોય અથવા તો શનિની સાથે પડેલો હોય તો સૂતિકાનું શયન[3] અંધારામાં[4] જાણવું. ત્રણ કે વધારે ગ્રહો પોતાની નીચ રાશિમાં[5] પડેલા હોય તો ખુલી જમીનપર જન્મ થયેલો જાણવો.[6]

---

૧ ત્રણ શુભગ્રહો નીચ રાશિમાં રહી લગ્નને દેખતા હોય તો જન્મ ક્ષીણપ્રદેશમાં થાયછે.

૨ યવનેશ્વર ચોથા ભાવને બદલે પહેલો, ચોથો, દશમો અને સાતમો ચારે ભાવ તે સ્થળે જણાવેછે.

૩ કર્ક અને મીનના નવાંશો જળચર નવાંશ કહેવાયછે.

૪ સૂર્ય બળવાળો હોય ને મંગળ તેને જોતો હોય તો ઉપરનો યોગ થયા છતાં પણ અંધારૂં હોતું નથી; એટલું ટીકાકાર ઉમેરેછે.

૫ સારાવલીમાં કલ્યાણવર્મા નીચસંસ્થે એટલે કે ચંદ્ર પોતાની નીચ રાશિ એટલે વૃશ્ચિકમાં રહેલો હોય એવું લખે છે.

૬ ટીકાકારના લખવા પ્રમાણે પરાળ પાથરેલી જમીનપર.

જન્મલગ્ન જે રીતે ક્ષિતિજ તરફ જતું હોય તે રીતે ગર્ભનો મોક્ષ થાય .[1] ચંદ્રથી પાપગ્રહો સાતમે કે ચોથે પડેલા હોય તો (પ્રસવ વખતે) માતાને શી પીડા થાયછે એવું મુનીઓ કહેછે.[2] ॥ ૧૭ ॥

**स्नेहः शशांकादुदयाच्च वर्त्तिर्दीपोर्कयुक्तर्क्षवशाच्चराद्यः ॥**
**द्वारञ्च तद्वास्तुनि केन्द्रसंस्थैर्ज्ञेयं ग्रहैर्वीर्यसमन्वितैर्वा ॥ १८ ॥**

ચંદ્રપરથી તેલનું નક્કી કરવું; [3]લગ્નપરથી વાટનું નક્કી [4]કરવું; ને સૂર્યની શિપરથી દિવાનું ચર સ્થિર દ્વિસ્વભાવાદિ[5] નક્કી કરવું. સુવાના ઘરનું ારણું કેન્દ્રમાં રહેલા બલવાન ગ્રહની દિશામાં[6] કે કોઈ સર્વથી બલીષ્ટ ગ્રહની શામાં હોય છે. ॥ ૧૮ ॥

**जीर्णं संस्तुतमर्कजे क्षितिसुते दग्धं नवं शीतगौ काष्ठाढ्यं न दृष्टं रवौ शशिसुते तन्नैकशिल्प्युद्भवम् ॥ रम्यश्चित्रयुतं नवं च भृगुजे जीवे दृढं मन्दिरं चक्रस्थैश्च यथोपदेशरचना सामन्तपूर्वा वदेत् ॥ १९ ॥**

---

૧ જેમકે કોઇ રાશિનું માથું શરૂઆતે ઊદય થતું હોય તો માતાના ગર્ભ-ાષથી પ્રથમ બાળકનું માથું બાહેર આવશે, જે રાશિનું શરૂઆતે પુછડું ઉગતું હોય તો પગ પ્રથમ બાહેર આવશે, જે ઉભયોદય રાશિ હોય તેનું તેના લગ્નમાં શરૂઆતે હાથ ગર્ભમાંથી બાહેર આવશે.

૨ કેટલાક લગ્નથી ચોથે કે સાતમે આ પાપ ગ્રહો હોવાનું કહે છે.

૩ એટલે કે ચંદ્ર જે રાશિમાં જન્મ વખતે પડેલો હોય તે રાશિ શૂન્ય અંશે હોય તો દીવો તેલથી ભરેલો પંદર અંશે અરધો ને ત્રીશ અંશે ખાલી હોય છે. સારાવલી કર્તા કલ્યાણવર્મા કહે છે કે ચંદ્રની કલાના વધ ઘટ પ્રમાણમાં દિવાનું તેલ જાણવું.

૪ લગ્નનો આદી ભાગ ઉદય થતો હોય તો વાટ લાંબી અને બળ્યા વિનાની હોય છે, મધ્ય ભાગ ઉદય થતો હોય તો અરધી બળેલી અને અન્ત્ય ભાગ ઉદય હોય તો ઘણી ખરી બળી ગયેલી વાટ હોય છે.

૫ સૂર્ય સ્થિર રાશિમાં હોય તો મુકેલી જગોમાં દીવો સ્થિર પડેલો હોય છે. ચર રાશિમાં હોય છે, તો મુકેલી જગોએથી ઉપાડી બીજી જગોએ જઈ મુકેલો હોય છે; તે દ્વિસ્વભાવ રાશિનો હોય તો ઝુલતો દીવો હોય છે.

૬ સ્વલ્પ જાતક પ્રમાણે કેન્દ્રમાં કોઇ પણ ગ્રહ ન હોય તો લગ્નની રાશિની દિશામાં સૂતિકા દ્વાર કહેવું.

જો જન્મ વખતે શનિ બળવાન હોય તો ફરી સમારવામાં આવેલાં ઘરમાં, મંગળ બલવાન હોય તો બળેલાં ઘરમાં, ચંદ્ર બલવાન હોય તો નવાંજ બાંધેલા ઘરમાં, સૂર્ય બલવાન હોય તો નબળાં પણ લાકડાંનાં બાંધેલાં ઘરમાં, બુધ બલવાન હોય તો ઘણા શિલ્પશાસ્ત્રીઓના હાથથી બંધાયલાં ઘરમાં, શુક્ર બલવાન હોય તો પિક્ચરોથી શણગારેલાં શુશોભિત ઘરમાં ને ગુરૂ બલવાન હોય તો મજબુત ઘરમાં જન્મ થાય છે. જે ગ્રહના પ્રમાણમાં સૂતિકાગૃહ નક્કી કરવામાં આવે તેની આગળ પાછળ રહેલા ગ્રહોનાં પ્રમાણમાં સૂતિકાની આસપાસનાં ઘરોની સંખ્યા તથા તેની સ્થિતિ કહેવી. ॥ ૧૯ ॥

**मेषकुलीरतुलालिघटैः प्रागुत्तरतो गुरुसौम्यगृहेषु ॥**
**पश्चिमतश्च वृषेण निवासी दक्षिणभागकरौ मृगसिंहौ ॥ २० ॥**

(જો જન્મ લગ્ન અથવા જન્મનો નવાંશ એ એમાંથી જે બલવાન હોય) તેની મેષ, કર્ક, તુલ, વૃશ્ચિક કે કુંભ એમાંની કોઈ પણ રાશિ હોય તો રહેણાક ઘરની પૂર્વ બાજુના ભાગમાં સૂતિકાસ્થાન હોય છે; ધન મીન, મિથુન કે કન્યા રાશિમાંની કોઈ રાશિ હોય તો ઘરના ઉત્તર તરફના ભાગમાં સૂતિકાસ્થાન હોય છે; વૃષભ રાશિ હોય તો પશ્ચિમ તરફની બાજુએ સૂતિકાસ્થાન હોય છે ને મકર કે સિંહ એમાંની કોઈ પણ રાશિ હોય તો ઘરના દક્ષિણાદિ ભાગમાં સૂતિકાસ્થાન હોય છે. ॥ ૨૦ ॥

**प्राच्यादिगृहे क्रियादयो द्वौ द्वौ कोणगता द्विमूर्तयः ॥**
**शय्यास्वपि वास्तुवद्वदेत्पादैः षट्त्रिनवान्त्यसंस्थितैः ॥ २१ ॥**

સૂતિકાના ઘરમાં મેષાદિ બાર રાશિઓ મેષથી ક્રમે બબ્બે રાશિ એકેક દિશામાં રહેલી છે, અને દ્વિસ્વભાવ રાશિઓ ક્રમે આગ્નેયાદિ કોણમાં રહેલી છે, તેજ પ્રમાણે શયામાં પણ તેજ રાશિઓ તેજ દિશામાં રહેલી છે તે માટે શયાની દિશા તેના પ્રમાણે કહેવી. બારમા તથા ત્રીજા ભાવની રાશિપરથી ખાટલાના ઓશીકાં તરફના બે પગની દિશા ને છઠ્ઠા તથા નવમા ભાવની રાશિપરથી પાંગતના બે પગની દિશા કહેવી.[1] ॥ ૨૧ ॥

---

૧ ઉપરની ગણના નીચેનાં ગોઠવેલાં કોષ્ટકપરથી બરાબર સમજાશે—

| પૂર્વ | દક્ષિણ | પશ્ચિમ | ઉત્તર | અગ્નિ | ઈશાન | વાયુ | નૈરૂત્ય. |
|---|---|---|---|---|---|---|---|
| મેષ,વૃષભ, | કર્ક,સિંહ, | તુલ,વૃશ્ચિક, | મકર,કુંભ, | મિથુન, | કન્યા, | ધન | મીન. |

જન્મ લગ્નની રાશિ જે દિશા બતાવતી હોય તે દિશામાં સૂતિકાગ્રહમાં તેની શયા જાણવી.

चन्द्रलग्नान्तरगतैर्ग्रहैः स्युरुपसूतिकाः ॥
वहिरन्तरचक्रार्द्धे दृश्यादृश्येन्यथा परैः ॥ २२ ॥

ચંદ્ર અને લગ્નની વચ્ચે જેટલા ગ્રહો પડેલા હોય તેટલી પ્રસવ વખતે ઉપસૂતિકાઓ હાજર જાણવી. એ ગ્રહોમાંના જેટલા દૃશ્ય ચક્રાર્ધમાં હોય તેટલી સૂતિકાગૃહથી બારના રૂમમાં ને જેટલા અદૃશ્ય ચક્રાર્ધમાં હોય તેટલી સૂતિકાના સૂતિકા રૂમમાં રહેલી સમજવી. કેટલાક એથી ઉલટું કહેછે. ॥ ૨૨ ॥

लग्ननवांशपतुल्यतनुः स्याद्वीर्ययुतग्रहतुल्यवपुर्वा ॥
चंद्रसमेतनवांशपवर्णः कादिविलग्नविभक्तभगात्रः ॥ २३ ॥

લગ્નના નવાંશના અધિપતિના સમાન અથવા તો જે ગ્રહ અતિબલવાન થયો હોય તેના સમાન (જન્મનારનું) શરીર થાયછે; ચંદ્ર જેના નવાંશમાં રહ્યો હોય તેના વર્ણની તુલ્ય (જાતકનો) વર્ણ થાયછે, લગ્નાદિ બાર રાશિઓને (જાતકના) શિરાદિ શરીરના અવયવોપર (રાશિશીલાધ્યાના શ્લોક ૪ માંના ક્રમ પ્રમાણે કલ્પી) ગાત્રનો (દીર્ઘ લઘુ મધ્યત્વનો) નિર્ણય કરવો.[1] ॥ ૨૩ ॥

कंदृक्श्रोत्रनसाकपोलहनवो वक्रं च होरादयस्ते कंठांसकबाहुपार्श्वहृदयक्रोडानि नाभिस्ततः ॥ बस्तिः शिश्नगुदे ततश्च वृषणावूरू ततो जानुनी जंघेंघ्रीत्युभयत्र वाममुदितैर्द्रेष्काणभागैस्त्रिधा ॥ २४ ॥

માથાં ગલાં અને પેડુ એ અવયવથી શરૂ કરી શરીરના ત્રણ ભાગોને ઉદયરાશિના ત્રણ દૃષ્કાણો પ્રમાણે લગ્નાદિ બાર ભાવોમાં તે અવયવો નીચે પ્રમાણે કહેવામાં આવ્યા છે.

---

૧ લગ્નમાં જે રાશિ હોય તેને માથું તે પછીનીને મોં એ પ્રમાણે કલ્પના કરી નીચેપ્રમાણે નિશ્ચય કરવો.

શરીરના જે ભાગમાં મોટાં માનવાળી રાશિ અને મોટાં માનવાળી રાશિનો સ્વામી આવેલા હોય તે શરીરનો ભાગ મોટો થાયછે, અલ્પ માનવાળી રાશિ અને અલ્પ માનવાળી રાશિનો સ્વામી શરીરના જે અવયવ પર રહેલા હોય છે તે ભાગ ટુંકો થાયછે. રાશિ અલ્પ માનવાળી હોય ને તેની સાથે રહેનાર ગ્રહ દીર્ઘ રાશિનો ધણી થતો હોય તો મધ્યમ અવયવ થાયછે.

બારભાવ ઉદયદૃષ્કાણથી સૂચવાતા શરીરના અવયવો.

| પેલો દૃષ્કાણ. | બીજો દૃષ્કાણ. | ત્રીજો દૃષ્કાણ. |
|---|---|---|
| ૧= માથું | ગળું | પેડુ |
| ૨= જમણીઆંખ | જમણોહાથ | લિંગ |
| ૩= ડાબીઆંખ, | ડાબોહાથ | ગુદા |
| ૪= જમણોકાન | જમણોહાથ | દક્ષિણવૃષણ |
| ૫= ડાબોકાન | ડાબોહાથ | વામ ,, |
| ૬= જમણુંનસ્કોરૂં | જમણુંપડખું | જમણોઉરૂ |
| ૭= ડાબુંનસ્કોરૂં | ડાબુંપડખું | ડાબો ,, |
| ૮= જમણુંકપોળ | જમણુંહૃદય | જમણુંગુંઠણ |
| ૯= ડાબુંકપોળ | ડાબુંહૃદય | ડાબુંગુંઠણ |
| ૧૦= જમાણોગાલ | જમણીબાજુનુંપેટ | જમણીતેથ |
| ૧૧= ડાબોગાલ | ડાબી ,, | ડાબી ,, |
| ૧૨= મોં | નાભી | પગો. ॥૨૪॥ |

**तस्मिन् पापयुते व्रणं शुभयुते दृष्टं च लक्ष्मादिशेत्स्वर्क्षांशे स्थिरसंयुतेषु सहजः स्यादन्यथागंतुकः ॥ मंदेऽश्मानिलजोग्निशस्त्राविषजो भौमे बुधे भूभुवः सूर्ये काष्ठचतुष्पदेषु हिमगौ शृंग्यब्जजोन्यैः शुभम् ॥ २९ ॥**

જે રાશિમાં પાપ ગ્રહ પડેલા હોય તે રાશિસૂચક શરીરના અવયવમાં વ્રણ અને શુભ ગ્રહ સાથે પડેલો હોય વા તેને જોતો હોય તો લાખાંનો આદેશ કરવો; એ ચિન્હ ઉત્પન્ન કરનાર ગ્રહો પોતાની રાશિના, પોતાના નવાંશના, સ્થિર રાશિ કે સ્થિર નવાંશના હોય તો એ ચિન્હ જન્મથીજ ઉત્પન્ન થયેલું જાણવું, અન્યથા તે ચિન્હ ભવિષ્યમાં તે અંગના ભાગપર થશે એવું જાણવું;[1] વ્રણ ઉત્પન્ન કર્તા ગ્રહ શનિ હોય તો વ્રણ પથરથી વા વાતવ્યાધિથી, મંગળ, હોય તો હથિઆર, અગ્નિ અને ઝેરથી, બુધ હોય તો માટીથી, સૂર્ય હોય હોય તો લાકડાં અથવા ચોપગાં જનારવરના કારણથી, ને ચંદ્ર હોય તો શીંગડાંવાળાં પ્રાણીથી વા જળચર પ્રાણીથી ( થશે વા ) થયું છે એવું કહેવું.

૧ જ્યારે વ્રણ કર્તા ગ્રહની મહાદશા કે અન્તરદશા આવે ત્યારે તે વ્રણ થશે એમ કહેવું.

એ શિવાયના ગ્રહો જે રાશિમાં પડેલા હોય તે રાશિસૂચક શરીરના વિભાગમાં વ્રણાદિ થતાં નથી.[1] ॥ ૨૫ ॥

**समनुपतिता यस्मिन् भागे त्रयः सबुधा ग्रहा भवति नियमात्तस्यावाप्तिः शुभेष्वशुभेषु वा ॥ व्रणकृदशुभः षष्ठे देहे तनोर्भसमाश्रिते तिलकमसकैर्दृष्टः सौम्यैर्युतश्च स लक्ष्मवान् २६**

બુધની સાથે ત્રણ ક્રૂર કે શુભ ગમે તે ગ્રહો રહેલા હોય તો તેની રાશિસૂચક અંગપર અવશ્ય વ્રણ અથવા તો લાખું થાયછે.

ક્રૂર ગ્રહ છઠા ભાવમાં પડેલો હોય તો તે પોતાની રાશિસૂચક (પ્રકરણ ૧ લાના શ્લોક ૪ માં બતાવેલાં) અવયવપર વ્રણાદિ ચિન્હ કરેછે; પરંતુ તેને શુભ ગ્રહો જોતા હોય તો વ્રણ નહીં કરતાં કેવળ કાળું અને સફેદ લાખું ઉત્પન્ન કરેછે. પરંતુ છઠા ભાવમાંજ જો શુભ ગ્રહો પડેલા હોય તો તે જગાપર ઘણા બાળ ઉત્પન્ન કરેછે.[2] ॥ ૨૬ ॥

**इति बृहज्जातके सूतिकाऽध्यायः समाप्तः ॥ ५ ॥**

---

## પ્રકરણ ૬ ઠું.

### અરિષ્ટાધ્યાય.

#### નાનપણમાં મૃત્યુ થવાસંબંધી.

**संध्यायां हिमदीधितिहोरापापैर्भांतगतैर्निधनाय ॥**
**प्रत्येकं शशिपापसमेतैः केंद्रैर्वा स विनाशमुपैति ॥ १ ॥**

ચંદ્રની હોરાના ઉદય વખતે સંધ્યાકાળે જેનો જન્મ થયો હોય અને જેના જન્મ વખતે પાપગ્રહો અન્ત્ય નવાંશમાં પડેલા હોય તે અથવા જેના

---

૧ ગુરૂ, શુક્ર, બુધ અને ચંદ્ર.
શરીરના અવયવો શ્લોક ૨૪ માં ગણાવ્યા છે તે આ જગોએ ઉપયોગમાં લેવા.
૨ એ ચિન્હ જન્મનું છે કે હવે પછી થવાનું છે તે શ્લોક ૨૫ માં કહેલ વિગતપરથી નક્કી કરી આદેશ કરવો.

જન્મ વખતે ત્રણ પાપગ્રહ ને ચંદ્ર ચારે કેન્દ્ર સ્થાનમાં અકેકે થઈ રહેલા હોય તે નાશ પામેછે. ॥ ૧ ॥

**चक्रस्य पूर्वोत्तरभागगेषु क्रूरेषु सौम्येषु च कीटलग्ने ॥**
**क्षिप्रं विनाशं समुपैति जातः पापैर्विलग्नास्तमयाभितश्च ॥ २ ॥**

ચક્રના પૂર્વ ભાગમાં ક્રૂર ગ્રહો ને પશ્ચિમ ભાગમાં શુભગ્રહો રહેલા ને વૃશ્ચિક અથવા તો કર્ક રાશિનું લગ્ન હોય તો જન્મેલું બાળક તરતજ મરણ પામેછે.[1] લગ્નથી બીજે તથા બારમે અથવા છઠે કે આઠમે ભાવે પાપગ્રહો રહેલા હોય તો જન્મેલ બાળક તરત મરણ પામેછે.[2] ॥ ૨ ॥

**पापावुदयास्तगतौ क्रूरेण युतश्च शशी ॥**
**दृष्टश्च शुभैर्न यदा मृत्युश्च भवेदचिरात् ॥ ३ ॥**

પાપગ્રહો લગ્નમાં તથા સાતમા ભાવમાં રહેલા હોય, ચંદ્ર પણ ક્રૂર ગ્રહની સાથે રહેલો હોય ને તેનાપર કોઈ શુભ ગ્રહની દૃષ્ટી ન હોય તો બાલક જન્મ પછી તરતજ મરણ પામેછે. ॥ ૩ ॥

**क्षीणे हिमगौ व्ययगे पापैरुदयाष्टमगैः ॥**
**केन्द्रेषु शुभाश्च न चेत् क्षिप्रं निधनं प्रवदेत् ॥ ४ ॥**

લગ્નથી ક્ષીણચંદ્ર જો બારમે ભાવે રહેલો હોય અને ક્રૂરગ્રહો આઠમા ભાવ તથા લગ્નમાં રહેલા હોય અને શુભગ્રહો કેન્દ્રમાં ન હોય તો બાલક જન્મ પછી તરતજ મરણ પામેછે. ॥ ૪ ॥

**क्रूरसंयुतः शशी स्मरान्त्यमृत्युलग्नगः ॥**
**कण्टकाद्बहिः शुभैरवीक्षितश्च मृत्युदः ॥ ५ ॥**

ક્રૂરગ્રહ સહીત ચંદ્ર લગ્ને, સાતમે, આઠમે કે બારમે ભાવે બેઠેલ

---

૧ કુંડલીના દશમા તથા ચોથા ભાવસુધીના ભાવ તે ચક્રનું પૂર્વાર્ધ અને ચોથાથી દશમા ભાવસુધીના ભાવને પશ્ચિમાર્ધ ભાવ કહેછે.

૨ ગર્ગાચાર્યે એ બે યોગમાંથી ચાર યોગ ઉત્પન્ન કરેલ છે, તેસાથે એવું કહેછે કે તે દરેકમાં જન્મેલ બાળક તરતજ મરણ પામેછે. લગ્નથી બીજા બારમા, છઠા આઠમા, બીજા છઠા, અને બારમા આઠમા એ દરેક બબે ભાવોમાંના કોઈ પણ બે ભાવમાં જો પાપગ્રહ આવેલ હોય તો જાતકનો તરત નાશ થાયછે.

હોય ને શુભગ્રહો કેન્દ્રથી બાહેર રહેલા હોય તો બાલક જન્મ પછી તરત મરણ પામેછે. ॥ ૫ ॥

**शशिन्यरिविनाशगे निधनमाशु पापेक्षिते ।**
**शुभैरथ समाष्टकन्दलमतश्च मिश्रैः स्थितिः ॥**
**असद्भिरवलोकिते वलिभिरत्र मासं शुभे ।**
**कलत्रसहिते च पापविजिते विलग्नाधिपे ॥ ६ ॥**

લગ્નથી છઠે કે આઠમે ભાવે ચંદ્ર રહેલ હોય ને તેનાપર જો ક્રૂરગ્રહની દૃષ્ટી હોય તો બાળકનું જન્મ પછી તરત મૃત્યુ થાયછે, કેવળ શુભગ્રહોજ જો તેને જોતા હોય તો આઠ વર્ષ ગયાં બાદ મૃત્યુ થાયછે, શુભ અને ક્રૂરગ્રહો મિશ્ર થઈ તેને જોતા હોય તો ચારવર્ષ પછી બાળક મરણ પામેછે,[1] પરંતુ (છઠ્ઠા કે આઠમા ભાવમાં રહેલા) શુભગ્રહને કોઈ બલવાન ક્રૂરગ્રહ જોતો હોય[2] અથવા લગ્નપતિ સાતમા ભાવમાં બેઠેલો હોય ને તે ક્રૂરગ્રહથી જીતાયલો હોય તો બાલક એક માસ પછી મરણ પામેછે.[3] ॥ ૬ ॥

**लग्ने क्षीणे शिशिनि निधनं रन्ध्रकेन्द्रेषु पापैः पापान्तस्थे निधनहिबुकद्यूनसंस्थे च चन्द्रे ॥ एवं लग्ने भवति मदनच्छिद्रसंस्थैश्च पापैर्मात्रा सार्द्धं यदि न च शुभैर्वीक्षितः शक्तिभृद्भिः ॥ ७ ॥**

જો ક્ષીણચંદ્ર લગ્નમાં રહેલો હોય અને પાપગ્રહો કેન્દ્ર અને આઠમા ભાવમાં રહેલા હોય અથવા તો ચોથે સાતમે કે આઠમે ભાવે ચંદ્ર બે ક્રૂરની વચ્ચે રહેલ હોય તો બાળક મરણ પામેછે;

---

૧ એ યોગના સંબંધમાં માંડવ્ય રૂષિ કહેછે કે જેનો શુકલપક્ષમાં રાત્રીનો જન્મ હશે ને જેનો કૃષ્ણપક્ષમાં દિવસનો જન્મ હશે તેનો ચંદ્ર છઠા તથા આઠમા ભાવમાં રહેલ છતાં તે બાળક મરણ પામશે નહીં.

૨ બલવાન ક્રૂરગ્રહને બદલે જો કોઈ ક્રૂરગ્રહ અથવા તો કોઈ વક્રીગ્રહથી જોવાતો હોય તો પણ તે તેજ યોગ ઉત્પન્ન કરેછે.

૩ યુદ્ધમાં જે ગ્રહ જીતાયલો હોય, જેના કિરણો મંદ હોય, વક્રી હોય, સૂર્યની સાથે રહેલો હોય અથવા તો જેમાં કંઈ નવીનજ દેખ પડતું હોય તે જીતાયલો ગ્રહ ગણાયછે.

ચંદ્રલગ્નમાં ક્રૂર ગ્રહની વચ્ચે રહેલ હોય પાપ ગ્રહ આઠમે અને સાતમે ભાવે પડેલ હોય અને બલવાન શુભ ગ્રહ ચંદ્રને જોતા ન હોય તો[1] બાલક માતાની સાથે મરણ પામે છે. ॥ ૭ ॥

**राश्यंतगैः सद्भिरवीक्ष्यमाणे चन्द्रे त्रिकोणोपगतैश्च पापैः ॥**
**प्राणैः प्रयात्याशु शिशुर्वियोगमस्ते च पापैस्तुहिनांशुलग्ने ॥८॥**

જન્મ વખતે ચંદ્ર અંત્ય નવાંશમાં રહેલ હોય ને તેનાપર કોઇપણ શુભ ગ્રહની દૃષ્ટિ ન હોય અથવા ક્રૂર ગ્રહો ત્રીકોણમાં રહેલ હોય અથવા ચંદ્રમા લગ્નમાં રહેલ હોય ને ક્રૂર ગ્રહો સાતમે પડેલ હોય તો બાલક તરતજ મરણ પામેછે. ॥ ૮ ॥

**अशुभसहिते ग्रस्ते चन्द्रे कुजे निधनाश्रिते जननिसुतयोर्मृत्युर्लग्ने रवौ तु सशस्त्रजः ॥ उदयति रवौ शीतांशौ वा त्रिकोणविनाशगैर्निधनमशुभैर्वीर्योपेतैः शुभैर्न युतेक्षिते ॥ ९ ॥**

જન્મ વખતે ગ્રસિત ચંદ્ર લગ્ને પડેલ હોય ને તેની સાથે કોઈપણ ક્રૂર ગ્રહ બેઠેલ હોય[2] અને મંગલ આઠમે ભાવે રહેલ હોય તો બાલક માતાસહીત મરણ પામે છે. ચંદ્રની માફક તેને બદલે સૂર્ય[3] તેવીજ સ્થિતિએ રહેલો હોય તો મરણ શસ્ત્રથી થાયછે. સૂર્ય કે ચંદ્ર લગ્નમાં રહેલા હોય ને ક્રૂર ગ્રહો પાંચમે આઠમે કે નવમે ભાવે રહેલા હોય ને તેમાંના કોઈના પર કોઈ બળવાન શુભ ગ્રહની દૃષ્ટિ ન હોય તો બાળક મરણ પામે છે. ॥ ૯ ॥

**असितरविशशाङ्कभूमिजैर्व्ययनवमोदयनैधनाश्रितैः ॥**
**भवति मरणमाशु देहिनां यदि बलिना गुरुणा न वीक्षिताः ॥१०॥**

જન્મ કાળે શનિ બારમે, સૂર્ય નવમે, ચંદ્ર લગ્ને અને મંગળ આઠમે

---

૧ જો શુભ ગ્રહ ચંદ્રને જોતા હોય તો માતાનો તેથી બચાવ થાયછે; પણ બાળક તો મરણ પામેછે.

૨ શનિને આ સ્થળે ગણી લેવો.

૩ ગ્રસિત સૂર્ય લગ્નમાં રહેલો હોય ને મંગલ આઠમે પડેલો હોય ને ક્રૂર ગ્રહ શનિ અથવા તો બુધમાંનો એક જે હોય તે તેની સાથે પડેલો હોય.

ભાવે પડેલ હોય ને તેને બળવાન ગુરૂ[1] જોતો ન હોય તો બાલક જન્મ પછી તરતજ મરણ પામે છે. ॥ ૧૦ ॥

**सुतमदननवान्त्यलग्नरन्ध्रेष्वशुभयुतो मरणाय शीतरश्मिः ॥**
**भृगुसुतशशिपुत्रदेवपूज्यैर्यदि बलिभिर्न विलोकितो युतो वा ॥११॥**

જન્મ વખતે ચંદ્ર[2] પાંચમે સાતમે બારમે, લગ્ને કે આઠમે ભાવે ક્રૂર ગ્રહની સાથે પડેલ હોય ને તેની સાથે બુધ, શુક્ર કે ગુરૂ એમાના કોઇનો પણ દૃષ્ટિ કે સમાગમનો સંબંધ ન હોય તો જન્મેલું બાળક જન્મ પછી તરત મરણ પામે છે. ॥ ૧૧ ॥

**योगे स्थानं गतवति बलिनश्चन्द्रे स्वं वा तनुगृहमथ वा ॥**
**पापैर्दृष्टेवान्तरमरणं वर्षस्यान्ते किल मुनिगदितम् ॥ १२ ॥**

મરણયોગ ઉત્પન્ન કર્તા બળવાન ગ્રહની રાશિમાં ચંદ્ર જ્યારે જાય ત્યારે અથવા જન્મ વખતે પોતે જે રાશિમાં રહેલો હોય તે રાશિમાં જ્યારે ફરી જાય ત્યારે અથવા તે બલવાન હોય ને તેનાપર ક્રૂર ગ્રહની દૃષ્ટિ હોય તો લગ્ન જે રાશિનું હોય તે રાશિમાં તે ફરી જાય ત્યારે મરણ થાયછે; મુનીઓ એમ કહેછે કે આવાં મરણની હદ એક વર્ષની છે.[3] ॥ ૧૨ ॥

## વિશેષ.

ટીકાકાર ભટ ઉત્પલ બાળરિષ્ટભંગ માટે ૧૬ યોગો આપેછે તે નીચે પ્રમાણે છે.

૧. બલવાન ગુરૂ લગ્નમાં રહેલો હોય તો મૃત્યુ થતું નથી.

૨. લગ્નનો સ્વામી કેન્દ્રમાં રહેલો હોય ને તેનાપર ક્રૂર ગ્રહની દૃષ્ટિ ન હોય ને શુભ ગ્રહો તેને જોતા હોય તો બાળક લાંબું આયુષ્ય ભોગવે છે.

૩. આઠમા ભાવમાં રહેલો ચંદ્ર જો ગુરૂ, બુધ કે શુક્રનાં દ્રષ્કાણમાં રહેલો હોય તો નાની વયમાં મૃત્યુ થતું નથી.

---

૧ ગુરૂ એ યોગમાં બળવાન થઈ પાંચમે પડેલો હોય તો સર્વ ગ્રહોને સાથે જોઈ શકે; ચારે ગ્રહોને ગુરૂ જોતો હોય છતાં પણ જો બલહીન હોય તોપણ બાલકનું મરણ થાયછે.

૨ સારાવલીકાર એમ કહેછે કે ચંદ્ર ક્ષીણ હોવો જોઇએ.

૩ એક વર્ષ દરમ્યાન ચંદ્ર એક રાશિમાં ફરી ફરીને જુમલે ૧૩ વખત આવે છે; એ શ્લોકમાં જણાવેલી ત્રણ રાશિમાં જતી વખતે તેનાપર ક્રૂર ગ્રહની દૃષ્ટિ પડતી હોય ને પોતે પણ તે વેળા બલવાન હોય તો તેવે વખતે તે મૃત્યુ કરે છે.

૪. પૂર્ણ કલાનો ચંદ્ર શુભ રાશિમાં રહેલો હોય ને તે શુભ ગ્રહની વચ્ચે રહી શુભ ગ્રહથી જોવાતો હોય તો રિષ્ટ થતું નથી.

૫. બુધ, શુક્ર કે ગુરૂ એમાંનો કોઇપણ બલવાન થઈ કેન્દ્રમાં પડેલ હોય ને તેની સાથે ક્રૂર ગ્રહ રહેલ હોય છતાં રિષ્ટ થતું નથી.

૬. ચંદ્ર છઠા ભાવમાં પડેલો હોય ને ગુરૂ, બુધ કે શુક્રના દૃષ્કાણમાં રહેલ હોય તો રિષ્ટ થતું નથી.

૭. ચંદ્ર પૂર્ણકલાનો હોય ને તે શુભ ગ્રહની વચ્ચે રહેલો હોય તો રિષ્ટ થતું નથી.

૮. ચંદ્ર પૂર્ણકલાનો હોય અથવા તો ક્ષીણ હોય તે દિવસનો જન્મ હોય ને વૃધિંગત હોય ને રાત્રિનો જન્મ હોય ને તેની સાથે તે છઠે કે આઠમે ભાવે જન્મ વખતે રહેલો હોય તોપણ રિષ્ટ થતું નથી.

૯. ચંદ્રમા પૂર્ણકલાનો હોય ને તેનાપર કેન્દ્રમાં રહેલ ગુરૂની દૃષ્ટી હોય તો બાળપણમાં મૃત્યુ થતું નથી.

૧૦. ગુરૂ, ચંદ્ર, શુક્ર અને બુધ, શુભ ગ્રહની રાશિ, નવાંશ કે દૃષ્કાણમાં રહેલ હોય તો થયેલું રિષ્ટ નાશ પામે છે.

૧૧. શુભ ગ્રહની રાશિનો કે ચંદ્રની રાશિનો સ્વામી કેન્દ્રમાં રહેલ હોય તો રિષ્ટ થતું નથી.

૧૨. ક્રૂર ગ્રહ શુભ રાશિના વર્ગમાં રહેલ હોય ને તેને શુભ વર્ગમાં રહેલ શુભ ગ્રહો જોતા હોય તો રિષ્ટ થતું નથી.

૧૩. ત્રીજે છઠે કે અગિઆરમે ભાવે રાહુ રહેલો હોય ને તેને શુભ ગ્રહો દેખતા હોય તો રિષ્ટ થતું નથી.

૧૪. સર્વે ગ્રહો શીર્ષોદય રાશિમાં રહેલા હોય તો રિષ્ટ થતું નથી.

૧૫. જન્મ વખતે શુભ ગ્રહ યુદ્ધમાં વિજય પામ્યા હોય ને તેને શુભ ગ્રહ જોતા હોય તો રિષ્ટ થતું નથી.

૧૬, પૂર્ણ કળાના ચંદ્રને જન્મ વખતે જો સર્વે ગ્રહો દેખતા હોય તો રિષ્ટ થતું નથી.[૧]

## इति बृहज्जातके अरिष्टाध्यायः ॥ ६ ॥

---

૧ રિષ્ટ થતું નથી એટલે બાળકને રિષ્ટાધ્યાયમાં કહેલા યોગ થતા હોય ને તેની સાથે આમાંનો કોઈપણ યોગ થતો હોય તો બાળક બાળપણમાં ન મરતાં લાંબો વખત જીવવા પામે છે.

# પ્રકરણ ૭ મું.

## આયુર્દાયાધ્યાય.

मययवनमणित्थशक्तिपूर्वैर्दिवसकरादिषु वत्सराः प्रदिष्टाः ॥
नवतिथिविषयाश्विभूतरुद्रैर्दश सहिता दशभिः स्वतुङ्गभेषु ॥ १ ॥

મય, યવન, મણિત્થ ને પરાશરાદિ મુનિઓએ સૂર્ય ચંદ્ર અને બીજા ગ્રહોનાં વર્ષ જ્યારે તેઓ પૂર્ણોચ્ચમાં હોય છે ત્યારે ક્રમે ૧૯, ૨૫, ૧૫, ૧૨, ૧૫, ૨૧, ૨૦ કહેલાં છે. ॥ ૧ ॥

नीचेतोर्द्धं ह्रसति हि ततश्चान्तरस्थेऽनुपातो
होरात्वंशप्रतिममपरे राशितुल्यं वदन्ति ॥
हित्वा वक्रं रिपुगृहगते हीयते स्वत्रिभागः
सूर्याच्छिन्नद्युतिषु च दलं प्रोह्य शुक्रार्कपुत्रौ ॥ २ ॥

જ્યારે ગ્રહો નીચાંશમાં હોય છે ત્યારે તેમનાં વર્ષની સંખ્યા ઉપર કહેલા કરતાં અરધી થાય છે. વચ્ચેની રાશિમાં રહેલાં ગ્રહનું આયુષ્ય ત્રિરાશિથી જાણી શકાય છે.[1] લગ્નના જેટલાં નવાંશ જન્મ વખતે ઉદય થયાં હોય તેટલાં વર્ષ તે આપે છે.[2] કેટલાકના[3] મત મુજબ લગ્ન મેષ રાશિથી લગ્નની રાશિ સુધીની રાશિ તુલ્ય વર્ષ આપે છે.[4] શત્રુની રાશિમાં રહેલા ગ્રહનાં વર્ષમાંથી $\frac{1}{3}$ ઓછું કરવામાં આવે છે.[5] [6]અસ્તંગત ગ્રહનાં વર્ષ

---

૧ ૭ રાશિમાં ગ્રહનાં વર્ષમાં તેનાં અરધ તુલ્ય ઘટારો થાય છે તો ગ્રહ અને તેના ઉચ્ચના તફાવતની રાશિએ કેટલો ઘટાડો થશે. જે વર્ષ આવે તેને ગ્રહનાં વર્ષમાંથી બાદ કરવાથી ગ્રહની મધ્યાયુષ થાય છે.

૨ ગ્રંથકર્તાએ લગ્નનાં વર્ષ કહાડવાની રીતિ આમાં બતાવી છે. ને તેમાં ગણના એવી બતાવેલી છે કે એક નવાંશે એક વર્ષ લેવું.

૩ મણિત્થાચાર્ય અને તેના મતના—

૪ સિંહ લગ્ન આવેલું હોય તો ચાર વર્ષ અને તેનાપર તેના જેટલા અંશો હોય તેના વિભાગ તુલ્ય માસાદિ વિગેરે જાણવાં.

૫ બતાવ્યા પ્રમાણે આવેલાં વર્ષો ગ્રહની આયુષ્ય ગણાય છે.

૬ જ્યારે ગ્રહ દેખાતો બંધ થાય છે ત્યારે તે અસ્તંગત ગ્રહ કહેવાય છે.

અરધાં કરવામાં આવે છે, પરંતુ [૧]મંગળ શત્રુ ક્ષેત્રી હોય અથવા તો શનિ અને શુક્ર અસ્તંગત હોય તો તેમનાં વર્ષમાં કશો પણ ઘટારો કરવામાં આવતો નથી. ॥ ૨ ॥

**सर्वार्द्धत्रिचरणपञ्चषष्ठभागाः क्षीयन्ते व्ययभवनादसत्सु वामम् ॥**
**सत्स्वर्द्धं ह्रसति तथैकराशिगानामेकोंशं हरति बली तथाह सत्यः ॥३॥**

જો ક્રૂર ગ્રહો ક્રમે બારમે, અગિઆરમે, દશમે, નવમે, આઠમે અને સાતમે ભાવે રહેલા હોય તો તેમનાં આવેલાં વર્ષોમાં ક્રમે ૧/૧ ૧/૨ ૧/૩ ૧/૪ ૧/૫ ૧/૬ મા ભાગનો ઘટારો કરવો. જો શુભ ગ્રહો તેજ સ્થાનોમાં રહેલા હોય તો તેમનાં આવેલાં વર્ષમાં ઉપર જણાવેલા ઘટારાના ક્રમ પ્રમાણે આવેલાં વર્ષથી અરધાં વર્ષો બાદ કરવાં. એક રાશિમાં એક કરતાં વિશેષ ગ્રહ રહેલા હોય તો તેઓમાંથી જે બલીષ્ટ હોય તેનાંજ વર્ષોમાં પ્રોક્ત ઘટારો કરવો. આએ મત સત્યાચાર્યનો છે.[૨] ॥ ૩ ॥

**सार्द्धोदितोदितनवांशहतात्समस्ताद्भागोष्टयुक्तशतसङ्ख्यमुपैति नाशम् ॥ क्रूरे विलग्नसहिते विधिनात्वनेन सौम्येक्षिते दलमतः प्रलयङ्करोति ॥ ४ ॥**

લગ્નમાં જો કોઈપણ ક્રૂર ગ્રહ પડેલો હોય તો લગ્નનાં આવેલાં વર્ષોને ઉદય નવાંશના લગ્ન અને મેષ રાશિના વચ્ચેના નવાંશથી ગુણી ૧૦૮ થી ભાગતાં જે વર્ષાદિ ફળ આવે તેના લગ્નનાં આવેલાં આયુષ્યમાંથી બાદ કરવું, પરંતુ તે ક્રૂર ગ્રહોપર જો શુભ ગ્રહની દૃષ્ટી હોય તો આવેલાં વર્ષોનું અરધું કરીને તેમાંથી બાદ કરવું. ॥ ૪ ॥

**समाषष्टिर्द्विघ्नी मनुजकरिणाम्पञ्च च निशा**
**हयानान्द्वात्रिंशत् खरकरभयोः पञ्चककृतिः ॥**

---

૧ મૂળમાં વક્ર શબ્દ વાપરેલો છે તેના બે અર્થ કરાય છે. એક એમ કહે છે કે મંગળ શિવાય જે ગ્રહ શત્રુ ક્ષેત્રી હોય તેનાં આયુષ્યમાં પ્રોક્ત ઘટારો કરવો, બીજા એમ કહે છે કે ગ્રહો જે વક્રી હોય તેનાં વર્ષમાં કશો પણ ઘટારો કરવો નહીં.

૨ સત્યાચાર્યના મતસાથે આ બાબતમાં વરાહમિહિર મળતાપણું બતાવે છે.

विरूपा साप्यायुर्वृषमहिषयोर्द्वादश शुनां स्मृत-
ञ्छागादीनान्दशकसहिता षट् च परमम् ॥ ५ ॥

મનુષ્ય અને હાથીનું પરમાયુષ ૧૨૦ વર્ષ અને ૫ દીવસનું છે, ઘોડાનું ૩૨ વર્ષ, ગધેડા અને ઉંટનું ૨૫ વર્ષ, બળદ અને ભેંશનું ૨૪ વર્ષ, કુતરાનું ૧૨ વર્ષ, અને બકરાં ને તેને લગતાં પ્રાણિઓનું ૧૬ વર્ષનું છે.[1] ॥ ૫ ॥

अनिमिषपरमांशके विलग्ने शशितनये गवि
पञ्च वर्गलिप्ते ॥ भवति हि परमायुषः प्रमाणं
यदि सकलास्सहितास्स्वतुङ्गभेषु ॥ ६ ॥

જે મનુષ્યનો જન્મ મીન રાશિના નવાંશના ઉદય વખતે થયો હોય ને ત્યારે બુધ વૃષભ રાશિની ૨૫ કળા મુકી આગળ વધ્યો હોય અને બાકીના ગ્રહો પોતાનાં ઊચ્ચ સ્થાનમાં રહ્યા હોય તેનું આયુષ્ય ૧૨૦ વર્ષ અને ૫ દિવસનું થાય છે. ॥ ૬ ॥

आयुर्दायं विष्णुगुप्तोपि चैवं देवस्वामी सिद्ध-
सेनश्च चक्रे ॥ दोषस्तेषाञ्जायतेष्टावरिष्टं हित्वा
नायुर्विंशतेः स्यादधस्तात् ॥ ७ ॥

આ (પિંડા) આયુર્દા વરતવાની રીતિ વિષ્ણુ[2]ગુપ્ત, દેવસ્વામી અને સિદ્ધસેન વિગેરેએ માન્ય રાખી છે. આમાં મોટી એ ભુલ જણાય છે કે, બાલ્યાવસ્થાનાં[3] રિષ્ટનાં ૮ વર્ષ બાદ કરતાં બાકીનાં વીશ વર્ષની અંદર

---

૧ કોઈપણ પ્રાણીનું આયુષ્ય તેના જન્મકાળપરથી જાણવું હોય તો ઉપર જણાવ્યા પ્રમાણે મનુષ્યના આયુષ્યની ગણત્રી માફક ગણત્રી કરી જે આયુપ આવે તેને જેનું આયુષ્ય જાણવું હોય તેનાં પરમાયુથી ગુણી ૧૨૦ વર્ષ ને ૫-દિનથી ભાગવાથી જે ફળ આવે તે તેનું આયુપ થાય છે.

૨ વિષ્ણુગુપ્તને ચાણાક્ય પણ કહે છે.

૩ આઠ વર્ષ પહેલાં કોઈની પણ આયુઃ ગણિતથી મળતી નથી.

પણ આની રીતિએ કોઇપણ શખ્સની આયુઃ આવતી નથી.[1] ॥ ૭ ॥

**यस्मिन्योगे पूर्णमायुः प्रदिष्टं तस्मिन्प्रोक्तं चक्रवर्तित्वमन्यैः ॥**
**प्रत्यक्षोयं तेषु दोषोपरोपि जीवन्त्यायुः पूर्णमर्थैर्विनापि ॥ ८ ॥**

કેટલાક દૈવજ્ઞે એજ યોગ જેનાપરથી પિંડાયુર્દા કરાવેલી છે તેને રાજાની આયુઃને લાગુ પાડેલી છે. આમાં તો તેમની ચોખી ભુલ છે અને બીજી ભુલ તો પ્રત્યક્ષ છે કે રાજ્યયોગમાં જન્મેલા લાંબું આયુષ્ય ભોગવનારા અને ગરિબ પણ જોવામાં આવે છે.[2] ॥ ૮ ॥

**स्वमतेन किलाह जीवशर्म्मा ग्रहदायम्परमायुषः स्वरांशम् ॥**
**ग्रहभुक्तनवांशराशितुल्यं बहुसाम्यं समुपैति सत्यवाक्यम् ॥ ९ ॥** ના

જીવશર્માં (નામના દૈવજ્ઞ) ના મત પ્રમાણે દરેક ગ્રહનાં મધ્ય કરવો.
પ્રમાણ મનુષ્યના પરમાયુષના $\frac{1}{7}$ જેટલું જ્યારે તે ગ્રહ પરમ ઊચ્ચમ
ત્યારે હોય છે. આ જીવશર્માંનો પોતાનો મત છે ને તેમાં તેને
તરફનો ટેકો મળેલો નથી. સત્યાચાર્યના મતપ્રમાણે દરેક ગ્રહનું
ના જેટલાં નવાંશગત થયા હોય તેટલું હોય છે. આ મતને
ટેકો મળેલો છે. ને તે સ્વીકારાયલો છે. ॥ ૯ ॥

૪ ॥

**सत्योक्ते ग्रहमिष्टं लिप्तीकृत्वा शतद्वयेनाप्तम् ॥** ...નાં આવેલાં
**मण्डलभागविशुद्धेऽब्दाः स्युः शेषात्तु मासाद्याः** ...ા ગુણી ૧૦૮

સત્યાચાર્યના મતપ્રમાણે સ્પષ્ટ ગ્રહની કલા કરી તેને ...યમાંથી બાદ
દેતાં જે ફળ આવે તે ગ્રહનું વર્ષાદિ આયુઃ પ્રમાણ થાય છે. ને ...ાવેલાં વર્ષોનું

---

૧ ટીકાકાર એમ જણાવે છે કે આ શ્લોક પાછળથી કોઇ બી... ઘુસાડેલો છે.

શુ.૧૨બુ, ૧૦ગુ. ૫
સૂ. ૧૦
શ. ૨૦
૧
મં. ૨૮
૧૧ ૭
૯
૨ ચં. ૧
૮
૩ ૫ ૭
૪ ૬

ઉપર પ્રમાણે જેની જન્મકુંડ... તેનું પિંડાયુ પ્રમાણે વીશ વર્ષની આયુષ આવે છે. વરાહમિહિર જેવો ગ્રંથકાર એવી ભુલ ન કરે એ કોણ માનશે નહીં. તેથી તે શ્લોક કોઇ મતવાદીનો પાછળથી ઉમેરેલો અમારી કલ્પનામાં આવે છે.

૨ આ શ્લોક પણ પાછળથી ઉમેરાયલો ટીકાકારે જાહેર કર્યો છે.

પરથી માસ, દિન ઘટી પળ વિગેરે લાવવાં. વર્ષસંખ્યા જો બારથી વધારે હોય તો બારથી તેને ભાગી શેષ જે રહે તેટલાં આયુઃ વર્ષ જાણવાં. ॥૧૦॥

**स्वतुङ्गवक्रोपगतैस्त्रिसंगुणं द्विरुत्तमस्वांशक-**
**भत्रिभागगैः ॥ इयान् विशेषस्तु भदत्त-**
**भाषिते समानमन्यत्प्रथमेप्युदीरितम् ॥ ११ ॥**

જો ગ્રહ ઉચ્ચમાં હોય, વક્રી થયેલો હોય તેનું આવેલું આયુષ ત્રણગણું કરવામાં આવે છે. જે પોતાની રાશિ, દ્રષ્કાણ કે નવાંશમાં રહ્યો હોય તેનું બમણું કરવામાં આવે છે. આ સત્યાચાર્યના આયુષ વરતાવાની વિશેષ ઉક્તિ છે. બીજો વિધિ પહેલાં કહેવામાં આવેલા પિંડાયુર્દાયુવિગેરે વિધિને મળતો છે.[1] ॥ ૧૧ ॥

**किंत्वत्र भांशप्रतिमं ददाति वीर्यान्विता**
**राशिसमञ्च होरा ॥ क्रूरोदये चोपचयं स**
**नात्र कार्यं च नाब्दैः प्रथमोपदिष्टैः ॥ १२ ॥**

પરંતુ (સત્યાચાર્યના મતપ્રમાણે) લગ્નનું આયુઃ લગ્નના ગત નવાંશ તુલ્ય વર્ષનું થાયછે;[2] અને લગ્ન બલીષ્ટ હોય તો, લગ્નની રાશિ તુલ્ય તેના આયુઃની સંખ્યા થાયછે, લગ્નમાં ક્રૂરગ્રહ રહેલ હોય તેનો જે ઘટારો પિંડાદિ આયુર્દાયમાં કરવામાં આવેછે તે અહી કરવો નહી; પહેલા શ્લોકમાં પૂર્વાચાર્યોના કહેલા વર્ષપરથી આયુઃ લાવવાનો વિધિ બતાવ્યો છે તે પ્રમાણે આમાં આયુઃ ગણત્રી કરવી નહીં. ॥ ૧૨ ॥

**सत्योपदेशो वरमत्र किन्तु कुर्वन्त्ययोग्यं बहुवर्गणाभिः ॥**
**आचार्यकत्वञ्च बहुघ्नतायामेकन्तु यद्भूरि तदेव कार्यम् ॥ १३ ॥**

આયુર્દાય પ્રકરણમાં સત્યાચાર્યની આયુર્દાય કરવાનો વિધિ સારો છે; તેમાં જે ફકત દોષ કહાડવામાં આવેછે તે એજ કે તેમાં ગ્રહનાં વર્ષાદિકોને વારંવાર ગુણવામાં આવેછે. આ દોષ ગલત છે; જ્યાં ઘણા ગુણકથી ગુણવાનું કહેવામાં આવ્યું હોય ત્યાં મોટા ગુણકથી ગુણવું બસ છે. આ અમારો મત છે. ॥ ૧૩ ॥

---

૧ ક્રૂર ગ્રહ લગ્નમાં પડેલો હોય તે માટે જે ઘટારો કરવાનું અગાઉ કહેવામાં આવ્યું છે તે અહીં લાગુ પાડવું નહીં.

૨ જેમ ગ્રહની કળા કરી તેને ૨૦૦થી ભાગી વર્ષાદિ લાવવામાં આવેછે તે-પ્રમાણે.

गुरुशशिसहिते कुलीरलग्ने शशितनये भृगुजे च केन्द्रगे वा ॥
भवरिपुसहजोपगैश्च शेषैरमितमिहायुरनुक्रमाद्विना स्यात् ॥१४॥

કર્ક રાશિના લગ્નમાં ગુરૂ અને ચંદ્ર પડેલો હોય, બુધ અને શુક્ર કેન્દ્રમાં ગયેલા હોય, અને બાકીના ગ્રહ[1] ત્રીજે, છઠે કે અગિઆરમે ભાવે રહેલા હોય તો આવા ગ્રહના યોગવાળાનું આયુઃ આ ગણિત વિધિથી લાવવામાં આવતાં આયુઃને મળતું આવતું નથી. ॥ ૧૪ ॥

इति दशाविपाकाध्यायः सप्तमः ॥ ७ ॥

---

## પ્રકરણ ૮ મું.

### દશા તથા અન્તર્દશા.

### ફળ.

उदयरविशशाङ्कप्राणिकेन्द्रादिसंस्थाः प्रथ-
मवयसि मध्येऽन्ते च दद्युः फलानि ॥
न हि न फलविपाकः केन्द्रसंस्थाद्यभावे
भवति हि फलपक्तिः पूर्वमापोक्लिमेऽपि ॥ १ ॥

લગ્ન, સૂર્ય અને ચંદ્ર એમાંથી જે વિશેષ બળવાન હોય તેની પહેલી દશા આવે છે. તે પછી તેનાથી [2]કેન્દ્રમાં રહેલા ગ્રહની દશા, તે પછી પણફરમાં રહેલા ગ્રહની દશા અને તેના પાછળ આપોક્લિમમાં રહેલા ગ્રહની દશા આવેછે. એ કેન્દ્ર, પણ ફર અને આપોક્લિમમાં રહેલા ગ્રહ ક્રમે પ્રથમ, મધ્ય અને અંત્ય અવસ્થામાં મનુષ્યને પોતાનું શુભાશુભ ફલ આપે છે. કેન્દ્રાદિભાવોમાં ગ્રહ ન રહ્યા હોય ને કેવળ આપોક્લિમમાં જ તે રહેલા હોય તો પૂર્વ અને મધ્ય અવસ્થામાં તેઓ ફળ આપે નહીં એવું સમજવું નહીં કેમકે

---

૧ આયુઃ લાવવાના સાધારણ પ્રયોગો આવા ગ્રહવાળા શખ્સસંબંધમાં લાગુ પાડવા નહીં; કેમકે તે ગ્રહપરથી જે આયુઃ આવશે તેનાથી તો શું, પણ મનુષ્યનાં પરમાયુઃથી પણ તેવા યોગમાં મનુષ્ય વધારે જીવવા પામેછે.

૨ લગ્ન, સૂર્ય અને ચંદ્ર એમાં જે બળીષ્ટ હોય તેનાથી.

કેવળ આપોક્લિમમાં રહેલા ગ્રહ પણ તેના અભાવે આખી જીંદગી પર્યંત ફળ આપે છે.[૧] ॥ ૧ ॥

**आयुष्कृतं येन हि यत्तदेव कल्प्या दशा सा प्रवलस्य पूर्वा ॥**
**साम्ये बहूनां बहुवर्षदस्य तेषाञ्च साम्ये प्रथमोदितस्य ॥ २ ॥**

ગ્રહની દશાનું પ્રમાણ તેના આયુર્દાયના જેટલાં વર્ષાદિ આવેલ હોય તેટલાનું કલ્પવું ને લગ્ન સૂર્ય અને ચંદ્ર એમાના બળવાન ગ્રહની પ્રથમ દશા કલ્પવી. કેન્દ્રાદિ સ્થાનમાં રહેલ ગ્રહ એક કરતાં વધારે હોય ત્યારે તેમાં જે વિશેષ બળવાન હોય તેની દશા પહેલી આવે છે. ને તેના પછી તેનાથી ઉત્તરોત્તર ઓછા બળવાળા ગ્રહની દશા આવે છે. ગ્રહનું સમાન બળ આવેલું હોય તો જે ગ્રહનાં આયુર્દાય વર્ષાદિ ઘણાં હોય તેની પહેલી દશા આવે છે. બળ અને દશા વર્ષાદિ પણ સરખાં આવેલાં હોય તો તેઓમાં જે પ્રથમ ઉદય પામતો હોય તેની પહેલી દશા આવે છે. ॥ ૨ ॥

**एकर्क्षगोऽर्द्धमपहृत्य ददाति तु स्वं त्र्यंशं त्रिकोणगृहगः**
**स्मरगः स्मरांशम् ॥ पादं फलस्य चतुरस्रगतः सहो-**
**रास्त्वेवम्परस्परगताः परिपाचयन्ति ॥ ३ ॥**

દશાપતિની સાથે એક રાશિમાં રહેલો ગ્રહ તેની દશાના કાળના અર્ધ કાળમાં પોતાનું શુભાશુભ ફળ આપે છે. તેમજ તેનાથી ત્રિકોણમાં રહેલો તેના તૃતીયાંશ કાળમાં, સાતમે રહેલો સપ્તમાંશ કાળમાં ને ચોથે આઠમે રહેલો એકચતુર્થાંશ કાળ પર્યંત પોતાનું ફળ આપે છે.[૨] એ પ્રમાણે લગ્ન અને ગ્રહ પરસ્પરની દશામાં પોતપોતાના ગુણે કરી પોતાનું શુભાશુભ ફળ જાતકને આપે છે. ॥ ૩ ॥

---

૧ કેન્દ્રમાં ગ્રહ ન હોય તો પણ ફરમાં રહેલા ગ્રહ, પ્રથમ અને મધ્ય અવસ્થામાં ફળ આપે છે. તેમજ કેન્દ્રમાં અને ફરમાં પણ ગ્રહ ન રહેલા હોય તો આપોક્લિમમાં રહેલા ગ્રહ જીંદગી પર્યંત ફળ આપે છે.

૨ પ્રથમ અને દ્વિતીય શ્લોકમાં દશાક્રમ બતાવી આચાર્યે અહિં તે દશામાં આવનારી અન્તર્દશાનો ક્રમ બતાવ્યો છે. પોતાની દશા ગ્રહ એક અંશ ફળ આપે છે. ને બીજાની દશામાં, અર્ધ, તૃતીયાંશ, સપ્તમાંશ અને ચતુર્થાંશ જેવી તેની દશાપતિ સાથે સ્થાનની સંભાવના હોય તેટલા કાળ પર્યંત તેની દશામાં તે ફળ આપી શકે છે. એ ફળ આપનાર ગ્રહને પાચક કહે છે.

स्थानान्यथैतानि सवर्णयित्वा सर्वाण्यधश्छेदविवर्जितानि ॥
दशाब्दपिण्डे गुणका यथांशं छेदस्तदैक्येन दशाप्रभेदः ॥ ४ ॥

ઉપર જે એક, અર્ધ, તૃતીયાંશ, સપ્તમાંશ અને ચતુર્થાંશ વિગેરે જે વિભાગો કહ્યા તેમાંથી જે યથાસંભવ ભાગ આવતા હોય તેને સર્વાર્ણત કરી[1] તેના છેદ ઉડાડી દેવા; બાદ તે સર્વેનો સર્વાળો કરવો અને દરેકના અંશથી જે ગ્રહની દશામાં અન્તર્દશા જાણવાની હોય તે ગ્રહની દશાનાં વર્ષાદિને ગુણી પેલા સર્વાળાથી ભાગ દેવાથી પ્રત્યેક પાચક ગ્રહની અન્તર્દશાનું પ્રમાણ આવે છે. એ રીતે આચાર્યે એ દશાનો પ્રભેદ કહેલ છે.[1] ॥ ૪ ॥

सम्यग्वलिनः स्वतुङ्गभागे सम्पूर्णा वलवर्जितस्य रिक्ता ॥
नीचांशगतस्य शत्रुभागे ज्ञेयानिष्टदशाफला प्रसूतौ ॥ ५ ॥

---

પ્રથમ દશાપતિની પોતાની અન્તર્દશા, ત્યારપછી જે અર્ધના પાચક ગ્રહ હોય તેની, ત્યારપછી તૃતીયાંશના પાચકની અને તેના પછી સપ્તમાંશના પાચકની ને છેલી ચોથા ભાગના પાચક ગ્રહની અન્તર્દશા આવે છે. આ ક્રમમાં પણ જ્યારે એક કરતાં વધારે ગ્રહ સમાન અંશના પાચક થતા હોય ત્યારે શ્લોક ૨ જામાં આપવામાં આવેલી રીતિ મુજબ તેનો નિર્ણય કરવો. કેટલાક આચાર્યેમૂલ દશાક્રમમાં જેની દશા પહેલી આવતી હોય તેની પહેલી દશા લેવી એવી રીતે અન્તર્દશાનો ક્રમ કહે છે.

૧ ધારો કે સૂર્યની મહાદશા જેનું આયુઃપ્રમાણ ૧૫ વર્ષનું આવેલ છે તેમાં તેથી ત્રિકોણમાં, સાતમે અને આઠમે રહેલા મંગલ, બુધ અને ગુરૂની અંતર્દશાનું પ્રમાણ આપણે જાણવું. એમાં સૂર્યે પોતે ૧/૧ વિભાગ પર્યંત ફળ આપશે, મંગળ ત્રિકોણમાં રહેલ છે માટે ૧/૩, બુધ સાતમે રહેલ છે માટે ૧/૭, અને ગુરૂ આઠમે રહેલ છે માટે ૧/૪ ભાગ તેની દશાના કાળમાંથી લઈ તેટલા વખત સૂધી તેઓ પોતાનું ફળ આપશે. હવે એ ભાગ પ્રમાણે તેના વર્ષાદિ કેટલાં થયાં તે આપણે જોઈએ. સૂર્યે વિગેરેના એ અંશ છેદ ૧/૧, ૧/૩, ૧/૭, અને ૧/૪ નો લઘુતુમ સાધારણ ભાજ્ય કહાડયો તો ૮૪ આવ્યો. તે પ્રમાણે સમચ્છેદ તેજ અંશો ૮૪/૮૪; ૨૮/૮૪, ૧૨/૮૪ અને ૨૧/૮૪ આવ્યા આમાંથી સમચ્છેદ જે ૮૪ છે કહાડી નાંખ્યો તો બાકીનાં અંશો. ૮૪, ૨૮, ૧૨, ૨૧ રહ્યા. એમનો સરવાળો ૧૪૫ આવ્યા. સૂર્યના અંશ ૮૪ તેથી મહાદશાનાં વર્ષ ૧૫ ને ગુણી ૧૪૫ થી ભાગ દીધો તો સૂર્યની દશામાં સૂર્યની અન્તર્દશા વર્ષ ૮ મા, ૮ દિન, ૮ ઘટી. ૧૬ પળ ૩૩ આવી તેજ પ્રમાણે બીજા ગ્રહના અંશ પરથી પણ તેમની અંતર્દશાનું પ્રમાણ લેવું.

જન્મ વખતે સંપૂર્ણ બળવાન અને ઉચ્ચાંશમાં રહેલ[1] ગ્રહની દશા **સંપૂર્ણ** દશા જાણવી[2] બળહીન ગ્રહની દશા **રિક્તા** જાણવી.[3] ને નીચાંશમાં રહેલા તથા શત્રુના નવાંશમાં રહેલા ગ્રહની દશા **અનિષ્ટા** દશા જાણવી.[4] ॥૫॥

**भ्रष्टस्य तुङ्गादवरोहिसंज्ञा मध्या भवेत्सा सुहृदुच्चभांशे ॥**
**आरोहिणी निम्नपरिच्युतस्य नीचारिभांशेष्वधमा भवेत्सा ६**

પોતાના ઉચ્ચાંશ આગળ વધેલા ગ્રહની દશા **અવરોહી** દશા થાયછે. જે ગ્રહ પોતાના ઉચ્ચાંશમાં હોય અથવા મિત્રના નવાંશમાં રહેલા ગ્રહની દશા **મધ્યા** દશા કહેવાય છે. નીચાંશથી આગળ વધેલા ગ્રહની દશા **આરોહિણી** દશા કહેવાય છે. ને જે ગ્રહ નીચાંશમાં કે શત્રુના નવાંશમાં રહેલો હોય તેની દશા અધમા થાય છે.[5] ॥ ૬ ॥

**नीचारिभांशे समवस्थितस्य शस्ते गृहे मिश्रफला प्रदिष्टा ॥**
**संज्ञानुरूपाणि फलान्यथैषां दशासु वक्ष्यामि यथावयोगम्॥७॥**

પોતાની નીચ રાશિ અને શત્રુના નવાંશમાં રહેલા ગ્રહ શુભ સ્થાનમાં રહેલ હોય તેમની **મિશ્રફળા** નામની દશા કહેવાય છે. જેવી જે દશાની સંજ્ઞા છે તેનું તેવુંજ ફળ છે. દશામાં તેનો કેવો ઉપયોગ કરવો તે હું હવે કહીશ.[6] ॥ ૭ ॥

**उभयेधममध्यपूजिता द्रेष्काणैश्चरभेषु चोत्क्रमात् ॥**
**अशुभेष्टसमाः स्थिरे क्रमाद्धोरायाः परिकल्पिता दशाः ॥८॥**

જન્મલગ્ન દ્વિસ્વભાવ રાશિનું આવેલું હોય ને તે પ્રથમ દ્રષ્કાણમાં રહેલ

---

૧ ગ્રહ સંપૂર્ણ બળવાન હોય ને ઉચ્ચાંશમાં રહેલો હોય અથવા કેવળ ઉચ્ચાંશમાં રહેલો હોય તો પણ તેની દશા સંપૂર્ણા થાય છે. ને ગ્રહ સમસ્ત બળયુક્ત ન હોય છતાં ઉચ્ચાંશમાં રહેલ હોય તો તેની દશા પૂર્ણા થાય છે.

૨ સંપૂર્ણા દશામાં મનુષ્ય શરીરે આરોગ્ય રહે છે. ને ધન વિગેરેનું ઘણું સુખ ભોગવે છે. પૂર્ણાદશામાં મનુષ્યને ધનલાભ થાય છે.

૩ રિક્તાદશામાં મનુષ્યને ધનની હાની થાય છે.

૪ અનિષ્ટા દશામાં ધનની હાની અને શરીરે અનારોગ્યપણાનો વધારો થાય છે.

૫ જે દશાનું જેવું નામ છે તેનું તેવુંજ ફળ સમજી લેવું.

૬ મહર્ષિ ગર્ગ એ દશાનું ફળ નીચે પ્રમાણે આપે છે.—અવરોહિણી દશામાં મનુષ્યને ઘણુંજ અશુભ ફળ થાય છે; મધ્યાનામની દશામાં મધ્ય પ્રકારનું ફળ થાય છે; આરોહિણી દશામાં અત્યંત શુભ ફળ થાય છે. ને મિશ્રિકા દશામાં મિશ્રફળ થાય છે.

હોય તો તેની દશા **અધમા** થાય છે, બીજા દૃષ્કાણમાં રહેલ હોય તો મધ્યા થાય છે, અને ત્રીજા દૃષ્કાણમાં રહેલ તો **શ્રેષ્ઠા** દશા થાય છે. લગ્ન ચરરાશિમાં રહેલું હોય તો પહેલા દૃષ્કાણમાં શ્રેષ્ઠા, બીજામાં મધ્યા ને ત્રીજા દૃષ્કાણમાં અધમા દશા થાય છે. અને સ્થિર રાશિનું લગ્ન હોય તો તેની દશા પહેલું દૃષ્કાણ હોય તો **અશુભ** બીજું હોય તો **શુભ** અને ત્રીજું હોય તો **મધ્યા** થાય છે. એ પ્રમાણે લગ્નની દશા (નું ફળ) કલ્પવામાં આવેલ છે.॥૮॥

एकं द्वौ नव विंशतिर्धृतिकृती पञ्चाशदेषां क्रमा-
च्चन्द्रारेन्दुजशुक्रजीवदिनकृद्दैवाकरीणां समाः ॥
स्वैः स्वैः पुष्टफला निसर्गजनितैः पक्तिर्दशायाः क्रमा-
दंते लग्नदशा शुभेति यवना नेच्छन्ति केचित्तथा ॥ ९ ॥

પ્રત્યેક મનુષ્યને ચંદ્ર, મંગળ, બુધ, શુક્ર, ગુરૂ, સૂર્ય અને શનિની નૈસર્ગિક દશા ક્રમે ભોગવવાની હોય છે. એ દશાનાં વર્ષો ક્રમે એક, બે, નવ, વીશ, અઢાર, વીશ અને પચાશ [1]છે. નૈસર્ગિક દશા અને અગાઊ કહેવામાં આવેલી દશા એકજ ગ્રહની એકજ વખતે આવેલ હોય તો તે દશા શ્રેયસ્કર થાય [2]છે. યવનેસ્વરના મત પ્રમાણે ૧૨૦ વર્ષ ઉપરે લગ્નની શુભ ફળ દેનારી દશા આવે છે. આ વાત કેટલાક આચાર્ય [3]માનતા નથી. ॥ ૯ ॥

पाकस्वामिनि लग्नगे सुहृदि वा वर्गस्य सौम्येऽपि वा
प्रारब्धा शुभदा दशा त्रिदशषड्लाभेषु वा पाकपे ॥
मित्रोच्चोपचयत्रिकोणमदने पाकेश्वरस्य स्थित-
श्चन्द्रस्तत्फलबोधनानि कुरुते पापानि चातोऽन्यथा ॥ १० ॥

દશાંપતિ ગ્રહ અથવા તેનો મિત્ર ગ્રહ લગ્નમાં રહેલો [4]હોય, અથવા દશાપતિના વર્ગનું લગ્ન આવેલું [5]હોય, અથવા કોઈ શુભ ગ્રહ તેમાં પડેલો હોય, અથવા દશાપતિ તેનાથી ત્રીજે છઠે દશમે અને અગિયારમે ભાવે રહેલ હોય

૧ આ વર્ષોનો સરવાળો ૧૨૦ વર્ષનો થાય છે.
૨ આ ફળ અંતર્દશાના સમયમાં પણ લાગુ પાડવો.
૩ મણિત્થ વિગેરે.
૪ દશા પ્રવેશ જે વેળા થતો હોય તે વખતનું જે લગ્ન હોય તે લગ્ન.
૫ લગ્નનના સપ્તવર્ગનો સ્વામી દશાપતિ થતો હોય.

તો તે દશા શુભફળ આપનારી થાય [1]છે. દશા પ્રવેશ વખતે ચંદ્ર દશાપતિની મિત્ર કે, ઉચ્ચ, રાશિમાં રહેલ [2]હોય વા તેથી ઉપચય, ત્રિકોણ વા સાતમી રાશિમાં પડેલો હોય તો તે સારૂં ફળ આપે છે; અન્યથા નેષ્ટ ફળ આપે છે. ॥ ૧૦ ॥

**प्रारब्धा हिमगौ दशा स्वगृहगे मानार्थसौख्यावहा**
**कौजे दूषयति स्त्रियं बुधगृहे विद्यासुहृद्वित्तदा ॥**
**दुर्गारण्यपथालये कृषिकरी सिंहे सितर्क्षेऽन्नदा**
**कुस्त्रीदा मृगकुम्भयोर्गुरुगृहे मानार्थसौख्यावहा ॥ ११ ॥**

દશા પ્રવેશ સમયે ચંદ્ર કર્ક રાશિમાં રહેલો હોય તો તેમાં મનુષ્ય, ધનવાન્, સુખી અને પ્રખ્યાત થાય છે; મેષ કે વૃશ્ચિકમાં તે રહેલો હોય તો તે વખતમાં તેની સ્ત્રી અપવિત્ર થાય છે; મિથુન કે કન્યામાં તે રહેલો હોય તો તેમાં મનુષ્ય વધારે વિદ્વાન થાય છે, તેને મિત્ર ઘણા મળે છે અને તે પૈસાદાર થાય છે; જો તે વેળા ચંદ્ર સિંહ રાશિમાં રહેલો હોય તો તે દશામાં મનુષ્યને ઘાટા નિર્જન જંગલમાં રહેવું પડે છે; વૃષભ કે તુલા રાશિમાં તે રહેલો હોય તો તે દશામાં મનુષ્યને પુષ્કળ અન્ન મળે છે; મકર કે કુંભ રાશિમાં ચંદ્ર તે વેળા રહેલ હોય તો તે દશામાં મનુષ્યને ખરાબ સ્ત્રીનો સંગ થાય છે, અને ધન અથવા મીન રાશિમાં રહેલો હોય તો તે દશામાં મનુષ્યને પૈસો, માન અને સુખ મળે છે. ॥ ૧૧ ॥

**सौर्यां स्वन्नखदन्तचर्मकनकक्रौर्याध्वभूयाहवै-**
**स्तैक्ष्ण्यन्धैर्यमजस्रमुद्यमरतिः ख्यातिः प्रतापोन्नतिः ॥**
**भार्यापुत्रधनारिशस्त्रहुतभुग्भूपोद्भवाव्यापद-**
**स्त्यागीपापरतिः स्वभृत्यकलहो हृत्क्रोडपीडामयाः ॥ १२ ॥**

સૂર્યની [3]શુભ દશામાં [4]મનુષ્યને સુગંધી દ્રવ્ય, ખીલા હાથી વિગેરેના દાંત, વાઘનાં ચામડાં, સુવર્ણ, રસ્તા, રાજા અને લડાઇથી પૈસો મળે છે. તેમાં

૧ અધિમિત્રની રાશિનો ગ્રહ હોય તો અતિ સારૂં ફળ આપે છે. પરંતુ અધિશત્રુનો હોય તો શુભફળ આપતો નથી.

૨ દશાપ્રવેશ વખતની.

૩ શુભાશુભના ભેદ આગળ બતાવેલા છે.

૪ દશામાં અને અન્તર્દશામાં પણ.

ધાતકી, હિંમતવાન, સહનશીલ, પ્રખ્યાત અને પરાક્રમી થાય છે. તેની અ-શુભ દશામાં મનુષ્યને સ્ત્રી, પુત્ર, ધન, શત્રુ, હથિઆર, અગ્નિ અથવા રાજા તરફથી દુઃખ ખમવું પડે છે અને તે વખતમાં તે ઉદાર થાય છે અને પા-પીષ્ટ કર્મ કરે છે. પોતાના નોકર સાથે તેને કજીઆ થાય છે, મન ઉદ્વેગવાળું રહે છે અને હૃદયના રોગથી પીડા પામે છે. ॥ ૧૨ ॥

इन्दोः प्राप्य दशां फलानि लभते मन्त्रद्विजात्युद्भवा-
न्यिक्षुक्षीरविकारवस्त्रकुसुमं क्रीडातिलान्नश्रमैः ॥
निद्रालस्यमृदुद्विजामररतिः स्त्रीजन्ममेधाविता
कीर्त्यर्थोपचयक्षयौ च बलिभिर्वैरं स्वपक्षेण च ॥ १३ ॥

ચંદ્રની શુભ દશામાં મનુષ્યને મંત્ર, બ્રાહ્મણ, શેરડી ઘી દૂધ વિગેરે પ-દાર્થ, કપડાં, ફૂલ, રમત ગમત, લવીંગ અને ખોરાકીના પદાર્થના વેપારમાંથી વા તેના કારણથી ફાયદો થાય છે; દેવ અને બ્રાહ્મણપર તેને પ્રીતિ રહે છે; તે દશામાં તેને ત્યાં કન્યા ઉત્પન્ન થાય છે અને પોતે જ્ઞાન, ધન અને માન-વાળો થાય છે.

ચંદ્રની અશુભ દશામાં મનુષ્ય નિદ્રા અને આલસ્યમાં પોતાનો વખત ગાળે છે; બુદ્ધિ, ધન અને માન ગુમાવે છે; અને પોતાનાં સગાવાલાં તથા પ્રબળ મનુષ્યો સાથે તેને કજીઆ થાય છે. ॥ ૧૩ ॥

भौमस्यारिविमर्दभूपसहजक्षित्याविकाजैर्धनं
प्रद्वेषस्सुतदारमित्रसहजैर्विद्वद्गुरुद्वेष्टृता ॥
तृष्णासृग्ज्वरपित्तभङ्गजनिता रोगाः परस्त्रीकृता
प्रीतिः पापरतैरधर्मनिरतिः पारुष्यतैक्ष्ण्यानि च ॥ १४ ॥

મંગળની શુભદશામાં મનુષ્યને પોતાના શત્રુઓ જોડે વઢવાડ થાય છે અને પોતાના ભાઈ, રાજા, જમીન, ગરમ કપડાં અને બકરાંઓનાદ્વારા તેને દ્રવ્ય મળે છે.

મંગળની અશુભ દશામાં મનુષ્ય, પોતાના પુત્ર, મિત્ર, સ્ત્રી, ભાઇઓ, વિદ્વાનલોકો અને ગુરુઓથી નિંદાય છે; તેને તરસ, લોહી, તાવ, ગુમડાં અ-વયવનો ભંગ અથવા પરસ્ત્રીના સંયોગથી ઉત્પન્ન થતા રોગથી પીડા થાય છે,

પાપકર્મ કરનાર મનુષ્યો સાથે તેને પ્રીતિ થાય છે અને અધર્મમાં તેની પ્રીતિ વધે છે. તેની વાણી કઠોર અને ઘાતકી બને છે. ॥ ૧૪ ॥

**बौध्यांदौत्यसुहृद्गुरुद्विजधनं विद्वत्प्रशंसायशो-**
**युक्तिद्रव्यसुवर्णवेसरमहीसौभाग्यसौख्याप्तयः ॥**
**हास्योपासनकौशलं मतिचयो धर्मक्रियासिद्धयः**
**पारुष्यं श्रमबन्धमानसशुचः पीडा च धातुक्षयात् ॥ १५ ॥**

બુધની શુભ દશામાં મનુષ્ય દૂતકાર્યથી અને મિત્ર, ગુરૂ અને બ્રાહ્મણદ્વારા પૈસો મેળવે છે; વિદ્વાનમાં તેને માન મળે છે; તે પ્રખ્યાત થાય છે અને પીતળ ને તેવીજ બીજી ધાતુ, સોનું, શીંગણા, જમીન, લોકપ્રિયતા, સૌભાગ્ય અને સુખ તેને મળે છે; બીજા માણસની હાંસી કરવાની તેની રૂચી વધે છે ને બીજાના હાથની તળે તેને નોકરી કરવી પડે છે; તેના જ્ઞાનમાં વધારો થાય છે અને ધર્મક્રિયાની સિદ્ધિને તે પામે છે.

બુધની અશુભ દશામાં મનુષ્ય કઠોર વાણીવાળો થાય છે અને તેને દિલગીરી, કેદખાનું, મનોદ્વેગ અને વાતપિત્ત અને કફજનક વ્યાધિથી દુઃખ ભોગવવું પડે છે. ॥ ૧૫ ॥

**जैव्यान्मानगुणोदयो मतिचयः कान्तिः प्रतापोन्नति-**
**र्माहात्म्योद्यममन्त्रनीतिनृपतिस्वाध्यायमन्त्रैर्धनम् ॥**
**हेमाश्वात्मजकुञ्जराम्बरचयः प्रीतिश्च सद्भूमिपैः**
**सूक्ष्म्योहागहनाश्रमः (?.) श्रवणरुग्वैरं विधर्माश्रितैः ॥१६॥**

ગુરૂની શુભ દશામાં મનુષ્ય પૂજા, વિદ્યા, પ્રતાપ, બુદ્ધિ, દિવ્યકાંતિ, યુદ્ધ, યશ, મંત્ર, રાજા અને વેદથી ધન મેળવે છે. તેનાં સુવર્ણ, ઘોડા મણિમાણિક્ય અને હાથીઓમાં વધારો થાય છે અને ભલા રાજાઓની તેને મૈત્રી બંધાય છે.

ગુરૂની અશુભ દશામાં સૂક્ષ્મવસ્તુ મેળવવા માટે મનુષ્યને તર્ક કરવો પડેછે ને તેને જમીનની મુસાફરીમાંથી દુઃખ થાયછે. તેને કાનમાં પીડા થાયછે અને પાપી માણસો સાથે તેને કજીઆ કરવા પડેછે. ॥ ૧૬ ॥

**शौक्र्याङ्गीतरतिः प्रमोदसुरभिर्द्रव्यान्नपानाम्बर-**
**स्त्रीरत्नद्युतिमन्मथोपकरणज्ञानेष्टमित्रागमः ॥**

कौशल्यं क्रयविक्रये कृपिनिधिप्राप्तिर्धनस्यागमो
वृन्दोर्वीशनिषादधर्मरहितैर्वैरं शुचः स्नेहतः ॥ १७ ॥

શુક્રની શુભ દશામાં મનુષ્યને મધુર ગાનતાન, અનેક તરેહની મોજ મજા, સુગંધી દ્રવ્ય, મિષ્ટાન ભોજન, દારૂ, સુંદર વસ્ત્ર, સ્ત્રી અને મણિ માણેકમાંના ઉપભોગો તેને મળે છે. તેની કાન્તિ સુંદર થાયછે, ને કામોદ્દીપન શક્તિ વિશેષ રહેછે, શાસ્ત્રનું જ્ઞાન તેને થાયછે, ઇષ્ટિવસ્તુ મળેછે, મિત્ર મળેછે, વેપાર અને ખેતીમાં કુશળતા વધેછે અને જમીનની અંદર દાટેલો ખજાનો અને ધન તેને મળેછે.

શુક્રની અશુભ દશામાં લોકોના મોટા સમુહો સાથે મનુષ્યને કજીઆ થાયછે; રાજા, પાપી માણસો અને શિકારીઓ સાથે પણ તેને વઢવાડ થાયછે. વળી તેને પોતાના મિત્ર તરફથી બહુજ ખમવું પડેછે. ॥ ૧૭ ॥

सौरीम्प्राप्य खरोष्ट्रपक्षिमहिषीवृद्धाङ्गनावाप्तयः
श्रेणीग्रामपुराधिकारजनिता पूजा कुधान्यागमः ॥
श्लेष्मेर्ष्यानिलकोपमोहमलिनव्यापत्तितन्द्राश्रमान्
भृत्यापत्यकलत्रभर्त्सनमपि प्राप्नोति च व्यङ्गताम् ॥ १८ ॥

શનિની શુભ દશામાં મનુષ્યને ગધેડા, ઉંટ પક્ષીઓ, ભેંશ, ને વૃદ્ધ સ્ત્રીમાંથી લાભ થાયછે. શ્રેણી, ગામ, ગામડાં ઉપર તેને અમલ મળેછે, તે પ્રખ્યાતી પામેછે, બહુજ ઉતરતા દરજ્જાનું ધાન્ય તેને મળેછે.

શનિની અશુભ દશામાં માણસને કફ અને વાતજનક રોગમાંથી ખમવું પડેછે. તે ઈર્ષાખોર, ક્રોધી, ચલિત મનવાળો, ગંદો, ભયભીત, આળસુ, ઉદ્વેગવાન અને અતિશ્રમી થાયછે. તેના પુત્ર, નોકર, પુત્રીઓ, અને સ્ત્રી તેની નિર્ભત્સના કરેછે ને તેને શરીરની કોઈ ઇન્દ્રીની ખામીને લીધે દુઃખ ખમવું પડેછે. ॥ ૧૮ ॥

दशासु शस्तासु शुभानि कुर्वन्त्यनिष्टसंज्ञास्वशुभानि चैवम् ॥
मिश्रासु मिश्राणि दशाफलानि होराफलं लग्नपतेस्समानम् ॥ १९ ॥

શુભ દશામાં શુભ ફળ, અશુભ દશામાં અશુભ ફળ અને મિશ્ર દશામાં મિશ્રફળ થાયછે. લગ્નની દશાનું ફળ લગ્નપતિની દશાના તુલ્ય છે. ૧૯

संज्ञाध्याये यस्य यद्द्रव्यमुक्तङ्कर्माजीवो यश्च यस्योपदिष्टः ॥
भावस्थानालोकयोगोद्भवञ्च तत्तत्सर्वं तस्य योज्यं दशायाम् २०

સંજ્ઞાપ્રકરણમાં ગ્રહનાં જે દ્રવ્ય કહેવામાં આવેલ છે તે તે દ્રવ્યનો તેમની શુભ દશામાં લાભ અને અશુભ દશામાં હાની થાયછે. કર્મજીવાધ્યામાં મનુષ્યનાં કર્મની જે હકીકત કહેલ છે તે સઘળી તે તે ગ્રહની અંતર્દશામાં લાગુ પાડવી. ગ્રહનું ભાવ, સ્થાન, અને દૃષ્ટિફળ તથા યોગોક્ત શુભાશુભ ફલની તેની દશામાં યોજના કરવી અર્થાત્ ભાવ વિગેરેનું જે ફળ જે ગ્રહનું આવેલું હોય છે તેવું ફળ તે તે ગ્રહની જ્યારે દશા અને અન્તર્દશા આવેછે. ત્યારે થાયછે. માટે તે સઘળું તેમાં કહેવું. ॥ ૨૦ ॥

छायाम्महाभूतकृताञ्च सर्वेऽभिव्यञ्जयन्ति स्वदशामवाप्य ॥
क्ष्म्वग्निवाय्वम्बरजान् गुणांश्च नासास्यदृक्त्वक्छ्रवणानुमेयान् २१

ગ્રહ પોતાની દશામાં પોતે જેને વશ છે તે તત્વપ્રેરીત શરીરની આકૃતિ જણાવે છે. અને તેની સાથે એજ પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ અને આકાશથી ઉત્પન્ન થતા અને નાક, મોં, આંખ, ચામડી અને કાનથી જણાઈ આવતા ગુણો પણ તે પ્રકટ કરેછે.[1] ॥ ૨૧ ॥

---

૧ પૃથ્વી, પાણિ, અગ્નિ, આકાશ અને વાયુ એ પાંચ તત્વ દરેક સ્થાવર જંગમમાત્ર વસ્તુમાં રહેલાં છે. આપણું સ્થૂલ શરીર પણ તેજ તત્વનું બનેલું છે. બુધ પૃથ્વીતત્વપર, ચંદ્ર અને શુક્ર જળતત્વપર, સૂર્ય અને મંગળ અગ્નિતત્વપર, શનિ વાયુતત્વપર અને ગુરૂ આકાશતત્વપર પોતાની સત્તા ચલાવે છે; જે ગ્રહની દશા હોયછે તે વેલા તે ગ્રહનું તત્વ તે સ્થૂલ શરીરમાં વિશેષે રહેલું હોય છે. ને તેને લીધે શરીરની આકૃતિ ને ચહેરો વિગેરે તત્વની અનુસાર થાયછે, વરાહમિહેરાચાર્યે બૃહત્સંહિતાના ૬૮ મા અધ્યાયના ૯૦ થી ૯૩ સુધીના શ્લોકમાં સૂર્યાદિ ગ્રહોનાં પોતાનાં તત્વપ્રેરિત શરીર કેવાં હોયછે તે વિગત વાર બતાવેલ છે. દાખલા તરિકે ધારો કે કોઇ મનુષ્યને મંગળની દશા ચાલેછે. મંગળનું તત્વ અગ્નિ છે. અગ્નિતત્વથી જેવા ચેહેરાવાળા પુરૂષ થાયછે તેવોજ પુરૂષ મંગળની દશાજ લેછે તે ધરો એવું આપણે કહી શકીએ.

પૃથ્વીનો મુખ્યગુણ ગંધ છે ને તે નાકથી જાણી શકાય છે; જળતત્વનો ગુણ સ્વાદ છે ને તે મોથી જીભથી જાણી શકાય છે; અગ્નિનો ગુણ આકાર અથવા દેખાવ છે જે આંખથી જોઈ શકાય છે, વાયુનો ગુણ સ્પર્શ છે જે ચામડીપરથી માલુમ પડેછે અને આકાશનો ગુણ અવાજ છે જે કાનથી સાંભળવામાં આવેછે.

शुभफलददशायां तादृगेवान्तरात्मा बहु जनयति
पुंसां सौख्यमर्थागमञ्च ॥ कथितफलविपाकैस्तर्कये-
द्वर्तमानां परिणमति फलाप्तिस्स्वप्नचिन्तास्ववीर्यैः ॥ २२ ॥

શુભ ફળ દેનારી દશામાં મનુષ્યનો અન્તરાત્મા તેવોજ થઈ તેને સુખ અને પૈસો આપે છે. ગ્રહનાં કહેલાં શુભ ફળ મનુષ્ય જ્યારે ભોગવતો જો-જોવામાં આવે ત્યારે તે તે ગ્રહની દશા ભોગવે છે એવું કહી શકાય છે. શુભ દશા હોય ને તેનું ફળ મનુષ્ય ભોગવતો ન જણાય તો તે સઘળું ગ્રહના બળ-પણાને લીધે વિચારમાં સ્વપ્નમાં તેને મળે છે. ॥ ૨૨ ॥

एकग्रहस्य सदृशे फलयोर्विरोधे नाशं वदेद्यदधिक-
म्परिपच्यते तत् ॥ नान्यो ग्रहः सदृशमन्यफलं
हिनस्ति स्वां स्वां दशामुपगताः सफलप्रदाः स्युः ॥ २३ ॥

દશાપતિનું એક ફળ સારૂં હોય અને બીજું અશુભ આવતું હોય તો તેમાનું એકપણ ફળ થતું નથી. પરંતુ બે યોગમાં સારૂં ફળ અને એક યો-ગમાં નેષ્ટ ફળ તે આપતો હોય તો તે શુભ ફળ આપેછે. અર્થાત વધારે યો-ગનું ફળ તે આપેછે. પરંતુ બન્ને યોગમાં જુદું જુદું ફળ તે આપતો હોય તો તે બન્ને યોગનું શુભાશુભ ફળ આપેછે. ॥ ૨૩ ॥

इति श्रीवराहमिहिरविरचिते बृहज्जातके
दशान्तर्दशाध्यायोऽष्टमः ॥ ८ ॥

---

હવે ધારો કે દશા શુક્રની છે, ને તેનું તત્વ જળ છે. જળતત્વનો ગુણ સ્વાદ છે ને તે જીભથી જાણી શકાય છે તે આપણે જાણીએ છીએ તેટલામાટે મનુષ્ય શુક્રની દશામાં રસપાન વિગેરે પોતાની રૂચીને અનુસરતું કરશે; તેમજ ગુરૂની દશામાં મ-નુષ્યની વાણી કર્ણપ્રીય થશે કેમકે ગુરૂના તત્વનો ગુણ અવાજ છે ને તે કાનથી સાંભળી શકાય છે. શનિની દશામાં મનુષ્ય શરીરે કોમળ થશે કેમકે શનિના તત્વ વાયુનો ગુણ સ્પર્શ છે ને તે ચામડીપરથી માલમ પડેછે. આ પ્રમાણે મનુ-ષ્યની શરીરની પકી તપાસ કર્યાથી તેને તે વખતે કયા ગ્રહની દશા ચાલેછે તે જાણી શકાય.

# પ્રકરણ ૯ મું.

## અષ્ટકવર્ગ.

स्वादर्कः प्रथमायबन्धुनिधनद्व्याज्ञातपोद्यूनगो
वक्रात् स्वादिव तद्वदेव रविजाच्छुक्रात्स्मरान्त्यारिगः ॥
जीवाद्धर्मसुताय शत्रुषु दशत्र्यायारिगः शीतगो-
रेष्वेवात्यतपः सुतेषु च बुधाल्लग्नात्सबन्ध्वन्त्यगः ॥ १ ॥

लग्नात् षट् त्रिदशायगः सधनधीधर्मेषु चाराच्छशी
स्वात्सास्तादिषु साष्टसप्तसु रवेः षट्त्र्यायधीस्थो
यमात् ॥ धीत्र्यायाष्टमकण्टकेषु शशिजाज्जीवाद्व्ययाया-
ष्टगः केन्द्रस्थश्च सितात्तु धर्मसुखधीत्र्यायास्पदानङ्गगः ॥२॥

वक्रस्तूपचयेष्विनात् सतनयेष्वाद्याधिकेषूदया-
च्चन्द्राद्दिग्विफलेषु केन्द्रनिधनप्राप्त्यर्थगः स्वाच्छुभः ॥
धर्मायाष्टमकेन्द्रगोर्कतनयाज्ज्ञात् षट्त्रिधीलाभगः
शुक्रात् षड्व्ययलाभमृत्युषु गुरोः कर्मान्त्यलाभारिषु ॥ ३ ॥

द्व्याद्यायाष्टतपःसुखेषु भृगुजात्सत्र्यात्मजेष्विन्दुजः
साज्ञास्तेषु यमारयोर्व्ययरिपुप्राप्ताष्टगो वाक्पतेः ॥
धर्मायारिसुतव्ययेषु सवितुः स्वात्साद्यकर्मत्रिगः षट्-
स्वायाष्टसुखास्पदेषु हिमगोः साद्येषु लग्नाच्छुभः ॥ ४ ॥

दिक्स्वाद्याष्टमदायबन्धुषु कुजात् स्वात्सत्रिकेष्वङ्गिराः
सूर्यात्सत्रिनवेषुधीस्वनवदिग्लाभारिगोभार्गवात् ॥
जायायार्थनवात्मजेषु हिमगोर्मन्दात् त्रिषट्धीव्यये
दिग्धीषट्स्वसुखायपूर्वनवगो ज्ञात्सस्मरश्चोदयात् ॥ ५ ॥

लग्नादासुतलाभरन्ध्रनवगः सान्त्यश्शशांकात्सितः
स्वात्साज्ञेषुसुखत्रिधीनवदशाच्छिद्राप्तिगः सूर्यजात् ॥
रन्ध्रायव्ययगोरवेर्नवदशप्रास्याष्टधीस्थो गुरो-
र्ज्ञांद्धीत्र्यायनवारिगस्त्रिनवषट्पुत्रायसान्त्यः कुजात् ॥ ६ ॥

मन्दः स्वात् त्रिसुतायशत्रुषु शुभः साज्ञान्त्यगोभूमिजा-
त्केन्द्रायाष्टधनेष्विनादुपचयेष्वाद्ये सुखे चोदयात् ॥
धर्म्मायारिदशान्त्यमृत्युषु बुधाच्चन्द्रात् त्रिषड्लाभगः
षष्ठायान्त्यगतः सितात्सुरगुरोः प्रास्यन्त्यधीशत्रुषु ॥ ७ ॥

| સૂર્યનાં શુભસ્થાન. | | | | | | | | ચંદ્રનાં શુભસ્થાન. | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| સૂર્યથી. | ચંદ્રથી. | મંગળથી. | બુધથી. | ગુરૂથી. | શુક્રથી. | શનિથી. | લગ્નથી. | સૂર્યથી. | ચંદ્રથી. | મંગળથી. | બુધથી. | ગુરૂથી. | શુક્રથી. | શનિથી. | લગ્નથી. |
| ૧ | ૩ | ૧ | ૩ | ૫ | ૬ | ૧ | ૩ | ૩ | ૧ | ૨ | ૧ | ૧ | ૩ | ૩ | ૩ |
| ૨ | ૬ | ૨ | ૫ | ૬ | ૭ | ૨ | ૪ | ૬ | ૩ | ૩ | ૩ | ૨ | ૪ | ૫ | ૬ |
| ૪ | ૧૦ | ૪ | ૬ | ૯ | ૧૨ | ૪ | ૬ | ૭ | ૬ | ૫ | ૪ | ૪ | ૫ | ૬ | ૧૦ |
| ૭ | ૧૧ | ૭ | ૯ | ૧૧ | ૦ | ૭ | ૧૦ | ૮ | ૭ | ૬ | ૫ | ૭ | ૭ | ૧૧ | ૧૧ |
| ૮ | ૦ | ૮ | ૧૦ | ૦ | ૦ | ૮ | ૧૧ | ૧૦ | ૯ | ૧૦ | ૭ | ૮ | ૯ | ૦ | ૦ |
| ૯ | ૦ | ૯ | ૧૧ | ૦ | ૦ | ૯ | ૧૨ | ૧૧ | ૧૦ | ૧૧ | ૮ | ૧૦ | ૧૦ | ૦ | ૦ |
| ૧૦ | ૦ | ૧૦ | ૧૨ | ૦ | ૦ | ૧૦ | ૦ | ૦ | ૧૧ | ૦ | ૧૦ | ૧૧ | ૧૧ | ૦ | ૦ |
| ૧૧ | ૦ | ૧૧ | ૦ | ૦ | ૦ | ૧૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૧૧ | ૦ | ૦ | ૦ | ૦ |

૧ એટલે સૂર્ય ગોચર ચાલથી કથિત ગ્રહની રાશિથી એટલામી રાશિમાં જાય તો તે શુભ કહેવાય છે. જેમકે જન્મ વખતે સૂર્ય કર્કરાશિમાં છે ને મંગળ મીનરાશિમાં છે. મંગળથી સૂર્ય પહેલી, બીજી, ચોથી, સાતમી, આઠમી, નવમી, દશમી ને અગિઆરમી રાશિમાં જાય તો શુભ ગણાય ને તે શિવાયની રાશિમાં જાય ત્યારે અશુભ ગણાય.

## મંગલનાં શુભસ્થાન.

| સૂર્યથી. | ચંદ્રથી. | મંગળથી. | બુધથી. | ગુરૂથી. | શુક્રથી. | શનિથી. | લગ્નથી. |
|---|---|---|---|---|---|---|---|
| ૩ | ૩ | ૧ | ૩ | ૬ | ૬ | ૧ | ૧ |
| ૬ | ૬ | ૨ | ૫ | ૧૦ | ૮ | ૪ | ૩ |
| ૧૦ | ૧૧ | ૪ | ૬ | ૧૧ | ૧૧ | ૭ | ૬ |
| ૧૧ | ૦ | ૭ | ૧૧ | ૧૨ | ૧૨ | ૮ | ૧૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૯ | ૧૧ |
| ૦ | ૦ | ૮ | ૦ | ૦ | ૦ | ૧૦ | ૦ |
| ૦ | ૦ | ૧૦ | ૦ | ૦ | ૦ | ૧૧ | ૦ |
| ૦ | ૦ | ૧૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |

## બુધનાં શુભસ્થાન.

| સૂર્યથી. | ચંદ્રથી. | મંગળથી. | બુધથી. | ગુરૂથી. | શુક્રથી. | શનિથી. | લગ્નથી. |
|---|---|---|---|---|---|---|---|
| ૫ | ૨ | ૧ | ૧ | ૬ | ૧ | ૧ | ૧ |
| ૬ | ૪ | ૨ | ૩ | ૮ | ૨ | ૨ | ૨ |
| ૯ | ૬ | ૪ | ૫ | ૧૧ | ૩ | ૪ | ૪ |
| ૧૧ | ૮ | ૭ | ૬ | ૧૨ | ૪ | ૭ | ૬ |
| ૧૨ | ૧૦ | ૮ | ૯ | ૦ | ૫ | ૮ | ૮ |
| ૦ | ૧૧ | ૯ | ૧૦ | ૦ | ૮ | ૯ | ૧૦ |
| ૦ | ૦ | ૧૦ | ૧૧ | ૦ | ૯ | ૧૦ | ૧૧ |
| ૦ | ૦ | ૧૧ | ૧૨ | ૦ | ૧૧ | ૧૧ | ૦ |

## ગુરૂનાં શુભસ્થાન.

| સૂર્યથી. | ચંદ્રથી. | મંગળથી. | બુધથી. | ગુરૂથી. | શુક્રથી. | શનિથી. | લગ્નથી. |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૧ | ૧ | ૧ | ૨ | ૩ | ૧ |
| ૨ | ૫ | ૨ | ૨ | ૨ | ૫ | ૫ | ૨ |
| ૩ | ૬ | ૪ | ૪ | ૩ | ૬ | ૬ | ૪ |
| ૪ | ૯ | ૭ | ૫ | ૪ | ૯ | ૧૨ | ૫ |
| ૭ | ૧૧ | ૮ | ૬ | ૭ | ૧૦ | ૦ | ૬ |
| ૮ | ૦ | ૧૦ | ૯ | ૮ | ૧૧ | ૦ | ૭ |
| ૯ | ૦ | ૧૧ | ૧૦ | ૧૦ | ૦ | ૦ | ૮ |
| ૧૦ | ૦ | ૦ | ૧૧ | ૧૧ | ૦ | ૦ | ૧૦ |
| ૧૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧૧ |

## શુક્રનાં શુભસ્થાન.

| સૂર્યથી. | ચંદ્રથી. | મંગળથી. | બુધથી. | ગુરૂથી. | શુક્રથી. | શનિથી. | લગ્નથી. |
|---|---|---|---|---|---|---|---|
| ૮ | ૧ | ૩ | ૩ | ૫ | ૧ | ૩ | ૧ |
| ૧૧ | ૨ | ૪ | ૫ | ૮ | ૨ | ૪ | ૨ |
| ૧૨ | ૩ | ૬ | ૬ | ૯ | ૩ | ૫ | ૩ |
| ૦ | ૪ | ૯ | ૯ | ૧૦ | ૪ | ૮ | ૪ |
| ૦ | ૫ | ૧૧ | ૧૧ | ૧૧ | ૫ | ૯ | ૫ |
| ૦ | ૮ | ૧૨ | ૦ | ૦ | ૮ | ૧૦ | ૮ |
| ૦ | ૯ | ૦ | ૦ | ૦ | ૯ | ૧૧ | ૯ |
| ૦ | ૧૧ | ૦ | ૦ | ૦ | ૧૦ | ૦ | ૧૧ |
| ૦ | ૧૨ | ૦ | ૦ | ૦ | ૧૧ | ૦ | ૦ |

## શનિનાં શુભસ્થાન.

| સૂર્યથી | ચંદ્રથી. | મંગળથી. | બુધથી. | ગુરૂથી. | શુક્રથી. | શનિથી. | લગ્નથી. |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૩ | ૩ | ૬ | ૫ | ૬ | ૩ | ૧ |
| ૨ | ૬ | ૫ | ૮ | ૬ | ૧૧ | ૫ | ૩ |
| ૪ | ૧૧ | ૬ | ૯ | ૧૧ | ૧૨ | ૬ | ૪ |
| ૭ | ૦ | ૧૦ | ૧૦ | ૧૨ | ૦ | ૧૧ | ૬ |
| ૮ | ૦ | ૧૧ | ૧૧ | ૦ | ૦ | ૦ | ૧૦ |
| ૧૦ | ૦ | ૧૨ | ૧૨ | ૦ | ૦ | ૦ | ૧૧ |
| ૧૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |

॥ ૧ ॥ ૨ ॥ ૩ ॥ ૪ ॥ ૫ ॥ ૬ ॥ ૭ ॥

**इति निगदितमिष्टन्नेष्टमन्यद्विशेषादधिकफलविपाकं जन्मभात्तत्र दद्युः ॥ उपचयगृहमित्रस्वोच्चगैः पुष्टमिष्टन्त्वपचयगृहनीचारातिगैर्नेष्टसम्पत् ॥ ८ ॥**

એ પ્રમાણે ગ્રહનાં શુભ સ્થાન કહેવામાં આવેલાં છે ને શિવાયનાં તેમનાં અશુભ સ્થાન છે.[1] જન્મ વખતના ગ્રહનું શુભાશુભ ફળ આએ શુભાશુભ સ્થાનમાં વિશેષ થાયછે; અર્થાત્ ફળ શુભ હોય ને આ સ્થાન પણ શુભ આવતું હોય તો વિશેષ શુભ ફળ થાય છે ને ફળ અશુભ હોય ને સ્થાન પણ અશુભ આવતું હોય તો તે વેળા અશુભ ફળ વધારે થાયછે.[2] આ શુભાશુભ સ્થાનોની ગણના જન્મ વખતના ગ્રહની રાશિથી કરવામાં આવે છે. જન્મ પછી ગ્રહ ગોચર ચાલથી પોતાની ઉપચય, મિત્ર અને ઉચ્ચમાં જ્યારે આવે ત્યારે શુભ ફળની વૃદ્ધિ થાયછે. અને અપચય રાશિ અને

૧ દાખલા તરિકે સૂર્યના પોતાના રાશિથી ૩–૫–૬ અને ૧૨ માં સ્થાન અશુભ છે.

૨ જન્મપત્રિકાઓ અષ્ટકવર્ગની કુંડલીઓ આપવામાં આવેછે ત્યાં જે શુભસ્થાન છે તેમને માટે શૂન્ય અને અશુભસ્થાન છે તે સ્થળે લીટી મુકવામાં આવે છે.

નીચ અથવા શત્રુની રાશિમાંથી જ્યારે પસાર થાય ત્યારે તેમનાં અશુભ ફ- ળનો વધારો થાય છે. ॥ ૮ ॥

## इति श्रीवराहमिहिरविरचिते बृहज्जातके अष्टकवर्गाध्यायो नवमः ॥ ९ ॥

---

## પ્રકરણ ૧૦ મું.

### કર્મજીવાધ્યાય.

अर्थाप्तिः पितृपितृपत्नीशत्रुमित्रभ्रातृस्त्रीभृतकजनादि-
वाकाराद्यैः ॥ होरेन्दोर्दशमगतैर्विकल्पनीया भेन्द्वर्का-
स्पदपतिगांशनाथवृत्त्या ॥ १ ॥

લગ્ન અને ચંદ્રથી દશમે પડેલા સૂર્યાદિ ગ્રહપરથી ક્રમે પિતા, માતા, શત્રુ, મિત્ર, ભાઈ, સ્ત્રી અને નોકરમાંથી મનુષ્યને દ્રવ્યપ્રાપ્તિ થાયછે.[1] એ- મનાથી કોઇપણ ગ્રહ દશમે ન રહેલ હોય તો એમનાથી સૂર્યનાથી દશમી રાશિના સ્વામીના નવાંશના અધિપતિની વૃત્તિથી[2] તેને દ્રવ્ય મળેછે.[3] ॥ ૧ ॥

अर्कांशे तृणकनकोर्णभेषजाद्यैश्चन्द्रांशे कृषिजलजाङ्ग-
नाश्रयाच्च ॥ धात्वग्निप्रहरणसाहसैः कुजांशे सौम्यांशे
लिपिगणितादिकाव्यशिल्पैः ॥ २ ॥

નવાંશનો[4] અધિપતિ સૂર્ય હોય તો ગંધ, કનક, ગરમ કપડાં, ઔષધિ

---

૧ લગ્ન અને ચંદ્ર બન્નેથી દશમે ગ્રહ રહેલ હોય તો બન્ને ગ્રહણુ સૂચક પુ- રૂષ તથા કારણોથી મનુષ્યને દ્રવ્ય મળેછે. એ સ્થાનમાં એકથી વધારે ગ્રહ હોય તો, જેટલા ગ્રહ હોય તેટલા ગ્રહની વૃત્તિથી તથા તેના કારણથી તેને દ્રવ્ય- પ્રાપ્તિ થાય છે.

૨ ગ્રહની વૃત્તિ આજ અધ્યાયના શ્લોક ૨–૩ માં આપવામાં આપેલ છે.

૩ લગ્ન, ચંદ્ર અને સૂર્યનાથી દશમી રાશિના અધિપતિના નવાંશપતિની જેવી વૃત્તિ હોય તેવી વૃત્તિથી મનુષ્યને દ્રવ્ય મળે છે.

૪ લગ્ન, સૂર્ય અને ચંદ્રથી દશમી રાશિના સ્વામીના નવાંશનો.

વિગેરેથી, ચંદ્ર હોય તો, ખેતી, જળ[1] અને સ્ત્રીના કારણથી,[2] મંગળ હોય તો ધાતુ, ખનિજપદાર્થ અગ્નિ[3] અથવા હથિઆરથી તથા પરાક્રમથી, બુધ હોય તો [4]લેખનક્રિયા, ગણિત, કાવ્ય અને [5]શિલ્પવિદ્યાથી મનુષ્ય પોતાની વૃત્તિ ચલાવી પૈસો મેળવે છે. ॥ ૨ ॥

**जीवांशे द्विजविबुधाकरादिधर्मैः काव्यांशे मणिरजता-
दिगोकुलाद्यैः ॥ सौरांशे श्रमवधभारनीचशिल्पैः
कर्मेशाध्युषितनवांशकर्म्मसिद्धिः ॥ ३ ॥**

એ નવાંશનો અધિપતિ ગુરૂ હોય તો મનુષ્ય બ્રાહ્મણ, દેવ અથવા વિદ્વાન માણસો પાસેથી અથવા ખાણો અને તેવા બીજા કારણથી અને સત્કાર્યથી[6] પૈસો મેળવે છે; શુક્ર અધિપતિ થયો હોય તો મનુષ્ય રત્ન,[7] રૂપું અને બીજી ધાતુ. ગાય ભેંશોના કારણથી પોતાની વૃત્તિ ચલાવે છે ને દ્રવ્ય મેળવે છે; અને શનિ તે નવાંશનો અધિપતિ થયો હોય તો સખ્ત મહેનત,[8] પ્રાણીઓના વધ,[9] મજુરી, ને પોતાની પંક્તિને ન છાજતાં કર્મોથી મનુષ્ય પોતાની રોજી ચલાવે છે. આ પ્રમાણે મનુષ્ય દશમાં ભાવના સ્વામીઓના[10] નવાંશના અધિપતિની વૃત્તિ પ્રમાણે પોતાની વૃત્તિ ચલાવે છે ને દ્રવ્ય મેળવે છે. ॥ ૩ ॥

**मित्रारिस्वगृहगतैस्ततोर्थान् तुङ्गस्थेलिनि च भास्करे
स्ववीर्यात् ॥ आयस्थैरुदयधनाश्रितश्च सौम्यैः सञ्चि-
त्यम्बलसहितैरनेकधा स्वम् ॥ ४ ॥**

---

૧ મોતી, છીપ, મગરના હાડકાં વિગેરે જળજ વસ્તુથી.

૨ સ્ત્રીની નોકરી કરવાથી અથવા સ્ત્રીને અનુસરીને ચાલવાથી.

૩ ફાયરમેન, એન્જીનડ્રાઇવરની નોકરીથી વા દીવાશલી વિગેરેના વેપારથી.

૪ ગ્રંથોપર ટીકા લખવાથી.

૫ ઘર વિગેરે બાંધવાની ક્રિયાથી અર્થાત્ સીવીલ ઈન્જીનીઅર અથવા તો સાધારણ મીસ્ત્રી અથવા કડીઆ તરિકે કામ કરવાથી.

૬ ગુરૂ અને શિક્ષકની સેવા, યજ્ઞ કરવા, દાન આપવું, ધર્મ કરવો, ને યાત્રા કરવી એ સત્કર્મ કહેવાય છે.

૭ હીરા માણેક, મણિ, શનિ, પોખરાજ વિગેરે.

૮ દૂતકાર્ય કરવું વિગેરે.

૯ અથવા પોતાનાં શરીરને દુઃખ આપીને.

૧૦ એટલે લગ્ન, સૂર્ય અને ચંદ્રથી દશમા ભાવના સ્વામીઓ.

યોગકર્તા ગ્રહ મિત્રની રાશિમાં રહેલ હોય તો તે પોતાની દશા અથવા અન્તર્દશામાં મિત્રદ્વારા મનુષ્યને પૈસો અપાવે છે; ને શત્રુની રાશિમાં રહેલો હોય તો શત્રુ મારફતે દ્રવ્યનો લાભ કરાવે છે. જો તે સ્વગૃહી હોય તો મનુષ્યને પોતાના ઘરમાંથીજ પૈસાનો લાભ થાયછે. ઉચ્ચનો સૂર્ય યોગકર્તા ગ્રહ થયો તો મનુષ્ય સ્વભુજોપાર્જીત દ્રવ્ય મેળવે છે. જન્મ વખતે અગિઆરમા, પહેલા, અને બીજા ભાવમાં બળવાન શુભ ગ્રહ રહેલા હોય તો મનુષ્ય અનેક પ્રકારે દ્રવ્ય સંપાદન કરશે એવું ચિંતવન કરવું. ॥ ૪ ॥

**इति श्रीबृहज्जातके कर्माजीवाध्यायो दशमः ॥ १० ॥**

---

## પ્રકરણ ૧૧ મું.

### રાજયોગસંબંધી.

**प्राहुर्यवनाः स्वतुङ्गगैः क्रूरैः क्रूरमतिर्म्महीपतिः ॥**
**क्रूरैस्तु न जीवशर्म्मणः पक्षे क्षित्यधिपः प्रजायते॥१॥**

યવનાચાર્ય કહેછે કે ત્રણ અથવા તો વધારે ક્રૂર[1] ગ્રહ ઉચ્ચ રાશિના હોય તો તેવા યોગમાં ઉત્પન્ન થયેલ પુરૂષ ક્રૂર રાજા થાયછે. જીવશર્માના મતપ્રમાણે તેવા યોગવાળો મનુષ્ય રાજા થતો નથી.[2] ॥ ૧ ॥

**वक्रार्कजार्कगुरुभिः सकलैस्त्रिभिश्च स्वोच्चेषु षोडश**
**नृपाः कथितैकलग्ने ॥ द्व्येकाश्रितेषु च तथैकतमे विलग्ने**
**स्वर्क्षगे शशिनि षोडश भूमिपाः स्युः ॥ २ ॥**

મંગળ, શનિ, સૂર્ય અને ગુરૂ એ ચારે અથવા તો એમાનાં ત્રણ ઉચ્ચ રાશિના હોય ને તેમાંનો એક લગ્નમાં રહેલો હોય તો સોળ રાજયોગ થાયછે. તેમના બે અથવા એક ઉચ્ચ રાશિમાં રહેલા હોય ને ચંદ્ર કર્કમાં હોય

---

૧ શુભ ગ્રહ હોય તો ભલો રાજા થાયછે ને મિશ્ર સ્થિતિના ગ્રહ હોય તો મિશ્ર ગુણનો રાજા થાયછે.

૨ પરંતુ પૈસાદાર અને બળવાન થાયછે. વરાહમિહિરનો મત યવનાચાર્યના મતને મળતો છે.

ને તેમાંનો એક[1] લગ્નમાં રહેલ હોય તો તેથી સોળ રાજયોગ ઉત્પન્ન થાયછે. ॥ ૨ ॥

वर्गोत्तमगते लग्ने चन्द्रे वा चन्द्रवर्ज्जिते ॥
चतुराद्यैर्ग्रहैर्दृष्टे नृपा द्वाविंशतिः स्मृताः ॥ ३ ॥

ચંદ્ર અથવા લગ્ન વેર્ગોત્તમી આવેલ હોય ને તેમને ચંદ્ર શિવાયના કોઈ ચાર કે તેથી વધારે ગ્રહ જોતા હોય તો તેથી ૨૨ રાજ્યોગ ઉત્પન્ન થાયછે. ॥ ૩ ॥

यमे कुम्भेर्केऽजे गवि शशिनि तैरेव तनुगैर्नृयुक्सिंहा-
लिस्थैः शशिजगुरुवक्रैर्नृपतयः ॥ यमेन्दू तुङ्गेङ्गे सवि-
तृशशिजौ षष्ठभवने तुलाजेन्दुक्षेत्रैः ससितकुजजीवैश्च
नरपौ ॥ ४ ॥

શનિ કુંભરાશિમાં, સૂર્ય મેષમાં, ચંદ્ર વૃષભમાં, બુધ મિથુનમાં; ગુરૂ સિંહરાશિમાં, અને મંગળ વૃશ્ચિક રાશિમાં રહેલ હોય અને કુંભ, મેષ અ-થવા વૃષભ રાશિનું લગ્ન આવેલું હોય તો તેવા યોગમાંજ જન્મેલો માણસ રાજા થાયછે.

તેમજ તુલ રાશિમાં શનિ હોય, વૃષભમાં ચંદ્ર હોય, સૂર્ય અને બુધ કન્યા રાશિમાં હોય, શુક્ર તુલ રાશિમાં હોય, મંગળ મેષમાં હોય અને ગુરૂ કર્ક રાશિમાં રહેલો હોય ને તુલા રાશિનું અથવા વૃષભ રાશિનું લગ્ન હોય તો તેવા યોગમાં જન્મેલો માણસ રાજા થાયછે. ॥ ૪ ॥

कुजे तुङ्गेर्केन्द्वोर्धनुषि यमलग्ने च कुपतिः पतिर्भूमेश्चा-
न्यः क्षितिसुतविलग्ने सशशिनि ॥ सचन्द्रे सौरेस्ते
सुरपतिगुरौ चापधरगे स्वतुङ्गस्थे भानावुदयमुपयाते
क्षितिपतिः ॥ ५ ॥

મંગળ પોતાની ઉચ્ચ રાશિમાં રહેલો હોય, સૂર્ય અને ચંદ્ર ધન રા-શિમાં રહેલા હોય, શનિ મકર રાશિમાં રહેલો હોય અને મકર રાશિનું લગ્ન આવેલું હોય તો તેવા યોગમાં જન્મેલો મનુષ્ય રાજા થાયછે.

---

૧ જે ઉચ્ચમાં રહેલ હોય તે.

તેમજ મકર રાશિનું લગ્ન હોય ને તેમાં મંગળ અને ચંદ્ર પડેલા હોય અને સૂર્ય ધનરાશિમાં રહેલો હોય તો તેવા યોગમાં જન્મેલો મનુષ્ય રાજા થાયછે.

મેષ રાશિનું લગ્ન હોય ને તેમાં સૂર્ય રહેલો હોય, શનિ અને ચંદ્ર તુલા રાશિમાં રહેલા હોય અને ગુરૂ ધન રાશિમાં રહેલો હોય તો (તેવા યોગમાં જન્મેલો) પુરૂષ રાજા થાયછે. ॥ ૫ ॥

**वृषे सेन्दौ लग्ने सवितृगुरुतीक्ष्णांशुतनयैः सुहृज्जाया- स्वस्थैर्भवति नियमान्मानवपतिः ॥ मृगे मन्दे लग्ने सहजरिपुधर्मव्ययगतैः शशाङ्काद्यैः ख्यातः पृथुगुण- यशाः पुङ्गलपतिः ॥ ६ ॥**

જન્મલગ્નમાં વૃષભ રાશિનો ચંદ્ર રહેલો હોય, સૂર્ય સિંહ રાશિમાં, ગુરૂ વૃશ્ચિક રાશિમાં અને શનિ કુંભ રાશિમાં રહેલ હોય તો (તેવા યોગમાં ઉત્પન્ન્ થયેલ) પુરૂષ રાજા થાયછે.

તેમજ મકર રાશિનું લગ્ન હોય ને તેમાં શનિ રહેલો હોય, ચંદ્ર ત્રીજા ભાવમાં રહેલ હોય, મંગળ છઠા ભાવમાં, બુધ નવમા ભાવમાં અને ગુરૂ બા-રમા ભાવમાં રહેલો હોય તો તેવા યોગમાં ઉત્પન્ન થયેલ મનુષ્ય ધર્મી અને પ્રખ્યાત રાજા થાયછે. ॥ ૬ ॥

**हये सेन्दौ जीवे मृगमुखगते भूमितनये स्वतुङ्गस्थौ नग्ने भृगुजशशिजावत्र नृपतिः ॥ सुतस्थौ वक्रार्कौ गुरुश- शिसिताश्चापि हिबुके बुधे कन्यालग्ने भवति हि नृपोऽन्योपि गुणवान् ॥ ७ ॥**

મીન રાશિનું લગ્ન હોય ને તેમાં શુક્ર રહેલ હોય અથવા કન્યા રાશિનું લગ્ન હોય ને તેમાં બુધ રહેલ હોય અને ચંદ્ર ને ગુરૂ ધન રાશિમાં, અને મંગળ મકરના પૂર્વાધમાં રહેલ હોય તો તેવા યોગમાં જન્મેલ માણસ રાજા થાયછે.

તેમજ કન્યા રાશિનું લગ્ન હોય ને તેમાં બુધ પડેલો હોય, મંગળ અને શનિ પાંચમા ભાવમાં રહેલા હોય અને ચંદ્ર ગુરૂ ને શુક્ર ચોથા ભાવમાં ર-હેલા હોય તો તેવા યોગમાં ઉત્પન્ન થયેલ મનુષ્ય રાજા થાયછે. ॥ ૭ ॥

झषे सेन्दौ लग्ने घटमृगमृगेन्द्रेषु सहितैर्यमाराकैर्योऽ-
भूत्स खलु मनुजः शास्ति वसुधाम् ॥ अजे सौरे
मूर्तौ शशिगृहगते चामरगुरौ सुरेज्ये वा लग्ने धरणि-
पतिरन्योपि गुणवान् ॥ ८ ॥

મીન રાશિના લગ્નમાં ચંદ્ર રહેલ હોય, કુંભ, મકર, અને સિંહરાશિમાં ક્રમે શનિ, મંગળ અને સૂર્ય રહેલ હોય તો તેવા યોગમાં જન્મેલ માણસ રાજા થાયછે.

તેમજ કર્ક અથવા મેષ રાશિનું લગ્ન હોય ને મંગળ મેષમાં અને ગુરૂ કર્કમાં રહેલા હોય તો તેવા યોગમાં ઉત્પન્ન થયેલ મનુષ્ય રાજા થાયછે. ॥ ૮ ॥

कर्किणि लग्ने तत्स्थे जीवे चन्द्रसितज्ञैरायप्राप्तैः ॥
मेषगतेर्के जातं विद्याद्विक्रमयुक्तं पृथ्वीनाथम् ॥ ९ ॥

કર્ક રાશિના લગ્નમાં ગુરૂ રહેલ હોય, અને મંગળ, શુક્ર અને બુધ વૃષભ રાશિમાં ને સૂર્ય મેષ રાશિમાં રહેલો હોય તો તે યોગમાં જન્મેલ મનુષ્ય બળવાન રાજા થાયછે. ॥ ૯ ॥

मृगमुखेर्कतनयस्तनुसंस्थः क्रियकुलीरहरयोधिपयु-
क्ताः ॥ मिथुनतौलिसहितौ बुधशुक्रौ यदि तदा पृथु-
यशाः पृथिवीशः ॥ १० ॥

મકર રાશિના લગ્નમાં શનિ રહેલ હોય, મેષ, કર્ક અને સિંહમાં તેમના સ્વામીઓ તથા મિથુનમાં બુધ અને કન્યામાં શુક્ર રહેલ હોય તો તે વેળા જન્મેલ પુરૂષ પ્રખ્યાત રાજા થાયછે. ॥ ૧૦ ॥

स्वोच्चसंस्थे बुधे लग्ने भृगौ मेषूरणाश्रिते ॥ सजीवेस्ते
निशानाथे राजा मन्दारयोः सुते ॥ ११ ॥

કન્યા રાશિના લગ્નમાં બુધ રહેલ હોય, શુક્ર મિથુનમાં, ચંદ્ર ને ગુરૂ મીનમાં, અને શનિ મંગળ મકર રાશિમાં રહેલ હોય તો તે વેળા જન્મેલ માણસ રાજા થાયછે. ॥ ૧૧ ॥

अपि खलकुलजातता मानवा राज्यभाजः किमुत नृपकुलोत्थाः मोक्तभूपालयोगैः ॥ नृपतिकुलसमुत्थाः पार्थिवा वक्ष्यमाणैर्भवति नृपतितुल्यस्तेष्वभूपालपुत्रः॥ १२ ॥

ઉપર કહેવામાં આવેલા રાજયોગથી નીચકુળમાં ઉત્પન્ન થયેલ મનુષ્ય પણ રાજા થાયછે તો રાજાના કુળમાં ઉત્પન્ન થયેલ મનુષ્ય તેવા યોગમાં જન્મે ને રાજા થાય તેમાં શી નવાઈ. હવે અમે જે યોગો નીચે કહીએ છીએ તે યોગ જેને થયા હોયછે તે જો રાજકુળમાં ઉત્પન્ન થયેલ હોયછે તો તેથી રાજા થાય છે ને બીજા કુળમાં ઉત્પન્ન થયેલ હોયછે તો રાજાતુલ્ય દુઃખ ભોગવનાર થાયછે. ॥ ૧૨ ॥

ત્રણ અથવા તો તેથી વધારે ગ્રહ બળવાન થઈ પોતાની રાશિમાં, પોતાની ઉચ્ચ રાશિમાં કે પોતાની મૂળ ત્રિકોણ રાશિમાં રહેલા હોય તો રાજકુળમાં ઉત્પન્ન થયેલ મનુષ્ય રાજા થાયછે. ॥ ૧૨ ॥

उच्चस्वत्रिकोणगैर्बलस्थैस्त्र्याद्यैर्भूपतिवंशजा नरेन्द्राः ॥ पञ्चादिभिरन्यवंशजाता हीनैर्वित्तयुता न भूमिपालाः ॥१३॥

પાંચ કે તેથી વધારે ગ્રહ બળવાન થઈ પોતાની રાશિમાં, પોતાના ઉચ્ચ સ્થાનમાં કે મૂળ ત્રિકોણમાં રહેલા હોય તો અન્ય કુળમાં ઉત્પન્ન થયેલ મનુષ્ય પણ રાજા થાયછે. પરંતુ એ ગ્રહ જો કહેલી સંખ્યાથી ઓછા હોય તો તે વેળા ઉત્પન્ન થયેલ માણસ રાજા ન થતાં પૈસાદાર થાયછે. ॥ ૧૩ ॥

लेखास्थेऽर्केऽजेन्दौ लग्ने भौमे स्वोच्चे कुम्भे मन्दे ॥ चापप्राप्ते जीवे राज्ञः पुत्रं विद्यात्पृथ्वीनाथम् ॥१४॥

લગ્નમાં સિંહરાશિના સૂર્ય અને ચંદ્ર પડેલા હોય, મંગળ પોતાની ઉચ્ચ રાશિમાં રહેલ હોય, શનિ કુંભમાં ને ગુરૂ ધન રાશિમાં રહેલ હોય તો તેવા યોગમાં જન્મેલ માણસ રાજકુળમાંનો હોય તો રાજા થાયછે ને અન્યકુળનો હોય તો રાજાતુલ્ય સુખ ભોગવનાર થાયછે. ॥ ૧૪ ॥

स्वर्क्षे शुक्रे पातालस्थे धर्मस्थानम्प्राप्ते चन्द्रे ॥ दुश्चिक्याङ्गप्राप्तिप्राप्तैः शेषैर्जातः स्वामी भूमेः ॥ १५ ॥

પોતાની રાશિમાં શુક્ર ચોથા ભાવમાં રહેલ હોય, નવમા ભાવમાં ચંદ્ર

રહેલ હોય, અને બાકીના ગ્રહ ત્રીજા, પહેલા અને અગિયારમા ભાવમાં રહેલા હોય તો તેવા યોગમાં જન્મેલ મનુષ્ય રાજા થાય છે. ॥ ૧૫ ॥

**सौम्ये वीर्ययुते तनुयुक्ते वीर्याढ्ये च शुभे शुभयाते॥**
**धर्मार्थोपचयेष्ववशेषैर्द्धर्मात्मा नृपजः पृथिवीशः १६**

બળવાન બુધ લગ્નમાં પડેલ હોય અને એક શુભ ગ્રહ[1] નવમા ભાવમાં રહેલ હોય, અને બાકીના ગ્રહ[2] નવમે, બીજે, ત્રીજે, છઠે, દશમે અગીઆરમે[3] ભાવે રહેલા હોય તો રાજકુળમાં જન્મેલ માણસ ધર્માત્મ, રાજા થાય છે; અને અન્ય કુળમાં ઉત્પન્ન થયેલો ધનવાન થાય છે. ॥૧૬॥

**वृषोदये मूर्तिधनारिलाभगैः शशाङ्कजीवार्कसुतापरै-**
**र्नृपः ॥ सुखे गुरौ खे शशितीक्ष्णदीधिती यमोदये**
**लाभमतैर्नृपोपरैः ॥ १७ ॥**

વૃષભ રાશિના લગ્નમાં ચંદ્ર રહેલ હોય, બીજે ભાવે ગુરૂ હોય, છઠે ભાવે શનિ રહેલ હોય અને બાકીના ગ્રહ અગિયારમા ભાવમાં રહેલા હોય તો તેવા યોગમાં જન્મનાર રાજકુળમાં ઉત્પન્ન થનાર મનુષ્ય રાજા થાય છે, અને અન્ય કુળમાં ઉત્પન્ન થયેલ ધનવાન થાય છે.

ગુરૂ ચોથા ભાવમાં, સૂર્ય અને ચંદ્ર દશમા ભાવમાં રહેલા હોય અને શનિ લગ્નમાં પડેલો હોય અને બાકીના ગ્રહ અગિયારમા ભાવમાં રહેલા હોય તો રાજકુળમાં ઉત્પન્ન થયેલ મનુષ્ય રાજા થાય છે. ॥ ૧૭ ॥

**मेषूरणायतनुगाः शशिमन्दजीवा ज्ञारौ धने सितरवी**
**हिबुके नरेन्द्रम् ॥ वक्रासितौ शशिसुरेज्यसितार्कसौ-**
**म्या होरासुखास्तशुभखास्रिगताः प्रजेशम् ॥ १८ ॥**

જે નૃપ કુટુંબમાં ઉત્પન્ન થયેલા મનુષ્યના જન્મ વખતે દશમા ભાવમાં ચંદ્ર રહેલો હોય, શનિ અગિયારમા ભાવમાં રહેલો હોય અને ગુરૂ લગ્નમાં પડેલો હોય, બુધ અને મંગળ બીજા ભાવમાં રહેલ હોય અને શુક્ર અને સૂર્ય ચોથા ભાવમાં પડેલા હોય તો તે મનુષ્ય રાજા થાય છે, અને અન્ય મનુષ્ય રાજાતુલ્ય સુખ ભોગવનાર થાય છે.

૧ શુક્ર અથવા ગુરૂ.
૨ ટીકાકારના કહેવા પ્રમાણે એક અથવા તો વધારે ગ્રહ.
૩ આમાંના કોઈપણ ગ્રહમાં.

શનિ અને મંગળ લગ્નમાં પડેલા હોય, ચંદ્ર ચોથે ભાવે રહેલ હોય, ગુરૂ સાતમા ભાવમાં રહેલ હોય, શુક્ર નવમા ભાવમાં સૂર્ય દશમા ભાવમાં અને બુધ અગિયારમા ભાવમાં રહેલ હોય તો રાજકુળમાં ઉત્પન્ન થયેલ મનુષ્ય રાજા થાય છે અન્ય કુળમાં ઉત્પન્ન થયેલ સુખી અને પૈસાદાર થાય છે.૧૮

**कर्मलग्नयुतपाकदशायां राज्यलब्धिरथ वा प्रबलस्य ॥**
**शत्रुनीचगृहयातदशायां छिद्रसंश्रयदशा परिकल्प्या ॥ १९ ॥**

રાજયોગ કરનારા ગ્રહમાંનો જે લગ્નમાં અથવા દશમા[1] ભાવમાં રહેલ હોય તેની અથવા તો તેમાંનો જે સૌથી બલવાન હોય[2] તેની અન્તર્દશામાં રાજ્યપ્રાપ્તિ થાય છે. અને શત્રુની અથવા નીચ રાશિમાં રહેલા ગ્રહની દશામાં તે રાજ્યને ગુમાવે છે ને બીજા રાજાઓનો આશ્રય મેળવે છે.[3] ૧૯

**गुरुसितबुधलग्ने सप्तमस्थेऽर्कपुत्रे वियति दिवसनाथे**
**भोगिनां जन्म विद्यात् ॥ शुभबलयुतकेन्द्रैः क्रूरसंस्थै-**
**श्च पापैर्व्रजति शबरदस्युस्वामितामर्थभाक् च ॥ २० ॥**

ગુરૂ, શુક્ર અને બુધ લગ્નમાં રહેલા હોય, સાતમે ભાવે શનિ રહેલ હોય અને દશમા ભાવમાં સૂર્ય પડેલ હોય તો તે યોગમાં[4] ભોગી પુરૂષનો જન્મ થયેલ જાણવો.[5]

શુભ રાશિઓ કેન્દ્રમાં રહેલ હોય[6] અને ક્રૂર રાશિમાં ક્રૂર ગ્રહ પડેલા

---

૧ લગ્ન અને દશમા ભાવમાં બન્નેમાં ગ્રહ હોય તો તેમાં રહેલ ગ્રહમાંથી જે વધારે બળવાન હોય છે તેની અન્તર્દશામાં રાજ્યપ્રાપ્તિ થાય છે.

૨ લગ્ન અથવા દશામા ભાવમાં કોઈ પણ ગ્રહ ન રહેલા હોય તો.

૩ રાજ નષ્ટ કરનાર ગ્રહ બળવાન હોય તો ગયેલું રાજ્ય પાછું મળતું નથી; પરંતુ જો બળહીન હોય તો બીજા રાજા અને પોતાના લાગતા વળગતાઓની મદદથી તે મેળવવા પામે છે.

૪ તે ગરીબ હોય તોપણ.

૫ આ યોગ કેટલાક આચાર્યે અસંભવિત માને છે ને તેથી गुरुसित बुधलग्ने એ વાક્યનો અર્થ લગ્નમાં ગુરૂ, શુક્ર અને બુધની રાશિ રહેલ હોય તેવો કરે છે ને કારણમાં જણાવે છે કે એ યોગમાં સૂર્યથી બુધ અને શુક્ર ચોથે આવે છે તેથી તે અસંભવિત છે. વિરાહમિહિરે આ યોગગણિતથી વિરૂધ છે છતાં પૂર્વ શાસ્ત્રોને અનુસરીનેજ લીધેલ છે.

૬ शुभबलयुतकेन्द्रैः આ વાક્યનો કેટલાક એવો અર્થ કરે છે કે "શુભ ગ્રહ બલવાન થઈ કેન્દ્રમાં રહેલ હોય;" પરંતુ આ અર્થ ગર્ગનાં વાક્યથી વિરૂદ્ધ જતો હોવાથી ટીકાકાર ભટ ઉત્પલ તે અગ્રાહ્ય ગણે છે.

હોય તો તે યોગમાં જન્મેલ માણસ પૈસાદાર અને ચોર તથા શિકારીઓનો અગવો થાય છે. ॥ ૨૦ ॥

इति श्रीवराहमिहिरविरचिते बृहज्जातके
राजयोगाध्यायः ॥ ११ ॥

---

## પ્રકરણ ૧૨ મું.

### નાભાસયોગ.

नवदिग्वसवस्त्रिकाग्निवेदैर्गुणिता द्वित्रिचतुर्विकल्पजाः स्युः ॥ यवनैस्त्रिगुणा हिषट् शती सा कथिता विस्तरतोत्र तत्समासः ॥ १ ॥

નવ, દશ અને આઠને ક્રમે ત્રણ, ત્રણ અને ચારથી ગુણવાથી બે, ત્રણ અને ચાર ચારદિકલ્પવાળા નાભસ યોગોની સંખ્યા થાય છે. **યવનાચાર્યે** આવા ૧૮૦૦ યોગ કહેલા છે. તેનું હવે અમે તારણ કરીએ છીએ. ૧

रज्जुर्मुशलन्नलश्चराद्यैः सत्यश्चाश्रयजान् जगाद योगान् ॥ केन्द्रैः सदसद्युतैर्दलाख्यौ स्रक्सर्पौ कथितौ पराशरेण ॥ २ ॥

**સત્યાચાર્ય** કહે છે કે સર્વે ગ્રહ ચર રાશિમાં[1] રહેલા હોય તો રજ્જુ સ્થિરમાં રહેલા હોય તો કુશલ અને દ્વિસ્વભાવમાં રહેલ હોય તો નલયોગ થાય છે, એ ત્રણ યોગને આશ્રયયોગ કહેવામાં આવે છે.

શુભ ગ્રહ[2] કેન્દ્રોમાં[3] રહેલા હોય, તો તે માલાયોગ કહેવાય છે; અને

---

૧ એટલે ચાર ચર રાશિમાંની કોઇપણ ચર રાશિમાં કેટલાક એમ કહે છે કે ચારે ચર રાશિમાં ગ્રહ રહેલા હોય તોજ તે યોગ થાય છે; પરંતુ એ કહેવું ગર્ગઋષિનાં મતથી ઉલટું છે.

૨ ગર્ગઋષિના મતપ્રમાણે બુધ, ગુરૂ અને શુક્ર.

૩ **બાદરાયણ**ના મત પ્રમાણે ત્રણે કેન્દ્રોમાં શુભ ગ્રહ રહેલ હોય ને કોઈપણ કેન્દ્રમાં ક્રૂર ગ્રહ ન રહેલ હોય તોપણ.

ક્રૂર ગ્રહ[1] કેન્દ્રોમાં[2] રહેલા હોય તો સર્પયોગ કહેવાય છે. આ બેઉ યોગ **પરાશર** ઋષિએ કહેલ છે ને તે દલયોગ કહેવાય છે.

**योगा व्रजन्त्याश्रयजाः समत्वं यवाब्जवज्राण्डजगोलकाद्यैः ॥ केन्द्रोपगः प्रोक्तफलौ दलाख्याविल्याहुरन्ये न पृथक्फलौ तौ ॥ ३ ॥**

[3]બીજા દૈવજ્ઞ કહે છે કે આશ્રય યોગ અને યવ[4], અબ્જ[5], વજ્ર[6], અંડજ[7], ગોળ[8], અને બીજા યોગ[9] સમાન છે. કેન્દ્રસ્થ ગ્રહનું ફળ વર્ણવામાં આવે છે ત્યારે **દલ**યોગની અસર પણ કહેવાઇ જાય છે. તો પછી તેમનું શુભાશુભ જુદું કહેવાની જરૂર નથી.[10] ॥ ૩ ॥

**आसन्नकेन्द्रभवनद्वयगैर्गदाख्यास्तन्वस्तगेषु शकटं विहगः खबन्ध्वोः ॥ शृङ्गाटकन्नवमपञ्चमलग्नसंस्थैर्लग्नान्यगैर्हलमिति प्रवदन्ति तज्ज्ञाः ॥ ४ ॥**

[11]નજદીકના બે કેન્દ્રમાં ગ્રહ રહેલા હોય તો તે યોગને **ગદા** ના-

---

૧ ગર્ગના કહેવા પ્રમાણે સૂર્ય, મંગળ અને શનિ.

૨ બાદરાયણના મત પ્રમાણે કોઈપણ કેન્દ્રમાં શુભ ગ્રહ ન હોય તો ત્રણ કેન્દ્રમાં.

૩ કેટલાક ગ્રંથકારોએ આશ્રય અને દલયોગ શામાટે નથી આપ્યા તેનું કારણ આ શ્લોકમાં **વરાહમિહિર** બતાવે છે.

૪ ૫ ૬ શ્લોક ૫ જુઓ.

૭ શ્લોક ૪ જુઓ.

૮ દશમો શ્લોક જુઓ.

૯ જેવો કે શકટ, કેદાર, શુલ, અને યુગ વિગેરે.

આશ્રયયોગના દલયોગ થાય છે ને નથી પણ થતા. જેમકે સર્વ ગ્રહ મિથુન અને ધન-જે દ્વિસ્વભાવ રાશિ કહેવાયછે તેમાં રહેલા હોય ને તેમાંની કોઈ પણ રાશિનું લગ્ન હોય તો તે યોગ વજ્રયોગ અને નળયોગ બન્નેના નામથી ઓળખાય છે. પરંતુ તે રાશિનું લગ્ન ન હોય તો તે કેવળ નલયોગના નામથી ઓળખાય છે.

૧૦ જો **દલ**યોગ વિષે બોલીએ તો તેમાં કેટલાક લખનારાઓએ કેન્દ્રસ્થ શુભાશુભ ગ્રહનાં ફળ કહેલાં છે; પરંતુ તે ફળ બે દલયોગનું હોવાથી પ્રત્યેકનું ફળ કહેલ નથી. વરાહમિહિરનો એવો મત જણાય કે તે બન્ને નાભસયોગ છે ને તે માટે તેમનાં અલગ ફળની વિશેષ જરૂર છે.

૧૧ ગ્રંથકર્તા હવે આશ્રય યોગ જેની સંખ્યા ૨૦ની છે તેનાં લક્ષણ કહે છે.

મનો યોગ કહે છે[1]. લગ્ન અને સાતમા ભાવમાં સર્વે ગ્રહ પડેલા હોય તો તે યોગને શકટયોગ કહે છે. સર્વે ગ્રહ ચોથા અને દશમા ભાવમાં પડેલા હોય તો તે **વિહગ** નામનો યોગ કહેવાય છે. પહેલા પાંચમા અને નવમા ભાવમાં સર્વે ગ્રહ રહેલા હોય તો તે **શૃંગાટક** નામનો યોગ કહેવાય છે. અને લગ્ન શિવાયના ભાવમાં સર્વે ગ્રહ પરસ્પરથી ત્રિકોણમાં રહેલ હોય તો તે **હલ** નામનો યોગ કહેવાય છે[2]. ॥ ૪ ॥

**शकटाण्डजवच्छुभाशुभैर्वज्रं तद्विपरीतगैर्यवः ॥ कमलन्तु विमिश्रसंस्थितैर्वापी तद्यदि केन्द्रबाह्यतः ॥ ५ ॥**

લગ્ન અને સાતમા ભાવમાં શુભ ગ્રહ પડેલા હોય ને ચોથા અને દશમા ભાવમાં ક્રૂર ગ્રહ પડેલા હોય તો તે યોગને **વજ્ર**યોગ કહેવાય છે; અને જો તેથી ઉલટી રીતે[3] રહેલા હોય તો તે યોગને **યવ**યોગ કહે છે. ચારે કેન્દ્રમાં સર્વે ગ્રહ રહેલા હોય તો તે **કમળ**યોગ કહેવાય છે. અને જો તે ચારે પણ ફ્રરસ્થાન[4] અથવા આપોક્લિમ[5] સ્થાનમાં રહેલા હોય તો તે યોગને **વાપી**યોગ કહે છે. ॥ ૫ ॥

**पूर्वशास्त्रानुसारेण मया वज्रादयः कृताः ॥ चतुर्थे भवने सूर्याज्ज्ञशुक्रौ भवतः कथम् ॥ ६ ॥**

પૂર્વ શાસ્ત્રોને[6] અનુસરીને મેં આ વજ્ર વિગેરે યોગો[7] (તથા તેનાં લ-

---

૧ પહેલો અને ચોથો, ચોથો અને સાતમો, સાતમો અને દશમો, અને દશમો ને પહેલો ભાવ એ પાસેનાં કેન્દ્રસ્થાન કહેવાય છે. આ ચારે પ્રકારના જોડલાં કેન્દ્રસ્થાનોમાં સર્વે ગ્રહો રહેલા હોય તો યવનાચાર્યના મત પ્રમાણે ક્રમે ગદા, શંખ, વિભુખ અને ધ્વજ નામના યોગ કહેવાય છે.

૨ એટલે કે બીજા, છઠા અને દશમા ભાવમાં અથવા ત્રીજા, સાતમા અને અગિઆરમા ભાવમાં, અથવા ચોથા, આઠમા અને બારમા ભાવમાં.

૩ એટલે લગ્ન અને સાતમા ભાવમાં ક્રૂર ગ્રહ અને ચોથા અને દશમા ભવમાં શુભ ગ્રહ હોય તો.

૪ બીજા, પાંચમા, આઠમા અને અગિઆરમા ભાવમાં.

૫ ત્રીજા, છઠા, નવમા અને બારમા ભાવમાં.

૬ મય, યવન, ગર્ગ અને બીજા આચાર્યના રચેલા ગ્રંથ.

૭ યવયોગ અને રાજયોગાધ્યાયના શ્લોક ૨૦ માં કહેલા યોગ.

ક્ષણ ) કહ્યાં. સૂર્યથી બુધ અને શુક્ર ચોથી રાશિમાં[1] કેવી રીતે આવે? ॥૬॥

**कण्टकादिप्रवृत्तैस्तु चतुर्गृहगतैर्ग्रहैः ॥ यूपेषुशक्तिदण्डाख्या होराद्यैः कण्टकैः क्रमात् ॥ ७ ॥**

[2]લગ્નથી ચારથી ચાર રાશિમાં[3] ગ્રહ રહેલા હોય તો **યૂપ** ચોથા ભાવથી ચાર રાશિમાં[4] સર્વે ગ્રહ રહેલા હોય તો **ઈષુ**, સાતમા ભાવથી ચાર રાશિમાં[5] સર્વે ગ્રહ રહેલો હોય તો **શક્તિ** અને દશમા ભાવથી ચાર રાશિમાં [6]સર્વે ગ્રહ રહેલા હોય તો દંડ નામના યોગ થાય છે. ॥ ૭ ॥

**नौकूटच्छत्रचापानि तद्वत्सप्तर्क्षसंस्थितैः ॥ अर्द्धचन्द्रस्तु नवाद्यैः प्रोक्तस्त्वन्यर्क्षसंस्थितैः ॥ ८ ॥**

[7]તેજ પ્રમાણે તેજ ચાર કેન્દ્રથી [8]સાત રાશિમાં સર્વે ગ્રહ રહેલા હોય તો ક્રમે **નૌ**, **કૂટ**, છત્ર, અને **ચાપ**યોગ થાય છે. તેનાં આદિનાં સ્થાત શિવાયનાં સ્થાનથી સાત રાશિમાં સર્વે ગ્રહ રહેલા હોય તો તે અર્ધચંદ્ર યોગ કહેવાય છે.[9] ॥ ૮ ॥

**एकान्तरगतैरर्थात्समुद्रः षड्गृहाश्रितैः ॥ विलग्नादिस्थितैश्चक्रमित्याकृतिजसङ्ग्रहः ॥ ९ ॥**

---

૧ સુંદરેશ્વરના કહેવા પ્રમાણે સ્થાનગણના ચલિતચક્રમાં કરવાથી આ યોગ વાસ્તવિક છે. વરાહમિહિરે તે રાશિચક્રમાં લાગુ પાડયાથી અસંભવિત માલુમ પડયા છે.

૨ આ શ્લોકમાં બીજા ચાર આકૃતિયોગ આચાર્ય કહે છે.

૩ એટલે કે લગ્ન, બીજા, ત્રીજા અને ચોથા ભાવમાં.

૪ એટલે કે ચોથા, પાંચમા, છઠા અને સાતમા ભાવમાં.

૫ એટલે કે સાતમા, આઠમા નવમા અને દશમા ભાવમાં.

૬ એટલે કે દશમા, અગિઆરમા, બારમા અને પહેલા ભાવમાં.

૭ આ શ્લોકમાં ગ્રંથકારે બીજા પાંચ આકૃતિયોગ કહેલા છે.

૮ એટલે લગ્નથી સાત રાશિમાં રહેલા હોય તો નૌ, ચોથા ભાવથી સાત રાશિમાં રહેલા હોય તો કૂટ, સાતમા ભાવથી સાત રાશિમાં રહેલા હોય તો છત્ર અને દશમા ભાવથી સાત રાશિમાં રહેલા હોય તો ચાપયોગ થાય છે.

૯ એટલે કે બીજા, ત્રીજા, પાંચમા, છઠા, આઠમા, નવમા, અગિઆરમા અને બારમા ભાવમાના કોઇપણ ભાવથી સાત રાશિમાં ગ્રહ રહેલા હોય તો તે અર્ધચંદ્રયોગ કહેવાય છે.

બીજા ભાવથી એક રાશિ મૂકી બીજીમાં એ પ્રમાણે ૭ રાશિમાં[1] ગ્રહ રહેલા હોય તો તે યોગને **સમુદ્રયોગ** કહે છે. તેમજ લગ્નથી તેવી રીતે ૭ રાશિમાં[2] ગ્રહ રહેલા હોય તો **ચક્ર** નામનો યોગ થાય છે. આ પ્રમાણે સંક્ષેપથી **આકૃતિયોગ** કહેલા છે. ॥ ૯ ॥

**सङ्ख्यायोगः सप्तसप्तर्क्षसंस्थैरेकापायाद्वल्लकी दामिनी च ॥ पाशः केदारः शूलयोगो युगञ्च गोलश्चान्यान्पूर्वमुक्तान् विहाय ॥ १० ॥**

[3]કોઈપણ સાત રાશિમાં સર્વે ગ્રહ રહેલા હોય તો તે **વલકી**યોગ કહેવાય છે. જો સર્વે ગ્રહ ૭ રાશિમાં રહેલા હોય તો તે **દામીનિ**યોગ કહેવાય છે; જો પાંચ રાશિમાં સર્વે ગ્રહ રહેલ હોય તો તે **પાશ**યોગ કહેવાય છે; જો ચાર રાશિમાં સર્વે ગ્રહ રહેલા હોય તો તે **કેદાર**યોગ કહેવાય છે; જો ત્રણ રાશિમાં સર્વે ગ્રહ રહેલ હોય તો તે **શૂલ**યોગ કહેવાય છે; જો બે રાશિમાં સર્વે ગ્રહ રહેલા હોય તો તે **યુગ**યોગ કહેવાય છે, અને જો એક રાશિમાં સર્વે ગ્રહ રહેલા હોય તો તે **ગોલ**યોગ કહેવાય છે.

આ સંખ્યાયોગ છે તેનો કોઇ પણ નાભસયોગમાં સમાવેશ થઇ જતો હોય ત્યારે (તે યોગ સંખ્યાયોગનું ફળ નહિ દેતાં નાભસયોગનું ફળ આપે છે, માટે) તેને નાભસયોગ તરીકે ગણવો.[4] ॥ ૧૦ ॥

**ईर्षुर्विदेशनिरतोऽध्वरुचिश्च यज्वा मानी धनी च मुशले बहुकृत्यशक्तः ॥ व्यङ्गः स्थिराढ्यनिपुणो नलजः स्रगुत्थो भोगान्वितो भुजगजो बहुदुःखभाक् स्यात् ॥११॥**

**રજ્જુ**યોગમાં જન્મેલ મનુષ્ય પરાયાં ધનનો દ્વેષી, પ્રદેશમાં રહેનાર અને મુસાફરીનો શોકિન થાય છે. **મુશલ**યોગમાં જન્મેલ માણસ આબરૂવાળો, પૈસાદાર, ને ઘણાં કામમાં આશક્ત થાય છે. **નલ**યોગમાં જન્મેલ મનુષ્ય

---

૧ એટલે બીજા, ચોથા, છઠા, આઠમા, દશમા અને બારમા ભાવમાં ગ્રહ રહેલ હોય તો.

૨ એટલે કે લગ્ન, ત્રીજે, પાંચમે, સાતમે, નવમે, અને અગિઆરમે ભાવે ગ્રહ રહેલા હોય તો.

૩ આ શ્લોકમાં આચાર્યે સંખ્યાયોગનું સ્વરૂપ કહે છે.

૪ શ્લોક ચોથામાં કહેલા ગદા, શકટ, વિહગ વિગેરે યોગને સુત્રયોગ તરીકે ગણવા નહિ.

ખોડવાળાં અંગવાળો, સ્થિર સ્વભાવવાળો, ધનવાન અને કાર્યચતુર થાયછે; **માલા**યોગમાં જન્મેલ માણસ અનેક પ્રકારના ભોગ ભોગવનાર થાય છે, અને **સર્પ**યોગમાં જન્મેલો મનુષ્ય અનેક પ્રકારનાં દુ:ખ ભોગવનાર થાય છે.[1] ૧૧

**आश्रयोक्तास्तु विफला भवन्त्यन्यैर्विमिश्रिताः ॥**
**मिश्रा यैस्ते फलन्दद्युरमिश्राः स्वफलप्रदाः ॥ १२ ॥**

**આશ્રય**યોગ બીજા યોગની સાથે મિશ્રિત થતા હોય તો તે વિફળ થાય છે, અર્થાત્ પોતાનું ફળ આપતા નથી; પરંતુ જે યોગથી મિશ્રિત થયા હોય છે તે યોગનું ફળ મનુષ્યને મળે છે. અમિશ્ર આશ્રયયોગ પોતાનું ફળ આપેછે. ॥ ૧૨ ॥

**यज्वार्थभाक्सततमर्थरुचिर्गदायान्तद्वृत्तिभुक् शकटजः**
**सहजः कुदारः ॥ दूतोटनः कलहकृद्विहगे प्रदिष्टः**
**शृङ्गाटके चिरसुखी कृषिविद्धलाख्ये ॥ १३ ॥**

[2]**ગદા**યોગમાં જન્મેલ મનુષ્ય યજ્ઞયાગાદિ કરનાર, ધનવાન અને પૈસો મેળવવાની રૂચીવાળો થાય છે; **શકટ**યોગમાં જન્મેલ મનુષ્ય શકટ (ગાડાં, ગાડી) ની વૃત્તિથી આજીવિકા ચલાવનાર રોગી અને નીચ સ્ત્રી-વાળો થાય છે; **વિહગ**યોગમાં જન્મેલ મનુષ્ય દૂતનું કામ કરનાર, મુસાફ્રીનો શોકિન અને કજીઆળો થાય છે; **શૃંગારક**યોગમાં જન્મેલ મનુષ્ય અન્ત્ય અવસ્થામાં સુખી[3] થાય છે અને **હળ**યોગમાં જન્મેલો માણસ ખેતી કરનાર થાય છે. ॥ ૧૩ ॥

**वज्रेन्त्यपूर्वसुखितः सुभगोतिशूरो वीर्यान्वितोऽप्यथ**
**यवे सुखिनो वयोंतः ॥ विख्यातकीर्त्यमितसौख्यगु-**
**णाश्च पद्मे वाप्यान्तनुस्थिरसुखी निधिकृन्न दाता ॥ १४ ॥**

**વજ્ર**યોગમાં જન્મેલ મનુષ્ય પહેલી તથા છેલી અવસ્થામાં સુખી,

---

૧ આ શ્લોકમાં આચાર્યે ત્રણ આશ્રય યોગ અને બે ત્રણ દલ યોગનું ફળ કહેલું છે.

૨ આ શ્લોકમાં આચાર્ય પાંચ આકૃતિયોગનું ફળ કહે છે.

૩ મૂળ શ્લોકમાં "चिरसुखी" શબ્દ છે. આનો કેટલાક "લાંબી અવસ્થા સૂધી સુખી" એવો અર્થ કરે છે તે ગર્ગ મહામુનીના વચનથી વિરૂદ્ધ છે.

સર્વ જનપ્રિય અને પરાક્રમી થાય છે. યવયોગમાં જન્મેલ મનુષ્ય બળવાન અને મધ્ય અવસ્થામાં સુખી થાય છે. પદ્મયોગમાં જન્મેલ માણસ બહુમાનવાળો, અતિસુખી અને બહુ ગુણી થાય છે. વાપીયોગમાં જન્મેલ મનુષ્ય થોડાંક સુખવાળો, પૈસાનો સંગ્રહ કરનાર અને લોભી થાય છે[1]॥૧૪॥

त्यागात्मवान्क्रतुवरैर्यजते च यूपे हिंस्रोथ गुप्त्यधिकृतः शरकृच्छराख्ये ॥ नीचोलसः सुखधनैर्वियुतश्च शक्तौ दण्डे प्रियैर्विरहितः पुरुषोन्त्यवृत्तिः ॥ १५ ॥

[2]યૂપયોગમાં જન્મેલ માણસ દાન આપવામાં ઉદાર અને મોટા યજ્ઞ કરનાર થાય છે, બાણ(ઇષુ)યોગમાં જન્મેલ માણસ બીજાને દુઃખ દેનાર અને જેલર (કેદખાનાનો ઉપરી) થાય છે. શક્તિયોગમાં જન્મેલ માણસ નીચ (કામ કરનાર) આળસુ અને ધન તથા સુખવિનાનો થાય છે. દંડયોગમાં જન્મેલ માણસ પોતાના વહાલાંથી વિખુટો પડેછે અને અતિ હલકી રીતે પોતાનો નિર્વાહ ચલાવે છે. ॥ ૧૫ ॥

कीर्त्या युतश्चलसुखः कृपणश्च नौजः कूटेनृतप्लवनबन्धनपश्च जातः ॥ छत्रोद्भवः स्वजनसौख्यकरोन्त्यसौख्यः शूरश्च कार्मुकभवः प्रथमान्त्यसौख्यः॥१६॥

નૌયોગમાં જન્મનાર માણસ કીર્તિમાન, અસ્થિર સુખવાળો અને લોભી થાય છે. કૂટયોગમાં જન્મનાર માણસ જુઠો અને કાળાગૃહનો ઉપરી થાયછે. છત્રયોગમાં જન્મેલ માણસ પોતાના માણસો (સગાંસ્નેહીઓ વિગેરે) ને સુખી કરનાર અને અન્ત્ય અવસ્થામાં સુખથી રહેનાર થાય છે. ચાપયોગમાં જન્મેલ માણસ શૂરો અને પ્રથમ તથા અંન્ત્યઅવસ્થામાં સુખ ભોગવનાર થાય છે.[3] ॥ ૧૬ ॥

अर्द्धेन्दुजः सुभगकान्तवपुः प्रधानस्तोयालये नरपतिप्रतिमस्तु भोगी ॥ चक्रे नरेन्द्रमुकुटद्युतिरञ्जितांघ्रिर्वीणोद्भवश्च निपुणः प्रियगीतनृत्यः ॥ १७ ॥

---

૧ આ શ્લોકમાં ગ્રન્થકર્તાએ બીજા ચાર આકૃતિયોગનું ફળ આપેલ છે.
૨ આ શ્લોકમાં ગ્રન્થકર્તા બીજા ચાર આકૃતિયોગનું ફળ કહે છે.
૩ આ શ્લોકમાં ગ્રન્થકર્તાએ બીજા ચાર આકૃતિયોગનું ફળ કહેલ છે.

**અર્ધચંદ્ર**યોગમાં જન્મેલ મનુષ્ય સર્વ જનપ્રિય, દેખાવડાં શરીરવાળો અને મનુષ્યવર્ગમાં પ્રધાન પુરૂષ થાય છે. **સમુદ્ર**યોગમાં જન્મેલ માણસ રાજાતુલ્ય સમૃદ્ધિવાન અને ભોગી થાય છે; **ચક્ર**યોગમાં જન્મેલ માણસને મણિમાણકયુક્ત મુકુટો જેમના મસ્તક પર રહેલા હોય છે તેવા રાજાઓ પગે પડી સલામ કરે છે ને તેથી તે મનુષ્યના પગ તેમના મસ્તકપરના મુકુટના મણિના તેજથી પ્રકાશિત થાય છે, અર્થાત્ તે પાદશાહ થાય છે. **વલકી**યોગમાં જન્મેલ માણસ કાર્યમાં નિપુણ, ગાયન તથા નાચનો અનુરાગી (શોકીન) થાય છે.[૧] ॥ ૧૭ ॥

**दातान्यकार्यनियतः पशुपश्च दाम्नि पाशे धनार्जन-**
**विशीलसभृत्यबन्धुः ॥ केदारजः कृषिकरः सुबहू-**
**पयोज्यः शूरक्षतो धनरुचिर्विधनश्च शूले ॥ १८ ॥**

[૨]**દામિનિ**યોગમાં જન્મેલ માણસ દાતા, પરોપકારી, અને ઘણા પશુવાળો થાય છે. **પાશ**યોગમાં જન્મેલ માણસ સગાં અને નોકરોની સાથે સુમાર્ગે પૈસો કમાય છે. **કેદાર**યોગમાં જન્મેલ માણસ ખેતી કરેછે અને ભલાં કામ કરી બીજાને ઉપયોગી થાય છે. **શૂલ**યોગમાં જન્મેલ માણસ શૂરો થાય છે, લડાઈમાં તેને ઘા વાગેછે, પૈસાનો તે રૂચીવાળો[૩] થાય છે પણ નિર્ધન રહે છે. ॥ ૧૮ ॥

**धनविरहितः पाखण्डो वा युगे त्वथ गोलके विधनम-**
**लिनो ज्ञानोपेतः कुशल्यलसोऽटनः ॥ इति निगदिता**
**योगाः सार्द्धं फलैरिह नाभसा नियतफलदाश्चिन्त्या**
**ह्येते समस्तदशास्वपि ॥ १९ ॥**

[૪]**યુગ**યોગમાં જન્મનાર માણસ ગરીબ અને પાખંડી થાય છે. **ગોલ**યોગમાં જન્મેલ માણસ ગરીબ, ગંદો, અજ્ઞાન, નીચકૃત્ય કરનાર, ચતુરાઈ વિનાનો, અને રખડનાર થાય છે.[૫] આ પ્રમાણે નાભસયોગ અને

---

૧ આ શ્લોકમાં ગ્રન્થકર્તાએ ત્રણ આકૃતિયોગ અને એક સંખ્યાયોગનું ફળ કહેલ છે,

૨ આ શ્લોકમાં આચાર્ય બીજા ચાર સંખ્યાયોગનું ફળ કહે છે.

૩ "બીજાને દુઃખ દેવામાં ખુશી." એવો કેટલાક "**ધનરૂચિઃ**" શબ્દનો અર્થ કરે છે.

૪ આ શ્લોકમાં ગ્રન્થકર્તા બાકીના બે સંખ્યાયોગનું ફળ કહે છે.

૫ ટીકાકારના અર્થ પ્રમાણે દારિદ્રતાને લીધે અન્નમાટે રખડે છે.

તેમનું ફળ કહેવામાં આવેલું છે. આ નાભસયોગનું ફળ મનુષ્યને જન્મથી તે મરણસૂધી મળ્યાં કરે છે. ॥ ૧૯ ॥

इति श्रीवराहमिहिरकृते बृहज्जातके नाभसयोगाध्यायो द्वादशः ॥ १२ ॥

---

## પ્રકરણ ૧૩ મું.

### ચંદ્રયોગવિષે.

अधमसमवरिष्ठान्यर्ककेन्द्रादिसंस्थे शशिनि विनयवित्तज्ञानधीनैपुणानि ॥ अहनि निशि च चन्द्रे स्वाधिमित्रांशके वा सुरगुरुसितदृष्टे वित्तवान् स्यात्सुखी च ॥ १ ॥

મનુષ્યનાં વિનય, વિત્ત, જ્ઞાન અને બુદ્ધિ ક્રમે ચંદ્રના કેન્દ્ર, પણફર અને આપોક્લિમ સ્થાનમાં રહેવાથી શ્રેષ્ઠ, મધ્યમ અને નેષ્ટ થાય છે.[1] દિવસના ગુરૂથી જોવાયલો અને રાત્રના શુક્રથી જોવાયલ ચંદ્ર પોતાના નવાંશમાં અથવા પોતાના અધિમિત્રના નવાંશમાં રહેલો હોય તો મનુષ્ય પૈસાદાર અને સુખી થાય છે. ॥ ૧ ॥

सौम्यैः स्मरारिनिधनेष्वधियोग इन्दोस्तस्मिंश्चमूपसचिवक्षितिपालजन्म ॥ सपन्नसौख्यविभवाहतशत्रवश्च दीर्घायुषो विगतरोगभयाश्च जाताः ॥ २ ॥

સૌમ્યગ્રહ[2] ચંદ્રથી છઠા સાતમા અને આઠમા ભાવમાં રહેલ હોય તો

---

૧ એટલે ચંદ્ર કેન્દ્રમાં રહેલો હોય તો મનુષ્યના જ્ઞાન, વિનયબુદ્ધિ અને ધન શ્રેષ્ઠ પ્રકારનાં, પણફરમાં રહેલો હોય તો મધ્યમ પ્રકારનાં અને આપોક્લિમમાં રહેલો હોય તો તેથી પણ ઉતરતા પ્રકારનાં થાય છે.

૨ બુધ, ગુરૂ અને શુક્ર.

**ચંદ્રઅધિયોગ** થાય છે.[1] આ યોગમાં જન્મનાર મનુષ્ય સેનાપતિ, પ્રધાન વા રાજા,[2] સર્વ સૌખ્યસંપન્ન, વૈભવયુક્ત, શત્રુજીત, લાંબી અવસ્થાવાળો અને રોગ તથા ભયવિનાનો થાય છે.[3] ॥ ૨ ॥

**हित्वार्कं सुनफानफादुरुधरा स्वान्त्योभयस्थैर्ग्रहैः शी-**
**तांशोः कथितोन्यथा तु बहुभिः केमद्रुमोन्यैस्त्वसौ॥**
**केन्द्रे शीतकरेथवा ग्रहयुते केमद्रुमो नेष्यते केचित्के-**
**न्द्रनवांशकेषु च वदन्त्युक्तमसिद्धा न ते ॥ ३ ॥**

સૂર્યવિનાના બીજા ગ્રહ ચંદ્રથી બીજે વા બારમે અથવા બીજા અને બારમા ભાવમાં રહેલા હોય તો તે ક્રમે **સુનફા**,[4] **અનફા**[5] અને **દુર્ધરા**[6] નામે યોગ કહેવાય છે. જો એમન હોય તો[7] **કેમદ્રુમ** નામનો યોગ થાયછે. એમ ઘણા આચાર્યોનું કહેવું છે. કેટલાક આચાર્યોના મત પ્રમાણે લગ્નથી ચંદ્ર કેન્દ્રમાં રહેલ હોય અથવા તો ચંદ્રની સાથે કોઈ ગ્રહ હોય તો **કેમદ્રુમ**-યોગ થતો નથી.[8] કેટલાકના[9] મત પ્રમાણે આ **સુનફા**, **અનફા**, અને

૧ આ ત્રણે સ્થાનમાનાં કોઇપણ એક, બે અથવા ત્રણેમાં અકેક બબે અથવાતો ત્રણે સાથે મળીને શુભગ્રહ રહેલા હોય તોપણ તે યોગ ઉત્પન્ન થાયછે.

૨ એ ગ્રહના બળ પ્રમાણમાં બાદરાયણના કહેવા મુજબ ઓછીવત્તી સત્તાવાળા.

૩ આ અધિયોગને એમાં કરેલા ગ્રહ બુધ, ગુરૂ અને શુક્ર અસ્તંગત નહોય અને ક્રૂર ગ્રહથી જોવાતા નહોય તો **સારાવલી** કારે રાજયોગ તરિકે ગણાવેલ છે. **માંડવ્ય** ઋષિનો પણ એજ મત છે.

૪ સૂર્યવિના કોઈપણ ગ્રહ ચંદ્રથી બીજે પડેલ હોય તો તે **સુનફા**યોગ કહેવાય છે.

૫ સૂર્યવિના કોઈપણ ગ્રહ ચંદ્રથી બારમા ભાવમાં રહેલા હોય તો તે **અ-નફા** યોગ કહેવાય છે.

૬ સૂર્યવિનાના બીજા કોઈપણ ગ્રહ ચંદ્રથી બીજા અને બારમા સ્થાનમાં રહેલા હોય તો તે **દુર્ધરા**યોગ કહેવાય છે.

૭ એટલે કે સુનફા, અનફા અને દુર્ધરા એ ત્રણ યોગમાંનો કોઈપણ યોગ ન થયો હોય તો.

૮ ગર્ગ અને પરાશર.

૯ શ્રુતકીર્તિ અને બીજાઓ.

દુર્ધરા ઉપર પ્રમાણેજ ચંદ્રના કેન્દ્ર સ્થાનમાં રહેલા ગ્રહપરથી થાયછે;[1] અને કેટલાક તેના નવાંશ પરથી તે યોગ જોવાતું કહેછે; પરંતુ તેમનું એ કહેવું સર્વ સમત નથી.

त्रिंशत्सरूपा सुनफानफाख्या षष्टित्रयन्दौरुधरेप्रभेद:
इच्छाविकल्पैः क्रमशोभिनीय नीते निष्टत्तिः पुनरन्य-
नीतिः ॥ ४ ॥

ત્રીશ પ્રકારના **સુનફા** અને ત્રીશ પ્રકારના **અનફા** યોગ છે. અને દુર્ધરાના ૧૮૦ પ્રકાર છે. આ પ્રકાર ઈચ્છા અને વિકલ્પની ગણનાથી શ્રેઢીની રીતિએ જાણી શકાય છે. ॥ ૪ ॥

स्वयमधिगतवित्तः पार्थिवस्तत्समो वा भवति हि सु-
नफायां धीधनख्यातिमांश्च ॥ प्रभुरगदशरीरः शील-
वान् ख्यातकीर्त्तिर्विषयसुखसुवेषो निर्वृतश्चानफाया-
म् ॥ ५ ॥

જે **સુનફા** યોગમાં જન્મેલો હોય તે માણસ, સ્વોપાર્જીત ધનવાળો, રાજા અથવા તો રાજાતુલ્ય સુખવાળો, બુદ્ધિમાન, ધનાઢ્ય અને પ્રખ્યાત છે.

**અનફા**યોગમાં જન્મેલ મનુષ્ય સત્તાધીશ, નિરોગી, શીલવાન, અતિ પ્રખ્યાત, સર્વ ભોગ ભોગવનાર, સુંદર વસ્ત્ર પહેરનાર અને નિર્વૃત થાયછે. ૫

उत्पन्नभोगसुखभुग्धनवाहनाढ्यस्त्यागान्वितो दुरुध-
राप्रभवः सुभृत्यः ॥ केमद्रुमे मलिनदुःखितनीचनिस्वः
प्रेष्यः खलश्च नृपतेरपि वंशजातः ॥ ६ ॥

**દુર્ધરા**યોગમાં તજન્મેલો માણસ સર્વ તરેહના ભોગ ભોગવનાર, ધન અને વાહનનાં સુખવાળો, ઉદાર અને સારા ચાકરવાળો થાયછે.

**કેમન્દ્રુમ**યોગમાં જન્મેલ માણસ રાજકુળમાં ઉત્પન્ન થયેલ હોય તો-પણ મલીન, ગમગમીથી ભરેલો, નીચ કર્મ કરનાર, દરિદ્રી, ચાકરી કનાર અને પાપી થાયછે. ॥ ૬ ॥

---

૧ એટલે ચંદ્રથી ચોથે ગ્રહે રહેલ હોય તો સુનફા, દશમા સ્થાનમાં હોય તો અનફા અને ચોથા અને દશમા ભાવમાં બન્નેમાં ગ્રહ રહેલા હોય તો દુર્ધરા-યોગ થાયછે, એ કેન્દ્રમાંના કોઈપણ ગ્રહ ન હોય તો કેમદ્રુમયોગ થાયછે.

उत्साहशौर्यधनसाहसवान्महीजः सौम्यः पटुः सुवचनो निपुणः कलासु ॥ जीवोऽर्थधर्मसुखभुङ्नृपपूजितश्च कामी भृगुर्बहुधनो विषयोपभोक्ता ॥ ७ ॥

યોગ કરનાર ગ્રહ મંગળ હોય તો મનુષ્ય ચંચળ, શૂરો, ધનવાન અને અવિચારી થાયછે. યોગ કરનાર ગ્રહ બુધ હોય તો મનુષ્ય કાર્યમાં કુશળ, બોલવે મીઠો અને કળામાં હુશિઆર થાયછે. યોગ કરનાર ગ્રહ ગુરૂ હોય તો મનુષ્ય ધનવાન, ધર્મી, સતત સુખી, અને રાજમાની થાયછે. યોગ કરનાર ગ્રહ શુક્ર હોય તો મનુષ્ય બહુ કામી, અતિ ધનાઢય અને સર્વ તરેહના વિષયભોગ ભોગવનાર થાયછે. ॥ ७ ॥

परविभवपरिच्छदोपभोक्ता रवितनयो बहुकार्यकृद्गणेशः ॥ अशुभकृदुडुपोऽह्नि दृश्यमूर्तिर्गलिततनुश्च शुभोऽन्यथान्यदूह्यम् ॥ ८ ॥

યોગ કરનાર ગ્રહ શનિ હોય તો મનુષ્ય પરાયાં ધન, સમૃદ્ધિ અને નોકરોનો ઉપભોગ કરનાર થાયછે. તે ઘણાં કાર્ય કરેછે અને મનુષ્યના જથાનો અગ્રેસર થાયછે.[1] દિવસનો જન્મ થયો હોય ને ચંદ્ર દૃશ્ય ચક્રાર્ધમાં રહેલો હોય તો તે મનુષ્યને કંગાલ બનાવી દેછે. અને અદૃશ્ય ચક્રાર્ધમાં રહેલો હોય તો તેને સુખી કરેછે. એથી ઉલટી સ્થિતિ હોય તો તેનું ફળ પણ ઉલટું થાયછે.[2] ॥ ८ ॥

लग्नादतीव वसुमान्वसुमाञ्छशाङ्कात्सौम्यग्रहैरुपचयोपगतैः समस्तैः ॥ द्वाभ्यां समोऽल्पवसुमांश्च तदूनतायामन्येष्वसत्स्वपि फलेष्विदमुत्कटेन ॥ ९ ॥

લગ્નથી શુભ ગ્રહ[3] ઉપચય[4] સ્થાનમાં રહેલ હોય તો મનુષ્ય બહુ ધ-

૧. બે અથવા તેથી વધારે ગ્રહ યોગકર્તા થતા હોય તો સર્વે ગ્રહનું ફળ સાથે થાયછે.

૨. એટલે રાત્રીનો જન્મ હોય તો અદૃશ્ય ચક્રાર્ધમાં રહેલો ચંદ્ર દુઃખ આપેછે ને દૃશ્ય ચક્રાર્ધમાં રહેલો ચંદ્ર સુખ આપેછે.

૩. બુધ, ગુરૂ અને શુક્ર.

૪. લગ્ન અને ચંદ્ર બન્નેથી ઉપચય સ્થાનમાં રહેલા હોય તો મનુષ્ય અતિ ધની થાયછે.

નાઢ્ય થાયછે; અને ચંદ્રથી શુભ ગ્રહ ઉપચય રાશિમાં રહેલ હોય તો સાધારણ ધનવાન થાયછે.[1] એ ગ્રહ ઉપચય સ્થાનમાં રહેલા હો તો મનુષ્ય સાધારણ પૈસાદાર થાયછે. જો એમાંનો એક ગ્રહ ઉપચય સ્થાનમાં રહેલો હોય તો તે થોડાં દ્રવ્યવાળો થાયછે. મનુષ્યનો જન્મ બીજા નેષ્ટ યોગમાં થયો હોય તોપણ આ યોગ થવાથી એ નેષ્ટ યોગનું ફળ થતું નથી. ॥ ૯ ॥

इति श्रीबृहज्जातके चन्द्रयोगाध्यायः ॥ १३ ॥

---

## પ્રકરણ ૧૪ મું.

### દ્વિગ્રહયોગ ફળ.

तिग्मांशुर्ज्जनयत्युषेशसहितो यन्त्राश्मकारन्नरम्भौमे-
नाद्यतरं बुधेन निपुणं धीकीर्त्तिसौख्यान्वितम् ॥ क्रूरं
वाक्पतिनान्यकार्यनिरतं शुक्रेण रङ्गायुधैर्लब्धस्वं रवि-
जेन धातुकुशलं भाण्डप्रकारेषु वा ॥ १ ॥

જન્મ વખતે સૂર્ય અને ચંદ્ર એક રાશિમાં રહેલા હોય તો મનુષ્ય અગ્નિયંત્ર બનાવનાર[2] અને પથ્થરનું કામ જાણનાર થાયછે; સૂર્ય અને મંગળ સાથે રહેલા હોય તો મનુષ્ય પાપ કર્મ કરવામાં લાગેલો રહેછે; સૂર્ય અને બુધ સાથે રહેલા હોય તો મનુષ્ય નિપુણતાવાળો, વિચક્ષણ, પ્રખ્યાત અને સુખી થાયછે; સૂર્ય અને ગુરૂ એક રાશિમાં રહેલા હોય તો મનુષ્ય ક્રૂર અને પરકાર્યનો કરનાર થાયછે; સૂર્ય અને શુક્ર એક રાશિમાં રહેલા હોય તો મનુષ્ય જાહેર રમત ગમત અને હથિઆરથી દ્રવ્ય મેળવે છે; અને સૂર્યને શનિ એક રાશિમાં રહેલા હોય તો મનુષ્ય ધાતુકામ અને માટીનાં વાસણ બનાવવાના કામમાં હુશિઆર થાયછે. ॥ ૧ ॥

---

૧. ત્રીજો, છઠ્ઠો, દશમો અને અગિઆરમો ભાવ.

૨. ટીકાકાર ભટ્ટ ઉત્પલના અર્થ પ્રમાણે શત્રુઓનો નાશ કરી શકાય તેવાં અગ્નિયંત્રો બનાવી જાણનાર.

कूटस्त्र्यासवकुम्भपण्यमशिवम्मातुः सवक्रः शशी
सज्ञः प्रश्रितवाक्यमर्थनिपुणं सौभाग्यकीर्त्यान्वितम्॥
विक्रान्तङ्कुलमुच्चमस्थिरमतिं वित्तेश्वरं साङ्गिरा व-
स्त्राणां ससितः क्रियादिकुशलं सार्किः पुनर्भूसुतम् ॥ २ ॥

ચંદ્રની સાથે મંગળ જન્મ વખતે રહેલ હોય તો હુનરનાં કાર્ય સ્ત્રી, દારૂ, અને વાસણનાં વેંચાણથી મનુષ્ય પૈસો મેળવે છે અને પોતાની માતાને દુઃખ દેનાર થાયછે; ચંદ્ર અને બુધ એક રાશિમાં રહેલ હોય તો મનુષ્ય મીઠી વાણીવાળો, દુભાસ્યાનું કામ જાણનાર, લોકપ્રિય અને પ્રખ્યાત થાયછે; ચંદ્ર અને ગુરૂ એક રાશિમાં રહેલા હોય તો મનુષ્ય શત્રુને જીતનાર, કુળમાં સુખી, અસ્થિર ચિત્તવાળો અને બહુ દ્રવ્યવાન થાયછે; ચંદ્ર અને શુક્ર એક રાશિમાં રહેલા હોય તો મનુષ્ય વસ્ત્રનાં[1] કામમાં હુશિઆર થાયછે; અને ચંદ્ર તથા શનિ સાથે રહેલા હોય તો મનુષ્ય પુનર્ભૂ સ્ત્રીનો પુત્ર થાયછે. ॥ ૨ ॥

मूलादिस्नेहकूटैर्व्यवहरति वणिक् वाहुयोद्धा स-
सौम्ये पुर्य्याध्यक्षः सजीवे भवति नरपतिः प्राप्तवि-
त्तो द्विजो वा ॥ गोपो मल्लोथ दक्षः परयुवतिरतो
द्यूतकृत्सासुरेज्ये दुःखार्त्तोऽसत्यसन्धः ससवितृतन-
ये भूमिजे निन्दितश्च ॥ ३ ॥

જન્મ વખતે મંગળ અને બુધ એક રાશિમાં રહેલા હોય તો મનુષ્ય કંદ મૂળ, તેલ, કારીગીરીની વસ્તુઓના ધંધામાં કુશળ થાયછે અને દ્રંદયુધમાં હુશિઆર હોયછે; મંગલ અને ગુરૂ એક રાશિમાં રહેલા હોય તો મનુષ્ય કોઈ ગામનો મુખી અથવા રાજા થાયછે ને પૈસો મેળવે છે અથવા બ્રાહ્મણ થાયછે. મંગલ અને શુક્ર એક રાશિમાં સાથે પડેલા હોય તો મનુષ્ય ગાયોનું રક્ષણ કરનાર દ્રંદયુદ્ધ કરનાર, ચતુર, વેસ્યાઓનો તથા પરસ્ત્રીઓનો ભોગ કરનાર, ને જુગારી થાયછે; અને મંગલ અને શનિ સાથે રહેલા હોય તો મનુષ્ય શોકાગ્રસ્ત, જુઠો અને સર્વજન નિંદ્ય થાયછે. ॥ ૩ ॥

---

૧. કપડાં વણવાં, રંગવાં, ધોવાં તથા વેંચવાં વિગેરેના કામમાં.

**सौम्यैरङ्गचरो बृहस्पतियुतेगीतप्रियो नृत्यविद्वाग्मी भूगणपः सितेन मृदुना मायापटुर्लंघकः ॥ सद्विद्यो धनदारवान् बहुगुणः शुक्रेण युक्ते गुरौ ज्ञेया श्मश्रुकरोऽसितेन घटकृज्जातोन्नकारोपि वा ॥ ४ ॥**

જન્મ વખતે બુધ અને ગુરૂ એક રાશિમાં રહેલા હોય તો મનુષ્ય દ્વંદ્વયુદ્ધમાં કુશળ, ગાય અને નાચનો શોકિન થાય છે; બુધ અને શુક્ર એક રાશિમાં રહેલા હોય તો મનુષ્ય સારી વાણીવાળો, અને મનુષ્ય અને દેશપર અમલ ચલાવનાર થાયછે; ને બુધ તથા શનિ સાથે રહેલા હોય તો મનુષ્ય બીજાઓને ઠગવામાં કુશળ અને પોતાના ધર્મગુરૂની શિક્ષાથી વિરૂધ ચાલનાર થાયછે; જો ગુરૂ અને શુક્ર એક રાશિમાં સાથે રહેલા હોય તો મનુષ્ય સારી વિદ્યાવાળો, ધન સ્ત્રી અને સદ્દગુણવાળો થાયછે; અને ગુરૂ તથા શનિ એક રાશિમાં રહેલા હોય તો મનુષ્ય હજામ, કુંભાર અથવા રસોયો થાયછે. ॥ ૪ ॥

**असितसितसमागमेल्पचक्षुर्युवतिसमाश्रयसम्प्रवृद्धवित्तः ॥ भवति च लिपिपुस्तचित्रवेत्ता कथितफलैः परतो विकल्पनीयाः ॥ ५ ॥**

જન્મ વખતે શુક્ર અને શનિ સાથે રહેલા હોય તો મનુષ્ય (સોર્ટ-આઈ) ટુંકી દૃષ્ટિવાળો, યુવાન સ્ત્રીના કારણથી મેળવેલાં દ્રવ્યવાળો, અને પુસ્તક લખવામાં તથા ચિતરવાના કામમાં કુશલ થાયછે. આ દ્વિગ્રહ યોગનાં ફળ પરથી ત્ર્યાદિ સપ્તગ્રહ યોગનાં ફળની કલ્પના કરી લેવી.[1] ॥ ૫ ॥

**इति श्रीवराहमिहिरविरचिते बृहज्जातके द्विग्रहयोगाध्यायश्चतुर्दशः ॥ १४ ॥**

---

૧ ત્ર્યાદિ ગ્રહ યોગનાં ફળ સારવાલી તથા જાતક પારિજાતકમાં આપવામાં આવેલ છે તે વાચનારે જોવા.

# પ્રકરણ ૧૫ મું.

## પ્રવ્રજ્યા યોગ[1]

एकस्थैश्चतुरादिभिर्बलयुतैर्जाताः पृथग्वीर्यगैः शा-
क्याजीविकभिक्षुवृद्धचरका निर्ग्रन्थवन्याशनाः ॥
माहेयज्ञगुरुक्षपाकरसितप्राभाकरीनैःक्रमात्प्रव्रज्या ब-
लिभिः समा परिजितैस्तत्स्वामिभिः प्रच्युतिः॥ १ ॥

જે મનુષ્યના જન્મ વખતે ચાર અથવા વધારે[2] ગ્રહ બલવાન થઈ[3] એક રાશિમાં રહેલા હોય તે મનુષ્ય તેમનાં બળવાન ગ્રહના પંથનો યોગી થાયછે,[4] મંગળનો પંથ શાક્ય,[5] બુધનો યતિ,[6] ગુરૂનો આજીવિક,[7] ચંદ્રનો વૃદ્ધ શ્રાવક એટલે કાપાલિક પંથ,[8] શુક્રનો ચરક પંથ,[9] શનિનો નગ્ન પંથ,[10] અને સૂર્યનો તપસ્વીનો પંથ[11] છે. યોગ અપાવનાર ગ્રહ યુદ્ધમાં પરાજય પામેલ હોય તો મનુષ્યને જોગ લેવડાવી પાછળથી પૂર્વ અવસ્થામાં તેને લાવેછે. ॥ ૧ ॥

रविलुप्तकरैरदीक्षिता बलिभिस्तद्गतभक्तयो नराः ॥
अभियाचितमात्रदीक्षिता निहतैरन्यनिरीक्षितैरपि ॥२॥

---

૧ જે યોગ થવાથી મનુષ્ય સંસારનો ત્યાગ કરી જોગ લેછે તે યોગ આ પ્રકારણમાં આચાર્યે કહેલ છે.

૨ એટલે પાંચ, છ કે સાત.

૩ જો કોઈપણ ગ્રહ બળવાન ન હોય તો પ્રવ્રજ્યા યોગ થતો નથી.

૪ જો એક કરતાં વધારે ગ્રહ બળવાન હોય તો એક તરેહની પ્રવ્રજ્યા ન થતાં વધારે પ્રવ્રજ્યા બળના પ્રમાણમાં થાયછે.

૫ એટલે રક્તાંબર ધારણ કરનાર બુદ્ધ લોકોના યોગીનો પંથ.

૬ જૈન સાધુનો પંથ,

૭ ભિક્ષાવૃત્તિ કરવાનો પંથ. આ પંથમાં રહેનાર પોતાનાં કુટુંબને તજી કેવળ ભિક્ષા ઉપર આજીવિકા ચલાવે છે.

૮ શિવનો પંથ.

૯ એટલે જે પંથમાંના યોગીઓ હાથમાં ચક્ર લઈ ફરેછે.

૧૦ આ પંથના યોગીઓ નાગાજ ફરેછે.

૧૧ આ પંથના યોગીઓ જંગલમાં ફળ મૂળપર રહી ઈશ્વરભક્તિ કરેછે.

પરંતુ બળવાન પ્રવ્રજ્યા દેનાર ગ્રહ અસ્તંગત હોય તો તે મનુષ્યને દિક્ષિત ( સાધુ ) બનાવતો નથી પણ સાધુનો ભક્ત બનાવે છે. યુદ્ધમાં પરાજીત થયેલ બળવાન ગ્રહ બીજા ગ્રહથી જોવાયલો હોય તો મનુષ્ય દિક્ષિત થતો નથી; પરંતુ દિક્ષા લેવાની ઇચ્છાવાળો થાયછે. ॥ ૨ ॥

**जन्मेशोन्यैर्यद्यदृष्टोर्कपुत्रम्पश्यत्यार्किर्ज्जन्मपंवावलोनम् ॥ दीक्षाम्प्राप्नोत्यार्किद्रेष्काणसंस्थेभौमार्क्यंशे सौरदृष्टे च चन्द्रे ॥ ३ ॥**

ચંદ્રની જન્મવખતની રાશિનો સ્વામી શનિને જોતો હોય ને તેનાપર બીજા કોઈપણ ગ્રહની દૃષ્ટિ ન હોય,[1] અથવા ચંદ્રની રાશિના સ્વામીને શનિ જોતો હોય ને તે નિર્બળ હોય તો મનુષ્ય સાધુ થાયછે.[2] ચંદ્ર શનિના દ્રેકાણમાં અથવા શનિ કે મંગલના નવાંશમાં રહે હોય ને તેને શનિ જોતો હોય તો મનુષ્ય જોગ લેછે.[3] ॥ ૩ ॥

**सुरगुरुशशिहोरास्वार्किदृष्टासु धर्म्मे गुरुरथ नृपतीनां योगजस्तीर्थकृत्स्यात् ॥ नवमभवनसंस्थे मन्दगेन्यैरदृष्टे भवति नरपयोगे दीक्षितः पार्थिवेन्द्रः ॥ ४ ॥**

જન્મવખતે ગુરૂ, ચંદ્ર અને લગ્નને શનિ જોતો હોય, ગુરૂ લગ્નથી નવમા ભાવમાં રહેલો હોય, અને તે સાથે કોઇ રાજયોગ થયો હોય તો મનુષ્ય અર્થ શાસ્ત્રના ગ્રંથ લખનાર થાયછે.[4] જન્મવખતે શનિ નવમ ભાવમાં રહેલ હોય ને તેને કોઈપણ ગ્રહ જોતો ન હોય ને તે સાથે રાજયોગ થયો હોય તો જન્મનાર રાજા અને યતિ બન્ને થાયછે.[5] ॥ ૪ ॥

**इति श्रीबृहज्जातके प्रव्रज्यायोगाध्यायः पञ्चदशः ॥ १५ ॥**

---

૧ આ યોગમાં ચંદ્રની રાશિ અને શનિ એમાંનો જે બળવાન હોય તેના પંથનો મનુષ્ય સાધુ થાયછે.

૨ શનિના પંથનો સાધુ થાયછે.

૩ શનિના પંથનો સાધુ થાયછે.

૪-૫ જો એક રાજયોગ હોય તો ગ્રંથકર્તા થાયછે; પરંતુ વધારે રાજયોગ હોય તો રાજા થાય છે. ને એક હોય તો ગ્રંથ કર્તા થાયછે. અને રાજયોગ નહોય તો મનુષ્ય સાધુ થાય છે.

# પ્રકરણ ૧૬ મું.

## જન્મનક્ષત્ર ફળ.

**प्रियभूषणः सुरूपः सुभगो दक्षोऽश्विनीषु मतिमांश्च ॥
कृतनिश्चयश्च सत्यारुग्दक्षसुखितश्चभरणीषु ॥ १ ॥**

**અશ્વિનિ** નક્ષત્રમાં જન્મેલ માણસ ઘરેણાંનો શોકીન, રૂપાળો, સારાં ભાગ્યવાળો ને ડાહ્યો થાય છે. અને **ભરણી** નક્ષત્રમાં જન્મેલ માણસ કૃતનિશ્ચયી, સત્ય વાદી, નિરોગી શક્તિમાન અને વિગત શોક થાય છે. ॥ ૧ ॥

**बहुभुक् परदाररतस्तेजस्वी कृत्तिका तु विख्यातः ॥
रोहिण्यां सत्यशुचिः प्रियंवदः स्थिरमतिः सुरूपश्च ॥ २ ॥**

**કૃતિકા** નક્ષત્રમાં જન્મનાર માણસ ઘણું ખાનાર, પરસ્ત્રીમાં આશક્ત, તેજસ્વી અને પ્રખ્યાત થાય છે. **રોહિણી**માં જન્મેલો માણસ સત્યવાદી, પારકા ધનમાં વૃત્તિ નહિ, રાખનાર, ચોખી ચાલને, મીઠું બોલનાર, સ્થિર વિચારનો અને સ્વરૂપવાન થાય છે. ॥ ૨ ॥

**चपलश्चतुरो भीरुः पटुरुत्साही धनी मृगे भोगी ॥
शठगर्व्वितः कृतघ्नो हिंस्रः पापश्च रौद्रर्क्षे ॥ ३ ॥**

**મૃગશીર્ષ**માં જન્મેલો માણસ ચપળ, ચતુર, બીકણ, હુશિઆર, ઉત્સાહી, ધનવાન અને ભોગ ભોગવનાર થાય છે. **આર્દ્રા** નક્ષત્રમાં જન્મેલ માણસ લુચ્ચો, ગર્વીષ્ટ, કૃતઘ્ની, હિંસા કરનાર, અને પાપી થાય છે. ॥ ૩ ॥

**दान्तः सुखी सुशीलो दुर्मेधा रोगभाक् पिपासुश्च ॥
अल्पेन च सन्तुष्टः पुनर्वसौ जायते मनुजः ॥ ४ ॥**

**પુનર્વસુ** નક્ષત્રમાં જન્મેલો માણસ તપ અને કલેશ સહન કરનાર, સુખી, સુશીલ, કમઅક્કલ, રોગી, તૃષાતુર, અને નજીવી વસ્તુથી સંતોષ પામનાર થાય છે. **પુષ્ય** નક્ષત્રમાં જન્મેલ માણસ શાન્ત આત્માવાળો, લોકપ્રિય, પંડિત, ધનવાન, અને ધર્મમાં રહેનાર થાય છે. ॥ ૪ ॥

**शान्तात्मा सुभगः पण्डितो धनी धर्म्मसंश्रितः पुष्ये ॥
शठः सर्वभक्षपापः कृतघ्नधूर्त्तश्च भौजङ्गे ॥ ५ ॥**

**આશ્લેષા** નક્ષત્રમાં જન્મેલ માણુસ લુચ્ચો, સર્વભક્ષી, પાપી, કૃતઘ્ની, ને ધૂતારો થાય છે. **મઘા** નક્ષત્રમાં જન્મનાર માણુસ ઘણા ચાકર-નફરવાળો, ધનવાન, ભોગ ભોગવનાર, દેવ અને પિતૃનો ભક્ત અને મોટાં કામ કરનાર થાય છે. ॥ ૫ ॥

**बहुभृत्यधनो भोगी सुरपितृभक्तो महोद्यमः पित्र्ये ॥**
**प्रियवाग्दाता द्युतिमानटनो नृपसेवको भाग्ये ॥ ६ ॥**

**પૂર્વાફાલ્ગુની** નક્ષત્રમાં જન્મેલ માણુસ મીઠું બોલનાર, ઉદાર, તેજસ્વી, રખડુ, અને રાજમાં નોકરી કરનાર થાય છે. **ઉત્તરાફાલ્ગુની** નક્ષત્રમાં જન્મેલ માણુસ લોકપ્રિય, વિદ્યાથી ધન કમાવનાર, ભોગી અને સુખથી રહેનાર થાય છે. ॥ ૬ ॥

**सुभगो विद्याप्तधनो भोगी सुखभाक् द्वितीयफाल्गु-**
**न्याम् ॥ उत्साही धृष्टपानपो घृणी तस्करो हस्ते ॥७॥**

**હસ્ત** નક્ષત્રમાં જન્મનાર માણુસ ઉત્સાહી, લાજ વિનાનો, દયાહીન, પાનકરનાર અને ચોર થાય છે. **ચિત્રા** નક્ષત્રમાં જન્મેલ માણુસ જુદા જુદા રંગનાં વસ્ત્ર અને ફૂલની માળાઓ પહેરનાર, સુલોચન અને ઘાટીલાં અવયવોવાળો થાય છે. ॥ ૭ ॥

**चित्राम्बरमाल्यधरः सुलोचनाङ्गश्च भवति चित्रा-**
**यास् ॥ दान्तो वणिक् कृपालुः प्रियवाग्धर्माश्रितः**
**स्वातौ ॥ ८ ॥**

**સ્વાતિ** નક્ષત્રમાં જે માણુસનો જન્મ થયો હોય તે માણુસ, માયાળુ, શાંત, મનને નિયમમાં રાખનાર, વ્યાપારમાં કુશળ, દયાળુ, મીઠું બોલનાર, અને સ્વધર્મમાં રહેનાર વા દાન પુન્ય કરનાર થાય છે. **વિશાખા** નક્ષત્રમાં જન્મેલ માણુસ અદેખો, લોભી, કાંતિવાળો, વાચાળ, અને કજીઆળો થાય છે.૮

**ईर्षुर्लुब्धः द्युतिमान्वचनपटुः कलहकृद्विशाखासु ॥**
**आढ्यो विदेशवासी क्षुधालुरटनोऽनुराधासु ॥ ९ ॥**

**અનુરાધા** નક્ષત્રમાં જન્મેલ માણુસ પૈસાવાળો, પ્રદેશમાં રહેનાર, ભૂખરો, અને જગો જગોએ રખડનાર થાય છે. **જ્યેષ્ઠા** નક્ષત્રમાં જન્મનાર માણુસ થોડા મિત્રવાળો, સંતોષી, ધર્મ કરનાર, અને અત્યંત ક્રોધી થાય છે.॥૯॥

ज्येष्ठासु न बहुमित्रः सन्तुष्टो धर्मवित्प्रचुरकोपः ॥
मूले मानी धनवान् सुखी न हिंस्रः स्थिरो भोगी१०

**મૂલ** નક્ષત્રમાં જન્મનાર માણસ માનાભીલાષી, ધનવાન, સુખી, અહિંસક, સ્થિર વિચારનો અને મોજ શોકમાં રહેનાર થાય છે. ॥ ૧૦ ॥

इष्टानन्दकलत्रो मानी दृढसौहृदश्च जलदैवे ॥
वैश्वे विनीतधार्मिकबहुमित्रकृतज्ञसुभगश्च ॥ ११ ॥

**પૂર્વાષાઢા** નક્ષત્રમાં જન્મનાર માણસને મનપસંદ સ્ત્રી મળે છે ને પોતે અભીમાની અને ગાઢ મૈત્રી કરનાર થાય છે. **ઉત્તરાષાઢા** નક્ષત્રમાં જન્મેલ મનુષ્ય આજ્ઞાંકિત, ધાર્મિક, બહુ મિત્રવાળો, કૃતઘ્ન, અને લોકપ્રિય, થાય છે. ॥ ૧૧ ॥

श्रीमान्श्रवणे द्युतिमानुदारदारो धनान्वितः ख्यातः॥
दाताढ्यशूरगीतप्रियो धनिष्ठासु धनलुब्धः ॥ १२ ॥

**શ્રવણ** નક્ષત્રમાં જન્મેલ માણસ, શ્રીમાન્, બહુશ્રુત, ઉદાર, સ્ત્રી અને ધનયુક્ત અને પ્રખ્યાત થાય છે. **ધનિષ્ઠા** નક્ષત્રમાં જન્મેલ માણસ, ઉદાર, દોલતવાળો, શૂરો, ગીતપ્રિય અને ધનનો લોભી થાય છે. ॥ ૧૨ ॥

स्फुटवाग्व्यसनी रिपुहा साहसिकः शतभिषासु दु-
र्ग्राह्यः॥ भाद्रपदासूद्विग्नः स्त्रीजितधनपटुरदाता च ॥ १३ ॥

**શતભિષા** નક્ષત્રમાં જન્મેલ માણસ ચોખું અને કઠોર બોલનાર; સત્યવાદી, વ્યસની, શત્રુને મારનાર, સાહસિક અને દુર્ગ્રાહ્ય થાય છે. **પૂર્વાભાદ્રપદા** નક્ષત્રમાં જન્મનાર માણસ, ઉદ્વિગ્ન, સ્ત્રીવશ્ય, ધનવાન, હુશિઆર અને કન્જુંશ થાય છે. ॥ ૧૩ ॥

वक्ता सुखी प्रजावान् जितशत्रुधर्मी द्वितीयासु ॥
सम्पूर्णाङ्गः सुभगः शूरः शुचिरर्थवान् पौष्णे ॥१४॥

**ઉત્તરાભાદ્રપદા** નક્ષત્રમાં જન્મ હોય તો મનુષ્ય ભાષણ કરનાર, સુખી, પ્રજાવાન્, શત્રુ વિનાનો અને ધાર્મિક થાય છે. **રેવતી** નક્ષત્રમાં

જન્મેલો માણસ સંપૂર્ણ અવયવવાળો, લોકપ્રિય, અર્થમય પાંડિત્યવાળો, બીજાનાં ધનમાં અનાસ્થાવાન અને ધનીક થાય છે[1] ॥ ૧૪ ॥

इति श्रीवराहमिहिरकृते बृहज्जातके नक्षत्रफलाध्यायः षोडशः ॥ १६ ॥

---

## પ્રકરણ ૧૭ મું.

### ચંદ્રરાશિ ફળ.

वृत्तातान्रदृगुष्णशाकलघुभुक् क्षिप्रप्रसादोऽटनः कामी
दुर्बलजानुरस्थिरधनः शूरोऽङ्गनावल्लभः ॥ सेवाज्ञः
कुनखी व्रणाङ्कितशिरा मानी सहोत्थाग्रजः शक्त्या
पाणितलेऽङ्कितोऽतिचपलस्तोयेऽतिभीरुः क्रिये ॥ १ ॥

જન્મ વખતે ચંદ્ર મેષ રાશિમાં રહેલો હોય તો મનુષ્ય ગોળ લાલ આંખવાળો, શાકપત્રનો શોકિન, સાધારણ અતિ ઉષ્ણ ભોજન કરનાર, જલદીથી ખુશી થનાર, મુસાફરીનો શોકિન, કામી, દુર્બલ, મજબૂત જંઘાવાળો, ચલિત દ્રવ્યવાળો, યુદ્ધપ્રિય, અંગનાપ્રિય, સર્વને આજ્ઞા કરનાર, ખરાબ નખવાળો, મસ્તકમાં વ્રણવાળો, માની, ભાઇઓમાં મોટો, હાથમાં શક્તિના આકારના ચિન્હવાળો, ચળ સ્વભાવનો અને પાણીથી ડરનાર થાય છે. ॥ ૧ ॥

कान्तः खेलगतिः पृथूरुवदनः पृष्ठास्यपार्श्वेऽङ्कितस्त्यागी
क्लेशसहः प्रभुः ककुद्वान् कन्याप्रजः श्लेष्मलः ॥
पूर्वैर्बन्धुधनात्मजैर्विरहितः सौभाग्ययुक्तः क्षमी दीप्ताग्निः
प्रमदाप्रियः स्थिरसुहृन्मध्यान्त्यसौख्यो गवि ॥ २ ॥

જેના જન્મ વખતે ચંદ્ર વૃષભ રાશિમાં રહેલો હોય તે માણસ સુંદર દેખાવનો, ખુબસુરત, મોટા મોં તથા જંઘાવાળો થાય છે. તેની પીઠ, મોં અને કાખ અને પાંસળાં ઉપર તિલાદિ ચિન્હ થાય છે. તથા દાન દેવામાં

---

[1] અશ્વિનીથી તે રેવતી પર્યંતનાં નક્ષત્રનાં ફળ ચંદ્ર જો બળવાન હોય તો બરોબર થાય છે.

ઉદાર, દુઃખી, મોટી વગ અને સત્તા ધરાવનાર, ગળાપર ખુંધવાળો, કન્યાપ્રજ, કફોદ્‌ભવ વ્યાધિમાંથી દુઃખ ભોગવનાર, સગાં વહાલાંથી વિખુટો પડેલો, ધન અને પુત્ર વિનાનો અથવા તેથી જુદો પડેલો, સરલ અને શાંત સ્વભાવવાળો, બહુ ખાનાર, સ્ત્રીઓનો શોકિન, મિત્રવલ્લભ અને પોતાની જીંદગીના આદ્ય અને અંત્ય ભાગમાં સુખ ભોગવનાર થાય છે. ॥ ૨ ॥

स्त्रीलोलः सुरतोपचारकुशलस्ताम्रेक्षणः शास्त्रविद् दूतः
कुंचितमूर्द्धजः पटुमतिर्हास्येङ्गितद्यूतवित् ॥ चार्व्वङ्गः
प्रियवाक् प्रभक्षणरुचिर्गीतप्रियो नृत्यवित् क्लीबैर्य्या-
ति रतिं समुन्नतनसश्चन्द्रे तृतीयर्क्षगे ॥ ३ ॥

જે માણસના જન્મ વખતે ચંદ્ર મિથુન રાશિમાં હોય તે માણસ અંગનાપ્રિય, કામી, રાતી આંખવાળો, શાસ્ત્ર જાણનાર, દૂતકાર્ય કરનાર, ગુચ્છાદાર વાળ અને તીક્ષ્ણ બુદ્ધિવાન્, મશ્કરી કરી બીજાં મનુષ્યોના વિચારો જાણી લેવામાં ચતુર, રમતમાં ચતુર, સુંદર બાંધાનો, મીઠાં બોલો, બહુ ખાનાર, ગાયનનો શોકીન, નૃત્યકળા જાણનાર, વિધવાઓનો સંગ કરનાર અને મોટાં નાકવાળો થાય છે. ॥ ૩ ॥

आवक्रद्रुतगः समुन्नतकटिः स्त्रीनिर्ज्जितः सत्सुहृद्दैव-
ज्ञः प्रचुरालयक्षयधनैः संयुज्यते चन्द्रवत् ॥ ह्रस्वः
पीतगलः समेति च वशं साम्ना सुहृद्वत्सलस्तोयोद्या-
नरतः स्ववेश्मसहिते जातः शशाङ्के नरः ॥ ४ ॥

જે માણસના જન્મ વખતે ચંદ્ર કર્કરાશિમાં રહેલો હોય છે, તે માણસ, વાંકા શરીરવાળો, ઉતાવળું ચાલનાર, ઉંચી હડપચીવાળો, સ્ત્રીવશ્ય, ઉત્તમ મિત્રવાળો, જ્યોતિષશાસ્ત્ર જાણનાર, ઘણાં ઘરવાળો, ચંદ્રની કળાની માફક વધ ઘટ થતી દોલતવાળો, ટુંકો, જાડાં ગળાંવાળો, માયાળુ શબ્દથી ભોળવાઈજનાર, મિત્રપ્રિય અને પાણી તથા જંગલનો શોકિન થાય છે. ॥ ૪ ॥

तीक्ष्णः स्थूलहनुर्विशालवदनः पिङ्गेक्षणोल्पात्मजः
स्त्रीद्वेषी प्रियमांसकाननगः कुप्यत्यकार्य्ये चिरम् ॥
क्षुत्तृष्णोदरदन्तमानसरुजासम्पीडितस्त्यागवान् वि-
क्रान्तस्थिरधीसुगर्व्वितमना मातुर्विधेयोर्कभे ॥ ५ ॥

જે માણસના જન્મ વખતે ચંદ્ર સિંહ રાશિમાં રહેલ હોય તે માણસ ક્રોધી, મોટાં કપોળવાળો, પોળા મોંનો, કાબરી આંખવાળો, અલ્પપુત્ર, સ્ત્રીદ્વેષી, માંસાહારી, ભુખ, તરસ, પેટનો દુખાવો, દાંતની પીડા અને તેવાંજ બીજાં શારીરિક કારણથી દુઃખ ભોગનાર, ઉદાર, બહાદૂર, સ્થિર સ્વભાવવાળો, ગરમ મિજાજી અને માતાપર વધારે હેત રાખનાર થાય છે. ॥ ૫ ॥

व्रीडामन्थरचारुवीक्षणगतिः स्रस्तांशबाहुः सुखी श्लक्ष्णः सत्यरतः कलासु निपुणः शास्त्रार्थविद्धार्मिकः ॥
मेधावी सुरतप्रियः परगृहैर्वित्तैश्च संयुज्यते कन्यायाम्परदेशगः प्रियवचाः कन्याप्रजोल्पात्मजः ॥ ६ ॥

જે માણસના જન્મ વખતે ચંદ્ર કન્યા રાશિમાં રહેલ હોય તે સુંદર અને મીઠી નજરવાળો, વિનયી, ખભા તરફના ભાગ બેસેલ હોય તેવો, સુખી, કોમળ શરીરવાળો, સાચો રંગ, રાગ અને નૃત્યકળામાં કુશળ, શાસ્ત્રવેત્તા, સદ્ગુણી અને ચાલાક, કામી, અન્યનાં ઘર અને મિલકતોનો ઉપભોગ કરનાર, પ્રદેશવાસી, મીઠા બોલો અને બહુ થોડા છોકરા તથા કન્યાવાળો થાયછે. ॥૬॥

देवब्राह्मणसाधुपूजनरतः प्राज्ञः शुचिः स्त्रीजितः प्रांशुश्चोन्नतनासिकः कृशचलद्गात्रोटनोर्थान्वितः ॥ हीनाङ्गः क्रयविक्रयेषु कुशलो देवद्विनामा सरुग्बन्धूनामुपकारकृद्विरुषितस्त्यक्तस्तु तैः सप्तमे ॥ ७ ॥

જે માણસના જન્મ વખતે ચંદ્ર તુલ રાશિમાં રહેલ હોય તે માણસ દેવ બ્રાહ્મણની પૂજા કરનાર, પવિત્ર, ચતુર, પારકાના ધનમાં આશા નહીં રાખનાર, ધર્મી, સ્ત્રીવશ્ય, બાંધે ઉંચો, ઉંચા નાકવાળો, પાતળાં ખોડવાળાં અવયવોવાળો, મુસાફરીનો શોકિન, પૈસાદાર, વ્યાપારી, વિદ્વાનો તરફથી ઉપાધી મેળવનાર, માંદા ચેહેરાવાળો, પોતાનાં કુટુંબનું રક્ષણ કરનાર અને સગાંઓથી અપમાન સાથે તજાયલો થાય છે. ॥ ૭ ॥

पृथुलनयनवक्षा वृत्तजंघोरुजानुर्जनकगुरुवियुक्तः शैशवे व्याधितश्च ॥ नरपतिकुलपूज्यः पिङ्गलः क्रूरचेष्टो झषकुलिशखगाङ्कश्छन्नपापोलिजातः ॥ ८ ॥

જેના જન્મ વખતે ચંદ્ર વૃશ્ચિક રાશિમાં હોય તે માણસ વિશાલ છાતી

અને આંખવાળો, ગોળ જંઘા અને ગુંઠણુવાળો, પોતાનાં મા-બાપ તથા ગુરૂથી જુદો પડનાર, નાની અવસ્થામાં રોગીઓ, રાજ્યમાનવાળો, ભુરો, ખટપટીઓ હાથ અને પગમાં મત્સ્ય તથા વજ્રાયુધના ચિન્હવાળો અને પોતાનાં પાપને ઢાંકનાર થાય છે. ॥ ૮ ॥

**व्यादीर्घास्यशिरोधरः पितृधनस्त्यागी कविर्वीर्य्यवा-
न्वक्ता स्थूलरदश्रवोधरनसः कर्मोद्यतः शिल्पवित् ॥
कुब्जांशः कुनखी समांसलभुजः प्रागल्भ्यवान्धर्म्म-
विद्बन्धुद्विट् न बलात्समैति च वशं साम्नैकसाध्यो-
श्वजः ॥ ९ ॥**

જેના જન્મ વખતે ચંદ્ર ધનરાશિમાં રહેલ હોય તે માણસ લંબગોળ ચેહરાવાળો, કુટુંબોપાર્જિત દ્રવ્યનો ભોગવનાર, ઉદાર લેખક, બળવાન, વાચાળ, મોટા દાંત, કાન, હોઠ અને નાકવાળો, બાહુમાં પ્રવર્તનાર, કલાકૌશલમાં હુશિઆર, વાંકા ચૂંકા ખભાવાળો, ખોડવાળા નખવાળો, ખરૂં સમજનાર, સગાઓનો દ્વેષી ને માયાથી વશ થનાર થાય છે. ॥ ૯ ॥

**नित्यं लालयति स्वदारतनयान् धर्मध्वजोधः कृशः
स्वक्षः क्षामकटिर्गृहीतवचनः सौभाग्ययुक्तोलसः॥ शी-
तालुर्मनुजोटनश्च मकरे सत्वाधिकः काव्यकृल्लुब्धोगम्य-
जराङ्गनासुनिरतः सन्त्यक्तलज्जोघृणः ॥ १० ॥**

જેના જન્મ વખતે ચંદ્રમા મકર રાશિમાં હોય છે, તે માણસ પોતાની સ્ત્રી અને છોકરાંઓ પર હેત રાખનાર, સદ્ગુણી કામ કરનાર, પાતળાં અંગ, સારી આંખ અને પાતળી કમરવાળો, પ્રતાપીઓ, માયાળુ, ધીમો, ઠંડી ન સહન કરનાર, ચળ સ્વભાવવાન, બળવાન, લુચ્ચો, નીચ કુળની વૃદ્ધ સ્ત્રી સાથે સંગ કરનાર, શરમ અને દયાવિનાનો થાય છે. ॥ ૧૦ ॥

**करभगलः शिरालुः खरलोमशदीर्घतनुः पृथुचरणो-
रुपृष्ठजघनास्यकटिर्जठरः ॥ परवनितार्थपापनिरतः
क्षयवृद्धियुतः प्रियकुसुमानुलेपनसुहृत् घटजोध्वसहः ॥११॥**

જે માણસના જન્મ વખતે ચંદ્રમા કુંભ રાશિમાં હોય તે માણસ ઉંટના જેવી લાંબી ડોકવાળો, સ્નાયુયુક્ત ખડબચલાં વાળવાળા શરીરવાળો, ઉંચા બાંધાનો, મોટા પગ, જાંઘ, કેડ, પીઠ, મોં ને પેટવાળો, બહેરો, પરસ્ત્રીગામી,

પરપુરૂષોનાં દુષ્કર્મમાં ભાગ લેનાર, વારંવાર ચડતીપડતીવાળો, સુગંધપ્રિય, મિત્રાનંદી અને ફરવાનો શોકિન થાય છે. ॥ ૧૧ ॥

जलपरधनभोक्ता दारवासोनुरक्तः समरुचिरशरीरस्तुङ्गनासो बृहत्कः ॥ अभिभवति सपत्नान् स्त्रीजितश्चारुदृष्टिर्द्युतिनिधिधनभोगी पण्डितश्चान्त्यराशौ ॥१२॥

જેના જન્મ વખતે ચંદ્ર મીન રાશિમાં રહેલ હોય, તે માણસ દરીઆમાંથી ઉત્પન્ન થતી તેમજ દરેક પ્રકારની વસ્તુનો વેપાર કરનાર સ્ત્રી અને કપડાં લતાનો શોકિન, સુંદર સંપૂર્ણ અવયવોવાળો, સુશોભિત દેદિપ્યમાન શરીર, લાંબું નાક અને મોટા માથાવાળો, શત્રુને દમનાર, સ્ત્રીવશ્ય, સુંદર નેત્રવાળો, ખુબસુરત, દોલતવાન, સુખી અને વિદ્વાન થાય છે. ॥ ૧૨ ॥

बलवति राशौ तदधिपतौ च स्वबलयुतः स्याद्यदि तुहिनांशुः ॥ कथितफलानामविकलदाता शशिवदतोन्येप्यनुपरिचिंत्याः ॥ १३ ॥

મનુષ્યના જન્મ વખતે જો ચંદ્ર ચન્દ્રાકાન્ત રાશિ, એટલે ચંદ્રમા જે રાશિમાં રહેલ હોય તે રાશિ અને તેનો સ્વામી એ બન્ને પ્રબળ હોય તો આ અધ્યાયમાં ચન્દ્રાકાન્ત રાશિનું જે ફળ કહ્યું તે મુજબ બરાબર થાય [1]છે. આ રીમાર્ક બીજા ગ્રહના રાશિફળને પણ લાગુ પડે [2]છે. ॥ ૧૩ ॥

इति श्रीवराहमिहिरकृते बृहज्जातके राशिशीलाध्यायः सप्तदशः ॥ १७ ॥

---

## પ્રકરણ ૧૮ મું.

### ગ્રહરાશિ શીલાધ્યાય.

प्रथितश्चतुरोटनोल्पवित्तः क्रियगे त्वायुधभृद्वितुङ्गभागे॥

---

૧. એ ત્રણમાં બે બળવાન હોય તો ઉક્તફળમાંનું થોડુ ઘણું ફળ થાય છે. જો કે બળવાન હોય તો તેથી પણ ઓછું ફળ થાય છે. એ ત્રણેમાં કોઇ પણ બળવાન ન હોય તો એ ફળમાંનું કશું પણ થતું નથી.

૨. આગળના અધ્યાય ૧૮ માં આચાર્યે ગ્રહની રાશિનું ફળ કહેલ છે તે સંબંધમાં આ કહેલ છે.

गवि वस्त्रसुगन्धपण्यजीवी वनिताद्विट् कुशलश्च गेय-
वाद्ये ॥ १ ॥

જે માણસના જન્મ વખતે સૂર્ય પોતાના ઉચ્ચાંશ વિનાના[1] મેષ રાશિના કોઈપણ અંશમાં રહેલો હોય, તે માણસ પથરાયલી કીર્તિવાળો, શક્તિમાન, રખડુ, થોડાં દ્રવ્યવાળો તથા શસ્ત્ર ઉપાડનાર થાય છે. અને વૃષભ રાશિમાં સૂર્ય હોય તો તે કપડાં, ગંધ અને બીજી વસ્તુનો વેપાર કરનાર, સ્ત્રીદ્વેષી અને ગાયનકળામાં કુશલ થાય છે. ॥ ૧ ॥

विद्याज्योतिषवित्तवान्मिथुनगे भानौ कुलीरे स्थिते
तीक्ष्णोऽस्वःपरकार्य्यकृच्छ्रमपथः क्लेशैश्च संयुज्यते ॥
सिंहस्थे वनशैलगोकुलरतिर्वीर्यान्वितोज्ञः पुमान्
कन्यास्थे लिपिलेख्यकाव्यगणितज्ञानान्वितः स्त्री-
वपुः ॥ २ ॥

મિથુન રાશિમાં સૂર્ય હોય તો મનુષ્ય વ્યાકરણ જાણનાર, જ્યોતિષશાસ્ત્ર જાણનાર અને પૈસાદાર થાય છે.

કર્ક રાશિમાં સૂર્ય હોય તો માણસ સ્વતંત્ર, ઘાતકી, ગરીબ, પરકાર્યકર્તા, અને પગે લાંબું ચાલવાથી દુઃખ સહન કરનાર થાય છે.

સિંહ રાશિમાં સૂર્ય હોય તો માણસ જંગલ, પર્વત, અને ગૌશાલામાં રહેવાનું પસંદ કરનાર, બળવાન, અને મૂર્ખ થાય છે.

કન્યા રાશિમાં સૂર્ય હોય તો માણસ લીપી, લેખન, અને ગણીત કામમાં ચતુર થાય છે ને તેના શરીરનો બાંધો સ્ત્રીના જેવો થાય છે. ॥ ૨ ॥

जातस्तौलिनि शौण्डिकोध्वनि रतो हैरण्यको नीच-
कृत् क्रूरः साहसिको विषार्ज्जितधनः शस्त्रान्तगोलि-
स्थिते ॥ सत्पूज्यो धनवान् धनुर्द्धरगते तीक्ष्णो भि-
षक्कारुको नीचोज्ञः कुवणिक् मृगेल्पधनवान् लुब्धो-
न्यभाग्ये रतः ॥ ३ ॥

---

૧ સૂર્ય ઉચ્ચાંશમાં હોય તો મનુષ્ય ઘણોજ ધનાઢય, એકજ સ્થાનમાં રહેનાર, હથિઆરબંધ, ચાકર નકરવાળો, ઘણોજ કીર્તિમંદ અને શક્તિમાન થાય છે.

જે માણસના જન્મ વખતે સૂર્ય તુલ રાશિમાં રહેલ હોય તે માણસ દારૂ પીનાર તથા બનાવનાર, ચલ સ્વભાવવાળો, યંત્રથી આસવ બનાવી જાણનાર અને નિંદ્ય કામ કરનાર થાય છે.

વૃશ્ચિક રાશિમાં સૂર્ય હોય તો ક્રૂર સ્વભાવવાળો, અવિચારે કામ કરનાર, ઝેર વિગેરેથી પૈસા કમાવનાર, અને શસ્ત્રક્રિયામાં ઘણોજ હુશિઆર થાય છે.

ધન રાશિમાં સૂર્ય હોય તો મનુષ્ય, ગુરૂ અને પૂજ્યથી પૂજાયલો, પૈસાદાર; સ્વતંત્ર, ધર્મી અને વૈદ્યવિદ્યા જાણનાર થાય છે. ॥ ૩ ॥

नीचो घटे तनयभाग्यपरिच्युतोऽस्वस्तोयोत्थपण्यवि-
भवो वनिताद्दतोन्त्ये ॥ नक्षत्रमानवतनुप्रतिमे वि-
भागे लक्ष्मादिशेत्तुहिनरश्मिदिनेशयुक्ते ॥ ४ ॥

જેના જન્મ વખતે મકર રાશિમાં સૂર્ય રહેલ હોય તે માણસ પોતાનાં કુળને અછાજતાં કામ કરનાર, અજ્ઞાન, હલકી વસ્તુઓનો વ્યાપાર કરનાર, થોડાં દ્રવ્યવાળો, લોભી અને પરાયાં મનુષ્યની મિલકતનો ઉપભોગ કરનાર થાય છે.

કુંભ રાશિમાં સૂર્ય હોય તો તે માણસ પોતાની જીંદગીમાં પોતાની આબરૂને અછાજતાં કામ કરનાર, ગરીબ અને અપુત્ર થાય છે.

અને મીન રાશિમાં સૂર્ય હોય તો તે માણસ જળોદ્ભવ વસ્તુનો વ્યાપર કરનાર, સ્ત્રીથી પૂજા પામનાર અને સૂર્ય તથા ચંદ્રાક્રાંત રાશિસૂચક શરીરનાં અવયવપર લાખાં વિગેરે નિશાનવાળો થાય છે. ॥ ૪ ॥

नरपतिसत्कृतोटनश्चमूपवणिक्सधनः क्षततनुश्चौरभू-
रिविषयांश्च कुजः स्वगृहे ॥ युवतिजितान्सुहृत्सु वि-
षमान् परदाररतान् कुहकसुवेषभीरुपरुषान्सितभे
जनयेत् ॥ ५ ॥

જેના જન્મ વખતે મંગળ, મેષ અથવા વૃશ્ચિક રાશિમાં રહેલ હોય તે માણસ રાજમાન્ય, ચળ સ્વભાવવાળો, લશ્કરનો કમાન્ડર અથવા વ્યાપારી, પૈસાદાર, શરીરપર શસ્ત્રના ઘાવાળો, ચોર અને ઈન્દ્રિયના વ્યાપારમાં મોજ માણનાર થાય છે.

મંગળ, વૃષભ અથવા તુલ રાશિમાં રહેલ હોય તે માણસ સ્ત્રીવશ્ય, ગુઢ, પરસ્ત્રીગામી, જાદુ જાણનાર, શરીર સુશોભિત રાખનાર, બીકણ સ્વભાવવાળો અને ખાડાખબડાવાળા શરીરનો થાય છે. ॥ ૫ ॥

वौधे सहस्तनयवान् विसुहृत्कृतज्ञो गान्धर्वयुद्धकुशलः
कृपणोभयोर्थी ॥ चान्द्रेर्थवान् सलिलयानसमर्जित-
स्वः प्राज्ञश्च भूमितनये विकलः खलश्च ॥ ६ ॥

જેના જન્મ વખતે મંગળ, મિથુન અથવા કન્યા રાશિમાં રહેલ હોય તે માણસ કાંતિમાન, પુત્રવાન અને મિત્રવિનાનો થાય છે. તે પરોપકારી, લડાઈ અને ગાયનકલામાં કુશલ, નૃશંસ, બીક વગરનો અને ભીખારી થાય છે.

કર્ક રાશિમાં મંગળ હોય તો તે માણસ પૈસાદાર, સમુદ્રપાર જઈ પૈસા કમાવનાર, ખોડવાળાં અંગવાળો અને પાપી થાય છે. ॥ ६ ॥

निःस्वः क्लेशसहो वनान्तरचरः सिंहेल्पदारात्मजो
जैवे नैकरिपुर्नरेन्द्रसचिवः ख्यातो भयोल्पात्मजः ॥
दुःखार्तो विधनोऽटनोनृतरतस्तीक्ष्णश्च कुम्भस्थिते
भौमे भूरिधनात्मजो मृगगते भूयोऽथवा तत्समः॥७॥

જેના જન્મ વખતે મંગળ સિંહ રાશિમાં રહેલ હોય તે માણસ ગરીબ, દુઃખ ખમનાર, જંગલમાં ભટકનાર, ભયવિનાનો અને થોડી સ્ત્રી તથા સંતાનવાળો થાય છે.

તેમજ ધન અથવા મીન રાશિમાં મંગળ હોય તો મનુષ્ય ઘણા શત્રુવાળો, પ્રધાન, બહુ કીર્તિવાળો, ડરવિનાનો, અને અલ્પપ્રજ થાય છે.

તેમજ કુંભ રાશિમાં મંગળ રહેલ હોય તો મનુષ્ય હમેશ દિલગીરીમાં રહેનાર, ગરીબ, એક જગોથી બીજી જગોએ રખડનાર, જુઠા બોલો, સ્વતંત્ર અને પાપી થાય છે.

અને મકર રાશિમાં મંગળ હોય તો માણસ ઘણો પૈસાદાર, બહુ પુત્રવાળો, રાજા અથવા રાજાતુલ્ય સુખ ભોગવનાર થાય છે. ॥ ७ ॥

द्यूतर्णपानरतनास्तिकचौरनिस्वाः कुस्त्रीककूटकृतसत्य-
रताः कुजर्क्षे ॥ आचार्यभूरिसुतदारधनार्ज्जनेष्टाः
शौक्रे वदान्यगुरुभक्तिरताश्च सौम्ये ॥ ८ ॥

જેના જન્મ વખતે બુધ, મેષ અથવા વૃશ્ચિક રાશિમાં રહેલ હોય તે માણસ જુગારી, કરજુ, દારૂ પીનાર, નાસ્તિક, શાસ્ત્રાવિરૂદ્ધ વાત કરનાર,

ચોર, ગરીબ, નીચ સ્ત્રીવાળો, ઠગ, જુઠો, અને અસત્ય માર્ગે ચાલનાર થાયછે.

વૃષભ અથવા તુલ રાશિમાં બુધ રહેલ હોય તો તે માણસ બોધ આપનાર, બહુ પુત્ર અને સ્ત્રીવાળો, હમેશાં દ્રવ્ય મેળવવાવાળો, ઉદાર અને ગુરૂભક્ત થાય છે. ॥ ૮ ॥

विकत्थनः शास्त्रकलाविदग्धः प्रियंवदः सौख्यरत-
स्तृतीये ॥ जलार्ज्जितः स्वस्वजनस्य शत्रुः शशाङ्कजे
शीतकरर्क्षयुक्ते ॥ ९ ॥

જેના જન્મ વખતે મિથુન રાશિનો બુધ હોય તે માણસ વાતુડો, જુઠો, શાસ્ત્ર જાણનાર, ગાયન, નૃત્ય અને ચિત્રકલામાં કુશળ, મીઠાં બોલો અને સુખી થાય છે.

કર્ક રાશિમાં ગુરૂ રહેલ હોય તો તે માણસ જળ સંબંધથી દ્રવ્ય મેળવનાર, અને સગાવહાલાં સાથે વૈરથી વરતનાર થાય છે. ॥ ૯ ॥

स्त्रीद्वेष्यो विधनसुखात्मजोटनोज्ञः स्त्रीलोलः सुपरिभ-
वोर्कराशिगे ज्ञे ॥ त्यागी ज्ञः प्रचुरगुणः सुखी क्षमा-
वान् युक्तिज्ञो विगतभयश्च षष्ठराशौ ॥ १० ॥

જેના જન્મ વખતે બુધ સિંહ રાશિમાં રહેલ હોય તો તે માણસ સ્ત્રી-દ્વેષી, ગરીબ, પુત્ર અને સુખ વિનાનો મુસાફરી કરનાર, અજ્ઞાન સ્ત્રીનો શોકિન અને અપમાની થાય છે.

અને કન્યા રાશિમાં બુધ હોય તો તે માણસ ઉદાર, વિદ્વાન, ઘણા ગુ-ણવાળો, સુખી, શાંત, ડાહ્યો અને નિડર થાય છે. ॥ ૧૦ ॥

परकर्मकृदस्वशिल्पबुद्धिर्ऋणवान्विष्टिकरो बुधेर्कजर्क्षे॥
नृपसत्कृतपण्डिताप्तवाक्यो नवमेन्त्येजितसेवकोन्त्य-
शिल्पः ॥ ११ ॥

જેના જન્મ વખતે બુધ, મકર અથવા કુંભ રાશિમાં રહેલ હોય તે માણસ પરોપકારી, ગરીબ, કોતર કામ કરનાર, કરજુ અને કંઈપણ લીધા વિના કામ કરી દેનાર થાય છે.

ધન રાશિમાં બુધ રહેલ હોય તો તે માણસ રાજપૂજ્ય અને શાસ્ત્ર તથા કાયદા જાણનારો થાય છે.

અને મીન રાશિમાં બુધ રહેલ હોય તો મિત્ર કરી લેવામાં કુશળ, પરપુરૂષોના વિચાર જાણનાર, અને નીચ મનુષ્યની કળાઓ જાણનાર થાય છે. ॥ ૧૧ ॥

**सेनानीर्बहुवित्तदारतनयो दाता सुभृत्यक्षमी तेजो-**
**दारगुणान्वितः सुरगुरौ ख्यातः पुमान् कौजभे ॥**
**कल्पाङ्गःससुखार्थमित्रतनयस्त्यागी प्रियः शौक्रभे बौधे**
**भूरिपरिच्छदात्मजसुहृत्साचिव्ययुक्तः सुखी ॥ १२ ॥**

જેના જન્મ વખતે ગુરૂ, મેષ અથવા વૃશ્ચિક રાશિમાં હોય તે માણસ લશ્કરનો કમાન્ડર, ઘણો પૈસાદાર, ઘણી સ્ત્રી અને પુત્રવાળો, ઉદાર, સારા નોકરવાળો, શાંત સ્વભાવવાન, દેદિપ્યમાન, સ્ત્રીસાથે સુખમાં રહેનાર, અને મોટી કીર્તિવાળો થાય છે.

વૃષભ અથવા તુલારાશિમાં ગુરૂ રહેલ હોય તે માણસ રોગ વિનાનો, સુખી, પૈસાદાર, મિત્ર અને પુત્રવાળો, ઉદાર અને સર્વપ્રિય થાય છે.

મિથુન અથવા કન્યા રાશિમાં ગુરૂ રહેલ હોય તો તે માણસ કપડાં, ઘર, નોકર, પુત્ર, મિત્રયુક્ત, રાજમંત્રી અને સુખી થાય છે. ॥ ૧૨ ॥

**चान्द्रे रत्नसुतस्वदारविभवप्रज्ञासुखैरन्वितः सिंहे स्या-**
**द्बलनायकः सुरगुरौ प्रोक्तश्च यच्चन्द्रभे ॥ स्वर्क्षे**
**माण्डलिको नरेन्द्रसचिवः सेनापतिर्वा धनी कुम्भे**
**कर्कटवत् फलानि मकरे नीचोल्पवित्तोऽसुखी ॥१३॥**

જેના જન્મ વખતે ગુરૂ કર્ક રાશિમાં હોય તે માણસ રત્ન, પુત્ર, ધન, સ્ત્રી, વગ, બુદ્ધિ અને સુખવાળો થાય છે.

સિંહ રાશિમાં રહેલ હોય તો કર્ક રાશિના ગુરૂનું જેવું ફળ કહેલ છે તેવું ફળ થાય છે અને તે સાથે લશ્કરનો કમાંડર થાય છે.

ધન અથવા મીન રાશિમાં ગુરૂ રહેલ હોય તો કોઈ પ્રાંતનાપર અમલ કરનાર, અથવા પ્રધાન વા લશ્કરનો સેનાપતિ અથવા દોલીવાન થાય છે.

કુંભ રાશિમાં ગુરૂ હોય તો તે માણસ કર્ક રાશિના ચંદ્રના ફળયુક્ત થાય છે ને તે સાથે અને મકર રાશિમાં ગુરૂ રહેલ હોય તો તે માણસ

પોતાનાં કુલને એબ લગાડનાર, અનુચિત કામ કરનાર, ગરીબ, થોડાં દ્રવ્યવાળો અને શોકાગ્રસ્ત થાય છે. ॥ ૧૩ ॥

**परयुवतिरतस्तदर्थवादैर्हृतविभवः कुलपांसनः कुजर्क्षे ॥ स्वबलमतिधनो नरेन्द्रपूज्यः स्वजनविभुः प्रथितोभयः सिते स्वे ॥ १४ ॥**

જેના જન્મ વખતે શુક્ર, મેષ અથવા વૃશ્ચિક રાશિમાં રહેલ હોય તે માણસ પરસ્ત્રીમાં આસક્ત, તેમના કારણથી પોતાની માલ મિલકત ગુમાવનાર અને કુટુંબપર અપમાનનો ડાઘ લગાડનાર થાય છે.

વૃષભ અથવા તુલ રાશિમાં શુક્ર રહેલ હોય તો તે માણસ સ્વભુજોપાર્જીત દ્રવ્ય મેળવનાર, રાજ્યપ્રિય, કુળ મુખ, કીર્તિવાળો અને નિડર થાય છે. ॥ ૧૪ ॥

**नृपकृत्यकरोर्थवान् कलाविन्मिथुने षष्ठगतेतिनीचकर्मा ॥ रविजर्क्षगतेऽमरारिपूज्ये सुभगः स्त्रीविजितो रतः कुनार्य्याम् ॥ १५ ॥**

જેના જન્મ વખતે મિથુન રાશિનો શુક્ર હોય તે માણસ રાજકાર્ય કરનાર, પૈસાદાર અને વાદિંત વિદ્યા જાણનાર થાય છે.

કન્યા રાશિમાં શુક્ર હોય તો ઘણાં મહેનતનાં કામ કરનાર મનુષ્ય થાય છે.

અને મકર અથવા કુંભ રાશિમાં શુક્ર હોય તો તે માણસ જનપ્રિય, સ્ત્રીવશ્ય, અને નઠારી સ્ત્રીઓની સોબતવાળો થાય છે. ॥ ૧૫ ॥

**द्विभार्योर्थी भीरुः प्रबलमदशोकश्च शशिभे हरौ योषाप्तार्थः प्रवरयुवतिर्मन्दतनयः ॥ गणैः पूज्यः सस्वस्तुरगसहिते दानवगुरौ झषे विद्वानाढ्यो नृपजनितपूज्यो हि सुभगः ॥ १६ ॥**

જેના જન્મ વખતે શુક્ર કર્ક રાશિમાં રહેલ હોય તે માણસ બે સ્ત્રીવાળો, ભીખારી, બીકણ, ગરમ સ્વભાવવાળો, અને દિલગીરી ભોગવનાર થાયછે.

સિંહ રાશિમાં શુક્ર રહેલો હોય તો તે સ્ત્રીમાર્ગે દ્રવ્ય મેળવનાર, ઉત્તમ સ્ત્રીવાળો અને ઘણા થોડા પુત્રવાળો થાય છે.

ધન રાશિમાં શુક્ર રહેલો હોય તો તે માણસ ઉત્તમ ગુણવાળો અને પૈસાદાર થાય છે.

મીન રાશિમાં શુક્ર રહેલ હોય તો તે માણસ વિદ્વાન, સત્તાધર, પૈસાદાર, રાજપૂજ્ય અને જનપ્રિય થાય છે. ॥ ૧૬ ॥

**मूर्खोटनः कपटवान् विसुहृद्यमेऽजे कीटे तु बन्धवधभाक् चपलो घृणश्च ॥ निह्रीः सुखार्थतनयः स्खलितश्च लेख्ये रक्षापतिर्भवति मुख्यपतिश्च बौधे ॥ १७ ॥**

જેના જન્મ વખતે શનિ મેષ રાશિમાં રહેલ હોય તે માણસ મૂર્ખ, રખડનાર, કપટી અને મિત્રથી મૂકાયલો થાય છે.

વૃશ્ચિક રાશિનો શનિ હોય તો તે માણસ કેદ ભોગવનાર, શરીરમાં ઘાવાળો, બેદરકાર અને દયાવિનાનો થાય છે.

મિથુન અથવા કન્યા રાશિમાં શનિ રહેલ હોય તો તે માણસ બેશરમ શોકાગ્રસ્ત, ગરીબ, અપુત્ર, કુચિત્ર કહાડનાર, ફોજદાર અને મુખ્યાધિકારી થાય છે. ॥ ૧૭ ॥

**वर्ज्यस्त्रीष्टो न बहुविभवो भूरिभार्य्यो वृषस्थे ख्यातः स्वोच्चे गणपुरबलग्रामपूज्योऽर्थवांश्च ॥ कर्कीण्यस्वो विकलदशनो मातृहीनो सुतोऽज्ञः सिंहेऽनार्य्यो विसुखतनयो विष्टिकृत्सूर्यपुत्रे ॥ १८ ॥**

વૃષભ રાશિનો શનિ જે માણસના જન્મ વખતે હોય છે તે માણસ નીચ સ્ત્રીનો શોકિન, અલ્પ દ્રવ્યવાળો અને બહુ સ્ત્રીવાળો થાય છે.

કન્યા રાશિમાં શનિ હોય તો તે ગામ, લશ્કર, કે ગામડાંનો મુખ્ય અને પૈસાદાર થાય છે.

કર્ક રાશિનો શનિ હોય તો તે માણસ ગરીબ, થોડા દાંતવાળો, માતાથી તજાયલો અને અપુત્ર થાય છે.

સિંહ રાશિમાં શનિ હોય તો તે માણસ અપમાન યોગ્ય, દિલગીર, અપુત્ર અને ભાર ઉપાડનાર થાય છે. ॥ ૧૮ ॥

**स्वन्तः प्रत्ययितो नरेन्द्रभवने सत्पुत्रजायाधनो जीवक्षेत्रगतेऽर्कजे पुरबलग्रामाग्रनेताथवा ॥ अल्पस्त्रीधनसंवृतः पुरबलग्रामाग्रणीर्मन्ददृक् स्वक्षेत्रे मलिनः स्थिरार्थविभवो भोक्ता च जातः पुमान् ॥ १९ ॥**

ધન અથવા મીન રાશિનો શનિ જેના જન્મ વખતે હોય તે માણસ ઉત્તમ મૃત્યુ પામનાર, રાજાના મહેલમાં વફાદાર નોકર સારા પુત્ર અને સ્ત્રીવાળો, પૈસાદાર અને શહેર લશ્કર અથવા તો ગામડાંનો મુખ્ય પુરૂષ થાય છે.

મકર અથવા કુંભ રાશિમાં શનિ રહેલ હોય તો તે માણસ પરાયાં ધન અને સ્ત્રીનો ભોગ કરનાર, ગામ, શહેર, ગામડું કે લશ્કરનો ઉપરી, નબળી આંખોવાળો, ગંદો, નહાવામાં બેદરકાર, શાસ્વત દ્રવ્ય અને સત્તાવાળો અને સ્વોપાર્જીત દ્રવ્ય ભોગવનાર થાય છે. ॥ ૧૯ ॥

**शिशिरकरसमागमेक्षणानां सदृशफलं प्रवदन्ति लग्न-**
**जातम् ॥ फलमधिकमिदं यदत्र भावाद्भवनभनाथ-**
**गुणैर्विचिन्तनीयम् ॥ २० ॥**

ચંદ્રાક્રાંત રાશિ અને તેનાપરની ગ્રહની દૃષ્ટિનું જે ફળ કહેલું છે તે સઘળું લગ્નની રાશિસંબંધમાં પણ લાગુ પાડવું કેમકે વિશેષ ફળ લગ્ન અને દ્વિત્યાદિ ભાવો હોઇને થાય છે. જો ભાવ બળવાન તેમના સ્વામી બળવાન હોય તો આ ફળ સંપૂર્ણ થાય છે. ॥ ૨૦ ॥

**इति श्रीबृ० राशिशीलाध्यायः अष्टादशः ॥ १८ ॥**

---

## પ્રકરણ ૧૯ મું.

### દૃષ્ટિ ફળવિષે.

**चन्द्रे भूपबुधौ नृपोपमगुणस्तेनोऽधनश्चाजये निस्व-**
**स्तेन नृमान्यभूपधनिकः प्रेष्यः कुजाद्यैर्गवि ॥ नृस्थे-**
**ऽयोव्यवहारिपार्थिवबुधाभीस्तन्तुवायो धनी स्वर्क्षे यो-**
**धकविज्ञभूमिपतयोऽयोजी विदग्रोगिणौ ॥ १ ॥**

જન્મ વખતે મેષ રાશિના ચંદ્રને મંગળ જોતો હોય તો જન્મનાર રાજા થાય છે; બુધ હોય તો વિદ્વાન થાય છે; ગુરૂ જોતો હોય તો રાજતુલ્ય સુખ ભોગવનાર થાય છે; શુક્ર જોતો હોય તો સદાચારવાળો થાય છે; અને શનિ જોતો હોય તો ચોર અને સૂર્ય જોતો હોય તો ગરીબ થાય છે.

જન્મ વખતે ચંદ્ર વૃષભ રાશિમાં રહેલ હોય તેને મંગળ જોતો હોય તો જન્મનાર ગરીબ, બુધ જોતો હોય તો ચોર, ગુરૂ જોતો હોય તો જનપૂજ્ય, શુક્ર જોતો હોય તો રાજા, શનિ જોતો હોય તો ધનવાન અને સૂર્ય જોતો હોય તો નોકરી કરનાર થાય છે.

જન્મ વખતે મિથુન રાશિમાં ચંદ્ર રહેલ હોય તેને જો મંગળ જોતો હોય તો મનુષ્ય શસ્ત્ર વેંચનાર, બુધ જોતો હોય તો રાજા, ગુરૂ જોતો હોય તો વિદ્વાન, શુક્ર જોતો હોય તો બીકણ, શનિ દેખતો હોય તો વણવાનું કામ કરનાર અને સૂર્ય જોતો હોય તો ગરીબ થાય છે.

જન્મ વખતે ચંદ્ર કર્કરાશિમાં રહેલ હોય તેને જો મંગળ જોતો હોય તો મનુષ્ય બહાદૂર, બુધ જોતો હોય તો ગ્રંથકર્તા, ગુરૂ જોતો હોય તો વિદ્વાન, શુક્ર જોતો હોય તો રાજા, શનિ જોતો હોય તો શસ્ત્રોપજીવી અને સૂર્ય જોતો હોય તો નેત્રરોગી થાય છે. ॥ १ ॥

**ज्योतिर्ज्ञाढ्यनरेन्द्रनापितनृपक्ष्मेशा बुधाद्यैर्हरौ तद्वद्भूपचमूपनैपुणयुताः षष्ठेऽशुभे स्त्र्याश्रयः॥ जूके भूपसुवर्णकारवणिजः शेषेक्षिते नैकृती कीटे युग्मपिता नतश्च रजको व्यङ्गोऽधनो भूपतिः ॥ २ ॥**

જન્મ વખતે સિંહ રાશિમાં રહેલા ચંદ્રને મંગળ જોતો હોય તો રાજા, બુધ જોતો હોય તો જ્યોતિષી, ગુરૂ જોતો હોય તો ધનાઢ્ય, શુક્ર જોતો હોય તો રાજા, શનિ જોતો હોય તો હજામ અને સૂર્ય જોતો હોય તો રાજા થાયછે.

જન્મ વખતે કન્યારાશિમાં રહેલા ચંદ્રને બુધ જોતો હોય તો મનુષ્ય રાજા, ગુરૂ જોતો હોય તો સેનાપતિ, શુક્ર જોતો હોય તો સાવધ, શનિ, સૂર્ય કે મંગળ જોતા હોય તો સ્ત્રીસેવક થાય છે.

જન્મ વખતે તુલા રાશિમાં રહેલા ચંદ્રને જો બુધ જોતો હોય તે જાતક (જન્મનાર) રાજા, ગુરૂ જોતો હોય તો સોનારો, શુક્ર જોતો હોય તો વ્યાપારી, શનિ જોતો હોય તો મંગળ કે સૂર્ય જોતા હોય તો મુખ્ય અધિકારી અને તોફાની થાય છે.

જન્મ વખતે વૃશ્ચિક રાશિમાં રહેલા ચંદ્રને જો બુધ જોતો હોય તો જાતક જોડેલાં છોકરાંવાળો, ગુરૂ જોતો હોય તો તાબેદાર, શુક્ર જોતો હોય તો ધોબી, શનિ જોતો હોય તો ખોડવાળાં અંગનો, સૂર્ય જોતો હોય તો ગરીબ અને મંગળ જોતો હોય તો રાજા થાય છે. ॥ २ ॥

ज्ञात्युर्व्वीशजनाश्रयश्च तुरगे पापैः सदम्भः शठश्चा-
त्युर्व्वीशनरेन्द्रपण्डितधनी द्रव्योनभूपो मृगे ॥ भूपो
भूपसमोऽन्यदारनिरतः शेषैश्च कुम्भस्थिते हास्यज्ञो
नृपतिर्बुधश्च झषगे पापश्च पापेक्षिते ॥ ३ ॥

જન્મ વખતે ધનરાશિમાં રહેલા ચંદ્રને જો બુધ જોતો હોય તો મનુષ્ય સગાંઓનું પાલન કરનાર, ગુરૂ જોતો હોય તો રાજા, શુક્ર જોતો હોય તો ઘણાં મનુષ્યનું પોષણ કરનાર, શનિ, મંગળ વા સૂર્ય જોતો હોય તો લુચ્ચો, દંભી, સ્વાર્થી થાય છે.

જન્મ વખતે મકર રાશિમાં પડેલા ચંદ્રને જો બુધ જોતો હોય તો મ-નુષ્ય રાજાનો રાજા થાય છે; ગુરૂ જોતો હોય તો રાજા થાય છે; શુક્ર જોતો હોય તો વિદ્વાન થાય છે; શનિ જોતો હોય તો પૈસાદાર થાય છે; અને સૂર્ય જોતો હોય તો ગરીબ અને મંગળ જોતો હોય તો રાજા થાય છે.

જન્મ વખતે ચંદ્ર કુંભ રાશિમાં રહેલ હોય ને તેને બુધ જોતો હોય તો મનુષ્ય (જાતક) રાજા થાય છે; ગુરૂ જોતો હોય તો રાજાતુલ્ય થાય છે; અને શુક્ર, શનિ, સૂર્ય કે મંગળ જોતા હોય તો તે પરસ્ત્રીમાં આશક્ત થાય છે.

જન્મ વખતે મીનરાશિમાં ચન્દ્ર રહેલ હોય તેને જો બુધ જોતો હોય તો મનુષ્ય ઠઠ્ઠાબાજ થાય છે; ગુરૂ જોતો હોય તો રાજા થાય છે. શુક્ર જોતો હોય તો વિદ્વાન થાય છે; શનિ, સૂર્ય કે મંગળ જોતા હોય તો નૃસંસ કાર્ય-કર્તા થાય છે. ॥ ૩ ॥

होरेशस्य दलाश्रितैः शुभकरो दृष्टः शशी तद्गतस्त्र्यंशे
तत्पतिभिस्सुहृद्भवनगैर्वावीक्षितः शस्यते ॥ यत्प्रो-
क्तम्प्रतिराशिवीक्षणफलन्तद्द्वादशांशे स्मृतं सूर्याद्यैरव-
लोकितेऽपि शशिनि ज्ञे यन्नवांशेष्वतः ॥ ४ ॥

---

**સૂચના.**—અગાઉના પ્રકરણમાં કહી ગયા છીએ તેમ ચન્દ્રનું ફળ લ-ગ્નપર પણ લાગુ પાડવું તો તે વિષયમાં અહીં જણાવવાનું જે ચન્દ્ર ફક્ત કર્ક-રાશિને જોતો હોય તોજ સારૂં ફળ આપે છે અને બાકીની કોઇ પણ રાશિને જોતો હોય તો નઠારૂં ફળ આપે છે.

જન્મ વખતે ચંદ્ર જે હોરામાં રહેલ હોય તે હોરામાંજ રહેલા ગ્રહથી જોવાતો હોય તો સારૂં ફળ આપે [1]છે. ચંદ્ર પોતાના દ્રષ્કાણના અધિપતિથી જોવાતો હોય અથવા મિત્ર રાશિમાં રહેલા ગ્રહથી જોવાતો હોય તો તે સારૂં ફળ આપે [2]છે. ચંદ્રની રાશિ અને તેનાપરની દૃષ્ટિનું ફળ તેના દ્વાદશાંશ અને તેનાપર દૃષ્ટિ ફેંકનાર ગ્રહને પણ લાગુ પડે [3]છે. ચંદ્ર ચોક્સ નવાંશમાં રહેલ હોય અને તેને ગ્રહ જોતા હોય તો તેનું ફળ નીચે જણાવ્યા પ્રમાણે થાય છે. ॥૪॥

**आरक्षिको वधरुचिः कुशलो नियुद्धे भूपोर्थवान् क-**
**लहकृत् क्षितिजांशसंस्थे ॥ मूर्खोन्यदारनिरतः सुक-**
**विः सितांशे सत्काव्यकृत्सुखपरोन्यकलत्रगश्च ॥५॥**

જન્મ વખતે મંગળના નવાંશમાં રહેલા ચંદ્રને સૂર્ય દેખતો હોય તો મનુષ્ય ગામનું રક્ષણ કરનાર થાય છે; મંગળ દેખતો હોય તો બીજાઓને પીડા કરવામાં મોજ માનનાર થાય છે. બુધ જોતો હોય તો દ્વંદ્વયુદ્ધ વિશારદ થાય છે; ગુરૂ જોતો હોય તો રાજા થાય છે; શુક્ર જોતો હોય તો પૈસાદાર થાય છે; અને શનિ જોતો હોય તો કજીઆળો થાય છે.

જન્મ વખતે શુક્રના નવાંશમાં રહેલ ચંદ્રને જો સૂર્ય જોતો હોય તો મનુષ્ય મૂર્ખ થાય છે; મંગળ જોતો હોય તો પરસ્ત્રીગામી થાય છે; બુધ અથવા ગુરૂ જોતો હોય તો ગ્રંથકર્તા થાય છે; શુક્ર જોતો હોય તો સુખી થાય છેઃ અને શનિ જોતો હોય તો બીજાની સ્ત્રિઓ સાથે સંગ કરનાર થાય છે. ॥ ૫ ॥

**बौधे हि रङ्गचरचौरकवीन्द्रमन्त्री गेयज्ञशिल्पनिपुणः**
**शशिनि स्थितेंशे ॥ स्वांशेल्पगात्रधनलुब्धतपस्विमु-**
**ख्यः स्त्रीपौष्टकृत्यनिरतश्च निरीक्ष्यमाणे ॥ ६ ॥**

જન્મ વખતે બુધના નવાંશમાં રહેલા ચંદ્રને જો સૂર્ય જોતો હોય તો મનુષ્ય દ્વંદ્વયુદ્ધ કરનાર અથવા નૃસહા થાય છે; મંગળ જોતો હોય તો ચોર થાય છે; બુધ જોતો હોય તો કવિ થાય છે; ગુરૂ જોતો હોય તો પ્રધાન થાય છે; શુક્ર જોતો હોય તો ગાયન અને વાજીંત્રમાં ચતુર થાય છે અને શનિ જોતો હોય તો યાંત્રિકકળામાં કુશળ થાય છે.

પોતાના નવાંશમાં ચંદ્રમા જન્મ વખતે રહેલ હોય ને તેને સૂર્ય દેખતો

૧. ૨. ૩. જો તેમ ન હોય તો તે નેષ્ટ ફલ થાય છે.

હોય તો મનુષ્ય (જન્મનાર) નાજુક શરીરનો થાય છે; મંગળ જોતો હોય તો નિષ્ઠુર ને થોડાં દ્રવ્યવાળો થાય છે; બુધ જોતો હોય તો યજ્ઞ કરનાર થાય છે; ગુરૂ જોતો હોય તો અગવો થાય છે; શુક્ર જોતો હોય તો સ્ત્રીસંગથી તેની ચઢતી થાય છે અને શનિ જોતો હોય તો તે કામ કરવામાં આનંદ માનનાર થાય છે. ॥ ૬ ॥

सक्रोधो नरपतिसंमतो निधीशः सिंहांऽशे प्रभुरसुतोऽतिहिंस्रकर्म्मा ॥ जैवांऽशे प्रथितबलो रणोपदेष्टा हास्यज्ञः सचिवविकामवृद्धशीलः ॥ ७ ॥

જન્મ વખતે સિંહરાશિના નવાંશમાં રહેલ ચંદ્રને સૂર્ય જોતો હોય તો મનુષ્ય ગરમ સ્વભાવનો થાય છે; મંગળ જોતો હોય તો રાજપ્રિય થાય છે; બુધ જોતો હોય તો ગુપ્ત ધન મળવાથી ધની થાય છે; ગુરૂ જોતો હોય તો પોતાના હુકમો બરાબર અમલમાં મૂકનાર થાય છે; શુક્ર જોતો હોય તો અપુત્ર થાય છે; અને શનિ જોતો હોય તો તે પાપી કામ કરનાર થાય છે.

જન્મ વખતે ગુરૂના નવાંશમાં રહેલ ચંદ્રને સૂર્ય જોતો હોય તો મનુષ્ય પ્રખ્યાત સત્તાવાળો થાય છે; મંગળ જોતો હોય તો યુદ્ધકળા જાણનાર થાય છે; બુધ જોતો હોય તો હાસ્ય કરાવનાર થાય છે; ગુરૂ જોતો હોય તો પ્રધાન થાય છે; શુક્ર જોતો હોય તો નપુંસક થાય છે; અને શનિ જોતો હોય તો ઘણાં ઘરમાઉ કામ કરનાર થાય છે. ॥ ૭ ॥

आल्पापत्यो दुःखितः सत्यपि स्वे मानासक्तः कर्मणि स्वेऽनुरक्तः ॥ दुष्टस्त्रीष्टः कृपणश्चार्किभागे चन्द्रे भानौ तद्वदिंद्वादिदृष्टे ॥ ८ ॥

જન્મ વખતે ચંદ્ર શનિના નવાંશમાં રહેલ હોય ને તેને સૂર્ય દેખતો હોય તો જન્મનાર મનુષ્ય અલ્પ પ્રજાવાન થાય છે; મંગળ જોતો હોય તો છતે નાણે અસુખી થાય છે; બુધ જોતો હોય તો તે ગરમ સ્વભાવવાળો થાય છે; ગુરૂ જોતો હોય તો અનુચિત કર્મ કરનાર થાય છે; શુક્ર જોતો હોય તો ખરાબ સ્ત્રીનો શોકિન થાય છે; અને શનિ જોતો હોય તો તે નિષ્ઠુર થાય છે. આ ચંદ્રપરની ગ્રહની દૃષ્ટિનું ફળ સૂર્યના સંબંધમાં પણ લાગુ પાડવું. ફેર માત્ર એટલોજ કે જ્યાં સૂર્યની દૃષ્ટિ કહેલી છે ત્યાં ચંદ્રની દૃષ્ટિ ગણવી. ॥ ૮ ॥

वर्गोत्तमस्वपरगे शुभं यदुक्तं तत्पुष्टमध्यलघुताशुभमुत्क्रमेण ॥ वीर्यान्वितोंऽशकपतिर्निरुणद्धि पूर्वं राशीक्षणस्य फलमंशफलं ददाति ॥ ९ ॥

### સૂચના.

(આ ફળ લગ્નના નવાંશપરથી પણ નક્કી કરવું; તેમાં એટલુંજ ધ્યાન રાખવું કે દૃષ્ટા ગ્રહ ચંદ્ર હોય ને દૃશ્ય રાશિ કર્કરાશી શિવાયની રાશી હોય તો ચંદ્રની દૃષ્ટિનું ફળ નેષ્ટ સમજી લેવું.)

ચંદ્રમા વર્ગોત્તમી હોય, પોતાના નવાંશમાં રહેલ હોય, અથવા બીજા નવાંશમાં રહેલ હોય અને શુભ ગ્રહથી જોવાતો હોય તો તેનું ફળ ક્રમે સંપૂર્ણ, અપૂર્ણ અને સ્વલ્પ થાય છે; અને જો ક્રૂર ગ્રહથી જોવાતો હોય તો તેજ ફળ ક્રમે સ્વલ્પ, અપૂર્ણ અને પૂર્ણ થાય [1]છે. નવાંશપતિ બળવાન હોય, તો રાશિ અને તેના [2]નવાંશ સંબંધમાં જે દૃષ્ટિફળ આવતું હોય તેજ ફળ થાય છે. ॥ ૯ ॥

इति श्रीवराहमिहिरविरचिते बृह० दृष्टिफलाध्यायः ॥१९॥

---

## પ્રકરણ ૨૦ મું.

### ગ્રહ દ્વાદશભાવફળ.

शूरः स्तब्धो विकलनयनो निर्घृणोर्के तनुस्थे मेषे सस्वस्तिमिरनयनः सिंहसंस्थे निशान्धः ॥ जूकेन्धोऽस्वः शशिगृहगते बुद्बुदाक्षः पतङ्गे भूरिद्रव्यो नृपहृतधनो वक्त्ररोगी द्वितीये ॥ १ ॥

જન્મ વખતે સૂર્ય લગ્નમાં પડેલો હોય તો મનુષ્ય યુદ્ધપ્રિય, ધીમો, ટુંક નજરો અને દયાહીન થાય છે; પરંતુ જો લગ્નમાં મેષરાશિ રહેલ હોય ને તેમાં તે રહેલ હોય તો મનુષ્ય ધનવાન, ને આંખના રોગવાળો થાય છે. જો

---

૧. લગ્નસંબંધમાં પણ આજ રીમાર્કસ લાગુ પડે છે.

૨. ચંદ્ર, સૂર્ય કે લગ્નનાં નવાંશ.

લગ્નમાં સિંહરાશિ પડેલી હોય ને તેમાં સૂર્ય રહેલ હોય તો મનુષ્ય રતાંધળો થાય છે; જો કન્યારાશિનું લગ્ન હોય ને તેમાં સૂર્ય રહેલ હોય તો મનુષ્ય આંધળો અને ગરીબ થાય છે; કર્કરાશિનું લગ્ન હોય અને તેમાં સૂર્ય બેઠેલો હોય તો તેની આંખમાં ફૂલું પડેલું હોય છે. લગ્નથી બીજા ઘરમાં સૂર્ય રહેલ હોય તો મનુષ્ય ઘણોજ પૈસાદાર, રાજનષ્ટ ધની, અને મોંપર થતા રોગથી દુઃખ ભોગવનાર થાય છે. ॥ ૧ ॥

**मतिविक्रमवान् तृतीयगेऽर्के विसुखः पीडितमानसश्च-**
**तुर्थे ॥ असतो धनवर्ज्जितस्त्रिकोणे बलवाञ्छत्रुजितश्च**
**शत्रुयाते ॥ २ ॥**

લગ્નથી ત્રીજા ભાવમાં સૂર્ય પડેલો હોય તો મનુષ્ય ચતુર અને શક્તિમાન થાય છે. જો ચોથા ભાવમાં પડેલો હોય તો મનુષ્ય શોક અને આધિથી પીડાય છે. જો પાંચમા ભાવમાં સૂર્ય પડેલો હોય તો મનુષ્ય અપુત્ર અને ગરીબ થાય છે. જો છઠ્ઠા[1] ભાવમાં સૂર્ય પડેલો હોય તો તે માણસ બળવાન અને શત્રુથી પરાજય પામેલ થાય છે. ॥ ૨ ॥

**स्त्रीभिर्गतः परिभवम्मदने पतङ्गे स्वल्पात्मजो निधनगे**
**विकलेक्षणश्च ॥ धर्मे सुतार्थसुखभाक्सुखशौर्य्यभाक्खे**
**लाभे प्रभूतधनवान् पतितस्तु रिष्फे ॥ ३ ॥**

મનુષ્યના જન્મ વખતે સૂર્ય લગ્નથી સાતમા ઘરમાં રહેલો હોય તો મનુષ્ય સ્ત્રી તરફથી અપમાન પામે છે; આઠમા ભાવમાં બેઠેલ હોય તો તેને બહુ થોડા પુત્ર હોય છે ને આંધળો હોય છે; જો નવમા ઘરમાં બેઠેલો હોય તો મનુષ્ય પુત્ર ધન અને સુખવાળો થાય [2]છે; જો દશમા ઘરમાં સૂર્ય બેઠો હોય તો મનુષ્ય સુખી અને બળવાન થાય છે; જો અગિઆરમા ભાવમાં

---

૧. કેટલાક આનો એવો અર્થ કરે છે કે છઠા ભાવમાં સૂર્ય પડેલો હોય તો તે માણસ શત્રુને પરાજય કરનાર થાય છે. **સત્યાચાર્ય**ના મત પ્રમાણે છઠે પડેલ સૂર્ય મનુષ્યને શત્રુ, રોગ અને ભયવિનાનો કરે છે એવો થાય છે; પરંતુ **યવનાચાર્ય** અને શુચિધ્વજનો એવો મત નથી.

૨. બીજા અર્થ પ્રમાણે નવમા ભાવમાં સૂર્ય હોય તો મનુષ્યને ધન કે પુત્રનું સુખ હોતું નથી સત્યાચાર્ય કહે છે કે જે પુરૂષને નવમે સૂર્ય હોય છે તે માણસ પાપી, રોગી અને ગરીબ થાય છે.

સૂર્ય બેઠેલો હોય તો મનુષ્ય પૈસાદાર થાય છે; અને બારમા ભાવમાં બેઠેલો હોય તો મનુષ્ય કર્મભ્રષ્ટ થાય છે. ॥ ૩ ॥

मूकोन्मत्तजडान्धहीनबधिरप्रेष्याः शशाङ्कोदये स्वर्क्षा-
जोच्चगते धनी बहुसुतः सस्वः कुटुम्बी धने ॥ हिंस्रो
भ्रातृगते सुखे सतनये तत्प्रोक्तभावान्वितो नैकारि-
र्मृदुकायवह्निमदनस्तीक्ष्णोलसश्चारिगे ॥ ४ ॥

જન્મ વખતે લગ્નથી ચંદ્ર લગ્નમાં પડેલ હોય તો મનુષ્ય મુંગો, ગાંડો, મૂર્ખ, આંધળો કે બહેરો થાય છે એટલુંજ નહીં પણ તે સાથે પાપી, ને ગુલામી કરનાર થાય છે; ચંદ્રની રાશિ જો કર્ક, મેષ કે વૃષભ હોય તો મનુષ્ય ક્રમે પૈસાદાર, ઘણા પુત્રવાળો અને દોલતવાન થાય છે. જો ચંદ્ર લગ્નથી બીજા ઘરમાં બેઠેલ હોય તો મનુષ્ય મોટા કુળમાં ઉત્પન્ન થયેલો હોય છે; જો તે ત્રીજા ઘરમાં બેઠેલો હોય તો જન જાનવરોને પીડા કરનાર થાય છે; જો તે ચોથા વા પાંચમા ઘરમાં રહેલો હોય તો મનુષ્ય તે ભાવમાં જે બાબત જોવાય છે તે સઘળી બાબતોનો તે ઉપભોગ કરનાર થાય [1]છે. જે ભાવમાં ચંદ્ર રહેલ હોય તે માણસ કોમળ શરીરનો, મંદાગ્નિ, બંધેજવાળો, ક્રૂર અને કામ કરવામાં ધીમો હોય છે. ॥ ૪ ॥

ईषुस्तीव्रमदो मदे बहुमतिर्व्याध्यर्दितश्चाष्टमे सौभाग्या-
त्मजमित्रबन्धुधनभाक् धर्म्मस्थिते शीतगौ ॥ निष्प-
त्तिं समुपैति धर्म्मधनधीशौर्यैर्युतः कर्मगे ख्यातो
भावगुणान्वितो भगवते क्षुद्रोङ्गहीनो व्यये ॥ ५ ॥

ચંદ્ર લગ્નથી સાતમા ભાવમાં બેઠેલો હોય તો મનુષ્ય પરાયાં ધનમાં આશા રાખનાર અને આળસુ થાય છે. જો આઠમા ભાવમાં ચંદ્ર હોય છે તો મનુષ્ય ચળ સ્વભાવવાળો અને રોગી થાય છે. જો નવમા ભાવમાં ચંદ્ર હોય તો મનુષ્ય જનપ્રિય, પુત્રવાળો, સગાસંબંધી અને ધનયુક્ત થાય છે. જો દશમા ભાવમાં ચંદ્ર હોય તો મનુષ્ય સદ્‌ગુણી, દોલતવાન, ચતુર અને પરાક્રમી થાય છે. જો અગિઆરમા ભાવમાં ચંદ્ર હોય તો મનુષ્ય પ્રખ્યાત

---

૧ એટલે ચોથા ભાવમાં ચંદ્ર હોય તો માણસ સુખી, સગાવહાલાવાળો, ઘર, ક્ષેત્ર વિગેરેનાં સુખવાળો અને વિદ્વાન થાય છે. પાંચમા ભાવમાં ચન્દ્ર રહેલો હોય તો મનુષ્ય ચતુર પુત્રવાળો અને રાજ્યમાની થાય છે.

થાય છે અને દોલત મેળવે છે. જો બારમા ભાવમાં ચન્દ્ર હોય તો મનુષ્ય પાપી અને હીનાંગ થાય છે. ॥ ૫ ॥

**लग्नेकुजेक्षततनुर्धनगे कदन्नो धर्मेघवान्दिनकरमतिमोऽन्यसंस्थः ॥ विद्वान् धनी प्रवलपण्डितमन्त्र्यशत्रु-धर्मज्ञविश्रुतगुणाः परतोऽर्कवज्ज्ञे ॥ ६ ॥**

જન્મલગ્નમાં મંગળ રહેલ હોય તો મનુષ્ય ઘાયલ થયેલ હોય છે. બીજા ભાવમાં રહેલ હોય તો હલકું અનાજ ખાનાર માણસ થાય છે. જો નવમા ભાવમાં મંગળ રહેલ હોય તો મનુષ્ય પાપી થાય છે. અને તે શિવાયના [1]ભાવમાં મંગળ રહેલ હોય તો સૂર્યના જેવું તે ફળ આપે છે.

લગ્નમાં બુધ પડેલો હોય તો માણસ વિદ્વાન થાયછે. જો બીજા ભાવમાં બુધ હોય તો માણસ પૈસાદાર થાયછે. ત્રીજા ભાવમાં બુધ રહેલ હોય તો માણસ પાપી થાયછે. ચોથા ભાવમાં બુધ રહેલ હોય તો માણસ વિદ્વાન થાયછે. પાંચમા ભાવમાં બુધ રહેલ હોય તો મનુષ્ય રાજાનો પ્રધાન થાયછે. છઠ્ઠા ભાવમાં બુધ રહેલો હોય તો માણસ શત્રુવગરનો થાયછે. સાતમા ભાવમાં બુધ રહેલો હોય તો મનુષ્ય કાયદા જાણનાર થાયછે. આઠમા ભાવમાં બુધ રહેલ હોય તો પોતાના સદ્ગુણીપણાથી પ્રખ્યાત થાયછે. નવમા, દશમા, અગિઆરમા અને બારમા ભાવમાં બુધ રહેલ હોય તો સૂર્યનાં જેવું ફળ તે આપેછે.

**विद्वान्सुवाक्यः कृपणः सुखी च धीमानशत्रुः पितृतोऽधिकश्च ॥ नीचस्तपस्वी सधनः सलाभः खलश्च जीवे क्रमशो विलग्नात् ॥ ७ ॥**

જન્મલગ્નથી ગુરૂનું દ્વાદશભાવ ફળ નીચેપ્રમાણે છે. ગુરૂ લગ્નમાં હોય તો મનુષ્ય વિદ્વાન્ થાયછે. બીજા ભાવમાં ગુરૂ હોય તો માણસ સારી વાણીવાળો થાયછે. ત્રીજા ભાવમાં ગુરૂ હોય તો મનુષ્ય નિષ્ઠુર થાયછે. ચોથા ભાવમાં ગુરૂ હોય તો મનુષ્ય સુખી થાયછે, પાંચમા ભાવમાં ગુરૂ હોય તો મનુષ્ય ચતુર થાયછે, છઠ્ઠા ભાવમાં ગુરૂ હોય તો મનુષ્ય શત્રુવિનાનો થાયછે. સાતમા ભાવમાં ગુરૂ હોય તો મનુષ્ય પોતાના પિતાથી અધિક ગુણવાળો થાયછે, આઠમા ભાવમાં ગુરૂ હોય તો અનુચિત કાર્ય કરનાર મનુષ્ય થાયછે.

---

૧. એટલે, ત્રીજો, ચોથો, પાંચમો, છઠ્ઠો, સાતમો, આઠમો દશમો, અગિઆરમો અને બારમો ભાવ.

નવમા ભાવમાં ગુરૂ હોય તો મનુષ્ય ધર્મી થાયછે. દશમા ભાવમાં ગુરૂ હોય તો મનુષ્ય પૈસાદાર થાયછે. અગિઆરમા ભાવમાં ગુરૂ હોય તો મનુષ્ય ઘણા લાભવાળો થાયછે ને બારમા ભાવમાં ગુરૂ હોય તો મનુષ્ય ભયંકર કામ કરનાર થાયછે. ॥ ૭ ॥

**स्मरनिपुणः सुखितश्च विलग्ने प्रियकलहोस्तगते सुरतेप्सुः ॥ तनयगते सुखितो भृगुपुत्रे गुरुवदतोन्यझषे द्रविणी स्यात् ॥ ८ ॥**

જન્મવખતે શુક્ર લગ્નમાં રહેલ હોય તો મનુષ્ય પ્યાર કરવામાં કુશળ અને સુખી થાયછે. જો સાતમા ભાવમાં શુક્ર રહેલો હોય તો મનુષ્ય કલહપ્રિય અને કામી થાયછે. જો પાંચમા ભાવમાં શુક્ર રહેલો હોય તો મનુષ્ય સુખી થાયછે. અને બાકીના ભાવનું તેનું ફળ ગુરૂના ફળના જેવું થાયછે; પરંતુ શુક્રની રાશિ મીન હોય તો મનુષ્ય પૈસાદાર થાયછે. ॥ ૮ ॥

**अदृष्टार्थो रोगी मदनवशगोऽत्यन्तमलिनः शिशुत्वे पीडार्त्तः सवितृसुतलग्नेत्यलसभाक् ॥ गुरुस्वर्क्षोच्चस्थे नृपतिसदृशो ग्रामपुरपः सुविद्वांश्चार्वङ्गो दिनकरसमोन्यऽत्र कथितः ॥ ९ ॥**

જન્મવખતે શનિ લગ્નમાં રેહેલો હોય તો મનુષ્ય ગરીબ, રોગી, કામી, ગંદો, નાની અવસ્થામાં દુઃખ ભોગવનાર ને બધવાક થાયછે. જો લગ્નની રાશિ તુલા, ધન, મકર, કુંભ કે મીન હોય તો મનુષ્ય રાજાતુલ્ય સુખી, ગામ અથવા ગામડાંનો માલેક, વિદ્વાન અને સુંદર અવયવોવાળો થાયછે. શનિ તે શિવાયનાં સ્થાનોમાં રહેલા હોય તો તેનું ફળ સૂર્યનાં તે સ્થાનોનાં ફળ જેવું જાણવું. ॥ ૯ ॥

**सुहृदरिपरकीयस्वर्क्षतुङ्गस्थितानामफलमनुपरिचिन्त्यं लग्नदेहादिभावैः ॥ समुपचयविपत्ती सौम्यपापेषु सत्यः कथयति विपरीतं रिष्फषष्ठाष्टमेषु ॥ १० ॥**

ગ્રહનું ભાવફળ નક્કી કરતીવેળા ભાવમાં પડેલી રાશિસાથેનો તેનો

મિત્રામિત્ર સંબંધ પણ ધ્યાનમાં લેવો.[1] **સત્યાચાર્ય** કહેછે કે શુભગ્રહ ભાવફ-ળનો વધારો કરેછે, અને ક્રૂર ગ્રહ ઘટાડો કરેછે; પરંતુ છઠ્ઠા, આઠમા અને બારમા ભાવનાં ફળસંબંધમાં એથી ઇલટું થાયછે.[2] ॥ ૧૦ ॥

**उच्चत्रिकोणस्वसुहृच्छत्रुनीचगृहार्कगैः ॥**
**शुभं सम्पूर्णपादोनदलपादाल्पनिष्फलम् ॥ ११ ॥**
**इति बृहज्जातके भावाध्यायः ॥ २० ॥**

ઉચ્ચસ્થ ગ્રહનું શુભ ફળ સંપૂર્ણ થાય છે. મૂળ ત્રિકોણી ગ્રહનું શુભ ફળ ¾ થાય છે. સ્વગૃહી ગ્રહનું શુભ ફળ અરધું થાય છે. મિત્રક્ષેત્રી ગ્રહનું શુભ ફળ એક ચતુર્થાંશ થાય છે. શત્રુક્ષેત્રી ગ્રહનું શુભ ફળ એક ચતુર્થાં-શથી ન્યૂન થાય છે. નીચ કે અસ્તંગત ગ્રહનું શુભ ફળ બિલકુલ થતું નથી. ॥ ૧૧ ॥

### ટીપ.

શુભ ફળથી અશુભ ફળનાં પ્રમાણનો ક્રમ ઉલટો સમજી લેવો. એટલે કે ગ્રહ અસ્તંગત કે નીચ હોય તો સંપૂર્ણ અશુભ ફળ થાય છે. એ પ્ર-માણે આગળ—

---

## પ્રકરણ ૨૧ મું.

### ગ્રહનું વર્ગાદિ ફળ.

**कुलसमकुलमुख्यवन्धुपूज्या धनिसुखिभोगिनृपाः स्व-**
**भैकवृध्या ॥ परविभवसुहृत्स्वबन्धुपोष्या गणपवले-**
**शनृपाश्च मित्रभेषु ॥ १ ॥**

---

૧. એટલે કે તે ભાવમાં રહેલ રાશિ ગ્રહની પોતાની રાશિ હોય, મિત્રની રાશિ હોય, કે પોતાની ઉચ્ચ રાશિ હોય તો તે ફળ સંપૂર્ણ થાયછે. પરંતુ નીચ રાશિ હોય તો તે ફળ થતું નથી. સામાન્ય ગુણી રાશિ હોય તો તે ફળમાંનું જુજ ફળ તે ગુણના અનુસાર થાય છે. આ ગર્ગનું કહેલું છે.

૨. સત્યાચાર્યના મત પ્રમાણે છઠે પડેલો શુભ ગ્રહ શત્રુનો નાશ કરેછે ને ક્રૂરગ્રહ શત્રુનો વધારો કરેછે. તેમજ આઠમે પડેલ શુભ ગ્રહ મૃત્યુનો નાશ કરેછે. ને ક્રૂર ગ્રહ મૃત્યુ કરેછે. અને બારમા ભાવમાં પડેલ શુભ ગ્રહ ધન રક્ષણ કરેછે ને ક્રૂર ગ્રહ ધનનો નાશ કરેછે.

# બૃહત્સંહિતાનું શ્લોક સાથે ગુજરાતી

# ભાષાંતર.

---

## પ્રકરણ ૧ લું.

जयति जगतः प्रसूतिर्विश्वात्मा सहजभूषणं नभसः ॥
द्रुतकनकसदृशदशशतमयूखमालार्चितः सविता ॥ १ ॥
प्रथममुनिकथितमवितथमवलोक्य ग्रन्थविस्तरस्यार्थम् ।
नातिलघुविपुलरचनाभिरुद्यतः स्पष्टमभिधातुम् ॥ २ ॥

જે સૂર્ય જગતની ઉત્પત્તિનું સ્થાન છે, જે વિશ્વનો આત્મા છે, જે આકાશનું સ્વાભાવિકભૂષણ છે અને જે તપાવેલાં સોનાંના જેવાં હજારો કિરણોની માલા-યુક્ત છે તે, જય પામો ॥ ૧ ॥ પ્રાચીન મુનિઓના રચેલા મોટા સત્યરૂપ ગ્રંથોનું તાત્પર્ય બરાબર તપાસીને હું એક, નહિ નાનો કે નહિ મોટો, એવો સ્પષ્ટ ગ્રંથ રચવાનો યત્ન કરૂંછું. ॥ ૨ ॥

मुनिविरचितमिदमिति यच्चिरन्तनं साधु न मनुजग्रथितम् । तुल्येऽर्थेऽक्षरभेदादमन्त्रके का विशेषोक्तिः ॥ ३ ॥ क्षितितनयदिवसवारो न शुभकृदिति यदि पितामहप्रोक्ते । कुजदिनमनिष्टमिति वा कोऽत्र विशेषो नृदिव्यकृते ॥ ४ ॥

ઋષિપ્રણીત પ્રાચીન ગ્રંથો સારા છે ને મનુષ્યપ્રણીત ગ્રંથો સારા નથી એનો અર્થ શો ? મંત્ર શિવાયના વિષયમાં શબ્દો ભિન્ન હોય અને અર્થ એકજ થતો હોય તો શું થયું ? ॥ ૩ ॥ બ્રહ્માએ રચેલા ગ્રંથમાં **क्षितितनयवासरो न शुभकृत्** અને મનુષ્યપ્રણીત ગ્રંથમાં **कुजदिनमनिष्टं** એમ લખાયલું હોય તો પછી મનુષ્ય અને દેવપ્રણીત પુસ્તકોમાં શું વિશેષ પસંદ કરવાનું છે ॥૪॥

आब्रह्मादिविनिस्सृतमालोक्य ग्रन्थविस्तरं क्रमशः ।
क्रियमाणकमेवैतत् समासतोऽतो ममोत्साहः ॥ ५ ॥
आसीत्तमः किलेदं तत्रापां तैजसेऽभवद्धैमे । स्वर्भूश-
कले ब्रह्मा विश्वकृदण्डेऽर्कशशिनयनः ॥ ६ ॥

પિતામહાદિ ઋષિઓથી રચાતા આવેલા મોટા ગ્રંથોનું મથન કરી ક્રમથી તેમના તાત્પર્યરૂપી આ નાનો ગ્રંથ રચવા મારી ધારણા છે. કેમકે એ કામ મને ઘણુંજ પ્રિય છે ॥ ૫ ॥ પહેલાં સર્વત્ર અંધકાર હતો. પછી પાણી પેદા થયું. એ પાણીમાંથી સ્વર્ગ અને પૃથ્વી જેમાં રહેલાં છે એવું સુવર્ણ-તુલ્ય તેજોમય એક ઇંડું ઉત્પન્ન થયું ને તેમાંથી સૂર્ય ચંદ્ર જેની આંખો છે એવા સૃષ્ટિકર્તા બ્રહ્મા ઉત્પન્ન થયા ॥ ૬ ॥

कपिलः प्रधानमाह द्रव्यादीन् कणभुगस्य विश्वस्य ।
कालं कारणमेके स्वभावमपरे जगुः परे कर्म ॥ ७ ॥
तदलमतिविस्तरेण प्रसङ्गवादार्थनिर्णयोऽतिमहान् ।
ज्योतिश्शास्त्राङ्गानां वक्तव्यो निर्णयोऽत्र मया ॥ ८ ॥

સાંખ્યાચાર્ય **કપિલ** કહે છે કે સૃષ્ટિની ઉત્પત્તિ પ્રધાન પુરૂષમાંથી થઈ છે, કણાદમુનિ કહે છે કે તેની ઉત્પત્તિ દ્રવ્યાદિમાંથી થઈ છે, કેટલાક તેની ઉત્પત્તિ કાળમાંથી, કેટલાક સ્વભાવમાંથી અને કેટલાક કર્મમાંથી થયેલી છે એમ કહેછે ॥ ૭ ॥ આ પ્રસંગોપાત્ત (નીકળેલા) વિષયનો નિર્ણય મોટો છે માટે તેવિષે એટલુંજ કહેવું બસ થશે. (જો એનું વિવેચન કરવા બેસીએ તો તેનો ઘણોજ વિસ્તાર થાય.) મારે તો અહીં જ્યોતિષ શાસ્ત્રનાં અંગ સંહિતા વિષયનોજ નિર્ણય કરવો જોઈએ ॥ ૮ ॥

ज्योतिश्शास्त्रमनेकभेदविषयं स्कन्धत्रयाधिष्ठितं तत्का-
त्स्न्योपनयस्य नाम मुनिभिः सङ्कीर्त्यते संहिता ।
स्कन्धेऽस्मिन् गणितेन या ग्रहगतिस्तत्राभिधान-
स्त्वसौ होरान्योऽङ्गविनिश्चयश्च कथितः स्कन्धस्तृती-
योपरः ॥ ९ ॥ वक्रानुवक्रास्तमयोदयाद्यास्ताराग्र-

हाणां करणे मयोक्ताः। होरागतं विस्तरतश्च जन्म-
यात्राविवाहैः सह पूर्वमुक्तम् ॥ १० ॥

જ્યોતિષ શાસ્ત્રમાં ઘણા વિષયોનો સમાવેશ થાય છે અને તેનાં મુખ્ય ત્રણ નામ છે. ઋષિઓ તો સમગ્ર જ્યોતિષને સંહિતા કહે છે. જ્યોતિષના જે ભાગમાં ગ્રહગણિતવિષે લખવામાં આવ્યું હોય તેને તંત્ર કહે છે. બીજો ભાગ હોરા શાસ્ત્ર છે; અને ત્રીજો અંગવિનિશ્ચય શાસ્ત્ર (સંહિતા) કહેવાય છે ॥ ૯ ॥ મારા તંત્રશાસ્ત્રના ગ્રંથ(પંચસિદ્ધાંતિકા) માં ગ્રહોની વક્રમાર્ગાદિ ગતિ, તેમના ઉદયાસ્ત વિગેરે વિષયોવિષે મેં લખ્યું છે. હોરા શાસ્ત્રમાં જાતકફળ, યાત્રા અને વિવાહ વિગેરે વિષયો સંપૂર્ણ રીતે પહેલાં લખેલા છે ॥ ૧૦ ॥

प्रश्नप्रतिप्रश्नकथाप्रसङ्गान् स्वल्पोपयोगान् ग्रहसम्भ-
वांश्च। संत्यज्य फल्गूनि च सारभूतं भूतार्थमर्थैः स-
कलैः प्रवक्ष्ये ॥ ११ ॥

આ ગ્રંથમાં પ્રશ્નો, ઉત્તરો ઐતિહાસિક વૃત્તાંતો, ગ્રહોની ઉત્પત્તિનાં કારણો અને બીજા અણ ઉપયોગી વિષયો મેં મૂકી દીધા છે ને કેવળ સારભૂત પ્રત્યક્ષ પ્રતીતિવાળા વિષયોજ માત્ર (લીધા છે) તે સંપૂર્ણ અર્થસાથે હું કહીશ.॥૧૧॥

इति श्रीवराहमिहिरकृतौ बृहत्संहिताया-
मुपनयनाध्यायः प्रथमः।

શ્રીમાન્ વરાહમિહિરાચાર્યની રચેલી વારાહી સંહિતાનો શાસ્ત્રોપનયન નામનો પહેલો અધ્યાય પૂરો થયો.

---

## પ્રકરણ ૨ જું.

### જ્યૌતિષિક.

अथातः सांवत्सरसूत्रं व्याख्यास्यामः।
तत्र सांवत्सरोऽभिजातः प्रियदर्शनो विनीतवेषः
सत्यवागनसूयकः समः सुसंहतोपचितगात्रसन्धिरवि-

कलश्चारुकरचरणनखनयनचिबुकदशनश्रवणललाट-
भ्रूत्तमाङ्गो वपुष्मान् गम्भीरोदात्तघोषः। प्रायः शरी-
राकारानुवर्तिनो हि गुणाश्च दोषाश्च भवन्ति।

હવે અમે જ્યૌતિષિક( દૈવજ્ઞ )ના ગુણોનું ટુંક વર્ણન આપીશું. તે ( જ્યોતિષી ) કુલીન, સુંદર ચેહેરાવાળો, વિનયી, સત્યવાદી, ઈર્ષ્યારહિત, સમાન અવયવોવાળો, સારા બાંધા અને ધાટવાળો, અંગમાં ખોડ-ખાંપણ વિનાનો, સુંદર હાથ, પગ, ઢીચણ, આંખો, હડપચી, દાંત, કાન, કપાળ, ભ્રમર અને મસ્તકવાળો, સુંદર શરીરવાળો, ઉંચો અને મીઠી વાણીવાળો હોવો જોઈએ.

સાધારણ રીતે કહીએ તો ગુણો અને દુર્ગુણો શરીર પ્રમાણે નથી હોતા શું?

तत्र गुणाः। शुचिर्दक्षः प्रगल्भो वाग्मी प्रतिभान-
वान् देशकालवित्सात्त्विको नपर्षद्भीरुः सहाध्यायि-
भिरनभिभवनीयः कुशलोऽव्यसनी शान्तिकपौष्टिकाभि-
चारस्नानविद्याभिज्ञो विबुधार्चनव्रतोपवासनिरतः
स्वतन्त्राश्चर्योत्पादितज्ञानप्रभावः पृष्टाभिधाय्यन्यत्र-
दैवात्ययाद्। ग्रहगणितसंहिताहोराग्रन्थार्थवेत्ता।

**ગુણમાં** તે સ્વચ્છ વર્તણુકવાળો, શક્તિમાન, ઉદાર, સુભાષી, દંભવિનાનો, તર્ક કરનાર, દેશ અને કાળને ઓળખનાર, ગરીબ સ્વભાવનો, ઉશ્કેરાઈ ન જાય તેવો, પોતાના વર્ગના વિદ્વાનોથી વિવાદમાં પાછો ન હઠનાર, બલિષ્ઠ, દુર્ગુણવિનાનો, શાંતિક પૌષ્ટિક ક્રિયા, જાદુ તથા બલિદાનાદિના વિધિને જાણનાર, દેવપૂજક એકાદશ્યાદિ વ્રતોપવાસાદિ કરનાર, પ્રશસ્ય ચાતુર્યવાળો, પ્રત્યક્ષ દૈવી બાધા શિવાયની દરેક બાબતનો વગર મુસ્કેલીએ જવાબ દેનાર, ગણિતસ્કંધ, હોરાસ્કંધ, અને સંહિતા જાણનાર હોવો જોઈએ.

तत्र ग्रहगणिते पौलिशरोमकवासिष्ठसौरपैतामहेषु प-
ञ्चस्वेतेषु सिद्धान्तेषु युगवर्षायनर्तुमासपक्षाहोरात्रयाम-
मुहूर्त्तनाडीविनाडीप्राणत्रुटित्रुट्याद्यवयवादिकस्य का-
लस्य क्षेत्रस्य च वेत्ता। चतुर्णां च मानानां सौरसावन-
नाक्षत्रचान्द्राणामधिमासकावमसम्भवस्य च कारणा-

भिज्ञः । षष्ट्यब्दयुगवर्षमासदिनहोराधिपतीनां प्रतिपत्तिविच्छेदवित् । सौरादीनाञ्च मानानां सदृशासदृशयोग्यायोग्यत्वप्रतिपादनपटुः । सिद्धान्तभेदेऽप्ययननिवृत्तौ प्रत्यक्षं सममण्डलरेखासम्प्रयोगाभ्युदितांशकानाञ्च छायाजलयन्त्रदृग्गणितसाम्येन प्रतिपादनकुशलः । सूर्य्यादीनाञ्च ग्रहाणां शीघ्रमन्दयाम्योत्तरनीचोच्चगतिकारणाभिज्ञः । सूर्यचन्द्रमसोश्च ग्रहणे ग्रहणादिमोक्षकालदिक्प्रमाणस्थितिविमर्दवर्णदेशानामनागतग्रहसमागमयुद्धानामादेष्टा । प्रत्येकग्रहभ्रमणयोजनकक्षाप्रमाणप्रतिविषययोजनपरिच्छेदकुशलो भूभगणभ्रमणसंस्थानाद्यक्षावलम्बकाहर्व्यासचरदलकालराश्युदयच्छायानाडीकरणप्रभृतिषु क्षेत्रकालकरणेष्वभिज्ञो नानाचोद्यप्रश्नभेदोपलब्धिजनितवाक्सारो निकषसन्तापाभिनिवेशैर्विशुद्धस्य कनकस्येवाधिकतरममलीकृतस्य शास्त्रस्य वक्ता तन्त्रज्ञो भवति ।

**ગ્રહગણિતોમાં** તેણે પુલિશ, રોમક, વશિષ્ઠ, સૂર્ય, અને પિતામહાદિના સિદ્ધાંતોનો અભ્યાસ કરેલો હોવો જોઈયે તથા યુગ, વર્ષ, અયન, ઋતુ, માસ, પક્ષ, અહોરાત્ર, યામ, મુહૂર્ત, નાડી, વિનાડી, પ્રાણ, ત્રુટી, ત્રુટીના વિભાગો અને કાળ અને ક્ષેત્રના વિભાગોનું તેને સ્પષ્ટ જ્ઞાન હોવું જોઈયે. સાવન દિવસ, ચાંદ્ર અને નક્ષત્ર દિવસ, તિથી વૃદ્ધિ તથા અધિક માસ વિગેરેનાં કારણોના શુદ્ધ જ્ઞાનને ધરાવતો હોવો જોઈએ.

સાઠ સંવત્સરો, યુગ, વર્ષ, માસ, દિન અને હોરા ને તેના પતિઓના આદિ અંતનું તેને બરાબર જ્ઞાન હોવું જોઈએ.

મનુષ્ય, દેવ પિતૃ ગુરૂ, નક્ષત્ર સૌર, ચાંદ્ર કુદિન અને બ્રહ્માના દિવસોનું માન અને તેના બીજા વિભાગો, તેમનું પરસ્પર મલતાપણું અને ભેદ, તેમાનો કયો કયા કામમાં લેવો વિગેરે બાબત તેણે જાણવી જોઈએ.

પાંચ સિદ્ધાંતોમાં આપેલી રીતિએ ગણિત કરી લાવવામાં આવેલા ગ્રહો દૃક્તુલ્ય ન થાય તો (છાયા અને જળ યંત્રાદિથી) વેધ લઈ સૂર્ય અને ગ્રહોનાં સ્થાનોનું ગણિત કરવાને તેમજ અયન નિવૃત્તિ તથા ઉદય પછી તેઓ દૃષ્ટિથી પૂર્વમાં છે કે પશ્ચિમમાં છે તે તથા તેમના તાત્કાલિક ઉન્નતાંશનું ગણિત કરવાને તે સમર્થ હોવો જોઇએ.

મંદસ્પષ્ટ ને શીઘ્ર સ્પષ્ટ કરવામાટે જે સંસ્કાર સૂર્યાદિ ગ્રહમાં આપવો પડેછે તેનું, તેમજ શીઘ્ર સ્પષ્ટમાંથી મંદ સ્પષ્ટ ગ્રહ લાવવામાટે જે સંસ્કાર આપવો પડેછે તેનાં તથા સૂર્ય અને ગ્રહોનાં અયન તેમજ તેમની જુદે જુદે વખતે થતી મંદ અને શીઘ્ર ગતિ થવાનાં કારણો તેણે જાણવાં જોઈએ.

સૂર્ય અને ચંદ્ર ગ્રહણના વિષયમાં ગ્રહણોના સ્પર્શ તથા મોક્ષ, સ્પર્શસ્થાન તથા મોક્ષસ્થાન, ગ્રાસ અને સ્થિતિ અને ખગ્રાસમાં મર્દકાળના ગણિત તે કરી જાણતો હોવો જોઇએ. ગ્રસિત ચંદ્રનો રંગ કેવો થશે તે પણ તેણે જાણવું જોઇએ, તેમજ ચંદ્ર સાથે અને પરસ્પર થનારી ગ્રહોની યુતિના કાળ અગાઉથી ગણતરી કરી કહેવાને તે સમર્થ હોવો જોઈએ.

ગ્રહોની કક્ષા તેમની કક્ષાના યોજનો અને યોજનની લંબાઈ તેણે સારી રીતે જાણવી જોઈએ.

સૂર્યની આસપાસ તેમજ પોતાની ધરીની આસપાસ પૃથ્વીનું ભ્રમણ તેનો આકાર તેનું માન અને તે વિષેની તેની બીજી હકીકત તેમજ અક્ષાંશ અને રેખાંશ અહોરાત્ર વૃત્ત, ચરફળ, લગ્નોનાં ઉદયમાનો તેણે જાણવાં જોઈએ. તેમજ છાયામાંથી વખત, ને વખતમાંથી શંકૂછાયા તથા કાળમાંથી ક્ષેત્ર અને ક્ષેત્રમાંથી કાળ લાવવાનું ગણિત કરવા તે સમર્થ હોવો જોઈએ.

શુદ્ધ અને સરલ ભાષામાં પુછેલા પ્રશ્નો તથા વિરૂદ્ધ વાક્યોનું પ્રતિપાદન કરવાની તેનામાં શક્તિ હોવી જોઈએ. તથા એરણ, અગ્નિ અને કસોટીપર ચડાવી સુવર્ણની જેમ ખરી કસોટી કરવામાં આવેછે તેમ આ શાસ્ત્રની કસોટી કરી તેનાં ખરાં તત્વો સમજાવવા તે સમર્થ હોવો જોઈએ.

उक्तञ्च । न प्रतिबद्धं गमयति वक्ति न च प्रश्नमेकमपि पृष्टः। निगदति न च शिष्येभ्यः स कथं शास्त्रार्थविज्ञेयः ॥ १ ॥ ग्रन्थोऽन्यथान्यथार्थं करणं यच्चान्यथा

करोत्यबुधः । स पितामहमुपगम्य स्तौति नरो वैशिकेनार्याम् ॥ २ ॥

જે માણસ બીજાને કઠણ પ્રશ્નો સમજાવી શકતો નથી તેમ બીજાએ પુછેલા પ્રશ્નોના ઉત્તર દઈ શકતો નથી અથવા તે પોતાના અભિપ્રાયો પોતાના શિષ્યોને બરાબર સમજાવી શકતો નથી તેને શાસ્ત્રાર્થ જાણનાર કેમ ગણાય? ૧ જે મુર્ખ શાસ્ત્રથી ઉલટો અર્થ અને ઉલટી રીતે ગણિત કરેછે તે અને પોતાના પિતાપાસે જઈ પોતાની માતાની શંગાર ચાતુરી વખણનાર સરખા છે. ૨

तन्त्रे सुपरिज्ञाते लग्ने छायाम्बुयन्त्रसंविदिते । होरार्थे च सुरूढ़ेनादेष्टुर्भारती वन्ध्या ॥ ३ ॥ उक्तश्चार्यविष्णुगुप्तेन । अप्यर्णवस्य पुरुषः प्रतरन् कदा चिदासादयेदनिलवेगवशेन पारम् । न त्वस्य कालपुरुषाख्यमहार्णवस्य गच्छेत् कदा चिदनृषिर्मनसापि पारम्॥४॥

જે ગણિતવિદ્યા બરોબર જાણતો હોય અને જે, છાયા, શંકુ અને યંત્રોએ કરી સ્પષ્ટ લગ્ન વરતી જાણતો હોય ને જેને જાતકફળનું સારૂં જ્ઞાન હોય તેની વાણી મિથ્યા થતી નથી. ॥ ૩ ॥ આર્ય વિષ્ણુગુપ્ત (ચાણક્ય) કહેછેઃ–કે પવનને વેગે તરનારને સમુદ્રને પહેલે પાર જવાનું શક્ય છે પરંતુ આ જ્યોતિષશાસ્ત્રરૂપી મહાસમુદ્રને સામે કિનારે ઋષિઓ શિવાય મને કરી પણ કોઈ પોહોંચી શકતું નથી. ૪

होराशास्त्रेऽपि च राशिहोराद्रेक्काणनवांशकद्वादशभागत्रिंशद्भागबलाबलपरिग्रहो ग्रहाणां दिक्स्थानकालचेष्टाभिरनेकप्रकारबलनिर्धारणं प्रकृतिधातुद्रव्यजातिचेष्टादिपरिग्रहो निषेकजन्मकालविस्मापनप्रत्ययादेशसद्योमरणायुर्दायदशान्तर्दशाष्टकवर्गराजयोगचन्द्रयोगद्विग्रहादियोगानां नाभसादीनाञ्च योगानां फलान्याश्रयभावावलोकननिर्याणगत्यनूकानि तात्कालिकप्रश्नशुभाशुभनिमित्तानि विवाहादीनाञ्च कर्म्मणां

करणम् । यात्रायाञ्च तिथिदिवसकरणनक्षत्रमुहूर्तविलग्नयोगदेहस्पन्दनस्वप्नविजयस्नानग्रहयज्ञगणयागाग्निलिङ्गहस्त्यश्वेङ्गितसेनाप्रवादचेष्टादिग्रहषाड्गुण्योपायमङ्गलामङ्गलशकुनसैन्यनिवेशभूमयोऽग्निवर्णा मन्त्रिचरदूताटविकानां यथाकालं प्रयोगाः परदुर्गालम्भोपायाश्चेत्युक्तं चाचार्यैः ।

**જાતકફ્લાદેશ**માં જ્યૌતિષિકે રાશિના, રાશિ, હોરા, દ્રેષ્કાણ, દ્વાદશાંશ, ત્રિશાંશ, વિગેરે વિભાગો ને તેમનાં જાતક વિધિએ બલાબલ, જાણવાં જોઈએ; તેમજ ગ્રહોનાં દિક્, સ્થાન અને ચેષ્ટાદિ બલો પણ જાણવાં જોઈએ.

ગ્રહોના ગુણો તેમના આધિપત્યવાળા કાળપુરૂષના વિભાગો, ધાતુ, જાતિ, વર્ણ અને આધિપત્ય વિગેરે તેણે જાણવું જોઈએ; મનુષ્યના જન્મકાળ વા આધાનકાળ પરથી સામા મનુષ્યની આસ્થા બેસે માટે તેને લગતી હકીકત કહેવાનું તેનામાં સામર્થ્ય હોવું જોઈએ; કેવા યોગમાં જન્મેલું બાલક નાનપણમાં ગુજરી જશે અને જાતકની જીંદગાની કેટલા વખતની છે તેની ગણતરી કરતાં તેમજ ગ્રહભુક્તિ વિગેરેનું ગણિત તથા અષ્ટકવર્ગનું ગણિત કેમ કરવું તેનું જ્ઞાન તેને હોવું જોઇએ. રાજયોગ, ચંદ્રયોગ, દ્વિગ્રહયોગ અને નાભસયોગ મનુષ્યનીપર કેવી અસર કરેછે તે તેણે જાણવું જોઇએ.

ગ્રહોની સ્થિતિ તથા તેમની દૃષ્ટિથી મનુષ્યના નશીબપર કેમ અસર થાય છે તે પણ તેણે જાણવું જોઈએ. અમુકનું મરણ ક્યારે ને કેવા કારણથી થશે તે તથા મરણ બાદ કેવી અવસ્થા તે ભોગવશે તેની ગણતરી તેણે જાણવી જોઈએ.

વિવાહાદિ શુભ કર્મોનાં મુહૂર્તો શોધવાની તેનામાં શક્તિ હોવી જોઈએ.

**યાત્રાવિષય**માં અમુક કામપરત્વના યોગો, લગ્ન, મુહૂર્ત, નક્ષત્ર, કરણ, અને વારનું શુભાશુભપણું તેણે જાણવું જોઈએ. કુદરતી હાવભાવો તથા સ્વપ્નાની તાસીર તેણે જાણવી જોઈએ; ફતેહ મેળવવા માટે રાજાઓએ ક્યારે નીકળવું તે જણાવવાની તેનામાં શક્તિ હોવી જોઈએ; પિશાચોને બલી દેવાની તથા ગ્રહયજ્ઞોના વિધિને જાણતો હોવો જોઈએ; યજ્ઞના અગ્નિની જ્વાલાનું તથા હાથી અને ઘોડાપર સ્વારી કરવા વખતે થયેલ ચેષ્ટાનું જે ફળ હોય તે તેને બરાબર સમજાવતાં આવડવું જોઈએ.

લડવૈયાનાં વેણુ અને હાવભાવપરથી શુભાશુભ ફળ કહેવાની તેનામાં શક્તિ હોવી જોઈએ. ષડ્ગુણ અને ઉપાય નીતિનો તેને અભ્યાસ હોવો જોઈએ; આરંભેલું કાર્ય ફતેહ થશે કે નિષ્ફળ થશે તે કહેવાની તેનામાં શક્તિ જોઈએ; શુકન ફળ પણ તેણે જાણવું જોઈએ; રાજાનાં લશ્કરને કઈ જગોએ મેલાણુ નાંખવામાં સારૂં છે તે બતાવી આપવાની વિદ્યા તેણે જાણવી જોઈએ, યજ્ઞના અગ્નિની જ્વાળાપરથી શુભાશુભ સૂચક ફળ, તેણે જાણવું જોઈએ; પ્રધાન, જાસુસ, દૂત અને જંગલીઓને ક્યારે રાખવા તે તેણે જાણવું જોઈએ; અને શત્રુનો કિલ્લો તાબે કરવામાટે તેણે વખત જોઈ આદેશ આપવાનું જાણવું જોઈએ.

ઉપર જણાવેલા સઘળા વિષયોપર વિદ્વાનોના લખેલા ગ્રંથો હયાત છે.—

**जगति प्रसारितमिवालिखितमिव मतौ निषिक्तमिव हृदये। शास्त्रं यस्य सभगणं नादेशा निःफलास्तस्य॥५॥**

આ શાસ્ત્રની સચાઈ જેની આંખ આગળ તરી રહી છે, જેના મનમાં લખાઈ રહી છે, જેના હૃદયમાં રોપાઈ ગઈ છે તેનો આદેશ ક્યારે પણ નિષ્ફળ થતો નથી. ૫

**संहितापारगश्च दैवचिन्तको भवति। यत्रैते संहितापदार्थाः। दिनकरादीनां ग्रहाणां चारास्तेषु च तेषां प्रकृतिविकृतिप्रमाणवर्णकिरणद्युतिसंस्थानास्तमनोदयमार्गमार्गान्तरवक्रानुवक्रर्क्षग्रहसमागमचारादिभिः फलानि नक्षत्रकूर्मविभागेन देशेष्वगस्तिचारः सप्तर्षिचारो ग्रहभक्तयो नक्षत्रव्यूहग्रहशृङ्गाटकग्रहयुद्धग्रहसमागमग्रहवर्षफलगर्भलक्षणरोहिणीस्वात्याषाढीयोगाः सद्योवर्षकुसुमलतापरिधिपरिवेषपरिघपवनोल्कादिग्दाहक्षितिचलनसन्ध्यारागगन्धर्वनगररजोनिर्घातार्घकाण्डसस्यजन्मेन्द्रध्वजेन्द्रचापवास्तुविद्याङ्गविद्यावायसविद्यान्तरचक्रमृगचक्राश्वचक्रवातचक्रभा-**

सादलक्षणप्रतिमालक्षणप्रतिष्ठापनवृक्षायुर्वेदोदगार्गलनीराजनखञ्जनोत्पातशान्तिमयूरचित्रकघृतकम्बलखड्गपट्टकृकवाकुकूर्मगोऽजाश्वेभपुरुषस्त्रीलक्षणान्यन्तःपुरचिन्तापिटकलक्षणोपानच्छेदवस्त्रच्छेदचामरदण्डशय्यासनलक्षणरत्नपरीक्षादीपलक्षणं दन्तकाष्ठाद्याश्रितानि शुभाशुभानि निमित्तानि सामान्यानि च जगतः प्रतिपुरुषं पार्थिवे च प्रतिक्षणमनन्यकर्माभियुक्तेन दैवज्ञेन चिन्तयितव्यानि। न चैकाकिना शक्यन्तेऽहर्निशमवधारयितुं निमित्तानि। तस्मात् सुभृतेनैव दैवज्ञेनान्ये तद्विदश्चत्वारो भर्तव्याः। तत्रैकेनैन्द्री चाग्नेयी च दिगवलोकयितव्या। याम्या नैर्ऋती चान्येनैवं वारुणी वायव्या चोत्तरा चैशानी चेति। यस्मादुल्कापातादीनि निमित्तानि शीघ्रमपगच्छन्तीति। तेषां चाकारवर्णस्नेहप्रमाणादिग्रहर्क्षाभिघातादिभिः फलानि भवन्ति। उक्तश्च गर्गेण महर्षिणा।

સંહિતાનો પાર પામેલ પુરુષ, દૈવચિંતક થાયછે. એ સંહિતામાં આ પદાર્થો રહેલા છેઃ[1]–સૂર્ય વિગેરે ગ્રહના ચાર (ફરવું), તેમની પ્રકૃતિ, વિકૃતિ, પ્રમાણ, વર્ણ, કિરણ, દ્યુતિ સંસ્થા, અસ્ત, ઉદય, માર્ગ, માર્ગાન્તર, વક્ર, વક્રાનુવક્ર, નક્ષત્ર અને ગ્રહ સમાગમ તથા ચાર વિગેરે પરથી જાણવામાં આવતાં ફળ, નક્ષત્ર કૂર્મવિભાગ, અગસ્ત્યચાર, સપ્તર્ષિચાર, ગ્રહભક્તિ, નક્ષત્રવ્યૂહ, ગ્રહશૃંગાટક, ગ્રહયુદ્ધ, ગ્રહસમાગમ, ગ્રહવર્ષફળ, મેઘગર્ભલક્ષણ, રોહિણી, સ્વાતી અને આષાઢીયોગો, સદ્યવૃષ્ટિ, કુસુમ, વેલા વિગેરેની પ્રકૃતિ, પરિધિ, પરિવેષ, પરિઘ વાતચક્ર, ઉલ્કાપાત, દિગ્દાહ, ક્ષિતિચલન, સંધ્યાના રંગ, ગંધર્વનગર, ર-

---

૧ વરાહ મિહિરાચાર્યે પોતાનો ગ્રંથ શરૂ કર્યા પહેલાં તેમાં તે શાશા વિષયો દાખલ કરશે તે અનુક્રમે આમાં ગણાવ્યા છે ને તે સાથે સંહિતામાં કયા વિષયો હોયછે તેનું વિવરણ કર્યું છે.

જોવૃષ્ટિ, નિર્ધાત, અર્ધકાંડ, વૃક્ષોનું ઉગવું, ઇન્દ્રધ્વજ, મેઘધનુષ્, વાસ્તુવિદ્યા, અંગવિદ્યા, કાગવિદ્યા, અંતરચક્ર, મૃગચક્ર, અશ્વચક્ર, વાતચક્ર, પ્રાસાદલક્ષણ, પ્રતિમાલક્ષણ, પ્રતિષ્ઠાપન, વૃક્ષાયુર્વેદ, ભૂમ્યંતર્ગત જળજ્ઞાન, નીરાજનવિધિ, ખંજનોત્પાતશાન્તિ, મયૂરચિત્રક, પુષ્યસ્નાનવિધિ, ખડ્ગ ને મુકુટ લક્ષણ, કૂકડા, ગાય, બકરા, ઘોડા, હાથી, પુરૂષ ને સ્ત્રીનાં લક્ષણ, અંતઃપુરચિંતા, તિલાદિનાં લક્ષણ, ઉપાનચ્છેદ, વસ્ત્રચ્છેદ, ચામર, દંડ, શય્યા ને આસનનાં લક્ષણ, રત્નપરીક્ષા, દીપલક્ષણ અને દંતકાષ્ટાદિને આશ્રયે રહેલાં શુભાશુભ નિમિત્ત જે સામાન્યતઃ જગતના પ્રત્યેક મનુષ્યને માટે અને રાજાને માટે એક સરખા છે. તે છે; ને પ્રતિપળે તેમાં ફેરફાર પડતો રહેછે માટે તે જાણવા સારૂ ( રાજાએ ) ખાસ એક જ્યોતિષીને રોકી તેનો તપાસ કરાવવો જોઈએ. પરંતુ એ સઘળા નિમિત્તો એકજ જ્યોતિર્વિત્ રાત દિવસ તપાસી નકી કરી શકે નહિ માટે સારીરીતે પોષિત થયેલા એ જ્યોતિષીએ એ કામ ચાર હુશિઆર જ્યોતિષીઓને પાળી કરાવવું. તેમાંના એક જ્યોતિષીએ પૂર્વ અને અગ્નિદિશાનો તપાસ રાખવો, બીજાએ નૈઋત્ય અને દક્ષિણદિશા સંભાળવી, તેમજ ત્રીજાએ પશ્ચિમ અને વાયવ્ય પર લક્ષ રાખવું અને ચોથાએ ઉત્તર અને ઈશાન કોણમાં થતા દિવ્ય ફેરફારો જોવા કેમકે ઉલ્કાપાત વિગેરે નિમિત્તો એકાએક થાયછે ને ભવિષ્યના વરતનારાનો આધાર તે વેળાના તેમના આકાર, વર્ણ, સ્નિગ્ધતા, પ્રમાણ, દિશા, ગ્રહ તથા નક્ષત્ર સંબંધ અને અભિઘાત વિગેરે પર છે. ॥ ૬ ॥

**कृत्स्नाङ्गोपाङ्गकुशलं होरागणितनैष्ठिकम् । यो न पूजयते राजा स नाशमुपगच्छति ॥ ७ ॥ वनं समाश्रिता येऽपि निर्ममा निःपरिग्रहाः । अपि ते परिपृच्छन्ति ज्योतिषां गतिकोविदम् ॥ ८ ॥**

મહામુનિ ગર્ગાચાર્યે કહ્યું છે, કેઃ— જે રાજા જ્યોતિષ શાસ્ત્રના સઘળાં અંગો તથા ઉપાંગો[1] સારીરીતે જાણનાર તથા ગણિત વિષયમાં ચતુર જ્યોતિર્વિદનું પોષણ કરતો નથી તેને નુકશાન ખમવું પડેછે. ॥ ૭ ॥ પરીગ્રહ વિ-

૧. સંહિતામાં કહેવામાં આવેલ ગ્રહ નક્ષત્ર અને રાશિ વિગેરેના વિચાર જ્યોતિષશાસ્ત્રનું અંગ કહેવાય છે. અને સ્ત્રી પુરૂષ લક્ષણ વસ્ત્રછેદ, દીપલક્ષણ વિગેરે તેનાં ઉપાંગ કહેવાય છે–

નાના અહંતા તથા મમતા રહિત વનમાં રહેલાઓ પણ પોતાનાં ભવિષ્ય વિષે જ્યોતિર્વિદને પૂછેછે તો પછી સંસાર વ્યવહારમાં ગુંથાયેલા પૂછે તેમાં નવાઈ શી? ॥ ૮ ॥

अप्रदीपा यथा रात्रिरनादित्यं यथा नभः । तथासांवत्सरो राजा भ्रमत्यन्ध इवाध्वनि ॥ ९ ॥ मुहूर्त्ततिथिनक्षत्रमृतवश्चायने तथा । सर्वाण्येवाकुलानि स्युर्न स्यात् सांवत्सरो यदि ॥ १० ॥

જેમ દીવાવિનાની રાત્રિ અને સૂર્યવિનાનો આકાશ શોભતાં નથી તેમ જ્યોતિર્વિદ્ વિનાનો રાજા આંધળાની માફક માર્ગમાં ભમેછે. ॥ ૯ ॥ જ્યોતિષીવિના મુહૂર્ત, તિથી, નક્ષત્ર, રૂતુ અને અયન એ સઘળાં સંદિગ્ધ ગણાય છે. ॥ ૧૦ ॥

तस्माद्राज्ञाभिगन्तव्यो विद्वान् सांवत्सरोऽग्रणीः । जयं यशः श्रियं भोगान् श्रेयश्च समभीप्सता ॥ ११ ॥ नासांवत्सरिके देशे वस्तव्यं भूतिमिच्छता । चक्षुर्भूतो हि यत्रैष पापं तत्र न विद्यते ॥ १२ ॥

માટે જય, યશ, લક્ષ્મી, ભોગ અને કલ્યાણને ચાહનાર રાજાએ વિદ્વાન્ જ્યોતિષી પોતા પાસે રાખવો જોઈએ. ॥ ૧૧ ॥ જ્યોતિષીવિનાના દેશમાં અભ્યુદય ઇચ્છનાર મનુષ્યે રહેવું નહિ. (કેમકે) જ્યોતિષી સર્વનાં નેત્રરૂપ છે. તે જ્યાં વસેછે ત્યાં પાપ રહેતું નથી. ॥ ૧૨ ॥

न सांवत्सरपाठी च नरकेषूपपद्यते । ब्रह्मलोकप्रतिष्ठाञ्च लभते दैवचिन्तकः ॥ १३ ॥ ग्रन्थतश्चार्थतश्चैतत्कृत्स्नं जानाति यो द्विजः । अग्रभुक् स भवेच्छ्राद्धे पूजितः पङ्क्तिपावनः ॥ १४ ॥

વિદ્વાન જ્યોતિષી નરકમાં જતો નથી પરંતુ તે દૈવચિંતકપુરૂષ બ્રહ્મલોકમાં વસે છે ને તેને મુક્તિ મળેછે. ॥ ૧૩ ॥ જે બ્રાહ્મણ સઘળાં જ્યોતિષ શાસ્ત્ર તેમજ તેના અર્થને બરાબર જાણતો હોય તેને માન આપવું ને શ્રાદ્ધમાં પ્રથમ પંક્તિ આપવી. કેમકે તે જે પંક્તિમાં બેસેછે તેને તે પવિત્ર કરેછે. ॥ ૧૪ ॥

म्लेच्छा हि यवनास्तेषु सम्यक् शास्त्रमिदं स्थितम् ।
ऋषिवत्तेऽपि पूज्यन्ते किं पुनर्दैवविद्द्विजः ॥ १५ ॥
कुहकावेशपिहितैः कर्णोपश्रुतिहेतुभिः । कृतादेशो न
सर्वत्र प्रष्टव्यो न स दैववित् ॥ १६ ॥

યવનો અને મ્લેચ્છોને પણ તેમના આ શાસ્ત્રના સારા અભ્યાસ માટે ઋષિતુલ્ય માન આપવામાં આવેછે, તો બ્રાહ્મણ દૈવજ્ઞને કોણ માન નહિ આપે. ॥ ૧૫ ॥ જે (ઢોંગી) જ્યોતિષી (શાસ્ત્રનું જ્ઞાન ધરાવ્યાવિના) કુહક વિદ્યાથી કે વખતોવખત છુપી રીતે સાંભળેલી બાબતપરથી ભવિષ્ય કહેતો હોય, તેની જ્યોતિષી તરીકે સલાહ લેવી નહિ. ॥ ૧૬ ॥

अविदित्वैव यः शास्त्रं दैवज्ञत्वं प्रपद्यते । स पङ्क्तिदूषकः पापो ज्ञेयो नक्षत्रसूचकः॥१७॥ नक्षत्रसूचकोद्दिष्टमुपहासं करोति यः। स व्रजत्यन्धतामिस्रं सार्धमृक्षविडम्बिना ॥ १८ ॥[1]

શાસ્ત્ર જાણ્યા શિવાય જે જ્યોતિષી થઈ બેસે તેને પાપી અને પંક્તિને દૂષિત કરનાર નક્ષત્રસૂચક જાણવો. ॥ ૧૭ ॥ જે (દૈવજ્ઞના કહેવાની) હાંસી કરેછે અને નક્ષત્ર સૂચકના કહ્યાપ્રમાણે વર્ત્તે છે તે તે સહિત અંધતામિશ્ર નામના નર્કમાં પડેછે. ॥ ૧૮ ॥

नगरद्वारलोष्टस्य यद्वत्स्यादुपयाचितम् । आदेशस्तद्वदज्ञानां यः सत्य सः विभाव्यते॥ १९ ॥ सम्पत्त्या योजितादेशस्तद्विच्छिन्नकथाप्रियः। मत्तः शास्त्रैकदेशेन त्याज्यस्तादृग्महीक्षिता ॥ २० ॥

નગરના દરવાજા પાસે પડેલા પથ્થરના ઢગલા કને બક્ષીસ માંગવી અને અજ્ઞાન માણસને (જ્યોતિષસંબંધી) પ્રશ્ન પૂછવો એ બરોબર છે. આખરે

૧. કેટલીક પ્રતિમાં આ શ્લોક જોવામાં નથી આવતો તેથી તે ક્ષેપક હોય એમ જણાય છે.

સત્યની તો ફતેહજ થાય છે. ॥ ૧૯ ॥ જે જ્યોતિષી દ્રવ્ય ખર્ચી બનેલી હકીકત જાણીને ફલાદેશ કરતો હોય, વિષયવિનાની વાતો કરતો હોય અને શાસ્ત્રના એકદેશીય જ્ઞાનથી ગર્વીષ્ટ બનેલો હોય તેવા (જ્યોતિષી) નો રાજ્યકર્તાઓએ ત્યાગ કરવો. ॥ ૨૦ ॥

**यस्तु सम्यग्विजानाति होरागणितसंहिताः। अभ्यर्च्यः स नरेन्द्रेण स्वीकर्तव्यो जयैषिणा ॥ २१ ॥ न तत् सहस्रं करिणां वाजिनां वा चतुर्गुणम्। करोति देशकालज्ञो यदेको दैवचिन्तकः ॥ २२ ॥**

જે જ્યોતિષી ગણિત, હોરા અને સંહિતા સારી રીતે જાણતો હોય તેને જયની ઇચ્છા રાખનાર રાજાએ સત્કાર કરી (પોતાના દરબારમાં) રાખવો. ॥ ૨૧ ॥ (કેમકે) એક દૈવને જાણનાર અને દેશકાળના અનુભવી જ્યોતિર્વિદથી જે રાજ્યકાર્ય (સિદ્ધ) થાય છે તે એક હજાર હાથી[1] અથવા ચાર હજાર ઘોડાઓથી[2] પણ થતું નથી. ॥ ૨૨ ॥

**दुःस्वप्नदुर्विचिन्तितदुःप्रेक्षितदुःकृतानि कर्माणि। क्षिप्रं प्रयान्ति नाशं शशिनः श्रुत्वा भसंवादम् ॥२३॥ न तथेच्छति भूपतेः पिता जननी वा स्वजनोऽथवा सुहृत्। स्वयशोऽभिविवृद्धये यथा हितमाप्तः सबलस्य दैववित् ॥ २४ ॥**

આજ ચંદ્ર કયા નક્ષત્રમાં છે એ સાંભળવાથી નઠારાં સ્વપ્ન, બુરી વાતનું ચિંતન તથા અમાંગલ્ય પદાર્થોનાં દર્શન અને કૃત દુષ્કર્મનાં નેષ્ટ ફળનો તરતજ નાશ થાય છે. ॥ ૨૩ ॥ એક તત્વવેત્તા જ્યોતિષી, રાજાનું જેટલું કલ્યાણ ઇચ્છે છે તેટલું તેમનાં માતપિતા, બંધુઓ, અને મિત્ર પણ ઇચ્છતા નથી. ॥ ૨૪ ॥

**इति श्रीवराहमिहिरकृतौ बृहत्संहितायां सांवत्सरसूत्रनामाध्यायो द्वितीयः ॥ २ ॥**

**શ્રીમાન્ વરાહ મિહિરાચાર્યની રચેલી વારાહી સંહિતાનો સાંવત્સર સૂત્ર નામનો બીજો અધ્યાય પુરો થયો.—**

---

૧ એક હજાર હાથીના લશ્કરથી.

૨ ચાર હજાર ઘોડેસ્વારના લશ્કરથી.

# પ્રકરણ ૩ જું.

## સૂર્યચાર.

आश्लेषार्धाद्दक्षिणमुत्तरमयनं धनिष्ठाद्यम् । नूनं कदाचिदासीद् येनोक्तं पूर्वशास्त्रेषु ॥ १ ॥
साम्प्रतमयनं सवितुः कर्कटकाद्यं मृगादितश्चान्यत् ।
उक्ताभावो विकृतिः प्रत्यक्षपरीक्षणैर्व्यक्तिः ॥ २ ॥

પૂર્વે સૂર્યનું દક્ષિણાયન આશ્લેષાના અર્ધથી અને ઉત્તરાયન ધનિષ્ઠાના પ્રારંભથી ક્યારેક ખરેખર થતું હતું;[1] એપરથી જુનાં શાસ્ત્રમાં[2] તે લખાયલું છે[3].॥૧॥ સામ્પ્રતકાળમાં સૂર્યનું દક્ષિણાયન કર્ક રાશિની શરૂઆતથી અને બીજું (ઉત્તરાયન) મકર રાશિની શરૂઆતથી થાયછે.[4] એ કહ્યા પ્રમાણે અયનપ્રવૃત્તિ તથા નિવૃત્તિ ન થાય તો અયનમાં વિકૃતિ થઈ છે એમ જાણવું. એ ફેર (નીચેપ્રમાણે) પ્રત્યક્ષ નિરીક્ષણ કરવાથી સ્પષ્ટ જણાય છે ॥ ૨ ॥

दूरस्थचिन्हवेधादुदयेऽस्तमयेऽपि वा सहस्रांशोः ।
छायाप्रवेशनिर्गमचिन्हैर्वा मण्डले महति ॥ ३ ॥
अप्राप्य मकरमर्को विनिवृत्तो हन्ति सापरां याम्याम् । कर्कटकमसम्प्राप्तो विनिवृत्तश्चोत्तरां सैन्द्रीम् ॥४॥

---

૧. ભટ ઉત્પલ પોતાની ટીકામાં તે ઉત્પાતવશાત્ થવાનું જણાવે છે, અમારા વિચારપ્રમાણે વરાહમિહિરાચાર્યના પહેલાં તેવી રીતે અયનપ્રવૃત્તિ થતી હતી એમ અયનાંશના ગણિતપરથી જણાય છે.

૨. પરાશર તંત્રમાં ઋતુની શરૂઆતનાં નક્ષત્ર નીચેપ્રમાણે કહેવામાં આવ્યાં છે. શ્રવણ નક્ષત્રની શરૂઆતથી રેવતીના અંતસુધી શિશિરઋતુ, રેવતીના અંતથી રોહિણીના અંતસુધી વસન્તઋતુ, મૃગશીર્ષના આરંભથી આશ્લેષાના અર્ધપર્યંત ગ્રીષ્મઋતુ, આશ્લેષાના અર્ધથી તે હસ્તના અંતસુધી વર્ષાઋતુ, ચિત્રાની શરૂઆતથી તે જ્યેષ્ઠાના અર્ધસુધી શરદૃઋતુ અને જ્યેષ્ઠાના અર્ધથી તે ધનિષ્ઠાના અંતસુધી હેમંતઋતુ થાયછે.

૩. ઋતુગણના શાયન સૂર્યની રાશિ કિંવા નક્ષત્રપરથી કરવામાં આવેછે તેથી પૂર્વશાસ્ત્ર તરિકે આચાર્યે આ પરાશર તંત્ર મૂખ્ય ગણેલું હોવું જોઈએ.

૪. આપરથી નક્કી થાયછે જે વરાહમિહિરાચાર્ય શક ૪૪૪ (જે વેળા અયનાંશનો અભાવ હતો તે) વેળા થઈ ગયા હોવા જોઈએ.

સૂર્યના ઉદય તથા અસ્ત વખતે દૂરનાં ચિન્હના વેધપરથી[1] અથવા તો મોટા દૃષ્ટિસૂત્રવૃત્તસ્થ શંકૂની છાયાના પ્રવેશ અને નિર્ગમનાં ચિન્હપરથી[2] અયનપ્રવૃત્તિ તથા નિવૃતિ જાણી શકાય છે ॥ ૩ ॥

મકર રાશિમાં ગયા પહેલાં સૂર્ય પાછો વળે તો તે દક્ષિણસાથે પશ્ચિમ દિશા( માં રહેનારા મનુષ્યો )ને મારે છે. અને કર્ક રાશિમાં ગયા પહેલાં પાછો વળે તો પૂર્વ દિશાસહિત ઉત્તર દિશા ( માં રહેનારા મનુષ્યો )નો નાશ કરેછે. ૪

---

૧ એવી રીતે કે મકરના સૂર્ય હોય છે ત્યારે સૂર્ય દરરોજ ઉત્તર તરફ ચાલતો જણાય છે અને કર્કના સૂર્ય હોય છે ત્યારે દક્ષિણ તરફ જતો જણાય છે. ઉદય અથવા અસ્ત વખતે કોઈ વૃક્ષ વિગેરેના દૂરના ચિન્હપરથી સૂર્ય દરરોજ ઉત્તર અથવા દક્ષિણ તરફ વધતો જાય તે જોતે જવો ને તેનાપરથી વિચાર કરવો કે અયનનિવૃત્તિ થઈ કે નહીં. એ અયનપ્રવૃત્તિ તથા નિવૃત્તિ ગણિતથી આવેલા કાળથી પહેલાં અથવા પાછળ થાય તો અયનમાં વિકાર થયેલો જાણવો. ભટ્ટોત્પલ[1] પોતાની ટીકામાં લખે છે કે "તુલા રાશિના સાત અંશ ઓછા હતા ત્યારે સૂર્ય દક્ષિણમાંથી પાછો ઉત્તર તરફ હઠવા માંડે છે એવું અમારા વેધપરથી અમને જણાય છે માટે દરેકે પોતપોતાના કાળમાં અયનનિવૃત્તિ જોઈ લેવી."

૨ અથવા જમીનપર એક મોટું વૃત્ત દોરી તેના મધ્યમાં શંકૂ મૂકવો ને માર્ચની ૨૧ તથા સપ્ટેમ્બરની ૨૩ તારીખે તે શંકુની ઉદય તથા અસ્ત વખતે વૃત્તના જે ભાગપર છાયા પડે તે ભાગપર ચિન્હ કરતા જવાં. મેષથી મિથુનના અંતસુધી સૂર્યભા પ્રાચી તથા પ્રતીચીની રેખાથી દક્ષિણતરફ જતી જણાશે. ને ત્યાર બાદ પાછી ઉત્તર તરફ છેક કન્યાના અંતસુધી પાછી હઠતી માલમ પડશે. ત્યારબાદ છેક મકરની શરૂઆત સુધી એ સૂત્રથી ઉત્તર તરફ વધતી માલમ પડશે, ને ત્યાર પછી દક્ષિણ તરફ હઠતી છેક મેષના આરંભ સુધી માલમ પડશે. એ પ્રમાણે દરરોજ એ છાયાનો તપાસ કરતાં જે દિવસ છાયાનું ઉત્તરમાંથી દક્ષિણ તરફ અને દક્ષિણમાંથી ઉત્તર તરફ હઠવાનું શરૂ થાય તે દિવસ ગણિતથી અયનનિવૃત્તિ થાય છે કે કેમ તે તપાસવી. જો એ દિવસ અને ગણિતથી મળેલો અયનનિવૃત્તિનો દિવસ મળતા આવે તો પ્રાકૃતિક અયન અને તેથી અગાઉ પાછળ થાય તો વૈકૃતિક અયન જાણવું.

---

૧. ભટ્ટોત્પલે વારાહી સંહિતા તથા વરાહમિહિરાચાર્યના રચેલા ગ્રંથોની વૃત્તિ કરી છે. તે આ ટીકાપરથી અયનાંશ જ્યારે ૭ હતા ત્યારે થઈ ગયો હોય એમ જણાય છે. આશરે શક ૮૬૪ માં.

अप्राप्य मकरमर्को विनिवृत्तो हन्ति सापरां याम्याम् ।
कर्कटकमसम्प्राप्तो विनिवृत्तश्चोत्तरां सेन्द्रीम् ॥ ५ ॥

મકર રાશિમાં પહોંચ્યા પહેલાં સૂર્યની અયન નિવૃત્તિ થાય તો તે પશ્ચિમ સહિત દક્ષિણ દિશાનો[1] નાશ કરે છે; અને કર્ક રાશિમાં પહોંચ્યા પહેલાં અયન નિવૃત્તિ થાય તો પૂર્વ સહિત ઉત્તર દિશાનો[2] તે નાશ કરે છે. ॥ ૫ ॥

सतमस्कं पर्वविना त्वष्टा नामार्कमण्डलं कुरुते ।
स निहन्ति सप्तभूपान् जनांश्च शस्त्राग्निदुर्भिक्षैः ॥ ६ ॥

ત્વષ્ટા નામક ગ્રહ પર્વ વિના સૂર્યબિંબપર અંધકાર કરે છે ત્યારે તે સાત રાજાઓને[3] અને મનુષ્યોને લડાઈ, અગ્નિ, અને દુર્ભિક્ષનાં નિમિત્તોથી હણે છે. ॥ ૬ ॥

तामसकीलकसंज्ञा राहुसुताः केतवस्त्रयस्त्रिंशत् ।
वर्णस्थानाकारैस्तान् दृष्ट्वार्के फलं ब्रूयात् ॥ ७ ॥

તામસ અને કીલક નામે રાહુના ૩૩ પૂત્રો કેતુઓ છે. સૂર્યના બિંબમ રહેલ તેઓનાં વર્ણ, સ્થાન અને આકાર જોઈ ફળ કહેવું. ॥ ૭ ॥

ते चार्कमण्डलगताः पापफलाश्चन्द्रमण्डले सौम्याः ।
ध्वाङ्क्षकबन्धप्रहरणरूपाः पापाः शशांकेऽपि ॥ ८ ॥

તે (તામસ કીલક) જો સૂર્યમંડળમાં દેખાય તો નઠારૂં ફળ આપે છે અને ચંદ્રમંડળમાં દેખાય તો સારૂં ફળ આપે છે, પરંતુ ચંદ્રમાં પણ તેઓ જો કાગડા, મસ્તકવિનાનું ધડ અને તલવાર વિગેરે હથિઆરના આકાર જેવા દેખાય તો દુષ્ટ ફળ આપેછે. ॥ ૮ ॥

तेषामुदये रूपाण्यम्भः कलुषं रजोवृतं व्योम ।
नगतरुशिखरविमर्दी सशर्करो मारुतश्चण्डः ॥ ९ ॥

---

૧ પશ્ચિમ તથા દક્ષિણ તરફના દેશમાં રહેનાર પ્રાણીમાત્રનો.

૨ ઉત્તર તથા પૂર્વ દિશામાં રહેનાર પ્રાણીમાત્રનો.

૩ નક્ષત્ર વ્યૂહ નામના પ્રકરણમાં રાજાઓ ગણવામાં આવ્યા છે તેમાંના સાતને.

ऋतुविपरीतास्तरवो दीप्ता मृगपक्षिणो दिशां दाहाः ।
निर्घातमहीकंपादयो भवन्त्यत्र चोत्पाताः ॥ १० ॥

તે તામસ કીલકનાં દર્શન વખતે આ પ્રમાણે ચિન્હો થાયછે. નદી અને તળાવ વિગેરેનું પાણી કારણવિના મેલું થાયછે, આકાશમાં ધૂળ છાઈ રહી હોય એવું દેખાય છે. પર્વતોનાં શિખરો અને વૃક્ષોની ડાળોને તોડતો અને નાના નાના પથરાઓને ઉરાડતો સખત પવન ફુંકે છે, વૃક્ષો ૠતુથી વિપરીત થવા લાગે છે એટલે ૠતુમાં ફળફૂલ લાગતાં નથી અને ૠતુ ન હોય તો ફૂલે ફળે છે, મૃગ વિગેરે પશુપક્ષીઓ પ્રદિપ્ત થવા લાગે છે, એટલે સૂર્ય સામું મુખ કરી ઉંચા સ્વરથી પુકારે છે, વારંવાર દિગ્દાહ થાય છે અને નિર્ઘાત, ધરતીકંપ, ઉલ્કાપાત આદિ ઉત્પાતો થાય છે. ॥ ૯ ॥ ૧૦ ॥

न पृथक् फलानि तेषां शिखिकीलकराहुदर्शनानि यदि ।
तदुदयकारणमेषां केत्वादीनां फलं ब्रूयात् ॥ ११ ॥

પ્રથમ કહેલા ઉત્પાતો થવાની અગાઉ સાત દિવસની અંદર જો ધૂમકેતુ તામસ કે કીલક દેખાય અથવા રાહુ દેખાય એટલે સૂર્ય ચંદ્રનું ગ્રહણ હોય તો તે ઉત્પાતોનું જુદું ફળ થતું નથી; કેમકે તે ઉત્પાતોજ કેતુ વિગેરેના ઉદયનું કારણ હોયછે. તેથી તેનું ફળ ન જોતાં કેવળ કેતુ વિગેરેનાં ફળનો વિચાર કરવો. ॥ ૧૧ ॥

यस्मिन् यस्मिन् देशे दर्शनमायान्ति सूर्यबिम्बस्थाः ।
तस्मिंस्तस्मिन् व्यसनं महीपतीनां परिज्ञेयम् ॥ १२ ॥
क्षुत्प्रम्लानशरीरा मुनयोऽप्युत्सृष्टधर्मसच्चरिताः ।
निर्मांसबालहस्ताः कृच्छ्रेणायान्ति परदेशम् ॥ १३ ॥

જે જે દેશની અંદર સૂર્યમંડળમાં તામસ, કીલક દેખાય તે તે દેશમાંના રાજાઓને દુઃખ જાણવું, ( એ વખતે ) ભૂખથી સૂકાઈ ગયેલાં શરીરવાળા મુનિઓ પણ ધર્મ સદાચરણ છોડી અન્ન ન મળવાથી દુર્બલ બાળકોને હાથપર લેઈ બીજે દેશ જાય છે. ॥ ૧૨ ॥ ૧૩ ॥

तस्करविलुप्तवित्ताः प्रदीर्घनिःश्वासमुकुलिताक्षिपुटाः ।
सन्तः सन्नशरीराः शोकोद्भवबाष्परुद्धदृशः ॥ १४ ॥

સાધુ પુરૂષોને ચોર લુટી લેછે. તેઓની આંખો દીર્ઘ નિશ્વાસાથી સંકોચાઈ જાય છે અને શોકને લીધે આંસુ પડવાથી રૂંધાઈ જાયછે, અને તેઓ શરીરે દુર્બળ તથા પીડાવાન થાય છે. ॥ ૧૪ ॥

**क्षामा जुगुप्समानाः स्वनृपतिपरचक्रपीडिता मनुजाः ।**
**स्वनृपतिचरितं कर्म्म न पुराकृतं प्रब्रुवन्त्यन्ये ॥ १५ ॥**

લોકો નિર્ધન થવાથી અને પોતાના રાજા તથા શત્રુના સૈન્યથી પીડાયાથી પોતાના રાજાના આચરણની નિંદા કરે છે અને બીજા પોતાની દુર્દશા થવાથી કર્મને દોષ દેછે ને કહેછે કે આ આપણા પૂર્વ જન્મનાં દુષ્કર્મનું ફળ છે એમાં રાજાનો દોષ નથી. ॥ ૧૫ ॥

**गर्भेष्वपि निष्पन्ना वारिमुचो न प्रभूतवारिमुचः ।**
**सरितो यान्ति तनुत्वं क्वचित्क्वचिज्जायते सस्यम् ॥ १६ ॥**

ગર્ભલક્ષણયુક્ત મેઘ વર્ષાઋતુ છતાં પણ પૂર્ણ વરસતા નથી તેથી જળવિના નદીઓ ઓછા પ્રવાહથી વહે છે અને ધાન્ય પણ કોઈક જગ્યાએ પાકે છે. ॥ ૧૬ ॥

**दण्डे नरेन्द्रमृत्युर्व्याधिभयं स्यात् कबन्धसंस्थाने ।**
**ध्वांक्षे च तस्करभयं दुर्भिक्षं कीलकेऽर्कस्थे ॥ १७ ॥**

સૂર્યબિંબમાં જો દંડ સરખું ચિન્હ જણાય તો રાજાનું મૃત્યુ થાય છે, માથાવિનાનાં ધડ સરખું ચિન્હ દેખાય તો રોગનો ભય થાય છે, કાગ સરખું દેખાય તો ચોરનો ભય થાય છે અને ખીલા સરખું દેખાય તો દુષ્કાળ થાય છે. ॥ ૧૭ ॥

**राजोपकरणरूपैश्छत्रध्वजचामरादिभिर्विद्धः ।**
**राजान्यत्वकृदर्कः स्फुलिङ्गधूमादिभिर्जनहा ॥ १८ ॥**

રાજાનાં ઊપકરણ જેવાં કે હાથી ઘોડા વિગેરે છત્ર, ધ્વજા અને ચામર આદિ રાજચિન્હથી વેધાએલો સૂર્ય ( દેખાય તો પહેલો રાજા ન રહે ) બીજો રાજા કરે છે અને અંગારા અથવા ધૂમાડાયુક્ત સૂર્ય દેખાય તો પ્રજાને નુકશાન કર્તા થાયછે. ॥ ૧૮ ॥

एको दुर्भिक्षकरो द्व्याद्याः स्युर्नरपतेर्विनाशाय ।
सितरक्तपीतकृष्णैस्तैर्विद्धोऽर्कोऽनुवर्णघ्नः ॥ १९ ॥

સૂર્યમાં એક વેધ હોય તો દુષ્કાળ પડે અને બે કે ત્રણ વેધ હોય તો રાજાનું મૃત્યુ થાય. અને શ્વેત, રક્ત, પિત્ત અને શ્યામ ચિન્હથી વેધાયલો સૂર્ય દેખાય તો તે ક્રમે કરી બ્રાહ્મણ વિગેરે વર્ણોનો નાશ કરેછે.[1] ॥ ૧૯ ॥

दृश्यन्ते च यतस्ते रविबिम्बस्योत्थिता महोत्पाताः ।
आगच्छति लोकानां तेनैव भयं प्रदेशेन ॥ २० ॥

સૂર્યબિંબને વિષે થયેલા મહાન ઉત્પાતો જે દિશામાં દેખાય તે દિશામાંથી લોકોને ભય આવે છે. ॥ ૨૦ ॥

ऊर्ध्वकरो दिवसकरस्ताम्रः सेनापतिं विनाशयति ।
पीतो नरेन्द्रपुत्रं श्वेतस्तु पुरोहितं हन्ति ॥ २१ ॥

રાતા રંગનો ઉર્ધ્વ કિરણવાળો સૂર્ય (દેખાય તો) સેનાપતિનો નાશ કરે છે,[2] પીળા રંગનો ઉર્ધ્વ કિરણવાળો સૂર્ય (દેખાય તો) રાજકુમારનો નાશ કરે છે તથા ઉર્ધ્વ કિરણવાળો સૂર્ય સફેદ રંગનો હોય તો તે રાજપુરોહિતનો નાશ કરે છે. ॥ ૨૧ ॥

चित्रोऽथवापि धूम्रो रविरश्मिर्व्याकुलां करोति महीम् ।
तस्करशस्त्रनिपातैर्यदि सलिलं नाशु पातयति ॥ २२ ॥

સૂર્યનાં કિરણો ઉપર જતાં હોય ને તે સૂર્ય વિચિત્ર રંગનો અથવા ધૂમ્ર વર્ણો હોય તો ચોરની પીડા અને યુદ્ધ વિગેરેથી જગતને વ્યાકુળ કરે છે. એ સઘળું વર્ષા તરત ન વર્ષે તો થાય છે.[3] ॥ ૨૨ ॥

---

૧ એટલે શ્વેત વર્ણનાં ચિન્હથી વેધાયલો હોય તો બ્રાહ્મણોનો, રાતા રંગના ચિન્હથી વેધાયલો હોય તો ક્ષત્રીઓનો, પીળા રંગના ચિન્હથી વેધાયલો હોય તો વૈશ્યનો અને કાળા રંગના ચિન્હથી વેધાયલો હોય તો શૂદ્રોનો નાશ કરે છે.

૨ જ્યારે જમીનપર સૂર્યનાં કિરણ ન પડતાં હોય ત્યારે તે ઉર્ધ્વ કિરણવાળો સૂર્ય કહેવાય છે.

૩ એટલે કે વર્ષા પડવા પછી એ ઉત્પાતોનું કશું ફળ થતું નથી.

ताम्रः कपिलो वार्कः शिशिरे हरिकुङ्कुमच्छविश्च मधौ ।
आपाण्डुकनकवर्णो ग्रीष्मे वर्षासु शुक्लश्च ॥ २३ ॥
शरदि कमलोदराभो हेमन्ते रुधिरसन्निभः शस्तः ।
प्रावृट्काले स्निग्धः सर्वर्त्तुनिभोऽपि शुभदायी ॥ २४ ॥

શિશિરઋતુમાં સૂર્ય રક્ત અથવા કપિલ વર્ણનો, વસંતમાં નીલો અથવા કેસરી રંગનો, ગ્રીષ્મમાં જરા સફેત અને સોનાના રંગનો, વર્ષાઋતુમાં સફેત રંગનો, શરદમાં કમળના મધ્ય ભાગ સરખા રંગનો અને હેમંતમાં રૂધીર સરખા રંગનો શુભ ફળદાયક થાય છે. વર્ષા ઋતુમાં સઘળી ઋતુના સરખા રંગવાળો સૂર્ય સ્નિગ્ધ હોય તો શુભ ફળદાયક થાય છે. ॥ ૨૩ ૨૪ ॥

रूक्षः श्वेतो विप्रान् रक्ताभः क्षत्रियान्विनाशयति ।
पीतो वैश्यान् कृष्णस्ततोऽपरान् शुभकरः स्निग्धः ॥ २५ ॥

સફેત રંગનો સૂર્ય રૂક્ષ હોય તો બ્રાહ્મણનો નાશ કરે છે. રક્ત વર્ણનો સૂર્ય રૂક્ષ હોય તો ક્ષત્રીનો, પીળા રંગનો સૂર્ય રૂક્ષ હોય તો વૈશ્યનો અને શ્યામવર્ણનો સૂર્ય રૂક્ષ હોય તો શૂદ્રનો નાશ કરે છે. એ રીતે સફેત આદિ રંગ સ્નિગ્ધ હોય તો બ્રાહ્મણ આદિ વર્ણોને સારૂં ફળ આપેછે. ॥ ૨૫ ॥

ग्रीष्मे रक्तो भयकृद्वर्षास्वसितः करोत्यनावृष्टिम् ।
हेमन्ते पीतोऽर्कः करोत्यचिरेण रोगभयम् ॥ २६ ॥

ઉન્હાળામાં રક્તવર્ણનો સૂર્ય હોય તો ભય ઉપજાવે છે અને વર્ષા ઋતુમાં સૂર્ય શ્યામવર્ણ હોય તો અનાવૃષ્ટિ થાય છે. હેમંતમાં પીળા રંગનો સૂર્ય હોય તો તત્કાળ રોગનો ભય થાય છે. ॥ ૨૬ ॥

सुरचापपाटिततनुर्नृपतिविरोधप्रदः सहस्रांशुः ।
प्रावृट्काले सद्यः करोति विमलद्युतिर्वृष्टिम् ॥ २७ ॥

ઈંદ્રના ધનુષથી વિદારેલું સૂર્યબિંબ દેખાય તો રાજાઓમાં ક્લેશ ઉપજાવે છે અને વર્ષાઋતુમાં નિર્મળ કાંતિવાળો સૂર્ય દેખાય તો તેજ વખતે વૃષ્ટિ કરે છે ॥ ૨૭ ॥

वर्षाकाले वृष्टिं करोति सद्यः शिरीषपुष्पाभः ।
शिखिपत्त्रनिभः सलिलं न करोति द्वादशाब्दानि ॥ २८ ॥

વર્ષાઋતુમાં શેમળાના ફૂલ સરખા રંગનો[1] સૂર્ય હોય તો તત્કાળ વૃષ્ટિ કરે છે, અને મોરનાં પીછાં સરખો સૂર્યનો વર્ણ હોય તો બાર વર્ષસૂધી વર્ષાદ વરસતો નથી. ॥ ૨૮ ॥

श्यामेऽर्के कीटभयं भस्मनिभे भयमुशन्ति परचक्रात् ।
यस्यर्क्षे सच्छिद्रस्तस्य विनाशः क्षितीशस्य ॥ २९ ॥

સૂર્ય શ્યામવર્ણનો હોય તો તીડનો ભય થાય છે અને ભસ્મ જેવા રંગનો હોય તો બીજા રાજાના શૈન્યથી ભય થાય છે; છિદ્રયુક્ત સૂર્ય જે નક્ષત્રમાં હોય તે નક્ષત્ર કૂર્મ વિભાગથી જે રાજાનું હોય તે રાજાનો નાશ થાય છે. ॥ ૨૯ ॥

शशरुधिरनिभे भानौ नभस्तलस्थे भवन्ति संग्रामाः ।
शशिसदृशे नृपतिवधः क्षिप्रं चान्यो नृपो भवति ॥ ३० ॥

મધ્યાન્હ સમયે સૂર્યનો રંગ સસલાનાં લોહી જેવો રાતો દેખાય તો સંગ્રામ થાય છે; અને ચંદ્રમા જેવો શીતળ સૂર્ય દેખાય તો તત્કાળ વર્તમાન રાજાનું મરણ થાય છે, અને બીજો રાજા થાયછે. ॥ ૩૦ ॥

क्षुन्मारकृद्घटनिभः खण्डो जनहा विदीधितिर्भयदः ।
तोरणरूपः पुरहा छत्त्रनिभो देशनाशाय ॥ ३१ ॥

સૂર્ય જો ઘડા સરખો દેખાય તો દુકાળ પડે છે અને મહામારી (કોલેરા) રોગ થાય છે. એક તરફથી કપાએલો (ખંડિત) સૂર્ય દેખાય તો પ્રજાનો નાશ થાય છે. કિરણ વિનાનો સૂર્ય દેખાય તો ધાસ્તી ઉપજાવે છે. તોરણ સરખા આકારનો સૂર્ય દેખાય તો નગરનો નાશ કરે છે, અને છત્ર સરખો દેખાય તો દેશનો નાશ થાય છે. ॥ ૩૧ ॥

ध्वजचापनिभे युद्धानि भास्करे वेपने च रूक्षे च ।
कृष्णा रेखा सवितरि यदि हन्ति नृपं ततः सचिवः ॥३२॥

ધ્વજા અથવા ધનુષ સરખા આકારનો સૂર્ય દેખાય, સૂર્યબિંબ કંપતું હોય એવું જણાય વા તે રૂક્ષ દેખાય તો સંગ્રામ થાય છે; અને જો સૂર્યમાં કાળી રેખા દેખાય તો પ્રધાન રાજાને હણે છે. ॥ ૩૨ ॥

૧. નીલા પીળા રંગનો.

दिवसकरमुदयसंस्थितमुल्काशनिविद्युतो यदा हन्युः ।
नरपतिमरणं विन्द्यात् तदान्यराजप्रतिष्ठा च ॥ ३३ ॥

ઉદય થતા અથવા અસ્ત પામતા સૂર્યપર ઉલ્કા, અશનિ અને વીજળીથી[1] પ્રહાર થતો હોય તો રાજાનું મૃત્યુ થશે અને બીજા રાજાની પ્રતિષ્ઠા થશે એમ જાણવું. ॥ ૩૩ ॥

प्रतिदिवसमहिमकिरणः परिवेषी सन्ध्ययोर्द्वयोरथवा ।
रक्तोऽस्तमेति रक्तोदितश्च भूपं करोत्यन्यम् ॥ ३४ ॥

નિત્ય સૂર્યપર કુંડાળું રહે અથવા ઉદય અસ્ત વખતે નિત્ય કુંડાળું દેખાતું હોય વા નિત્ય સૂર્ય અતિરક્તવર્ણથી ઉદય થતો હોય અને આખો દિવસ રક્તવર્ણ રહીને તેવાજ રંગથી અસ્ત થતો હોય તો (પહેલો રાજા ન રહેતાં) બીજો રાજા થાય છે. ॥ ૩૪ ॥

प्रहरणसदृशैर्जलदैः स्थगितः सन्ध्याद्वयेऽपि रणकारी ।
मृगमहिषविहगखरकरभसदृशरूपैश्च भयदायी ॥ ३५ ॥

ઉદય અસ્ત સમયે હથિઆર સરખાં આકારવાળાં વાદળાંઓથી ઢંકાએલો સૂર્ય સંગ્રામ કરાવે છે, અને હરણ, પાડા, પક્ષી, ખર અને ઊંટ સરખા આકાર( વાળાં વાદળાં )થી ઢંકાએલો સૂર્ય હોય તો ભય ઉપજાવે છે. ॥ ૩૫ ॥

दिनकरकराभितापादृक्षमवाप्नोति सुमहतीं पीडाम् ।
भवति च पश्चाच्छुद्धं कनकमिव हुताशपरितापात् ॥ ३६ ॥

સૂર્ય જે નક્ષત્રમાં હોય તે નક્ષત્ર સૂર્યકિરણના તાપથી ઘણી પીડા પામે છે, પરંતુ પછીથી અગ્નિમાં તપાવેલાં સોનાની પેઠે શુદ્ધ (થઈ નિર્દોષ) થાય છે, એટલે સઘળાં કાર્યમાં તે નિર્દોષ ગણાય છે. ॥ ૩૬ ॥

दिवसकृतः प्रतिसूर्यो जलकृदुदग्दक्षिणे स्थितोऽनिलकृत् ।
उभयस्थः सलिलभयं नृपमुपरि निहन्त्यधो जनहा ॥ ३७ ॥

પ્રતિસૂર્ય[2] સૂર્યબિંબથી ઉત્તરમાં હોય તો વૃષ્ટિ થાય છે, દક્ષિણમાં હોય

---

૧ ઉલ્કા, વિગેરે વીજળી વા ભેદ છે તેનાં લક્ષણો આગળ કહેવાશે.

૨ સૂર્યોદયથી આરંભી પ્રહર દિવસ સૂધીમાં સૂર્યની પાસે જે નાનાં વાદળાં હોયછે તેમાં સૂર્યકિરણો પડવાથી બીજા સૂર્ય સરખું દેખાય છે, તેનું નામ પ્રતિસૂર્ય કહેવાય છે. તેજ રીતે સાયંકાળે પણ દેખાય છે.

તો પવન વાય છે, તથા બન્ને તરફ હોય તો જળનો ભય થાય છે. સૂર્યબિંબથી ઉપર હોય તો રાજાનો નાશ થાય છે અને સૂર્યબિંબથી નીચે હોય તો પ્રજાનો નાશ થાય છે. ॥ ૩૭ ॥

**रुधिरनिभो वियत्यवनिपान्तकरो न चिरात् ।**
**परुषरजोऽरुणीकृततनुर्यदि वा दिनकृत् ॥ ३८ ॥**
**असितविचित्रनीलपरुषो जनघातकरः ।**
**खगमृगभैरवस्वररुतैश्च निशाद्यमुखे ॥ ३९ ॥**

આકાશમાં અકસ્માત્ સૂર્યનો રૂધીર સરખો અતિલાલ રંગ થઈ જાય તો તત્કાળ રાજાનો નાશ થાય છે; અથવા સૂર્યબિંબ ધૂળથી ભૂખરૂં રક્તવર્ણ થઈ જાય તોપણ રાજાનું મૃત્યુ થાય છે; અને શ્યામવર્ણ, વિચિત્રવર્ણ નિલવર્ણ અને રૂક્ષ દેખાય તો પ્રજાનો નાશ થાય છે. પક્ષીઓ અને શ્વાન વિગેરે ભયંકર શબ્દથી સાંજ સવાર ઉંચાં મૂખ કરી રૂદન કરે તોપણ પ્રજાનો નાશ થાય છે. ॥ ૩૮ ॥ ૩૯ ॥

**अमलवपुरवक्रमण्डलः स्फुटविपुलामलदीर्घदीधितिः ।**
**अविकृततनुवर्णचिह्नभृज्जगति करोति शिवं दिवाकरः ॥४०॥**

નિર્મળ સ્પષ્ટબિંબને વર્તુળ મંડળવાળો, સ્ફુટ સ્વચ્છ લાંબાં કિરણો યુક્ત અને નિર્વિકાર શરીર, વર્ણ તથા ચિન્હવાળો સૂર્ય દેખાય તો તે જગતમાં સુખશાંતિનો વધારો કરેછે. ॥ ૪૦ ॥

**इति श्रीवराहमिहिरकृतौ बृहत्संहितायामादित्यचारस्तृतीयोध्यायः ।**

શ્રીવરાહમિહિરાચાર્યની રચેલી બૃહત્સંહિતામાંનો આદિત્યચાર નામનો ત્રીજો અધ્યાય સંપૂર્ણ થયો.

# પ્રકરણ ૪ થું.

## ચંદ્રચાર.

**नित्यमधःस्थस्येन्दोर्भाभिर्भानोः सितं भवत्यर्धम् ।**
**स्वच्छाययान्यदसितं कुम्भस्येवातपस्थस्य ॥ १ ॥**

તડકામાં મૂકેલા ઘડાનો એક ભાગ પ્રકાશિત અને બીજો ભાગ પોતાની છાયાથી શ્યામ દેખાયછે તેમ સૂર્યથી નીચે રહેલ ચંદ્રમાનો અર્ધ ભાગ સૂર્યકિરણથી પ્રકાશમાન થાય છે ને બાકીનો અર્ધ ભાગ પોતાની છાયાથી કાળો રહેછે. ॥ ૧ ॥

**सलिलमये शशिनि रवेर्दीधितयो मूर्च्छितास्तमो नैशम् ।**
**क्षपयन्ति दर्पणोदरनिहिता इव मन्दिरस्यान्तः ॥ २ ॥**

દર્પણમાં પડેલા સૂર્યનાં કિરણો જેમ ઘરમાંનાં અંધારાને મટાડે છે તેમ જળમય ચંદ્રના બિંબમાં પ્રતિબિંબિત થયેલા સૂર્યનાં કિરણો રાત્રિના અંધકારને મટાડે છે. ॥ ૨ ॥

**त्यजतोऽर्कतलं शशिनः पश्चादवलम्बते यथा शौक्ल्यम् ।**
**दिनकरवशात्तथेन्दोः प्रकाशतेऽधःप्रभृत्युदयः ॥ ३ ॥**

સૂર્યના નીચેના ભાગને છોડતા જતા ચંદ્રમાનો જેમ પશ્ચિમ દિશામાં ઉજ્વળ પ્રકાશ થતો જાય છે તેમ સૂર્યના યોગથી નીચેના ભાગનો ઉદય પ્રકાશિત થતો જાય છે.[1] ॥ ૩ ॥

**प्रतिदिवसमेवमर्कात् स्थानविशेषेण शौक्ल्यपरिवृद्धिः ।**
**भवति शशिनोऽपराह्णे पश्चाद्भागे घटस्येव ॥ ४ ॥**

મધ્યાન્હ સમયે તડકામાં રાખવામાં આવેલા ઘડાના પાછળના ભા-

---

૧ સારાંશ કે અમાવાસ્યાની અંતે ચંદ્ર સૂર્યની ઘણોજ નીચે હોય છે તેથી ચંદ્રબિંબનો ઉપરનો અર્ધો ભાગ પ્રકાશિત રહે છે અને નીચેનો અર્ધો પોતાની છાયાથી શ્યામ થાય છે. ફરીથી પ્રતિપદા આદિ તિથિઓમાં ચંદ્ર સૂર્યથી આગળ નિકળી પૂર્વ તરફ ચાલે છે ત્યારે તેનો પશ્ચિમ ભાગ ઉજ્વળ થવા લાગે છે. તેથી પૃથ્વિ તરફનું ચંદ્રનું અર્ધું બિંબ ક્રમે કરી પ્રકાશિત થતું જાય છે.

ગમાં સૂર્યનો પ્રકાશ વધતો જાયછે તેમ પ્રતિદિવસ સૂર્યના સ્થાનથી આગળ ચાલવાથી ચંદ્રના શુક્લ (તેજ)ની વૃદ્ધિ થાયછે. ॥ ૪ ॥

**ऐन्द्रस्य शीतकिरणो मूलाषाढाद्वयस्य चायातः ।**
**याम्येन वीजजलचरकाननहा वह्निभयदश्च ॥ ५ ॥**

જેષ્ઠા, મૂળ, પૂર્વાષાઢા અને ઉત્તરાષાઢાની દક્ષિણ બાજુથી ચંદ્ર ગમન કરે તો તે વાવેલાં બીજ, જળજંતુ અને વનનો નાશ કરે છે, તથા આગનો ભય ઉપજાવે છે.[1] ॥ ૫ ॥

**दक्षिणपार्श्वेन गतः शशी विशाखानुराधयोः पापः ।**
**मध्येन तु प्रशस्तः पितृदेवविशाखयोश्चापि ॥ ६ ॥**

વિશાખા અને અનુરાધાની દક્ષિણ તરફથી ચંદ્ર ચાલે તો અનિષ્ટ ફળ આપનાર થાય છે, અને મઘા તથા વિશાખાની વચ્ચે થઈ ચાલે તો શુભ ફળદાયક થાય છે. ॥ ૬ ॥

**षडनागतानि पौष्णाद्द्वादश रौद्राच्च मध्ययोगीनि ।**
**ज्येष्ठाद्यानि नवर्क्षाण्युडुपतिनातीत्य युज्यन्ते ॥ ७ ॥**

રેવતીથી આરંભી છ નક્ષત્રો (જેવાં કે રેવતી, અશ્વિની, ભરણી, કૃતિકા, રોહિણી, મૃગશિર) નહીં આવેલાં એટલે નહીં પ્રાપ્ત થયેલાં છતાં ચંદ્ર સાથે જોડાય છે. (સારાંશ કે ઉત્તરાભાદ્રપદામાં રહેલો ચંદ્ર રેવતીમાં દેખાય છે, અને રેવતીમાં રહ્યો હોય તો અશ્વિનીમાં દેખાય છે.) આર્દ્રાથી આરંભી બાર નક્ષત્રો[2] મધ્ય યોગી છે. (એટલે આર્દ્રા આદિ જે નક્ષત્રમાં ચંદ્ર હોય તેમાંજ આકાશમાં પણ તે દેખાય છે.) જેષ્ઠા આદિ નવ નક્ષત્ર[3] ચંદ્રમાનું અતિક્રમણ કરી, પછી ચંદ્ર સાથે યુક્ત દેખાય અર્થાત્ ચંદ્ર મૂળ નક્ષત્રમાં જાય ત્યારે જેષ્ઠામાં દેખાય છે અને પૂર્વાષાઢામાં જાય ત્યારે મૂળમાં દેખાય છે. ॥ ૭ ॥

---

૧ ઉત્તર તરફથી ગમન કરે તો તેજ વસ્તુનો લાભ કરાવે છે. ૨ આર્દ્રા, પુનર્વસુ, પુષ્ય, આશ્લેષા, મઘા, પૂર્વા, ઉત્તરા, હસ્ત, ચિત્રા, સ્વાતી, વિશાખા અને અનુરાધા. ૩ જેષ્ઠા, મૂળ, પૂર્વાષાઢા, ઉત્તરાષાઢા, શ્રવણ, ધનિષ્ઠા, શતતારકા, પૂર્વા ને ઉત્તરાભાદ્રપદ.

उन्नतमीषच्छृङ्गं नौसंस्थाने विशालता चोक्ता ।
नाविकपीडा तस्मिन् भवति शिवं सर्वलोकस्य ॥ ८ ॥

ચંદ્રનું[1] શૃંગ (ખૂણો) જરા ઉંચું ને પહોળું હોય તો તે નૌ સંસ્થાન કહેવાય છે; તેથી નાવિકો (વહાણથી જીવનારા) ને પીડા થાય છે અને સર્વે લોકનું કલ્યાણ થાય છે. ॥ ૮ ॥

अर्धोन्नते च लाङ्गलमिति पीडा तदुपजीविनां तस्मिन् ।
प्रीतिश्च निर्निमित्तं मनुजपतीनां सुभिक्षं च ॥ ९ ॥

જો ચંદ્રનું (ઉત્તર) શૃંગ (ખૂણો) અર્ધું ઉંચું હોય તો તેનું નામ લાંગલ કહેવાય છે, તેથી ખેડુત લોકોને પીડા થાય છે, રાજાઓને કારણવિના પરસ્પર પ્રીતિ બંધાય છે, અને વર્ષ સારૂં થાય છે. ॥ ૯ ॥

दक्षिणविषाणमर्द्धोन्नतं यदा दुष्टलाङ्गलाख्यं तत् ।
पाण्ड्यनरेश्वरनिधनकृदुद्योगकरं बलानां च ॥ १० ॥

જો ચંદ્રનું (દક્ષિણ) શૃંગ (ખૂણો) અર્ધું ઉંચું હોય તો દુષ્ટ લાંગલ નામનું સંસ્થાન થયું કહેવાય છે, તેથી પાંડ્ય દેશના રાજાનું મૃત્યુ થાય છે, અને લશ્કરની ચઢાઈ થાય છે. ॥ ૧૦ ॥

समशशिनि सुभिक्षक्षेमवृष्टयः प्रथमदिवससदृशाः स्युः ।
दण्डवदुदिते पीडा गवां नृपश्चोग्रदण्डोऽत्र ॥ ११ ॥

ચંદ્રના બન્ને શૃંગો સરખા હોય તો સમ સંસ્થાન કહેવાય છે; તેથી પ્રથમ દિવસની પેઠે એટલે પ્રતિપદાને દિવસે જેવી વૃષ્ટિ, જેવો શુભિક્ષ અને જેવું ક્ષેમ હોય તેવી સ્થિતી એક માસ સૂધી રહે છે. જો ચંદ્ર દંડસરખો ઉદય પામે તો ગાયોને પીડા થાય છે અને રાજા પ્રજાપર સખત દંડ નાખે છે. ॥ ૧૧ ॥

कार्मुकरूपे युद्धानि यत्र तु ज्या ततो जयस्तेषाम् ।
स्थानं युगमिति याम्योत्तरायतं भूमिकम्पाय ॥ १२ ॥

ધનુષ સમાન ચંદ્ર ઉગે તો યુદ્ધ થાય છે અને તેમાં જે તરફ ધનુષની

---

૧ ગ્રંથકર્ત્તા હવે ચંદ્રના જુદા દેખાવનાં સ્વરૂપ તથા ફળ વિષે હવે લખે છે.

પ્રતિંચા હોય તે દેશના રાજાઓનો જય અને જે તરફ ધનુષની પીઠ હોય તે દિશાના રાજાઓનો પરાજય થાય છે. દક્ષિણ અને ઉત્તર તરફ ફેલાયલો ચંદ્ર હોય તો તે યુગ નામનું સંસ્થાન કહેવાય છે. જે મહીનાના આરંભમાં તે યુગ સંસ્થાન થયું હોય તે માસમાં ધરતીકંપ થાય છે. ॥ ૧૨ ॥

**युगमेव याम्यकोट्यां किञ्चित्तुङ्गं स पार्श्वशायीति ।**
**विनिहन्ति सार्थवाहान् वृष्टेश्च विनिग्रहं कुर्यात् ॥ १३ ॥**

તે યુગ સંસ્થાનમાં જો દક્ષિણ ખૂણો જરા ઉંચો હોય તો તે પાર્શ્વશાયી સંસ્થાન કહેવાય છે; તે સંસ્થાન થયેથી વણઝારાનો નાશ થાયછે, અને વર્ષાદ પણ પડતો નથી. ॥ ૧૩ ॥

**अभ्युच्छ्रायादेकं यदि शशिनोऽवाङ्मुखं भवेच्छृङ्गम् ।**
**आवर्जितमित्यसुभिक्षकारि तद्गोधनस्यापि ॥ १४ ॥**

ઊંચેથી જો ચંદ્રમાનું એક શૃંગ નીચે નમેલું હોય તો તે આવર્જિત સંસ્થાન કહેવાય છે; તેથી પ્રજામાં દુકાળ પડે છે, અને ગાયોની અછત થાય છે. ॥ ૧૪ ॥

**अव्युच्छिन्ना रेखा समन्ततो मण्डला च कुण्डाख्यम् ।**
**अस्मिन्माण्डलिकानां स्थानत्यागो नरपतीनाम् ॥ १५ ॥**

ચંદ્રમંડળની ચારે તરફ અખંડિત રેખા દેખાય તો તે કુંડસંસ્થાન કહેવાય છે; તેમાં માંડલિક (ખંડીયા) રાજાઓનાં સ્થાન છુટી જાય છે.[1] ॥ ૧૫ ॥

**प्रोक्तस्थानाभावादुदगुच्चः सस्यवृद्धिवृष्टिकरः ।**
**दक्षिणतुङ्गश्चन्द्रो दुर्भिक्षभयाय निर्दिष्टः ॥ १६ ॥**

નૌકા આદિ જે સ્થાન કહ્યાં તેમાંનું કોઈ પણ ન હોય ને ચંદ્રમાનું ઉત્તર શૃંગ ઉંચું હોય તો વૃષ્ટિ થાય છે અને ખેતી સારી પાકે છે; તથા દક્ષિણ શૃંગ ઉંચું હોય તો દુકાળનો ભય રહે છે. ॥ ૧૬ ॥

---

૧. આ સંસ્થાનોનું અવલોકન દરેક ચાંદ્રમાસની એકમ અથવા બીજને રોજ કરવું.

शृङ्गेणैकेनेन्दुं विलीनमथवाप्यवाङ्मुखमशृङ्गम् ।
सम्पूर्णं चाभिनवं दृष्ट्वैको जीविताद्भ्रश्येत् ॥ १७ ॥

બીજને દિવસે ઉદય થતા ચંદ્રનું જે પુરૂષ એક શૃંગ દેખે અથવા એક શૃંગ વિનાનો ચંદ્ર જેની નજરે પડે અથવા બીજને દિવસે આખું ચંદ્રમંડળ જેને દેખાય તે મરણ પામે છે, અર્થાત નજિક આવેલાં મરણવાળો પુરૂષ તેવો ચંદ્ર દેખે છે. ॥ १७ ॥

संस्थानविधिः कथितो रूपाण्यस्माद्भवन्ति चन्द्रमसः ।
स्वल्पो दुर्भिक्षकरो महान् सुभिक्षावहः प्रोक्तः ॥ १८ ॥

ચંદ્રના સંસ્થાન વિધિ કહેવાયા; હવે તેનાં રૂપ કહેવાય છે. ચંદ્ર અતિ નાનો દેખાય તો દુકાળ થાય અને મોટો દેખાય તો સુકાળ થાય છે. ॥ १८ ॥

मध्यतनुर्वज्राख्यः क्षुद्भयदः संभ्रमाय राज्ञां च ।
चन्द्रो मृदङ्गरूपः क्षेमसुभिक्षावहो भवति ॥ १९ ॥

મધ્ય ભાગમાં ચંદ્ર પાતળો હોય તો દુકાળ પડે છે અને રાજાઓને સંગ્રામથી ઉદ્વેગ થાય છે, મૃદંગ સરખો ચંદ્ર દેખાય તો લોકો સુખી થાય છે અને સુકાળ થાય છે. ॥ १९ ॥

ज्ञेयो विशालमूर्त्तिर्नरपतिलक्ष्मीविवृद्धये चन्द्रः ।
स्थूलः सुभिक्षकारी प्रियधान्यकरस्तु तनुमूर्त्तिः ॥ २० ॥

ચંદ્રનું બિંબ મોટું હોય તો રાજાની લક્ષ્મીનો વધારો થાય છે, ચંદ્ર જાડો હોય તો સુકાળ થાય છે, તથા અતિ ઝીણો હોય તો દુકાળ પડે છે. ॥ २० ॥

प्रत्यन्तान् कुनृपांश्च हन्त्युडुपतिः शृङ्गे कुजेनाहते
शस्त्रक्षुद्भयकृद्यमेन शशिजेनावृष्टिदुर्भिक्षकृत् ।
श्रेष्ठान् हन्ति नृपान्महेन्द्रगुरुणा शुक्रेण चाल्पान्नृपान्
शुक्ले याप्यमिदं फलं ग्रहकृतं कृष्णे यथोक्तागमम् ॥ २१ ॥

ચંદ્રના શૃંગને મંગળ પ્રહાર[1] કરે તો મ્લેચ્છ દેશના અને નઠારા રાજાઓનો નાશ થાય છે, શનિશ્ચર પ્રહાર કરે તો યુદ્ધ ચાલે અને દુકાળ પડે છે, બુધ પ્રહાર કરે તો વર્ષાદ થતો નથી અને દુકાળ પડે છે, બૃહસ્પતિ પ્રહાર કરે તો મોટા મોટા રાજાઓ મરણ પામે છે, અને ચંદ્ર શૃંગને શુક્ર પ્રહાર કરે તો નાના નાના રાજાઓનો નાશ થાયછે. અજવાળીઆમાં મંગળ વિગેરે ગ્રહ ચંદ્રના શૃંગને પ્રહાર કરે તો આ કહેલું ફળ થોડું થાય છે, અને અંધારીઆમાં પ્રહાર કરે તો પરીપૂર્ણ ફળ થાય છે. ॥ ૨૧ ॥

**भिन्नः सितेन मगधान्यवनान् पुलिन्दान्**
**नेपालभृङ्गिमरुकच्छसुराष्ट्रमद्रान् ।**
**पाञ्चालकैकयकुलूतकपूरुषादान्**
**हन्यादुशीनरजनानपि सप्त मासान् ॥ २२ ॥**

શુક્ર ચંદ્રમાને મધ્યમાં ભેદન કરે તો મગધ, યવન, પૂલિંદ, નેપાળ, ભૃંગી, મરૂ, કચ્છ સૌરાષ્ટ્ર, મદ્ર[2], પાંચાળ, કેકય, કુલુત, પુરૂષભક્ષક અને ઉશીનર આદિ દેશોનાં મનુષ્યોનો (પાકાધ્યાયમાં જે કાળ કહ્યો છે તે પછી) સાત માસ સૂધી નાશ થાય છે. ॥ ૨૨ ॥

**गान्धारसौवीरकसिन्धुकीरान्**
**धान्यानि शैलान्द्रविडाधिपांश्च ।**
**द्विजांश्च मासान्दश शीतरश्मिः**
**सन्तापयेद्वाक्पतिना विभिन्नः ॥ २३ ॥**

બૃહસ્પતિથી ભેદાયલો ચંદ્રમા ગાંધાર, સૌવીરક[3], સિંધુ[4], કીર[5] વિગેરે

---

૧ સૂર્યગ્રહણ વખતે પૃથ્વી અને સૂર્ય વચ્ચે ચંદ્ર આવે છે તેથી સૂર્યનું ગ્રહણ થાય છે, તેમજ શુક્લ બીજને રોજ ચંદ્રનું શૃંગ તપાસતી વેળા તેના બિંબની સાથે ભૌમાદિ ગ્રહનો સમાગમ થતો હોય ને તે સમાગમ વેળા તેમના બિંબને લીધે તેના શૃંગમાં કંઈ ભેદાયલું આપણને માલુમ પડે એટલે કે તેનો તેટલો ભાગ તે શૃંગની આડો આવવાથી આપણને ન દેખાય તો તે જે ગ્રહના બિંબના આડા આવવાથી દેખાતો બંધ પડયો તે ગ્રહે તેનાં શૃંગને તાડન અથવા ભેદન કર્યું કહેવાય છે.

૨ હિંદુસ્થાનના વાય્ય ખૂણાનો દેશ.

૩ સિંધુના પશ્ચિમકિનારાનો પ્રદેશ, ૪ સિંધ, ૫ કાશ્મીર,

દેશોને, અન્નને, પર્વતોને અને દ્રવીડ દેશના સ્વામી તથા બ્રાહ્મણોને પાકકાળ પછી દશ માસ સૂધી પીડા કરે છે. ॥ ૨૩ ॥

उद्युक्तान् सह वाहनैर्नरपतींस्त्रैगर्तकान्मालवान्
कौलिन्दान् गणपुङ्गवानथ शिवीनायोध्यकान् पार्थिवान् ।
हन्यात् कौरवमत्स्यशुक्त्यधिपतीन् राजन्यमुख्यानपि
प्रालेयांशुरसृग्ग्रहे तनुगते षण्मासमर्य्यादया ॥ २४ ॥

મંગળથી ભેદાયલો ચંદ્રમા છત મેળવવાને તૈયાર થયલા વાહન અને સૈન્યસહિત રાજાઓને, ત્રિગર્ત[1], માલવ, ને કુલિંદ દેશનાં માણસોને, સમુદાયમાં મુખ્ય ગણાતા પુરૂષોને, શીબી અને અયોધ્યા દેશનાં માણસો તથા રાજાને, કુરૂ, મત્સ્ય[2] અને શુક્તી દેશના રાજાઓ અને મુખ્ય ક્ષત્રીઓને ૭ મહિના સૂધી હણે છે અર્થાત્ સર્વનો નાશ કરે છે. ॥ ૨૪ ॥

यौधेयान् सचिवान् सकौरवान् प्रागीशानथ चार्जुनायनान् ।
हन्यादर्कजभिन्नमण्डलः शीतांशुर्दशमासपीड्या ॥ २५ ॥

શનીથી ભેદાયલો ચંદ્રમા દશ માસસૂધી પીડા કરી યૌધેય, મંત્રીઓ, કુરૂદેશ વાસીઓ, પૂર્વ દિશાના સ્વામી અને અર્જુન દેશવાસી વિગેરેને હણે છે. ॥ ૨૫ ॥

मगधान्मथुरां च पीड्येद् वेणायाश्च तटं च शशाङ्कजः ।
अपरत्र कृतं युगं वदेद् यदि भित्त्वा शशिनं विनिर्गतः ॥२६॥

જો બુધ ચંદ્રનું ભેદન કરી નીકળી જાય તો તે મગધ, મથુરાવાસી અને વેણા નદીના તીરપર રહેનારાં મનુષ્યોને પીડા કરે છે, તથા તે દેશવિના બીજા દેશોમાં સત્યયુગ થાય છે અર્થાત્ સત્યયુગની પેઠે પ્રજામાં સુખશાંતિ રહે છે. ॥ ૨૬ ॥

क्षेमारोग्यसुभिक्षविनाशी शीतांशुः शिखिना यदि भिन्नः ।
कुर्य्यादायुधजीविविनाशं चौराणामधिकेन च पीड़ाम् ॥२७॥

કેતુથી ભેદાએલો ચંદ્રમા સુખ, આરોગ્ય અને સુકાળનો નાશ કરે છે,

---

૧ લાહોર. ૨ જેપુર.

હથીઆરથી જીવનારાઓનો નાશ કરે છે, અને ચોરથી પ્રજાને બહુ પીડા થાય છે. ॥ ૨૭ ॥

उल्कया यदा शशी ग्रस्त एव हन्यते ।
हन्यते तदा नृपो यस्य जन्मनि स्थितः ॥ २८ ॥

ગ્રહણ વખતે ઘેરાતો ચંદ્રમા જો ઉલ્કાથી ભેદાય અર્થાત્ ચંદ્ર સન્મુખ ઉલ્કા જાય તો તે સમયે જે રાજાના જન્મનક્ષત્રનો તે ચંદ્રમા હોય તે રાજા મરણ પામે છે. ॥ ૨૮ ॥

भस्मनिभः परुषोऽरुणमूर्त्तिः
शीतकरः किरणैः परिहीणः ।
श्यावतनुः स्फुटितः स्फुरणो वा
क्षुत्समरामयचौरभयाय ॥ २९ ॥

ચંદ્રનો વર્ણ રાખ સરખો હોય, ચંદ્રબિંબ રૂક્ષ દેખાતું હોય અથવા લાલ, કિરણ વગરનું વા શ્યામવર્ણું હોય, વા ચંદ્ર કંપતો વા ફૂટેલો દેખાય તો દુકાળ, યુદ્ધ, રોગ અને ચોરનો ભય થાય છે. ॥ ૨૯ ॥

प्रालेयकुन्दकुमुदस्फटिकावदातो
यत्नादिवाद्रिसुतया परिमृज्य चन्द्रः ।
उच्चैःकृतो निशि भविष्यति मे शिवाय
यो दृश्यते स भविता जगतः शिवाय ॥ ३० ॥

બરફ, ડોલરનાં ફુલ, ચંદ્રવિકાશી કુમુદ પુષ્પ, અને સ્ફટીક સરખા ગૌર વર્ણવાળો ચંદ્ર, જેને રાત્રિમાં મારા સ્વામી શિવને ઉપયોગી થશે એવા અભિપ્રાયથી હેમાચળની પુત્રી પાર્વતીએ શુદ્ધ કરી ઉંચો આકાશમાં રાખ્યો છે તે ચંદ્રમા, જગતનું કલ્યાણ કરશે. ॥ ૩૦ ॥

यदि कुमुदमृणालहारगौर-
स्तिथिनियमात् क्षयमेति वर्द्धते वा ।
अविकृतगतिमण्डलांशुयोगी
भवति नृणां विजयाय शीतरश्मिः ॥ ३१ ॥

જો ચંદ્ર કુમુદ અને કમળના તંતુ સરખો ઉજવળ હોય, તિથિના ક્રમથી

ક્ષય અને વૃદ્ધિને પ્રાપ્ત થયો હોય, તેની ગતિ અવિકૃત હોય તથા તે બિંબ અને કિરણયુક્ત હોય તો મનુષ્યને વિજયદાયક થાય છે. ॥ ૩૧ ॥

शुक्ले पक्षे सम्प्रवृद्धे प्रवृद्धिं
ब्रह्मक्षत्रं याति वृद्धिं प्रजाश्च ।
हीने हानिस्तुल्यता तुल्यतायां
कृष्णे सर्वं तत्फलं व्यत्ययेन ॥ ३२ ॥

इति श्रीवराहमिहिरकृतौ बृहत्संहितायां
चन्द्रचारश्चतुर्थोऽध्यायः ।

અજવાળીઆમાં કોઈ તિથિનો વધારો હોય તો બ્રાહ્મણ, ક્ષત્રીઓ અને પ્રજાની વૃદ્ધિ થાય છે, અને કોઈ તિથિ ઘટતી હોય તો બ્રાહ્મણ, ક્ષત્રી અને પ્રજાની હાની થાય છે, અને સમાન હોય એટલે કોઈ તિથિની વધઘટ થતી ન હોય તો વિપ્રાદિ વર્ણની હાની અને વૃદ્ધિ થતી નથી (એટલે સમતા રહે છે.) અંધારીઆમાં એથી ઉલટું ફળ થાય છે એટલે કોઈ તિથિ વધે તો બ્રાહ્મણ આદિની હાની થાય અને ઘટે તો વૃદ્ધિ થાય તથા સમતા રહે તો, વૃદ્ધિ હાની ન થતાં સરખાંજ રહે છે. ॥ ૩૨ ॥

શ્રીવરાહમિહિરાચાર્યની રચેલી બૃહત્સંહિતામાં
ચંદ્રચાર નામનો ૪ થો અધ્યાય સંપૂર્ણ.

---

## પ્રકરણ ૫ મું.

### રાહુચાર.

अमृतास्वादविशेषाच्छिन्नमपि शिरः किलासुरस्येदम् ।
प्राणैरपरित्यक्तं ग्रहतां यातं वदन्त्येके ॥ १ ॥

કોઈ આચાર્ય[1] કહે છે કે રાહુ નામનો ગ્રહ એક અસુર હતો, તે કપટથી અમૃત પીતો હતો તેટલામાં વિષ્ણુએ તેનું માથુ કાપ્યું; પરંતુ

[1] પુરાણકાર.

અમૃતના મહિમાથી તેનું માથું કપાયું છતાં મરણ પામ્યો નહીં, તેથી તે માથું રાહુ નામના ગ્રહપણાંને પામ્યું છે. ॥ ૧ ॥

**इन्द्वर्कमण्डलाकृतिरसितत्वात् किल न दृश्यते गगने ।**
**अन्यत्र पर्वकालाद् वरप्रदानात् कमलयोनेः ॥ २ ॥**

ચંદ્ર અને સૂર્યના મંડળ સરખું રાહુનું પણ મંડળ છે, પરંતુ તે શ્યામ-વર્ણ હોવાથી તથા તેને બ્રહ્માનું વરદાન છે તેથી ગ્રહણ શિવાય બીજે વખતે દૃશ્ય થતું નથી. ॥ ૨ ॥

**मुखपुच्छविभक्ताङ्गं भुजङ्गमाकारमुपदिशन्त्यन्ये ।**
**कथयन्त्यमूर्तमपरे तमोमयं सैंहिकेयाख्यम् ॥ ३ ॥**

કેટલાએક આચાર્યો[1] કહે છે કે મુખ અને પુછ એ બેજ અંગ રાહુને છે; બીજાઓ[2] કહે છે કે તે સર્પાકાર છે; અને કોઈ આચાર્યો[3] કહે છે કે રાહુ મુર્તીમાન નથી કેવળ અંધકારમય છે. ॥ ૩ ॥

**यदि मूर्तो भविचारी शिरोऽथवा भवति मण्डली राहुः ।**
**भगणार्द्धेनान्तरितो गृह्णाति कथं नियतचारः ॥ ४ ॥**

જો રાહુ મુર્તીમાન હોય તો રાશી, નક્ષત્રપર ગતિ કરે. અને કેવળ શિરમાત્રજ રાહુ હોય અથવા રાહુનું મંડળ હોય તો તે નિયત ગતિથી છ રાશિઓને અંતરે રહી ગ્રહણ કેમ કરી શકે? ( ગણિતસ્કંધમાં તેની નિયત ગતિ ત્રણ કળા ને અગિઆર વિકળા છે. ) ॥ ૪ ॥

**अनियतचारः खलु चेद् उपलब्धिः सङ्ख्यया कथं तस्य ।**
**पुच्छाननाभिधानोऽन्तरेण कस्मान्न गृह्णाति ॥ ५ ॥**

જો રાહુની ગતિ[4] નિયત ન હોય તો ગણિતે કરી તે કેમ જાણી શકાય છે? મુખ, પુછયુક્ત રાહુને માનીએ તો છ રાશિને અંતરેજ રહી તે સૂર્ય

૧ વિરભદ્રાચાર્ય વિગેરે. ૨ વશિષ્ઠ વિગેરે. ૩ દેવલાચાર્ય વિગેરે.

૪ કેટલાક આચાર્યો નિયત ગતિ અને અનિયત ગતિ એવા બે રાહુ માને છે. અને તે અનિયત ગતિ રાહુ છ રાશિના અંતરે રહીને ગ્રહણ કરે છે એમ કહે છે તેનું ખંડન કરે છે.

ચંદ્રનો ગ્રાસ કેમ કરી શકે? મધ્યમાંજ એક, બે, કે ત્રણ રાશિને અંતરે રહીને પણ કેમ ગ્રાસ કરતો નથી? ॥ ૫ ॥

**अथ तु भुजगेन्द्ररूपः पुच्छेन मुखेन वा स गृह्णाति ।**
**मुखपुच्छान्तरसंस्थं स्थगयति कस्मान्न भगणार्धम् ॥ ६ ॥**

જો રાહુ સર્પાકાર હોય ને મુખ અથવા પૂછથી સૂર્ય ચંદ્રનું ગ્રહણ કરતો હોય તો તેનું સર્પાકાર શરીર મધ્યની છ રાશિઓને ,પણ કેમ ઢાંકી શકતું નથી? ॥ ૬ ॥

**राहुद्वयं यदि स्याद्ग्रस्तेऽस्तमितेऽथवोदिते चन्द्रे ।**
**तत्समगतिनान्येन ग्रस्तः सूर्योऽपि दृश्येत ॥ ७ ॥**

જો રાહુ બે હોય તો ચંદ્રનો ગ્રસ્તાસ્ત અથવા ગ્રસ્તોદય હોય તે વખતે સૂર્ય પણ બીજા રાહુથી ગ્રસ્ત થયેલો દેખાવો જોઇએ. (જે વખતે પુનમના ચંદ્રનો ગ્રસ્તાસ્ત અથવા ગ્રસ્તોદય હોય ત્યારે તે સરખી ગતિવાળા બીજા રાહુથી સૂર્ય પણ ગ્રસ્ત દેખાવો જોઇએ. પરંતુ એક વખતે સૂર્ય ચંદ્રનું ગ્રહણ થતું નથી તેથી બે રાહુ નથી એ વાતો સિદ્ધ થાય છે.)॥૭॥

**भूच्छायां स्वग्रहणे भास्करमर्कग्रहे प्रविशतीन्दुः ।**
**प्रग्रहणमतः पश्चान्नेन्दोर्भानोश्च पूर्वार्द्धात् ॥ ८ ॥**

ચંદ્ર પોતાના ગ્રહણમાં પૃથ્વિની છાયામાં પ્રવેશ કરે છે, અને સૂર્યગ્રહણ વખતે સૂર્યમાં પ્રવેશ કરે છે એટલે આપણની દૃષ્ટિ અને સૂર્યબિંબની વચ્ચે આવેછે; તેથી ચંદ્રગ્રહણમાં સ્પર્શ પશ્ચિમાર્ધમાંથી થતો નથી, અને સૂર્યગ્રહણમાં સ્પર્શ પૂર્વાર્ધમાંથી થતો નથી. ॥ ૮ ॥

**वृक्षस्य स्वच्छाया यथैकपार्श्वेन भवति दीर्घा च ।**
**निशि निशि तद्वद् भूमेरावरणवशाद्दिनेशस्य ॥ ९ ॥**
**सूर्यात् सप्तमराशौ यदि चोदग्दक्षिणेन नातिगतः ।**
**चन्द्रः पूर्वाभिमुखश्छायामौर्वीं तदा विशति ॥ १० ॥**

જેમ સૂર્યનું આવરણ કરવાથી વૃક્ષની છાયા એક તરફ લાંબી જાય છે, તેજ રીતે પ્રત્યેક રાત્રીએ પૃથ્વિ સૂર્યનું આવરણ કરે છે (ઢાંકે છે) માટે

પૃથ્વિની છાયા એક બાજુ અને ઘણી લાંબી જાય છે, સૂર્યથી સાતમી રાશિપર રહેલો ચંદ્રમા જો પૃથ્વિની છાયાના ઘણા ઉત્તર ભાગમાં અથવા દક્ષિણ ભાગમાંથી ચાલ્યો જાય નહીં તો પૂર્વતરફ જતાં ચંદ્રમા પૃથ્વિની છાયામાં પ્રવેશ કરે છે.[1] ॥ ૯ ॥ ૧૦ ॥

**चन्द्रोऽधःस्थः स्थगयति रविमम्बुदवत्समागतः पश्चात् ।**
**प्रतिदेशमतश्चित्रं दृष्टिवशाद्भास्करग्रहणम् ॥ ११ ॥**

નીચે રહેલો ચંદ્રમા, પશ્ચિમથી આવી વાદળાંની પેઠે સૂર્યને ઢાંકે છે, તેથી દૃષ્ટિવશને લીધે સૂર્યગ્રહણ પ્રત્યેક દેશમાં વિવિધ પ્રકારનું દેખાય છે.[2] ॥ ૧૧ ॥

**आवरणं महदिन्दोः कुण्ठविषाणस्ततोऽर्धसञ्छन्नः ।**
**स्वल्पं रवेर्यतोऽतस्तीक्ष्णविषाणो रविर्भवति ॥ १२ ॥**

ચંદ્રને ઢાંકનાર આવરણ પૃથ્વી ચંદ્રથી મોટી છે તેથી અર્ધ ઘેરાયલા ચંદ્રમાનાં શૃંગ તીક્ષ્ણ (ધારવાળાં) હોતાં નથી. અને સૂર્યને ઢાંકનાર ચંદ્રમા સૂર્યથી નાનો છે તેથી અર્ધ ઘેરાએલો સૂર્ય તીક્ષ્ણ શૃંગવાળો રહે છે. ॥ ૧૨ ॥

**एवमुपरागकारणमुक्तमिदं दिव्यदृग्भिराचार्यैः ।**
**राहुकारणमस्मिन्नित्युक्तः शास्त्रसद्भावः ॥ १३ ॥**

દિવ્ય દૃષ્ટિવાળા આચાર્યોએ એ રીતે ગ્રહણનું કારણ કહ્યું છે તેથી આ ગ્રહણ થવામાં રાહુ કારણભૂત નથી એ તો શાસ્ત્રોએ નિશ્ચય કહેલો છે. ॥ ૧૩ ॥

**योऽसावसुरो राहुस्तस्य वरो ब्रह्मणायमाज्ञप्तः ।**
**आप्यायनमुपरागे दत्तहुतांशेन ते भविता ॥ १४ ॥**

---

૧ એ રીતે છાયામાં ચંદ્ર જ્યારે પ્રવેશ કરે ત્યારે તે આપણની દૃષ્ટિથી દેખાતો બંધ થાય છે, માટે આપણે તેનું ગ્રહણ થયું એમ કહીએ છીએ.

૨ કોઈ દેશમાં દેખાય અને કોઈ દેશમાં દેખાય નહીં. જેમ સૂર્ય વાદળાંથી ઢંકાએલો હોય તો એક જગ્યાએ છાયા અને બીજી જગ્યાએ તડકો દેખાય છે, તેમ સૂર્યગ્રહણ સર્વ જગ્યાએ એકસરખું દેખાતું નથી.

**तस्मिन् काले सान्निध्यमस्य तेनोपचर्यते राहुः ।**
**याम्योत्तरा शशिगतिर्गणितेऽप्युपचर्यते तेन ॥ १५ ॥**

જે રાહુ નામે અસુર છે તેને બ્રહ્માએ વરદાન આપ્યું છે કે ગ્રહણ વખતે અપાતાં દાન અને થતા હવનમાંથી તને ભાગ મળશે, તેથી તું તૃપ્ત થશે. એ કારણસર ગ્રહણ વખતે રાહુનું સાનિધ્ય હોય છે તેથી લોકો કહે છે કે રાહુ ગ્રહણ કરે છે. ગણિતમાં તો જેના કારણથી ચંદ્રમાની દક્ષિણોત્તર ગતિ થાય છે તે ચંદ્રપાતનેજ રાહુ કહે છે. ॥ ૧૪ ॥ ૧૫ ॥

**न कथञ्चिदपि निमित्तैर्ग्रहणं विज्ञायते निमित्तानि ।**
**अन्यस्मिन्नपि काले भवन्त्यथोत्पातरूपाणि ॥ १६ ॥**

ઉત્પાતાદિ ચિન્હોથી ગ્રહણ જ્ઞાન ક્યારે પણ થાય નહીં; કેમકે એ ઉત્પાત-રૂપ નિમિત્તો ગ્રહણ શિવાયના દિવસે પણ થાય છે.[1] ॥ ૧૬ ॥

**पञ्चग्रहसंयोगान् न किल ग्रहणश्च संभवो भवति ।**
**तैलञ्च जलेऽष्टम्यां न विचिन्त्यमिदं विपश्चिद्भिः ॥ १७ ॥**

( જે અમાવાસ્યા અથવા પૂર્ણિમાને દિવસ ) પાંચ ગ્રહ સાથે પડેલા હોય તે દિવસ ગ્રહણ સંભવ હોતો નથી; તેથી ( સ્પર્શ–મોક્ષ જાણવા માટે ) જળમાં તેલ નાખી જાણવાની રીતોનો વિદ્વાનોએ અંગિઆર કરવો નહીં.[2] ॥ ૧૭ ॥

**अवनत्यार्के ग्रासो दिग्ज्ञेया वलनयावनत्या च ।**
**तिथ्यवसानाद्वेला करणे कथितानि तानि मया ॥ १८ ॥**

સ્ફુટ વિક્ષેપથી સૂર્યગ્રહણમાં ગ્રાસ જાણવો; વલન અને સ્ફુટ વિક્ષેપને અનુસારે પરિલેખ કહાડી ગ્રહણની મોક્ષ અને સ્પર્શ દિશા જાણવી. અને

---

૧ ગર્ગ અને પરાશરે ગ્રહણ જ્ઞાન ઉત્પાતાદિ ચિન્હવશાદ્ ગણેલું છે. તે સારૂં નથી તેનું ખંડન કરવા આ શ્લોક લખ્યો છે.

૨ આ વાક્ય વૃદ્ધ ગર્ગનું છે. તે લખે છે કે, પાંચ ગ્રહનો યોગ જોઈ ગ્રહણ સંભવ કહેવો નહીં, પરંતુ તેમાં જો બુધ હોય તો ગ્રહણ સંભવ કહેવો, ને તેના ગ્રાસ, સ્પર્શ તથા મોક્ષ માટે જળમાં તેલ નાંખી જોવું. જેટલું તેલ પ્રસરે તેટલો ગ્રહણનો ગ્રાસ, જે દિશામાં પ્રસરે તે દિશામાંથી સ્પર્શ, ને ફરી તેલ નાખતાં જ્યાં પહોંચે ત્યાંથી ગ્રહણનો મોક્ષ કહેવો.

અમાવાસ્યાના અંતથી ગ્રહણનો કાળ જાણવો. એ સઘળો પ્રકાર મારા કરેલા ( પંચસિદ્ધાંતિકા નામના ) કરણ ગ્રંથમાં કહેલો છે. ॥ ૧૮ ॥

षण्मासोत्तरवृद्ध्या पर्वेशाः सप्त देवताः क्रमशः ।
ब्रह्मशशीन्द्रकुवेरा वरुणाग्नियमाश्च विज्ञेयाः ॥ १९ ॥

સૃષ્ટિના પ્રારંભથી ૭ ૭ માસને અંતરે જે સાત પર્વ થાય છે તેમના દેવતા[1] ક્રમે બ્રહ્મા, ચંદ્ર, ઇંદ્ર, કુબેર, વરુણ, અગ્નિ અને યમ જાણવા. ॥ ૧૯ ॥

ब्राह्मे द्विजपशुवृद्धिक्षेमारोग्याणि सस्यसम्पच्च ।
तद्वत्सौम्ये तस्मिन् पीडा विदुषामवृष्टिश्च ॥ २० ॥
ऐन्द्रे भूपविरोधः शारदसस्यक्षयो न च क्षेमम् ।
कौबेरेऽर्थपतीनामर्थविनाशः सुभिक्षं च ॥ २१ ॥
वारुणमवनीशाशुभमन्येषां क्षेमसस्यवृद्धिकरम् ।
आग्नेयं मित्राख्यं सस्यारोग्याभयाम्बुकरम् ॥ २२ ॥
याम्यं करोत्यवृष्टिं दुर्भिक्षं सङ्क्षयं च सस्यानाम् ।
यदतः परं तदशुभं क्षुन्मारावृष्टिदं पर्व ॥ २३ ॥

બ્રાહ્મપર્વ (જે પર્વનો સ્વામી બ્રહ્મા હોય તે બ્રાહ્મપર્વ કહેવાય છે.) હોય તો બ્રાહ્મણ અને પશુની વૃદ્ધિ થાય છે; પ્રજામાં ક્ષેમ, આરોગ્ય અને ખેતીનો પાક સારો થાય છે. પર્વનો સ્વામી ચંદ્ર હોય તો પંડિતોને પીડા થાય છે; પર્વનો સ્વામી ઇંદ્ર હોય તો રાજાઓને પરસ્પર વિરોધ થાય છે, શરદ ઋતુની ખેતીનો નાશ થાય છે અને જગતમાં સુખશાંતિ પણ રહેતી નથી. પર્વનો સ્વામી કુબેર હોય તો ધનવાનના ધનનો નાશ થાય છે, અને સુકાળ થાય છે. પર્વનો સ્વામી વરુણ હોય તો રાજાઓને અનિષ્ટ ફળ આપે છે અને પ્રજાને સારૂં ફળ આપે છે, તથા ખેતી સારી પાકે છે. (જે પર્વનો સ્વામી અગ્નિ હોય તેને આગ્નેય અને મિત્રપર્વ પણ કહે છે) એ આગ્નેય અને

૧ પર્વેશ જાણવાની રીતિ સામાન્ય કરણ ગ્રંથોમાં આપવામાં આવેલ હોય છે તેમાં જોઈ લેવી.

મૈત્ર નામનું પર્વ હોય તો ખેતી સારી પાકે, પ્રજામાં આરોગ્યતા રહે અને ઇતિથી ભય થાય નહીં અર્થાત્ અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ ન થતાં સમયસર વર્ષાદ થ. પર્વનો સ્વામી યમ હોય તો વૃષ્ટિ ન થતાં દુકાળ પડે. એ વિના જે છે તે અશુભ છે, તે દુકાળ, મરકી અને અનાવૃષ્ટિકરતા છે. (એક ગ્રહણ પછી બીજું ગ્રહણ છ માસે, બાર માસે, અને દોઢ વરસે એટલે છ માસને અંતરે આવે તો તે ગ્રહણ વખતે પર્વના સ્વામી બ્રહ્માદિ દેવતા ગણાય, પરંતુ જો એક ગ્રહણ પછી બીજું ગ્રહણ પાંચ માસે કે અગિયાર માસે આવે તો તે અનિયમિત અંતરથી આવ્યું એમ કહેવાય. અનિયમિત અંતરે આવેલાં પર્વના સ્વામી બ્રહ્માદિ દેવતા થતા નથી તેથી તે અશુભ ગણાય છે.) ॥ ૨૦ ॥ ૨૧ ॥ ૨૨ ॥ ૨૩ ॥

**वेलाहीने पर्वणि गर्भविपत्तिश्च शस्त्रकोपश्च ।**
**अतिवेले कुसुमफलक्षयो भयं सस्यनाशश्च ॥ २४ ॥**

વેલાહીન પર્વ હોય તો ગર્ભનો નાશ અને યુદ્ધનો ભય થાય છે. અને અતિવેળ ગ્રહણ થાય તો ફુલ, ફળ, ને ધાન્યનો નાશ અને પ્રજામાં ભય થાય છે.[1] ॥ ૨૪ ॥

**हीनातिरिक्तकाले फलमुक्तं पूर्वशास्त्रदृष्टत्वात् ।**
**स्फुटगणितविदः कालः कथञ्चिदपि नान्यथा भवति ॥२५॥**

એ વેળાહીન અને અતિવેળ પર્વનું ફળ (ગર્ગ અને કાશ્યપ આદિ મુનિઓએ તેમનાં) જુનાં શાસ્ત્રોમાં કહ્યું છે તે જોઈ મેં પણ લખ્યું છે. પરંતુ સ્પષ્ટ ગણિત જાણનારે બતાવેલો કાળ કોઈ પણ પ્રકારે મિથ્યા હોતો નથી.[2] ॥ ૨૫ ॥

**यद्येकस्मिन् मासे ग्रहणं रविसोमयोस्तदा क्षितिपाः ।**
**स्वबलक्षोभैः सङ्क्षयमायान्त्यतिशस्त्रकोपश्च ॥ २६ ॥**

---

૧ ગણિતથી ગ્રહણનો જે સ્પર્શકાળ આવ્યો હોય તેની પહેલાંજ ગ્રહણનો સ્પર્શ વા મોક્ષ થાય તો તે વેલાહીન પર્વ કહેવાય છે, અને ગણિતના આવેલા કાળ પછી ગ્રહણનો સ્પર્શ વા મોક્ષ થાય તો અતિવેળ પર્વ કહેવાય છે.

૨ પૂર્વાચાર્યોનું ગણિત સ્થૂળ હતું તેનો આ પુરાવો છે.

એક માસની અંદર સૂર્ય અને ચંદ્ર બન્નેનાં ગ્રહણ હોય તો પોતાની સેનામાં ગડબડ થવાથી રાજાઓનો નાશ થાય છે, અને મહાયુદ્ધ થાય છે. ॥ ૨૬ ॥

ग्रस्तावुदितास्तमितौ शारदधान्यावनीश्वरक्षयदौ ।
सर्वग्रस्तौ दुर्भिक्षमरकदौ पापसन्दृष्टौ ॥ २७ ॥

ઘેરાયલા ચંદ્રનો ઉદય વા અસ્ત થાય તો શરદ ઋતુની ખેતીનો નાશ થાય છે, અને જો ઘેરાયલો સૂર્ય ઉદય વા અસ્ત પામે તો રાજાઓનો નાશ થાય છે. તથા સૂર્ય અને ચંદ્રનો ખગ્રાસ હોય અને ગ્રહણ વખતે પાપગ્રહ (મંગળ અથવા શનિ)ની તે (સૂર્ય, ચંદ્ર)પર દૃષ્ટિ હોય તો દુકાળ પડે છે અને મરકી ફેલાય છે. ॥ ૨૭ ॥

अर्द्धोदितोपरक्तो नैकृतिकान् हन्ति सर्वयज्ञांश्च ।
अग्न्युपजीविगुणाधिकविप्राश्रमिणोऽयुगाभ्युदितः ॥ २८ ॥
कर्षकपाखण्डिवणिक्क्षत्रियबलनायकान् द्वितीयेंऽशे ।
कारुकशूद्रम्लेच्छान् खतृतीयांशे समन्त्रिजनान् ॥ २९ ॥
मध्याह्ने नरपतिमध्यदेशहा शोभनश्च धान्यार्घः ।
तृणभुगमात्यान्तःपुरवैश्यघ्नः पञ्चमे खांशे ॥ ३० ॥
स्त्रीशूद्रान् षष्ठेंऽशे दस्युप्रत्यन्तहास्तमयकाले ।
यस्मिन् खांशे मोक्षस्तत्प्रोक्तानां शिवं भवति ॥ ३१ ॥

ચંદ્ર અને સૂર્યનો અર્ધ ઉદય થતાંજ જો ગ્રહણ થાય તો તે ભીલ અને સંપૂર્ણ યજ્ઞોનો નાશ કરે છે. દિવસના પહેલા સપ્તમાંશમાં ઉદય પામેલા ચંદ્ર વા સૂર્ય ગ્રહણનો સ્પર્શ થાય તો અગ્નિથી જીવનારા, સોનાર, લોહાર, વિગેરે લોકો ગુણવાન પુરૂષો, બ્રાહ્મણો, અને આશ્રમ નિવાસી(બ્રહ્મચારીઓ)નો તે નાશ કરે છે. બીજા સપ્તમાંશમાં થાય તો ખેતી કરનારા, વેદબાહ્ય પાખંડીઓ, વૈશ્યો, ક્ષત્રીઓ અને સેનાના સ્વામીનો નાશ કરે છે. ત્રીજા સપ્તમાંશમાં ગ્રહણ થાય તો શિલ્પિ વિગેરે કારીગરો, શૂદ્ર, મ્લેચ્છ અને મંત્રીઓનો

નાશ કરે છે. ચોથા સપ્તમાંશમાં થાય તો મધ્યદેશ અને તેના રાજાનો નાશ કરે છે અને અનાજના ભાવ સારા રહે છે. પાંચમા સપ્તમાંશમાં થાય તો તે ઘાસ ખાનારા પશુ, રાજાઓના મંત્રી, રાણીઓ તથા વૈશ્યનો નાશ કરે છે. છઠા સપ્તમાંશમાં ગ્રહણ થાય તો સ્ત્રિઓ અને શૂદ્રનો નાશ થાય છે. અને અસ્ત સમયે એટલે દિવસના સાતમા ભાગમાં ગ્રહણનો સ્પર્શ થાય તો ચોર અને ગળ્હ આદિ મ્લેચ્છ દેશમાં વસનારા લોકોનો નાશ થાય છે[1]. અને જે જે સપ્તમાંશમાં મોક્ષ હોય તે તે સપ્તમાંશમાં જે જે જાતના લોકોને પીડા થવાનું કહેલું છે તે તે જાતના લોકોને તેથી કલ્યાણ[2] થાય છે. ॥૨૮॥૨૯॥૩૦॥૩૧॥

द्विजनृपतीनुदगयने विट्शूद्रान् दक्षिणायने हन्ति ।
राहुरुदगादिदृष्टः प्रदक्षिणं हन्ति विप्रादीन् ॥ ३२ ॥
म्लेच्छान् विदिक्स्थितो यायिनश्च हन्याद्धुताशसक्तांश्च ।
सलिलचरदन्तिघाती याम्येनोदग्गवामशुभः ॥ ३३ ॥
पूर्वेण सलिलपूर्णां करोति वसुधां समागतो दैत्यः ।
पश्चात्कर्षकसेवकबीजविनाशाय निर्दिष्टः ॥ ३४ ॥

સૂર્ય જ્યારે ઉત્તરાયનમાં[3] હોય ત્યારે જો ગ્રહણ થાય તો બ્રાહ્મણ અને ક્ષત્રીનો નાશ કરે છે, અને દક્ષિણાયનમાં ગ્રહણ થાય તો વૈશ્ય અને શૂદ્રનો નાશ કરે છે. દક્ષિણ દિશાથી ગ્રહણનો સ્પર્શ થાય તો બ્રાહ્મણાદિ વર્ણનો

૧ જે દિવસ ગ્રહણ થવાનું હોય તે દિવસ સૂર્યગ્રહણ હોય તો દિનમાનને અને ચંદ્રગ્રહણ હોય તો તે દિવસનાં રાત્રિમાનને સાતથી ભાગ દેવો, ભાગતાં જે ઘટચાદિ આવે તે અકેક સપ્તમાંશનું પ્રમાણ સમજવું. બાદ તેને એક બે ત્રણ ચાર પાંચ છ અને સાતથી ગુણી સાતે સપ્તમાંશનું પ્રમાણ કાઢવું. જે વખતે ગ્રહણનો સ્પર્શ વા મોક્ષ થવાનો હોય તે વખતને આ સપ્તમાંશની ઘટી સાથે સરખાવતાં જે ઘડીઓ સાથે તે મળતો આવે અથવા તે જે ભાગની ઘડીઓનું પ્રમાણ હોય તે ભાગમાં તે હોય તે તે સ્પર્શ વા મોક્ષ તે સપ્તમાંશમાં થયો છે એમ સમજવું. ચંદ્રગ્રહણમાં રાત્રિગતમાન ઉપયોગમાં લઈ સરખામણી કરવી.

૨ જે સપ્તમાંશમાં સ્પર્શ થયો હોય તેજ સપ્તમાંશમાં મોક્ષ થાય તો શુભ અશુભ કંઈ થતું નથી.

૩ સૂર્ય મકરથી છ રાશિની અંદરની રાશિમાં રહેલો હોય ત્યાંલગણ ઉત્તરાયન કહેવાય છે, ને કર્કથી છ રાશિની અંદર રહેલો હોય તો દક્ષિણાયન કહેવાય છે.

નાશ થાય[1] છે. ઈશાનાદિ ખૂણામાંથી ગ્રહણનો સ્પર્શ થાય તો મ્લેચ્છો, બીજા દેશપર ચડાઈ કરનારા રાજાઓ અને અગ્નિહોત્રીઓનો તે નાશ કરે છે. દક્ષિણમાંથી ગ્રહણનો સ્પર્શ હોય તો જળજંતુઓ અને હાથીઓનો તે નાશ કરે છે. ઉત્તરમાંથી ગ્રહણનો સ્પર્શ થાય તો તે ગાયોને હાનીકારક થાય છે. પૂર્વમાંથી સ્પર્શ થયો હોય તો પૃથ્વિ જળમય થાયછે (વૃષ્ટિ સારી થાય છે,) અને પશ્ચિમમાંથી સ્પર્શ થયો હોય તો ખેતી કરનાર, સેવા કરનાર અને વાવેલાં બીજનો નાશ થાય છે. ॥ ૩૨ ॥ ૩૩ ॥ ૩૪ ॥

**पाञ्चालकलिङ्गशूरसेनाः काम्बोजोड्रकिरातशस्त्रवार्त्ताः ।**
**जीवन्ति च ये हुताशवृत्त्या ते पीडामुपयान्ति मेषसंस्थे ॥३५॥**

મેષરાશિમાં રહેલ સૂર્ય અથવા ચંદ્રનું ગ્રહણ થાય છે તો પાંચાળ, કલિંગ,[2] શુરસેન, કાંબોજ,[3] ઓડ્ર[4] અને કિરાત દેશના લોકો[5] તથા શસ્ત્ર અને અગ્નિથી જીવનારા સોનાર, લોહારાદિ લોકો પીડા પામેછે. ॥ ૩૫ ॥

**गोपाः पशवोऽथ गोमिनो मनुजा ये च महत्त्वमागताः ।**
**पीडामुपयान्ति भास्करे ग्रस्ते शीतकरेऽथवा वृषे ॥ ३६ ॥**

વૃષભ રાશિમાં રહેલા સૂર્ય વા ચંદ્રનું ગ્રહણ થાય તો ગોવાળ, ગાયોના માલેક અને આબરૂદાર માણસો પીડા પામેછે. ॥૩૬॥

**मिथुने प्रवराङ्गना नृपा नृपमात्रा बलिनः कलाविदः ।**
**यमुनातटजाः सबाह्लिका मत्स्याः सुह्मजनैः समन्विताः ॥३७॥**

---

૧ ઉત્તરમાંથી ગ્રહણનો સ્પર્શ થાય તો બ્રાહ્મણ, પૂર્વમાંથી થાય તો ક્ષત્રીય, દક્ષિણમાંથી થાય તો વૈશ્ય અને પશ્ચિમમાંથી થાય તો શૂદ્રનો નાશ થાય છે. ઉત્તર અને દક્ષિણમાં સૂર્ય કે ચંદ્ર ગ્રહણનો સ્પર્શ અથવા મોક્ષ થતો નથી પરંતુ પૂર્વાચાર્યોએ કહ્યું છે તેથી વરાહમિહિરાચાર્યે પણ ઉત્તર દક્ષિણનું ફળ અહીં કહેલ જણાય છે. કયારેક ઉત્પાત વિગેરે નિમિતથી ઉત્તર દક્ષિણમાં પણ સ્પર્શ, મોક્ષ વિગેરે થાયછે એમ જે ભટ્ટોત્પલનું કહેવું છે તે ભુલભરેલું છે કેમકે જે દેશમાં ૬૬ અક્ષાંસ છે ત્યાં દક્ષિણ અને ઉત્તરમાંથી ગ્રહણ સ્પર્શ થવાનો સંભવ છે. શ્રીમાન્ ભાસ્કરાચાર્યે પોતાની સિદ્ધાંતશિરોમણિમાં પણ તેજ મુજબ ગણિતાધ્યાયમાં કહેલું છે. ભટ્ટોત્પલનું કહેવું જ્યાં તેથી અક્ષાંશ ન્યુન હોય ત્યાં બંધબેસતું છે અન્ય જગોએ નહીં.

૨ મદ્રાસથી કટક સુધીનો પ્રદેશ. ૩ કોચીન ચાયનાનું કામ્બોડીઆ. ૪ ઢાકાનો ઉત્તરભાગ. ૫ હલકી વર્ણના પહાડી લોક.

મિથુનમાં રહેલા સૂર્ય અથવા ચંદ્રનું ગ્રહણ થાય તો ઉત્તમ સ્ત્રિઓ, રાજાઓ, રાજાતૂલ્ય મનુષ્યો, બળવાન લોકો, ગીત નૃત્ય વિગેરે કળા જાણનારાઓ, યમુનાના કાંઠાપર રહેનારાઓ, બાલ્હિક, મત્સ્ય અને સુહ્મ દેશના લોકો પીડા પામેછે. ॥ ૩૭ ॥

**आभीराञ्छवरान् सपह्लवान् मल्लान् मत्स्यकुरूञ्छकानपि ।**
**पाञ्चालान्विकलांश्च पीडयत्यन्नं चापि निहन्ति कर्कटे ॥ ३८ ॥**

કર્કમાં રહેલા સૂર્ય વા ચંદ્રનું ગ્રહણ થાય તો આભીર, શબર[1], પહ્લવ, મલ્લ, મત્સ્ય, કુરૂ[2], શક[3] અને પાંચાળના લોકો તથા અંગહીન માણસો[4] પીડા પામે છે. તથા અન્નનો પણ નાશ થાય છે. ॥ ૩૮ ॥

**सिंहे पुलिन्दगणमेकलसत्त्वयुक्तान् राजोपमान्नरपतीन्**
**वनगोचरांश्च । षष्ठे तु सस्यकविलेखकगेयसक्तान्**
**हन्त्यश्मकत्रिपुरशालियुतांश्च देशान् ॥ ३९ ॥**

સિંહમાં રહેલા સૂર્ય વા ચંદ્રનું ગ્રહણ થાય તો પુળિંદ (ભીલગણ) અને જનસમુદાય, વિંધ્યાચળના વાસી, સત્વયુક્ત જનો, રાજાતુલ્ય સમૃદ્ધિવાન લોકો તથા વનમાં રહેનારાઓ નાશ પામે છે. અને કન્યા રાશિમાં રહેલા સૂર્ય વા ચંદ્રનું ગ્રહણ થાય તો ખેતી, કવિઓ, પંડિતો, લેખકો અને ગવૈયાઓ નાશ પામે છે. તથા અશ્મક અને ત્રીપુર[5] દેશમાં રહેનારાઓ તથા જે દેશોમાં ઘણું ધાન્ય થાય છે તે દેશમાં રહેનારાઓ પણ નાશ પામે છે. ॥ ૩૯ ॥

**तुलाधरेऽवन्त्यपरान्त्यसाधून् वणिग्दशार्णान्**
**मरुकच्छपांश्च । अलिन्यथोदुम्बरमद्रचोलान् द्रुमान्**
**सयौधेयविषायुधीयान् ॥ ४० ॥**

તુળામાં રહેલા સૂર્ય વા ચંદ્રનું ગ્રહણ થાય તો અવંતીમાં (માળવામાં) અને પરાંત્ય દેશમાં રહેનારા લોકો, સત્પુરૂષો, વૈશ્ય અને દશાર્ણ મારવાડ તથા કચ્છમાં રહેનારા લોકો પીડાય છે. અને વૃશ્ચિકમાં રહેલા સૂર્ય વા ચંદ્રનું ગ્રહણ થાય તો ઉદુંબર, મદ્ર અને ચોળ દેશમાં રહેનારા લોકો, વૃક્ષો, લડવૈયાઓ અને વિષથી મારનારા લોકો નાશ પામેછે. ॥૪૦॥

---

૧ જંગલિ પહાડી જાત. ૨ દિલીપ્રાંતના લોક. ૩ તાતારના વંશજો. ૪ એક જાત. ૫ જેને હાલ તિપરા કહેછે તે.

धन्विन्यमात्यवरवाजिविदेहमल्लान् पाञ्चालवैद्यवणिजो विषमायुधज्ञान् । हन्यान् मृगे तु झषमन्त्रिकुलानि नीचान् मन्त्रौषधीषु कुशलान् स्थविरायुधीयान् ॥ ४१ ॥

સૂર્ય વા ચંદ્રનું ધન રાશિમાં ગ્રહણ થાય તો ઉત્તમ મંત્રીઓ, જાતવંત ઘોડાઓ, વિદેહ દેશના રહેવાશી મલ્લો, પાંચાળ દેશમાં રહેનારા વૈદ્યો, વૈશ્ય, ક્રૂર માણસો અને શસ્ત્રવિદ્યા જાણનારાઓ પીડા પામે છે. મકરમાં રહેલા સૂર્ય વા ચંદ્રનું ગ્રહણ થાય તો માછલાં ને મંત્રીઓનાં કુળો, નીચ પુરૂષો, મંત્રોષધી જાણનારા વૃદ્ધ પુરૂષો અને શસ્ત્રપર જીવનારાઓનો નાશ થાયછે. ॥ ૪૧ ॥

कुम्भेऽन्तर्गिरिजान्सपश्चिमजान् भारोद्वहांस्तस्करान् आभीरान्दरदार्यसिंहपुरकान् हन्यात्तथा वर्वरान् । मीने सागरकूलसागरजलद्रव्याणि मान्यान् जनान् प्राज्ञान्वार्युपजीविनश्च भफलं कूर्मोपदेशाद्वदेत् ॥ ४२ ॥

કુંભ રાશિમાં રહેલા સૂર્ય વા ચંદ્રનું ગ્રહણ થાય તો પર્વતની મધ્યે ઉત્પન્ન થયેલા લોકો, પશ્ચિમ દિશામાં રહેનારાઓ, મજૂરી કરનાર, ચોર, આભિર અને દરદ દેશના લોકો, આર્યજનો, સિંહપુર વાસીઓ અને બર્બર લોકો નાશ પામે છે. ગ્રહણ વખતે સૂર્ય વા ચંદ્ર મીન રાશિમાં હોય તો સમુદ્રના તટપર ઉત્પન્ન થયેલા લોકો તથા તેમાંથી પેદા થયેલાં દ્રવ્ય, રત્ન વિગેરે ઝવેરાત, માન્ય પુરૂષો, બુદ્ધિમાન લોકો અને પાણીથી આજિવિકા ચલાવનારા મનુષ્યો નાશ પામેછે. એમનું નક્ષત્ર ફળ કૂર્મ વિભાગમાં કહેવામાં આવેલા ભાગોપરથી કહેવું.[1] ॥૪૨॥

सव्यापसव्यलेहग्रसननिरोधावमर्दनारोहाः । आघ्रातं मध्यतमस्तमोऽन्त्य इति ते दश ग्रासाः ॥ ४३ ॥

સવ્ય, અપસવ્ય, લેહ, ગ્રસન, નિરોધ, અવમર્દન, આરોહ, આઘ્રાત, મધ્યતમ અને તમોંત્ય એ દશ પ્રકારના ગ્રાસ છે. ॥ ૪૩ ॥

---

૧ જે ગ્રહનું ગ્રહણ હોય તે, ગ્રહણ વખતે જે નક્ષત્રમાં રહેલો હોય તે નક્ષત્ર કૂર્મવિભાગથી જે દેશમાં આવતું હોય તે દેશ તથા તે સૂચક મનુષ્યોનો નાશ થશે એમ કહેવું.

सव्यगते तमसि जगज्जलप्लुतं भवति मुदितमभयञ्च ।
अपसव्ये नरपतितस्करावमर्दैः प्रजानाशः ॥ ४४ ॥

ગ્રહણ વખતે જો ગ્રાસ[1] સવ્ય ( જમણી બાજુનો ) હોય તો સર્વ જગત પાણીથી પૂર્ણ થાય છે, લોકો આનંદયુક્ત નિર્ભય રહેછે; અને અપસવ્ય (ડાબી બાજુનો ) હોય તો રાજાઓ અને ચોરના ઉપદ્રવથી પ્રજાનો નાશ થાયછે. ॥૪૪॥

जिह्वोपलेढि परितस्तिमिरनुदो मण्डलं यदि स लेहः ।
प्रमुदितसमस्तभूता प्रभूततोया च तत्र मही ॥ ४५ ॥

સૂર્ય અથવા ચંદ્રનું બિંબ ચોતરફથી જીભે કરી ચાટેલાં સરખું દેખાય તો તે લેહ નામનો ગ્રાસ કહેવાય છે. તેવો ગ્રાસ હોય તો પૃથ્વિના સઘળા જીવો હર્ષ પામેછે અને વૃષ્ટિ પણ ઘણી સારી થાયછે. ॥ ૪૫ ॥

ग्रसनमिति यदा त्र्यंशः पादो वा गृह्यतेऽवाप्यर्द्धम् ।
स्फीतनृपवित्तहानिः पीडा च स्फीतदेशानाम् ॥ ४६ ॥

બિંબના ત્રિજા ચોથા અથવા અર્ધા ભાગનો જ્યારે ગ્રાસ થયો હોય ત્યારે તે ગ્રાસ ગ્રસન કહેવાય છે. એવો ગ્રાસ થયો હોય તો ઘણા ઐશ્વર્યવાળા રાજાઓના ધનની હાની થાય છે અને ધનવાન દેશને પીડા થાય છે. ॥ ૪૬ ॥

पर्यन्तेषु गृहीत्वा मध्ये पिण्डीकृतं तमस्तिष्ठेत् ।
स निरोधो विज्ञेयः प्रमोदकृत् सर्वभूतानाम् ॥ ४७ ॥

જો રાહુ ચોરતરફથી ગ્રહણ કરી બિંબના મધ્યભાગમાં ઘાડા અંધકાર જેવો દેખાય તો તે ગ્રાસ નિરોધ ગ્રાસ કહેવાય છે. એવો ગ્રાસ થયો હોય તો સઘળા જીવો હર્ષ પામેછે. ॥ ૪૭ ॥

अवमर्दनमिति निःशेषमेव सञ्छाद्य यदि चिरं तिष्ठेत् ।
हन्यात् प्रधानदेशान् प्रधानभूपांश्च तिमिरमयः ॥ ४८ ॥

જો અંધકારમય રાહુ સઘળા બિંબને ઢાંકી ઘણીવાર સૂધી સ્થિર રહે તો

૧ જો ખુણામાંથી ગ્રાસ થતો હોય તો સવ્યાપસવ્ય નીચેપ્રમાણે જાણવું; ચંદ્રગ્રહણમાં અગ્નિ કોણથી રાહુ આવે તો સવ્ય કહેવાય અને ઇશાન કોણથી આવે તો અપસવ્ય કહેવાય છે; સૂર્યગ્રહણમાં રાહુ વાવ્ય કોણથી આવે તો સવ્ય અને નૈરૂત્ય કોણથી આવે તો અપસવ્ય ગણાય છે. ( રાહુનો અર્થ અમે ગ્રાસ લીધેલો છે. )

તે અવમર્દન નામનો ગ્રાસ કહેવાય છે. તેથી મુખ્ય દેશ અને મુખ્ય રાજા નાશ પામેછે. ॥ ૪૮ ॥

वृत्ते ग्रहे यदि तमस्तत्क्षणमावृत्य दृश्यते भूयः ।
आरोहणमित्यन्योऽन्यमर्दनैर्भयकरं राज्ञाम् ॥ ४९ ॥

ગ્રહણ મોક્ષ થયા બાદ ફરીથી તેજ વખતે ચંદ્ર બિંબપર રાહુ દેખાય તો તે આરોહણ નામનો ગ્રાસ કહેવાય છે. એવા ગ્રાસથી રાજાઓને માંહોમાંહી યુદ્ધથી ભય પેદા થાય છે.[1] ૪૯

दर्पण इवैकदेशे सवाष्पनिःश्वासमारुतोपहतः ।
दृश्येताघ्रातं तत् सुवृष्टिवृद्ध्यावहं जगतः ॥ ५० ॥

જેમ દર્પણ, મુખની બાફ અને શ્વાસથી મલીન થાય છે તેવાં સૂર્ય ચંદ્રનાં બિંબ પણ એક દેશમાં મલિન દેખાય તેવો ગ્રાસ થયેલો જણાય તો તેને આઘ્રાત નામનો ગ્રાસ કહેછે. એવો ગ્રાસ હોય તો ઉત્તમ વૃષ્ટિ અને જગતની વૃદ્ધિ થાયછે. ॥ ૫૦ ॥

मध्ये तमः प्रविष्टं वितमस्कं मण्डलं च यदि परितः ।
तन्मध्यदेशनाशं करोति कुक्ष्यामयभयं च ॥ ५१ ॥

માત્ર બિંબની મધ્યમાંજ ગ્રહણ હોય અને ચોર તરફ બિંબ નિર્મલ રહે તો તે મધ્યતમ નામે ગ્રાસ કહેવાય છે. તેવો ગ્રાસ હોય તો મધ્યદેશનો[2] નાશ થાય અને પ્રજાઓને ઉદર રોગનો ભય થાયછે.[3] ॥ ૫૧ ॥

पर्यन्तेष्वतिबहुलं स्वल्पं मध्ये तमस्तमोऽन्त्याख्ये ।
सस्यानामीतिभयं भयमस्मिंस्तस्कराणां च ॥ ५२ ॥

બિંબની ચારે બાજુ ઘાડું અંધારૂં હોય અને મધ્યમાં થોડું હોય તેવો

---

૧ આ ગ્રાસ ગણિતથી આવતો નથી તેથી તે ઉત્પાતસૂચક હોવો જોઇએ. પૂર્વ શાસ્ત્રના મતપ્રમાણે વરાહમિહિરાચાર્યે તે લીધેલો જણાય છે.

૨ મનુના કહેવાપ્રમાણે, પાનીપતની પૂર્વ, અલાહબાદની પશ્ચિમ, હિમાલયની દક્ષિણ અને વિંધ્યાચલની ઉત્તરનો પ્રદેશ.

૩ આ ગ્રાસ ફક્ત સૂર્યનોજ થઈ શકે છે કેમકે સૂર્યને ઢાંકનાર ચંદ્ર સૂર્યથી નાનો છે, પણ ચંદ્રને ઢાંકનાર પૃથ્વીની છાયા ચંદ્રથી મોટી છે તેથી ચંદ્રબિંબપર એવો ગ્રાસ થતો નથી.

ગ્રાસ થયો હોય તો તે તમોંત્સ ગ્રાસ કહેવાય છે. તેવો ગ્રાસ થયો હોય તો ખે-
તીને અને પ્રજાને ભય રહેછે.[1] પર

श्वेते क्षेमसुभिक्षं ब्राह्मणपीडां च निर्दिशेद्राहौ ।
अग्निभयमनलवर्णे पीड़ा च हुताशवृत्तीनाम् ॥ ५३ ॥
हरिते रोगोल्वणता सस्यानामीतिभिश्च विध्वंसः ।
कपिले शीघ्रगसत्त्वम्लेच्छध्वंसोऽथ दुर्भिक्षम् ॥ ५४ ॥
अरुणकिरणानुरूपे दुर्भिक्षावृष्टयो विहगपीडा ।
आधूम्रे क्षेमसुभिक्षमादिशेन्मन्दवृष्टिं च ॥ ५५ ॥
कापोतारुणकपिलश्यावाभे क्षुद्भयं विनिर्देश्यम् ।
कापोतः शूद्राणां व्याधिकरः कृष्णवर्णश्च ॥ ५६ ॥
विमलकमणिपीताभो वैश्यध्वंसी भवेत् सुभिक्षाय ।
सार्चिष्मत्यग्निभयं गैरिकरूपे तु युद्धानि ॥ ५७ ॥
दूर्वाकाण्डश्यामे हारिद्रे वापि निर्दिशेन्मरकम् ।
अशनिभयसम्प्रदायी पाटलिकुसुमोपमो राहुः ॥ ५८ ॥
पांशुविलोहितरूपः क्षत्रध्वंसाय भवति वृष्टेश्च ।
बालरविकमलसुरचापरूपभृच्छस्त्रकोपाय ॥ ५९ ॥

રાહુ ( ચંદ્ર અથવા સૂર્યપર થયેલ ગ્રાસ ) શુક્લવર્ણનો દેખાય તો જગતમાં સુકાળ થાય અને સુખ રહેછે, તથા બ્રાહ્મણોને પીડા થશે એમ કહેવું. રાહુનો રંગ અગ્નિ સરખો હોય તો અગ્નિથી ભય રહે અને અગ્નિથી જીવનાર લોહાર આદિને પીડા થાયછે. રાહુનો રંગ નીલો દેખાય તો રોગ ફેલાય છે અને સાત પ્રકારની ઈતિથી[1] ખેતીનો નાશ થાયછે. રાહુ કપિલ વર્ણો દેખાય તો ઉંટ વિગેરે વેગવાન જાનવરો અને મ્લેચ્છનો નાશ થાય છે તથા દુકાળ પડેછે, સૂર્ય કિરણ સરખો દેખાય તો દુકાળ પડે છે અને પક્ષીઓ પીડા પામે છે, ધુમ્ર વર્ણો હોય તો પ્રજાને સુખ અને સુકાળ થાય છે, ને વૃષ્ટિ જુજ થાય છે. કબૂતરના

૧ અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ, ઉંદર, તીડ, શુક વિગેરે પક્ષીઓ, પરચક્ર અને સ્વચક્ર અર્થાત શત્રુઓની સેના અને સ્વદેશના રાજા વિગેરેની સેનાના ભય ને ખેતીનો ભય કહેછે.

જેવો વર્ણ, લાલ મિશ્રિત કપિલવર્ણ તથા કેવળ શ્યામ વર્ણ હોય તો દુકાળ પડશે એવું કહેવું. કપોતવર્ણ અને શ્યામવર્ણ રાહુ હોય તો શૂદ્રોને પીડા થાયછે. વિમલક મણિ સરખો અર્થાત શ્વેત અને પિત્તવર્ણો રાહુ હોય તો વૈશ્યોનો નાશ થાય છે અને સુકાળ થાય છે. રાહુમાં તણખીઓ અથવા અગ્નિજ્વાળા સરખો વર્ણ દેખાય તો અગ્નિભય થાય છે. ગેરૂસરખો રક્તવર્ણ હોય તો યુદ્ધ થાયછે. ધ્રો ( દુર્વા ) સરખો નીલ વર્ણો અથવા હળદર સરખો પીતવર્ણ હોય તો મરકી ચાલશે એવું કહેવું. પાટલાના પુષ્પ સરખો શ્વેત રક્ત યુક્ત વર્ણ હોય તો વીજળીનો ભય થાય છે, ધૂળ સરખો ભૂખરો અને લાલ વર્ણ હોય તો ક્ષત્રીઓનો નાશ થાય છે તથા અનાવૃષ્ટિ થાય છે, પ્રભાતનાં સૂર્ય કમળ અથવા ઈંદ્રિ ધનુષ સરખા વર્ણવાળો રાહુ દેખાય તો લડાઈઓ થાય છે. ॥ ૫૩ ॥ ૫૯ ॥

**पश्यन् ग्रस्तं सौम्यो घृतमधुतैलक्षयाय राज्ञां च ।**
**भौमः समरविमर्दं शिखिकोपं तस्करभयं च ॥ ६० ॥**
**शुक्रः सस्यविमर्दं नानाक्लेशांश्च जनयति धरित्र्याम् ।**
**रविजः करोत्यवृष्टिं दुर्भिक्षं तस्करभयं च ॥ ६१ ॥**

ગ્રહણ સમયે ચંદ્ર અથવા સૂર્યને બુધ જોતો હોય તો ઘી, મધ, અને તેલની અછત થાય છે અને રાજાઓનો પણ નાશ થાય છે. મંગળ જોતો હોય તો યુદ્ધ, અગ્નિ અને ચોરનો ભય થાય છે; શુક્ર જોતો હોય તો ખેતીનો નાશ થાય છે તથા જગતમાં અનેક પ્રકારના કલેશ થાય છે. શનિ જોતો હોય તો અનાવૃષ્ટિ, દુકાળ અને ચોરનો ભય થાય છે.[1] ॥ ૬૦ ॥ ૬૧ ॥

**यदशुभमवलोकनाभिरुक्तं ग्रहजनितं ग्रहणे प्रमोक्षणे वा ।**
**सुरपतिगुरुणावलोकिते तच्छममुपयाति जलैरिवाग्निरिद्धः॥६२**

ગ્રહણના સ્પર્શ અને મોક્ષ વખતે ગ્રહોની દૃષ્ટિથી થતું જે અશુભ ફળ

---

૧ દરેક ગ્રહ પોતાથી ત્રીજે દશમે રહેલ ને $\frac{1}{4}$, નવમે પાંચમે રહેલને $\frac{1}{2}$, ચોથે આઠમે $\frac{3}{4}$, ને સાતમે રહેલ ગ્રહને સંપૂર્ણ જુએછે. ઉપરના ક્રમ પ્રમાણે શનિ, ગુરૂ ને મંગળ વિશેષ દૃષ્ટિથી પૂર્ણ જુએછે. ગ્રહણ વખતે અથવા મોક્ષ વખતે એમ જે વિકલ્પ કહ્યો તેનો તાત્પર્ય કે ગ્રહણ સમયે જે ગ્રહ જોતો હોય તે મોક્ષ વખતે બીજી રાશિપર ચાલ્યો જાય અથવા ગ્રહણ લાગતી વખતે દૃષ્ટિ ન હોય ને પછી મોક્ષ વખતેજ દૃષ્ટિ આવે તો પહેલાં કહેલું અશુભ ફળ થતું નથી. ગ્રહણના પ્રારંભથી મોક્ષસુધી દૃષ્ટિ રહે તોજ એ ફળ થાયછે.

કહ્યું તે સર્વ બૃહસ્પતિની દૃષ્ટિ હોય તો, પ્રચંડ અગ્નિ જેમ જળથી શાંત થાય છે, તેમ શાંત થાયછે. ॥ ૬૨ ॥

**ग्रस्ते क्रमान्निमित्तैः पुनर्ग्रहो मासषट्कपरिवृद्ध्या ।**
**पवनोल्कापातरजःक्षितिकम्पतमोऽशनिनिपातैः ॥ ६३ ॥**

સૂર્ય અને ચંદ્ર ગ્રહણની વખતે તોફાન થાય તો છ માસે, ઉલ્કા પડે તો બાર માસે, રજની વૃષ્ટિ થાય તો અઢાર માસે, ધરતીકંપ થાય તો ચોવીસ માસે, અંધકાર છવાઈ રહે તો ત્રીશ માસે અને વીજળી પડે તો છત્રીશ માસે ફરી ગ્રહણ થાય છે[1]. ॥ ૬૩ ॥

**आवन्तिका जनपदाः कावेरीनर्मदातटाश्रयिणः ।**
**दृप्ताश्च मनुजपतयः पीड्यन्ते क्षितिसुते ग्रस्ते ॥ ६४ ॥**

સૂર્ય અથવા ચંદ્રની સાથે ગ્રહણ વખતે જો મંગળ પણ ગ્રસ્ત થાય તો અવંતિદેશ, કાવેરી તથા નર્મદાના તટપર રહેનારા લોકો અને અહંકારી રાજાઓ પીડા પામે છે. ॥ ૬૪ ॥

**अन्तर्वेदीं सरयूं नेपालं पूर्वसागरं शोणम् ।**
**स्त्रीनृपयोधकुमारान् सह विद्वद्भिर्बुधो हन्ति ॥ ६५ ॥**
**ग्रहणोपगते जीवे विद्वन्नृपमन्त्रिगजहयध्वंसः ।**
**सिन्धुतटवासिनामप्युदग्दिशं संश्रितानां च ॥ ६६ ॥**

સૂર્ય ચંદ્રનાં ગ્રહણ વખતે તેમની સાથે બુધનું પણ ગ્રહણ હોય તો ગંગાજમનાની મધ્યનો દેશ, સરયુનદી, નેપાળ, પૂર્વ સમુદ્ર, શોણભદ્ર નામને નદ[2], સ્ત્રિયો, રાજાઓ, યુદ્ધ કરવામાં કુશળ પુરૂષો, બાળકો અને પંડિતો નાશ પામે છે. બૃહસ્પતિનું ગ્રહણ હોય તો વિદ્વાન, રાજા, રાજમંત્રી, હાથી અને ઘોડાનો નાશ થાય છે; અને સિંધુ નદીના તટપર રહેનારા તથા ઉત્તરમાં રહેનારાઓ પિડા પામે છે. ॥ ૬૫ ॥ ૬૬ ॥

**भृगुतनये राहुगते दसेरकाः कैकयाः सयौधेयाः ।**
**आर्यावर्त्ताः शिवयः स्त्रीसचिवगणाश्च पीड्यन्ते ॥ ६७ ॥**

---

૧ આ વાત પ્રમાણશૂન્ય છે.

૨ એ પ્રદેશમાં રહેનાર લોકો.

શુક્રનું ગ્રહણ હોય તો દસરેક, કૈકય, યૌધેય, આર્યાવર્ત અર્થાત્ પ્રધાન દેશના લોકો અને શિબી દેશના વાસી, સ્ત્રીઓ, મંત્રીઓ અને મનુષ્યસમુદાય પિડા પામે છે. ॥ ૬૭ ॥

**सौरे मरुभवपुष्करसौराष्ट्रा धावतोऽर्बुदान्त्यजनाः ।**
**गोमन्तपारियात्राश्रिताश्च नाशं व्रजन्त्याशु ॥ ६८ ॥**

શનિનું ગ્રહણ હોય તો મારવાડ, પુષ્કર[1] અને સૌરાષ્ટ્રદેશના રહેનાર, આબુની તલેટીમાં રહેનાર, ચંડાળો, સુવર્ણ આદિ ધાતુ, અને ગોમંત તથા પારિયાત્ર પર્વતમાં રહેનાર લોકો તત્કાળ નાશ પામે છે. ॥ ૬૮ ॥

**कार्त्तिक्यामनलोपजीविमगधान् प्राच्याधिपान् को-**
**शलान् कल्माषानथ शूरसेनसहितान् काशींश्च सन्ता-**
**पयेत् ॥ हन्याच्चाशु कलिङ्गदेशनृपतिं सामात्यभृत्यं**
**तमो दृष्टं क्षत्रियतापदं जनयति क्षेमं सुभिक्षान्वितम् ॥६९॥**

કાર્તિકી અમાસ અથવા પુનમે ગ્રહણ હોય તો અગ્નિથી જીવનારા સોની વિગેરે લોકો મગધ દેશના વાસી, પૂર્વદિશાનો માલેક, કોશલ[2], કલ્માષ, સુરસેન અને કાશીદેશમાં રહેનારાં મનુષ્યો પિડા પામે છે. પોતાના મંત્રી અને સેવકસહિત કલિંગદેશનો રાજા તત્કાળ માર્યો જાય છે! ક્ષત્રીઓ પીડાય છે અને સર્વ જગતમાં સુકાળ થાય છે અને સુખ રહે છે. ॥ ૬૯ ॥

**काश्मीरकान् कौशलकान् सपुण्ड्रान् मृगांश्च हन्याद-**
**परान्तकांश्च । ये सोमपास्तांश्च निहन्ति सौम्ये सुवृ-**
**ष्टिकृत् क्षेमसुभिक्षकृच्च ॥ ७० ॥**

માર્ગશીર્ષમાં ગ્રહણ હોય તો કાશ્મીર, કોશલ ને પુંડ્ર[3]દેશનાવાસી, વનનાં મૃગો અને અપરાંત દેશમાં રહેવાવાળા સોમયજ્ઞ કરનાર વિપ્ર નાશ પામે છે, અને સારી વૃષ્ટિ, સુકાળ અને સુખ થાય છે. ॥ ૭૦ ॥

---

૧ હમણાં આને પાકેર કહે છે તે અજમેરથી પાંચ માઈલ દૂર આવેલું છે.
૨ હાલે જેને અયોધ્યા કહેછે તે.
૩ હાલમાં જેને બહાર અને બંગાલો કહેછે તે.

पौषे द्विजक्षत्रजनोपरोधः ससैन्धवाख्याः कुकुरा विदेहाः। ध्वंसं व्रजन्त्यत्र च मन्दवृष्टिं भयं च विन्द्यादसुभिक्षयुक्तम् ॥ ७१ ॥

પૌષમાસમાં ગ્રહણ હોય તો બ્રાહ્મણ તથા ક્ષત્રીઓને ઉપદ્રવ થાય છે; સિંધુ, કુકુર[1] અને વિદેહમાં રહેનારા નાશ પામે છે; વૃષ્ટિની તંગી રહે છે, ને દુકાળનો ભય પેદા થાય છે. ॥ ૭૧ ॥

माघे तु मातृपितृभक्तवसिष्ठगोत्रान् स्वाध्यायधर्म्मनिरतान् करिणस्तुरङ्गान्। वङ्गाङ्गकाशिमनुजांश्च दुनोति राहुर्वृष्टिं च कर्षकजनानुमतां करोति ॥ ७२ ॥

માઘમાં ગ્રહણ હોય તો માતાપિતાના ભક્ત માણસો, વસિષ્ટ ગોત્રના બ્રાહ્મણો, સ્વાધ્યાય ને ધર્મમાં લાગેલા મનુષ્ય, હાથી, ઘોડા, વંગ[2], અંગ[3], અને કાશીદેશના રહેનારા લોકો સંતાપ પામે છે; તથા ખેતી કરનારની ઇચ્છાપ્રમાણે વૃષ્ટિ થાય છે. ॥ ૭૨ ॥

पीडाकरं फाल्गुनमासि पर्व वङ्गाश्मकावन्तकमेकलानाम् । नृत्तज्ञसस्यप्रवराङ्गनानां धनुष्करक्षत्रतपस्विनां च ॥ ७३ ॥

ફાગણમાં ગ્રહણ હોય તો બંગ, અશ્મંતક મેકલ ( વિંધ્યના વાસી ) અને નૃત્ય કરનાર લોકો, ખેતી, ઉત્તમ સ્ત્રિયો, ધનુષ બનાવનાર, ક્ષત્રીઓ તથા તપસ્વીઓ પીડા પામે છે. ॥ ૭૩ ॥

चैत्रे तु चित्रकरलेखकगेयसक्तान् रूपोपजीविनिगमज्ञहिरण्यपण्यान्। पौण्ड्रौड्रकैकयजनानथ चाश्मकांश्च तापः स्पृशत्यमरपोऽत्र विचित्रवर्षी ॥ ७४ ॥

ચૈત્રમાં ગ્રહણ હોય તો ચિતારા, લેખક, ગવૈયા, વેશ્યાઓ, વેદપાઠી વિપ્રો, સૂવર્ણ વેચનારાઓ, પૌંડ્ર, ઓડ્ર, કેકય તથા અશ્મકદેશ નિવાસીને

---

૧ યાદવોની જાતનું નામ છે.
૨ પૂર્વ બંગાળો. ૩ બંગાળો ભાગલપુર પાસેનો.

સંતાપ થાય છે; તથા વિચિત્ર વૃષ્ટિ થાય છે, (અર્થાત્ કોઈ દેશમાં થાય છે અને કોઈમાં થતી નથી). ॥ ૭૪ ॥

**वैशाखमासि ग्रहणे विनाशमायान्ति कर्पासतिलाः समुद्गाः । इक्ष्वाकुयौधेयशकाः कलिङ्गाः सोपद्रवाः किन्तु सुभिक्षमस्मिन् ॥ ७५ ॥**

વૈશાખમાં ગ્રહણ હોય તો કપાસ, તલ અને મગનો નાશ થાય છે; ઈક્ષ્વાકુ[1], યુદ્ધેય, શક અને કલિંગ[2] લોકો ઉપદ્રવ પામે છે, પરંતુ જગતમાં સુકાળ થાય છે[3]. ॥ ૭૫ ॥

**ज्यैष्ठे नरेन्द्रद्विजराजपत्न्यः सस्यानि वृष्टिश्च महागणाश्च । प्रध्वंसमायान्ति नराश्च सौम्याः साल्वैः समेताश्च निषादसङ्घाः ॥ ७६ ॥**

જેઠ માસમાં ગ્રહણ હોય તો રાજા, બ્રાહ્મણ, રાજસ્ત્રિયો, ખેતી, વૃષ્ટિ અને મહાજનોનો સમુદાય નાશ પામે છે; સારા માણસો, સાલ્વ દેશના લોકો અને ચંડાળ લોકોના સમૂહનો નાશ થાય છે. ॥ ૭૬ ॥

**आषाढपर्वण्युदपानवप्रनदीप्रवाहान् फलमूलवार्त्तान् । गान्धारकाश्मीरपुलिन्दचीनान् हतान् वदेन् मण्डलवर्षमस्मिन् ॥ ७७ ॥**

આષાઢમાં ગ્રહણ હોય તો વાવ, કુવા, તળાવઆદિ જળાશય, નદીપ્રવાહ, ફળ કંદમૂળથી જીવનારા ને કંધાર, કાશ્મીર, પુલિંદ અને ચીનના લોકો નાશ પામે છે. તથા વર્ષાદ સઘળે ઠેકાણે નહીં થતાં કોઈ કોઈ ઠેકાણે થાય છે. ॥ ૭૭ ॥

**काश्मीरान् सपुलिन्दचीनयवनान् हन्यात् कुरुक्षेत्रकान् गान्धारानपि मध्यदेशसहितान् दृष्टो ग्रहः श्रावणे । काम्बोजैकशफांश्च शारदमपि त्यक्त्वा यथोक्तानिमान् अन्यत्र प्रचुरान्नहृष्टमनुजैर्धात्रीं करोत्यावृताम् ॥ ७८ ॥**

---

૧ લડવૈયા ક્ષત્રીઓની જાતનું નામ છે. ૨ કલિંગમાં વસનારા. ૩ ટીકાકારના કહેવાપ્રમાણે વર્ષ આખરે.

શ્રાવણમાં ગ્રહણ હોય તો કાશ્મીર, પુલિંદ, ચીન, યવન, કુરૂક્ષેત્ર, કંધાર, મધ્યદેશ અને કંબોજ દેશના લોકો નાશ પામેછે; તથા એક ખરીવાળાં જાનવરો (ઘોડા, ગધેડા વિગેરે) અને શરદઋતુની ખેતીનો નાશ થાયછે; તે શિવાય બીજા દેશોમાં પુષ્કળ અન્ન પાકે છે અને લોકો પ્રસન્ન રહેછે. ॥ ૭૮ ॥

**कलिङ्गवङ्गान् मगधान् सुराष्ट्रान् म्लेच्छान् सुवीरान् दरदाश्मकांश्च । स्त्रीणां च गर्भानसुरो निहन्ति सुभिक्षकृद्भाद्रपदेऽभ्युपेत ॥ ७९ ॥**

ભાદ્રપદમાં ગ્રહણ હોય તો કલિંગ, બંગ, મગધ, સૌરાષ્ટ્ર; મ્લેચ્છ, સુવિર, દરદ ને[1] અશ્મક આદિ દેશના લોકો નાશ પામે છે; સ્ત્રિઓના ગર્ભ નષ્ટ થાય છે, અને સુકાળ થાય છે. ॥ ૭૯ ॥

**काम्बोजचीनयवनान् सह शल्यहृद्भिर्वाल्हीकसिन्धुतटवासिजनांश्च हन्यात् । आनर्त्तपौण्ड्रभिषजश्च तथा किरातान् दृष्टोऽसुरोऽश्वयुजि भूरिसुभिक्षकृच्च ॥ ८० ॥**

આશ્વિન માસમાં ગ્રહણ હોય તો કંબોજ[2], ચીના, અને યવન લોકો ને ઘાની ચિકિત્સા કરનાર મનુષ્ય નાશ પામે છે. બહ્લિક અને સિંધુ નદીના તટપર રહેનારા લોકો, આનર્ત અને પૌંડ્ર દેશના લોકો, વૈદ્યો અને ભીલ વિગેરેનો નાશ થાય છે. પરંતુ વર્ષમાં બહુજ સુકાળ થાય છે. ॥ ૮૦ ॥

**हनुकुक्षिपायुभेदाद्द्विर्द्विः सञ्छर्दनं च जरणं च । मध्यान्तयोश्च विदरणमिति दश शशिसूर्य्ययोर्मोक्षाः ॥८१॥**

બે પ્રકારના હનુભેદ, બે પ્રકારના કુક્ષિભેદ અને બે પ્રકારના પાયુભેદ અને સંછર્દન, જરણ, મધ્ય વિદરણ તથા અંત વિદરણ એ દશ પ્રકારના સૂર્ય ચંદ્રના ગ્રહણના મોક્ષના પ્રકાર છે. ॥ ૮૧ ॥

**आग्नेय्यामपगमनं दक्षिणहनुभेदसंज्ञितं शशिनः । सस्यविमर्दो मुखरुग् नृपपीडा स्यात् सुवृष्टिश्च ॥ ८२ ॥**

---

૧ કાશ્મીરની સરહદપરનો મુલક.

૨ શીયામીશ લોક કે કોચીન ચાયનામાં વસનારા.

ચંદ્રગ્રહણમાં જો અગ્નિકોણથી મોક્ષ થાય તો તેને દક્ષિણ હનુભેદ નામે મોક્ષ કહેછે; તેથી ખેતીનો નાશ, મુખરોગ, રાજાઓને પીડા અને સારી વૃષ્ટિ થાય છે. ॥ ૮૨ ॥

पूर्वोत्तरेण वामो हनुभेदो नृपकुमारभयदायी ।
मुखरोगं शस्त्रभयं तस्मिन् विन्द्यात् सुभिक्षं च ॥ ८३ ॥

ચંદ્રગ્રહણમાં ઈશાન કોણથી મોક્ષ હોય તો તે વામહનુભેદ નામે મોક્ષ કહેવાય છે; તેથી રાજકુમારોને ભય થાય છે, વર્ષ સારૂં થાય છે પણ મુખરોગ અને યુદ્ધની ભીતિ રહેછે. ॥ ૮૩ ॥

दक्षिणकुक्षिविभेदो दक्षिणपार्श्वेन यदि भवेन्मोक्षः ।
पीडा नृपपुत्राणामभियोज्या दक्षिणा रिपवः ॥ ८४ ॥

ચંદ્રગ્રહણમાં દક્ષિણ દિશાથી મોક્ષ હોય તો તે દક્ષિણ કુક્ષિભેદ નામનો મોક્ષ કહેવાય છે; તેથી રાજપુત્રોને પીડા થાય છે. અને દક્ષિણ દિશામાં રહેલા શત્રુઓપર ચડાઈ કરવાથી જય મળે છે.[1] ॥ ૮૪ ॥

वामस्तु कुक्षिभेदो यद्युत्तरमार्गसंस्थितो राहुः ।
स्त्रीणां गर्भविपत्तिः सस्यानि च तत्र मध्यानि ॥ ८५ ॥

ચંદ્રગ્રહણમાં ઉત્તર દિશાથી મોક્ષ થાય તો વામ કુક્ષિભેદનામે મોક્ષ કહેવાય છે; તેથી સ્ત્રિયોને ગર્ભસંતાપ થાય છે અને ધાન્ય સાધારણ પાકેછે. ॥૮૫॥

नैर्ऋतवायव्यस्थौ दक्षिणवामौ तु पायुभेदौ द्वौ ।
गुह्यरुगल्पा वृष्टिर्द्वयोस्तु राज्ञीक्षयो वामे ॥ ८६ ॥

ચંદ્રગ્રહણમાં નૈરૃત્ય કોણથી મોક્ષ થાય તો તે દક્ષિણ પાયુભેદ અને વાયવ્ય કોણથી થાય તો વામ પાયુભેદનામે મોક્ષ કહેવાય. એ બંનેમાં ગુહ્યરોગ અને અલ્પવૃષ્ટિ થાય છે. પરંતુ વામ પાયુભેદ હોય તો રાણીનું મરણ થાય છે. ॥ ૮૬ ॥

पूर्वेण प्रग्रहणं कृत्वा प्रागेव चापसर्पेत ।
सञ्छर्दनमिति तत् क्षेमसस्यहार्दिप्रदं जगतः ॥ ८७ ॥

---

૧ દક્ષિણ દિશાથી કદી મોક્ષ થતો નથી પરંતુ કાશ્યપઆદિ મુનિવચનોને અનુસરી વરાહમિહિરાચાર્યે પણ કહ્યું છે, તે ૬૬ અક્ષાંસની અંદરના દેશો માટે ઠીક છે.

ચંદ્રગ્રહણમાં પૂર્વથી ગ્રાસ થઈ પૂર્વમાંજ ગ્રહણ મોક્ષ થાય તેને સઞ્છર્દનનામનો મોક્ષ કહેછે; તેથી જગત્ સુખી રહેછે, પાક સારો થાય છે ને સર્વ જીવ માત્ર સંતુષ્ટ થાય છે. ॥ ૮૭ ॥

**प्राक्प्रग्रहणं यस्मिन् पश्चादपसर्पणं तु तज्जरणम् ।**
**क्षुच्छस्त्रभयोद्विग्ना न शरणमुपयान्ति तत्र जनाः ॥ ८८ ॥**

જે ચંદ્રગ્રહણમાં પૂર્વથી સ્પર્શ થઈ પશ્ચિમથી મોક્ષ થાય તેને જરણનામનો મોક્ષ કહેછે; તેથી દુકાળ અને યુદ્ધના ભયથી વ્યાકુળ થયલા લોકોને કયાં પણ શરણ મળતું નથી. ॥ ૮૮ ॥

**मध्ये यदि प्रकाशः प्रथमं तन्मध्यविदरणं नाम ।**
**अन्तःकोपकरं स्यात् सुभिक्षदं नातिवृष्टिकरम् ॥ ८९ ॥**

ચંદ્રગ્રહણમાં પ્રથમ બિંબની મધ્યે પ્રકાશ થાય તો તે મધ્ય વિદરણનામે મોક્ષ કહેવાય છે; તેથી પરસ્પર રાજાઓને ક્લેશ થાય છે, અતિવૃષ્ટિ થતી નથી, અને સુકાળ થાય છે.[1] ॥ ૮૯ ॥

**पर्य्यन्तेषु विमलता वहुलं मध्ये तमोऽन्त्यदरणाख्यः ।**
**मध्याख्यदेशनाशः शारदसस्यक्षयश्चास्मिन् ॥ ९० ॥**

ચંદ્રગ્રહણમાં બિંબની ચોતરફ પ્રકાશ હોય અને વચમાં ઘાટું અંધારૂં રહે તો તે અંદઃન્સરણનામનો મોક્ષ કેહેવાય છે. તેથી મધ્યદેશનો અને શરદઋતુની ખેતીનો પણ નાશ થાય છે. ॥ ૯૦ ॥

**एते सर्वे मोक्षा वक्तव्या भास्करेऽपि किन्त्वत्र ।**
**पूर्वादिक् शशिनि यथा तथा रवौ पश्चिमा कल्प्या ॥९१॥**

એ ચંદ્રગ્રહણના કહેલા મોક્ષ પ્રકાર સૂર્યગ્રહણવિષે પણ જાણવા. ભેદમાત્ર એટલોજ કે જ્યાં ચંદ્રગ્રહણમાં પૂર્વ દિશા કહી હોય ત્યાં સૂર્યગ્રહણના વિષયમાં પશ્ચિમ દિશા કલ્પવી.[2] ॥ ૯૧ ॥

---

૧ આ રીતનો મોક્ષ ઉત્પાત કહેવાય છે કેમકે તે ગણિત અને ગોળથી વિરૂદ્ધ છે.

૨ સૂર્યગ્રહણના મોક્ષના પ્રકારની દિશા અને કોણ ચંદ્રથી ઉલટા ગણી સમજવા. એટલે કે ચંદ્રગ્રહણમાં દક્ષિણ કુક્ષિભેદનામનો મોક્ષ જેમ ચંદ્રનો મોક્ષ દક્ષિણમાં હોવાથી થાય છે તેમ તે સૂર્યગ્રહણના વિષયમાં સૂર્યગ્રહણનો ઉત્તરમાંથી મોક્ષ થાય, તો થાય એમ સમજવું.

मुक्ते सप्ताहान्तः पांशुनिपातोऽन्नसङ्क्षयं कुरुते ।
नीहारो रोगभयं भूकम्पः प्रवरनृपमृत्युम् ॥ ९२ ॥
उल्का मन्त्रिविनाशं नानावर्णा घनाश्च भयमतुलम् ।
स्तनितं गर्भविनाशं विद्युन्नृपदंष्ट्रिपरिपीडाम् ॥ ९३ ॥
परिवेषो रुक्पीडा दिग्दाहो नृपभयं च साग्निभयम् ।
रूक्षो वायुः प्रबलश्चौरसमुत्थं भयं धत्ते ॥ ९४ ॥
निर्घातः सुरचापं दण्डश्च क्षुद्भयं सपरचक्रम् ।
ग्रहयुद्धे नृपयुद्धं केतुश्च तदेव सन्दृष्टः ॥ ९५ ॥
अविकृतसलिलनिपातैः सप्ताहान्तः सुभिक्षमादेश्यम् ।
यच्चाशुभं ग्रहणजं तत् सर्वं नाशमुपयाति ॥ ९६ ॥

ગ્રહણ પછી સાત દિવસની અંદર જો રજવૃષ્ટિ થાય તો અન્નનો નાશ થાય છે, ઝાકળ પડે તો રોગનો ભય થાય છે, અને ભૂકંપ થાય તો મુખ્ય રાજા મરણ પામે છે. ઉલ્કા પડે તો મંત્રીનો નાશ થાય છે, સંધ્યાકાળવિનાં અનેક રંગનું આકાશ દેખાય તો મોટો ભય થાય છે, ગર્જના થાય તો બાળકો અને ગર્ભનો નાશ થાય છે. વિજળી પડે તો રાજા અને દાઢવાળા સર્પ, સુવર વિગેરે જાનવરોથી લોકોને પીડા થાય છે, સૂર્ય ચંદ્રને કુંડાળું હોય તો રોગપીડા થાય છે. દિગ્દાહ થાય તો રાજા અને અગ્નિનો ભય થાય છે, અતિ-પ્રચંડ તીક્ષ્ણ વાયુ વાય તો ચોરનો ભય થાય છે, નિર્ઘાત (વજ્રપાત) થાય, ઇંદ્ર ધનુષ દેખાય, વા દંડ (અર્થાત્ પવન સંઘાત) હોય તો દુકાળ અને બીજા રાજાઓની સેનાથી ભય થાય છે; ગ્રહયુદ્ધ હોય તો રાજાઓને પરસ્પર યુદ્ધ થાય છે, અને કેતુ દેખાય તો યુદ્ધનો વિશેષ ભય રહેછે; પરંતુ ગ્રહણ પછી સાત દિવસની અંદર જો વિકારહીન વૃષ્ટિ થાય તો સુકાળ થાય છે, અને ગ્રહણનાં બીજાં પણ અશુભ ફળ હોય તે સઘળાં નાશ પામેછે. ॥ ૯૨ ॥ ॥ ૯૩ ॥ ૯૪ ॥ ૯૫ ॥ ૯૬ ॥

सोमग्रहे निवृत्ते पक्षान्ते यदि भवेद्ग्रहोऽर्कस्य ।
तत्रानयः प्रजानां दम्पत्योर्वैरमन्योऽन्यम् ॥ ९७ ॥

ચંદ્રગ્રહણ પછી પંદરમે દિવસે જો સૂર્યગ્રહણ હોય તો પ્રજામાં અન્યાય અને સ્ત્રીપુરૂષોને અન્યોન્ય વૈર થાય છે. ॥ ૯૭ ॥

**अर्कग्रहात्तु शशिनो ग्रहणं यदि दृश्यते ततो विप्राः ।**
**नैकक्रतुफलभाजो भवन्ति मुदिताः प्रजाश्चैव ॥ ९८ ॥**

જો સૂર્યગ્રહણ પછી એક પખવાડીએ ચંદ્રગ્રહણ થાય તો બ્રાહ્મણો અનેક યજ્ઞના ફળને ભોગવે છે અર્થાત્ યજ્ઞો કરેછે અને પ્રજા હર્ષ પામેછે.॥૯૮॥

શ્રીવરાહમિહિરાચાર્યની રચેલી બૃહત્સંહિતામાં રાહુચારનામનો પાંચમો અધ્યાય સંપૂર્ણ થયો.

---

## પ્રકરણ ૬ ઠું.

### ભૌમચાર.

**यद्युदयर्क्षाद्वक्रं करोति नवमाष्टसप्तमर्क्षेषु ।**
**तद्वक्रमुष्णमुदये पीडाकरमग्निवार्त्तानाम् ॥ १ ॥**

અસ્ત થયા પછી જે નક્ષત્રમાં મંગળ ઉદય પામે તે નક્ષત્રથી નવમા, આઠમા અને સાતમા નક્ષત્રમાં જઈ મંગળ વક્રી થઇ જાય તો તે ઉષ્ણ વક્ર કહેવાય છે; તેથી અગ્નિએ કરી જીવનાર લોહાર, સોનારા વિગેરેને પીડા થાછે. એ ફળ મંગળ ફરી ઉદય થાયછે ત્યારે થાયછે.[1] ॥ ૧ ॥

**द्वादशदशमैकादशनक्षत्राद्वक्रिते कुजेऽश्रुमुखम् ।**
**दूषयति रसानुदये करोति रोगानवृष्टिश्च ॥ २ ॥**

મંગળ પોતાના ઉદયનાં નક્ષત્રથી દશમા અગીયારમા બારમા નક્ષત્રમાં આવી વક્રી થાય તો તે અશ્રુમુખ વક્ર કહેવાય છે; તેથી ફરીથી મંગળનો ઉદય થાય ત્યારે તે મધુર, લવણ વિગેરે રસને દુષિત કરેછે; અર્થાત્ તે ખાવાથી મનુષ્યો અનેક પ્રકારની પીડા પામેછે, રોગ ઉત્પન્ન થાયછે અને વૃષ્ટિ પણ થતી નથી. ॥ ૨ ॥

---

૧ આ વાત ગણિત વિરૂદ્ધ છતાં આચાર્યે પૂર્વશાસ્ત્રનાં વચનોને અનુસરીને લખેલ જણાય છે.

व्यालं त्रयोदशर्क्षाच्चतुर्दशाद्वा विपच्यतेऽस्तमये ।
दंष्ट्रिव्यालमृगेभ्यः करोति पीडां सुभिक्षञ्च ॥ ३ ॥

જે નક્ષત્રમાં મંગળ ઉદય પામ્યો હોય તેથી તેરમા અથવા ચૌદમા નક્ષત્ર પર આવી વક્રી થાય તો તે વ્યાલ કહેવાય છે, તેથી મંગળ જ્યારે અસ્ત પામે ત્યારે દાઢવાળાં પ્રાણીઓ સર્પ, શ્વાન અને સુવર વિગેરેથી લોકોને પીડા થાય છે, અને સુકાળ થાયછે. ॥ ૩ ॥

रुधिराननमिति वक्रं पञ्चदशात् षोडशाच्च विनिवृत्ते ।
तत्कालं मुखरोगं सभयं च सुभिक्षमावहति ॥ ४ ॥

ઉદયનાં નક્ષત્રથી પંદરમા તથા સોળમા નક્ષત્ર પર આવી મંગળ વક્રે તો તે રૂધિરાનન નામે વક્ર કહેવાય છે. તેવો વક્ર હોય તો જ્યાંસૂધી તે વક્રી રહે ત્યાંસૂધી મનુષ્યોને મૂખરોગની પીડા થાયછે તથા ભયસહિત સુકાળ થાયછે. ॥ ૪ ॥

असिमुसलं सप्तदशादष्टादशतोऽपि वा तदनुवक्रे ।
दस्युगणेभ्यः पीडां करोत्यवृष्टिं सशस्त्रभयाम् ॥ ५ ॥

ઉદયના નક્ષત્રથી સત્તરમા તથા અઢારમા નક્ષત્રપર જઇને મંગળ વક્રી થાય તો (અર્થાત્ પાછો વળે તો) તે અસિમુશળ નામનો વક્ર કહેવાય છે. તે હોય તો મંગળ માર્ગી થાય ત્યાંસુધી પ્રજાને ચોરની પીડા રહેછે; વૃષ્ટિ થતી નથી અને યુદ્ધનો ભય રહેછે. ॥ ૫ ॥

भाग्यार्यमोदितो यदि निवर्तते वैश्वदैवते भौमः ।
प्राजापत्येऽस्तमितस्त्रीनपि लोकान्निपीडयति ॥ ६ ॥

પૂર્વાફાલ્ગુની અથવા ઉત્તરાફાલ્ગુનીપર રહેલો મંગળ ઉદય પામે અને ઉત્તરાષાઢાપર પહોંચીને વક્રી થઈ રોહિણી નક્ષત્રમાં જઇને અસ્ત થાય તો તે ત્રણે લોકને પીડે છે. ॥ ૬ ॥

श्रवणोदितस्य वक्रं पुष्ये मूर्धाभिषिक्तपीडाकृत् ।
यस्मिन्नृक्षेऽभ्युदितस्तद्दिग्व्यूहान् जनान् हन्ति ॥ ७ ॥

શ્રવણમાં રહેલો મંગળ ઉદય પામી પુષ્યમાં જઇને વક્રી થાય તો રાજાઓને પીડા થાયછે. જે નક્ષત્રમાં રહી મંગળ ઉદય પામ્યો હોય તે નક્ષત્રની જે

દિશા નક્ષત્રકુર્મમાં કહી હોય તેના અને તે નક્ષત્રના વ્યૂહ નક્ષત્ર વ્યૂહમાં કહ્યા હોય તેના લોકોનો નાશ થાયછે.[1] ॥ ૭ ॥

**मध्येन यदि मघानां गतागतं लोहितः करोति ततः ।**
**पाण्ड्यो नृपो विनश्यति शस्त्रोद्योगाद्भयमवृष्टिः ॥ ८ ॥**

મઘા નક્ષત્રના તારાની વચમાં થઈને મંગળ જાય અને પાછો વક્રી થઈ એ નક્ષત્રની વચમાં થઈને આવે તો પાંડ્યદેશનો રાજા મરણ પામેછે, વૃષ્ટિ થતી નથી અને યુદ્ધથી ભય થાયછે. ॥ ૮ ॥

**भित्वा मघां विशाखां भिन्दन् भौमः करोति दुर्भिक्षम् ।**
**मरकं करोति घोरं यदि भित्त्वा रोहिणीं याति ॥ ९ ॥**

મઘા નક્ષત્રના યોગતારાને ભેદી, જો મંગળ વિશાખાને ભેદે તો દુકાળ પડે અને રોહિણી નક્ષત્રના યોગતારાનું ભેદન કરે તો ભયંકર મરકી ચાલે. ॥ ૯ ॥

**दक्षिणतो रोहिण्याश्चरन् महीजोऽर्घवृष्टिनिग्रहकृत् ।**
**धूमायन् सशिखो वा विनिहन्यात् पारियात्रस्थान् ॥ १० ॥**

રોહિણી નક્ષત્રના યોગતારાથી જમણી બાજુ થઈ મંગળ જાય તો સઘળી વસ્તુ મોંઘી થાય છે અને વૃષ્ટિ નથી થતી. મંગળમાં ધૂમાડો અથવા જ્વાળા સરખું દેખાય તો તે પારિયાત્ર[2] પર્વતમાં રહેનારાઓનો નાશ કરેછે.॥૧૦॥

**प्राजापत्ये श्रवणे मूले तिसृषूत्तरासु शाक्रे च ।**
**विचरन् घननिवहानामुपघातकरः क्षमातनयः ॥ ११ ॥**

રોહિણી, શ્રવણ, મૂળ, ઉત્તરાફાલ્ગુની, ઉત્તરાષાઢા, ઉત્તરાભાદ્રપદ અને જેષ્ઠા નક્ષત્રમાંથી જ્યારે મંગળ ચાલે ત્યારે જ્યાંસૂધી તે નક્ષત્રપર તે રહે ત્યાંસૂધી વર્ષાદનો નાશ કરેછે. ॥ ૧૧ ॥

**चारोदयाः प्रशस्ताः श्रवणमघादित्यमूलहस्तेषु ।**
**एकपदाश्विविशाखाप्राजापत्येषु च कुजस्य ॥ १२ ॥**

---

૧ કુર્મ અને વ્યૂહ આગળ કહેવાશે.
૨ વિંધ્યાચળ પર્વતનો મધ્ય અથવા પશ્ચિમ ભાગ.

શ્રવણ, મઘા, પુનર્વસુ, હસ્ત, મૂળ, પૂર્વાભાદ્રપદ, અશ્વિનિ, વિશાખા અને રોહિણીમાં મંગળનો ચાર અર્થાત્ સ્થિતિ શ્રેષ્ઠફળ દેનારી છે.[1] ॥ ૧૨ ॥

विपुलविमलमूर्त्तिः किंशुकाशोकवर्णः
स्फुटरुचिरमयूखस्तप्तताम्रप्रभाभः ।
विचरति यदि मार्गं चोत्तरं मेदिनीजः
शुभकृदवनिपानां हार्दिदश्च प्रजानाम् ॥ १३ ॥

મંગળનું બિંબ મોટું અને નિર્મળ હોય, કેસુડાં અને અશોકના ફુલ સરખા રંગનું અતિરક્ત હોય, જેનાં કિરણો સ્પષ્ટ ચમકતાં હોય તથા તપાવેલ ત્રાંબાસરખી જેની પ્રભા અતિદેદીપ્યમાન હોય, તેવો મંગળ જે નક્ષત્રમાં રહ્યો હોય તે નક્ષત્રની ઉત્તર બાજુથી ગતિ કરે તો રાજાઓને સારૂં ફળ આપેછે અને પ્રજાને પ્રસન્ન રાખેછે. ॥ ૧૩ ॥

इति श्रीवराहमिहिरकृतौ बृहत्संहितायां भौमचारः
षष्ठोऽध्यायः ॥

શ્રીવરાહમિહિરાચાર્યે બનાવેલી બૃહત્સંહિતાનો ભોમચાર નામનો છઠો અધ્યાય સંપૂર્ણ થયો.

---

ચતા ન

મ।

## પ્રકરણ ૭ મું.

માજ।

પૂર્વાફાલ્ગુન

### બુધચાર.

ઉત્તરાષાઢાપર પહોં- परित्यक्तः कदाचिदपि चन्द्रजो व्रजत्युदयम् ।
તે ત્રણે લોકને પીડે
वनभयकृद्धान्यार्घक्षयविवृद्ध्यै वा ॥ १ ॥
श्रवणोदितर
તવિના ઉદય પામતો નથી એટલે જ્યારે ઉદય પામેછે
यस्मिन्नृक्षेऽभ

શ્રવણમાં રહેલો કે જે નક્ષત્રમાં મંગળ ઉદય પામ્યો હોય તે નક્ષત્રની
ઓને પીડા થાયછે. જે ાશ કરેછે. અને રોહિણી શ્રવણ આદિ નક્ષત્રમાં વિચરતો
તેનો આપવાદ છે.

ત્યારે ઉત્પાત સાથેજ હોય છે. જળ, અગ્નિ અને વાયુથી ભય ઉત્પન્ન કરેછે તથા ધાન્યના ભાવમાં વધઘટ કરેછે[1]. ॥ ૧ ॥

**विचरञ्छ्रवणधनिष्ठाप्राजापत्येन्दुविश्वदैवानि ।**
**मृद्नन् हिमकरतनयः करोत्यवृष्टिं सरोगभयाम् ॥ २ ॥**

શ્રવણ, ધનિષ્ઠા, રોહિણી, મૃગશિર અને ઉત્તરાષાઢામાં થઈ જતો બુધ એમાંનાં કોઇપણ નક્ષત્રનું ભેદન કરે તો વર્ષાદ થતો નથી અને રોગનો ભય થાયછે.[2] ॥ ૨ ॥

**रौद्रादीनि मघान्तान्युपाश्रिते चन्द्रजे प्रजापीडा ।**
**शस्त्रनिपातक्षुद्भयरोगानावृष्टिसन्तापैः ॥ ३ ॥**

આર્દ્રા, પુનર્વસુ, પુષ્ય, આશ્લેષા અને મઘા એ પાંચ નક્ષત્રમાં બુધ હોય અને એમાંનાં કોઈનું તે ભેદન કરે તો તે યુદ્ધ, દુકાળ ને રોગ વિગેરે ઉત્પાતથી પ્રજાને પીડા કરેછે. ॥ ૩ ॥

**हस्तादीनि विचरन् षडृक्षाण्युपपीडयन् गवामशुभः ।**
**स्नेहरसार्घविवृद्धिं करोति चोर्वीं प्रभूतान्नाम् ॥ ४ ॥**

હસ્ત, ચિત્રા, સ્વાતી, વિશાખા, અનુરાધા અને જ્યેષ્ઠા વિગેરે નક્ષત્રોમાં રહેલો બુધ, જો તેમના યોગતારાનું ભેદન કરે તો ગાયોને અનિષ્ટ ફળ આપેછે; અને તેલ, ઘી આદિ સ્નિગ્ધ પદાર્થો અને, મધુર, લવણ આદિ રસ સસતા થાય છે અને પૃથ્વિપર પુષ્કળ અનાજ પાકેછે. ॥ ૪ ॥

**आर्यम्णं हौतभुजं भद्रपदामुत्तरां यमेशं च ।**
**चन्द्रस्य सुतो निघ्नन् प्राणभृतां धातुसङ्क्षयकृत् ॥ ५ ॥**

ઉત્તરાફાલ્ગુની, કૃતિકા, ઉત્તરાભાદ્રપદ અને ભરણી નક્ષત્રમાં રહેલો

---

૧ એ રીતે કે બુધનો અસ્ત થતી વખતે સામાન્ય વસ્તુઓની જે સ્થિતિ હોય તેથી ઉલટીજ સ્થિતિ તેના ઉદય વખતે થાયછે. જેમ કે અસ્ત વખતે વૃષ્ટિ નં હોય તો ઉદય વખતે વૃષ્ટિ થાયછે અને અસ્ત વખતે ધાન્યના ભાવ મોંઘા હોય તો ઉદય વખતે સોંઘા થાયછે.

૨ શ્રવણઆદિ નક્ષત્રોમાં કેટલાએકને બુધ ભેદી શકે છે અને કેટલાએકને ભેદી શકતો નથી. પરંતુ આ ફળ વરાહમિહિરાચાર્યે કેવળ પૂર્વશાસ્ત્રાનુસારે કહ્યું છે.

બુધ જો તેમનું ભેદન કરે તો પ્રાણીઓના શરીરમાં રહેલાં રસ, રૂધિર અને માંસ આદિ ધાતુઓનો ક્ષય થાયછે. ॥ ૫ ॥

आश्विनवारुणमूलान्युपमृद्नन् रेवतीं च चन्द्रसुतः ।
पण्यभिषग्नौजीविकसलिलजतुरगोपघातकरः ॥ ६ ॥

અશ્વિનિ, શતભિષા, મૂળ અને રેવતી નક્ષત્રમાં રહેલો બુધ જો તેમનું ભેદન કરે તો તે વૈશ્ય, વૈદ્ય, અને નાવિક તથા મોતી અને ઘોડા વિગેરેનો નાશ કરેછે. ॥ ૬ ॥

पूर्वाऽऽद्यृक्षत्रितयादेकमपीन्दोः सुतोऽभिमृद्नीयात् ।
क्षुच्छस्त्रतस्कराऽमयभयप्रदायी चरन् जगतः ॥ ७ ॥

પૂર્વાફાલ્ગુની, પૂર્વાષાઢા અને પૂર્વાભાદ્રપદ નક્ષત્રમાં રહેલો બુધ એમાંના કોઈ એકનું ભેદન કરે તો તે જગતને દુકાળ, યુદ્ધ, ચોર અને રોગનો ભય ઉપજાવે છે. ॥ ૭ ॥

प्राकृतविमिश्रसङ्क्षिप्ततीक्ष्णयोगाऽन्तघोरपापाऽऽख्याः ।
सप्त पराशरतन्त्रे नक्षत्रैः कीर्त्तिता गतयः ॥ ८ ॥

નક્ષત્રોથી બુધની ગતિ, પરાશરતંત્રમાં, પ્રાકૃતા, વિમિશ્રા, સંક્ષિપ્તા અને તીક્ષ્ણા, યોગાંતા, ઘોરા, અને પાપા એ રીતે સાત પ્રકારની કહી છે. ॥૮॥

प्राकृतसंज्ञा वायव्ययाम्यपैतामहास्सुबहुलाश्च ।
मिश्रा गतिः प्रदिष्टा शशिशिवपितृभुजगदैवाश्च ॥ ९ ॥
सङ्क्षिप्तायां पुष्यः पुनर्वसुः फल्गुनीद्वयं चेति ।
तीक्ष्णायां भद्रपदाद्वयं सशाक्राऽश्वयुक् पौष्णम् ॥ १० ॥
योगान्तिकेति मूलं द्वे चाषाढे गतिः सुतस्येन्दोः ।
घोरा श्रवणस्त्वाष्ट्रं वसुदेवं वारुणं चैव ॥ ११ ॥

સ્વાતી, ભરણી, રોહિણી, અને કૃતિકા એ પ્રાકૃત ગતિનાં નક્ષત્ર છે; તેજ રીતે મૃગશીર્ષ, આર્દ્રા, મઘા અને અશ્લેષા એ મીશ્રગતિનાં નક્ષત્ર છે. પૂષ્ય, પુનર્વસુ, પૂર્વાફાલ્ગુની અને ઉત્તરાફાલ્ગુની એ સંક્ષિપ્તગતિનાં નક્ષત્ર છે; પૂર્વાભાદ્રપદ, ઉત્તરાભાદ્રપદ, જ્યેષ્ઠા, અશ્વિનિ અને રેવતી તીક્ષ્ણ ગતિનાં નક્ષત્ર છે; મૂળ, પૂર્વાષાઢા અને ઉત્તરાષાઢા એ યોગાંતા ગતિનાં નક્ષત્ર છે, શ્રવણ, ચિત્રા, ધનિષ્ઠા, અને શતભિષા ઘોરાગતિનાં નક્ષત્ર છે. ॥ ૯ ॥ ૧૦ ॥ ૧૧ ॥

पापाऽऽख्या सावित्रं मैत्रं शक्राऽग्निदैवतं चेति ।
उदयप्रवासदिवसैः स एव गतिलक्षणं प्राऽऽह ॥ १२ ॥
चत्वारिंशत्रिंशद् द्विसमेता विंशतिर्द्विनवकं च ।
नव मासार्द्धं दश चैकसंयुताः प्राकृताऽद्यानाम् ॥ १३ ॥

હસ્ત, અનુરાધા અને વિશાખા પાપાગતિનાં નક્ષત્ર છે. જે ગતિનાં નક્ષત્રમાં બુધ રહ્યો હોય તે ગતિનો બુધ ગણાય છે.[1] ઉદય અને અસ્તના દિવસપરથી પરાશર મુનિએ ગતિનાં લક્ષણ કહેલ છે. પ્રાકૃત ગતિમાં રહેલો બુધ ઉદય પામે તો ચાળીશ દિવસ સૂધી તેનો ઉદય રહેછે અને તેજ ગતિમાં અસ્ત હોય તો ચાળીસ દિવસ સુધી તેનો અસ્તજ રહેછે. એજ રીતે મિશ્રામાં ત્રીશ દિવસ, સંક્ષિપ્તામાં બાવીશ દિવસ, તીક્ષ્ણામાં અઢાર દિવસ, યોગાંતામાં નવ દિવસ, ઘોરામાં પંદર અને પાપાગતિમાં રહેલા બુધનો ઉદય હોય તો અગિયાર દિવસ, તે ઉદય પામેલ રહે છે; અને તેમાંજ અસ્ત હોય તો તેટલાજ દિવસ અસ્ત રહેછે.[2] ॥ ૧૨ ॥ ૧૩ ॥

प्राकृतगत्यामारोग्यवृष्टिसस्यप्रवृद्धयः क्षेमम् ।
सङ्क्षिप्तमिश्रयोर्मिश्रमेतदन्यासु विपरीतम् ॥ १४ ॥

પ્રાકૃત ગતિનો બુધ હોય તો પ્રજામાં આરોગ્ય રહે છે, વૃષ્ટિ થાય અને ખેતી સારી પાકે છે અને લોકોમાં સૂખાકારી રહે છે; સંક્ષિપ્તા અને મિશ્રા ગતિનો બુધ હોય તો મિશ્ર ફળ થાય છે, અર્થાત્ કંઈક શુભ અને કંઈક અશુભ બંને સાધારણ થાયછે, ને તીક્ષ્ણ, ઘોરા, યોગાંતા અને પાપાગતિમાં બુધ રહ્યો હોય તો પહેલાં કહેલાં ફળથી સઘળાં ઉલટાં ફળ થાયછે.[3] ॥ ૧૪ ॥

ऋज्व्यतिवक्रा वक्रा विकला च मतेन देवलस्यैताः ।
पञ्चचतुर्द्व्येकाऽहा ऋज्व्यादीनां षडभ्यस्ताः ॥ १५ ॥

---

૧ બુધ જે ગતિનાં નક્ષત્રમાં રહેલ હોય તે ગતિનો સમજવો.

૨. આ ગતિના ભેદ ઉદય અસ્ત ગણિતવાસનાથી સિદ્ધ થતા નથી તોપણ પ્રાચીન શાસ્ત્રને અનુસરી વરાહમિહીરાચાર્યે કહેલ છે.

૩. એટલે કે શુકાળને બદલે દુકાળ થાયછે, મનુષ્યો દુઃખી થાયછે ને ખેતી પાકતી નથી અને પ્રજામાં અનારોગ્યતા પ્રસરે છે.

બુધ સ્વભાવથી પોતાના માર્ગમાં ચાલ્યો જાય તે તેની ઋજ્વી (સરખી) ગતિ કહેવાય છે. જે દિવસે વક્રી ગતિ મટે તે દિવસની ગતિને અતિવક્ર ગતિ કહેછે. સિધો રસ્તો છોડી જ્યારે ગ્રહ ઉલટો ચાલે ત્યારે તેને વક્ર કહેછે. વિકારથી ગતિ ઓછી થઈ જાય તો તે વિકળગતિ કહેવાય છે. એ દેવલ મુનિના મતથી બુધની ગતિના આ ચાર ભેદ છે. (હવે તેનાં પ્રમાણ કહેછે.) ઋજ્વી ગતિનું પ્રમાણ દિવસ ૩૦નું છે. અતિવક્રાનું પ્રમાણ દિવસ ૨૪નુ, વક્રાનું ૧૨ નુ, અને વિકળાગતિનું પ્રમાણ દિવસ ૬નું છે,

**ऋज्वी हिता प्रजानामतिवक्राऽर्थं गतिर्विनाशयति ।**
**शस्त्रभयदा च वक्रा विकला भयरोगसञ्जननी ॥ १६ ॥**

ઋજ્વી ગતિ પ્રજાને શુભકર્તા છે. અતિવક્રા દુર્ભિક્ષકારી છે તથા લોકોનાં ધનનો નાશ કરેછે, વક્રાગતિ યુદ્ધનો ભય ઉપજાવે છે, અને વિકળા ગતિ પ્રજામાં ભય અને રોગને ઉત્પન્ન કરનારી છે. ॥ ૬ ॥

**पौपाऽऽषाढश्रावणवैशाखेष्विन्दुजः समाघेषु ।**
**दृष्टो भयाय जगतः शुभफलकृत् प्रोषितस्तेषु ॥ १७ ॥**

પૌપ, આષાઢ, શ્રાવણ, વૈશાખ, અને માઘમાં બુધ ઉદય પામે તો જગતને ભય ઉપજાવે છે અને એ મહિનામાં અસ્ત રહે તો શુભ ફળદાયક થાય છે. ॥ ૭ ॥

**कार्तिकेऽश्वयुजि वा यदि मासे दृश्यते तनुभवः शिशिरांशोः ।**
**शस्त्रचोरहुतभुग्गदतोयक्षुद्भयानि च तदा विदधाति ॥ १८ ॥**

કાર્તિક અને આશ્વિન મહિનામાં બુધનો ઉદય થાય તો યુદ્ધ, ચોર, અગ્નિ, રોગ, જળ અને દુકાળનો ભય થાય છે. ॥ ૧૮ ॥

**रुद्धानि सौम्येऽस्तमितिं पुराणि यान्युद्गते तान्युपयान्ति मोक्षम् ।**
**अन्ये तु पश्चादुदिते वदन्ति लाभः पुराणां भवतीति तज्ज्ञाः ॥१९॥**

બુધ જ્યારે અસ્ત પામે ત્યારે શત્રુઓનાં મુખ્ય નગરને ઘેરો નાંખવામાં આવેછે ને જ્યારે તે ઉદય થાય છે ત્યારે ઘેરો ઉઠાવી લેવામાં આવે છે. નંદિ વિગેરે આચાર્યો કહે છે કે પશ્ચિમ દિશામાં બુધનો ઉદય હોય તો શત્રુઓનાં નગર ઘેરનારને તે ઘેરેલાં નગર સ્વાધિન થાય છે; પરંતુ પૂર્વમાં બુધનો ઉદય હોય તો તે નગર મળતાં નથી. ॥ ૧૯ ॥

हेमकान्तिरथ वा शुकवर्णः सङ्ख्यकेन मणिना सदृशो वा ।
स्निग्धमूर्तिरलघुश्च हिताय व्यत्यये न शुभकृच्छशिपुत्रः ॥ २० ॥

બુધના બિંબનો રંગ સોના સરખો હોય, શુક સરખો હોય, નિલમણી સરખો હોય, ને તે સ્નિગ્ધ નિર્મળ ને મોટું હોય તો જગતને સુખકર્તા છે અને તે શિવાયના રંગનું બિંબ હોય તો અશુભ ફળદાયક છે. ॥ ૨૦ ॥

इति श्रीवराहमिहिरकृतौ बृहत्संहितायां बुधचारः सप्तमोऽध्यायः ।

શ્રીવરાહમિહિરાચાર્યની રચેલી બૃહત્સંહિતાનો બુધચારનામે સાતમો અધ્યાય સંપૂર્ણ થયો ॥ ૭ ॥

---

## પ્રકરણ ૮ મું.

### ગુરૂચાર.

नक्षत्रेण सहोदयमुपगच्छति येन देवपतिमन्त्री ।
तत्संज्ञं वक्तव्यं वर्षं मासक्रमेणैव ॥ १ ॥

બૃહસ્પતિ જે નક્ષત્રમાં રહીને ઉદય પામે તે વર્ષ માસના ક્રમે કરી તે નક્ષત્રના નામનું કહેવાય છે. અર્થાત્ જેમ પૂનમે જે મહિનામાં ચિત્રા નક્ષત્ર હોય છે તે મહિનો ચૈત્ર કહેવાય છે. તેમ જે વર્ષમાં ચિત્રા નક્ષત્રપર રહેલો બૃહસ્પતિ ઉદય પામે તો તે ચૈત્રવર્ષ કહેવાય છે. ॥ ૧ ॥

वर्षाणि कार्त्तिकाऽऽदीन्याग्नेयाद्भद्वयाऽनुयोगीनि ।
क्रमशस्त्रिभं तु पञ्चममुपाऽन्त्यमन्त्यं च यद्वर्षम् ॥ २ ॥

કૃતિકાઆદિ બબે નક્ષત્રનું ક્રમથી કાર્તિકઆદિ વર્ષ થાય છે. પાંચમું, અગિયારમું અને બારમું વર્ષ ત્રણ ત્રણ નક્ષત્રનું થાય છે.[1] ॥ ૨ ॥

---

૧ કૃતિકા અને રોહિણીપર રહેલો બૃહસ્પતિ ઉદય પામે તો કાર્તિક વર્ષ કહેવાય છે; અને મૃગશિર તથા આર્દ્રામાં ગુરૂ ઉદય પામે તો માર્ગશિર્ષ વર્ષ કહેવાય છે. તેમજ પુનર્વસુ અને પુષ્યમાં ઉદય પામે તો પૌષવર્ષ, અશ્લેષા અને મઘામાં ઉદય પામે તો માઘ, પૂર્વાફાલ્ગુનિ, ઉત્તરાફાલ્ગુની અને હસ્તમાં ઉદય પામે

शकटानलोपजीवकगोपीडा व्याधिशस्त्रकोपश्च ।
वृद्धिस्तु रक्तपीतककुसुमानां कार्तिके वर्षे ॥ ३ ॥

કાર્તિકનામનું વર્ષ હોય તો ગાડી અને અગ્નિથી જીવનારને તથા ગાયોને પિડા થાય છે. રોગ અને યુદ્ધનો ભય રહે છે, તથા લાલ અને પીળાં ફૂલવાળાં વૃક્ષોની વૃદ્ધિ થાય છે. ॥ ૩ ॥

सौम्येऽब्देऽनावृष्टिर्मृगाऽऽखुशलभाऽण्डजैश्च सस्यवधः ।
व्याधिभयं मित्रैरपि भूपानां जायते वैरम् ॥ ४ ॥

માર્ગશીર્ષ વર્ષમાં વૃષ્ટિ થતી નથી. મૃગ, ઉંદર, તીડ અને શુક વિગેરે પક્ષીઓ ખેતીનો નાશ કરેછે, રોગનો ભય રહે છે અને રાજાઓને પોતાના મિત્રો સાથે પણ વેર થાય છે. ॥ ૪ ॥

शुभकृज्जगतः पौषो निवृत्तवैराः परस्परं क्षितिपाः ।
द्वित्रिगुणो धान्याऽर्घः पौष्टिककर्मप्रसिद्धिश्च ॥ ५ ॥

પૌષનામનું વર્ષ જગતને સુખી કરેછે, રાજાઓને પરસ્પર પ્રીતિ કરાવે છે અને અનાજના ભાવ બમણા ત્રણગણા સસ્તા કરેછે તથા ઘણાં પૌષ્ટિક કર્મ થાય છે. ॥ ૫ ॥

पितृपूजापरिवृद्धिर्माघे हार्दं च सर्वभूतानाम् ।
आरोग्यवृष्टिधान्याऽर्घसम्पदो मित्रलाभश्च ॥ ६ ॥

માઘનામનું વર્ષ હોય તો પિતૃઓની પૂજાની વૃદ્ધિ થાય છે, સઘળા જીવ સંતોષ પામે છે અને આરોગ્ય રહે છે. વૃષ્ટિ થવાથી અનાજ સસ્તાં થાય છે તથા મિત્રોને લાભ થાય છે; અને સંપત્તિ વધે છે. ॥ ૬ ॥

फाल्गुनवर्षे विन्द्यात् क्वचित् क्वचित् क्षेमवृद्धिसस्यानि ।
दौर्भाग्यं प्रमदानां प्रबलाश्चौरा नृपाश्चोग्राः ॥ ७ ॥

---

તો ફાલ્ગુન, ચિત્રા અને સ્વાતિમાં ઉદય પામે તો ચૈત્ર, વિશાખા, અનુરાધામાં ઉદય પામે તો વૈશાખ, જ્યેષ્ઠા ને મૂળમાં ઉદય પામે તો જેષ્ઠ. પૂર્વાષાઢા, ઉત્તરાષાઢામાં ઉદય પામે તો આષાઢ, શ્રવણ, ધનિષ્ઠામાં શ્રાવણ; શતભિષા, પૂર્વાભાદ્રપદ અને ઉત્તરાભાદ્રપદમાં ઉદય પામે તો ભાદ્રપદ અને રેવતી, વા અશ્વિની અને ભરણીને વિશે રહેલો બૃહસ્પતિ ઉદય પામે તો તે આશ્વિન વર્ષ કહેવાય છે.

ફાલ્ગુનનામના વર્ષમાં કોઈ કોઈ દેશમાં વૃષ્ટિ અને ખેતી સારી થવાથી લોકો સુખી રહે છે અને કોઈ કોઈ દેશમાં ખેતી વિગેરે સારાં થતાં નથી, સ્ત્રીઓ પોતાના પતિને ગમતી નથી, ચોરોનું જોર વધે છે અને રાજાઓ ક્રૂર થાય છે. ॥ ૭ ॥

चैत्रे मन्दा वृष्टिः प्रियमन्नं क्षेममवनिपा मृदवः ।
वृद्धिस्तु कोशधान्यस्य भवति पीडा च रूपवताम् ॥ ८ ॥

ચૈત્રનામના વર્ષમાં વૃષ્ટિ થોડી થાય છે, અનાજ મોંઘાં થાય છે, પ્રજા સુખી રહેછે, રાજા ક્રૂર થતો નથી અને અડદ મગ વિગેરે કઠોરની વૃદ્ધિ થાયછે તથા અતિસ્વરૂપવાન માણસોને પીડા થાય છે. ॥ ૮ ॥

वैशाखे धर्मपरा विगतभयाः प्रमुदिताः प्रजाः सनृपाः ।
यज्ञक्रियाप्रवृत्तिर्निष्पत्तिः सर्वसस्यानाम् ॥ ९ ॥

વૈશાખનામના વર્ષમાં રાજા પ્રજા પોતપોતાના ધર્મમાં તત્પર થઈ નિર્ભય અને પ્રસન્ન રહેછે. સઘળાં ધાન્યનો પાક સારો થાય છે અને યજ્ઞક્રિયાઓ પ્રવર્ત્તે છે. ॥ ૯ ॥

ज्यैष्ठे जातिकुलधनश्रेणीश्रेष्ठा नृपाः सधर्मज्ञाः ।
पीड्यन्ते धान्यानि च हित्वा कङ्गुं शमीजातिम् ॥ १० ॥

જ્યેષ્ઠનામના વર્ષમાં જ્ઞાતિ, કુળ, ધન અને શ્રેણીઓથી શ્રેષ્ઠ લોકો રાજા અને ધર્માત્માઓ પીડા પામે છે, કાંગ અને શમીધાન્ય[1] શિવાયના અનાજનો નાશ થાય છે. ॥ ૧૦ ॥

आषाढे जायन्ते सस्यानि क्वचिदवृष्टिरन्यत्र ।
योगक्षेमं मध्यं व्यग्राश्च भवन्ति भूपालाः ॥ ११ ॥

આષાઢ વર્ષમાં કોઈ કોઈ સ્થળે ખેતી પાકેછે, અને કોઈ કોઈ દેશમાં વૃષ્ટિ થતી નથી. યોગ અને ક્ષેમ મધ્યમ પ્રકારનાં થાય છે[2] અને રાજાઓ વ્યગ્ર થાય છે. ॥ ૧૧ ॥

श्रावणवर्षे क्षेमं सम्यक् सस्यानि पाकमुपयान्ति ।
क्षुद्रा ये पाषण्डाः पीड्यन्ते ये च तद्भक्ताः ॥ १२ ॥

---

૧ તલના જેવાં અનાજ.

૨ અલભ્યનો લાભ અને લભ્યની પાલના સાધારણ કરવામાં આવે છે.

શ્રાવણ વર્ષમાં ખેતી સારી પાકેછે ને લોકો સૂખી રહેછે; ક્ષુદ્ર પાખંડી વેદવિરોધી લોકો અને તેના સેવકો પીડાય છે. ॥ ૧૨ ॥

भाद्रपदे वल्लीजं निष्पत्तिं याति पूर्वसस्यं च ।
न भवत्यपरं सस्यं क्वचित् सुभिक्षं क्वचिच्च भयम् ॥ १३ ॥

ભાદ્રપદનામના વર્ષમાં શિંગોમાં થનાર મગ વિગેરે કઠોળ અને પહેલાં વાવેલી ખેતી (આગોતરા પાકની પેદાશ) સારી થાય છે. પછીથી વાવેલો પાક થતો નથી. કોઈ દેશમાં સુકાળ થાય છે અને કોઈ દેશમાં ભય રહે છે. ॥૧૩॥

आश्वयुजेऽब्देऽजस्रं पतति जलं प्रमुदिताः प्रजाः क्षेमम् ।
प्राणचयः प्राणभृतां सर्वेषामन्नबाहुल्यम् ॥ १४ ॥

આશ્વિનનામના વર્ષમાં નિરંતર વૃષ્ટિ થાય છે. સઘળી પ્રજા પ્રસન્ન રહે છે અને અનાજ ઘણું થાય છે તથા સર્વ પ્રાણીમાત્રમાં આરોગ્ય અને બળવૃદ્ધિ થાય છે. ॥ ૧૪ ॥

उदगारोग्यसुभिक्षक्षेमकरो वाक्पतिश्चरन् भानाम् ।
याम्ये तद्विपरीतो मध्येन तु मध्यफलदायी ॥ १५ ॥

ગુરૂ નક્ષત્રોની ઉત્તર બાજુએ ચાલે તો આરોગ્ય, સૂકાળ અને સુખકર્તા છે; દક્ષિણ બાજુએ ચાલે તો તેથી ઉલટું ફળ કરે છે;[1] અને નક્ષત્રની મધ્યમાંથી નીકળે તો મધ્યમ ફળ આપે છે. ॥ ૧૫ ॥

विरचन् भद्वयमिष्टस्तत्सार्धं वत्सरेण मध्यफलः ।
सस्यानां विध्वंसी विचरेदधिकं यदि कदाचित् ॥ १६ ॥

બૃહસ્પતિ એક વર્ષમાં બે નક્ષત્ર ભોગવે તો ઉત્તમ ફળદાતા છે, અઢી નક્ષત્ર ભોગવે તો, મધ્યમ ફળ આપે છે અને એક વર્ષમાં અઢીથી વધારે નક્ષત્ર ભોગવે તો ખેતીને હાનીકર્તા થાય છે ॥ ૧૬ ॥

अनलभयमनलवर्णे व्याधिः पीते रणागमः श्यामे ।
हरिते च तस्करेभ्यः पीडा रक्ते तु शस्त्रभयम् ॥ १७ ॥
धूमाभेऽनावृष्टिस्त्रिदशगुरौ नृपवधो दिवा दृष्टे ।
विपुलेऽमलेऽर्थविंबे रात्रौ दृष्टे प्रजाः स्वस्थाः ॥ १८ ॥

૧ એટલે રોગ દુકાળ અને દુઃખકર્તા થાય છે.

ગુરૂનો વર્ણ અગ્નિ સરખો હોય તો અગ્નિનો, પીળો રંગ હોય તો રોગનો, શ્યામ હોય તો યુદ્ધનો અને નીલો હોય તો તે ચોરનો ભય ઉપજાવે છે, અતિરાતો હોય તો પ્રજાને યુદ્ધનો ભય ઉત્પન્ન કરે છે; અને ધૂમ્રવર્ણો હોય તો અનાવૃષ્ટિ થાય છે. બૃહસ્પતિ દિવસે દેખાય તો રાજાનું મૃત્યુ થાય છે, અને બૃહસ્પતિનું મોટું નિર્મળ અને સ્વચ્છ બિંબ રાત્રે દેખાય તો પ્રજા સ્વસ્થ રહે છે. ॥ ૧૭ ॥ ૧૮ ॥

**रोहिण्योऽनलभं च वत्सरतनुर्नाभिस्त्वषाढाद्वयं**
**सार्पं हृत्पितृदैवतं च कुसुमं शुद्धैः शुभं तैः फलम् ।**
**देहे क्रूरनिपीडिताग्न्यनिलजं नाभ्यां भयं क्षुत्कृतं**
**पुष्पे मूलफलक्षयोऽथ हृदये सस्यस्य नाशो ध्रुवम् ॥ १९ ॥**

**સંવત્સરરૂપ** પુરૂષનું રોહિણી અને કૃતિકા શરીર છે. પૂર્વાષાઢા અને ઉત્તરાષાઢા નાભિ (ડુંટી) છે, આશ્લેષા હૃદય છે, અને મઘા પુષ્પ છે. એ (ઉપર કહેલાં) નક્ષત્રો પાપગ્રહ (ના સંબંધ) થી રહિત હોય તો લોકોમાં સારૂં ફળ થાય છે. શરીરપરનાં નક્ષત્રો (રોહિણી અને કૃતિકા) ક્રૂરગ્રહથી[1] પીડાતાં હોય અર્થાત્ તે નક્ષત્રોમાં ક્રૂર ગ્રહો રહ્યા હોય તો અગ્નિ અને પવનનો ભય થાય છે;[2] નાભી નક્ષત્ર (પૂર્વાષાઢા તથા ઉત્તરાષાઢા) ક્રૂર ગ્રહથી પીડાતાં હોય તો દુકાળનો ભય થાય છે; પુષ્પ નક્ષત્ર (મઘા) પીડાતું હોય તો ફળ અને કંદમૂળનો નાશ થાય છે; અને ક્રૂર ગ્રહથી હૃદય નક્ષત્ર (અશ્લેષા) પિડાતું હોય તો નિશ્ચે ખેતીનો નાશ થાય છે. ॥ ૧૯ ॥

**गतानि वर्षाणि शकेन्द्रकालाद्धतानि रुद्रैर्गुणयेच्चतुर्भिः ।**
**नवाऽष्टपञ्चाऽष्टयुतानि कृत्वा विभाजयेच्छून्यशराङ्गरामैः ॥ २० ॥**
**फलेन युक्तं शकभूपकालं संशोध्य षष्ट्या विषयैर्विभज्य ।**
**युगानि नारायणपूर्वकाणि लब्धानि शेषाः क्रमशः समाः स्युः ॥२१॥**

શાલીવાહનના શકનાં ગત વર્ષની સંખ્યાને ૧૧ થી ગુણતાં જે ગુણાકાર આવે, તેને ૪ થી ગુણી તેમાં ૮૫૮૯ ઉમેરવા; ઉમેરતાં જે સંખ્યા આવે તેને ૩૭૫૦ થી ભાગ દેવો. ભાગતાં જે રાશ્યાદિ ફળ આવે તેને શકના ગત

---

૧ સૂર્ય, મંગળ અને શનિ એ પાપગ્રહ કહેવાય છે.

૨ એટલે એ સાંવત્સરમાં સ્થળે સ્થળે આગ લાગે છે અને સખ્ત તોફાન થાય છે.

વર્ષની સંખ્યામાં ઉમેરવું;[1] બાદ તેને ૬૦ થી ભાગ દેતાં જે શેષ રાસ્યાદિ રહે, તેને ૫ થી ભાગવાથી જે સંખ્યા આવે તે નારાયણાદિ ગતયુગ અને શેષ રહે તે વર્તમાન યુગનાં ગત વર્ષ થાય છે. ॥ ૨૦ ॥ ૨૧ ॥

**एकैकमब्देषु नवाऽहतेषु दत्त्वा पृथक्ऽद्वादशकं क्रमेण ।**
**हृत्वा चतुर्भिर्वसुदेवताऽद्यान्युडूनि शेषांशकपूर्वमब्दम् ॥ २२ ॥**

શાકથી ભાગતાં જે શેષ રહેલ હોય તેને ૧૨ થી ભાગ દેવો; અને જે શેષ રહે તેને ૯ થી ગુણી ૪ થી ભાગ આપવો, જે ભાગાકાર આવે તે ગુરૂનું ધનિષ્ઠાદિ નક્ષત્ર થાય છે અને જે શેષ રહે તેટલાં તેનાં વર્તમાન ધનિષ્ઠાદિ નક્ષત્રનાં ગત નવાંશ સંખ્યા થાય છે. ॥ ૨૨ ॥

**विष्णुः सुरेज्यो वलभिद्धुताऽशस्त्वाऽष्टोत्तरप्रोष्ठपदाऽधिपश्च॥२३॥**
**क्रमाद्युगेशाः पितृविश्वसोमाः शक्राऽनलाऽख्याऽश्विभगाः प्रदिष्टाः**

[2]નારાયણ, બૃહસ્પતિ, ઇંદ્ર, અગ્નિ, ત્વષ્ટા, અહિર્બુધ્ન્ય, પિતૃ, વિશ્વદેવ, સોમ, ઇંદ્રાગ્નિ, અશ્વિનિકુમાર અને ભગ એ ક્રમથી બાર યુગના સ્વામિ કહેવાય છે. ॥ ૨૩ ॥

**संवत्सरोऽग्निः परिवत्सरोऽर्क इदादिकः शीतमयूखमाली ।**
**प्रजापतिश्चाऽप्यनुवत्सरः स्यादिद्वत्सरः शैलसुतापतिश्च ॥२४॥**

એક યુગમાં પાંચ વર્ષ હોયછે, ને તે ક્રમે સંવત્સર, પરિવત્સર, ઈડાવત્સર, અનુવત્સર અને ઉદ્વત્સરના નામથી ઓળખાય છે. એમના સ્વામી અગ્નિ, સૂર્ય, ચંદ્ર, બ્રહ્મા ને રૂદ્ર છે[3]. ॥ ૨૪ ॥

**वृष्टिः समाद्ये प्रमुखे द्वितीये प्रभूततोया कथिता तृतीये ।**
**पश्चाज्जलं मुञ्चति यच्चतुर्थं स्वल्पोदकं पञ्चममब्दमुक्तम् ॥२**

१ એટલે જે રાશિની સંખ્યા હોય તે શકના આંકમાં ઉમેરવી આ અવયવો હોય તે તેની તળેજ રાખવા.

૨ પ્રભવઆદિ સાઠ વર્ષમાં પાંચ પાંચ વર્ષના બાર યુગ છે. તેન નામ કહેછે.

૩ ભટોત્પલ લખે છે કે સંવત્સરનો જે સ્વામી હોય તે સંવત્સ કરવો જોઈએ એ મતલબથી એ સ્વામી ગણાવેલા છે.

રે
૮ ॥

સંવત્સર નામના પહેલા વર્ષમાં સમાન વૃષ્ટિ થાયછે. પરિવત્સર નામના બીજા વર્ષમાંના પહેલા ભાગ (માં એટલે શ્રાવણ ભાદ્રપદ) માં વૃષ્ટિ થાયછે; અને ઉત્તર ભાગ (માં એટલે આશુ કાર્તિક) માં થતી નથી. ઈડાવત્સર નામના ત્રીજા વર્ષમાં વૃષ્ટિ ઘણી થાયછે. અનુવત્સર નામના ચોથા વર્ષમાં પાછલા ભાગમાં એટલે આશુ કાર્તકમાં વૃષ્ટિ થાયછે. (અને પૂર્વ ભાગ એટલે શ્રાવણ ભાદરવામાં વૃષ્ટિ થતી નથી) અને ઉદવત્સર નામના પાંચમા વર્ષમાં અલ્પ વૃષ્ટિ થાયછે.[1] ॥ ૨૫ ॥

**चत्वारि मुख्यानि युगान्यथैषां**
**विष्ण्विन्द्रजीवाऽनलदैवतानि ।**
**चत्वारि मध्यानि च मध्यमानि**
**चत्वारि चाऽन्त्यान्यधमानि विन्द्यात् ॥ २६ ॥**

એ બારે યુગમાં વિષ્ણુ, ઈંદ્ર, બૃહસ્પતિ, અને અગ્નિ એ ચાર યુગો મૂખ્ય, (એટલે ઉત્તમ ફળદાતા) મધ્યના ચાર યુગ (ત્વષ્ટા, અહિર્બુધ્ન્ય, પિતૃ અને વિશ્વ એ) મધ્યમ ફળદાયક અને અન્ત્યના ચાર યુગો (સોમ, ઈંદ્રાગ્નિ, અશ્વિનિકુમાર અને ભગ) અનિષ્ટ ફળ આપનાર જાણવા ॥ ૨૬ ॥

**आद्यं धनिष्ठांशमभिप्रपन्नो माघे यदा यात्युदयं सुरेज्यः ।**
**षष्ट्यब्दपूर्वः प्रभवः स नाम्ना प्रवर्तते भूतहितस्तदाऽब्दः ॥२७॥**

ધનિષ્ઠા નક્ષત્રના પહેલા ચરણમાં રહેલો ગુરૂ જ્યારે માઘ માસમાં ઉદય પામે ત્યારથી પ્રભવાદિ સંવત્સરનો આરંભ થાયછે, તે સંવત્સર પ્રાણીમાત્રનું કલ્યાણકર્તા છે. ॥ ૨૭ ॥

फ **...चित्त्ववृष्टिः पवनाऽग्निकोपः सतनीतयः श्लेष्मकृताश्च रोगाः ।**
सुग **...सरेऽस्मिन् प्रभवे प्रवृत्ते न दुःखमाप्नोति जनस्तथाऽपि ॥२८॥**

પ્રભવ વર્ષમાં કોઈ કોઈ દેશમાં વૃષ્ટિ થતી નથી, પવન અને અગ્નિનો
આવે, ...યછે, કોઈ કોઈ સ્થળે અતિવૃષ્ટિ અનાવૃષ્ટિઆદિ સાત પ્રકારની ઈતિનો
તેને ૩૭ ...થા કફરોગ થાયછે, તોપણ લોકો દુઃખ પામતા નથી. ॥ ૨૮ ॥

**...ीयो विभवः प्रदिष्टः शुक्रस्तृतीयः परतः प्रमोदः ।**
**...ेति यथोत्तराणिशस्तानि वर्षाणि फलानि चैषाम् ॥२९॥**

---

૧ થાય છે.
૨ બારે યુગોનાં ફળ કહે છે.

निष्पन्नशालीक्षुयवाऽऽदिसस्यां भयैर्विमुक्तामुपशान्तवैराम् ॥
संहृष्टलोकां कलिदोषमुक्तां क्षत्रं तदा शास्ति च भूतधात्रीम् ॥३०॥

તે (પ્રભવ)થી બીજું વર્ષ વિભવ કહેવાય છે, ત્રીજું શુક્લ, ચોથું પ્રમોદ અને પાચમું પ્રજાપતિ છે. એ વર્ષોમાં એકથી એક ઉત્તમ ફળ થાયછે. ને રાજાઓ, જેમાં ધાન્ય શેરડી અને યવ વિગેરે સારા પાકેછે, જેમાં ભય ને વૈરરહિત, આનંદી પ્રજા વસેછે અને જેમાં કલિના અધર્મ, દારિદ્ર વિગેરે દોષો રહેલ નથી તેવી પૃથ્વીનું પાલન કરેછે. ॥ ૨૯ ॥ ૩૦ ॥

आद्योऽङ्गिरा श्रीमुखभावसाह्वौ युवाऽथ धातेति युगे द्वितीये ।
वर्षाणि पञ्चैव यथाक्रमेण त्रीण्यत्र शस्तानि समे परे द्वे ॥ ३१ ॥

બૃહસ્પતિ નામના બીજા યુગમાં પહેલું વર્ષ અંગિરા, બીજું શ્રીમુખ, ત્રિજુ ભાવ, ચોથું યુવા અને પાંચમું સુધાતા નામેછે. તેમાં પહેલાં ત્રણ વર્ષ સારાં છે અને પાછલાં બે વર્ષ મધ્યમ છે. ॥ ૩૧ ॥

त्रिष्वङ्गिराऽद्येषु निकामवर्षी देवो निरातङ्कभयाश्च लोकाः ।
अब्दद्वयेऽन्त्येऽपि समा सुवृष्टिः किं त्वत्र रोगाः समराऽऽगमश्च॥३२॥

અંગિરાઆદિ ત્રણ વર્ષમાં વૃષ્ટિ સારી થાયછે. લોકોને ઉપદ્રવ અને ભય થતો નથી. પાછલાં બે વર્ષમાં વૃષ્ટિ સામાન્ય થાયછે પરંતુ રોગ અને યુદ્ધનો ભય રહેછે. ॥ ૩૨ ॥

शाक्रे युगे पूर्वमथेश्वराऽऽख्यं वर्षं द्वितीयं बहुधान्यमाहुः ।
प्रमाथिनं विक्रममप्यतोऽन्यद्वृषं च विन्द्याद्गुरुचारयोगात् ॥ ३३ ॥
आद्यं द्वितीयं च शुभे तु वर्षे कृताऽनुकारं कुरुतः प्रजानाम् ।
पापः प्रमाथी वृषविक्रमौ तु सुभिक्षदौ रोगभयप्रदौ च ॥ ३४ ॥

ઈંદ્રનામના ત્રીજા યુગમાં પહેલું વર્ષ ઈશ્વર, બીજું બહુધાન્ય, ત્રીજું પ્રમાથી, ચોથું વિક્રમ અને પાંચમુ વૃષ નામનું છે. એ પાંચ વર્ષો બૃહસ્પતિના ચારથી જાણવાં. તેમાં પહેલાં બે વર્ષ સારાં છે. જેથી પ્રજામાં સત્યુગ વર્તાય છે. પ્રમાથી નામનું ત્રીજું વર્ષ અનિષ્ટ છે, પાછલાં બે વર્ષમાં સુકાળ થાય છે, પણ તેમાં રોગ અને ભય ઉત્પન્ન થાયછે. ॥ ૩૩ ॥ ૩૪ ॥

श्रेष्ठं चतुर्थस्य युगस्य पूर्वं यच्चित्रभानुं कथयन्ति वर्षम् ।
मध्यं द्वितीयं तु सुभानुसंज्ञं रोगप्रदं मृत्युकरं न तच्च ॥ ३५ ॥
तारणं तदनु भूरिवारिदं सस्यवृद्धिमुदितं च पार्थिवम् ।
पञ्चमं व्ययमुशन्ति शोभनं मन्मथं प्रबलमुत्सवाऽऽकुलम् ॥ ३६ ॥

અગ્નિનામના ચોથા યુગમાં ચિત્રભાનું નામનું પહેલું વર્ષ સારૂં છે. સુભાનું નામનું બીજું વર્ષ મધ્યમ છે. નત્તનામનું ત્રીજું વર્ષ રોગ અને મૃત્યુકારી છે. તારણનામના ચોથા વર્ષમાં વૃષ્ટિ ઘણી થાયછે અને ધાન્યની વૃદ્ધિથી રાજાઓ પ્રસન્ન રહેછે. પાંચમું વ્યયનામનું વર્ષ શુભ છે તેમાં મનુષ્યને કામ આદિ મનોવિકાર અધિક રહેછે, અને વિવાહઆદિ ઉત્સવો પણ ઘણા થાયછે. ॥ ૩૫ ॥ ૩૬ ॥

त्वाष्ट्रे युगे सर्वजिदाद्य उक्तः संवत्सरोऽन्यः खलु सर्वधारी ।
तस्माद्विरोधी विकृतः खरश्च शस्तो द्वितीयोऽत्र भयाय शेषाः ॥३७॥

ત્વાષ્ટ્રનામના પાંચમા યુગમાં પહેલું વર્ષ સર્વજિત, બીજું સર્વધારી, ત્રીજું વિરોધી, ચોથું વિકૃત અને પાંચમું ખરનામનું છે. તેમાં બીજું વર્ષ સર્વધારી સારૂં છે; બાકીનાં ચાર વર્ષ અશુભ અને ભયંકર છે. ॥ ૩૭ ॥

नन्दनोऽथ विजयो जयस्तथा मन्मथोऽस्य परतश्च दुर्मुखः ।
कान्तमत्र युग आदितस्त्रयं मन्मथः समफलोऽधमोऽपरः ॥ ३८ ॥

અહિર્બુધ્ન્યનામના છઠ્ઠા યુગમાં પહેલું નંદન, બીજું વિજય, ત્રીજું જય, ચોથું મન્મથ અને પાચમું વર્ષ દુર્મુખ કહેવાય છે. તેમાં પહેલાં ત્રણ શુભ છે, ચોથું મધ્યમ અને પાંચમું અનિષ્ટ છે. ॥ ૩૮ ॥

हेमलम्ब इति सप्तमे युगे स्याद्विलम्बि परतो विकारि च ।
शर्वरीति तदनु प्लवः स्मृतो वत्सरो गुरुवशेन पञ्चमः ॥ ३९ ॥

ईतिप्राया प्रचुरपवना वृष्टिरब्दे तु पूर्वे
मन्दं सस्यं न बहुसलिलं वत्सरेऽतो द्वितीये ।
अत्युद्वेगः प्रचुरसलिलः स्यात्तृतीयश्चतुर्थो
दुर्भिक्षाय प्लव इति ततः शोभनो भूरितोयः ॥ ४० ॥

મિત્રનામના સાતમા યુગમાં પહેલું હેમલંબ, બીજું વિલંબી, ત્રીજું વિ-

કારી, ચોથું શર્વરી, પાંચમું પ્લવનામનું છે કે જે ગુરૂના ચારથી થયેલાં છે. પહેલા વર્ષમાં અતિવૃષ્ટિ અનાવૃષ્ટિ જેવા ઉપદ્રવો દેખાઇ ઘણા પવનસાથ વૃષ્ટિ થાય છે, બીજા વર્ષમાં ખેતી થોડી પાકે છે, અને વૃષ્ટિ થોડી થાય છે, ત્રીજા વર્ષમાં પ્રજાને ઘણો ઉદ્વેગ રહે છે અને વૃષ્ટિ ઘણી થાય છે. ચોથા વર્ષમાં દુકાળ પડે છે અને પાંચમા વર્ષમાં વૃષ્ટિ ઘણી થાય છે, તેથી તે શુભ ગણાય છે. ॥ ૩૯ ॥ ૪૦ ॥

**वैश्वे युगे शोभकृदित्यथाऽऽद्यः संवत्सरोऽतः शुभकृद्द्वितीयः ।**
**क्रोधी तृतीयः परतः क्रमेण विश्वावसुश्चेति पराभवश्च ॥ ४१ ॥**
**पूर्वाऽपरौ प्रीतिकरौ प्रजानामेषां तृतीयो वहुदोषदोऽब्दः ।**
**अन्त्यौ समौ किन्तु पराभवेऽग्निः शस्त्राऽऽमयार्त्तिर्द्विजगोभयं च ४२**

વિશ્વનામના આઠમા યુગમાં પહેલું વર્ષ શોકહ્રત, બીજું શુભકૃત, ત્રીજું ક્રોધી, ચોથું વિશ્વાવસુ અને પાંચમું પરાભવ નામનું છે. તેમાં પહેલાં બે વર્ષ પ્રજાને પ્રસન્ન રાખનાર છે, ત્રીજું વર્ષ ઘણું અનિષ્ટ છે અને પાછલાં બે વર્ષ મધ્યમ છે. તેમાં અગ્નિ, યુદ્ધ અને રોગથી પ્રજા પીડાય છે અને ગાય બ્રાહ્મણને ભય થાય છે ॥ ૪૧ ॥ ૪૨ ॥

**आद्यः प्लवङ्गो नवमे युगेऽब्दः स्यात्कीलकोऽन्यः परतश्च सौम्यः ।**
**साधारणो रोधकृदित्यथाऽब्दः शुभप्रदौ कीलकसौम्यसंज्ञौ ॥४३॥**
**कष्टः प्लवङ्गो वहुशः प्रजानां साधारणेऽल्पं जलमीतयश्च ।**
**यः पञ्चमो रोधकृदित्यथाऽब्दश्चित्रं जलं तत्र च सस्यसम्पत् ॥४४॥**

ચંદ્રનામના નવમા યુગમાં પહેલું વર્ષ પ્લવંગ, બીજું કિલક, ત્રીજું સૌમ્ય, ચોથું સાધારણ અને પાંચમું રોધકૃત છે, તેમાં કિલક અને સૌમ્ય શુભ છે, પ્લવંગ વર્ષ પ્રજાને અનેક પ્રકારથી અશુભકરી છે. સાધારણ નામના વર્ષમાં વૃષ્ટિ થોડી થાય છે અને ઉંદર તીડ વિગેરેનો ઉપદ્રવ થાયછે. રોધકૃત નામના પાંચમા વર્ષમાં કોઈ જગોએ વૃષ્ટિ થાય છે અને કોઈ જગોએ નથી થતી, તોપણ ખેતી સારી થાય છે. ॥ ૪૩ ॥ ૪૪ ॥

**इन्द्राऽग्निदैवं दशमं युगं यत् तत्राऽऽद्यमब्दं परिधाविसंज्ञम् ।**
**प्रमाद्यथाऽऽनन्दमतः परं यत् स्याद्राक्षसं चाऽनलसंज्ञितं च ॥४५॥**

परिधाविनि मध्यदेशनाशो नृपहानिर्जलमल्पमग्निकोपः ।
अलसस्तु जनः प्रमादिसंज्ञे डमरं रक्तकपुष्पबीजनाशः ॥ ४६ ॥
तत्परः सकललोकनन्दनो राक्षसः क्षयकरोऽनलस्तथा ।
ग्रीष्मधान्यजननोऽत्र राक्षसो वह्निकोपनरकप्रदोऽनलः ॥४७॥

ઈંદ્ર અને અગ્નિ જેના દેવતા છે એવા દશમા યુગમાં પહેલું વર્ષ પરિધાવિ, બીજુ પ્રમાથી, ત્રીજુ વિક્રમ, ચોથું રાક્ષસ અને પાંચમું અનળ છે. પરિધાવિ વર્ષમાં મધ્યદેશનો નાશ થાય છે; રાજાનું મૃત્યુ, અલ્પવૃષ્ટિ, અને અગ્નિનો ભય થાય છે. પ્રમાથી વર્ષમાં લોકો આળસુ થાય છે, યુદ્ધસહિત કલહ થાય છે, અને રાતાં ફૂલ અને રાતાં બીજવાળી વનસ્પતીઓનો નાશ થાય છે. વિક્રમનામનું વર્ષ સર્વ લોકોને આનંદકારી છે. રાક્ષસ અને અનલનામનાં વર્ષ સર્વલોકોનો નાશ કરે છે તથા તે વર્ષમાં ગ્રીષ્મઋતુનાં ધાન્ય યવ અને ઘઉં વિગેરે થાય છે. અનલનામના વર્ષમાં અગ્નિનો ભય અને મરકી થાય છે. ॥ ૪૫ ॥ ૪૬ ॥ ૪૭ ॥

एकादशे पिङ्गलकालयुक्तसिद्धार्थरौद्राः खलु दुर्मतिश्च ।
आद्ये तु वृष्टिर्महती सचौरा श्वासो हनूकम्पयुतश्च कासः ॥४८॥
यत्कालयुक्तं तदनेकदोषं सिद्धार्थसंज्ञे बहवो गुणाश्च ।
रौद्रोऽतिरौद्रः क्षयकृत्प्रदिष्टो यो दुर्मतिर्मध्यमवृष्टिकृत्सः ॥ ४९ ॥

અશ્વિનિકુમારના આશ્વિનનામે અગિઆરમાં યુગમાં પહેલું વર્ષ પિંગલ, બીજું કાલયુક્ત, ત્રીજું સિદ્ધાર્થ, ચોથું રૌદ્ર, ને પાંચમું દુર્મતિ નામનું વર્ષ છે. તેમાં પહેલા વર્ષમાં વૃષ્ટિ ઘણી થાય છે, ચોરનો ભય અને શ્વાસરોગ વૃદ્ધિ પામે છે તથા દાઢી કંપ અને ખાંસીના રોગો વધે છે. કાળયુક્ત નામના વર્ષમાં અનેક પ્રકારના દોષ થાય છે અને સિદ્ધાર્થ વર્ષમાં ઘણા ગુણો વધે છે. રૌદ્ર વર્ષ અતિઅશુભ ફળકારી છે અને પ્રજાનો ક્ષય કરે છે. દુર્મતિમાં વૃષ્ટિ સામાન્ય થાય છે. ॥ ૪૮ ॥ ૪૯ ॥

भाग्ये युगे दुन्दुभिसंज्ञमाद्यं ससस्यवृद्धिं महतीं करोति ।
उद्गारिसंज्ञं तदनु क्षयाय नरेश्वराणां विषमा च वृष्टिः ॥ ५० ॥
रक्ताक्षमब्दं कथितं तृतीयं यस्मिन् भयं दंष्ट्रिकृतं गदाश्च ।
क्रोधं बहुक्रोधकरं चतुर्थं राष्ट्राणि शून्यीकुरुते विरोधैः ॥ ५१ ॥

क्षयमिति युगस्याऽन्त्यस्याऽन्त्यं वहुक्षयकारकं
जनयति भयं तद्विप्राणां कृषीवलवृद्धिदम् ।
उपचयकरं विट्शूद्राणां परस्वहृतां तथा
कथितमखिलं षष्ट्यब्दे यत्तदत्र समासतः ॥ ५२ ॥

ભગદેવના ભાગ્યનામના બારમા યુગમાં પહેલું વર્ષ દુન્દુભિ છે, તેમાં ધાન્યની ઘણી વૃદ્ધિ થાય છે, બીજું વર્ષ ઉદગારી છે; તેમાં રાજાઓનો નાશ થાય છે, વૃષ્ટિ વિસમ થાય છે એટલે કોઈ જગ્યોએ થોડી અને કોઈ જગ્યાએ ઘણી થાય છે, ત્રીજું વર્ષ રક્તાક્ષ છે તેમાં દાઢવાળાં પ્રાણી સર્પ, સુવર વિગેરેથી ભય થાય છે અને રોગ થાય છે, ક્રોધનામના ચોથા વર્ષમાં લોકો ઘણા ક્રોધી થાય છે, તેથી તેઓ બીજા સાથે વિરોધ કરી દેશો શૂન્ય કરે છે, અને આ છેલા યુગના છેલા વર્ષનું નામ ક્ષય છે તે વર્ષ અનેક પ્રકારે લોકોનો ક્ષય કરે છે, બ્રાહ્મણને ભય ઉપજાવે છે, ખેડુતોની વૃદ્ધિ કરનાર છે, અને વૈસ્ય, શૂદ્ર અને પરધન હરનારની વૃદ્ધિ કરે છે. એ **ષષ્ટ્યબ્દ** નામના ગ્રંથમાં પ્રભવ આદિ સાઠ સંવત્સરનું ફળ કહ્યું છે. તે આહિં બૃહસ્પતિના ચારમાં મે સંક્ષેપથી કહ્યું. ॥ ૫૦ ॥ ૫૧ ॥ ૫૨ ॥

अकलुषांशुजटिलः पृथुमूर्तिः कुमुदकुन्दसुमस्फटिकाऽऽभः ।
ग्रहहतो न यदि सत्पथवर्ती हतिकरोऽमरगुरुर्मनुजानाम् ॥ ५३ ॥

ચારે તરફ નિર્મળ કિરણથી વ્યાપ્ત, કુમુદ, કુંદ અને સ્ફટીકમણી સરખી ઉજ્વળ પ્રભાવાળો, બીજા કોઈ ગ્રહથી પરાભવ નહીં પામેલો, સિધેરસ્તે ચાલનાર અર્થાત્ ગ્રહ નક્ષત્રની ઉત્તર બાજુએથી જનાર, વિશાળ બિંબયુક્ત ગુરૂ સર્વે મનુષ્યોને હિતકારી થાય છે. ॥ ૫૩ ॥

इति श्रीवराहमिहिरकृतौ बृहत्संहितायां बृहस्पतिचारोनामाऽष्टमोऽध्यायः ॥

શ્રીવરાહમિહિરાચાર્યની રચેલી બૃહત્સંહિતાનો **બૃહસ્પતિચાર** નામનો આઠમો અધ્યાય સંપૂર્ણ થયો.

# પ્રકરણ ૯ મું.

## શુક્રચાર.

नागगजैरावतगोजरद्गवा मृगाऽजदहनाऽऽख्याः ।
अश्विन्याद्याः कैश्चित् त्रिभाः क्रमाद्वीथयः कथिताः ॥ १ ॥

શુક્રની અશ્વિની આદિ ત્રણ ત્રણ નક્ષત્રોથી નાગ, ગજ, ઐરાવત, વૃષભ, ગો, જરદ્ગવ, મૃગ, અજ અને દહન એ નવ વિથિઓ કોઈ આચાર્યોએ[1] કહી છે. ॥ ૧ ॥

नागा तु पवनयाम्याऽनलानि पैतामहात्त्रिभास्तिस्रः ।
गोवीथ्यामश्विन्यः पौष्णं द्वे चाऽपि भद्रपदे ॥ २ ॥
जारद्गव्यां श्रवणात् शुभं त्रिभं चैव मैत्राऽऽद्यम् ।
हस्तविशाखात्वाष्ट्राण्यजेत्यषाढाद्वयं दहना ॥ ३ ॥

સ્વાતી,[2] ભરણી, અને કૃતિકા એ ત્રણ નક્ષત્ર નાગ વિથિ છે. રોહિણી, મૃગશિર અને આર્દ્રા એ ત્રણ ગજ વિથિ છે, પુનર્વસુ, પુષ્ય અને અસ્લેષા એ ત્રણ નક્ષત્ર ઐરાવત વિથિ છે. મઘા, પૂર્વાફાલ્ગુની અને ઉત્તરાફાલ્ગુની એ ત્રણ નક્ષત્ર વૃષભ વિથિ છે, રેવતી, અશ્વિની, પૂર્વાભાદ્રપદ અને ઉત્તરાભાદ્રપદ એ ચાર નક્ષત્ર ગો વિથિ છે. શ્રવણ, ધનિષ્ઠા અને શતભિષા એ ત્રણ જરદ્ગવ વિથિ છે, અનુરાધા, જ્યેષ્ઠા અને મૂળ એ ત્રણ નક્ષત્ર મૃગ વિથિ છે, હસ્ત, વિશાખા અને ચિત્રા એ ત્રણ નક્ષત્ર અજ વિથિ છે, અને પૂર્વાષાઢા તથા ઉત્તરાષાઢા એ બે નક્ષત્ર દહન વિથિ છે.[3] ॥ ૨ ॥ ૩ ॥

तिस्रस्तिस्रस्तासां क्रमादुदङ्मध्ययाम्यमार्गस्थाः ।
तासामप्युत्तरमध्यमदक्षिणदिक्स्ववस्थितैकैका ॥ ४ ॥

તે વિથિઓમાં ત્રણ ત્રણ વિથિ ક્રમે કરી ઉત્તર, મધ્ય અને દક્ષિણ માર્ગમાં રહી છે. અર્થાત્ નાગ, ગજ અને ઐરાવત વિથિ એ ત્રણ ઉત્તર

---

૧ દેવળ મુનિ અને તેના અનુયાયિઓ.

૨ હવે પોતાના મતથી વિથિના વિભાગ કહે છે.

૩ શુક્ર જે નક્ષત્રમાં રહ્યો હોય તે નક્ષત્રોક્ત વિથિમાં તે રહેલ ગણાય છે. જેમકે સ્વાતિમાં રહેલ શુક્ર નાગ વિથિમાં રહેલ ગણાય છે તે પ્રમાણે.

માર્ગમાં છે, વૃષભ, ગો અને જરદ્દગવ વિથિ એ ત્રણ મધ્ય માર્ગમાં છે અને મૃગ અજ અને દહન એ ત્રણ વિથિ દક્ષિણ માર્ગમાં છે, તેમાં પણ એક એક વિથિ ઉત્તર, મધ્ય અને દક્ષિણમાં રહી છે. અર્થાત્ પહેલી ત્રણ વિથિઓમાં નાગ વિથિ ઉત્તરોત્તર છે, ગજ વિથિ ઉત્તર મધ્યા છે, અને ઐરાવત વિથિ ઉત્તરદક્ષિણા છે. "એ રીતે બીજી પણ જાણવી." ॥ ૪ ॥

वीथीमार्गानपरे कथयन्ति यथास्थिता भमार्गस्य ।
नक्षत्राणां तारा याम्योत्तरमध्यमास्तद्वत् ॥ ५ ॥

કોઈ આચાર્યો કહે છે કે વિથિમાર્ગ નક્ષત્રમાર્ગ જેવાજ છે અને તેજ રીતે નક્ષત્રોના તારા દક્ષિણ ઉત્તર અને મધ્યમાં રહ્યા છે. અર્થાત્ નક્ષત્રની દક્ષિણ બાજુના તારા દક્ષિણમાર્ગ, ઉત્તરના તારા ઉત્તરમાર્ગ અને મધ્યના તારા મધ્યમાર્ગના છે અથવા નક્ષત્રના દક્ષિણ ભાગોમાં રહેલા ગ્રહો દક્ષિણમાર્ગસ્થ છે અને ઉત્તરમાં રહેલા ઉત્તરમાર્ગસ્થ તથા નક્ષત્રની મધ્યમાં રહેલા ગ્રહો મધ્યમાર્ગસ્થ છે. ॥ ૫ ॥

उत्तरमार्गो याम्याऽऽदि निगदितो मध्यमस्तु भाग्याऽऽद्यः ।
दक्षिणमार्गोऽपाढाऽऽदि कैश्चिदेवं कृता मार्गाः ॥ ६ ॥

કોઈ આચાર્યે આ પ્રમાણે માર્ગનો વિભાગ કર્યો છે કે:-ભરણીથી નવ નક્ષત્ર ઉત્તરમાર્ગ છે. પૂર્વાફાલ્ગુનીથી નવ નક્ષત્ર મધ્યમમાર્ગ છે અને પૂર્વાષાઢથી નવ નક્ષત્ર દક્ષિણમાર્ગ છે. ॥ ૬ ॥

ज्योतिषमागमशास्त्रं विप्रतिपत्तौ न योग्यमस्माकम् ।
स्वयमेव विकल्पयितुं किं तु बहूनां मतं वक्ष्ये ॥ ७ ॥

જ્યોતિષ આગમ શાસ્ત્ર છે, માટે તેના મતભેદમાં અમુક સારૂં અને અમુક સારૂં નહીં, એવો વિકલ્પ કરવો અમને યોગ્ય નથી, કેમકે સર્વ લખનારા મુનિ ત્રિકાળદર્શી હતા તેથી તેમાંના ઘણાનો મત હું કહીશ. ॥ ૭ ॥

उत्तरवीथिषु शुक्रः सुभिक्षशिवकृद्गतोऽस्तमुदयं वा ।
मध्यासु मध्यफलदः कष्टफलो दक्षिणस्थासु ॥ ८ ॥

નાગઆદિ ત્રણ ઉત્તર વિથિઓમાં રહેલો શુક્ર ઉદય અથવા અસ્ત પામે તો સુકાળ અને કલ્યાણકારી છે અને વૃષભઆદિ મધ્ય ત્રણ વિથિઓમાં રહેલો શુક્ર ઉદય વા અસ્ત પામે તો મધ્યમ ફળ આપે છે, ને મૃગઆદિ ત્રણ દક્ષિણ વિથિઓમાં રહેલો શુક્ર ઉદય વા અસ્ત પામે તો અનિષ્ટ ફળકર્તા છે ॥ ૮ ॥

अत्युत्तमोत्तमोनं सममध्यन्यूनमधमकष्टफलम् ।
कष्टतमं सौम्याऽऽद्यासु वीथिषु यथाक्रमं ब्रूयात् ॥ ९ ॥

ઉત્તરથી આદિ લઈ અર્થાત્ નાગવિથિથી આરંભી ક્રમથી અતિઉત્તમ, ઉત્તમ, કિંચિત ઉત્તમ, સમ, મધ્યમ, કંઈક મધ્યમ, અધમ, કષ્ટ અને અતિકષ્ટ એ નવ પ્રકારનાં ફળ શુક્રના ઉદયના અસ્તને અનુસારે નવ વિથિમાં જાણવાં. ॥ ૯ ॥

भरणीपूर्वं मण्डलमृक्षचतुष्कं सुभिक्षकरमाद्यम् ।
वङ्गाऽङ्गमहिषवाह्लिककलिङ्गदेशेषु भयजननम् ॥ १० ॥

ભરણીથી[1] ચાર નક્ષત્ર શુક્રનું પ્રથમ મંડળ કહેવાય છે; તે સુકાળકર્તા અને બંગ, અંગ, મહિષ, બાહ્લિક અને કલિંગ દેશમાં ભય ઉપજાવનાર છે. ॥૧૦॥

अत्रोदितमारोहेद् ग्रहोऽपरो यदि सितं ततो हन्यात् ।
भद्राऽश्वशूरसेनकयौधेयककोटिवर्षनृपान् ॥ ११ ॥

એ પ્રથમ મંડળમાં રહેલો શુક્ર ઉદય વા અસ્ત પામે અને બીજો ગ્રહ તેની આગળ રહ્યો હોય તો ભદ્રાશ્વ, સુરસેન, યૌધેયક, અને કોટિ વર્ષના રાજાઓનો નાશ કરે છે. ॥ ૧૧ ॥

भचतुष्टयमार्द्राऽऽद्यं द्वितीयममिताऽम्बु सस्यसम्पत्त्यै ।
विप्राणामशुभकरं विशेषतः क्रूरचेष्टानाम् ॥ १२ ॥

अन्येनाऽत्राऽऽक्रान्ते म्लेच्छाऽऽटविकाऽऽश्वजीविगोमन्तान् ।
गोनर्दनीचशूद्रान् वैदेहांश्चाऽनयः स्पृशति ॥ १३ ॥

આર્દ્રાઆદિ ચાર નક્ષત્ર શુક્રનું બીજું મંડળ કહેવાય છે, તેમાં ઘણી વૃષ્ટિ થવાથી ખેતી સારી થાય છે, બ્રાહ્મણોને તે અનિષ્ટકારી છે તથા ઘણું કરી ક્રૂર સ્વભાવવાળાઓને પણ પિડાકારક છે. એ મંડળમાં રહેલા શુક્રનો બીજો કોઈ ગ્રહ રોધ કરે તો મ્લેચ્છ, વનવાસી ભીલ્લ અને શ્વાનથી જીવનાર તથા ઘણા ગાયો રાખનાર, ગોનર્દ દેશના રહેનારા, નીચ મનુષ્યો, શૂદ્રો અને મિથિલા દેશવાસીઓને મહાન અન્યાય ને ઉપદ્રવો પીડે છે ॥ ૧૨ ॥ ૧૩ ॥

विचरन् मघाऽऽदिपञ्चकमुदितः सस्यप्रणाशकृच्छुक्रः ।
क्षुत्तस्करभयजननो नीचोन्नतिसङ्करकरश्च ॥ १४ ॥

---

૧. શુક્રના મંડળનાં ફળ હવે કહે છે.

पित्र्याद्येऽवष्टब्धो हन्त्यन्येनाविकाञ्छबरशूद्रान् ।
पुण्ड्राऽपराऽन्त्यशूलिकवनवासिद्रविडसामुद्रान् ॥ १५ ॥

મઘાઆદિ પાંચ નક્ષત્ર શુક્રનું ત્રીજું મંડળ કહેવાય છે, તેમાં રહેલો શુક્ર ઉદય પામે તો ખેતીનો નાશ થાય છે અને દુકાળ તથા ચોરનો ભય થાય છે. નીચ પુરૂષોની ચડતી થાય છે, અને બ્રાહ્મણઆદિ વર્ણોનો પરસ્પર સંકર (હીન જાતીથી ભેળસેળવાળી પ્રજોત્પત્તિ) થાય છે અને તે મંડળમાં રહેલો શુક્ર બીજા ગ્રહોથી રોધ પામ્યો હોય તો તે ઘેટાના સમૂહ, સબર, શુદ્ર, પુંડ્ર, અપ્રાંસ, શૂલિક, વનવાસી, દ્રવિડ અને સમુદ્રતટે રહેનારાઓનો નાશ કરે છે. ॥ ૧૪ ॥ ૧૫ ॥

स्वात्याद्यं भत्रितयं मण्डलमेतच्चतुर्थमभयकरम् ।
ब्रह्मक्षत्रसुभिक्षाऽभिवृद्धये मित्रभेदाय ॥ १६ ॥
अत्राऽऽक्रान्ते मृत्युः किरातभर्तुः पिनष्टि चेक्ष्वाकून् ।
प्रत्यन्ताऽवन्तिपुलिन्दतङ्गणाञ्छूरसेनांश्च ॥ १७ ॥

સ્વાતિઆદિ ત્રણ નક્ષત્ર શુક્રનું ચોથું મંડળ કહેવાય છે. તે પ્રજાનો નિર્ભયકર્તા અને બ્રાહ્મણ, ક્ષત્રી તથા સુકાળની વૃદ્ધિકર્તા છે, ને પરસ્પર મિત્રોમાં ફૂટ પડાવનાર છે. એ મંડળમાં રહેલા શુક્રને જો બીજો ગ્રહ રોધે તો કિરાતના માલેકનું મૃત્યુ થાય છે, અને ઇક્ષ્વાકુ કુળ અને પ્રત્યંત દેશ, અવંતી, (માલવ) પુલિંદ, તંગણ અને સુરશેનના લોકોને ચૂર્ણ કરી નાખે છે. ॥ ૧૬ ॥ ૧૭ ॥

ज्येष्ठाद्यं पञ्चर्क्षं क्षुत्तस्कररोगदं प्रबाधयते ।
काश्मीराऽश्मकमत्स्यान् सचारुदेवीनवन्तींश्च ॥ १८ ॥
आरोहेऽत्राऽऽभीरान् द्रविडाऽम्बष्ठत्रिगर्तसौराष्ट्रान् ।
नाशयति सिन्धुसौवीरकांश्च काशीश्वरस्य वधः ॥ १९ ॥

જેષ્ઠાઆદિ પાંચ નક્ષત્ર શુક્રનું પાંચમું મંડળ કહેવાય છે. તે દુકાળ, ચોર અને રોગનો ભય ઉપજાવે છે અને કાસ્મીર, અશ્મક અને મધ્ય દેશનાવાસી તથા ચારૂદેવી નદીના તટપર રહેનારા અને અવંતી દેશવાસીને પણ પીડા કરે છે. તે મંડળમાં રહેલા શુક્રનો બીજો ગ્રહ રોધ કરે તો તે આભિર, દ્રવીડ, અંબષ્ટ, ત્રીગર્ત, સૌરાષ્ટ્ર, સિંધૂ અને સૌવિરનાં લોકોનો નાશ કરે છે તથા કાશીના રાજાનું મૃત્યુ થાય છે. ॥ ૧૮ ॥ ૧૯ ॥

षष्ठं षण्णक्षत्रं शुभमेतन्मण्डलं धनिष्ठाऽऽद्यम् ।
भूरिधनगोकुलाऽऽकुलमनल्पधान्यं क्वचित् सभयम् ॥२०॥
अत्राऽऽरोहे शूलिकगान्धाराऽवन्तयः प्रपीड्यन्ते ।
वैदेहवधः प्रत्यन्तयवनशकदासपरिवृद्धिः ॥ २१ ॥

ધનિષ્ઠાઆદિ છ નક્ષત્ર શુક્રનું છઠું મંડળ કહેવાય છે, તે શુભ છે, ધન તથા ગાયોની વૃદ્ધિ કરે છે, તેથી અનાજ ઘણું પાકે છે ને કોઈ કોઈ સ્થળે ભય થાય છે. તે મંડળમાં રહેલા શુક્રને બીજો ગ્રહ રોધ કરે તો શૂલિક, ગાંધાર અને અવંતિ દેશના લોકો પીડા પામે છે અને વિદેહવાસી મરણ પામે છે. અને પ્રત્યંત યવન, શક અને દાસની વૃદ્ધિ થાય છે ॥ ૨૦ ॥ ૨૧ ॥

अपरस्यां स्वात्याद्यं ज्येष्ठाऽऽद्यं चाऽपि मण्डलं शुभदम् ।
पित्र्याद्यं पूर्वस्यां शेषाणि यथोक्तफलदानि ॥ २२ ॥

સ્વાતીઆદિ અને જેષ્ઠાઆદિ નક્ષત્રનાં મંડળમાં શુક્ર ઉદય પામે તો પશ્ચિમ દિશામાં શુભકર્તા છે. અને મઘા નક્ષત્રઆદિ મંડળમાં શુક્ર ઉદય પામે તો પૂર્વ દિશામાં સારૂં ફળ આપેછે. બાકી રહેલાં મંડળનું ફળ પહેલાં કહેલું છે તે પ્રમાણે થાય છે. ॥ ૨૨ ॥

दृष्टोऽनस्तगतेऽर्के भयकृत् क्षुद्रोगकृत् समस्तमहः ।
अर्द्धदिवसं च सेन्दुर्नृपबलपुरभेदकृच्छुक्रः ॥ २३ ॥

સૂર્યાસ્ત થયાવિના શુક્ર દેખાય તો ભયકર્તા છે; આખો દિવસ દેખાય તો દુકાળ અને રોગની વૃદ્ધિ કરેછે; મધ્યાન્હ સમયે ચંદ્રસહિત શુક્ર દેખાય તો રાજા, તેની સેના અને નગર ( ના લોકો ) માં માંહોમાંહે ફૂટ પડે છે. ॥૨૩॥

भिन्दन् गतोऽनलर्क्षं कूलाऽतिक्रान्तवारिवाहाभिः ।
अव्यक्ततुङ्गनिम्ना समा सरिद्भिर्भवति धात्री ॥ २४ ॥

-કૃતિકા નક્ષત્રનું ભેદન કરી શુક્ર ગતિ કરે તો બેઉ કાંઠામાં સમાય નહીં એવા પ્રવાહથી વહેતી ભરપૂર નદીના જળથી ઉંચી નીચી સઘળી પૃથ્વી ઢંકાઈ જઈ જળમય દેખાય છે. અર્થાત્ એટલી વૃષ્ટિ થાય કે પૃથ્વી જળમય નજરે પડે છે. ॥ ૨૪ ॥

प्राजापत्ये शकटे भिन्ने कृत्वेव पातकं वसुधा ।
केशाऽस्थिशकलशबला कापालमिव व्रतं धत्ते ॥ २५ ॥

શુક્ર રોહિણીશકટને ભેદી ગમન કરે તો,[1] પાપ કરીને, પ્રાયશ્ચિત્ત કરતી હોય તેમ પૃથ્વી, વાળ અને હાડકાંથી વ્યાપ્ત થઈ કાપાલિક વ્રતને ધારણ કરતી હોય નહી ! તેમ દેખાય છે. સારાંશ કે ઘણા જીવ મરવાથી પૃથ્વી કેશ અને હાડકાંથી ઢંકાઈ જાય છે. ॥ ૨૫ ॥

**सौम्योपगतो रससस्यसङ्क्षयायोशना समुद्दिष्टः ।**
**आर्द्रागतस्तु कोसलकलिङ्गहा सलिलनिकरकरः ॥ २६ ॥**

મૃગશીર્ષ નક્ષત્રમાં શુક્ર હોય તો મધુરઆદિ રસ અને ખેતીની હાની કરેછે. આર્દ્રા નક્ષત્રમાં શુક્ર હોય તો કોશલ અને કલિંગ દેશનો નાશ કરેછે તથા વૃષ્ટિ ઘણી થાય છે. ॥ ૨૬ ॥

**अश्मकवैदर्भाणां पुनर्वसुस्थे सिते महाननयः ।**
**पुष्ये पुष्टा वृष्टिर्विद्याधरगणविमर्दश्च ॥ २७ ॥**

શુક્ર પૂનર્વસુ નક્ષત્રમાં રહ્યો હોય તો અશ્મક, અને વૈદર્ભ દેશમાં મોટો ઉપદ્રવ થાય છે. પુષ્ય નક્ષત્રપર આવ્યો હોય તો પુષ્કળ વૃષ્ટિ થાય છે અને વિદ્યાધરોનો સંગ્રામમાં પરાજય થાય છે. ॥ ૨૭ ॥

**आश्लेषासु भुजङ्गमदारुणपीडावहश्चरञ्छुक्रः ।**
**भिन्दन् मघां महामात्रदोषकृद्भूरिवृष्टिकरः ॥ २८ ॥**

અશ્લેષા નક્ષત્રમાં શુક્ર રહ્યો હોય તો લોકોને સર્પથી ભયંકર પીડા થાય છે. મઘા નક્ષત્રને શુક્ર ભેદે તો હાથીના મહાવતોને દોષકર્તા છે તથા વૃષ્ટિ ઘણી થાય છે. ॥ ૨૮ ॥

**भाग्ये शबरपुलिन्दप्रध्वंसकरोऽम्बुनिवहमोक्षाय ।**
**अर्यम्णे कुरुजाङ्गलपाञ्चालघ्नः सलिलदायी ॥ २९ ॥**

શુક્ર પૂર્વાફાલ્ગુનીમાં રહ્યો હોય તો શબર અને પુલિંદ જાતના ભીલોનો નાશ કરેછે અને વૃષ્ટિ ઘણી થાય છે. ઉત્તરાફાલ્ગુનીમાં રહેલો શુક્ર, કુરૂ, જાંગલ અને પંચાળ દેશના રહેનારાઓનો નાશ કરે છે. ॥ ૨૯ ॥

**कौरवचित्रकराणां हस्ते पीडा जलस्य च निरोधः ।**
**कूपकृदण्डजपीडा चित्रास्थे शोभना वृष्टिः ॥ ३० ॥**

હસ્ત નક્ષત્રમાં રહેલો શુક્ર કુરૂવંશના લોકો અને ચિતારાઓને પીડા ક-

---

૧ વૃષભ રાશિના સત્તર અંશપર ગ્રહ રહેલો હોય અને તે વખતે તેનું દક્ષિણ શર બે અંશથી અધિક હોય તો તે ગ્રહ રોહિણશકટનું ભેદન કરી શકેછે.

રેછે. તથા વૃષ્ટિનો અટકાવ કરેછે. ચિત્રામાં રહેલો શુક્ર કૂવા કરનાર અને પક્ષીઓને પીડાકર્તા થાય છે તથા વૃષ્ટિકર્તા થાય છે. ॥ ૩૦ ॥

स्वात्मा प्रभूतवृष्टिर्दूतवणिग्नाविकान् स्पृशत्यनयः।
ऐन्द्राऽग्नेऽपि सुवृष्टिर्वणिजां च भयं विजानीयात् ॥ ३१ ॥

સ્વાતીમાં શુક્ર રહ્યો હોય તો વૃષ્ટિ ઘણી થાય છે, અને દૂત, વૈશ્ય અને નાવિકને ઉપદ્રવ થાય છે. વિશાખામાં શુક્ર હોય તો વૃષ્ટિ સારી થાય અને વૈશ્યોને ભય થાય છે. ॥ ૩૧ ॥

मैत्रे क्षत्रविरोधो ज्येष्ठायां क्षत्रमुख्यसन्तापः।
मौलिकभिषजां मूले त्रिष्वपि चैतेष्वनावृष्टिः ॥ ३२ ॥

અનુરાધામાં શુક્ર હોય તો ક્ષત્રીઓમાં વિરોધ થાય છે, જ્યેષ્ઠામાં શુક્ર હોય તો ક્ષત્રીના મુખ્યવર્ગને સંતાપ થાય છે, મૂળમાં શુક્ર હોય તો મૂળ વેચનાર અને વૈદ્યને પીડા થાય છે. એ ત્રણે નક્ષત્રમાં શુક્ર હોય તો વૃષ્ટિ થતી નથી. ॥ ૩૨ ॥

आप्ये सलिलजपीडा विश्वेशे व्याधयः प्रकुप्यन्ति।
श्रवणे श्रवणव्याधिः पाषण्डिभयं धनिष्ठासु ॥ ३३ ॥

પૂર્વાષાઢામાં શુક્ર હોય તો જળના જીવ અને જળથી ઉત્પન્ન થયેલા દ્રવ્યથી લોકોને પીડા થાય છે, અથવા જળના જીવો પીડાય છે. ઉત્તરાષાઢામાં શુક્ર હોય તો બહુ રોગ થાય છે અને શ્રવણ નક્ષત્રમાં શુક્ર હોય તો કાનના રોગ વૃદ્ધિ પામે છે, ધનિષ્ઠામાં શુક્ર હોય તો, લોકોને વેદવિરુદ્ધ પાખંડીઓથી ભય થાય છે. ॥ ૩૩ ॥

शतभिषजि शौण्डिकानामजैकपे द्यूतजीविनां पीडा।
कुरुपाञ्चालानामपि करोति चाऽस्मिन् सितः सलिलम् ३४

શતભિષામાં શુક્ર હોય તો મદ્ય બનાવનારને પીડા થાય છે, અને પૂર્વાભાદ્રપદમાં હોય તો જુગારીઓને પીડા થાય છે, અને કુરૂદેશ તથા પાંચાલ દેશના વાસીઓ પીડા પામે છે તથા વૃષ્ટિ ઘણી થાય છે. ॥ ૩૪ ॥

आहिर्बुध्न्ये फलमूलतापकृद्यायिनां च रेवत्याम्।
अश्विन्यां हयपानां याम्ये तु किरातयवनानाम् ॥ ३५ ॥

શુક્ર ઉત્તરાભાદ્રપદમાં રહેલો હોય તો ફળ મૂળનો નાશ કરે છે, રેવ-

તીમાં હોય તો યાત્રા કરનાર પીડાય છે. અશ્વિનિમાં હોય તો ઘોડાના માલેક પીડાય છે અને ભરણીમાં હોય તો કિરાત અને યવનોને પીડા કરે છે. ॥ ૩૫ ॥

चतुर्दशे पञ्चदशे तथाऽष्टमे तमिस्रपक्षस्य तिथौ भृगोः सुतः।
यदा व्रजेद्दर्शनमस्तमेति वा तदा मही वारिमयीव लक्ष्यते ३६

કૃષ્ણપક્ષની ચૌદશ, અમાસ અને આઠમને દહાડે શુક્રનો ઉદય વા અસ્ત હોય તો ઘણી વૃષ્ટિ થવાથી પૃથ્વી જળમય દેખાય છે. ॥ ૩૬ ॥

गुरुर्भृगुश्चाऽपरपूर्वकाष्ठयोः
परस्परं सप्तमराशिगौ यदा।
तदा प्रजा रुग्भयशोकपीडिता
न वारि पश्यन्ति पुरन्दरोज्झितम् ॥ ३७ ॥

ગુરૂ અને શુક્ર એ બેમાંથી એક પશ્ચિમદિશાએ અને બીજો પૂર્વમાં હોય ને અન્યોન્યથી સાતમી રાશિપર રહ્યા હોય તો રોગ શોક અને ભયથી પ્રજા પીડાય છે તથા વર્ષાદ થતો નથી. ॥ ૩૭ ॥

यदा स्थिता जीवबुधाऽऽरसूर्य्यजाः
सितस्य सर्वेऽग्रपथाऽनुवर्तिनः।
नृनागविद्याधरसङ्गरास्तदा
भवन्ति वाताश्च समुच्छ्रिताऽन्तकाः॥ ३८ ॥
न मित्रभावे सुहृदो व्यवस्थिताः
क्रियासु सम्यग्न रता द्विजातयः।
न चाऽल्पमप्यम्बु ददाति वासवो
भिनत्ति वज्रेण शिरांसि भूभृताम् ॥ ३९ ॥

જો ગુરૂ, બુધ, મંગળ અને શનિ એ ચારે ગ્રહ શુક્રની આગળ ચાલે તો મનુષ્ય, નાગ અને વિદ્યાધરોને પરસ્પર યુદ્ધ થાય છે, અને પર્વત વૃક્ષ વિગેરે ઉંચા પદાર્થોને નીચે પાડે એવો પ્રચંડ વાયુ વાય છે, તથા મિત્રો પણ, સ્નેહભાવમાં સ્થિર રહેતા નથી. બ્રાહ્મણો અગ્નિહોત્ર વિગેરે ક્રિયાઓમાં સારી રીતે પ્રીતિવાળા થતા નથી; જરાપણ વર્ષાદ થતો નથી અને વિજળીથી પર્વતનાં શિખરો તૂટી પડે છે. ॥ ૩૮ ॥ ૩૯ ॥

शनैश्चरे म्लेच्छविडालकुञ्जराः खरा महिष्योऽसितधान्यसूकराः ।
पुलिन्दशूद्राश्च सदक्षिणापथाः क्षयं व्रजन्त्यक्षिमरुद्गदोद्गमैः ॥४०॥

માત્ર શનીજ શુક્રથી આગળ હોય તો, બીલાડાં, હાથી, ગર્ધવ, ભેંસ, અને કાળાં રંગનાં ધાન્ય, ભૂંડ અને પુલિંદ જાતના માણસો શૂદ્ર અને દક્ષિણ દેશવાસીઓ નેત્રરોગ અને વાયુરોગથી નાશ પામે છે. ॥ ૪૦ ॥

निहन्ति शुक्रः क्षितिजेऽग्रतः प्रजा हुताऽशशस्त्रक्षुदवृष्टितस्करैः ।
चराऽचरं व्यक्तमथोत्तरापथं दिशोऽग्निविद्युद्रजसा च पीडयेत्॥४१॥

મંગળ શુક્રની આગળ હોય તો અગ્નિ, યુદ્ધ, દુકાળ અને ચોરની પીડાથી પ્રજાનો નાશ થાય છે, ચરાચર જગત પીડા પામે છે અને ઉત્તર દિશાવાસી નાશ પામે છે. ચારે દિશામાં વિજળીઓ પડે છે અને રજની વૃષ્ટિથી લોકો દુઃખી થાય છે. ॥ ૪૧ ॥

बृहस्पतौ हन्ति पुरः स्थिते सितः
सितं समस्तं द्विजगोसुराऽऽलयान् ।
दिशं च पूर्वां करकासृजोऽम्बुदाः
गले गदा भूरि भवेच्च शारदी ॥ ४२ ॥

ગુરૂ શુક્રથી આગળ હોય તો ધોળી વસ્તુની અછત થાય છે. બ્રાહ્મણ, ગાય, દેવમંદિર અને પૂર્વ દિશામાં રહેનારા નાશ પામે છે. અને હિમકણ (બરફના કડકા) નો વર્ષાદ થાય છે તથા ગળાના રોગનો ફેલાવ અને શરદ ઋતુની ખેતી સારી થાય છે. ॥ ૪૨ ॥

सौम्योऽस्तोदययोः पुरो भृगुसुतस्याऽवस्थितस्तोयकृद्
रोगान् पित्तजकामलां च कुरुते पुणाति च ग्रैष्मिकम् ।
हन्यात् प्रव्रजिताऽग्निहोत्रिकभिषग्रङ्गोपजीव्यान् हयान्
वैश्यान् गाः सह वाहनैर्नरपतीन् पीतानि पश्चाद्दिशम् ॥ ४३ ॥

શુક્રના ઉદય વા અસ્ત વખતે જો બુધ આગળ હોય તો વૃષ્ટિ થાય છે, રોગ ફેલાય છે, અને પિત્તથી થતા કમળાના રોગ પેદા થાય છે. ઉનાળુ ધાન્યનો પાક સારો થાય છે, સંન્યાસી, અગ્નિહોત્રી, વૈદ્ય, રંગારા અને નૃત્ય કરી જીવનાર નટ વિગેરે, ઘોડા, વૈશ્ય, ગાય, વાહનસહિત રાજા, પીળી વસ્તુ અને પશ્ચિમદેશવાસી વિગેરે સઘળાનો નાશ થાય છે. ॥ ૪૩ ॥

शिखिभयमनलाभे शस्त्रकोपश्च रक्ते
कनकनिकषगौरे व्याधयो दैत्यपूज्ये ।
हरितकपिलरूपे श्वासकासप्रकोपः
पतति न सलिलं खाद्भस्मरूक्षाऽसिताऽऽमे ॥ ४४ ॥

જો શુક્રના બિંબનો રંગ અગ્નિસરખો હોય તો અગ્નિનો ભય થાય અને લાલ હોય તો પ્રજામાં યુદ્ધનો ભય થાયછે. કસોટીપર ઘસેલાં સોનાની રેખા સરખો શુક્રનો રંગ હોય તો રોગ ફેલાય છે. લીલો હોય તો, શ્વાસ અને ખાંસીનો વધારો કરેછે. ને રાખસરખો ભૂખરો અથવા કાળો શુક્રબિંબનો રંગ હોય તો આકાશમાંથી જળનું બિંદુપણ પડતું નથી. ॥ ૪૪ ॥

दधिकुमुदशशाङ्ककान्तिभृत् स्फुटविकसत्किरणो बृहत्तनुः ।
सुगतिरविकृतो जयाऽन्वितः कृतयुगरूपकरः सिताऽह्वयः ॥४५॥

દહીં, કુમુદ અને ચંદ્ર સરખી કાંતિવાળો, સ્પષ્ટ વિકાશિત કિરણવાળો, સરલ ગતિવાળો, વિકારરહિત, બીજા ગ્રહથી પરાભવ નહીં પામેલ, બીજા ગ્રહ અને નક્ષત્રોથી ઉત્તર બાજુ ચાલનાર વિશાળ બિંબવાળો શુક્ર હોય તો સત્યુગના સરખો સમય પ્રવર્તે છે. અર્થાત્ સઘળી પ્રજા ધર્મમાં તત્પર રહે ને સારી વૃષ્ટિ થાય છે. રોગ યુદ્ધ વિગેરે ઉપદ્રવોનો ભય ન થવાથી સર્વે લોકો સૂખી રહેછે. ॥ ૪૫ ॥

इति श्रीवराहमिहिरकृतौ बृहत्संहितायां शुक्रचारो
नाम नवमोऽध्यायः ।

શ્રીવરાહમિહિરાચાર્યની રચેલી બૃહત્સંહિતાનો શુક્રચારનામે નવમો અધ્યાય સંપૂર્ણ થયો.

---

## પ્રકરણ ૧૦ મું.

### શનિચાર.

श्रवणानिलहस्ताऽऽर्द्राभरणीभाग्योपगः सुतोऽर्कस्य ।
प्रचुरसलिलोपगूढां करोति धात्रीं यदि स्निग्धः ॥ १ ॥

શ્રવણ, સ્વાતી, હસ્ત, આર્દ્રા, ભરણી અને પૂર્વાફાલ્ગુની નક્ષત્રને વિષે રહેલો શનિ, રૂક્ષ ન થતાં સ્નિગ્ધ વર્ણે હોય તો સઘળી પૃથ્વીને જળથી વ્યાપ્ત કરેછે. ॥ ૧ ॥

**अहिवरुणपुरन्दरदैवतेषु सुक्षेमकृन्न चाऽति जलम् ।**
**क्षुच्छस्त्राऽवृष्टिकरो मूला प्रत्येकमपि वक्ष्ये ॥ २ ॥**

આશ્લેષા, શતભિષા અને જેષ્ઠા નક્ષત્રમાં શનિ હોય તો પ્રજાને કલ્યાણકારી છે; પરંતુ તે વેળા વૃષ્ટિ ઘણી થતી નથી. મૂળ નક્ષત્રમાં શનિ હોય તો દુકાળ અને યુદ્ધનો ભય કરેછે. ॥ ૨ ॥

**तुरगतुरगोपचारककविवैद्याऽमात्यहाऽर्कजोऽश्विगतः ।**
**याम्ये नर्तकवादकगेयज्ञक्षुद्रनैकृतिकान् ॥ ३ ॥**

શનિ અશ્વિનિ[1] નક્ષત્રમાં હોય તો ઘોડા તથા તેના ઉપચારક મનુષ્યો, કવિ, વૈદ્ય અને રાજ્યમંત્રિ વિગેરે નાશ પામે છે. ભરણીપર શનિ હોય તો, નાચનાર, વાજીંત્ર વગાડનાર, ગવૈયાઓ અને તુચ્છ સ્વભાવનાં માણસો તથા નિશાદ લોકો નાશ પામે છે. ॥ ૩ ॥

**बहुलास्थे पीड्यन्ते सौरेऽग्न्युपजीविनश्च भूपाश्च ।**
**रोहिण्यां कोसलमद्रकाशिपाञ्चालशाकटिकाः ॥ ४ ॥**

કૃતિકા નક્ષત્રપર શનિ હોય તો અગ્નિથી જીવનાર લોહાર, સોનાર વિગેરે અને સેનાપતિ પીડા પામેછે. રોહિણીપર હોય તો કોશલ, મદ્ર અને પંચાલમાં રહેનાર તથા ગાડીથી જીવનારાઓ મરણ પામેછે. ॥ ૪ ॥

**मृगशिरसि वत्सयाजकयजमानार्यजनमध्यदेशाश्च ।**
**रौद्रस्थे पारतरामठतैलिकरजकचौराश्च ॥ ५ ॥**

શનિ મૃગશર નક્ષત્રપર હોય તો વત્સ દેશનાવાસી, યજ્ઞ કરનાર અને અને કરાવનાર, આર્યજન અને મધ્યદેશ પીડા પામેછે. આર્દ્રાપર શનિ રહ્યો હોય તો પારત અને રામઠ દેશના વાસી લોકો તથા તેલી, ધોબી, રંગારા અને ચોરો પીડા પામેછે. ॥ ૫ ॥

**आदित्ये पञ्चनदप्रत्यन्तसुराष्ट्रसिन्धुसौवीराः ।**
**पुष्ये घाण्टिकघोषिकयवनवणिक्कितवकुसुमानि ॥ ६ ॥**

પુનર્વસુ નક્ષત્રપર શનિ હોય તો પંચનદ (પંજાબ) મ્લેચ્છ દેશ, સૌરાષ્ટ્ર,

---

૧ હવે પ્રત્યેક નક્ષત્રમાં રહેલા શનિનું ફળ કહેછે.

સિંધુ અને સૌવિરવાસી લોકો પીડા પામેછે. પૂષ્ય નક્ષત્રમાં હોય તો ઘંટા બ-જાવનાર અને ઘોષિક અર્થાત્ ઉપદેશ કરનારાઓ તથા વક્તાઓ અથવા છડી-દાર કે ઘોષમાં રહેનાર લોકો, યવનો, વૈશ્ય અને જુગારી તથા વેલનાં પૂષ્પ પીડા પામેછે. ॥ ૬ ॥

**सार्पे जलरुहसर्पाः पित्रो वाह्लीकचीनगान्धाराः ।**
**शूलिकपारतवैश्याः कोष्ठाऽगाराणि वणिजश्च ॥ ७ ॥**

અશ્લેષા નક્ષત્રપર શનિ હોય તો જળજીવ અને જળથી ઉત્પન્ન થયેલા દ્રવ્યો અને સર્પ પીડા પામે છે. મઘાપર શનિ હોય તો, બાહ્લિક, ચીન, ગાંધાર, શૂલીક, પારત દેશવાસીઓ, વૈશ્ય, કોઠાર અને વ્યાપારીઓ પીડા પામેછે. ॥ ૭ ॥

**भाग्ये रसविक्रयिणः पण्यस्त्रीकन्यका महाराष्ट्राः ।**
**आर्य्यम्णे नृपगुडलवणभिक्षुकाम्बूनि तक्षशिला ॥ ८ ॥**

પૂર્વાફાલ્ગુનિ નક્ષત્રપર શનિ હોય તો રસ વેચનાર, વેશ્યા, કન્યા અને મહારાષ્ટ્ર દેશમાં રહેનારાઓ, પીડા પામેછે. ઉત્તરાફાલ્ગુનીમાં શનિ હોય તો રાજા, ભિક્ષુક, અને તક્ષશિલ નગરીના વાસી પીડા પામેછે. તથા ગોળ, મીઠું અને પાણીની તંગી રહેછે. ॥ ૮ ॥

**हस्ते नापितचाक्रिकचौरभिषक् सूचिकद्विपग्राहाः ।**
**वन्धक्यः कौसलका मालाकाराश्च पीड्यन्ते ॥ ९ ॥**

હસ્ત નક્ષત્રપર શનિ હોય તો નાઇ, કુંભાર, તેલી, ચોર, વૈદ્ય, દરજી, હાથી પકડનાર, વ્યભિચારણી સ્ત્રીયો, કોશલ દેશવાસી અને માળી પીડા પામેછે. ॥૯॥

**चित्राऽऽस्थे प्रमदाजनलेखकचित्रज्ञचित्रभाण्डानि ।**
**स्वात्यां मागधचरदूतसूतपोतप्लवनटाद्याः ॥ १० ॥**

ચિત્રા નક્ષત્રપર શનિ હોય તો સ્ત્રી, લેખક ને ચિત્રકાર, પીડા પામેછે અને અનેક પ્રકારના દ્રવ્યની અછત થાયછે. સ્વાતી નક્ષત્રપર શનિ હોય તો મગધ દેશવાસી, ગુપ્તચાર, કાસદ, કથા કહેનાર પુરાણી અને રથ હાંકનાર તથા વહા-ણની મુસાફરી કરનારા અને નટ વિગેરે પિડા પામેછે. ॥ ૧૦ ॥

**ऐन्द्राऽग्नाऽऽख्ये त्रैगर्तचीनकौलूतकुङ्कुमं लाक्षा ।**
**सस्यान्यथ मांजिष्टं कौसुंभं च क्षयं याति ॥ ११ ॥**

વિશાખા નક્ષત્રપર શનિ હોય તો ત્રિગર્ત, ચીન અને કુલુત દેશના વાસી નાશ પામેછે. તથા કેસર, લાખ, મજીઠ, કસુંબી વસ્ત્ર અને ખેતીની અછત થાયછે. ॥ ૧૧ ॥

**मैत्रे कुलूततङ्गणखसकाश्मीराः समन्त्रिचक्रचराः ।**
**उपतापं यान्ति च घाण्टिका विभेदश्च मित्राणाम् ॥ १२ ॥**

અનુરાધા નક્ષત્રપર શનિ હોય તો કુલુત, તંગણ, ખેશ અને કાશ્મીરના રહેનારાઓ, રાજમંત્રીઓ, કુંભાર, તેલી અને ઘંટા બજાવનાર વિગેરે પીડાય છે. અને મિત્રોમાં માંહેમાંહે દ્વેષ થાયછે. ॥ ૧૨ ॥

**ज्येष्ठासु नृपपुरोहितनृपसत्कृतशूरगणकुलश्रेण्यः ।**
**मूले तु काशिकोसलपाञ्चालफलौषधीयोधाः ॥ १३ ॥**

જેષ્ઠા નક્ષત્રમાં શનિ હોય તો રાજા તેમના પુરોહિત તથા રાજાએ સ્વીકાર કરેલા પુરૂષો, શૂરાઓ, કુલિન અને સરખી જાતીના પુરૂષો પીડા પામેછે. મૂળ નક્ષત્રપર શનિ હોય તો કાશી, કોશલ અને પંચાળ દેશનાવાસી અને યુદ્ધમાં કુશળ પુરૂષો પીડાય છે તથા ફળ અને ઔષધીઓની અછત થાયછે. ॥ ૧૩ ॥

**आप्येऽङ्गवङ्गकोसलगिरिव्रजा मगधपुण्ड्रमिथिलाश्च ।**
**उपतापं यान्ति जना वसन्ति ये तामलिप्त्यां च ॥ १४ ॥**

પૂર્વાષાઢા નક્ષત્રપર શનિ હોય તો અંગ, બંગ, કોશલ, ગીરિવ્રજ ( પહાડી મુલકો ) મગધ, પુંડ્ર અને મિથિલાવાસી તથા તામ્રલીપ્ત નગરીમાં રહેનારાઓ પરીતાપ પામેછે. ॥ ૧૪ ॥

**विश्वेश्वरेऽर्कपुत्रश्चरन्दशार्णान्निहन्ति यवनांश्च ।**
**उज्जयनीं शबरान् पारियात्रिकान् कुन्तिभोजांश्च ॥ १५ ॥**

ઉત્તરાષાઢા નક્ષત્રપર શનિ હોય તો દશાર્ણ દેશવાસી, યવન, ઉજ્જન પુરીમાં રહેનારા, શબર અને પારિયાત્ર પર્વત તથા કુંતીભોજ દેશમાં રહેનારાઓ નાશ પામેછે. ॥ ૧૫ ॥

**श्रवणे राजाऽधिकृतान्विप्राग्र्यभिषक् पुरोहितकलिङ्गान् ।**
**वसुभे मगधेशजयो वृद्धिश्च धनेष्वधिकृतानाम् ॥ १६ ॥**

શ્રવણ નક્ષત્રપર શનિ હોય તો રાજાના અધિકારી, ઉત્તમ બ્રાહ્મણ, વૈદ્ય,

પુરોહિત અને કલિંગ દેશના રહેનાર પીડા પામેછે. ધનિષ્ઠા નક્ષત્રપર શનિ હોય તો મગધ દેશનો રાજા જય પામેછે અને ધન ખાતાના અધિકારીઓની વૃદ્ધિ થાયછે. ॥ ૧૬ ॥

**साऽजे शतभिषजि भिषक् कविशौण्डिकपण्यनीतिवार्तानाम् ।**
**आहिर्बुध्न्ये नद्यो यानकराः स्त्री हिरण्यं च ॥ १७ ॥**

સતભિષા અને પૂર્વાભાદ્રપદ નક્ષત્રપર શનિ હોય તો વૈદ્ય કવિ, મદ્ય બનાવનાર, વ્યાપારી અને નીતિશાસ્ત્રપર આજીવિકા કરનાર પીડા પામે છે. ઉત્તરાભાદ્રપદપર શનિ હોય તો નદીના તટપર રહેનારા, રથ, ગાડી વિગેરે બનાવનાર, સ્ત્રીઓ અને સૂવર્ણનો નાશ થાય છે, ॥ ૧૭ ॥

**रेवत्यां राजभृताः क्रौञ्चद्वीपाऽऽश्रिताः शरत्सस्यम् ।**
**शबराश्च निपीड्यन्ते यवनाश्च शनैश्चरे चरति ॥ १८ ॥**

રેવતી નક્ષત્રપર શનિ હોય તો રાજાના આશ્રિત પુરૂષો તથા ક્રૌંચ દ્વીપમાં રહેનારા, શરદ્ ઋતુની ખેતી, શબર, અને યવનો પીડા પામે છે. ॥૧૮॥

**यदा विशाखासु महेन्द्रमन्त्री सुतश्च भानोर्दहनर्क्षयातः ।**
**तदा प्रजानामनयोऽतिघोरः पुरप्रभेदो गतयोर्भमेकम् ॥१९॥**

વિશાખાપર ગુરૂ અને કૃતિકાપર શનિ હોય તો પ્રજામાં અત્યંત ભયંકર અન્યાય અર્થાત્ અનિતી પ્રવર્તે છે. અને જો ગુરૂ તથા શનિ બંને એક નક્ષત્રપર હોય તો, નગરમાં રહેનારાઓને અન્યોન્ય દ્વેષ થાય છે.[1] ॥ ૧૯ ॥

**अण्डजहा रविजो यदि चित्रः क्षुद्भयकृद्यदि पीतमयूखः ।**
**शस्त्रभयाय च रक्तसवर्णो भस्मनिभो बहुवैरकरश्च ॥ २० ॥**

જો શનિનો રંગ વિચિત્ર અર્થાત્ અનેક જાતનો હોય તો પક્ષીઓનો નાશ થાય છે, શનિનો રંગ પીળો હોય તો દુકાળ પડે છે, લાલ રંગ હોય તો યુદ્ધથી ભય થાય છે, ને ભસ્મ સરખો ભૂખરો રંગ હોય તો પ્રજામાં ઘણું વૈર બંધાય છે. ॥ ૨૦ ॥

**वैडूर्यकान्तिरमलः शुभदः प्रजानां**
**बाणाऽतसीकुसुमवर्णनिभश्च शस्तः ।**

---

૧ દેવલ મુનિ કહે છે કે દ્વિસ્વભાવ રાશિમાં ગુરૂ અને શનિ સાથે રહેલ હોય તોપણ પ્રજામાં ઘણા ઉપદ્રવો થાય છે.

**पश्चाऽपि वर्णमुपगच्छति तत्सवर्णान्**
**सूर्य्याऽऽत्मजः क्षपयतीति मुनिप्रवादः ॥ २१ ॥**

નીલમણી સરખી શનિની કાંતિ હોય, ને બિંબ નિર્મળ હોય તો પ્રજાને સારૂં ફળ આપે છે અને બનીપુષ્પ જેવો શ્યામ અથવા અળશીનાં ફૂળ સરખું નીલ વર્ણનું શનિબિંબ હોય તો પણ શ્રેષ્ઠ છે. જે રંગનો શનિ હોય તે સરખા રંગવાળા વર્ણનો તે નાશ કરેછે. એમ (ગર્ગાદિ) મુનિઓનું કહેવું છે.[1] ॥ ૨૧ ॥

**इति श्रीवराहमिहिरकृतौ बृहत्संहितायां**
**शनैश्चरचारोनाम दशमोऽध्यायः ।**

શ્રીવરાહમિહિરાચાર્યની રચેલી બૃહત્સંહિતાનો શનિચારનામે
દશમો અધ્યાય સંપૂર્ણ થયો.

---

## પ્રકરણ ૧૧ મું.

### કેતુચાર.

**मार्गीयं शिखिचारं पाराशरमसितदेवलकृतं च ।**
**अन्यांश्च बहून्दृष्ट्वा क्रियतेऽयमनाकुलश्चारः ॥ १ ॥**

ગર્ગ, પરાશર, અશિત, દેવલ, કશ્યપ, ઋષિપુત્ર, નારદ અને વજ, આદિ ઘણા મુનિઓના રચેલા કેતુચાર જોઈને સંદેહરહિત આ કેતુચાર હું કહું છું. ॥૧॥

**दर्शनमस्तमयो वा न गणितविधिनाऽस्य शक्यते ज्ञातुम् ।**
**दिव्याऽन्तरिक्षभौमास्त्रिविधाः स्युः केतवो यस्मात् ॥ २ ॥**

કેતુના ઉદય અસ્ત, **દિવ્ય આંતરિક્ષ** અને **ભૌમ** એ ત્રણ પ્રકારના હોવાથી ગણિતથી જાણી શકાતા નથી.[2] ગ્રહ નક્ષત્રનાં સ્થાન છોડી બીજે ઠેકાણે આકાશમાં ઉગે છે તેને આંતરિક્ષ કેતુ કહે છે અને ભૂમીપર જે કેતુ હોય છે તેને ભૌમકેતુ કહે છે. ॥ ૨ ॥

---

૧ શ્વેત હોય તો બ્રાહ્મણ, રક્ત હોય તો ક્ષત્રી, પીળો હોય તો વૈશ્ય અને શ્યામ હોય તો શૂદ્રનો નાશ કરે છે.

૨ ગ્રહ નક્ષત્ર વિગેરે જ્યાં ઉગે છે ત્યાં ઉદય પામનાર કેતુ દિવ્ય કહેવાયછે.

अहुताऽशेऽनलरूपं यस्मिंस्तत् केतुरूपमेवोक्तम् ।
खद्योतपिशाचाऽऽलयमणिरत्नाऽऽदीन् परित्यज्य ॥ ३ ॥

પતંગીયા, પિશાચસ્થાન, ચંદ્રકાંત આદિ મણી અને પદ્મરાગ આદિ રત્નો (તથા કેટલાંએક કાષ્ટો) શિવાય અગ્નિવિના જેમાં અગ્નિ દેખાય તે કેતુ-રૂપજ કહેવાય છે. ॥ ૩ ॥

ध्वजशस्त्रभवनतरुतुरगकुञ्जराऽऽद्येष्वथाऽन्तरिक्षास्ते ।
दिव्या नक्षत्रस्था भौमाः स्युरतोऽन्यथा शिखिनः ॥ ४ ॥

ધ્વજા, હથિયાર, ઘર, વૃક્ષ, ઘોડા અને હાથી વિગેરેમાં જો અગ્નિ દેખાય તો તે **આંતરિક્ષકેતુ** કહેવાય છે. નક્ષત્રમંડળમાં રહેલા **કેતુ દિવ્ય** કહેવાય છે. અને તે શિવાય પૃથ્વિપર દેખાય તે **ભૌમ** કેતુ છે. ॥ ૪ ॥

शतमेकाऽधिकमेके सहस्रमपरे वदन्ति केतूनाम् ।
बहुरूपमेकमेव प्राऽऽह मुनिर्नारदः केतुम् ॥ ५ ॥

કેટલાએક ઋષિ[1] કહે છે કે કેતુ એકશોને એક છે. અને બીજા[2] કહે છે કે એક હજાર કેતુ છે. અને નારદ મુનિ કહે છે કે એકજ કેતુ (દિવ્ય આંતરિક્ષ વિગેરે) અનેક રૂપે (કરીને ઉદય અસ્ત થાય) છે. ॥ ૫ ॥

यद्येको यदि बहवः किमनेन फलं तु सर्वथा वाच्यम् ।
उदयाऽस्तमयैः स्थानैः स्पर्शैराधूमनैर्वर्णैः ॥ ६ ॥

કેતુ એક અથવા ઘણા હો, એ નિર્ણયની આપણે કાંઈ જરૂર નથી; માત્ર કેતુના ઉદય અસ્ત, આકાશમાં રહેલા ગ્રહનક્ષત્રોને તેના સ્પર્શ, આધુમન અર્થાત્ કેતુની શિખાથી કયા ગ્રહ અને નક્ષત્રો અભિધુમન (તપ્ત) થયા તે અને તેનો રંગ કેવો હતો તથા તેણે કયા ગ્રહ નક્ષત્રનો સ્પર્શ કર્યો તે ફળજ મારે સર્વથા કહેવું જોઈએ. ॥ ૬ ॥

यावन्त्यहानि दृश्यो मासास्तावन्त एव फलपाकः ।
मासैरब्दांश्च वदेत् प्रथमात्पक्षत्रयात् परतः ॥ ७ ॥

જેટલા દિવસ કેતુ દેખાય એટલા માસ સૂધી તે ફળ આપે છે. તેજ રીતે મહિનાથી વર્ષનું ફળ કહેવું. એટલે જેટલા માસ કેતુ દેખાય તેટલા વર્ષ સૂધી તેનું ફળ થાય છે. કેતુના ઉદયના દિવસથી ૪૫ દિવસ પછી કેતુનું ફળ થવામાંડે છે. એટલે પહેલે ત્રણ પખવાડીયામાં કેતુનું ફળ કંઈ થતું નથી. ॥ ૭ ॥

---

૧ પરાશરાદિ, ૨ ગર્ગ વિગેરે.

ह्रस्वस्तनुः प्रसन्नः स्निग्धस्त्वृजुरचिरसंस्थितः शुक्लः ।
उदितो वाऽप्यभिवृष्टः सुभिक्षसौख्याऽऽवहः केतुः ॥ ८ ॥

ટુંકો, પાતળો, નિર્મળ, સ્નિગ્ધ અને સિદ્ધો તથા ઉજ્વળ વર્ણ કેતુ થોડીવાર દેખાય અને જેનો ઉદય થતાંજ વૃષ્ટિ થાય તે કેતુ પ્રજામાં સુકાળ અને સુખકર્તા છે. ॥ ૮ ॥

उक्तविपरीतरूपो न शुभकरो धूमकेतुरुत्पन्नः ।
इन्द्राऽयुधाऽनुकारी विशेषतो द्वित्रिचूलो वा ॥ ९ ॥

(પહેલાં ટુંકો અને પાતળો તથા ઉજ્વળ વર્ણ વિગેરે જે શુભરૂપ કેતુ કહ્યો) તેથી જે ઉલટો હોય (એટલે લાંબો જાડો અને શ્યામ કેતુ હોય) તો અશુભ ફળકર્તા છે. અને ઇંદ્રધનુષ સરખા આકારનો હોય તે પણ અશુભ છે. અને જે કેતુની બે ત્રણ શિખા હોય તે વિશેષે કરી અશુભ ફળ આપનાર થાય છે. ॥ ૯ ॥

हारमणिहेमरूपाः किरणाऽऽख्याः पञ्चविंशतिः सशिखाः ।
प्रागपरदिशोर्दृश्या नृपविरोधाऽऽवहा रविजाः ॥ १० ॥

મોતીની માળા, ચંદ્રકાંતઆદિ મણિ અને સૂવર્ણ સરખા રંગના, શિખાવાળા, કિરણ નામના ૨૫ કેતુ સૂર્યના પુત્ર છે. તે પૂર્વમાં વા પશ્ચિમ દિશામાં દેખાય તો રાજાઓને પરસ્પર વિરોધ કરાવે છે,[૧] ॥ ૧૦ ॥

शुकदहनबन्धुजीवकलाक्षाऽक्षतजोपमा हुताशसुताः ।
आग्नेय्यां दृश्यन्ते तावन्तस्तेऽपि शिखिभयदाः ॥ ११ ॥

શુક, અગ્નિ, બંધુજીવ અર્થાત્ બપોરીયો અથવા ગલતુરાનાં ફૂલ, લાંખ અને લોહીસરખા વર્ણવાળા તેટલાજ (૨૫) કેતુ અગ્નિના પુત્ર છે, તે અગ્નિખૂણામાં દેખાય તો લોકોમાં અગ્નિનો ભય થાય છે. ॥ ૧૧ ॥

वक्रशिखा मृत्युसुता रूक्षाः कृष्णाश्च तेऽपि तावन्तः ।
दृश्यन्ते याम्यायां जनमरणाऽऽवेदिनस्ते च ॥ १२ ॥

વાંકી શિખાવાળા, રૂક્ષ, અને શ્યામવર્ણ (૨૫) તેટલાજ કેતુ મૃત્યુના પુત્ર છે. તે દક્ષિણ દિશાએ દેખાય છે ત્યારે તે એવી સૂચના કરે છે કે પ્રજામાં મહામારી (મરકી) ચાલશે. ॥ ૧૨ ॥

---

૧ એ પચીસ કેતુ સઘળા સાથે દેખાતા નથી માત્ર તેમાંનો એકાદ દેખાય છે. એ રીતે આગળ પણ જાણવું.

दर्पणवृत्ताऽकारा विशिखाः किरणाऽन्विता धरातनयाः ।
क्षुद्भयदा द्वाविंशतिरैशान्यामम्बुतैलनिभाः ॥ १३ ॥

દર્પણની પેઠે ગોળાકાળ શિખાવિનાના કિરણયુક્ત ૨૨ કેતુ ભૂમિના પૂત્ર છે. તે ઈશાન કોણમાં ઉદય પામે છે. તેનો વર્ણ, તેલ અથવા જળ સરખો હોય છે. તે દુકાળનો ભય કરનાર છે. ॥ ૧૩ ॥

शशिकिरणरजतहिमकुमुदकुन्दकुसुमोपमाः सुताः शशिनः ।
उत्तरतो दृश्यन्ते त्रयः सुभिक्षाऽवहाः शिखिनः ॥ १४ ॥

ચંદ્રકિરણ, રૂપું, હિમ (બરફ) કુમુદ અને કુંદ (ડોલર) પુષ્પ સરખા વર્ણવાળા ૩ કેતુ ચંદ્રના પુત્ર છે, તે ઉત્તર દિશામાં ઉદય પામે છે; ત્યારે તેથી સુકાળ થાય છે. ॥ ૧૪ ॥

ब्रह्मसुत एक एव त्रिशिखो वर्णैस्त्रिभिर्युगाऽन्तकरः ।
अनियतदिक्सम्भवो विज्ञेयो ब्रह्मदण्डाऽऽख्यः ॥ १५ ॥

ત્રણ રંગની ત્રણ શીખાવાળો એક કેતુ બ્રહ્માનો પુત્ર છે. તેના ઉદય-માટે નિયમિત દિશા નથી. ગમે તે દિશામાં ઉદય પામે છે. તે બ્રહ્મદંડ નામનો કેતુ કહેવાય છે ને તેના ઉદયથી પ્રજાનો ક્ષય થાય છે. ॥ ૧૫ ॥

शतमभिहितमेकसमे तमेतदेकेन विरहितान्यस्मात् ।
कथयिष्ये केतूनां शतानि नव लक्षणैः स्पष्टैः ॥ १६ ॥

એકશોએક કેતુનાં લક્ષણ અને ફળ કહ્યાં, હવે આઠસો નવાણું કેતુનાં લક્ષણ સ્પષ્ટ રીતે કહીએ છીએ. ॥ ૧૬ ॥

सौम्यैशान्योरुदयं शुक्रसुता यान्ति चतुरशित्याख्याः ।
विपुलसिततारकास्ते स्निग्धाश्च भवन्ति तीव्रफलाः ॥ १७ ॥

જે ઉત્તર અને ઈશાન કોણમાં ઉદય પામે છે અને જેમનો તારો મોટો, ગૌરવર્ણ અને સ્નિગ્ધ હોય છે તે ૮૪ કેતુ શુક્રના પુત્ર છે, તેનાં નામ પણ **ચોરાસી** કેતુ છે, તે (ઉદય પામે તો) અશુભ ફળ આપે છે.[1] ॥ ૧૭ ॥

स्निग्धाः प्रभासमेता द्विशिखाः षष्टिः शनैश्चराऽङ्गरुहाः ।
अतिकष्टफला दृश्याः सर्वत्रैते कनकसंज्ञाः ॥ १८ ॥

---

૧ ગર્ગમુનિએ શુક્રના ચોરાશી પુત્ર કેતુનું નામ વિસર્પક આપ્યું છે.

સ્નિગ્ધ કાન્તિયુક્ત, એ શિખાવાળા **કનક** નામના ૬૦ કેતુઓ સઘળી દિશામાં ઉદય પામે છે તે શનિશ્ચરના પુત્ર કહેવાય છે. એમનો ઉદય હોય તો તેઓ અત્યંત અશુભ ફળ આપે છે. ॥ ૧૮ ॥

**विकचा नाम गुरुसुताः सितैकताराः शिखापरित्यक्ताः ।**
**षष्टिः पञ्चभिरधिका स्निग्धा याम्याऽश्रिताः पापाः ॥१९॥**

**વિકચ** નામના ૬૫ કેતુઓ બૃહસ્પતિના પુત્ર છે, તેમનો એકજ તારો હોય છે અને વર્ણે ગોરા હોય છે. તેમને શીખા હોતી નથી. ને તે સ્નિગ્ધ હોય છે, તેઓ દક્ષિણ દિશામાં ઉદય પામે છે. ને તે અનિષ્ટ ફળ આપનારા છે. ॥૧૯॥

**नातिव्यक्ताः सूक्ष्मा दीर्घाः शुक्ला यथेष्टदिक्प्रभवाः ।**
**बुधजास्तस्करसंज्ञाः पापफलास्त्वेकपञ्चाशत् ॥ २० ॥**

**તસ્કર** નામના ૫૧ કેતુ બુધના પુત્ર છે તે ઘણા સુક્ષ્મ હોવાથી સ્પષ્ટ દેખાતા નથી; તે લાંબા અને ગૌરવર્ણ છે અને ગમે તે દિશામાં ઉદય પામે છે, તેના ઉદયથી માઠું ફળ ઉપજે છે. ॥ ૨૦ ॥

**क्षतजाऽनलानुरूपास्त्रिचूलताराः कुजाऽत्मजाः षष्टिः ।**
**नाम्ना च कौङ्कुमास्ते सौम्याऽशासंस्थिताः पापाः ॥२१॥**

**કૌંકુમ** નામના ૬૦ કેતુ મંગળના પુત્ર છે. જેનો લોહી અને અગ્નિ સરખો અતિરક્તવર્ણ છે. તે તારાને ત્રણ શિખા હોય છે ને તે ઉત્તર દિ-શામાં ઉદય પામે છે. તે જ્યારે દેખાય છે ત્યારે તેથી અનિષ્ટ ફળ થાય છે. ॥૨૧॥

**त्रिंशत्यधिका राहोस्ते तामसकीलका इति ख्याताः ।**
**रविशशिगा दृश्यन्ते तेषां फलमर्कचारोक्तम् ॥ २२ ॥**

**તામસકીલક** નામના ૩૩ કેતુ રાહુના પુત્ર છે, ને સૂર્ય અને ચંદ્રબિંબમાં તે દેખાય છે. તેનું ફળ સૂર્યચાર નામના ત્રીજા અધ્યાયમાં કહ્યું છે તેપ્રમાણે થાય છે. ॥ ૨૨ ॥

**विंशत्याऽधिकमन्यच्छतमग्निविश्वरूपसंज्ञानाम् ।**
**तीव्राऽनलभयदानां ज्वालामालाऽकुलतनूनाम् ॥ २३ ॥**

**વિશ્વરૂપ** નામના ૧૨૦ કેતુ અગ્નિના પુત્ર છે તેનો તારો ચોતરફ અગ્નિ-જ્વાળાથી વ્યાપ્ત હોય છે, તેના ઉદયથી લોકોને અગ્નિનો અતિભય થાય છે. ॥૨૩॥

**श्यामाऽरुणा वितारश्चामररूपा विकीर्णदीधितयः ।**
**अरुणाऽख्या वायोः सप्तसप्ततिः पापदाः परुषाः ॥ २४ ॥**

અરૂણ નામે ૭૭ કેતુ વાયુના પુત્ર છે; તેમનો તારો હોતો નથી, પણ માત્ર ચામરસરખી શીખાઓજ હોય છે. તેનાં કિરણો ચોતરફ ફેલાય છે, તેનો રંગ શ્યામ, લાલ અને રૂક્ષ હોય છે. તે ઉદય પામે તો અશુભ ફળ કરે છે.[1] ॥ ૨૪ ॥

तारापुञ्जनिकाशा गणका नाम प्रजापतेरष्टौ ।
द्वे च शते चतुरधिके चतुरश्रा ब्रह्मसन्तानाः ॥ २५ ॥

તારાના સમૂહ સરખા આકારના **ગણક** નામના આઠ કેતુ પ્રજાપતિના પુત્ર છે, તે અશુભ ફળ આપનાર છે. અને ચોખંડા આકારના **ચતુરશ્ર** નામના ૨૦૪ કેતુ બ્રહ્માના પુત્ર છે. (તેનું ફળ પણ ગર્ગમુનિએ અશુભ કહ્યું છે.) ॥૨૫॥

कङ्का नाम वरुणजा द्वात्रिंशद्वंशगुल्मसंस्थानाः ।
शशिवत् प्रभासमेतास्तीव्रफलाः केतवः प्रोक्ताः ॥ २६ ॥

કંક નામના ૩૨ કેતુ વરૂણના પુત્ર છે, તેમનો આકાર વાંસની કાતળી સરખો છે, ને કાંતિ ચંદ્ર સરખી છે. તેના ઉદયથી અતિઅશુભ ફળ થાય છે.૨॥૬॥

षण्णवतिः कालसुताः कबन्धसंज्ञाः कबन्धसंस्थानाः ।
चण्डा भयप्रदाः स्युर्विरूपताराश्च ते शिखिनः ॥ २७ ॥

**કબંધ** નામના ૯૬ કેતુ કાળના પુત્ર છે; તે માથાવગરનાં ધડસરખા આકારના છે, તેનો તારો સ્પષ્ટ દેખાતો નથી. તેનો ઉદય હોય તો પુંડ્રદેશ શિવાય સર્વ દેશમાં ભય થાય છે. ॥ ૨૭ ॥

शुक्लविपुलैकतारा नव विदिशां केतवः समुत्पन्नाः ।
एवं केतुसहस्रं विशेषमेषामतो वक्ष्ये ॥ २८ ॥

ગૌરવર્ણ ને એક કિરણયુક્ત ૯ કેતુનો કોણમાંથી ઉદય થાય છે. (તે **નવ** કેતુ કહેવાય છે.) (તેના ઉદયથી સારૂં ફળ થતું નથી.) એ રીતે હજાર કેતુના ભેદ કહ્યા હવે તેમનાં વિશેષ લક્ષણ કહું છું[2]. ॥ ૨૮ ॥

उदगायतो महान् स्निग्धमूर्तिरपरोदयो वसाकेतुः ।
सद्यः करोति मरणं सुभिक्षमप्युत्तमं कुरुते ॥ २९ ॥

---

૧ જે કેતુઓની ઉદય દિશા કહી નથી તે સઘળી દિશામાં ઉદય પામે છે એમ જાણવું.

૨ એક હજાર કેતુઓમાંના સઘળા દેખાતા નથી માત્ર કોઈકજ દેખાય છે. જે જે દેખાય છે તેનાં લક્ષણ કહે છે.

પશ્ચિમ દિશામાં ઉદય પામ્યો હોય અને ઉત્તર બાજુ લાંબો તથા મોટો હોય અને નિર્મળ દેખાય તે **વસા**કેતુ કહેવાય છે. તે ઉદય થતાંજ લોકમાં મરકી ચાલે છે અને સુકાળ થાય છે. ॥ ૨૯ ॥

**तल्लक्षणोऽस्थिकेतुः स तु रूक्षः क्षुद्भयाऽवहः प्रोक्तः ।**
**स्निग्धस्तादृक् प्राच्यां शस्त्राऽख्यो डमरभरणाय ॥ ३० ॥**

વસાકેતુ જેવાંજ જેનાં સઘળાં લક્ષણ હોય તથા રૂક્ષ હોય તે **અસ્થિ**-કેતુ કહેવાય છે; તેના ઉદયથી દુકાળ પડે છે. વસાકેતુ સરખો છતાં જે સ્નિગ્ધ હોય ને પૂર્વ દિશામાં ઉદય પાયેલ હોય તો તે શસ્ત્રકેતુ કહેવાય છે. તેના ઉદયથી લોકોમાં યુદ્ધ ને કલહ થાય છે અને મરકી ચાલે છે. ॥ ૩૦ ॥

**दृश्योऽमावास्यायां कपालकेतुः सधूम्ररश्मिशिखः ।**
**प्राग्नभसोऽर्द्धविचारी क्षुन्मरणाऽवृष्टिरोगकरः ॥ ३१ ॥**

અમાંસને દિવસે ઉદય પામે અને જેનાં કિરણોની કાંતિ ધૂમ્રવર્ણી હોય, તથા જે અરધા આકાશ સૂધી ચાલતો હોય તે **કપાળ**કેતુ કહેવાય છે. તેના ઉદયથી લોકમાં દુકાળ, મહામારી ( મરકી ) અને રોગની વૃદ્ધિ થાય છે. ॥૩૧॥

**प्राग्वैऽश्वानरमार्गे शूलाऽग्रः श्यावरूक्षताम्राऽर्चिः ।**
**नभसस्त्रिभागगामी रौद्र इति कपालतुल्यफलः ॥ ३२ ॥**

જે કેતુ પૂર્વદિશામાં ઉદય પામે ને અગ્નિમાર્ગે અર્થાત્ શુક્રના ચારમાં પૂર્વાષાઢા અને ઉત્તરાષાઢા નક્ષત્રની જે દહનવિથી કહી છે તેમાં દેખાય, અને જેમની શિખાનો અગ્રભાગ ત્રિશૂળ સરખો તથા રૂક્ષ અને તામ્રવર્ણ હોય અને આકાશના ત્રીજા ભાગમાં ગમન કરે તે **રૌદ્ર**કેતુ કહેવાય છે. તેના ઉદયથી કપાળકેતુ સરખું ફળ થાય છે. અર્થાત્ દુકાળ મરકી અને રોગ ફેલાય છે. ॥ ૩૨ ॥

**अपरस्यां चलकेतुः शिखया याम्याऽग्रयाऽङ्गुलोच्छ्रितया ।**
**गच्छेद्यथा यथोदक् तथातथा दैर्घ्यमायाति ॥ ३३ ॥**
**सप्तमुनीन् संस्पृश्य ध्रुवमभिजितमेव च प्रतिनिवृत्तः ।**
**नभसोऽर्द्धमात्रमित्वा याम्येनाऽस्तं समुपयाति ॥ ३४ ॥**
**हन्यात् प्रयागकूलाद् यावदवन्तीं च पुष्कराख्यं च ।**
**उदगपि च देविकामपि भूयिष्ठं मध्यदेशाख्यं ॥ ३५ ॥**

अन्यानपि च स देशान् क्वचित् क्वचिद्धन्ति रोगदुर्भिक्षैः ।
दश मासान् फलपाकोऽस्य कैश्चिदष्टादश प्रोक्तः ॥ ३६ ॥

**ચળ**કેતુ દક્ષિણમાં ઉદય પામેછે, તેની શિખાનો અગ્રભાગ દક્ષિણબાજુ હોય છે, ને તે એક આંગળ ઉંચી હોયછે; જેમ જેમ તે ઉત્તર દિશામાં જાયછે તેમ તેમ તેની શિખા લાંબી થતી જાયછે. તે સપ્તઋષિ, ધ્રુવ અને અભિજીત્ નક્ષત્રનો સ્પર્શ કરી પાછો ફરેછે ને અરધા આકાશમાં જઈ દક્ષિણ દિશામાં અસ્ત પામેછે. તે **ચળ**કેતુ ઉગે તો પ્રયાગના કિનારાથી આરંભી અવંતીપર્યંતના દેશ અને પૂષ્કર, ઉત્તર દિશામાં દેવીકા નદીપર્યંતના દેશનો, અને ઘણુંકરી મધ્યદેશનો નાશ કરેછે. બીજા દેશોનો પણ રોગ અને દુકાળથી કોઈ કોઈ સ્થળે નાશ કરેછે. તેનું ફળ ઉદય થયા બાદ ત્રણ પખડીયાં પછી દશ માસ સૂધી થતું રહેછે. અને કેટલાક મુનિઓ તેનું ફળ અઢાર માસ સુધી થાયછે એવું કહેછે.[1] ॥ ૩૩ ॥ ૩૪ ॥ ૩૫ ॥ ૩૬ ॥

प्रागर्द्धरात्रदृश्यो याम्याऽग्रः श्वेतकेतुरन्यश्च ।
क इति युगाऽऽकृतिरपरे युगपत्तौ सप्तदिनदृश्यौ ॥ ३७ ॥
स्निग्धौ सुभिक्षशिवदावथाऽधिकं दृश्यते कनामा यः ।
दश वर्षाण्युपतापं जनयति शस्त्रप्रकोपकृतम् ॥ ३८ ॥

પૂર્વદિશામાં અધ્યરાત્રે **શ્વેત**કેતુ ઉદય પામે છે. તેની શિખાનો અગ્રભાગ દક્ષિણ તરફ હોય છે અને બીજો પશ્ચિમ દિશામાં ક નામનો કેતુ જેનો આકાર ધોસરા સરખો છે તે ઉગેછે. એ બંને તારા એક વખતે સાથેજ ઉદય પામેછે અને તે સાત દિવસ સૂધી દેખાય છે. એ સ્નિગ્ધ હોય તો પ્રજાંમાં સુકાળ અને કલ્યાણકારી છે. અને ક નામનો કેતુ સાત દિવસ ઉપરાંત દેખાય તો દશ વર્ષસૂધી પ્રજામાં યુદ્ધનો ઉપદ્રવ રહેછે. ॥ ૩૭ ॥ ૩૮ ॥

श्वेत इति जटाऽऽकारो रूक्षः श्यावो वियत्त्रिभागगतः ।
विनिवर्ततेऽपसव्यं त्रिभागशेषाः प्रजाः कुरुते ॥ ३९ ॥

જટાસરખો, રૂક્ષ ને કપિશવર્ણો શ્વેતનામનો કેતુ ઉદય પામેછે તે આકાશના ત્રીજા ભાગ સૂધી ગતિ કરેછે; પછી ડાબી બાજુ થઇને પાછો વળેછે, એનો ઉદય હોય તો $\frac{1}{3}$ એકત્રતીયાંશ પ્રજા બાકી રહેછે અને ૨ બે ભાગનો નાશ થાયછે. ॥ ૩૯ ॥

---

[1] પરાશર ૮ વર્ષસૂધી તે ફળ થવાનું લખેછે.

आधूम्रया तु शिखया दर्शनमायाति कृत्तिकासंस्थः ।
ज्ञेयः स रश्मिकेतुः श्वेतसमानं फलं धत्ते ॥ ४० ॥

જેની થોડી ધૂમ્રવર્ણી શિખા હોય અને કૃતિકા નક્ષત્ર પાસે દેખાય તે **૨૨મી**કેતુ કહેવાય છે. તે શ્વેત કેતુ સરખું ફળ આપે છે. અર્થાત્ પ્રજાના બે ભાગનો નાશ કરેછે. ॥ ૪૦ ॥

ध्रुवकेतुरनियतगतिप्रमाणवर्णाऽऽकृतिर्भवति विष्वक् ।
दिव्याऽन्तरिक्षभौमो भवत्ययं स्निग्ध इष्टफलः ॥ ४१ ॥
सेनाऽङ्गेषु नृपाणां गृहतरुशैलेषु चाऽपि देशानाम् ।
गृहिणामुपस्करेषु च विनाशिनां दर्शनं याति ॥ ४२ ॥

ધ્રુવકેતુની ગતિ, પ્રમાણ, રંગ અને આકારનો કંઈ નીયમ નથી. તે સઘળી દિશામાં ઉદય પામેછે, દિવ્ય, આંતરિક્ષ અને ભૂમિમાં પણ તે કેતુ દેખાય છે. તે ગમે ત્યાં હોય પણ સ્નિગ્ધ હોય તો શુભ ફળદાયક છે. જે રાજાનો નાશ થવાનો હોય તેની સેનાના અંગમાં તે કેતુ દેખાય છે, જે દેશનો નાશ થવાનો હોય ત્યાં ઘર, વૃક્ષ અને પર્વતોપર દેખાય છે, અને જે ગૃહસ્થોનો નાશ થવાનો હોય તેના ઘરના ઉપસ્કરમાં એટલે છાજલી, ચારણી, વાસણ અને ઘંટી વિગેરે સરસામાનપર દેખાય છે. ॥ ૪૧ ॥ ૪૨ ॥

कुमुद इति कुमुदकान्तिर्वारुण्यां प्राक्छिखो निशामेकाम् ।
दृष्टः सुभिक्षमतुलं दश किल वर्षाणि स करोति ॥ ४३ ॥

કુમુદ પુષ્પ સરખા શ્વેતવર્ણો કુમુદકેતુ છે. એ પશ્ચિમ દિશામાં ઉદય પામે છે ને તેની શિખાનો અગ્રભાગ પૂર્વ તરફ હોય છે. તે એક રાત્રિજ દેખાય છે. તેથી દશ વર્ષ સૂધી સારો સુકાળ રહેછે. ॥ ૪૩ ॥

सकृदेकयामदृश्यः सुसूक्ष्मतारोऽपरेण मणिकेतुः ।
ऋज्वी शिखाऽस्य शुक्ला स्तनोद्गता क्षीरधारेव ॥ ४४ ॥
उदयन्नेव सुभिक्षं चतुरो मासान् करोत्यसौ साऽर्द्धान् ।
प्रादुर्भावं प्रायः करोति च क्षुद्रजन्तूनाम् ॥ ४५ ॥

પશ્ચિમમાં સૂક્ષ્મ તારાસહિત મણિકેતુ ઉદય પામેછે તે એકવાર એક પ્રહર સૂધી દેખાય છે. તેની સફેતવર્ણી સિધી શિખા ગૌના થાનથી નીકળતાં દૂધની શેડસરખી શોભીતી દેખાય છે. તે કેતુ ઉદય થતાંજ સાડાચાર

માસસૂધી સુકાળ કરેછે અને ઘણુંકરીને નોળીયાં વિગેરે ક્ષુદ્ર જીવોની ઉત્પત્તિનો વધારો કરેછે. ॥ ૪૪ ॥ ૪૫ ॥

जलकेतुरपि च पश्चात् स्निग्धः शिखयाऽपरेण चोन्नतया ।
नव मासान् स सुभिक्षं करोति शान्तिं च लोकस्य ॥ ४६ ॥

જળકેતુ પશ્ચિમમાં ઉદય પામેછે, તે સ્નિગ્ધ હોયછે અને તેની શિખા પશ્ચિમ બાજુ હોયછે. તેનો ઉદય થાય તો નવ માસ સૂધી સુકાળ રહેછે અને પ્રજાનું કલ્યાણ થાય છે. ॥ ૪૬ ॥

भवकेतुरेकरात्रं दृश्यः प्राक् सूक्ष्मतारकः स्निग्धः ।
हरिलाङ्गूलोपमया प्रदक्षिणाऽऽवर्त्तया शिखया ॥ ४७ ॥
यावत एव मुहूर्त्तान् दर्शनमायाति निर्दिशेन्मासान् ।
तावदतुलं सुभिक्षं रूक्षे प्राऽणाऽन्तिकान् रोगान् ॥ ४८ ॥

ભવકેતુ પૂર્વમાં સ્નિગ્ધ સૂક્ષ્મ તારારૂપ ઉદય પામીને એક રાત્રી દેખાય છે. તેની શિખા સિંહની પૂછડી સરખી દક્ષિણમાં વળેલી હોય છે. એ કેતુ જેટલાં મુહૂર્ત (બે ઘડી) દેખાય તેટલા મહિના સૂધી સુકાળ રહેછે અને તે રૂક્ષ હોય તો પ્રાણ હરે એવા રોગો ઉત્પન્ન થાય છે. ॥ ૪૭ ॥ ૪૮ ॥

अपरेण पद्मकेतुर्मृणालगौरो भवेन्निशामेकाम् ।
सप्त करोति सुभिक्षं वर्षाण्यतिहर्षयुक्तानि ॥ ४९ ॥

પદ્મકેતુ કમળના તંતુ સરખો ગૌરવર્ણ હોય છે, ને તે પશ્ચિમ દિશામાં એક રાત્ર દેખાય છે; તે સાત વર્ષ સૂધી સુકાળ કરી પ્રજાને હર્ષયુક્ત રાખે છે. ॥ ૪૯ ॥

आवर्त्त इति निशाऽर्द्धे सव्यशिखोऽरुणनिभोऽपरो स्निग्धः ।
यावत्क्षणान् स दृश्यस्तावन्मासान् सुभिक्षकरः ॥ ५० ॥

અર્ધ રાત્રને વખતે પશ્ચિમ દિશામાં રાતો અને સ્નિગ્ધ આવર્ત નામને કેતુ ઉગે છે તેની શિખા દક્ષિણ તરફ હોય છે. તે જેટલાં મુહૂર્ત સૂધી દેખાય તેટલા માસ સૂધી સુકાળ રહેછે. ॥ ૫૦ ॥

पश्चात् सन्ध्याकाले संवर्त्तो नाम धूम्रताम्रशिखः ।
आक्रम्य वियत्त्र्यंशं शूलाऽग्रावस्थितो रौद्रः ॥ ५१ ॥
यावत एव मुहूर्तान् दृश्यो वर्षाणि तावन्ति ।
भूपाञ्छस्त्रनिपातैरुदयर्क्षं चाऽपि पीडयति ॥ ५२ ॥

સંધ્યા સમયે, પશ્ચિમ દિશામાં **સંવર્ત** નામનો કેતુ ઉદય પામે છે, તેની શિખા રાતી અને ધૂમ્રવર્ણી હોય છે. તે આકાશના ત્રીજા ભાગસૂધી ગમન કરેછે. ત્રિશૂળ સરખી તેને ત્રણ શિખા હોયછે, તે મોટો ભય કરછે. જેટલાં મુહૂર્ત તે દેખાય તેટલાં વર્ષ સૂધી તે પ્રજાનો અને યુદ્ધથી રાજાઓનો પણ નાશ કરેછે. તથા જે નક્ષત્રપર રહ્યો હોય તે નક્ષત્રને પણ પીડા કરેછે. ॥૫૧॥૫૨॥

**ये शस्तास्तान् हित्वा केतुभिराधूमितेऽथ वा स्पृष्टे ।**
**नक्षत्रे भवति वधो येषां राज्ञां ब्रुवे तानि ॥ ५३ ॥**

જે કેતુઓ સારા કહ્યા તે શિવાયના, બીજા કેતુ જે નક્ષત્રનો સ્પર્શ અથવા આધૂમન કરે તેથી જે જે રાજાઓનાં મૃત્યુ થાયછે, તે કહુંછું.[1] ॥ ૫૩ ॥

**अश्विन्यामश्मकपं भरणीषु किरातपार्थिवं हन्यात् ।**
**बहुलासु कलिङ्गेशं रोहिण्यां शूरसेनपतिम् ॥ ५४ ॥**

કેતુ અશ્વિનિ નક્ષત્રનો સ્પર્શ કરે વા તેને આધૂમિત કરે તો અશ્મક દેશનો રાજા મરણ પામે, ભરણી નક્ષત્રનો સ્પર્શ કરે તો ભીલનો રાજા મરણ પામે, કૃતિકાને સ્પર્શ કરે તો કલિંગ દેશનો સ્વામી અને રોહિણીને સ્પર્શ અથવા આધૂમિત કરે તો સૂરશેન દેશનો રાજા મરણ પામેછે. ॥ ૫૪ ॥

**औशीनरमपि सौम्ये जलजाजीवाऽधिपं तथाऽऽर्द्रासु ।**
**आदित्येऽश्मकनाथं पुष्ये मगधाऽधिपं हन्ति ॥ ५५ ॥**

મૃગશિરમાં કેતુનો પ્રહાર હોય તો ઉષીનર દેશનો સ્વામી, આર્દ્રામાં હોય તો જળથી થયેલાં મછલાંથી જીવનાર અર્થાત્ પૂર્વ દેશના વાસી અને તેનો સ્વામી, અને પુનર્વસુમાં હોય તો અશ્મક દેશનો રાજા અને પૂષ્યમાં હોય તો મગધ દેશનો સ્વામી મરણ પામે છે. ॥ ૫૫ ॥

**असिकेशं भौजङ्गे पित्र्येऽङ्गं पाण्ड्यनाथमपि भाग्ये ।**
**औजयनिकमार्यम्णं सावित्रे दण्डकाधिपतिम् ॥ ५६ ॥**

અશ્લેષામાં કેતુનો સ્પર્શ વા આધૂમન હોય તો અસિક લોકોનો પતિ, મઘામાં હોય તો અંગદેશનો રાજા, પૂર્વાફાલ્ગુનીમાં હોય તો પાંડ્યદેશનો, ઉત્તરાફાલ્ગુનીમાં હોય તો ઉજ્જયિનિનો અધિપતિ અને હસ્તમાં હોય તો દંડકારણ્યના પતિને તે હણે છે. ॥ ૫૬ ॥

---

[1] કેતુની શિખામાં જે ગ્રહ નક્ષત્ર આવી જાય તે આધૂમિત કહેવાય.

चित्रासु कुरुक्षेत्राऽधिपस्य मरणं समादिशेत्तज्ज्ञः ।
काश्मीरककाम्बोजौ नृपती प्राभञ्जने न स्तः ॥ ५७ ॥

કેતુ ચિત્રા નક્ષત્રનો સ્પર્શ વા આધૂમન કરે તો દૈવજ્ઞે કુરૂક્ષેત્રના પતિનું મૃત્યુ કહેવું. સ્વાતી નક્ષત્રમાં કેતુનો સ્પર્શ હોય તો કાશ્મિર અને કાંબોજ દેશના રાજા નાશ પામે છે. ॥ ૫૭ ॥

इक्ष्वाकुरलकनाथौ हन्येते यदि भवेद्विशाखासु ।
मैत्रे पुण्ड्राऽधिपतिर्ज्येष्ठास्वथ सार्वभौमवधः ॥ ५८ ॥

વિશાખા નક્ષત્રમાં કેતુનો પ્રહાર હોય તો ઈક્ષ્વાકુ લોકનો નાથ અને અલકાપૂરીનો ધણી મરણ પામેછે. અનુરાધામાં હોય તો પુંડ્રદેશનો અધિપતિ અને જેષ્ઠામાં કેતુનો ઉપઘાત હોય તો સાર્વભૌમ (ચક્રવર્તી) કાન્યકુબ્જ (કનોજ) ના અધિપતિનું મરણ થાયછે. ॥ ૫૮ ॥

मूलेऽन्ध्रमद्रकपती जलदेवे काशिपो मरणमेति ।
यौधेयकाऽर्जुनाऽयनशिविचैद्यान् वैश्वदेवे च ॥ ५९ ॥

કેતુ મૂળ નક્ષત્રનો ઉપઘાત કરે તો આંધ્ર અને મદ્રદેશના રાજા મરણ પામે છે. પૂર્વાષાઢામાં તેનો સ્પર્શ કે આધુમન હોય તો કાશીનરેશ મરણ પામે છે અને ઉત્તરષાઢાને કેતુ સ્પર્શ અથવા અભિધૂમિત કરે તો યૌધેયક, અર્જુનાયન, શિબી અને ચૈધરાજા મરણ પામે છે. ॥ ૫૯ ॥

हन्यात् कैकयनाथं पाञ्चनदं सिह्मलाऽधिपं वाङ्गम् ।
नैमिषनृपं किरातं श्रवणाऽऽदिषु षट्स्विमान् क्रमशः॥६०॥

શ્રવણ આદિ ૭ નક્ષત્રનો કેતુ ઉપઘાત કરે તો કેકય આદિ ૭ રાજાઓ ક્રમથી મરણ પામે. એટલે શ્રવણમાં કેકદેયશનો રાજા, ધનિષ્ઠામાં પંચનદ (પંજાબ) નો રાજા, શતભિષામાં સીંહલદેશનો રાજા, પૂર્વાભાદ્રપદમાં બંગદેશનો રાજા, ઉત્તરાભાદ્રપદમાં નૈમિશારણ્યનો સ્વામી અને રેવતી નક્ષત્રમાં કેતુનો ઉપઘાત હોય તો કિરાતનો રાજા મરણ પામે છે. ॥ ૬૦ ॥

उल्काऽभिताडितशिखः शिखा शिवः शिवतरोऽभिवृष्टो यः ।
अशुभः स एव चोलाऽवगाणसितहूणचीनानाम् ॥ ६१ ॥

જે કેતુની શિખાને ઉલ્કા પ્રહાર કરે તે કેતુ શુભ થાય છે અને જેનો ઉદય થતાંજ વૃષ્ટિ થાય તે અતિશુભ ગણાય છે. अति द्रष्टो यः એ પાઠ હોય તો જે કેતુ ઉદય થતાંજ દેખાય તે સર્વ જગતને શુભફળ આપે છે. પરંતુ

ચોલ, અવગાણુ, શિત, હુણ અને ચીનદેશના રહીશને તે અશુભ ફળ આપે છે. ॥ ૬૧ ॥

**नम्रा यतः शिखिशिखाऽभिसृता यतो वा**
**ऋक्षं च यत् स्पृशति तत्कथितांश्च देशान् ।**
**दिव्यप्रभावनिहतान् स यथा गरुत्मान्**
**भुङ्क्ते गतो नरपतिः परभोगिभोगान् ॥ ६२ ॥**

જે દિશામાં કેતુની શિખા નમેલી હોય અર્થાત્ વાંકી હોય અથવા જે દિશાતરફ વધતી જતી હોય તે દિશાના દેશોને અને જે નક્ષત્રને કેતુ સ્પર્શ કરે તે નક્ષત્રના દેશ કે જે આગળ કહેવાશે એ પર જે રાજા ચઢાઈ કરે તે પોતાના દિવ્ય મહિમાથી, ગરૂડ જેમ પોતાના શત્રુ સર્પના શરીરનું ભક્ષણ કરે છે તેમ તે એમને જીતીને ભોગવે છે. ॥ ૬૨ ॥

**इति श्रीवराहमिहिरकृतौ बृहत्संहितायां केतुचारो नामैकादशोऽध्यायः ।**

શ્રીવરાહમિહિરાચાર્યની રચેલી બૃહત્સંહિતાનો **કેતુચાર** નામે અગીયારમો અધ્યાય સંપૂર્ણ થયો.

---

## પ્રકરણ ૧૨ મું.

### અગસ્ત્યચાર.

**समुद्रोऽन्तः शैलैर्मकरनखरोत्खातशिखरैः**
**कृतस्तोयोच्छित्त्या सपदि सुतरां येन रुचिरः ।**
**पतन्मुक्तामिश्रैः प्रवरमणिरत्नाऽम्बुनिवहैः**
**सुरान् प्रत्यादेष्टुं सितमुकुटरत्नानिव पुरा ॥ १ ॥**

દેવમાં દાખલો બેસાડવામાટે જે મહાસમુદ્રના પાણી અગસ્ત્યમુનિ પી ગયા તે સમુદ્ર દેવતાનાં મસ્તકના મુકુટનાં મોતી અને મણિના ઝળકાટને બા-

જુએ મુકે તેવાં ઉત્તમ મણિ મોતીથી શોભવા લાગો; અને તેમાં પાણી નહીં હતું છતાં અંદરના મૈનાકાદિ પર્વતોનાં મગરમચ્છોનાં નખથી ઘસાયલાં શિખરો દેખાવા લાગાં તેથી અતિસુંદર જણાવા લાગો. ॥ ૧ ॥

येन चाऽम्बुहरणेऽपि विद्रुमैर्भूधरैः समणिरत्नविद्रुमैः ।
निर्गतैस्तदुरगैश्च राजितः सागरोऽधिकतरं विराजितः ॥ २ ॥

તેમાં વળી વૃક્ષવિનાની ટેકરીઓ, પરવાળાં અને રત્નો દેખાવા લાગાં અને ખડકમાંથી નીકળતા સર્પના દેખાવથી ફોટો પાડી લેવા જેવો દેખાવ જણાયો. ॥ ૨ ॥

प्रस्फुरत्तिमिजलेभजिह्मगः क्षिप्तरत्ननिकरो महोदधिः ।
आपदां पदगतोऽपि यापितो येन पीतसलिलोऽमरश्रियम् ॥३॥

વળી તેમાં મગરમચ્છો, હાથી, નદીઓ અને તેનાં તળીઆં પર પથરાયલાં રત્નો દેખાવા લાગાં; આ વેળા જો કે સમુદ્રમાં પાણી નહી હતું; છતાં પણ તે દેવલોક જેવો શોભતો હતો. ॥ ૩ ॥

प्रचलत्तिमिशुक्तिजशङ्खचितः सलिलेऽपहृतेऽपि पतिः सरिताम् ।
सतरङ्गसितोत्पलहंसभृतः सरसः शरदीव बिभर्ति रुचम् ॥ ४ ॥

વળી તેમાં આમતેમ ફરતી મોટી માછલીઓ, મોતીની શીપો અને માછલાંઓ તથા શંખ દેખાવા લાગા, તેથી એ સમુદ્ર મોજાના તરંગ, કમળ અને હંસયુક્ત જાણે શરદઋતુનું કોઈ સરોવર હોય નહીં! એવો જણાવા લાગ્યો. ॥ ૪ ॥

तिमिसिताऽम्बुधरं मणितारकं स्फटिकचन्द्रमनम्बुशरद्द्युति ।
फणिफणोपलरश्मिशिखिग्रहं कुटिलगेशवियच्च चकार यः ॥ ५ ॥

તેમ જે મહા મુનિએ કુટીલ ગતિવાળી નદીના માલેક સમુદ્રને આકાશ સરખો કર્યો એટલે જેની અંદર રહેલાં માછલાં શ્વેત વાદળાં સરખા દેખાય છે મણિ તારા સરખા, સ્ફાટિક મણી ચંદ્ર સરખો અને અંદર જલ ન હોવાથી સમુદ્રનો અંદરનો ભાગ, શરદ્ ઋતુના સ્વચ્છ આકાશ સરખો અને માંહી રહેલા મણિનાં કિરણો ધૂમકેતુ સરખાં દેખાય છે. ॥ ૫ ॥

दिनकररथमार्गविच्छित्तयेऽभ्युद्यतं यच्चलच्छृङ्गम्
उद्भ्रान्तविद्याधरांसाऽवसक्ताऽप्रियाव्यग्रदत्ताऽङ्क-
देहाऽवलम्बाऽम्बराऽभ्युच्छ्रितोद्धूयमानध्वजैः शोभितम् ।

करिकटमदमिश्ररक्ताऽवलेहाऽनुवासाऽनुसारि-
द्विरेफाऽवलीनोत्तमाऽङ्गैः कृतान्वाणपुष्पैरिवोत्तंसकान्
धारयद्भिर्मृगेन्द्रैः सनाथीकृताऽन्तर्दरीनिर्झरम् ।
गगनतलमिवोल्लिखन्तं प्रवृद्धैर्गजाऽकृष्टफुल्लद्रुम-
त्रासविभ्रान्तमत्तद्विरेफाऽवलीगीतमन्द्रस्वनैः
शैलकूटैस्तरक्ष्वृक्षशार्दूलशाखामृगाऽध्यासितैः ।
रहसि मदनसक्तया रेवया कान्तयेवोपगूढं
सुराऽध्यासितोद्यानमम्भोऽशनानन्नमूलाऽनिलाऽऽहार-
विप्राऽन्वितं विन्ध्यमस्तम्भयद्यश्च तस्योदयः श्रूयताम् ॥ ६ ॥

જે અગસ્ત્ય મહામુનિએ સૂર્યનો રસ્તો રૂંધવા માટે ઉંચેવધતા વિંધ્યાચળ પર્વતને ખાલ્યો છે તેના ઉદયથી શું થયું તે હું કહું છું તે સાંભળો. જ્યારે વિંધ્યાચલ વધવા લાગ્યો ત્યારે ભયથી વ્યગ્ર થયેલી વિદ્યાધરની સ્ત્રિઓ પોતાના સ્વામીઓના ખોળાનું અવલંબન કરવા લાગી. આવેળા પવનથી તેમનાં વસ્ત્ર ઉડતાં હતાં તે જાણે પતાકાનીજ ધ્વની કરતાં હોય નહીં તેવાં જણાવા લાગ્યાં; તેની ગુફાઓમાં સિંહો રહેતા હતા તેમનાં મોં જેનાપર હાથિઓના મદમિશ્ર રૂધિરનો સ્વાદ અને સુગંધ માટે ભ્રમરોની પંક્તિઓ બેઠેલ હતી તે જાણે બપોરીઆના ફૂલના હાર તથા ગુચ્છોજ હોય નહી તેવા શોભવા લાગ્યાં.

તેની ગુફાઓમાંથી કેટલીક નદીઓ વેહવા લાગી; ઉંચા પુષ્પ વૃક્ષોને જંગલી હાથીઓના ખેચવાની તેપર મધમાટે બેઠેલી મધમાખીઓ ઉડવા લાગી અને ગુંજારવ શબ્દ કરી તેના ખડકોને શોભાવવા લાગી; આમાં વળી તરક્ષ, રીંછ, ચિતા અને વાંદરાઓનાં રહેવાનાં સ્થાન પણ હતાં. કોઈ પ્રિયતમા પોતાના પ્રિયતમને પ્યારથી આલિંગન કરતી હોય નહીં! તેવીરીતે તેને ચો-મેરથી વીંટાઇ ગુચ્છાઈ વહેતી રેવા નદીનો છૂપો માર્ગ પણ તેમાં હતો; ને તેના જંગલોમાં ફલ મૂળ પવન અને પાણીપર વા નિરાહારે રહેનાર વિપ્રો અને દેવતાઓ રહેલા હતા. ॥ ૬ ॥

उदये च मुनेरगस्त्यनाम्नः कुसमायोगमलप्रदूषितानि ।
हृदयानि सतामिव स्वभावात् पुनरम्बूनि भवन्ति निर्मलानि ७

પાપવડે જેમ દુર્જનના સંગથી થયેલાં દુષિત હૃદય સત્પુરૂષના દર્શન-

થી નિર્મળ થાય છે તેમ ભૂમીના સ્પર્શથી, ગારો લાગવાને લીધે મેલાં થયેલાં પાણી અગસ્ત્ય મુનિનો ઉદય થતાંજ પોતાની મેળે સ્વચ્છ થવા લાગેછે. ॥ ૭ ॥

पार्श्वद्वयाऽधिष्ठितचक्रवाकामापुष्णती सस्वनहंसपङ्क्तिम् ।
ताम्बूलरक्तोत्कपिताऽग्रदन्तौ विभाति योषेव सरित्सहासा॥८॥

બંને બાજુ ચક્રવાકનામનાં પક્ષીઓ અને શબ્દ કરતી હંસની પંક્તિઓનું પોષણ કરતી શરદ ઋતુ, તાંબુલથી રાતા અને ચળકતા દાંતવાળી હસતી સુંદરી સરખી શોભવા લાગેછે. ॥ ૮ ॥

इन्दीवराऽऽसन्नसितोत्पलाऽन्विता
सरिद्भ्रमत्षट्पदपङ्क्तिभूषिता ।
सभ्रूलताऽऽक्षेपकटाक्षवीक्षणा
विदग्धयोषेव विभाति सस्मरा ॥ ९ ॥

નીલકમળની પાસે રહેલા શ્વેતકમળથી યુક્ત અને ઉડતા ભમરાની પંક્તિથી સુશોભિત શરદ ઋતુ ભ્રકુટીરૂપી લતાના ચરણથી અને કટાક્ષયુક્ત જોવાથી કામાતુર ચતુર સુંદરી સરખી શોભવા લાગેછે. ॥ ૯ ॥

इन्दोः पयोदविगमोपहितां विभूतिम्
द्रष्टुं तरङ्गवलया कुमुदं निशासु ।
उन्मीलयत्यलिनिलीनदलं सुपक्ष्म
वापी विलोचनमिवाऽसिततारकाऽन्तम् ॥ १० ॥

વર્ષાદ જવાથી વધેલી ચંદ્રની કાંતિ જોવાસારૂ રાત્રીએ તરંગરૂપ કંકણવાળી વાપી, (વાવ) જેના પત્રપર ભમરા બેઠા છે, તેવાં કાળી કીકીવાળાં સુશોભિત પાપણવાળાં નેત્રો ઉઘાડવા લાગેછે. ॥ ૧૦ ॥

नानाविचित्राऽम्बुजहंसकोककारण्डवाऽपूर्णतडागहस्ता ।
रत्नैः प्रभूतैः कुसुमैः फलैश्च भूर्यच्छतीवाऽर्घ्यमगस्त्यनाम्ने ॥११॥

નાના પ્રકારનાં વિચિત્ર કમળ, હંસ, ચક્રવાક, કારંડવ અને સંપૂર્ણ તડાગરૂપ હાથવાળી પૃથ્વિ, અગસ્ત્ય ઋષિને પુષ્કળ રત્ન, પુષ્પ અને ફળથી અર્ઘ્ય આપવા લાગેછે. ॥ ૧૧ ॥

सलिलममरपाऽऽज्ञयोज्झितं यद्घनपरिवेष्टितमूर्तिभिर्भुजङ्गैः ।
फणिजनितविषाऽग्निसम्प्रदुष्टं भवति शिवं तदगस्त्यदर्शनेन॥१२॥

ઇંદ્રની આજ્ઞાથી મેઘવડે ઢંકાએલા શરીરવાળા સર્પો જે જળ વરસ્યા હતા તે સર્પના વિષરૂપ અગ્નિથી દુષિત થયેલું જળ અગસ્ત્યના દર્શનથી નિર્મળ થાયછે. ॥ १२ ॥

स्मरणादपि पापमपाकुरुते किमुत स्तुतिभिर्वरुणाऽङ्गरुहः ।
मुनिभिः कथितोऽस्य यथाऽर्घविधिः कथयामि तथैव नरेन्द्रहितम् १३

વરૂણના પુત્ર અગસ્ત્ય મુનિનું સ્મરણ કરવાથી પાપ મટેછે, તો સ્તુતિ કરવાથી મટે તેમાં શી નવાઈ? ગર્ગાદિ મુનિઓએ જે રીતે અર્ઘવિધિ કહ્યો છે ને જેમાં રાજાઓનું હીત સમાએલું છે તે હું વિસ્તારથી કહુંછું. ॥ १३ ॥

सङ्ख्याविधानात् प्रतिदेशमस्य विज्ञाय सन्दर्शनमादिशेज्ज्ञः ।
तच्चोज्जयन्यामगतस्य कन्यां भागैः स्वराऽख्यैः स्फुटभास्करस्य १४

પ્રત્યેક દેશમાં ગણિતવિધિથી અગસ્ત્યનો ઉદય જાણી દૈવજ્ઞે તેનું ફળ કહેવું. કન્યા રાશીને પ્રાપ્ત થાવામાં જ્યારે સૂર્યના સાત અંશ શેષ રહે અર્થાત્ સિંહના ૨૩ અંશપર જ્યારે સ્પષ્ટસૂર્ય હોય ત્યારે ઉજ્જયિનીમાં અગસ્ત્યનો ઉદય થાયછે. ॥ १४ ॥

ईषत्प्रभिन्नेऽरुणरश्मिजालैर्नैशेऽन्धकारे दिशि दक्षिणस्याम् ।
सांवत्सराऽऽवेदितदिग्विभागे भूपोऽर्घमुर्व्यां प्रयतः प्रयच्छेत्॥१५॥

સૂર્યકિરણથી રાત્રીનું થોડું અંધકાર જ્યારે નિવૃત્ત થાય ત્યારે દક્ષિણદિશામાં જ્યોતિષીએ બતાવેલી દિશાપ્રમાણે રાજાએ પૃથ્વિપર સાવધ રહી.॥१५॥

कालोद्भवैः सुरभिभिः कुसुमैः फलैश्च
रत्नैश्च सागरभवैः कनकाऽम्बरैश्च ।
धेन्वा वृषेण परमाऽन्नयुतैश्च भक्ष्यै-
र्दध्यक्षतैः सुरभिधूपविलेपनैश्च ॥ १६ ॥

તેતે ઋતુમાં થયેલાં સુગંધી ફૂલ, ફળ, રત્ન, મોતી, સોનું, વસ્ત્ર, ગાય, વૃષભ, દૂધયુક્ત અનેક પ્રકારનાં ભક્ષ્ય, દહીં, અક્ષત અને સુગંધી ધૂપ, ચંદન વિગેરેથી અગસ્ત્યને અર્ઘ આપવો. ॥ १६ ॥

नरपतिरिममर्घं श्रद्दधानो दधानः
प्रविगतगददोषो निर्जिताऽरातिपक्षः ।
भवति यदि च दद्यात् सप्त वर्षाणि सम्यग्
जलनिधिरशनायाः स्वामितां याति भूमेः ॥ १७ ॥

જે રાજા શ્રદ્ધાપૂર્વક અગસ્ત્યને અર્ઘ આપેછે તેના સઘળા રોગ દૂર થાયછે, અને શત્રુઓને જીતેછે. તથા સાત વર્ષસૂધી જો સારી રીતે અર્ઘ આપે તો સઘળી પૃથ્વીનો ચક્રવર્તી રાજા થાયછે. ॥ १७ ॥

द्विजो यथालाभमुपाऽऽहृताऽर्घः प्राऽऽप्नोति वेदान् प्रमदाश्च पुत्रान् ।
वैश्यश्च गां भूरिधनं च शूद्रो रोगक्षयं धर्मफलं च सर्वे ॥ १८ ॥

યથાશક્તિ મળેલી ચીજથી બ્રાહ્મણ અર્ઘ આપે તો સર્વ વેદમાં કુશળ થાયછે. અને સ્ત્રી આપે તો પુત્ર, અને વૈશ્ય આપે તો ગાયો તથા શુદ્ર આપે તો પુષ્કળ ધન પામે છે. તે શિવાયના જે કોઈ આપે તે આરોગ્ય અને ઉત્તમ ધર્મફળને પામે છે. ॥ १८ ॥

रोगान् करोति पुरुषः कपिलस्त्ववृष्टिं
धूम्रो गवामशुभकृत् स्फुरणो भयाय ।
माञ्जिष्ठरागसदृशः क्षुधमाहवांश्च
कुर्यादणुश्च पुररोधमगस्त्यनामा ॥ १९ ॥

અગસ્ત્યનો તારો રૂક્ષ હોય તો રોગને વધારે, કપિલ વર્ણો હોય તો વૃષ્ટિ થાય નહીં, ધુમ્રવર્ણો હોય તો ગાયોને અનિષ્ટ કરે, કંપતો હોય તો પ્રજામાં ભય થાય, મજીઠ સરખા લાલ રંગનો હોય તો દુકાળ પડે અને યુદ્ધ થાય છે અને નાનો હોય તો રાજાના નગરોને શત્રુ ઘેરે છે. ॥ १९ ॥

शातकुम्भसदृशः स्फटिकाऽऽभस्तर्पयन्निव महीं किरणौघैः ।
दृश्यते यदि ततः प्रचुराऽन्ना भूर्भवत्यभयरोगजनाऽढ्या ॥२०॥

શાતકુંભ અને રૂપા સરખો અને સ્ફટીક સરખો શ્વેત વર્ણો અગસ્ત્યનો તારો હોય અને પોતાના કિરણથી પૃથ્વિને તૃપ્ત કરતો હોય તેવો દેખાય તો પૃથ્વિપર ઘણું અન્ન થાય અને સઘળાં મનુષ્ય નિરોગી રહે છે. ॥ २० ॥

उल्कया विनिहतः शिखिना वा क्षुद्भयं मरणमेव च धत्ते ।
दृश्यते स किल हस्तगतेऽर्के रोहिणीमुपगतेऽस्तमुपैति ॥ २१ ॥

જો અગસ્ત્યના તારાને ઉલ્કા અથવા ધૂમકેતુ પ્રહાર કરે તો પ્રજામાં દુ-
ાળ પડે અને મરકી ચાલે છે. હસ્ત નક્ષત્રપર સૂર્ય હોય ત્યારે અગસ્ત્યનો ઉદય
ાય છે. અને રોહિણીપર સૂર્ય હોય ત્યારે તેનો અસ્ત થાય છે. " એ ઉદય-
અસ્ત ગણિતથી મળતા નથી," વરાહમિહિરાચાર્યે પરાશર મુનિનાં વચનને અ-
નુસરી કહ્યું છે. તેથી શ્લોકની અંદર કહેલા કિલ શબ્દથી આ નામની સૂચના
રી છે તેમ ભાસેછે. ॥ ૨૧ ॥

इति श्रीवराहमिहिरकृतौ बृहत्संहितायामगस्त्यचारो-
नाम द्वादशोऽध्यायः ।

ઇતિ શ્રીવરાહમિહિરાચાર્યેની રચેલી બૃહત્સંહિતાનો અગસ્ત્યચાર નામે
ારમો અધ્યાય સંપૂર્ણ થયો. ॥ ૧૨ ॥

---

## પ્રકરણ ૧૩ મું.

### સપ્તરૂષિચાર.

सैकावलीव राजति ससितोत्पलमालिनी सहासेव ।
नाथवतीव च दिग्यैः कौबेरी सप्तभिर्मुनिभिः ॥ १ ॥
ध्रुवनायकोपदेशान्नरिनर्तीवोत्तरा भ्रमद्भिश्च ।
यैश्चारमहं तेषां कथयिष्ये वृद्धगर्गमतात् ॥ २ ॥

જે સાત ઋષિઓથી, ઉત્તર દિશા, એક લટવાળી મોતીની માળા તથા
શ્વેતકમળની માળાને પહેરનાર હસતી અને સ્વામીવાળી સ્ત્રી સરખી દેખાય
છે, જે ફરતા એવા સાત ઋષીઓવડે અને ધ્રુવરૂપ નાયકના ઉપદેશથી ઉત્તર-
દિશા નાસતી હોય એમ દેખાય છે; તે સાત ઋષિનો ચાર હું વૃદ્ધ ગર્ગના
મતથી કહુંછું. ॥ ૧ ॥ ૨ ॥

आसन्मघासु मुनयः शासति पृथ्वीं युधिष्ठिरे नृपतौ ।
षड्द्विकपञ्चद्वियुतः शककालस्तस्य राज्ञश्च ॥ ३ ॥

युद्धिष्ठिर राजा राज्य करता हता त्यारे सात ऋषिओ मघा नक्षत्रपर हता. शालीवाहनना शकमां २५ २६ मेळवाथी चालता शक सूधीनां युधिष्ठिरनां गतवर्ष आवेछे. ॥ ३ ॥ (ते गतवर्षने सोनो भाग आपवाथी जे बाकी रहे ते मघाथी लई भोगवेला नक्षत्रनी संख्या आवे छे. अने बाकी रहेला जे नक्षत्रपर सप्तऋषि होय तेना भोगवेलां वर्षनी संख्या थायछे.)

एकैकस्मिन्नृक्षे शतंशतं ते चरन्ति वर्षाणाम् ।
प्रागुत्तरतश्चैते सदोदयन्ते ससाध्वीकाः ॥ ४ ॥

एक नक्षत्रपर सप्तऋषि सो सो वर्ष चाले छे. अर्थात् सप्तऋषि सो वर्षमां एक नक्षत्र भोगवे छे. अने अरुंधती सहित सात ऋषि ईशान कोणमां सदा उदय पामे छे. ॥ ४ ॥

पूर्वे भागे भगवान् मरीचिरपरे स्थितो वसिष्ठोऽस्मात् ।
तस्याऽङ्गिरास्ततोऽत्रिस्तस्याऽसन्नः पुलस्त्यश्च ॥ ५ ॥
पुलहः क्रतुरिति भगवानासन्नाऽनुक्रमेण पूर्वाऽद्याः ।
तत्र वसिष्ठं मुनिवरमुपाऽश्रिताऽरुन्धती साध्वी ॥ ६ ॥

तेमां पूर्व दिशाए भगवान मरिची रहेला छे, तेथी पश्चिममां वसिष्ठ अने तेथी पश्चिममां अंगिरा, तेनी पश्चिमे अत्रि, तेनी पासे पुलस्त्य, अने तेनी पासे पूर्वआदि दिशामां पुलह, क्रतु, वसिष्ठ, ने ते मुनिनी पासे नानो तारो स्वाध्वि अरुंधती छे. ॥ ५ ॥ ६ ॥

उल्काऽशनिधूमाऽद्यैर्हता विवर्णा विरश्मयो ह्रस्वाः ।
हन्युः स्वं स्वं वर्गं विपुलाः स्निग्धाश्च तद्वृद्धौ ॥ ७ ॥

ते सप्तऋषि उल्का, वज्र अने धूम आदिथी प्रहार पामे अथवा विवरण (रुक्षवर्ण) थाय एटले मलीन अने किरणहिन तथा नाना बिंबयुक्त थाय तो पोतपोताना वर्गनो नाश करेछे. अने मोटा बिंबवाळा तथा स्निग्ध होय तो पोताना वर्गनी वृद्धि करेछे. ॥ ७ ॥ "हवे तेना सात वर्ग कहेछे."

गन्धर्वदेवदानवमन्त्रौषधिसिद्धयक्षनागानाम् ।
पीडाकरो मरीचिर्ज्ञेयो विद्याधराणां च ॥ ८ ॥

ગંધર્વ, દેવ, દાનવ, મંત્ર, ઔષધી, સિદ્ધ, યક્ષ નાગ અને વિદ્યાધરો. કારણ તે વર્ગ મરિચીનો છે. અર્થાત્ મરિચીનો તારો તપ્ત હોય તો તે વર્ગ પીડાય અને તે તારો સ્નિગ્ધ તથા મોટો હોય તો તેની વૃદ્ધિ થાય. ॥ ૮ ॥

शकयवनदरदपारतकाम्बोजांस्तापसान् वनोपेतान् ।
हन्ति वसिष्ठोऽभिहतो विवृद्धिदो रश्मिसम्पन्नः ॥ ९ ॥

શક, યવન, દરદ, પારત અને કાંબોજ દેશના રહેવાસી, તપકરનાર અને વનવાસી વિગેરેને વસિષ્ઠનો તારો તપ્ત હોય તો નાશ કરેછે અને ઉત્તમ કિરણયુક્ત હોય તો વૃદ્ધિ કરેછે. ॥ ૯ ॥

अङ्गिरसो ज्ञानयुता धीमन्तो ब्राह्मणाश्च निर्दिष्टाः ।
अत्रेः कान्तारभवा जलजान्यम्भोनिधिः सरितः ॥ १० ॥

જ્ઞાની પુરૂષ, બુદ્ધિમાન અને બ્રાહ્મણો; અંગીરાનો વર્ગ છે તે ઉપતપ્ત હોય તો તેના વર્ગને પીડા થાય, વનમાં ઉત્પન્ન થનાર, જળમાં ઉત્પન્ન થયેલા, સમુદ્ર અને નદી એ અત્રીનો વર્ગ છે. ॥ ૧૦ ॥

रक्षःपिशाचदानवदैत्यभुजङ्गाः स्मृताः पुलस्त्यस्य ।
पुलहस्य तु मूलफलं क्रतोस्तु यज्ञाः सयज्ञभृतः ॥ ११ ॥

રાક્ષસ, પિશાચ, દાનવ, દૈત્ય, સર્પ એ પુલસ્ત્યનો વર્ગ છે. ફળ અને કંદમૂળ એ પુલહનો વર્ગ છે અને યજ્ઞ કરનાર તથા યજ્ઞ એ ક્રતુનો વર્ગ છે. (જે તારો ઉપહત હોય તેના વર્ગનો નાશ થાય અને જે તારો મોટો નિર્મળ કાંતિવાળો હોય તેના વર્ગની વૃદ્ધિ થાયછે.) ॥ ૧૧ ॥

इति श्रीवराहमिहिरकृतौ बृहत्संहितायां सप्तर्षिचारस्त्रयोदशोऽध्यायः ।

ઇતિ શ્રીવરાહમિહિરાચાર્યની રચેલી બૃહત્સંહિતાનો સપ્તઋષિચાર નામે તેરમો અધ્યાય સંપૂર્ણ થયો. ॥ ૧૩ ॥

## પ્રકરણ ૧૪ મું.

### નક્ષત્ર કૂર્મવિભાગ.

नक्षत्रत्रयवर्गैराग्नेय्याऽद्यैर्व्यवस्थितैर्नवधा ।
भारतवर्षे मध्यात् प्रागादि विभाजिता देशाः ॥ १ ॥

કૃતિકા આદિ ત્રણ ત્રણ નક્ષત્રોના નવ વર્ગ છે. એમાં પહેલો વર્ગ ભારતવર્ષમાં મધ્યમાં છે. બાકીના આઠ વર્ગ ભારતવર્ષની પૂર્વે આદિ આઠ દિશાઓમાં છે. અને તેમાં ભારતવર્ષના દેશોના પણ નવ ભાગ કરેલ છે. ॥ ૧ ॥ મેરૂથી દક્ષિણ ભાગમાં ભારતવર્ષ છે. જે વર્ગનું નક્ષત્ર પાપગ્રહથી પીડાય તે દેશોનો નાશ થાયછે. " હવે ભારતવર્ષના નવ ભાગમાં જે દેશ છે તેનાં નામ કહેછે. "

भद्रारिमेदमाण्डव्यसाल्वनीपोज्जिहानसङ्ख्याताः ।
मरुवत्सघोषयामुनसारस्वतमत्स्यमाध्यमिकाः ॥ २ ॥
माथुरकोपज्योतिषधर्माऽरण्यानि शूरसेनाश्च ।
गौरग्रीवोद्देहिकपाण्डुगुडाऽश्वत्थपाञ्चालाः ॥ ३ ॥
साकेतकङ्ककुरुकालकोटिकुकुराश्च पारियात्रनगः ।
औदुम्बरकापिष्ठलगजाह्वयाश्चेति मध्यमिदम् ॥ ४ ॥

( ભારતવર્ષની મધ્યના પ્રધાન દેશો જેમાં કૃતિકાઆદિ ત્રણ નક્ષત્ર રહેલ છે તેમનાં નામ કહેછે. ) ભદ્ર, અરિભેદ, માંડવ્ય, સાલ્વ, નીપશા, ઉજ્જિહાન, સંખ્યાન, મરૂ, વત્સ, ઘોષ, યામુન, સારસ્વત, મત્સ્ય, માધ્યમિક, માથુરક, ઉપજ્યોતિષ, ધર્મારણ્ય, સુરસેન, ગૌરગ્રીવ, ઉદ્દેહિક, પાંડુ, ગુડ, અશ્વત્થ, પાંચાલ; અયોધ્યા, કંક, કુરૂ, કાલકોટી, કુકુર, પારીયાત્ર, પર્વત, ઔદુંબર, કાપિષ્ઠલ અને હસ્તિનાપુર એ ભારતવર્ષના મધ્યભાગના દેશ છે. ॥ ૨ ॥ ૩ ॥ ૪ ॥

अथ पूर्वस्यामञ्जनवृषभध्वजपद्ममालवह्निरयः ।
व्याघ्रमुखसुह्मकर्वटचान्द्रपुराः शूर्पकर्णाश्च ॥ ५ ॥

खशमगधशिबिरगिरिमिथिलसमतटोड्राश्ववदनदन्तुरकाः ।
प्राग्ज्योतिषलौहित्यक्षीरोदसमुद्रपुरुषादाः ॥ ६ ॥
उदयगिरिभद्रगौडकपौण्ड्रोत्कलकाशिमेकलाम्बष्ठाः ।
एकपदताम्रलिप्तिककोसलका वर्द्धमानश्च ॥ ७ ॥

આર્દ્રા આદિ ત્રણ નક્ષત્રમાં છે. અંજન, વૃષભ ધ્વજ, પદ્મ અને માલ્યવાન પર્વત, વ્યાઘ્રમુખ, સુહ્ય, કર્વટ, ચાંદ્રપુર, શૂર્પકર્ણ, ખશ, મગધ, શિબીર પર્વત, મિથિલા, સમતટ, ઓડ્ર, અશ્વમુખ, દંતુરક, પ્રાગજ્યોતિપ, લૌહીત્યનદ, ક્ષીરસમુદ્ર, પુરૂપભક્ષક, ઉદયાચળ, ભદ્રગૌડક, પૌંડ્ર, ઉતુલ, કાશી, મેકલ, અંબષ્ઠ, એકપદ, તામ્રલીપ્તીક, કોશલ અને વર્ધમાન એ ભારતવર્ષના પૂર્વ દિશાના દેશ છે. ॥ ૫ ॥ ૬ ॥ ૭ ॥

आग्नेय्यां दिशि कोसलकलिङ्गवङ्गोपवङ्गजठराङ्गाः ।
शौलिकविदर्भवत्सान्ध्रचेदिकाश्चोर्ध्वकण्ठाश्च ॥ ८ ॥
वृषनालिकेरचर्म्मद्वीपा विन्ध्यान्तवासिनस्त्रिपुरी ।
श्मश्रुधरहेमकूट्यव्यालग्रीवा महाग्रीवाः ॥ ९ ॥
किष्किन्धकण्टकस्थलनिषादराष्ट्राणि पुरिकदाशार्णाः ।
सह नग्नपर्णशबैराश्लेषाऽऽद्ये त्रिके देशाः ॥ १० ॥

અગ્નિકોણના દેશ (કહે છે.) કોશલ, કલિંગ, બંગ, ઉપબંગ, જઠરાંગ, શૌલિક, વિદર્ભ, વત્સ, આંધ્ર, ચેદી, ઉર્ધ્વકંઠ, વૃશ, નાલીકેર, ચર્મદ્વીપ, વિંધ્યાચલ નિવાસી, ત્રીપુરી નગરી, સ્મશ્રુધર, હેમકુટય, વ્યાળગ્રીવ, મહાગ્રીવ, કિષ્કિન્ધા, કંટકસ્થળ, નિશાદરાષ્ટ્ર પુરિક, દશાર્ણ, નગ્ન અને પર્ણશબર એ દેશ અસ્લેપા આદિ ત્રણ નક્ષત્રમાં છે. ॥ ૮ ॥ ૯ ॥ ૧૦ ॥

अथ दक्षिणेन लङ्का कालाजिनसौरिकीर्णतालिकटाः ।
गिरिनगरमलयदर्दुरमहेन्द्रमालिन्द्यभरुकच्छाः ॥ ११ ॥
कङ्कटङ्कणवनवासिशिबिकफणिकारकोङ्कणाऽऽभीराः ।
आकरवेणाऽऽवन्तकदशपुरगोनर्दकेरलकाः ॥ १२ ॥
कर्णाटमहाटविचित्रकूटनासिक्यकोल्लगिरिचोलाः ।
क्रौञ्चद्वीपजटाधरकावेर्यो ऋश्यमूकश्च ॥ १३ ॥

वैडूर्यशङ्खमुक्तात्रिवारिचरधर्मपत्तनद्वीपाः ।
गणराज्यकृष्णवेल्लूरपिशिकशूर्पाऽद्रकुसुमनगाः ॥ १४ ॥
तुम्ववनकार्मणेयकयाम्योदधितापसाऽऽश्रमा ऋषिकाः ।
काञ्चीमरुचीपत्तनचेर्यार्यकसिंहला ऋषभाः ॥ १५ ॥
वलदेवपत्तनं दण्डकावनतिमिङ्गिलाऽऽशना भद्राः ।
कच्छोऽथ कुञ्जरदरी सताम्रपर्णीति विज्ञेयाः ॥ १६ ॥

"દક્ષિણ દિશાના દેશ કહે છે." લંકા, કાલાજિન, સૌરીકિરણ, તાલીકટ, ગીરિ, નગર, મલય, દર્દુર, મહેંદ્ર અને માલીંધ એ ચાર પર્વત, ભરૂકચ્છ, કંકટ, ટંકણ, વનવાસી, સીબિકા, ફણીકાર, કોકણ, આભિર, આકર, વેણાનદી, આવંતક, દશપુર, ગોનર્દ, કેરલ, કર્ણાટક, મહાટવી, ચિત્રકુટ પર્વત, નાશિક, કોલાગિરિ, ચોલદેશ, ક્રૌંચદ્વિપ, જટાધર, કાવેરીનદી, ઋષ્યમુખ પર્વત, વૈડુર્ય, શંખ અને મોતી જ્યાં ઉત્પન્ન થાય છે તે અત્રી આશ્રમ, વારીચર, ધર્મપટ્ટન દ્વિપ, ગણરાજ્ય, કૃષ્ણવેલુર, પીપીક સુર્પાદ્રી, કુસુમ પર્વત, તુંબવન, કાર્મણેયક, દક્ષિણ સમુદ્ર, તાપસોના આશ્રમ, ઋષિકકાંચી, મરૂચી, પટ્ટન, ચેર્યાયક, સિંહલ, ઋષભ, બલદેવપટ્ટન, દંડકારણ્ય, તીમીંગલાશન, ભદ્ર, કચ્છ, કુંજરદેશ અને તામ્રપરણી નદી વિગેરે દક્ષિણ દિશાના દેશ, ઉત્તરાફાલ્ગુનિઆદિ ત્રણ નક્ષત્રમાં રહ્યા છે. ॥ ૧૧ ॥ ૧૨ ॥ ૧૩ ॥ ૧૪ ॥ ૧૫ ॥ ૧૬ ॥

नैर्ऋत्यां दिशि देशाः पह्लवकाम्बोजसिन्धुसौवीराः ।
वडवामुखाऽऽरवाऽऽम्वष्ठकपिलनारीमुखाऽऽनर्त्ताः ॥ १७ ॥
फेनगिरियवनमाकरकर्णप्रालेयपारशवशूद्राः ।
वर्वरकिरातखण्डक्रव्याऽऽश्याभीरचञ्चूकाः ॥ १८ ॥
हेमगिरिसिन्धुकालकरैवतकसुराष्ट्रवादरद्रविडाः ।
स्वात्याद्ये भत्रितये ज्ञेयश्च महाऽर्णवोऽत्रैव ॥ १९ ॥

("હવે નૈરૂત્ય કોણના દેશ કહે છે.") પહ્લવ, કાંબોજ, સિંધુ, સૌવિર, વડવામુખ, આરવ, અંબષ્ટ, કપિલ, નારીમૂખ, આનર્ત, ફેણગીરી, યવન, માગરકરણ, પ્રાલેય, પારશન, શુદ્ર, બર્બર, કિરાતખંડ, ક્વ્યાશી, આભિર, ચંચુક, હેમગિરી, સિંધુનદ, કાલક, રૈવત, સુરાષ્ટ્ર, બાદર, દ્રવિડ અને મહાસમુદ્ર વિગેરે દેશને ઋત્યમાં સ્વાતીઆદિ ત્રણ નક્ષત્રમાં રહેલા છે. ॥ ૧૭ ॥ ૧૮ ॥ ૧૯ ॥

अपरस्यां मणिमान् मेघवान् वनौघः क्षुरार्पणोऽस्तगिरिः ।
अपराऽन्तकशान्तिकहैहयप्रशस्ताऽद्रिवोक्काणाः ॥ २० ॥
पञ्चनदरमठपारततारक्षितिजृङ्गवैश्यकनकशकाः ।
निर्मर्यादा म्लेच्छा ये पश्चिमदिक्स्थितास्ते च ॥ २१ ॥

("હવે પશ્ચિમ દિશાના દેશ કહે છે.") મણીમાન પર્વત, મેઘવાન, વનૌઘ, ક્ષુરાર્પણ, અસ્તગીરી, અપરાંતક, શાંતિક. હૈહય, પ્રશસ્તાદ્રી, વોક્કાણ, પંચનદ, રમઠ, પારત, તારક્ષિતી, જૃંગ, વૈશ્ય, કનકશક, અને બીજા પણ મર્યાદાહીન મ્લેચ્છ દેશ પશ્ચિમમાં રહ્યા છે, તે સધળા જ્યેષ્ઠા આદિ ત્રણ નક્ષત્રોને વિશે રહ્યા છે. ॥ ૨૦ ॥ ૨૧ ॥

दिशि पश्चिमोत्तरस्यां माण्डव्यतुषारतालहलमद्राः ।
अश्मककुलूतलहडस्त्रीराज्यनृसिंहवनखस्थाः ॥ २२ ॥
वेणुमती फल्गुलुका गुरुहा मरुकुच्चचर्मरङ्गाऽऽख्याः ।
एकविलोचनशूलिकदीर्घग्रीवाऽस्यकेशाश्च ॥ २३ ॥

વાયવ્ય કોણના દેશ માંડવ્ય, તુખારતાલહલ, મદ્ર, અશ્મક, કુલુત, લહડ, સ્ત્રીરાજ્ય, નૃસિંગવન, ખસ્ત, વેણુમતી નદી ફલગુલુક, મરૂહ, ગુરૂકુચ્ચ, ચર્મરંગ એકવિલોચન, શુલિક, દીર્ઘગ્રીવ, દીર્ઘાશ્ય, અને દીર્ઘકેશ વિગેરે દેશો ઉત્તરાષાઢા આદિ ત્રણ નક્ષત્રમાં રહ્યા છે. ॥ ૨૨ ॥ ૨૩ ॥

उत्तरतः कैलासो हिमवान्वसुमान् गिरिर्धनुष्मांश्च ।
क्रौञ्चो मेरुः कुरवस्तथोत्तराः क्षुद्रमीनाश्च ॥ २४ ॥
कैकयवसाऽतियामुनभोगप्रस्थाऽर्जुनाऽयनाऽऽग्नीध्राः ।
आदर्शाऽन्तर्द्वीपित्रिगर्त्ततुरगाऽऽननाऽश्वमुखाः ॥ २५ ॥
केशधरचिपिटनासिकदासेरकवाटधानशरधानाः ।
तक्षशिलपुष्कलाऽवतकैलाऽवतकण्ठधानाश्च ॥ २६ ॥
अम्बरमद्रकमालवपौरवकच्छारदण्डपिङ्गलकाः ।
माणहलहूणकोहलशीतकमाण्डव्यभूतपुराः ॥ २७ ॥

गान्धारयशोवतीहेमतालराजन्यखचरगव्याश्च ।
यौधेयदासमेयाः श्यामाकाः क्षेमधूर्त्ताश्च ॥ २८ ॥

ઉત્તર દિશામાં રહેલા કૈલાસ, હીમવાન, વસુમાન, ધનુપમાન, ક્રૌંચ અને મેરૂ વિગેરે પર્વતો અને ઉત્તર કુરૂ, ક્ષુદ્રમીન, કેકય, વસાતી, યામુન, ભોગપ્રસ્થ, અર્જુનાયન, આગ્નિધ્ર, આદર્શ, અંતરદ્વિપી, ત્રીગર્ત, તુર્ગાનન, અશ્વમુખ, કેશધર, ચીપીટ, નાશીક, દાશેરક, વાટધાન, શરધાન, તક્ષશીલા નગરી, પુશ્કલાવત, કૈલાવત, કંઠધાન, અંબર, મદ્રક, માલવ, પૌરવ, કચ્છાર, દંડપીંગલ, માણહલ, હુણ, કોહલ, શીતક, માંડવ્ય, ભૂતપુર, ગાંધાર, યશોવતી નગરી, હેમતાલ, રાજન્ય, ખચર, ગવ્ય, યૌધેય, દાસમેય, શામાકા અને ક્ષેમધૂર્ત આદિ દેશ શતભિષાદિ ત્રણ નક્ષત્રમાં રહ્યા છે. ॥ २४ ॥ २५ ॥ ॥ २६ ॥ २७ ॥ २८ ॥

ऐशान्यां मेरुकनष्टराज्यपशुपालकीरकाश्मीराः ।
अभिसारदरदतङ्गणकुलूतसैरिन्धवनराष्ट्राः ॥ २९ ॥
ब्रह्मपुरदार्वडाऽमरवनराज्यकिरातचीनकौणिन्दाः ।
भल्लापलोलजटाऽसुरकुनटखषघोषकुचिकाऽऽख्याः ॥ ३० ॥
एकचरणाऽनुविश्वाः सुवर्णभूर्वसुवनं दिविष्ठाश्च ।
पौरवचीरनिवसनत्रिनेत्रमुञ्जाऽद्रिगन्धर्वाः ॥ ३१ ॥

ઈશાન કોણના મેરૂક, નષ્ટરાજ્ય, પશુપાલ, કીર, કાશ્મીર, અભિસાર, દરદ, તંગણ, કુલુત, સૈરીંધ, વનરાષ્ટ્ર, બ્રહ્મપુર, દાર્વડ અમર, વનરાજ્ય, કિરાત, ચીન, કૌણિંદ, ભલ્લ, પલોલ, જટાસુર, કુનટ, ખષ, ઘોષ, કુચીક, એકચરણ, અનુવિશ્વ, સુવર્ણભૂ, વસુવન, દીવીષ્ટ, પૌરવ, ચીર, નીવસન, ત્રીનેત્ર, મુંજાદ્રી અને ગંધર્વઆદિ દેશ રેવતી આદિ ત્રણ નક્ષત્રમાં રહ્યા છે. ॥२९॥३०॥३१॥

वर्गैराग्नेयाऽऽद्यैःक्रूरग्रहपीडितैः क्रमेण नृपाः ।
पाञ्चलो मागधिकः कालिङ्गश्च क्षयं यान्ति ॥ ३२ ॥
आवन्तोऽथाऽऽनर्तो मृत्युं चाऽऽयाति सिन्धुसौवीरः ।
राजा च हारहीरो मद्रेशोऽन्यश्च कौणिन्दः ॥ ३३ ॥

કૃતિકાઆદિ ત્રણ ત્રણ નક્ષત્રના જે નવ વર્ગ છે તેને સૂર્ય, શનિ અથવા

મંગળ પીડે તો ક્રમથી પંચાળ, મગધ, કલિંગ, અવંતી, આનર્ત, સિંધુ, સૌવીર, હારહીર, મદ્ર અને કુણીંદ દેશના રાજાઓ મરણ પામે છે. ॥ ૩૨ ॥ ૩૩ ॥

इति श्रीवराहमिहिरकृतौ बृहत्संहितायां कूर्मविभागो नाम चतुर्दशोऽध्यायः।

ઈતિ શ્રીવરાહમિહિરાચાર્યની રચેલી બૃહત્સંહિતાનો નક્ષત્રકુર્મ વિભાગ નામે ચૌદમો અધ્યાય સંપૂર્ણ થયો. ॥ ૧૪ ॥

---

## પ્રકરણ ૧૫ મું.

### નક્ષત્રવ્યુહ.

आग्नेये सितकुसुमाऽऽहिताऽग्निमन्त्रज्ञसूत्रभाष्यज्ञाः।
आकरिकनापितद्विजघटकारपुरोहिताऽब्दज्ञाः ॥ १ ॥

શ્વેતપુષ્પ અગ્નિહોત્રી, મંત્ર જાણનાર યજ્ઞનાં શાસ્ત્ર જાણનાર અને સૂત્ર તથા ભાસ્યને જાણનારા અર્થાત્ વૈયાકરણ, ધાતુ વિગેરેની ખાણના અધિકારી, નાઈ, બ્રાહ્મણ, કુંભાર, પુરોહિત, અને જોશી વિગેરે કૃતિકા નક્ષત્રમાં રહેલા છે. ॥ ૧ ॥

रोहिण्यां सुव्रतपण्यभूपधनियोगयुक्तशाकटिकाः।
गोवृषजलचरकर्षकशिलोच्चयैश्वर्यसम्पन्नाः ॥ २ ॥

સુંદર વ્રતવાળા, ક્રય-વિક્રય કરનાર, રાજા, ધનવાન, યોગાભ્યાસી, ગાડીથી જીવિકા ચલાવનાર, ગાયો, બેલ, જળજંતુ, ખેતી કરનાર, પર્વત અને ઐશ્વર્યયુક્ત પુરૂષો રોહિણીમાં રહેલા છે. ॥ ૨ ॥

मृगशिरसि सुरभिवस्त्राऽब्जकुसुमफलरत्नवनचरविहङ्गाः।
मृगसोमपीथिगान्धर्वकामुका लेखहाराश्च ॥ ३ ॥

સુગંધી વસ્તુઓ, વસ્ત્ર, જળથી થયેલી વસ્તુ, પૂલ, ફૂલ, રત્ન, વનવાસી, પક્ષી, મૃગ, યજ્ઞમાં સોમવલ્લીનું પાન કરનાર વિપ્ર, ગવૈયા, કામીપુરૂષો, કાસદ વિગેરે મૃગશિરમાં રહ્યા છે. ॥ ૩ ॥

रौद्रे वधवन्धाऽनृतपरदारस्तेयशाठ्यभेदरताः ।
तुषधान्यतीक्ष्णमन्त्राभिचारवेतालकर्मज्ञाः ॥ ४ ॥

જીવોનો વધ કરનાર તથા બંધન કરનાર, જુઠું બોલનાર તથા પરસ્ત્રી સાથે ચાલનાર, શઠતા (લુચ્ચાઈ) અને બીજાને ફુટ પડાવવામાં તત્પર, ફોતરીવાળાં ધાન્ય શાળ વિગેરે, ક્રૂર પુરૂષો, મંત્ર જાણનાર, મારણ પ્રયોગ કરનાર અને વેતાલ સાધાનના કર્મને જાણનાર એ સઘળાં, આર્દ્રામાં છે. ॥ ૪ ॥

आदित्ये सत्यौदार्यशौचकुलरूपधीयशोऽर्थयुताः ।
उत्तमधान्यं वणिजः सेवाऽभिरताः सशिल्पिजनाः ॥ ५ ॥

સત્ય, ઉદારતાને પવિત્રતાવાળા, ઉત્તમ કુલિન, રૂપવાન, બુદ્ધિમાન, યશસ્વી, ધનાઢ્ય, ઉત્તમ ધાન્ય, વૈશ્ય, સેવક, અને શીલ્પ જાણનારાઓ પુનર્વસુમાં રહેલા છે. ॥ ૫ ॥

पुष्ये यवगोधूमाः शालीक्षुवनानि मन्त्रिणो भूपाः ।
सलिलोपजीविनः साधवश्च यज्ञेष्टिसक्ताश्च ॥ ६ ॥

યવ, ઘઉં, ધાન્ય, શાળ વિગેરે, શેરડી, વન, રાજમંત્રી, રાજાઓ, જળથી જીવનારા, શત પુરૂષો અને યજ્ઞક્રિયામાં આસક્ત પુરૂષો, પુષ્ય નક્ષત્રમાં રહેલ છે. ॥ ૬ ॥

अहिदेवे कृत्रिमकन्दमूलफलकीटपन्नगविषाणि ।
परधनहरणाऽभिरतास्तुषधान्यं सर्वभिषजश्च ॥ ७ ॥

કૃત્રીમવસ્તુઓ, કંદમુળ, ફળ, કીડા, સર્પ, વિષ, પરધન હરનાર પુરૂષો, શાળ વિગેરે ફોતરીવાળાં ધાન્ય અને સર્વ પ્રકારના વૈદ્યો આશ્લેષામાં રહેલ છે ॥ ૭ ॥

पित्र्यो धनधान्याऽऽढ्याः कोष्ठाऽऽगाराणि पर्वताऽऽश्रयिणः ।
पितृभक्तवणिक्शूराः क्रव्याऽदाः स्त्रीद्विषो मनुजाः ॥ ८ ॥

ધન ધાન્યવાન પુરૂષો, કોઠાર, પર્વતવાસીઓ, પિતૃઓના ભક્ત, વૈશ્ય, શૂર પુરૂષો, માંસભક્ષી જીવ અને સ્ત્રિદ્વેષી પુરૂષો મઘામાં રહેલ છે. ॥ ૮ ॥

प्राक्फल्गुनीषु नटयुवतिसुभगगान्धर्वशिल्पिपण्यानि ।
कार्पासलवणमाक्षिकतैलानि कुमारिका चाऽपि ॥ ९ ॥

નટ સ્ત્રિયો, લોક પ્રિય ખૂબસૂરત માણસ, ગવૈયા, શિલ્પ જાણનાર, ચિતારા, વેચવા યોગ્ય વસ્તુઓ, કપાસ, મીઠું મધ, તેલ, અને બાલક એ સઘળાં પૂર્વાફાલ્ગુનીમાં છે. ॥ ૯ ॥

**आर्यम्णे मार्दवशौचविनयपाषण्डिदानशास्त्ररताः ।**
**शोभनधान्यमहाधनधर्माऽनुरताः समनुजेन्द्राः ॥ १० ॥**

કોમળ સ્વભાવવાળા પુરૂષો, પવીત્ર, ને વિનયી માણસો, પાખંડીઓના ભક્ત, દાનમાં પ્રીતિવાળા, શાસ્ત્રમાં આશક્ત, ઉત્તમ અન્ન, ઘણા ધનવાન પુરૂષો, કર્મ કરવામાં પ્રીતિવાન પુરૂષો અને રાજાઓ ઉત્તરાફાલ્ગુનીમાં છે. ॥૧૦॥

**हस्ते तस्करकुञ्जररथिकमहामात्रशिल्पिपण्यानि ।**
**तुषधान्यं श्रुतयुक्ता वणिजस्तेजोयुताश्चाऽत्र ॥ ११ ॥**

ચોર, હાથી, રથમાં બેસનાર, માવત, શિલ્પી, વેચવાનાં વસાણાં, યવ વિગેરે, ફોતરીયાળાં ધાન્ય, શાસ્ત્રને જાણનાર, વૈશ્ય અને તેજસ્વી પુરૂષ એ સર્વ હસ્તમાં રહ્યા છે. ॥ ૧૧ ॥

**त्वाष्ट्रे भूषणमणिरागलेख्यगान्धर्वगन्धयुक्तिज्ञाः ।**
**गणितपटुतन्तुवायाः शालाक्या राजधान्यानि ॥ १२ ॥**

ભૂષણ ( દાગીના અથવા ઘરેણાં ) બનાવનાર, મણીનાં લક્ષણને જાણનાર ઝવેરીઓ, રંગારા, લેખક, ગવૈયા સુગંધી ચીજો બનાવનાર, ગણિતવિદ્યા કુશળ, દરજી, ચીકિત્સક ( વૈદ્ય ) અને રાજાને ઉપયોગી ધાન્ય એ સઘળા ચિત્રામાં રહેલ છે. ॥ ૧૨ ॥

**स्वात्यां खगमृगतुरगा वणिजो धान्यानि वातबहुलानि ।**
**अस्थिरसौहृदलघुसत्त्वतापसाः पण्यकुशलाश्च ॥ १३ ॥**

પક્ષી, મૃગ, ઘોડા, વૈશ્ય, ઘણા વાયુકર્તા ચણાઆદિ અન્ન, જેનો સ્નેહ સ્થિર નથી તેવા પુરૂષો, અલ્પસત્વ (નાહીંમત) તપસ્વી, ક્રયવિક્રયમાં ચતુર વિગેરે સઘળા સ્વાતિમાં રહેલા છે. ॥ ૧૩ ॥

**इन्द्राऽग्निदैवते रक्तपुष्पफलशाखिनः सतिलमुद्गाः ।**
**कर्पासमाषचणकाः पुरन्दरहुताऽशभक्ताश्च ॥ १४ ॥**

લાલ રંગનાં ફુલ તથા ફળવાળા વૃક્ષો, તલ, યવ, કપાસ, અડદ, ચણા, ઈંદ્ર તથા અગ્નિના ભક્ત વિગેરે વિશાખામાં રહેલા છે. ॥ ૧૪ ॥

मैत्रे शौर्यसमेता गणनायकसाधुगोष्ठियानरताः ।
ये साधवश्च लोके सर्वं च शरत्समुत्पन्नम् ॥ १५ ॥

સૌર્યયુક્ત પુરૂષો, સમુહના અધિપતિ (મંડળના અગ્રેસરો) સતપુરૂષોનાં ભક્ત, ગોષ્ટી અને વાહનમાં આશક્તીવાળા, સજ્જન પુરૂષો અને સરદ ઋતુમાં ઉત્પન્ન થયેલાં ધાન્ય અનુરાધાને વિષે રહેલાં છે. ॥ ૧૫ ॥

पौरन्दरेऽतिशूराः कुलवित्तयशोऽन्विताः परस्वहृतः ।
विजिगीषवो नरेन्द्राः सेनानां चाऽपि नेतारः ॥ १६ ॥

અતિશૂરવીર પુરૂપ, કુલિન, ધનવાન, કીર્તિમાન, પરાયાધનને હરનાર, શત્રુઓને જીતવાની ઈચ્છા રાખનાર રાજા અને સેનાપતિ એ સર્વ જેષ્ટામાં છે. ॥ ૧૬ ॥

मूले भेषजभिषजो गणमुख्याः कुसुममूलफलवार्त्ताः ।
बीजान्यतिधनयुक्ताः फलमूलैर्ये च वर्त्तन्ते ॥ १७ ॥

ઔષધ, વૈદ્ય, સમુહમાં મુખ્ય ગણાતા પુરૂષો, પૂષ્પ, મૂળ અને ફળથી જીવનાર, વાવેલાં બીજ, અતિધનાઢ્ય પુરૂષો, મૂળમાં રહેલ છે. ॥ ૧૭ ॥

आप्ये मृदवो जलमार्गगामिनः सत्यशौचधनयुक्ताः ।
सेतुकरवारिजीवकफलकुसुमान्यम्बुजातानि ॥ १८ ॥

શાંત સ્વભાવના માણસો, જળરસ્તે પ્રવાસ કરનાર, સત્યવાદી, પવીત્ર, ધનિક, પૂલ બાંધનાર, જળથી જીવનાર અને જળથી થયેલ ફળ ફૂલ વિગેરે પૂર્વાષાઢામાં રહેલ છે. ॥ ૧૮ ॥

विश्वेश्वरे महामात्रमल्लकरितुरगदेवताभक्ताः ।
स्थावरयोधा भोगाऽन्विताश्च ये चौजसा युक्ताः ॥ १९ ॥

માહાવત, મલ્લ, હાથી, ઘોડા, દેવના ભક્ત, વૃક્ષ, પર્વત, યુદ્ધ કરવામાં ચતુર પુરૂષો, ભોગીપુરૂષ અને તેજસ્વી વિગેરે ઉત્તરાષાઢામાં રહેલ છે. ॥૧૯॥

श्रवणे मायापटवो नित्योद्युक्ताश्च कर्मसु समर्थाः ।
उत्साहिनः सधर्मा भागवताः सत्यवचनाश्च ॥ २० ॥

માયાવીયો ચમત્કારીક હાથચાલાકી રાખનાર હમેશાં ઉદ્યોગયુક્ત રહેનાર, કામ કરવામાં સમર્થ, ઉત્સાહી પુરૂષો, ધર્માત્મા, અને ઈશ્વરભક્ત, તથા સત્યવાદિ વિગેરે શ્રવણમાં રહેલ છે. ॥ ૨૦ ॥

वसुभे मानोन्मुक्ताः क्लीवाश्चलसौहृदाः स्त्रियां द्वेष्याः ।
दानाऽभिरता वहुवित्तसंयुताः शमपराश्च नराः ॥ २१ ॥

નીરઅંહકારી પુરૂષો, નપુંસક, જેનો સ્નેહ સ્થિર નથી તેવા પુરૂષો, સ્ત્રિયોના દ્વેષી, દાતા, અતિધનિક અને જીતેંદ્રિય પુરૂષો ધનિષ્ઠામાં રહેલ છે. ॥૨૧॥

वरुणेशे पाशिकमत्स्यबन्धजलजानि जलचरा जीवाः ।
सौकरिकरजकशौण्डिकशाकुनिकाश्चाऽपि वर्गेऽस्मिन् ॥२२॥

ફાંસીયાખોર, મચ્છીમાર, જળથી ઉત્પન્ન થયેલા પદાર્થ તથા જળજતુંઓથી જીવિકા ચલાવનાર, ડુક્કર પાળનાર, ધોબી, કલાલ, પક્ષીને મારનાર પારાધી વિગેરે શતભિશામાં છે. ॥

आजे तस्करपशुपालहिंस्रकीनाशनीचशठचेष्टाः ।
धर्मव्रतैर्विरहिता नियुद्धकुशलाश्च मनुजाद्याः ॥ २३ ॥

ચોર, પશુ પાળનાર, ક્રૂર (હીંસક) કૃપણ, નીચ અને દુષ્ટ ચેષ્ટાવાળા પુરૂષો, ધર્મ વ્રતરહિત અને મલ્લ વિગેરે પૂર્વાભાદ્રપદમાં છે. ॥ ૨૩ ॥

आहिर्बुध्न्या विप्राः क्रतुदानतपोयुता महाविभवाः ।
आश्रमिणः पाषण्डा नरेश्वराः सारधान्यं च ॥ २४ ॥

બ્રાહ્મણ, યજ્ઞ કરનાર, દાતા, તપસ્વી, મોટાં ઐશ્વર્યવાળા પુરૂષો, ચારે આશ્રમવાસીઓ અથવા સંન્યાસી, પાખંડીઓ, રાજા અને ઉત્તમ ધાન્ય ઉત્તરાભાદ્રપદમાં છે. ॥ ૨૪ ॥

पौष्णे सलिलजफलकुसुमलवणमणिशङ्खमौक्तिकाऽब्जानि ।
सुरभिकुसुमानि गन्धा वणिजो नौकर्णधाराश्च ॥ २५ ॥

જળથી થયેલ વસ્તુઓ, ફળ ફુલ, મીઠું, મણી, શંખ, મોતી, કમળ વિગેરે, સુગંધી પુષ્પ, સુગંધી દ્રવ્ય, વૈશ્ય અને વહાણ ચલાવનારાઓ રેવતીમાં રહેલ છે. ॥ ૨૫ ॥

अश्विन्यामश्वहराः सेनापतिवैद्यसेवकास्तुरगाः ।
तुरगाऽऽरोहाश्च वणिग्रूपोपेतास्तुरगरक्षाः ॥ २६ ॥

અશ્વના ગ્રાહક, સેનાપતિ, વૈદ્ય, સેવક, ઘોડા, ઘોડાસ્વાર, વૈશ્ય, અતિખુબસૂરત માણસ અને અશ્વરક્ષક વિગેરે અશ્વિનીમાં રહેલ છે. ॥ ૨૬ ॥

याम्येऽसृक्पिशितभुजः क्रूरा वधबन्धताडनासक्ताः ।
तुषधान्यं नीचकुलोद्भवा विहीनाश्च सत्त्वेन ॥ २७ ॥

રૂધીર અને માંસભક્ષી, ક્રૂર જીવને મારવામાં અને બાંધવામાં આસક્ત, યવ આદિ ધાન્ય, નીચ કુળમાં ઉત્પન્ન થયેલા પુરૂષો અને સત્વહીન પુરૂષો, ભરણીમાં રહેલ છે. ॥ ૨૭ ॥

पूर्वात्रयं साऽनलमग्रजानां राज्ञां तु पुष्येण सहोत्तराणि ।
सपौष्णमैत्रं पितृदैवतं च प्रजापतेर्भं च कृषीवलानाम् ॥ २८ ॥
आदित्यहस्ताभिजिदाश्विनानि वणिग्जनानां प्रवदन्ति भानि ।
मूलत्रिनेत्राऽनिलवारुणानि भान्युग्रजाते प्रभविष्णुतायाम् ॥ २९॥
सौम्येन्द्रचित्रावसुदैवतानि सेवाजनस्वाम्यमुपाऽऽगतानि ।
सार्पं विशाखा श्रवणो भरण्यश्चण्डालजातेरिति निर्दिशन्ति ॥३०॥

ત્રણે પૂર્વા અને કૃતિકા એ ચાર નક્ષત્ર વિપ્રનાં છે. ત્રણે ઉત્તરા અને પુષ્ય એ ચાર નક્ષત્રો ક્ષત્રીનાં છે, રેવતી અનુરાધા મઘા અને રોહીણી એ ચાર નક્ષત્ર ખેતી કરનારનાં છે, પુનર્વસુ, હસ્ત, અભિજીત અને અશ્વિની એ ચાર નક્ષત્ર વૈશ્યનાં છે, મૂળ, આર્દ્રા, સ્વાતી અને શતભિષા એ ચાર ક્રૂર જાતીનાં છે. મૃગશીર, જેષ્ઠા, ચિત્ર, અને ધનિષ્ઠા એ ચાર નક્ષત્ર સેવા કરનારનાં સ્વામીપણાને પામેલ છે. અશ્લેષા, વિશાખા, શ્રવણ, અને ભરણી ચાર ચાંડાળ જાતીનાં છે એમ મુનિઓએ કહ્યું છે. ॥ ૨૮ ॥ ૨૯ ॥ ૩૦ ॥

रविरविसुतभोगमागतं क्षितिसुतभेदनवक्रदूषितम् ।
ग्रहणगतमथोल्कया हतं नियतमुपाकरपीडितं च यत् ॥ ३१ ॥
तदुपहतमिति प्रचक्षते प्रकृतिविपर्ययया तमेव वा ।
निगदितपरिवर्गदूषणं कथितविपर्ययगं समृद्धये ॥ ३२ ॥

"હવે તેના વ્યુહનું પ્રયોજન કહે છે." જે નક્ષત્ર સૂર્ય તથા શનિએ ભોગવેલું હોય, અને મંગળે જેનું ભેદન કર્યું હોય અથવા મંગળનો વક્ર થવાથી જે નક્ષત્ર દુષિત થયું હોય, તથા જે નક્ષત્રપર રહેલા સૂર્ય ચંદ્રનું ગ્રહણ થયેલું હોય, તેમજ જે નક્ષત્ર ઉલ્કાથી તાડીત થયું હોય અથવા હમેશાં જે નક્ષત્ર ચંદ્રથી પીડિત થતું હોય અર્થાત્ જે નક્ષત્રના યોગતારાનું ચંદ્ર ભેદન કરે,

ાચ્છાદન કરે અથવા ચંદ્ર સદા તેની દક્ષિણ બાજુ થઈ ગતિ કર્યા કરે અને
નક્ષત્ર પોતાની મેળે વિપરીત થયું હોય તે નક્ષત્રને મુનિઓ, ઉપહત કહે
. જો એ પ્રમાણે થયું હોય તો તે નક્ષત્ર પોતાના વર્ગનો નાશ કરે છે. અને
થમ કહેલા દોષથી રહિત હોય તો પોતાના વર્ગને વધારે છે. ॥ ૩૧ ॥ ૩૨ ॥

**इति श्रीवराहमिहिरकृतौ बृहत्संहितायां नक्षत्रव्यूहः पञ्चदशोऽध्यायः ।**

ઈતિ શ્રીવરાહમિહિરાચાર્યની રચેલી બૃહત્સંહિતાનો નક્ષત્રવ્યુહનામે પંદરમો અધ્યાય સંપૂર્ણ થયો. ॥ ૧૫ ॥

---

## પ્રકરણ ૧૫ મું.

### ગ્રહભક્તિ.

**प्राङ्नर्मदाऽर्द्धशोणोड्रवङ्गसुह्माः कलिङ्गबाह्लीकाः ।**
**शकयवनमगधशवरप्राग्ज्योतिषचीनकाम्बोजाः ॥ १ ॥**

નર્મદા નદીનો પૂર્વ ભાગ, શોણનદ, ઓડ્ર, બંગ, સુહ્મ, કલિંગ, બાહ્-
ક, શક, યવન, મગધ, શબર, પ્રાગજ્યોતિષ, ચીન, કાંબોજ. ॥ ૧ ॥

**मेकलकिरातविटका बहिरन्तःशैलजाः पुलिन्दाश्च ।**
**द्रविडानां प्रागर्द्धं दक्षिणकूलं च यमुनायाः ॥ २ ॥**

મેકલ, કીરાત, વિટક, એ સર્વ દેશના નિવાસીલોકો પર્વતની બહાર
ને અંદર રહેનારા, પુલિંદ, દ્રવીડ દેશનો પૂર્વઅર્ધ ભાગ, યમુના નદીનો દ-
ણ કીનારો ॥ ૨ ॥

**चम्पोदुम्बरकौशाम्बिचेदिविन्ध्याटवीकलिङ्गाश्च ।**
**पुंड्रा गोलाङ्गूलश्रीपर्वतवर्द्धमानाश्च ॥ ३ ॥**

ચંપાપુરી, ઉદુંબર, કૌશાંબી નગરી, ચેદી, વિંધ્યાટવી, કલિંગપુંડ્ર, ગોલાં-
ગ, શ્રીપર્વત અને વર્ધમાન ॥ ૩ ॥

इक्षुमतीत्यथ तस्करपारतकान्तारगोपबीजानाम् ।
तुषधान्यकटुकतरुकनकदहनविषसमरशूराणाम् ॥ ४ ॥

ઇક્ષુમતિ નદી, તસ્કરદેશ, પારતદેશ, કાંતાર, અર્થાત્ વન, ગોપાળ, વાવવાનાં બીજ, યવ વિગેરે તુષધાન્ય, મરી વિગેરે કટુ પદાર્થ, વૃક્ષ, સોનું, અગ્નિ, વિષ, યુદ્ધમાં ધિર પુરૂષ ॥ ૪ ॥

भेषजभिषक्चतुष्पदकृषिकरनृपहिंस्रयायिचौराणाम् ।
व्यालारण्ययशोयुततीक्ष्णानां भास्करः स्वामी ॥ ५ ॥

ઔષધ, વૈદ્ય, પશુ, ખેતી કરનાર, રાજા, હિંસા, (ધાતકી) શત્રુપર ચડાઈ કરી જવાવાળા, ચોર, સર્પ, ઉજાડ દેશ, યશસ્વી પુરૂષો અને તીક્ષ્ણ દ્રવ્ય, અથવા તીક્ષ્ણ સ્વભાવવાળા પુરૂષો એ સઘળાનો સૂર્ય સ્વામી છે. ॥ ૫ ॥

गिरिसलिलदुर्गकोसलभरुकच्छसमुद्ररोमकतुखाराः ।
वनवासितङ्गणहलस्त्रीराज्यमहाऽर्णवद्वीपाः ॥ ६ ॥

ગિરિદુર્ગ, જળદુર્ગ, કોશલ ભરૂકચ્છ, સમુદ્ર, રોમક, તુખારદેશ, વનવાસી, તંગણ, હલ, સ્ત્રિરાજ્ય, મહાર્ણવ (વડવામૂખ દ્વીપ) ॥ ૬ ॥

मधुररसकुसुमफलसलिललवणमणिशङ्खमौक्तिकाब्जानाम् ।
शालियवौषधिगोधूमसोमपाऽऽक्रन्दविप्राणाम् ॥ ७ ॥

મધૂર રસ, ફુલ, ફળ, જળ, મીઠું, મણી, શંખ, મોતી અને જળથી ઉત્પન્ન થયેલાં મણી વિગેરે, યવ, ધાન્ય, ઔષધી, ઘઉં, યજ્ઞમાં સોમપાન કરનાર અને આક્રંદ એટલે પોતાના પાર્ષ્ણીગ્રાહી (કુમકે આવનાર તથા મદદગાર) રાજાથી આગળનો રાજા, બ્રાહ્મણ. ॥ ૭ ॥

सितसुभगतुरगरतिकरयुवतिचमूनाथभोज्यवस्त्राणाम् ।
शृङ्गिनिशाचरकर्षकयज्ञविदां चाऽधिपश्चन्द्रः ॥ ८ ॥

સફેત રંગનાં દ્રવ્ય, જગતપ્રિય પુરૂષ, ઘોડા, કામીપુરૂષ, સ્ત્રી, સેનાપતિ ભોજનની વસ્તુઓ, વસ્ત્ર, શિંગડાંવાળા પશુ, રાત્રીએ વિચરનાર, ખેતી કરનાર અને યજ્ઞવિદ્યા જાણનાર એ સઘળાનો અધિપતી ચંદ્ર છે. ॥ ૮ ॥

शोणस्य नर्मदाया भीमरथायाश्च पश्चिमाऽर्द्धस्थाः ।
निर्विन्ध्या वेत्रवती शिप्रा गोदावरी वेणा ॥ ९ ॥
मन्दाकिनी पयोष्णी महानदी सिन्धुमालतीपाराः ।
उत्तरपाण्ड्यमहेन्द्राऽद्रिविन्ध्यमलयोपगाश्चोलाः ॥ १० ॥
द्रविडविदेहाऽन्ध्राऽश्मकभासापुरकौङ्कणाः समन्तिषिकाः ।
कुन्तलकेरलदण्डककान्तिपुरम्लेच्छसङ्करजाः ॥ ११ ॥
नासिक्यभोगवर्धनविराटविन्ध्याऽद्रिपार्श्वगा देशाः ।
ये च पिबन्ति सुतोयां तापीं ये चाऽपि गोमतीसलिलम् ॥ १२ ॥
नागरकृषिकरपारतहुताऽशनाऽऽजीविशस्त्रवार्तानाम् ।
आटविकदुर्गकर्वटवधकनृशंसाऽवलिप्तानाम् ॥ १३ ॥
नरपतिकुमारकुञ्जरदाम्भिकडिम्भाऽभिघातपशुपानाम् ।
रक्तफलकुसुमविद्रुमचमूपगुडमद्यतीक्ष्णानाम् ॥ १४ ॥
कीशभवनाग्निहोत्रिकधात्वाकरशाक्यभिक्षुचौराणाम् ।
शठदीर्घवैरबह्वाशिनां च वसुधासुतोऽधिपतिः ॥ १५ ॥

શોણનદ, નર્મદા નદી અને ભીમરથા નદીના પશ્ચિમ ભાગમાં રહેનારા, નિરવિંધા, વેત્રવતી, શીપ્રા, ગોદાવરી, વેણા, મંદાકીની, પયોષ્ણિ, સિંધુ, માલતી અને પારા વિગેરે નદીઓ, ઉત્તર પાંડ્યદેશ, મહેંદ્ર પર્વત, વિંધ્યા અને મલય વેગેરે પર્વતમાં રહેનાર લોકો, ચોલ દેશ, દ્રવિડ, વિદેહ, આંધ્ર, અશ્મક, ભાસાપુર, (નાસીક ભોગવર્ધન, વિરાટ, વિંધ્યાચળ સમિપના દેશો, અને સૂતોયા, (તાપી અને ગોમતી નદીનું જે જળ પીએ છે તેઓ) નગરવાસી જનો, ખેતી કરનાર, વારત લોક, અગ્નિથી તથા હથિયારથી જીવનારાઓ તથા વનમાં રહેનાર, દુર્ગ (કીલ્લા) કર્વટ, વધ કરનાર લોકો, અહંકારી નિંધલોકો, રાજાઓ, રાજકુમારો, હાથી, દાંભિક અને ડીંભ અર્થાત્ હથિયાર વિનાની લડાઈથી થયેલો પ્રહાર અથવા બાલકોને મારનાર, પશુપાળ, લાલ રંગનાં ફળ ફુલ, પ્રવાલ, સેનાપતિ, ગોળ, મધ, તીક્ષ્ણ પદાર્થો, નીંબ વિગેરે; ભંડાર, અગ્નિહોત્રી, ગેરૂ વિગેરે ધાતુઓની ખાણ અને શાક્ય (બૌદ્ધના સંન્યાસીઓ અથવા રક્તાંબર સંન્યાસીઓ)

त्रैगर्तपौरवाऽऽम्बष्ठपारता वाटधानयौधेयाः ।
सारस्वताऽर्जुनाऽयनमत्स्यार्द्धग्रामराष्ट्राणि ॥ २२ ॥
हस्त्यश्वपुरोहितभूपमन्त्रिमाङ्गल्यपौष्टिकासक्ताः ।
कारुण्यसत्यशौचव्रतविद्यादानधर्मयुताः ॥ २३ ॥
पौरमहाधनशब्दार्थवेदविदुषोऽभिचारनीतिज्ञाः ।
मनुजेश्वरोपकरणं छत्रध्वजचामराद्यं च ॥ २४ ॥
शैलेयकमांसीतगरकुष्ठरससैन्धवानि वल्लीजम् ।
मधुररसमधूच्छिष्टानि चोरकश्चेति जीवस्य ॥ २५ ॥

સિંધુનદનો પૂર્વભાગ, મથુરાનો પશ્ચિમ ભાગ, ભરત, સૌવિર, સ્રુઘ્ન, ઉત્તર દિશાના વાસી લોકો, વિપાશા, અને સતદ્રુ (સતલજ) એ બે નદી, મઠ, શાલ્વ, ત્રૈગર્ત, પૌરવ, અંબષ્ટ, ભારત, વાટધાન, યૌધેય, સારસ્વત, અર્જુનાયન, મત્સ્યદેશનો અર્ધો ભાગ અને રાષ્ટ્ર, હાથી, ઘોડા, પુરોહિત, રાજા, રાજમંત્રી, મંગળ કાર્ય અને પૌષ્ટિક કાર્યમાં આસક્ત પુરૂષો, સત્ય, દયા, પવિત્રતા, વ્રત, વિદ્યા, દાન અને ધર્મયુક્ત પુરૂષો, નગરવાસી, અતિધનિક લોકો, વ્યાકરણ અને વેદને જાણનાર, મારણ પ્રયોગને જાણનાર, નીતિવેત્તા અને રાજાના ખડ્ગ, કવચ વિગેરે ઉપકરણ તથા છત્ર, ધ્વજા અને ચામર વિગેરે રાજચિન્હ, શિલાજીત નામનું સુગંધી દ્રવ્ય, જટામાંસી, તગર, કુઠ, રસ, બોળ નામનું સુગંધી દ્રવ્ય, પારો, સિંધાલુણ, વેલથી ઉત્પન્ન થનારી વસ્તુઓ, મધુરરસ, મીણ અને ચૂવા વિગેરે સુગંધી વસ્તુનો સ્વામી ગુરૂ છે. ॥ ૨૧ ॥ ॥ ૨૨ ॥ ૨૩ ॥ ૨૪ ॥ ૨૫ ॥

तक्षशिलमार्तिकावतबहुगिरिगान्धारपुष्कलावर्तकाः ।
प्रस्थलमालवकैकयदाशार्णोशीनराः शिवयः ॥ २६ ॥
ये च पिबन्ति वितस्तामिरावतीं चन्द्रभागसरितं च ।
रथरजताऽऽकरकुञ्जरतुरगमहामात्रधनयुक्ता ॥ २७ ॥
सुरभिकुसुमाऽनुलेपनमणिवज्रविभूषणाऽम्बुरुहशय्याः ।
वरतरुणयुवतिकामोपकरणमृष्टाऽन्नमधुरभुजः ॥ २८ ॥

उद्यानसलिलकामुकयशःसुखौदार्यरूपसम्पन्नाः ।
विद्वदमात्यवणिग्जनघटकृच्चित्राऽण्डजास्त्रिफलाः ॥ २९ ॥
कौशेयपट्टकम्बलपत्रौर्णिकरोध्रपत्रचोचानि ।
जातीफलाऽगुरुवचापिप्पल्यश्चन्दनं च भृगोः ॥ ३० ॥

તક્ષશિલા અને મૃતિકાવતી નગરીના વાસી, બહુગીરિ, ગાંધાર, પૂષ્કલાવર્ત, પ્રસ્થલ, માલય, કૈકય, દાશાર્ણ, ઉશીનર, અને શીબી વિગેરે દેશા અને વિતસ્થા નદીનું જળ પીનાર લોકો, કાશ્મિર દેશવાસી તથા ઈરાવતી (રાવી) નદીનું જળ પીનાર લોકો તથા ચંદ્રભાગા નદીનું જળપાન કરનારા, રથ, રૂપાં વિગેરે ધાતુઓ જે ખાંણમાંથી નીકળે છે તે ખાણ, હાથી, ઘોડા, માવત, ધનાઢય, સુગંધી વસ્તુઓ, ચંદન વિગેરે, મણી, હીરા, આભુષણ તથા જળથી ઉત્પન્ન થનાર કમળ વિગેરે, શય્યા, ઉત્તમ તરૂણ પુરૂષ, જુવાનસ્ત્રિઓ, ફૂલની માળા, ચંદન વિગેરે કામદેવના ઉત્તેજક પદાર્થો તથા મીઠાઈ વિગેરે ભોજન સામગ્રી, મિષ્ટાન ખાનાર પુરૂષો, બાગ, જળ, કામીપુરૂષ, યશસ્વી, સૂખી, ઉદાર અને ખૂબસૂરત પુરૂષો, વિદ્વાન, રાજમંત્રી, વૈશ્ય, કુંભાર, અનેક પ્રકારના પક્ષી, ત્રીફળ, રેશમી વસ્ત્ર, શાલ દુશાલ, કાંબર, ધોયેલાં રેશમી વસ્ત્ર, લોદર, તમાલપત્ર, તજ, જાયફલ, અગર, વજ, પીપર અને ચંદન આદિ વસ્તુઓનો સ્વામી શુક્ર છે. ॥ ૨૬ ॥ ૨૭ ॥ ૨૮ ॥ ૨૯ ॥ ૩૦ ॥

आनर्तार्ऽर्बुदपुष्करसौराष्ट्राऽऽभीरशूद्ररैवतकाः ।
नष्टा यस्मिन्देशे सरस्वती पश्चिमो देशः ॥ ३१ ॥
कुरुभूमिजाः प्रभासं विदिशा वेदस्मृती महीतटजाः ।
खलमलिननीचतैलिकविहीनसत्त्वोपहतपुंस्त्वाः ॥ ३२ ॥
बन्धनशाकुनिकाऽशुचिकैवर्तविरूपवृद्धसौकरिकाः ।
गणपूज्यस्खलितव्रतशबरपुलिन्दाऽर्थपरिहीनाः ॥ ३३ ॥
कटुतिक्तरसाऽयन विधवयोपितो भुजगतस्करमहिष्यः ।
खरकरभचणकवातुलनिष्पावाश्चाऽर्कपुत्रस्य ॥ ३४ ॥

આનર્ત, અર્બુદ, પુષ્કર, સૌરાષ્ટ્ર, આભિર, શૂદ્ર, રૈવતક, તથા જે દેશમાં સરસ્વતી સુકાઈ ગઈ છે તે પશ્ચિમદેશ, કુરૂક્ષેત્રની પૃથ્વીમાં રેહેલા લોકો,

પ્રભાસક્ષેત્ર, વીદિશા નગરી, વેદસ્મૃતિ નદીના તટપર થયેલા દુર્જન, મલિન, અધમ કર્મ કરનાર, તેલી, ઘાંચી, નપુંસક પુરૂષો, પારાધી, વહાણ ચલાવનાર, ( ખારવા, ખલાસી ) કુરૂપ, વૃદ્ધ લોક, કુક્કર, પાળનાર, મંડળીના અગ્રેસરો, વ્રતભંગ કરનાર, શબર, પુલિંદ, નીર્ધન, નીંબ વિગેરે કડવા પદાર્થો અને મરી વિગેરે તીખા પદાર્થો, રસાયનો, વિધવા સ્ત્રિયો, સર્પ, ચોર, ભેંસ, ખર, ઉંટ અને વાયુકારક ચણા, મઠ, અને ચોળા વિગેરેનો સ્વામી શનિ છે. ॥૩૧॥ ॥ ૩૨ ॥ ૩૩ ॥ ૩૪ ॥

गिरिशिखरकन्दरदरीविनिविष्टा म्लेच्छजातयः शूद्राः ।
गोमायुभक्षशूलिकवोक्काणाऽश्वमुखविकलाऽङ्गाः ॥ ३५ ॥
कुलपांसनहिंस्रकृतघ्नचौरानिःसत्यशौचदानाश्च ।
खरचरनियुद्धवित्तीव्ररोषगर्भाऽऽशया नीचाः ॥ ३६ ॥
उपहतदाम्भिकराक्षसनिद्राबहुलाश्च जन्तवः सर्वे ।
धर्मेण च सन्त्यक्ता माषतिलाश्चाऽर्कशशिशत्रोः ॥ ३७ ॥

પર્વતોનાં શિખર, ગુફા અને ખીણમાં રહેનાર મલેચ્છ લોકો શીયાળનું ભક્ષણ કરનાર શુલિક, વોક્કાણ, અશ્વમુખ, અંગહીન, કુલને કલંકિત કરનાર, ક્રૂર, કૃતઘ્ન, ચોર, સત્ય, પવિત્રતા અને દાન, ધર્મરહિત લોકો, ખર, ગુપ્ત ચાર, ( જાસુસ ) મલ્લ, અતિક્રોધી, ગર્ભાષય, નીચ, રાક્ષસ, ઘણું ઉંઘનાર ( ઉંઘણશી વા અતિનિદ્રાળુ ) અધર્મી, અડદ અને તલ એ સઘળાંનો સ્વામી રાહુ છે. ॥ ૩૫ ॥ ૩૬ ॥ ૩૭ ॥

गिरिदुर्गपल्लवश्वेतहूणचोलाऽवगाणमरुचीनाः ।
प्रत्यन्तधनिमहेच्छव्यवसायपराक्रमोपेताः ॥ ३८ ॥
परदारविवादरताः पररन्ध्रकुतूहला मदोत्सिक्ताः ।
मूर्खा धार्मिकविजिगीषवश्च केतोः समाख्याताः ॥ ३९ ॥

પર્વતના કિલ્લાઓ, પલ્લવ, શ્વેતહૂણ, ચોલ, આવગાણ, મરૂ, ચીન અને પ્રત્યંત દેશના રહેનાર, ધનવાન, મોટી ઇચ્છાવાળાનો ઉદ્યોગ, પરાક્રમી માણસો, પરસ્ત્રીમાં આસક્ત, વિવાદમાં આસક્ત, ( તકરારી ) પરાયાં છિદ્રો

કાઢવામાં ઉત્સાહી, છકેલા, મૂર્ખ, અધર્મી, અને જીતવાની ઇચ્છા રાખનાર એ સર્વનો સ્વામી કેતુ છે. ॥ ૩૮ ॥ ૩૯ ॥

उदयसमये यः स्निग्धांशुर्महान् प्रकृतिस्थितो
यदि च न हतो निर्घातोल्कारजोग्रहमर्दनैः ।
स्वभवनगतः स्वोच्चप्राप्तः शुभग्रहवीक्षितः
स भवति शिवस्तेषां येषां प्रभुः परिकीर्तितः ॥ ४० ॥

જે ગ્રહ પ્રતિદીન ઉદય વખતે નિર્મળ કિરણયુક્ત, મોટો, પોતાના સ્વભાવમાં રહેલો હોય, અને નિર્ઘાત, ઉલ્કા, રજ, તથા ગ્રહયુદ્ધથી હણાએલો ન હોય અને પોતાની રાશી તથા ઉચ્ચ રાશીમાં હોય તથા શુભ ગ્રહો તેને જોતા હોય, તે જે વર્ગનો સ્વામી હોય તેનું કલ્યાણ થાય છે. ॥ ૪૦ ॥

अभिहितविपरीतलक्षणैः क्षयमुपगच्छति तत्परिग्रहः ।
डमरभयगदातुरा जना नरपतयश्च भवन्ति दुःखिताः॥४१॥

પહેલાં જે ઉત્તમ લક્ષણ કહ્યાં તેથી ઉલટાં જે ગ્રહનાં લક્ષણ હોય તે ગ્રહનો જે વર્ગ હોય તે ક્ષય પામે છે. તથા લોકો અને રાજા પણ યુદ્ધ, કલહ ભય અને રોગથી પીડાય છે. ॥ ૪૧ ॥

यदि न रिपुकृतं भयं नृपाणां स्वसुतकृतं नियमादमात्यजं वा ।
भवति जनपदस्य चाऽप्यवृष्ट्या गमनमपूर्वपुराऽद्रिनिम्नगासु ॥४२॥

એવા ઉત્પાતો થયા છતાં પણ જે રાજાને શત્રુનો ભય ન થાય તેને પોતાના પુત્ર અથવા મંત્રીથી નક્કી ભય થાય છે. અને દેશને પણ શત્રુનો ભય ન થાય તો દુકાળ થવાને લીધે પૂર્વે કદી નહીં જોયેલાં નગર પર્વતો અને નદીઓને વિષે ગમન થાય છે સારાંશ દુકાળથી, પહેલાં કદી દીઠાં કે સાંભળ્યાં ન હોય તેવા સ્થળે જવું પડે છે. ॥ ૪૨ ॥

इति श्रीवराहमिहिरकृतौ बृहत्संहितायां ग्रहभक्तयो
नाम षोडशोऽध्यायः ॥

ઇતિ શ્રીવરાહમિહિરાચાર્યની રચેલી બૃહત્સંહિતાનો ગ્રહભક્તિનામે સોળમો અધ્યાય સંપૂર્ણ થયો ॥ ૧૬ ॥

---

# પ્રકરણ ૧૭ મું.

## ગ્રહયુદ્ધ.

**युद्धं यथा यदा वा भविष्यदादिश्यते त्रिकालज्ञैः ।**
**तद्विज्ञानं करणे मया कृतं सूर्यसिद्धान्तात् ॥ १ ॥**

મંગળ વિગેરે પાંચ ગ્રહોનું યુદ્ધ જ્યારે જેવું થવાનું હોય તેવું, ભૂત, ભવિષ્ય અને વર્તમાનને જાણનાર દૈવજ્ઞે પહેલાંથી કહેવું. તે ગ્રહયુદ્ધને જાણવાનો ઉપાય સૂર્યસિદ્ધાંતપરથી મારા પંચસિદ્ધાંતિકા નામના કરણ ગ્રંથમાં કહેલ છે. ॥ ૧ ॥

**वियति चरतां ग्रहाणामुपर्युपर्यात्ममार्गसंस्थानाम् ।**
**अतिदूराद्दग्विषये समतामिव सम्प्रयातानाम् ॥ २ ॥**
**आसन्नक्रमयोगाद्भेदोल्लेखांशुमर्दनाऽऽशव्यैः ।**
**युद्धं चतुःप्रकारं पराशराऽद्यैर्मुनिभिरुक्तम् ॥ ३ ॥**

આકાશમાં ગમન કરનાર અને ઉપર ઉપર પોતાની કક્ષામાં રહેલા મંગળ વિગેરે પાંચ ગ્રહો અતિદૂર હોવાથી જાણે સરખા એકજ વૃત્તમાં હોય, એવા દેખાય છે. તેના સમીપના ક્રમથી જે સંયોગ થાય તેને યુદ્ધ કહે છે. તેનો તાત્પર્ય એ કે મંગળ વિગેરે ગ્રહોનું પરસ્પર ઘણું અંતર છે; પરંતુ જ્યારે તેઓ પોતાની કક્ષામાં ગમનકર્તા સમસૂત્રમાં આવી જાય છે ત્યારે અતિદુર હોવાથી મનુષ્યોને એવું દેખાય છે કે બંને ગ્રહ મળી ગયા. અને તેવી રીતે મળીને દેખાવું તેનું નામ યુદ્ધ છે. તે યુદ્ધ, ભેદ, ઉલ્લેખ, અંશુમર્દન અને અસવ્ય એ રીતે ચાર પ્રકારનું પરાશર આદિ મુનિઓએ કહ્યું છે.[1] ॥ ૨ ॥ ૩ ॥

---

૧ જ્યારે બે ગ્રહ એક સરખા દેખાય અર્થાત્ ઉપરવાળા ગ્રહને નિચેનો ગ્રહ ઢાંકીલે તે યુદ્ધનું નામ ભેદ છે; જ્યારે એક ગ્રહ બીજા ગ્રહબિંબની પરિધીમાત્રનો સ્પર્શ કરે અને ઢાંકે નહીં તે ઉલ્લેખ નામનું યુદ્ધ છે. બંને ગ્રહોનો સ્પર્શ થાય નહીં, પણ વખતે એટલા પાસે આવી જાય કે તેનાં કિરણ પરસ્પર મળી ગયેલાં દેખાય તે અંશુમર્દન નામનું યુદ્ધ છે. અને ગ્રહોનાં કિરણ મળે નહીં પણ એક ગ્રહ બીજા ગ્રહની દક્ષિણમાં બરાબર રહે અને બીજો ઉત્તરમાં રહે તે અસવ્ય નામનું યુદ્ધ છે.

भेदे वृष्टिविनाशो भेदः सुहृदां महाकुलानां च ।
उल्लेखे शस्त्रभयं मन्त्रिविरोधः प्रियाऽन्नत्वम् ॥ ४ ॥

ભેદ નામનું યુદ્ધ હોય તો વૃષ્ટિ ન થાય; મિત્રોમાં અને ઉત્તમ કુળોમાં પરસ્પર ફુટફાટ થાય છે; ઉલ્લેખ નામનું યુદ્ધ હોય તો યુદ્ધનો ભય થાય રાજા અને મંત્રીઓમાં ફુટ અને દુકાળ પડે છે. ॥ ૪ ॥

अंशुविरोधे युद्धानि भूभृतां शस्त्ररुक्क्षुदवमर्दाः ।
युद्धे चाऽप्यपसव्ये भवन्ति युद्धानि भूपानाम् ॥ ५ ॥

અંશુમર્દન નામનું યુદ્ધ હોય તો રાજાઓને માંહોમાહે યુદ્ધ થાય છે, રોગ અને દુકાળથી પ્રજા પીડાય છે, અને અપસવ્ય નામના યુદ્ધમાં પણ રાજાઓને પરસ્પર લડાઇ થાય છે. ॥ ૫ ॥

रविराक्रन्दो मध्ये पौरः पूर्वेऽपरे स्थितो यायी ।
पौरा बुधगुरुरविजा नित्यं शीतांशुराक्रन्दः ॥ ६ ॥
केतुकुजराहुशुक्रा यायिन एते हता ग्रहा हनुपः ।
आक्रन्दयायिपौरान् जयिनो जयदाः स्ववर्गस्य ॥ ७ ॥

(જે રાજા શત્રુને જીતવા માટે ચડાઇ કરે તેને સહાય માટે બીજો જે રાજા પાછળ રહે તેને પ્રાર્ષ્ણિ ગ્રહ કહે છે, તે પાર્ષ્ણિ ગ્રહની પાછળ પણ જે રાજા હોય તેને આક્રંદ કહે છે.) મધ્યાન્હ વખતે સૂર્ય આક્રંદ કહેવાય છે. મધ્યાન્હ પહેલાં દિવસના ત્રીજા ભાગમાં સૂર્ય પૌર કહેવાય છે અને મધ્યાન્હ પછી દીવસના ત્રીજા ભાગમાં સૂર્ય યાયી કહેવાય છે. બુધ, ગુરૂ અને શનિ પૌર છે. ચંદ્ર નિરંતર આક્રંદ કહેવાય છે. કેતુ, મંગળ, રાહુ અને શુક્ર એ ચાર ગ્રહ યાયી છે. તેઓ હત અર્થાત્ પરાજિત (પરાજય પામેલા) હોય તો આક્રંદ, યાયી અને પૌરોનો નાશ કરે છે. અને યુદ્ધમાં જીત્યા હોય તો પોતાના વર્ગને અર્થાત્ આક્રંદ, યાયી અને પૌરને જય આપે છે. સારાંશ કે જે ગ્રહનો પરાજય થયો હોય તેના વર્ગની હાની થાય અને જે જીત્યો હોય તેના વર્ગની વૃદ્ધિ થાય છે. ॥ ૬ ॥ ૭ ॥

पौरे पौरेण हते पौरान् नृपान् विनिघ्नन्ति ।
एवं याय्याक्रन्दौ नागरयायिग्रहाश्चैव ॥ ८ ॥

પૌર ગ્રહને, પૌર ગ્રહ યુદ્ધમાં જીતે તો પૌર રાજા પૌર રાજાને જીતે છે.

તેજ રીતે યાયી અને આક્રંદનો જય પરાજય અને પૌર તથા યાયીના જય પરાજય ગ્રહ યુદ્ધ પ્રમાણે જાણવા. સારાંશ કે જે ગ્રહ જીતે તેના વર્ગનો જય અને હારે તેના વર્ગનો પરાજય થાય છે, ॥ ૮ ॥ "હવે યુદ્ધમાં પરાજય પામેલાના ગ્રહનાં લક્ષણ કહે છે."

दक्षिणदिक्स्थः परुषो वेपथुरप्राप्य सन्निवृत्तोऽणुः ।
अधिगूढो विकृतो निष्प्रभो विवर्णश्च यः स जितः ॥ ९ ॥

જે ગ્રહ યુદ્ધ વખતે દક્ષિણ દિશામાં રહ્યો હોય અને તે કંપતો હોય વા રૂક્ષ હોય અને બીજા ગ્રહની પાસે પહોચ્યા પહેલાં પાછો ફરે અર્થાત્ વક્રિ થાય, સૂક્ષ્મ જણાય, બીજાથી દબાએલો હોય, કોઈ જાતનો વિકાર પામ્યો હોય, કિરણહીન ફિક્કા રંગનો દેખાય તે ગ્રહ બીજા ગ્રહથી હારેલો હોય છે. ॥ ૯ ॥ "હવે જય પામેલા ગ્રહનાં લક્ષણ કહું છું."

उक्तविपरीतलक्षणसम्पन्नो जयगतो विनिर्दिष्टः ।
विपुलः स्निग्धो द्युतिमान् दक्षिणदिक्स्थोऽपि जययुक्तः १०

પ્રથમ પહેલાં પરાજય પામેલા ગ્રહના લક્ષણથી ઉલટા લક્ષણવાળો ગ્રહ જય પામેલો કહેવાય છે. "એવો નિયમ નથી કે દક્ષિણ દિશામાં રહેલો ગ્રહ સદા પરાજિત કહેવાય અને ઉત્તર દિશામાં રહેલો જય પામેલો કહેવાય." દક્ષિણ દિશામાં રહેલો ગ્રહ મોટો સ્નિગ્ધ અને કાંતિ યુક્ત હોય તો તેને જય પામેલો જાણવો. "એ કહેલ લક્ષણ માત્ર શુક્રમાં હોય છે, બીજા ગ્રહો તો ઉત્તરમાં હોય તોજ જયયુક્ત કહેવાય અને શુક્ર દક્ષિણમાં પણ જય-યુક્ત હોય છે." ॥ ૧૦ ॥

द्वावपि मयूखपृक्तौ विपुलौ स्निग्धौ समागमे भवतः ।
तत्रान्योऽन्यप्रीतिर्विपरीतावात्मपक्षघ्नौ ॥ ११ ॥

જો બંને ગ્રહ કિરણ યુક્ત મોટા અને સ્નિગ્ધ સમાગમમાં હોય તો તે ગ્રહ અન્યોઅન્ય પ્રીતિવાળા છે. અને તેથી ઉલટા એટલે કિરણહીન, સૂક્ષ્મ અને રૂક્ષ હોય તો પોતાના પક્ષનો નાશ કરે છે. ॥ ૧૧ ॥

युद्धं समागमो वा यद्यव्यक्तौ तु लक्षणैर्भवतः ।
भुवि भूभृतामपि तथा फलमव्यक्तं विनिर्देश्यम् ॥ १२ ॥

મંગળઆદિ પાંચ ગ્રહોને પરસ્પર યુદ્ધ થાય છે અને તે ગ્રહ ચંદ્ર સાથે યુક્ત હોય તો સમાગમ કહેવાય.' જો યુદ્ધ અથવા સમાગમ લક્ષણથીજ સ્પષ્ટ ન થાય અર્થાત્ યુદ્ધમાં ગ્રહના જય પરાજયનો નિશ્ચય થાય નહીં તો બંને ગ્રહ તુલ્યરૂપ રહે છે અને સમાગમમાં ચંદ્ર, ગ્રહથી ઉત્તરે અથવા દક્ષિણ બાજુએ થઈ જાય વા ઉપર થઈને જાય તો પૃથ્વીપર રાજાઓને પણ તેવુંજ સ્પષ્ટ ફળ કહેવું અર્થાત્ રાજાઓને પણ યુદ્ધમાં જય પરાજયનો નિશ્ચય થાય નહીં અને ચંદ્રના સમાગમનું ફળ પણ શુભ, અશુભ ન થતાં સાધારણ થાય. ॥ १२ ॥

**गुरुणा जितेऽवनिसुते वाह्लीका यायिनोऽग्निवार्ताश्च ।**
**शशिजेन शूरसेनाः कलिङ्गशाल्वाश्च पीड्यन्ते ॥ १३ ॥**
**सौरेणारे विजिते जयन्ति पौराः प्रजाश्च सीदन्ति ।**
**कोष्टागारम्लेच्छक्षत्रियतापश्च शुक्रजिते ॥ १४ ॥**

જો યુદ્ધમાં મંગળને ગુરૂ જીતે તો બાહ્‌લિક દેશના રહેનાર યાયી અર્થાત્ શત્રુપર ચડાઈ કરનાર રાજા અને અગ્નિથી જીવનાર સોની વિગેરે પીડા પામે છે. મંગળને બુધ જીતે તો સૂરશેન, કલિંગ અને શાલ્વ દેશવાસી પીડાય, શની, મંગળને જીતે તો નગરવાસી જીતે છે અને પ્રજા પીડાય છે. શુક્ર મંગળને જીતે તો ધાન્યના કોઠાર, મ્લેચ્છ અને ક્ષત્રીઓ સંતાપ પામે છે. ॥ १३ ॥ १४ ॥

**भौमेन हते शशिजे वृक्षसरित्तापसाश्मकनरेन्द्राः ।**
**उत्तरदिक्स्थाः क्रतुदीक्षिताश्च सन्तापमायान्ति ॥ १५ ॥**

બુધને મંગળ જીતે તો વૃક્ષ, નદી, તપસ્વી, અસ્મક દેશના રહેનાર રાજા, ઉત્તર દિશાના રહિશ લોકો, યજ્ઞની દિક્ષાવાળાઓ એ સઘળાઓ સંતાપ પામેછે. ॥ १५ ॥

**गुरुणा बुधे जिते म्लेच्छशूद्रचौरार्थयुक्तपौरजनाः ।**
**त्रैगर्तपार्वतीयाः पीड्यन्ते कम्पते च मही ॥ १६ ॥**

ગુરૂ, બુધને જીતે તો, મ્લેચ્છ, શૂદ્ર, ચોર, ધનવાન, નગરવાસી, ત્રિગર્ત દેશ અને પર્વતવાસીઓ પીડાય છે અને ધરતીકંપ થાયછે. ॥ १६ ॥

**रविजेन बुधे ध्वस्ते नाविकयोधाब्जसधनगर्भिण्यः ।**
**भृगुणा जितेऽग्निकोपः सस्याम्बुदयायिविध्वंसः ॥ १७ ॥**

શનિ, બુધને જીતે તો વહાણ ચલાવનાર, યોદ્ધાઓ, જળથી થયેલાં દ્રવ્ય, ધનવાન, સગર્ભાસ્ત્રિયો વિગેરે પીડા પામેછે. શુક્ર, બુધને જીતે તો અગ્નિનો કોપ થાય, અને ખેતી વૃષ્ટિ અને ચડાઈ કરનારા રાજાઓ નાશ પામે છે. ॥ ૧૭ ॥

**जीवे शुक्राभिहते कुलूतगान्धारकैकया मद्राः ।**
**साल्वा वत्सा वङ्गा गावः सस्यानि नश्यन्ति ॥ १८ ॥**

શુક્ર, ગુરૂને જીતે તો, કુલુત, ગાંધાર, કૈકય, મદ્ર, શાલ્વ વત્સ, અને બંગ વિગેરે દેશો તથા ગાય અને ખેતી વિગેરેનો નાશ થાયછે. ॥ ૧૮ ॥

**भौमेन हते जीवे मध्यो देशो नरेश्वरा गावः ।**
**सौरेण चार्जुनायनवसातियौधेयशिबिविप्राः ॥ १९ ॥**

મંગળ, ગુરૂને જીતે તો મધ્યદેશનો રાજા અને ગાયો પીડા પામેછે. શનિ, ગુરૂને જીતે તો આર્જુનાયન, વસાતિ, યૌધેય, અને શીબી દેશના લોકો તથા વિપ્રો નાશ પામેછે. ॥ ૧૯ ॥

**शशितनयेनापि जिते बृहस्पतौ म्लेच्छसत्यशस्त्रभृतः ।**
**उपयान्ति मध्यदेशश्च सङ्क्षयं यच्च भक्तिफलम् ॥ २० ॥**

બુધ, ગુરૂને જીતે તો, મ્લેચ્છ, સત્યવાદી, ને શસ્ત્ર બાંધનાર પીડા પામેછે અને મધ્યદેશનો નાશ થાયછે. તથા ગુરૂની ભક્તિમાં જે પહેલાં કહ્યાં છે તે સઘળાંનો નાશ થાયછે. ॥ ૨૦ ॥

**शुक्रे बृहस्पतिहते यायी श्रेष्ठो विनाशमुपयाति ।**
**ब्रह्मक्षत्रविरोधः सलिलं च न वासवस्त्यजति ॥ २१ ॥**

ગુરૂ, શુક્રને જીતે તો ચડાઈ કરનાર શ્રેષ્ઠ રાજા નાશ પામે છે, બ્રાહ્મણ ક્ષત્રીઓને વિરોધ થાય છે અને વૃષ્ટિ થતી નથી. ॥ ૨૧ ॥

**कोशलकलिङ्गवङ्गा वत्सा मत्स्याश्च मध्यदेशयुताः ।**
**महतीं व्रजन्ति पीडां नपुंसकाः शूरसेनाश्च ॥ २२ ॥**

અને કોશલ, કલિંગ, બંગ, વત્સ, મત્સ્ય, મધ્યદેશ, નપુંસક અને સુરશેન મોટી પીડા પામે છે. ॥ ૨૨ ॥

**कुजविजिते भृगुतनये बलमुख्यवधो नरेन्द्रसंग्रामाः ।**
**सौम्येन पार्वतीयाः क्षीरविनाशोऽल्पवृष्टिश्च ॥ २३ ॥**

મંગળ, શુક્રને જીતે તો રાજાનો સેનાપતિ મરણ પામે છે, રાજાઓનું પરસ્પર યુદ્ધ થાય છે. બુધ, શુક્રને જીતે તો પર્વતવાસીઓ નાશ પામે છે; દુધની અછત અને વૃષ્ટિ થોડી થાય છે. ॥ ૨૩ ॥

रविजेन सिते विजिते गणमुख्याः शस्त्रजीविनः क्षत्रम् ।
जलजाश्च निपीड्यन्ते सामान्यं भक्तिफलमन्यत् ॥ २४ ॥

શનિ, શુક્રને જીતે તો, સમુહના અગ્રેસરો, શસ્ત્રથી જીવનાર, ક્ષત્રીઓ, જળથી થયેલાં દ્રવ્ય, પીડા પામેછે. એ વિશેષ ફળ કહ્યું, પહેલાં જે ગ્રહ-ભક્તિ કહી છે તેમાં પણ પરાજય પામેલા ગ્રહ પોતપોતાની ભક્તિનો નાશ કરેછે એ સામાન્ય ફળ છે. ॥ ૨૪ ॥

असिते सितेन निहतेऽर्घवृद्धिरहिविहगमानिनां पीडा ।
क्षितिजेन टङ्कणान्ध्रोणड्रकाशिवाह्लीकदेशानाम् ॥ २५ ॥

શુક્ર, શનિને જીતે તો સઘળી વસ્તુ સસતી થાય છે, સર્પ, પક્ષી અને અભિમાની પુરૂષો પીડા પામે છે; મંગળ, શનિને જીતે તો, તંગણ, આંધ્ર, ઓડ્ર, કાશી અને બાહ્લિક દેશના વાસીઓને પીડા થાયછે. ॥ ૧૫ ॥

सौम्येन पराभूते मन्देऽङ्गवणिग्विहङ्गपशुनागाः ।
सन्ताप्यन्ते गुरुणा स्त्रीबहुला महिषकशकाश्च ॥ २६ ॥

બુધ, શનિને જીતે તો અંગ દેશ, વૈશ્ય, પક્ષી, પશુ અને સર્પ પીડા પામે છે, ગુરૂ, શનિને જીતે તો જે દેશમાં સ્ત્રિયો ઘણી હોય તે દેશ, મહિશક અને શક પીડા પામેછે. ॥ ૨૬ ॥

अयं विशेषोऽभिहितो हतानां
कुजज्ञवागीशसितासितानाम् ।
फलं तु वाच्यं ग्रहभक्तितोऽन्यद्
यथा तथा घ्नन्ति हताः स्वभक्तीः ॥ २७ ॥

મંગળ, બુધ, ગુરૂ, શુક્ર અને શનિનું પરાજિતપણાંનું એ વિશેષ ફળ કહ્યું અને બીજું સામાન્ય ફળ ગ્રહભક્તિથી કહેવું. જે ગ્રહ જે રીતે પરાભવ પામ્યો હોય તેજ રીતે પોતાની ભક્તિનો નાશ કરેછે. અર્થાત્ જો ગ્રહનો પરાજય સ્પષ્ટ થયો હોય તો ભક્તિનો નાશ સ્પષ્ટ થાયછે. અને પરાજય સ્પષ્ટ ન હોય તો ભક્તિનો નાશ પણ પ્રત્યક્ષ થતો નથી. ॥ ૨૭ ॥

इति श्रीवराहमिहिरकृतौ बृहत्संहिता ग्रहयुद्धं-
नाम सप्तदशोऽध्यायः ॥

શ્રીવરાહમિહિરાચાર્યની રચેલી બૃહત્સંહિતાનો ગ્રહયુદ્ધનામે સત્તરમો અધ્યાય સંપૂર્ણ થયો.

---

## પ્રકરણ ૧૮ મું.

### શશીગ્રહ સમાગમ.

भानां यथासम्भवमुत्तरेण यातो ग्रहाणां यदिवा शशाङ्कः ।
प्रदक्षिणं तच्छुभकृन्नराणां याम्येन यातो न शिवः शशाङ्कः ॥१॥

નક્ષત્ર અને ગ્રહોની યથા સંભવ ઉત્તર બાજુએ ચંદ્ર ચાલે તો તે પ્રદક્ષિણ ગમન રાજાઓને શુભકર્તા છે અને નક્ષત્ર તથા ગ્રહોની દક્ષિણ બાજુ ચંદ્ર ગમન કરે તો તે શુભ નથી. યથા સંભવ કહેવાનો તાત્પર્ય એ કે સઘળાં નક્ષત્રની ઉત્તર બાજુ અથવા સઘળાં નક્ષત્રની દક્ષિણ બાજુ ચંદ્ર ગમન કરી શકતો નથી. જે નક્ષત્રના શર ચંદ્રના શરથી ઓછા હોય અથવા ચંદ્રશરના જેટલા ન હોય, તેની ઉત્તર, દક્ષિણ ગમનનો સંભવ રહેછે. જેના ઉત્તરશર, ચંદ્રના શરથી અધિક છે તેની દક્ષિણબાજુ સદા ચંદ્ર ગમન કરેછે અને જેના દક્ષિણશર ચંદ્રના શરથી અધિક છે તે નક્ષત્રોની ઉત્તરબાજુએ સદા ચંદ્રમા જાય છે. એ રીતે મંગળ વિગેરે ગ્રહોનું પણ જાણવું. જેમની ઉત્તર અને દક્ષિણ બંને બાજુ ચંદ્રના ગમનનો સંભવ છે તેથીજ ફળનો વિચાર કરવો. ૧

चन्द्रमा यदि कुजस्य यात्युदक् पार्वतीयबलशालिनां जयः ।
क्षत्रियाः प्रमुदिताः सयायिनो भूरिधान्यमुदिता वसुन्धरा ॥२॥

જો ચંદ્ર, મંગળની ઉત્તર બાજુ થઈ જાયતો પર્વતવાસી અને બળવાન જય પામેછે. અને યાયી એટલે ચડાઈ કરી જનારા સહિત ક્ષત્રીઓ પ્રસન્ન થાયછે અને પૃથ્વીપર ઘણું ધાન્ય પાકવાથી લોકો પ્રસન્ન રહેછે. ॥ ૨ ॥

उत्तरतः स्वसुतस्य शशाङ्कः पौरजयाय सुभिक्षकरश्च ।
सस्यचयं कुरुते जनहार्दं कोशचयं च नराधिपतीनाम् ॥ ३ ॥

જો ચંદ્રમા બુધની ઉત્તરે થઈ ગમન કરે તો શહેરમાં રહેનારા રાજાઓનો જય થાયછે. સુકાળ અને ખેતીની વૃદ્ધિ થાયછે. પ્રજા પ્રસન્ન રહેછે અને રાજાઓના ભંડાર વૃદ્ધિ પામેછે. ॥ ૩ ॥

बृहस्पतेरुत्तरगे शशाङ्के पौरद्विजक्षत्रियपण्डितानाम् ।
धर्मस्य देशस्य च मध्यमस्य वृद्धिः सुभिक्षं मुदिताः प्रजाश्च ॥४॥

ગુરૂની ઉત્તરે થઈ ચંદ્ર ગમન કરે તો પૌર, બ્રાહ્મણ, ક્ષત્રી, પંડિત, ધર્મ અને મધ્ય દેશની વૃદ્ધિ થાયછે. સુકાળ થાયછે અને પ્રજા રાજી રહેછે. ॥ ૪ ॥

भार्गवस्य यदि यात्युदक् शशी कोशयुक्तगजवाजिवृद्धिदः ।
यायिनां च विजयो धनुष्मतां शस्यसम्पदपि चोत्तमा तदा ॥५॥

શુક્રની ઉત્તરે થઈ ચંદ્ર જાયતો રાજાઓના ભંડાર અને હાથી ઘોડાનો વધારો કરેછે અને ધનુપ ધારણ કરનાર યાયી રાજાઓનો જય થાયછે તથા ખેતી સારી પાકેછે. ॥ ૫ ॥

रविजस्य शशी प्रदक्षिणं कुर्याच्चेत् पुरभूभृतां जयः ।
शकवाह्लिकसिन्धुपह्लवा मुद्राजो यवनैः समन्विताः ॥ ६ ॥

શનિની ઉત્તરે થઈ ચંદ્ર ચાલે તો પૂરવાસી રાજા જય મેળવે છે અને શક, બાહ્લિક, સિંધુ, પહલવ અને યવન હર્ષ પામે છે. ॥ ૬ ॥

येषामुदग्गच्छति भग्रहाणां
प्रालेयरश्मिर्निरुपद्रवश्च ।
तद्द्रव्यपौरेतरभक्तिदेशान्
पुणाति याम्येन निहन्ति तानि ॥ ७ ॥
शशिनि फलमुदक्स्थे यद्ग्रहस्योपदिष्टं
भवति तदपसव्ये सर्वमेव प्रतीपम् ।
इति शशिसमवायाः कीर्तिता भग्रहाणां
न खलु भवति युद्धं साकमिन्दोर्ग्रहर्क्षैः ॥ ८ ॥

ચંદ્ર જે નક્ષત્ર અને ગ્રહની ઉત્તરબાજુ થઈ ચાલે અને તે ઉત્પાત રહિત હોય તો તે નક્ષત્રોનાં જે દ્રવ્ય નક્ષત્ર વ્યુહમાં કહેલ છે અને ગ્રહભક્તિમાં

કહેલાં તે તે ગ્રહનાં દ્રવ્ય તે સઘળાંનો અને ગ્રહોની મધ્ય જે પૌર, યાયી વિગેરે કહ્યા છે તે સર્વનો અને ગ્રહભક્તિમાં કહેલા દેશનો વધારો કરેછે. અર્થાત્ તેને પુષ્ટિ આપેછે; અને દક્ષિણબાજુ થઈને જાય તો તે સર્વનો નાશ કરેછે. ગ્રહની ઉત્તરબાજુ ગમન કરનાર ચંદ્રમાનું જે ફળ કહ્યું તે સઘળું ચંદ્રમા ગ્રહ અને નક્ષત્રથી દક્ષિણબાજુ થઈને ચાલે તો તેથી ઉલટું થાયછે. એ રીતે ચંદ્રનીસાથે નક્ષત્ર અને ગ્રહનો સમાગમ કહ્યો. ગ્રહ અને નક્ષત્ર સાથે ચંદ્રમાને યુદ્ધ થતું નથી તાત્પર્ય એ કે સૂર્યસાથે મંગળઆદિ કોઈ ગ્રહયુક્ત હોયતો તે અસ્ત કહેવાય છે. અને ચંદ્રસાથે મંગળઆદિ ગ્રહોનો યોગ હોય તો તે સમાગમ કહેવાયછે અને મંગળઆદિ પાંચ ગ્રહોનો પરસ્પર યોગ હોય તો તે યુદ્ધ કહેવાયછે. ॥ ૭ ॥ ૮ ॥

**इति श्रीवराहमिहिरकृतौ बृहत्संहितायां शशिग्रहसमागमोऽष्टादशोऽध्यायः ॥**

ઈતિ શ્રીવરાહમિહિરાચાર્યની રચેલી બૃહત્સંહિતાનો શશિગ્રહ સમાગમ નામનો અઢારમો અધ્યાય સંપૂર્ણ થયો.

---

## પ્રકરણ ૧૯ મું.

### ગ્રહ વર્ષફળ.

**सर्वत्र भूर्विरलशस्ययुता वनानि**
**दैवाद्द्विभक्षयिषुदंष्ट्रिसमावृतानि ।**
**स्यन्दन्ति नैव च पयः प्रचुरं स्रवन्त्यो**
**रुग्भेषजानि न तथातिवलान्वितानि ॥ १ ॥**

"હવે ગ્રહોનાં વર્ષનાં ફળ ક્રમથી કહે છે." સૂર્યના વર્ષમાં એટલે જે વર્ષનો અધિપતિ સૂર્ય હોય તે વર્ષમાં અથવા તે માસમાં કે તે વારમાં આપ્રમાણે ફળ થાય છે. સર્વ દેશમાં પૃથ્વિપર ધાન્ય થોડાં થાય, ભક્ષણની ઈચ્છા

કરનાર દાઢવાળાં સર્પ અને કુક્કર વિગેરે જીવોથી ઉપદ્રવ થાય છે, વર્ષાદ પરીપૂર્ણ જળ વરસે નહીં, રોગ ફેલાય, ઉત્તમ ઓષધો ગુણકારી થાય નહીં ॥ ૧ ॥

तीक्ष्णं तपत्यदितिजः शिशिरेऽपि काले
नात्यम्बुदा जलमुचोऽचलसन्निकाशाः ।
नष्टप्रभर्क्षगणशीतकरं नभश्च
सीदन्ति तापसकुलानि सगोकुलानि ॥ २ ॥

શિશિર ઋતુમાં પણ સૂર્ય ઘણો તપવા લાગેછે, પર્વત સરખા મેઘો પણ વરસાદ વરસે નહીં, નિસ્તેજ તારા અને ચંદ્રથી આકાશ ઝાંખુ દેખાયછે, તપસ્વીઓ અને ગાયો દુ:ખી થાયછે. ॥ ૨ ॥

हस्त्यश्वपत्तिमदसह्यबलैरुपेता
बाणासनासिमुशलातिशयाश्चरन्ति ।
घ्नन्तो नृपा युधि नृपानुकरैश्च देशान्
संवत्सरे दिनकरस्य दिनेऽथ मासे ॥ ३ ॥

અને હાથી, ઘોડા અને પ્યાદળસહિત અસંખ્ય સૈન્યયુક્ત રાજાઓ ધનુષ, તલવાર અને મુશળઆદિ શસ્ત્રથી દેશનો નાશ કરતા વિચરે છે. ॥ ૩ ॥

व्याप्तं नभः प्रचलिताचलसन्निकाशै-
र्व्यालाञ्जनालिगवलच्छविभिः पयोदैः ।
गां पूरयद्भिरखिलाममलाभिरद्भि-
रुत्कण्ठकेन गुरुणा ध्वनितेन चाशाः ॥ ४ ॥

ચંદ્રનું વર્ષ પ્રવૃત્ત થતાં પર્વત સરખા ચોતરફ ચાલતા સર્પ, કાજળ, ભ્રમર અને પાડના શૃંગ સરખા શ્યામ મેઘ નિર્મળ જળથી સઘળી પૃથ્વિને પરિપૂર્ણ કરે છે, વિરહી જનોને ઉત્કંઠિત કરનાર ગંભિર ગર્જનાથી દિશાઓને વ્યાપ્ત કરે છે. વર્ષાદ આકાશમાં છવાઈ રહે છે. ॥ ૪ ॥

तोयानि पद्मकुमुदोत्पलवन्त्यतीव
फुल्लद्रुमाण्युपवनान्यलिनादितानि ।
गावः प्रभूतपयसो नयनाभिरामा
रामा रतैरविरतं रमयन्ति रामान् ॥ ५ ॥

गोधूमशालियवधान्यवरेक्षुवाटा
भूः पाल्यते नृपतिभिर्नगराकराढ्या ।
चित्यङ्किता क्रतुवरिष्टिविघुष्टनादा
संवत्सरे शिशिरगोरभिसम्प्रवृत्ते ॥ ६ ॥

જળ પણ કમળ, કુમુદ અને નીલકમળ યુક્ત દેખાય છે; ઉપવનોમાં પુષ્કળ વૃક્ષો પ્રફુલિત થાય છે; તેમાં ભ્રમરો મધૂર ગુંજાર કરે છે. ગાય ઘણું દૂધ આપે છે. અને અતિસુંદર સ્ત્રિયો વિલાસથી પોતાના પતિને ખુશી કરે છે. ઘઉં, ધાન્ય, યવ અને શેરડીનાં ક્ષેત્રોયુક્ત નગરો અને સૂવર્ણ તથા રત્નની ખાણયુક્ત, હોમનેમાટે કરેલા કુંડથી યુક્ત અને ઉત્તમ યજ્ઞોમાં થતી ઇષ્ટિઓમાં ઉચ્ચાર થતા વેદશબ્દથી ગાજી રહેલી પૃથ્વિનું રાજા પાલણ કરે છે. ॥ ૫ ॥ ૬ ॥

वातोद्धतश्चरति वह्निरतिप्रचण्डो
ग्रामान् वनानि नगराणि च सन्दिधक्षुः ।
हाहेति दस्युगणपातहता रटन्ति
निःस्वीकृता विपशवो भुवि मर्त्यसङ्घाः ॥ ७ ॥

મંગળના વર્ષમાં પવનથી પ્રદિપ્ત થયેલો પ્રચંડ અગ્નિ ગામ વન અને નગરોને દગ્ધ કરવાની ઈચ્છાથી ફેલાય છે; લુંટારાના ત્રાસથી પીડાતા, ધન ને પશુવગરના દુઃખી લોકો હાહાકાર કરે છે. ॥ ૭ ॥

अभ्युन्नता वियति संहतमूर्तयोऽपि
मुञ्चन्ति न क्वचिदपः प्रचुरं पयोदाः ।
सीम्नि प्रजातमपि शोषमुपैति शस्यं
निष्पन्नमप्यविनयादपरे हरन्ति ॥ ८ ॥

આકાશમાં ચડેલાં ઘણાં ઘાટાં વાદળાંઓ પણ પુષ્કળ જળ વરસતાં નથી, ખેત્રમાં થયેલાં ધાન્ય સૂકાય છે, અને કાંઈક પાકેલા ધાન્યને બીજાઓ અન્યાયથી ચોરી જાય છે. ॥ ૮ ॥

भूपा न सम्यगभिपालनसक्तचित्ताः
पित्तोत्थरुक्प्रचुरता भुजगप्रकोपः ।
एवंविधैरुपहता भवति प्रजेयं
संवत्सरेऽवनिसुतस्य विपन्नशस्या ॥ ९ ॥

રાજાઓ ધર્મથી પ્રજાનું પાલણ કરવામાં આસક્ત ચિત્તવાળા થતા નથી; પિત્ત રોગ અને સર્પના ઉપદ્રવો વધે છે; એ રીતે અનેક જાતના ઉત્પાતથી પ્રજા પીડાય છે અને ખેતીનો નાશ થાય છે. ॥ ૯ ॥

मायेन्द्रजालकुहकाकरनागराणां
गान्धर्वलेख्यगणितास्त्रविदां च वृद्धिः ।
पिप्रीषया नृपतयोऽद्भुतदर्शनानि
दित्सन्ति तुष्टिजननानि परस्परेभ्यः ॥ १० ॥

બુધના વર્ષ અને માસમાં માયાવીયો, પ્રપંચીઓ, ઈંદ્રિજાળી (આશ્ચર્ય દેખાડનારાઓ) સોના વિગેરેની ખાણ જાણવામાં કુશળ પુરૂષો, ગવૈયાઓ, ચિતારા, લેખક, ગણિત જાણનાર અને શસ્ત્રવિદ્યા જાણનારાઓ વૃદ્ધિ પામેછે; પ્રસન્ન કરવાની ઈચ્છાથી રાજાઓ પરસ્પર સ્નેહ વધવામાટે એક બીજાને મળેછે. ॥ ૧૦ ॥

वार्त्ता जगत्यवितथा विकला त्रयी च
सम्यक् चरत्यपि मनोरिव दण्डनीतिः ।
अध्यक्षरं स्वभिनिविष्टधियोऽत्र केचिद्
आन्वीक्षिकीषु च परं पदमीहमानाः ॥ ११ ॥

ખેતી, પશુપાલણ અને વ્યાપાર જગતમાં સત્યતાથી થાયછે અર્થાત્ તે કરનાર પુરૂષોને લાભ મળેછે. જગતમાં વેદત્રયીનો પ્રચાર થાયછે. રાજનીતિ પ્રમાણે, મનુનીપેઠે રાજાઓ પ્રજાનું રક્ષણ કરેછે; કોઈ કોઈ પુરૂષો વેદાંતશાસ્ત્રમાં નિષ્ઠા રાખેછે; કોઈ ન્યાયશાસ્ત્ર ને તર્કવિદ્યામાં ઉત્તમ પદ ઈચ્છેછે. ॥૧૧॥

हास्यज्ञदूतकविबालनपुंसकानां
युक्तिज्ञसेतुजलपर्वतवासिनां च ।
हार्दिं करोति मृगलाञ्छनजः स्वकेऽब्दे
मासेऽथवा प्रचुरतां भुवि चौषधीनाम् ॥ १२ ॥

હસાવનાર, દૂત, કવિ, બાલક, નપુંસક, યુક્તિબાજ, મૂલ અથવા જળના બંધપર રહેનારાઓ પર્વતવાસી સંતોષ પામેછે અને પૃથ્વીપર ઔષધીની વૃદ્ધિ થાયછે. ॥ ૧૨ ॥

ध्वनिरुच्चरितोऽध्वरे द्युगामी
विपुलो यज्ञमुषां मनांसि भिन्दन् ।
विचरत्यनिशं द्विजोत्तमानां
हृदयानन्दकरोऽध्वरांशभाजाम् ॥ १३ ॥

ગુરૂનાં શુભ વર્ષ આદિ હોય તો આ નીચેપ્રમાણે ફળ થાયછે. "અહીં શુભ વર્ષ કહેવાનો તાત્પર્ય એ કે, પ્રભવ આદિ સાઠ વર્ષમાં પીંગળ, કાળયુક્તિ, રૌદ્ર અને દુર્મતી આદિ બૃહસ્પતિનાં અશુભ વર્ષ હોય તો, આ સંપૂર્ણ ફળ થતું નથી, અને પ્રભવ વિભવ આદિ બૃહસ્પતિનાં શુભ વર્ષ હોય તો આ ફળ પરીપૂર્ણ રીતે થાયછે." યજ્ઞમાં વિઘ્ન કરનાર રાક્ષસોના હૃદને વિદારનાર, યજ્ઞમાં ભાગ લેનાર ઇંદ્રાદિ દેવને આનંદ આપનાર, બ્રાહ્મણોએ ઉચ્ચારેલા વેદના શબ્દોથી આકાશ ગાજી રહેછે. અર્થાત્ અતિઉંચેસ્વરે ભણેલા વેદનો ધ્વની અતિગાજી રહેછે. ॥ ૧૩ ॥

क्षितिरुत्तमशस्यवत्यनेक-
द्विपपत्त्यश्वधनोरुगोकुलाढ्या ।
क्षितिपैरभिपालनप्रहृष्टा
द्युचरस्पर्द्धि जना तदा विभाति ॥ १४ ॥

ઉત્તમ ખેતી, અનેક હાથી, ઘોડા, પ્યાદળ, ધન અને ઘણી ગાયોથી વ્યાપ્ત પૃથ્વિનું રાજા પાલન કરે છે. અને લોકો દેવતુલ્ય સુખ ભોગવે છે.॥૧૪॥

विविधैर्वियदुन्नतैः पयोदै-
र्वृतमुर्वी पयसाभितर्पयद्भिः ।
सुरराजगुरोः शुभेऽत्र वर्षे
बहुशस्या क्षितिरुत्तमर्द्धियुक्ता ॥ १५ ॥

જળથી પૃથ્વીને તૃપ્ત કરનાર મેઘ આકાશમાં છાઈ રહે છે, અને ધાન્ય• પુષ્કળ પાકે છે. ॥ ૧૫ ॥

शालीक्षुमत्यपि धरा धरणीधराभ-
धाराधरोज्झितपयःपरिपूर्णवप्रा ।
श्रीमत्सरोरुहतताम्बुतडागकीर्णा
योषेव भात्यभिनवाभरणोज्ज्वलाङ्गी ॥ १६ ॥

શુક્રનાં વર્ષમાં તથા તેના માસ અને દિવસમાં ધાન્ય શેરડી અને ક્ષેત્રોથી વ્યાપ્ત ઉંચા પહાડ સરખા વરસતા મેઘના જળથી ક્ષેત્રો પરીપૂર્ણ થઈ રહે છે, પુષ્કળ જળવાળાં તલાવોમાં કમળ ખીલી રહે છે, તેથી ઉત્તમ ભૂષણોએકરી શોભતા અંગવાળી પૃથ્વી સુંદર સ્ત્રિસરખી દેખાય છે. ॥૧૬॥

क्षतं क्षितौ क्षपितभूरिवलारिपक्षम्
उद्घुष्टनैकजयशब्दविराविताशम् ।
संहृष्टशिष्टजनदुष्टविनष्टवर्गां
गां पालयन्त्यवनिपा नगराकराढ्याम् ॥ १७ ॥

ઘણા બળવાન, શત્રુપક્ષનો નાશ કરનાર, ઉંચા સ્વરથી જય જયના શબ્દ કરી દીશાને ગજાવનાર રાજાઓના સમૂહ પ્રસન્ન રહે છે. સજ્જન પુરૂષો જેની અંદર હર્ષ પામી રહેલા છે તથા દુર્જનો જેની અંદર નષ્ટ થયા છે તેવાં નગર અને ખાણયુક્ત પૃથ્વિનું રાજા પાલન કરે છે. ॥ ૧૭ ॥

पेपीयते मधु मधौ सह कामिनीभि-
र्जेगीयते श्रवणहारि सवेणुवीणम् ।
वोभुज्यतेऽतिथिसुहृत्स्वजनैः सहान्नम्
अब्दे सितस्य मदनस्य जयावघोषः ॥ १८ ॥

વસંતઋતુમાં પુરૂષો, કામિનીસહિત મદ્યપાન કરી વાંસળી અને વીણા સાથે, મન અને કાનને આનંદ આપનાર સુંદર ગીત ગાય છે. અભ્યાગતો, મિત્રો, અને સંબંધીઓસહિત મધૂર પદાર્થોનું ભોજન કરે છે. કામદેવનો જય થાય છે અર્થાત્ એ વર્ષમાં પ્રજા બહુ કામાસક્ત થાય છે. ॥ ૧૮ ॥

उद्वृत्तदस्युगणभूरिरणाकुलानि
राष्ट्राण्यनेकपशुवित्तविनाकृतानि ।
रोरूयमाणहतवन्धुजनैर्जनैश्च
रोगोत्तमाकुलकुलानि वुभुक्षया च ॥ १९ ॥

वातोद्धताम्वुधरवर्जितमन्तरिक्षम्
आरुग्णनैकविटपं च धरातलं द्यौः ।
नष्टार्कचन्द्रकिरणातिरजोऽवनद्धा
तोयाशयाश्च विजलाः सरितोऽपि तव्व्यः ॥ २० ॥

जातानि कुत्रचिदतोयतया विनाशम्
ऋच्छन्ति पुष्टिमपराणि जलोक्षितानि ।
शस्यानि मन्दमभिवर्षति वृत्रशत्रौ
वर्षे दिवाकरसुतस्य सदा प्रवृत्ते ॥ २१ ॥

શનિનાં વર્ષ, માસ અને દિવસનો પ્રારંભ થતાં ઘણા ઉપદ્રવ કરનાર ચોર અને યુદ્ધથી વ્યાકુળ લોકો નાનાપ્રકારનાં પશુ અને ધનવગરનાં દુઃખી થાય છે ને ક્ષુધાથી રૂદન કરતા, સગાંવહાલાંઓસહિત અતિરોગથી પીડાય છે, ઘણો પવન ચાલવાથી આકાશમાં વાદળાં દેખાતાં નથી. ઉત્પાતથી વૃક્ષો પૃથ્વિપર પડે છે. કિરણહિન સૂર્ય-ચંદ્રવાળું આકાશ રજની વૃષ્ટિથી ઢંકાઈ જાય છે, જળાશયો સુકાઈ જાય છે અને નદીઓના પ્રવાહ પાતળા થઈ જાય છે. કોઈ જગોએ થયેલાં થોડાં ધાન્યો વૃષ્ટિ ન થવાથી સૂકાય છે અને કોઈ સ્થળે સાધારણ જળથી છંટાએલાં ધાન્યો કંઈક પુષ્ટિ પામે છે. એ રીતે શનિનાં વર્ષમાં વૃષ્ટિ થોડી થાય છે. ॥ ૧૯ ॥ ૨૦ ॥ ૨૧ ॥

अणुरपटुमयूखो नीचगोऽन्यैर्जितो वा
न सकलफलदाता पुष्टिदोऽतोन्यथा यः ।
यदशुभमशुभेऽब्दे मासजं तस्य वृद्धिः
शुभफलमपि चैवं याप्यमन्योऽन्यतायाम् ॥ २२ ॥

જે ગ્રહનું બિંબ આકાશમાં નાનું દેખાય અને તે કિરણહિન હોય વા નીચ રાશીપર રહ્યો હોય તથા યુદ્ધમાં બીજા ગ્રહથી પરાજિત થયો હોય તો તે પરિપૂર્ણ રીતે સારૂં ફળ આપી શકતો નથી; પણ સંપૂર્ણ અશુભ ફળકર્તા છે. એથી વિપરીત હોય અર્થાત્ જેનું બિંબ મોટું દેખાય, કિરણો સ્પષ્ટ દેખાય, અને ઉચ્ચ રાશીપર રહ્યો હોય અને યુદ્ધમાં જય પામેલો હોય તો તે પરિપૂર્ણ રીતે સારૂં ફળ આપેછે. અને અશુભ ફળ થોડું કરેછે. અશુભ વર્ષમાં મહિનાનું પણ અશુભ ફળ થાયછે. એ પ્રમાણે શુભ વર્ષમાં શુભ માસ હોય તેના ફળની વૃદ્ધિ થાયછે. પરંતુ અન્યોન્યમાં અર્થાત્ શુભ વર્ષમાં અશુભ માસ હોય અને અશુભ વર્ષમાં શુભ માસ હોય તો થોડું ફળ થાયછે. ॥ ૨૨ ॥

इति श्रीवराहमिहिरकृतौ बृहत्संहितायां ग्रहवर्ष-
फलमेकोनविंशतितमोऽध्यायः ।

ઈતિ શ્રીવરાહમિહિરાચાર્યની રચેલી બૃહત્સંહિતાનો ગ્રહ વર્ષફળ નામનો ઓગણીશમો અધ્યાય સંપૂર્ણ થયો.

---

## પ્રકરણ ૨૦ મું.

### ગ્રહશૃંગાટક.

यस्यां दिशि दृश्यन्ते विशन्ति ताराग्रहा रविं सर्वे ।
भवति भयं दिशि तस्यामायुधकोपक्षुधातङ्कैः ॥ १ ॥

મંગળ આદિ પાંચ ગ્રહ જે દિશામાં અસ્ત થયા પછી દેખાય અને જે દિશાએ સૂર્યમાં પ્રવેશ કરે એટલે અસ્ત પામે તે દિશામાં યુદ્ધ, દુકાળ અને રોગનો ભય થાયછે. ॥ ૧ ॥

चक्रधनुःशृङ्गाटकदण्डपुरप्रासवज्रसंस्थानाः ।
क्षुदवृष्टिकरा लोके समराय च मानवेन्द्राणाम् ॥ २ ॥
यस्मिन् खांशे दृश्या ग्रहमाला दिनकरे दिनान्तगते ।
तत्रान्यो भवति नृपः परचक्रोपद्रवश्च महान् ॥ ३ ॥

ચક્ર, ધનુપ અને શૃંગાટક અર્થાત્ શિંગોડાનીપેઠે ત્રીકોણ દંડ નગર અને પ્રાસ ( ભાલું ) તથા વજ્ર, વચમાં પાતળું અને બંને ખૂણે જાડું એવા આકારથી મંગળ વિગેરે પાંચ ગ્રહ રહ્યા હોય તો, દુકાળ પડેછે અને રાજાઓને પરસ્પર યુદ્ધ થાયછે. એ શિવાય બીજા રૂપથી રહ્યા હોય તો અશુભ ફળ થતું નથી. સૂર્યાસ્ત પછી આકાશના જે ભાગમાં મંગળ આદિ પાંચ ગ્રહની માળા ( પંક્તિ અથવા લાઈન ) દેખાય તે ભૂમિના ભાગમાં બીજો રાજા થાય છે અને પરચક્રનો એટલે શત્રુસેનાનો મોટો ઉપદ્રવ થાય છે. ॥ ૨ ॥ ૩ ॥

यस्मिन्नृक्षे कुर्युः समागमं तज्जनान् ग्रहा हन्युः ।
अविभेदनाः परस्परममलमयूखाः शिवास्तेषाम् ॥ ४ ॥

જે નક્ષત્રમાં ગ્રહોનો સમાગમ હોય તે નક્ષત્રનાં જે લોકો નક્ષત્ર કુર્મ અને નક્ષત્ર વ્યુહમાં કહેલ છે તેનો નાશ કરે છે; પરંતુ તે ગ્રહો જો પરસ્પર

ભેદન કરતા હોય નહીં અને નિર્મળ કિરણવાળા હોય તો તેમને શુભફળ આપે છે. ॥ ૪ ॥

**ग्रहसंवर्तसमागमसम्मोहसमाजसन्निपाताख्याः ।**
**कोशश्चेत्येतेषामभिधास्ये लक्षणं सफलम् ॥ ५ ॥**

ગ્રહ સંવર્ત, ગ્રહ સમાગમ, ગ્રહ સંમોહ, ગ્રહ સમાજ, ગ્રહ સન્નિપાત અને ગ્રહ કોપ એ રીતે ૭ પ્રકારના ગ્રહયોગ થાયછે. "હવે તેનાં લક્ષણ અને ફળ કહુંછું." ॥ ૫ ॥

**एकर्क्षे चत्वारः सह पौरैर्यायिनोऽथवा पञ्च ।**
**संवर्तो नाम भवेच्छिखिराहुयुतः स सम्मोहः ॥ ६ ॥**

એક નક્ષત્ર પર ચાર અથવા પાંચ ગ્રહ રહ્યા હોય તેમાં કોઈ ગ્રહ પૌર હોય અને કોઈ યાયી હોય તે યોગનું નામ ગ્રહ સંવર્ત છે. (પૌર અને યાયીનાં લક્ષણ સત્તરમા અધ્યાયમાં કહેલ છે.) તેમાં રાહુ અને કેતુ પણ હોય તો તે યોગને ગ્રહ સંમોહ કહે છે. ॥ ૬ ॥

**पौरः पौरसमेतो यायी सह यायिना समाजाख्यः ।**
**यमजीवसङ्गमेऽन्यो यद्यागच्छेत्तदा कोशः ॥ ७ ॥**

પૌર ગ્રહ પૌર ગ્રહ સાથે એક નક્ષત્રપર યોગ કરે અથવા યાયી ગ્રહ યાયીની સાથે યોગ કરે તે યોગ ગ્રહ સમાજ કહેવાય છે. ગુરૂ અને શનિના સમાગમમાં જો કોઈ ત્રીજો ગ્રહ આવીને યોગ કરે તો તે યોગને ગ્રહ કોપ કહે છે. ॥ ૭ ॥

**उदितः पश्चादेकः प्राक् चान्यो यदि स सन्निपाताख्यः ।**
**अविकृततनवः स्निग्धा विपुलाश्च समागमे धन्याः ॥ ८ ॥**

એક ગ્રહ પશ્ચિમમાં ઉદય પામ્યો હોય અને બીજો પૂર્વમાં ઉગ્યો હોય અને તે બંને ગ્રહ એક નક્ષત્રપર યુક્ત થતા હોય તો તે યોગ ગ્રહ સન્નિપાત નામનો કહેવાય છે. એ પાંચે ગ્રહયોગ ન હોય અર્થાત્ જે ગ્રહયોગમાં એ પાંચેનાં લક્ષણ ન મળે તેને ગ્રહ સમાગમ નામનો યોગ કહે છે. તેમાં મંગળઆદિ પાંચ ગ્રહ અવિકૃતતનુ હોય એટલે તેના બિંબમાં કંઈ વિકાર ન હોય ને નિર્મળ તથા મોટા દેખાય તો તે શુભ છે. અને તેવા ન હોય તો અશુભ ગણાય છે. ॥ ૮ ॥

समौ तु संवर्तसमागमाख्यौ संमोहकोशौ भयदौ प्रजानाम् ।
समाजसंज्ञः सुसमः प्रदिष्टो वैरप्रकोपः खलु सन्निपाते ॥ ९ ॥

ગ્રહ સંવર્ત અને ગ્રહ સમાગમ એ બંને યોગ સમ છે. એટલે શુભ કે અશુભ કંઈ ફળ આપતા નથી. ગ્રહસમુહ અને ગ્રહ કોપ એ બે યોગ પ્રજાને ભયકર્તા છે. ગ્રહ સમાજ યોગ સમ છે. એટલે તે પણ શુભ કે અશુભ કંઈ ફળ આપતો નથી. ગ્રહ સન્નિપાત નામનો યોગ હોય તો લોકોને પરસ્પર વૈર થાય છે. ॥ ૯ ॥

इति श्रीवराहमिहिरकृतौ बृहत्संहितायां ग्रहशृङ्गाटकं
नाम विंशतितमोऽध्यायः ।

ઇતિ શ્રીવરાહમિહિરાચાર્યની રચેલી બૃહત્સંહિતાનો ગ્રહશૃંગાટક
નામનો વીસમો અધ્યાય સંપૂર્ણ થયો.

---

## પ્રકરણ ૨૧ મું.

### વર્ષા ગર્ભલક્ષણ.

अन्नं जगतः प्राणाः प्रावृट्कालस्य चान्नमायत्तम् ।
यस्मादतः परीक्ष्यः प्रावृट्कालः प्रयत्नेन ॥ १ ॥

અન્ન જગતના પ્રાણરૂપ છે કેમકે તે વિના કોઈ જીવી શકતું નથી. અને તે અન્નનો આધાર વર્ષાઋતુપર રહેલો છે. માટે પ્રયત્નથી વર્ષાઋતુનું લક્ષણ કહેવું ઉચિત છે. ॥ ૧ ॥

तल्लक्षणानि मुनिभिर्यानि निबद्धानि तानि दृष्ट्वेदम् ।
क्रियते गर्गपराशरकाश्यपवात्स्यादिरचितानि ॥ २ ॥

વશિષ્ટ, ગર્ગ, પરાશર, કશ્યપ અને વત્સઆદિ ઋષિઓએ કહેલાં વૃષ્ટિનાં લક્ષણો જોઈ, હું આ લક્ષણ કહું છું. ॥ ૨ ॥

दैवविदवहितचित्तो द्युनिशं यो गर्भलक्षणे भवति ।
तस्य मुनेरिव वाणी न भवति मिथ्याम्बु निर्देशे ॥ ३ ॥

જે જ્યોતિષિ, અહર્નિશ ગર્ભનાં લક્ષણ જોવામાં સાવધાન ચિત્ત રાખે છે તેની વાણી મુનિની પેઠે વૃષ્ટિ બતાવવામાં કદી અસત્ય થતી નથી. અર્થાત્ તેના કહ્યાપ્રમાણે તે સ્થળે અને તે વખતે વૃષ્ટિ થાય છે. ॥ ૩ ॥

**किं वातः परमन्यच्छास्त्रं ज्यायोऽस्ति यद्विदित्वैव ।**
**प्रध्वंसिन्यपि काले त्रिकालदर्शी कलौ भवति ॥ ४ ॥**

ગર્ભનાં લક્ષણ દર્શાવનાર આ જ્યોતિષશાસ્ત્રથી બીજું કયું શાસ્ત્ર મોટું ગણાય? કે જે જાણવાથી શાસ્ત્રઆદિ સઘળા પદાર્થોનો નાશ કરનારા કલિયુગમાં પણ મનુષ્ય ત્રિકાળદર્શી થાય છે. (ભૂત ભવિષ્ય ને વર્તમાન એ ત્રણે કાળને જાણી શકે છે.) ॥ ૪ ॥

**केचिद्वदन्ति कार्तिकशुक्लान्तमतीत्य गर्भदिवसाः स्युः ।**
**न तु तन्मतं बहूनां गर्गादीनां मतं वक्ष्ये ॥ ५ ॥**

સિદ્ધસેનાદિ આચાર્ય કહે છે કે મેઘગર્ભના દિવસ કાર્તક શુદ ૧૫ પછીના છે. પરંતુ એ મત ઘણા આચાર્ય અને મુનિશ્વરો અભિમત નથી માટે હું ગર્ગઆદિ મુનિઓનો મત કહું છું ॥ ૫ ॥

**मार्गशिरशुक्लपक्षप्रतिपत्प्रभृति क्षपाकरेऽषाढाम् ।**
**पूर्वां वा समुपगते गर्भाणां लक्षणं ज्ञेयम् ॥ ६ ॥**

માગસર શુદ ૧ એકમ પછી જ્યારે ચંદ્રમા પૂર્વાષાઢા નક્ષત્રપર આવે તે દિવસથી ગર્ભનાં લક્ષણ જાણવાં. ॥ ૬ ॥

**यन्नक्षत्रमुपगते गर्भश्चन्द्रे भवेत् स चन्द्रवशात् ।**
**पञ्चनवते दिनशते तत्रैव प्रसवमायाति ॥ ७ ॥**

ગર્ભ વખતે જે નક્ષત્રપર ચંદ્ર રહેલ હોય તે નક્ષત્રપર ફરીને ૧૯૫ દિવસે એટલે સાડા ૬ માસે પાછો તે આવે છે ત્યારે ગર્ભનો પ્રસવ થાય છે. ॥ ૭ ॥

**सितपक्षभवाः कृष्णे शुक्ले कृष्णा द्युसम्भवा रात्रौ ।**
**नक्तं प्रभवाश्चाहनि सन्ध्याजाताश्च सन्ध्यायाम् ॥ ८ ॥**

શુક્લપક્ષમાં થયેલા ગર્ભ સાડા ૬ મહિના પછી કૃષ્ણપક્ષમાં પ્રસવ થાય છે અને કૃષ્ણપક્ષના ગર્ભ સાડા ૬ મહિને શુક્લપક્ષમાં પ્રસવ થાય છે. દિવસના ગર્ભ રાત્રીએ અને રાત્રીના ગર્ભ દિવસે પ્રસવ પામે છે. સંધ્યા-

કાળના ગર્ભ સંધ્યાકાળમાં પ્રસવ પામે છે પરંતુ પ્રભાત સંધ્યાના સાયં સંધ્યાએ અને સાયં સંધ્યાના પ્રભાતે એટલે સાંજના સવાર અને સવારના સાંજે પ્રસવ પામે છે. ॥ ૮ ॥

**मृगशीर्षाद्या गर्भा मन्दफलाः पौषशुक्लजाताश्च ।**
**पौषस्य कृष्णपक्षेण निर्दिशेच्छ्रावणस्य सितम् ॥ ९ ॥**

માર્ગશીર્ષઆદિના અર્થાત્ માગશર અને પોષના શુક્લપક્ષના ગર્ભો મંદફળ દે છે અર્થાત્ થોડા વરસે છે.[1] પોષ કૃષ્ણપક્ષના ગર્ભ શ્રાવણના શુક્લપક્ષમાં વરસે છે. ॥ ૯ ॥

**माघसितोत्था गर्भाः श्रावणकृष्णे प्रसूतिमायान्ति ।**
**माघस्य कृष्णपक्षेण निर्दिशेद्भाद्रपदशुक्लम् ॥ १० ॥**

માઘ શુક્લપક્ષના ગર્ભ શ્રાવણના કૃષ્ણપક્ષમાં પ્રસવ પામે છે. અને માઘ કૃષ્ણપક્ષના ગર્ભ ભાદરવાના શુક્લપક્ષમાં વરસે છે. ॥ ૧૦ ॥

**फाल्गुनशुक्लसमुत्था भाद्रपदस्यासिते विनिर्देश्याः ।**
**तस्यैव कृष्णपक्षोद्भवास्तु ये तेऽश्वयुक्शुक्ले ॥ ११ ॥**

ફાગણના શુક્લપક્ષના ગર્ભ ભાદરવા વદીમાં વરસે છે અને ફાગણ વદીના ગર્ભ આશુના શુક્લપક્ષમાં પ્રસવ પામેછે. ॥ ૧ ॥

**चैत्रसितपक्षजाताः कृष्णोऽश्वयुजस्य वारिदा गर्भाः ।**
**चैत्रासितसम्भूताः कार्त्तिकशुक्लेऽभिवर्षन्ति ॥ १२ ॥**

ચૈત્ર શુક્લપક્ષના ગર્ભ આશુ કૃષ્ણપક્ષમાં વરસે છે અને ચૈત્ર કૃષ્ણપક્ષમાં થયેલા ગર્ભ કાર્તક શુદીમાં વર્ષે છે. ॥ ૧૨ ॥

**पूर्वोद्भूताः पश्चादपरोत्थाः प्राग्भवन्ति जीमूताः ।**
**शेषास्वपि दिक्ष्वेवं विपर्ययो भवति वायोश्च ॥ १३ ॥**

ગર્ભ સમયે જે મેઘ પૂર્વદિશામાં હોય તે પ્રસવ વખતે પશ્ચિમદિશામાં થાયછે અને ગર્ભ વખતે પશ્ચિમમાં રહેલા મેઘ પ્રસવ સમયે પૂર્વમાં જઈ વર્ષે છે. બીજી દિશાઓમાં પણ એજરીતે ફેરફાર જાણવો; અને પવનનો

---

૧ આ ગર્ભનાં લક્ષણમાં ચૈત્ર શુક્લઆદિ માસ ગણવા ઉચિત છે. જેમ ચૈત્ર શુક્લપક્ષ અને વૈશાખ કૃષ્ણપક્ષ મળી ચૈત્ર માસ થાય છે તેમ વૈશાખઆદિ માસ જાણવા.

પણ એજપ્રમાણે ફેરફાર થાયછે. એટલે ગર્ભ વખતે પૂર્વનો વાયુ ચાલતો હોય તો પ્રસવ વખતે પશ્ચિમનો વાયુ ચાલેછે. ॥ ૧૩ ॥

**ह्लादिमृदूदक्शिवशक्रदिग्भवो मारुतो वियद्विमलम् ।**
**स्निग्धसितबहुलपरिवेषपरिवृतौ हिममयूखार्कौ ॥ १४ ॥**

આનંદ આપનાર પવન મંદમંદ ઉત્તર, ઇશાન અથવા પૂર્વ દિશાનો વાય, આકાશ નિર્મળ દેખાય, ચંદ્ર, સૂર્ય સ્નિગ્ધ, ઉજ્વળ વર્ણ, મોટા અને કુંડાળાથી ઘેરાએલા હોય ॥ ૧૪ ॥

**पृथुबहुलस्निग्धघनं घनसूचीक्षुरकलोहिताभ्रयुतम् ।**
**काकाण्डमेचकाभं वियद्विशुद्धेन्दुनक्षत्रम् ॥ १५ ॥**

મોટા અને સ્નિગ્ધ વાદળાંઓથી યુક્ત આકાશ હોય, સોય, અને અસ્ત્રાસરખાં તથા લાલ રંગનાં વાદળાંઓથી ઘેરાએલું આકાશ દેખાય, કાગડાના ઇંડાં સરખું આકાશ અતિશ્યામવર્ણ થાય અથવા આકાશનો વર્ણ પૂરેલી મોરની કળા સરખો વિચિત્ર દેખાય તથા આકાશમાં ચંદ્ર અને નક્ષત્ર નિર્મળ દેખાય ॥ ૧૫ ॥

**सुरचापमन्द्रगर्जितविद्युत्प्रतिसूर्यकाः शुभा सन्ध्या ।**
**शशिशिवशक्राशास्थाः शान्तरवाः पक्षिमृगसङ्घाः ॥ १६ ॥**

ઇંદ્ર ધનુષ, મેઘની ગંભિર ગર્જના, વિજળીના ચમકારા અને વાદળાંમાં દેખાતા પ્રતિ સૂર્યનાં ચિન્હ ( એકસરખો બીજો સૂર્ય દેખાય છે તે ) યુક્ત લક્ષણવાળી સંધ્યા સારી હોય, પક્ષિ અને મૃગના સમુહ ઉત્તર, ઇશાન અને પૂર્વ દિશાએ રહ્યા હોય ને તે શાંત શબ્દ કરતા હોય એટલે મધૂર સ્વર બોલતાં હોય અને સૂર્ય સામાં તેમનાં મુખ હોય નહીં, ॥ ૧૬ ॥

**विपुलाः प्रदक्षिणचराः स्निग्धमयूखा ग्रहा निरुपसर्गाः ।**
**तरवश्च निरुपसृष्टाङ्कुरा नरचतुष्पदा हृष्टाः ॥ १७ ॥**

ગ્રહબિંબ મોટું દેખાય, નક્ષત્રોની ઉત્તર બાજુ થઇ તે ગમન કરતાં હોય, નિર્મળ કિરણવાળાં હોય તથા ઉત્પાતરહિત દેખાય, વૃક્ષોપણ ઉપદ્રવ રહિત અંકુરોથી વ્યાપ્ત હોય, તેમજ મનુષ્ય અને પશુ પક્ષિઓ પ્રસન્ન હોય, ॥ ૧૭ ॥

**गर्भाणां पुष्टिकराः सर्वेषामेव योऽत्र तु विशेषः ।**
**स्वर्तुस्वभावजनितो गर्भविवृद्धौ तमभिधास्ये ॥ १८ ॥**

તો ગર્ભની પુષ્ટિ થાય.[1] આ ગર્ભલક્ષણમાં પોતાની ઋતુના સ્વભાવથી ઉત્પન્ન થયેલા ગર્ભની વૃદ્ધિનેમાટે જે કાંઇ ફેરફાર છે, તે હું કહુંછું. ॥ ૧૮ ॥

**पौषे समार्गशीर्षे सन्ध्यारागोऽम्बुदाः सपरिवेषाः ।**
**नात्यर्थं मृगशीर्षे शीतं पौषेऽति हिमपातः ॥ १९ ॥**

માર્ગશીર્ષ અને પોષમાં સંધ્યાનો લાલ રંગ ને પરિવેષસહિત મેઘ દેખાય, તેમજ માગશરમાં ઘણી તાઢ ન પડે અને પોષમાં ઘણું હિમ પડે (અર્થાત્ બરફ પડે તો) તો શુભ છે. ॥ ૧૯ ॥

**माघे प्रबलो वायुस्तुषारकलुषद्युती रविशशाङ्कौ ।**
**अतिशीतं सघनस्य च भानोरस्तोदयौ धन्यौ ॥ २० ॥**

માઘમાં સખત પવન ચાલે સૂર્ય અને ચંદ્ર હિમથી વા ઝાકળથી મલિન કાંતિવાળા દેખાય, તાઢ ઘણી પડે અને વાદળાંથી ઢંકાએલા સૂર્યનો ઉદય અસ્ત થાય તો તે શુભકર્તા છે. ॥ ૨૦ ॥

**फाल्गुनमासे रूक्षश्चण्डः पवनोऽभ्रसंप्लवाः स्निग्धाः ।**
**परिवेषाश्चासकलाः कपिलस्ताम्रो रविश्च शुभः ॥ २१ ॥**

ફાગણમાં પ્રચંડ રૂક્ષ પવન ચાલે, સ્નિગ્ધ વાદળાંઓ આકાશમાં દેખાય, સૂર્ય ચંદ્રનો પરિવેશ ખંડિત થાય, સૂર્ય કપિલવર્ણ અથવા તામ્રવર્ણ દેખાય તો તે શુભ છે. ॥ ૨૧ ॥

**पवनघनवृष्टियुक्ताश्चैत्रे गर्भाः शुभाः सपरिवेषाः ।**
**घनपवनसलिलविद्युत्स्तनितैश्च हिताय वैशाखे ॥ २२ ॥**

ચૈત્ર માસનો ગર્ભ પવન, મેઘ, વૃષ્ટિ અને પરિવેષથી યુક્ત હોય તો તે શુભકર્તા છે. વૈશાખમાં વાદળાં, પવન, વૃષ્ટિ, વીજળી અને ગર્જનાયુક્ત ગર્ભ સારૂં ફળ આપેછે. ॥ ૨૨ ॥

**मुक्तारजतनिकाशास्तमालनीलोत्पलाञ्जनाभासः ।**
**जलचरसत्त्वाकारा गर्भेषु घनाः प्रभूतजलाः ॥ २३ ॥**

જો વાદળાં ગર્ભ વખતે મોતી, અને રૂપા સરખાં શુક્લવર્ણ હોય અથવા તમાલ, નિલકમલ અને કાજળ સરખાં અતિશ્યામવર્ણ હોય, માછલું, મગર,

---

૧ એ સર્વ લક્ષણ માગશર શુદી ૧ એકમથી આરંભી વૈશાખની સમાપ્તિ સુધી તપાસવાં જોઇએ.

કાચબા અને શિશુમાર આદિ જળજંતુ જેવા આકારના હોય તે મેઘ પ્રસવ વખતે ઘણું જળ વરસે છે. ॥ ૨૩ ॥

**तीव्रदिवाकरकिरणाभितापिता मन्दमारुता जलदाः ।**
**रुषिता इव धाराभिर्विसृजन्त्यम्भः प्रसवकाले ॥ २४ ॥**

જે મેઘ ગર્ભ વખતે સૂર્યનાં તીક્ષ્ણ કિરણોથી તાપ પામેલ હોય અને તે વખતે થોડો પવન ચાલે તો તે મેઘ પ્રસવ વખતે જાણે રીસાયા હોય તેમ ધારાથી પુષ્કળ જળ વરસે છે. ॥ ૨૪ ॥

**गर्भोपघातलिङ्गान्युल्काशनिपांशुपातदिग्दाहाः ।**
**क्षितिकम्पखपुरकीलककेतुग्रहयुद्धनिर्घाताः ॥ २५ ॥**

"હવે ગર્ભનો નાશ થવાનાં ચિન્હ કહું છું." ગર્ભ સમયે ઉલ્કા કે વિજળી પડે, રજ ઉડે, દિગ્દાહ થાય, ભૂકંપ થાય વા ગંધર્વનગર દેખાય કે સૂર્યમંડળમાં તામસ કિલક નામના કેતુ દેખાય, અથવા ધૂમ્રકેતુ ઉગે, ગ્રહયુદ્ધ થાય, કે વજ્ર પડે તો મેઘગર્ભનો નાશ થાય છે. ॥ ૨૫ ॥

**रुधिरादिवृष्टिवैकृतपरिघेन्द्रधनूंषि दर्शनं राहोः ।**
**इत्युत्पातैरेभिस्त्रिविधैश्चान्यैर्हतो गर्भः ॥ २६ ॥**

લોહી વિગેરે અપવિત્ર વસ્તુની વૃષ્ટિ થાય, ઉદય સમયે સૂર્યઉપર આડી મેઘરેખા દેખાય વા ઈંદ્રિધનુષ દેખાય કે ગ્રહણ થાય અથવા દિવ્ય આંતરિક્ષ અને ભૌમ ઉત્પાતથી મેઘ નાશ પામેલા હોય તો પ્રસવ સમયે તેઓ વરસતા નથી. ॥ ૨૬ ॥

**स्वर्तुस्वभावजनितैः सामान्यैर्यैश्च लक्षणैर्वृद्धिः ।**
**गर्भाणां विपरीतैस्तैरेव विपर्ययो भवति ॥ २७ ॥**

પોતાના ઋતુસ્વભાવથી ઉત્પન્ન થયેલાં ગર્ભનાં લક્ષણ (પૌષેસમાર્ગશિર્ષે) (એ વિગેરે છે.) અને (હ્લાદિ મૃદુદક) (એ વિગેરે) સામાન્ય લક્ષણ(છે. તે)થી ગર્ભની વૃદ્ધિ થાય છે પરંતુ એ લક્ષણ વિપરીત હોય તો ગર્ભમાં વિપર્યય એટલે હાની થાય છે. ॥ ૨૭ ॥

**भद्रपदाद्वयविश्वाम्बुदैवपैतामहेष्वथर्क्षेषु ।**
**सर्वेष्वृतुषु विवृद्धो गर्भो बहुतोयदो भवति ॥ २८ ॥**

પૂર્વાભાદ્રપદ, ઉત્તરાભાદ્રપદ, ઉત્તરાષાઢા, પૂર્વાષાઢા અને રોહિણી એ પાંચ

નક્ષત્રમાં (પૌષેસમાર્ગશીર્ષે ઈત્યાદિ લક્ષણથી) સઘળી ઋતુમાં એટલે ગમે તે ઋતુમાં ગર્ભ વૃદ્ધિ પામ્યો હોય તે ઘણો વરસે છે. ॥ ૨૮ ॥

**शतभिषगाश्लेषार्द्रास्वातिमघासंयुतः शुभो गर्भः ।**
**पुष्णाति बहून्दिवसान् हन्त्युत्पातैर्हतस्त्रिविधैः ॥ २९ ॥**

શતભિષા, અશ્લેષા, આર્દ્રા, સ્વાતિ, અને મઘામાં ગર્ભ હોય તો તે શુભ છે. અને ઘણા દિવસ સુધી પ્રથમ કહેલાં કારણોથી પુષ્ટિ પામેછે અને દિવ્ય ભૌમ, તથા અંતરિક્ષ ત્રણ પ્રકારના ઉત્પાતથી હણાએલો ગર્ભ પોતાનો નાશ કરેછે. એટલે જેટલા દિવસ ગર્ભ ઉત્પાતથી હણાયો હોય તેટલા દિવસ વરસતો નથી. ॥ ૨૯ ॥

**मृगमासादिष्वष्टौ षट् षोडश विंशतिश्चतुर्युक्ता ।**
**विंशतिरथ दिवसत्रयमेकतमर्क्षेण पञ्चभ्यः ॥ ३० ॥**

(પ્રથમ કહેલા પૂર્વાભાદ્રપદ આદિ નક્ષત્રોમાં માર્ગશિર આદિ માસમાં જે ગર્ભ વૃદ્ધિ પામ્યો હોય તેના વરસવાના દિવસની સંખ્યા કહેછે.) માર્ગશિરમાં જે ગર્ભ વૃદ્ધિ પામ્યો હોય તે સાડાછ મહિના પછી આઠ દીવસ સૂધી વરસે છે. પોષનો ગર્ભ છ દિવસ, માઘનો ૧૬ દિવસ, ફાગણનો ૨૪, ચૈત્રનો ૨૦, અને વૈશાખનો એક માસ વરશે છે. એ પ્રથમ કહેલાં નક્ષત્રમાં જે ગર્ભ પુષ્ટિ પામ્યો હોય તે પ્રસવ સમયે ત્રણ દિવસ વરસે છે. એજ રીતે શતભિષા આદિ પાંચ નક્ષત્ર કહ્યાં છે તેમાં જે ગર્ભ વૃદ્ધિ પામ્યો હોય તેના વરસવાની સંખ્યા પણ તે જાણવી ॥ ૩૦ ॥

**क्रूरग्रहसंयुक्ते करकाशनिमत्स्यवर्षदा गर्भाः ।**
**शशिनि रवौ वा शुभसंयुतेक्षिते भूरिवृष्टिकराः ॥ ३१ ॥**

જે નક્ષત્રમાં ગર્ભ હોય તે નક્ષત્ર ક્રૂર ગ્રહ યુક્ત હોય તો વરસતી વખતે હીમકણ (કરા અથવા બરફના નાના નાના કડકા) વિજળી અને પાણી સાથે માછલા વરસે છે. તે નક્ષત્રપર ચંદ્ર અને સૂર્ય બેઠા હોય અને શુભ ગ્રહથી યુક્ત હોય વા તેને દેખતા હોય તો ઘણી વૃષ્ટિ કરેછે. ॥ ૩૧ ॥

**गर्भसमयेऽतिवृष्टिर्गर्भाभावाय निर्निमित्तकृता ।**
**द्रोणाष्टांशेऽभ्यधिके वृष्टे गर्भः स्नुतो भवति ॥ ३२ ॥**

ગર્ભ વખતે અકસ્માત્ અતિવૃષ્ટિ થાય તો ગર્ભનો નાશ થાય છે, ગ્ર-

હોના ઉદય, અસ્ત અને રાશિ બદલવા વિગેરે અતિવૃષ્ટિનાં કારણ આગળ કહીશ. ૨૫ પલથી અધિક વૃષ્ટિ હોય તો ગર્ભશ્રાવ થાય છે; તેથી તે પ્રસવ વખતે વરસતો નથી " જળનું પ્રમાણ જાણવાનો પ્રકાર આગળ કહીશ. " ॥૩૨॥

**गर्भः पुष्टः प्रसवे ग्रहोपघातादिभिर्यदि न वृष्टः ।**
**आत्मीयगर्भसमये करकामिश्रं ददात्यम्भः ॥ ३३ ॥**

ગર્ભ વખતે ગર્ભ પુષ્ટ હોય અને પ્રસવ વખતે મંગળ વિગેરે ગ્રહ રોહિણી, શ્રવણ વિગેરે નક્ષત્રપર રેહેવાથી અથવા બીજા કોઈ ઉત્પાત આદિ કારણને લીધે ન વરસે તો ફરીને બીજા ગર્ભ ગ્રહણ વખતે કરાસહિત વરસે છે. ॥ ૩૩ ॥

**काठिन्यं याति यथा चिरकालधृतं पयः पयस्विन्याः ।**
**कालातीतं तद्वत्सलिलं काठिन्यमुपयाति ॥ ३४ ॥**

જેમ ગાયનું દૂધ ઘણો વખત રહેવાથી જાડું થઈ જાય છે તેમ પાણિ-પણ વરસવાને વખતે નહીં વરસવાથી કરા થઈ જાય છે. ॥ ૩૪ ॥

**पञ्चनिमित्तैः शतयोजनं तदर्धार्धमेकहान्यातः ।**
**वर्षति पञ्च समन्ताद्रूपेणैकेन यो गर्भः ॥ ३५ ॥**

પવન, જળ, વિજળી, ગર્જના અને વાદળાં એ પાંચ નિમિત છે. ગર્ભ વખતે એ પાંચે કારણ હોય તો વરસતી વખતે તે મેઘ સો યોજન સુધી વ-રસે છે. ચાર નિમિત હોય તો પચાસ યોજનમાં, ત્રણ હોય તો પચીસ, બે હોય તો સાડાબાર અને એક હોય તો ચાર કે પાંચ યોજનમાં વરસે છે. ॥૩૫॥

**द्रोणः पञ्चनिमित्ते गर्भे त्रीण्याढकानि पवनेन ।**
**षड् विद्युता नवाभ्रैः स्तनितेन द्वादश प्रसवे ॥ ३६ ॥**

(એક હાથ લાંબો અને પહોળો કુંડ બનાવી વૃષ્ટિનો આરંભ થતાંજ વર્ષાદમાં મુકી રાખવો. વૃષ્ટિ થઈ રહ્યા પછી તેમાં જેટલું જળ હોય તેનો તોલ કરવો.) પંચનિમિતયુક્ત ગર્ભ વરસતો હોય તો તે એક દ્રોણ અર્થાત્ બસો પળ જળ વરસે છે. સારાંશ કે એ કુંડમાં એક દ્રોણ પાણી એકઠું થાય છે. ગર્ભ વખતે પવન હોય તો ત્રણ આઢક એટલે દોઢ સો પળ પાણી વરસે છે. ગર્ભ વખતે વિજળી હોય તો છ આઢક એટલે ૩૦૦ પળ અને મેઘસહિત ગર્ભ હોય તો નવ આઢક વરસે છે. તથા ગર્ભ વખતે મેઘ ગર્જના કરે તો પ્રસવ વ-

અતે બાર આઢક જળ વરસે છે. " ૫૦ પળનું એક આઢક અને ચાર આઢકનું એક દ્રોણ થાય છે. " ॥ ૩૬ ॥

पवनसलिलविद्युद्गर्जिताभ्रान्वितो यः
स भवति बहुतोयः पञ्चरूपाभ्युपेतः ।
विसृजति यदि तोयं गर्भकालेऽतिभूरि
प्रसवसमयमित्वा शीकराम्भः करोति ॥ ३७ ॥

પવન, જળ, વિજળી, ગર્જના અને મેઘ એ પાંચે કારણ સહિત ગર્ભ હોય તો તે પ્રસવ સમયે ઘણો વરસે છે અને એવો ગર્ભ જો ગર્ભનેજ સમયે ઘણો વરસે તો પ્રસવ વખતે બિંદુમાત્ર જળ વરસે છે. અર્થાત્ અતિ-અલ્પ વૃષ્ટિ થાય છે. ॥ ૩૭ ॥

इति श्रीवराहमिहिरकृतौ बृहत्संहितायां गर्भलक्षण-
मेकविंशोध्यायः ।

ઇતિ શ્રીવરાહમિહિરાચાર્યની રચેલી બૃહત્સંહિતાનો ગર્ભ લક્ષણ
નામે એકવીશમો અધ્યાય સંપૂર્ણ થયો. ॥ ૨૧ ॥

---

## પ્રકરણ ૨૨ મું.

### પ્રવર્ષણ.

ज्येष्ठसितेऽष्टम्याद्याश्चत्वारो वायुधारणादिवसाः ।
मृदुशुभपवनाः शस्ताः स्निग्धघनस्थगितगगनाश्च ॥ १ ॥

જેઠના શુક્લપક્ષની આઠમથી આરંભી ચાર દિવસ વાયુ ધારણાના છે. અર્થાત્ તે વાયુને ધારણ કરનાર છે એટલે તેમાં પ્રસવ થતો નથી તે ચાર દિવસમાં, મૃદુ, અર્થાત્ મંદ મંદ શુભ પવન હોય અને સ્નિગ્ધ વાદળાંઓથી આકાશ ઢંકાઈ રહે તો તે ઉત્તમ ગણાય છે. ॥ ૧ ॥

तत्रैव स्वात्याद्ये वृष्टे भचतुष्टये क्रमान्मासाः ।
श्रावणपूर्वा ज्ञेयाः परिस्रुता धारणास्ताः स्युः ॥ २ ॥

જેઠના શુક્લપક્ષમાં સ્વાતિ આદિ ચાર નક્ષત્રમાં વૃષ્ટિ થાય તો તેથી શ્રાવણ વિગેરે ચાર માસ વૃષ્ટિવિનાના ક્રમે જાણવા. કેમકે તેમ કરવાથી ધારણા સ્રવિત થઈ ગઈ એટલે વૃષ્ટિ થશે નહીં. તાત્પર્ય એ કે જેઠશુદીમાં સ્વાતિ નક્ષત્રમાં વર્ષાદ થાય તો શ્રાવણમાં વૃષ્ટિ થતી નથી, વિશાખા વરસે તો ભાદ્રવામાં વૃષ્ટિ થતી નથી. અનુરાધામાં વર્ષે તો આશુમાં અને જેષ્ઠામાં વર્ષે તો કાર્તિકમાં વૃષ્ટિ થતી નથી. ॥ २ ॥

यदि ताः स्युरेकरूपाः शुभास्ततः सान्तरास्तु न शिवाय ।
तस्करभयदाः प्रोक्ताः श्लोकाश्चाप्यत्र वासिष्ठाः ॥ ३ ॥

તે ચારે ધારણા એટલે આઠમઆદિ ચારે દિવસ સરખા એટલે વૃષ્ટિવિનાના જાય તો તે શુભ છે. અને એ ચાર દિવસમાં જો કંઈ ન્યુનાધિક થાય તો શુભ થતું નથી અને ચોરનો ભય થાયછે. મહામુનિ વસિષ્ઠના કહેલા શ્લોકો પણ એ અર્થને અવલંબી રહ્યા છે. ॥ ૩ ॥

सविद्युतः सपृषतः सपांशूत्करमारुताः ।
सार्कचन्द्रपरिच्छन्ना धारणाः शुभधारणाः ॥ ४ ॥

વીજળી, જળના છાંટા, ધૂળ ઉરાડતો પવન અને વાદળાંઓમાં સૂર્ય, ચંદ્રનું ઢંકાઈ રહેવું એ સધળાં ચિન્હ હોય તો ધારણા શુભ ગણાયછે. ॥ ૪ ॥

यदा तु विद्युतः श्रेष्ठाः शुभाशाः प्रत्युपस्थिताः ।
तदापि सर्वशस्यानां वृद्धिं ब्रूयाद्विचक्षणः ॥ ५ ॥

ઉત્તર, ઈશાન અને પૂર્વમાં વિજળી ચમકે તો વિચક્ષણ પુરૂષે સર્વ ધાન્યની વૃદ્ધિ થશે એમ કહેવું. ॥ ૫ ॥

सपांशुवर्षाः सापश्च शुभा बालक्रिया अपि ।
पक्षिणां सुस्वरा वाचः क्रीडा पांशुजलादिषु ॥ ६ ॥

એ ચાર દિવસમાં ધૂળ ઉડે, જળવૃષ્ટિ થાય, બાલકો સારી રમત રમે, પક્ષિઓ મધુર બોલે અને ધર તથા જળ વિગેરેમાં ક્રીડા કરે. ॥ ૬ ॥

रविचन्द्रपरिवेषाः स्निग्धा नात्यन्तदूषिताः ।
वृष्टिस्तदापि विज्ञेया सर्वशस्याभिवृद्धये ॥ ७ ॥

સૂર્ય ચંદ્રને સ્નિગ્ધ અને સ્વચ્છ કુંડાળાં હોય અને કોઈ જાતનો ઉત્પાત હોય નહીં તો વર્ષાદ વરસે છે અને સઘળાં ધાન્યની વૃદ્ધિ થાય છે. એમ જાણવું. ॥૭॥

**मेघाः स्निग्धाः संहताश्च प्रदक्षिणगतिक्रियाः ।**
**तदा स्यान्महती वृष्टिः सर्वसस्यार्थसाधिका ॥ ८ ॥**

તથા તેજ દિવસોમાં સ્નિગ્ધ, ઘાટાં, ઘેરાયલાં વાદળાંઓ પ્રદક્ષિણાની ગતિથી ચાલે એટલે પૂર્વમાં થઈ દક્ષિણમાં અને દક્ષિણમાં થઈ પશ્ચિમે અને તેથી ઉત્તરે તથા ઉત્તરથી પૂર્વ તરફ ચાલે તો સર્વ ધાન્યને સિદ્ધ કરનાર અતિવૃષ્ટિ થાય છે. ॥ ૮ ॥

**इति श्रीवराहमिहिरकृतौ बृहत्संहितायां धारणा नाम**
**द्वाविंशोऽध्यायः ॥**

ઈતિ શ્રીવરાહમિહિરાચાર્યની રચેલી બૃહત્સંહિતાનો ગર્ભધારણ
નામે બાવીશમો અધ્યાય સંપૂર્ણ થયો. ॥ ૨૨ ॥

---

## પ્રકરણ ૨૩ મું.

### વૃષ્ટિવિષે.

**ज्यैष्ठ्यां समतीतायां पूर्वापाढादिसम्प्रवृष्टेन ।**
**शुभमशुभं वा वाच्यं परिमाणं चाम्भसस्तज्ज्ञैः ॥ १ ॥**

જેઠની પુનમ પછી પૂર્વાષાઢા આદિ કોઈ પણ નક્ષત્રમાં પ્રથમ વૃષ્ટિ થાય તેનું જળ પ્રથમ કહેલા કુંડમાં માપી દેવજ્ઞે શુભ કે અશુભ ફળ જળના પરિમાણથી કહેવું ॥ ૧ ॥

**हस्तविशालं कुण्डकमधिकृत्याम्बुप्रमाणनिर्देशः ।**
**पञ्चाशत्पलमाढकमनेन मिनुयाज्जलं पतितम् ॥ २ ॥**

એક હાથ લાંબો અને પહોળો કુંડ બનાવી વૃષ્ટિ થવાના આરંભમાંજ તેને વર્ષાદમાં રાખવો. વૃષ્ટિ થઈ રહ્યા પછી તે કુંડના જળને તોળી તેનું પરિમાણ કહેવું, પચાસ પળનો એક આઢક થાય છે અને એજ પરિમાણથી તે કુંડમાંનું જળ માપવું.

येन धरित्री मुद्रा जनिता वा बिन्दवस्तृणाग्रेषु ।
वृष्टेन तेन वाच्यं परिमाणं वारिणः प्रथमम् ॥ ३ ॥

જે વૃષ્ટિથી પૃથ્વિપર મુદ્રા થઈ જાય એટલે ધૂળ દબાઈ જવાથી પૃથ્વિ મુદ્રિત જણાય અથવા ત્રણના અગ્રભાગપર જળનાં બિંદુઓ દેખાય એ પૂર્વાષાઢા આદિ નક્ષત્રમાં થયેલા પહેલા વર્ષાદના પાણીનું પરિમાણ કરી કહેવું. પૂર્વાષાઢા આદિ જે નક્ષત્રમાં પ્રથમ વૃષ્ટિ થાય તેજ નક્ષત્રથી જળનું પ્રમાણ કહેવું. બીજા નક્ષત્રથી કહેવાનું નથી. ગર્ભ પણ થયો હોય, ધારણા પણ થયેલી હોય પરંતુ જો આ પૂર્વાષાઢા આદિ પ્રવર્ષણ કાળમાં વૃષ્ટિ ન થાય તો પ્રસવ વખતે વૃષ્ટિ થતી નથી. "એમાં બીજા પણ મત કહુંછું." ॥ ૩ ॥

केचिद्यथाभिवृष्टं दशयोजनमण्डलं वदन्त्यन्ये ।
गर्गवसिष्ठपराशरमतमेतद्द्वादशान्न परम् ॥ ४ ॥

કશ્યપ આદિ મુનિઓ કહે છે કે એ પ્રવર્ષણ કાળમાં ગમે તેટલી વૃષ્ટિ થાય તોપણ આગળ વર્ષાકાળમાં ઉત્તમ વૃષ્ટિ થાય છે. તેમજ દેવલ આદિ બીજા મુનિઓ કહે છે કે એ પ્રવર્ષણ વખતે ગમે ત્યાં દશ યોજનના મંડળમાં વૃષ્ટિ થાય તોપણ વૃષ્ટિકાળે સારો વર્ષાદ થાય છે. અને ગર્ગ પરાશર તથા વસિષ્ઠ મુનિ કહે છે કે પ્રવર્ષણ કાળમાં બાર યોજનના મંડળમાં વૃષ્ટિ હોય તો આગળ વર્ષાકાળમાં સારી રીતે વર્ષે છે. અને એથી ઓછો વરસે તો સારી વૃષ્ટિ થતી નથી. ॥ ૪ ॥

येषु च भेष्वभिवृष्टं भूयस्तेष्वेव वर्षति प्रायः ।
यदि नाप्यादिषु वृष्टं सर्वेषु तदा त्वनावृष्टिः ॥ ५ ॥

એ પ્રવર્ષણ કાળમાં પૂર્વાષાઢા આદિ જે જે નક્ષત્રમાં વૃષ્ટિ થાય તે આગળ પ્રસવકાળમાં તેજ નક્ષત્રમાં ઘણી ફરીથી વૃષ્ટિ થાય છે. જો જેઠની પુનમ પછી પૂર્વાષાઢા આદિ સત્તાવીશ નક્ષત્રોમાં વૃષ્ટિ ન થાય તો, આગળ પ્રસવકાળમાં વૃષ્ટિ થતીજ નથી. ॥ ૫ ॥

हस्ताप्यसौम्यचित्रापौष्णधनिष्ठासु षोडश द्रोणाः ।
शतभिषगैन्द्रस्वातिषु चत्वारः कृत्तिकासु दश ॥ ६ ॥
श्रवणे मघानुराधाभरणीमूलेषु दश चतुर्युक्ताः ।
फल्गुन्यां पञ्चकृतिः पुनर्वसौ विंशतिर्द्रोणाः ॥ ७ ॥

હસ્ત, પૂર્વાષાઢા, મૃગશિર, ચિત્રા, રેવતી અને ધનિષ્ઠા એ નક્ષત્રોમાંના પ્રવર્ષણ કાળમાં કોઈ નક્ષત્રમાં વૃષ્ટિ થાય તો પ્રસવકાળમાં સોળ દ્રોણ પાણી વરસે છે એટલે એક હાથ લાંબા તથા પહોળા કુંડમાં સોળ દ્રોણ પાણી ભરાય છે. શતભિષા, જ્યેષ્ઠા અને સ્વાતિમાં વૃષ્ટિ થાય તો ચાર દ્રોણ જળ વર્ષે છે. કૃતિકામાં વૃષ્ટિ થાય તો દશ દ્રોણ, શ્રવણ, મઘા, અનુરાધા, ભરણી અને મૂળમાં ચૌદ દ્રોણ, પૂર્વાફાલ્ગુનીમાં પચીસ દ્રોણ ને, પુનર્વસુમાં વીશ દ્રોણ થાય છે, ॥ ૬ ॥ ૭ ॥

**ऐन्द्राग्नाख्ये वैश्वे च विंशतिः सार्पभे दश त्र्यधिकाः।**
**आहिर्बुध्न्यार्यम्णप्राजापत्येषु पञ्चकृतिः ॥ ८ ॥**

વિશાખા અને ઉત્તરાષાઢામાં વૃષ્ટિ થાય તો વીશ દ્રોણ જળ કુંડમાં ભરાયછે. અશ્લેષામાં તેર દ્રોણ અને ઉત્તરાભાદ્રપદ, ઉત્તરાફાલ્ગુની અને રોહિણીમાં પચીસ દ્રોણ થાયછે. ॥ ૮ ॥

**पञ्चदशाजे पुष्ये च कीर्तिता वाजिभे दश द्वौ च।**
**रौद्रेऽष्टादश कथिता द्रोणा निरुपद्रवेष्वेषु ॥ ९ ॥**

પૂર્વાભાદ્રપદ અને પુષ્યમાં પંદર દ્રોણ અશ્વિનીમાં બાર અને આર્દ્રા નક્ષત્રમાં પ્રવર્ષણ કાળે વૃષ્ટિ હોય તો પ્રસવ કાળે અઢાર દ્રોણ જળ વરસે છે, પરંતુ પ્રવર્ષણ કાળમાં જે જે નક્ષત્રોમાં વૃષ્ટિ થાય તે ઉપદ્રવ રહિત એટલે કોઈ જાતના ઉત્પાતથી પીડિત ન હોય તો એ જળનું પરિમાણ સારીરીતે મળેછે. અને તેથી વર્ષાકાળમાં વૃષ્ટિની ન્યુનાધિકતા જાણી શકાય છે. ॥ ૯ ॥

**रविरविसुतकेतुपीडिते भे**
**क्षितितनयत्रिविधाद्भुताहते च।**
**भवति हि न शिवं न चापि वृष्टिः**
**शुभसहिते निरुपद्रवे शिवं च ॥ १० ॥**

સૂર્ય, શનિ અને કેતુથી પ્રવર્ષણ કાળનું નક્ષત્ર પીડિત હોય એટલે એ ત્રણ ગ્રહો નક્ષત્રપર બેઠા હોય વા મંગળથી અભિઘાત પામતું હોય એટલે મંગળે વક્ર અને અતિવક્રથી યોગતારાનું ભેદન વિગેરે એ નક્ષત્રપર કર્યું હોય અથવા દિવ્ય, ભૌમ, કે આંતરિક્ષ ઉત્પાતથી તે નક્ષત્ર હણાએલું હોય તો તે શુભકારક નથી, અને પ્રસવકાલમાં વૃષ્ટિપણ થતી નથી; તેમજ તે નક્ષત્રો,

શુક્ર, બૃહસ્પતિ, બુધ અને પૂર્ણચંદ્રે કરી યુક્ત હોય અને કોઈ પણ ઉત્પાતથી પીડિત ન હોય તો શુભકર્તા છે અને વૃષ્ટિપણ સારી થાયછે. "માગશરથી વૈશાકસુધી મેઘના ગર્ભ જોવા તથા જેઠશુદી આઠમથી આરંભી ચાર દિવસ વાયુધારણાના જોવા અને જેઠ શુદ ૧૫ પછી પૂર્વાષાઢા આદિ ૨૭ નક્ષત્રોમાં પ્રવર્ષણ અને જળનું પરિમાણ જોવું તથા બીજા સઘળા ઉત્પાતોપર દ્રષ્ટિ રાખવી કારણ કે તેથી શ્રાવણથી કાર્તિકપર્યંત વૃષ્ટિનું સારી રીતે જ્ઞાન થાયછે.॥૧૦॥

इति श्रीवराहमिहिरकृतौ बृहत्संहितायां प्रवर्षणं
नाम त्रयोविंशोऽध्यायः ॥

ઇતિ શ્રીવરાહમિહિરાચાર્યની રચેલી બૃહત્સંહિતાનો પ્રવર્ષણ
નામનો ત્રેવીશમો અધ્યાય સંપૂર્ણ થયો. ॥ ૨૩ ॥

---

## પ્રકરણ ૨૪ મું.

### રોહિણીયોગ.

कनकशिलाचयविवरजतरुकुसुमासङ्गिमधुकरानुरुते ।
बहुविहगकलहसुरयुवतिगीतमन्द्रस्वनोपवने ॥ १ ॥
सुरनिलयशिखरिशिखरे बृहस्पतिर्नारदाय यानाह ।
गर्गपराशरकाश्यपमयाश्च याञ् शिष्यसङ्घेभ्यः ॥ २ ॥
तानवलोक्य यथावत् प्राजापत्येन्दुसम्प्रयोगार्थान् ।
स्वल्पग्रन्थेनाहं तानेवाभ्युद्यतो वक्तुम् ॥ ३ ॥

સુવર્ણમય શિલાઓના સમૂહ વચેની ખીણોમાં ઉત્પન્ન થયેલાં વૃક્ષોનાં પુષ્પોમાં આશક્ત ભ્રમરોના ગુંજારવ શબ્દોથી ગાજી રહેલ અને ઘણા પક્ષિઓના કોલાહલ તથા દેવાંગનાઓના ગીતના ગંભીર શબ્દથી મનોહર સુમેરૂ પર્વતના શિખરપર રહેલા ઉપવનમાં બેઠેલા બૃહસ્પતિએ રોહિણીસાથ ચંદ્રનો યોગ થવાથી થતાં શુભાશુભ ફળ નારદને કહ્યાં હતાં અને ગર્ગ, પરાશર, કશ્યપ તથા મયાસુરે જે ફળ પોતાના શિષ્યોને વિસ્તારથી કહેલ છે તે સઘળાં યથાર્થ રીતે જોઈ. આ સંક્ષિપ્ત ગ્રંથથી કહેવાને હું તૈયાર થયોછું. ॥ ૧ ॥ ૨ ॥ ૩ ॥

प्राजेशमाषाढतमिस्रपक्षे क्षपाकरेणोपगतं समीक्ष्य ।
वक्तव्यमिष्टं जगतोऽशुभं वा शास्त्रोपदेशाद्ग्रहचिन्तकेन ॥ ४ ॥

અશાઢ વદમાં રોહિણી નક્ષત્રને ચંદ્રસાથે યોગ પામેલું જોઈ જ્યોતિષિએ જગતનું શુભાશુભ ફળ શાસ્ત્રાનુસારે કહેવું. ॥ ૪ ॥

योगो यथानागत एव वाच्यः स धिष्ण्ययोगः करणे मयोक्तः।
चन्द्रप्रमाणद्युतिवर्णमार्गैरुत्पातवातैश्च फलं निगद्यम् ॥ ५ ॥

ચંદ્ર અને રોહિણી નક્ષત્રનો યોગ અમુક વખતે થશે તે સઘળો પ્રકાર મેં મારા રચેલા પંચસિદ્ધાંતિકા નામના કરણ ગ્રંથના ભગ્રહયુત્યધિકારમાં કહેલ છે. માટે અહિં માત્ર રૂપજ કહું છું. તે વખતનાં ચંદ્રબિંબનું પ્રમાણ, કાંતિ, શુક્લ વિગેરે વર્ણ, અને માર્ગ એટલે પૂર્વ વિગેરે કઈ દિશામાં ચંદ્રમા રહ્યો છે તે અને ઉત્પાત તથા પવન એ સઘળું જોઈ જ્યોતિષીએ શુભાશુભ ફળ કહેવું. ॥ ૫ ॥

परादुदग्यन् पुरतोऽपि वा स्थलं
त्र्याहोषितस्तत्र हुताशतत्परः ।
ग्रहान् सनक्षत्रगणान् समालिखेत्
सधूपपुष्पैर्बलिभिश्च पूजयेत् ॥ ६ ॥

નગરથી ઉત્તર અથવા પૂર્વદિશાએ રહેલાં ઉત્તમ સ્થળમાં જઈ જ્યોતિષિએ ત્રણ દિવસ અગ્નિ હોમ આદિ કાર્યમાં તત્પર થવું. અને અશ્વિની આદિ નક્ષત્રો સહિત સૂર્ય વિગેરે નવ ગ્રહનું સ્થાપન કરી ધૂપદીપ, પુષ્પ અને બળિ દાનથી તેમનું પૂજન કરવું. ॥ ૬ ॥

सरत्नतोयौषधिभिश्चतुर्दिशं
तरुप्रवालापिहितैः सुपूजितैः ।
अकालमूलैः कलशैरलङ्कृतं
कुशास्तृतं स्थण्डिलमावसेद्द्विजः ॥ ७ ॥

અને રત્ન, જળ અને ઔષધીસહિત આંબા આદિ વૃક્ષોનાં કોમળ પત્રથી ઢાંકેલા ચંદન અને અક્ષત વિગેરેથી પૂજન કરેલા તથા જેમનેવિશે શ્યામતા નથી તેવા ચાર કળશ ચાર દિશાઓમાં સ્થાપી દર્ભ બીછાવેલા આસનપર રાત્રીએ શયન કરવું. ॥ ૭ ॥

**आलभ्य मन्त्रेण महाव्रतेन बीजानि सर्वाणि निधाय कुम्भे ।
प्लाव्यानि चामीकरदर्भतोयैर्होमो मरुद्वारुणसौममन्त्रैः ॥ ८ ॥**

સઘળી જાતનાં બીજ કળશમાં નાખી મહાવ્રત નામના મંત્રથી અભિમંત્રિત કરી સુવર્ણ અને દર્ભયુક્ત જળમાં પલાળી વાયુ, વરૂણ અને ચંદ્રના મંત્રથી તે બીજનો હોમ કરવો. ॥ ૮ ॥

**श्लक्ष्णां पताकामसितां विदध्याद् दण्डप्रमाणां त्रिगुणोच्छ्रितां च
आदौ कृते दिग्ग्रहणे नभस्वान् ग्राह्यस्तया योगगते शशाङ्के ॥ ९ ॥**

પૂર્વઆદિ આઠે દિશાઓને પ્રાચી સાધનની રીતીથી સિદ્ધ કરી એટલે દિક્સાધન કરી બાર હાથ લાંબા વાંસપર ચાર હાથ લાંબી કાળા વસ્ત્રની સૂક્ષ્મ ધ્વજા લગાવી, ને વચમાં તે દંડ ઉભો કરવો. જ્યારે રોહિણીપર ચંદ્ર આવે ત્યારે તે ધ્વજાનો પવન જોવો કે કંઈ દિશાથી આવે છે અને કંઈ દિશાભણી જાય છે. ॥ ૯ ॥

**तत्रार्धमासाः प्रहरैर्विकल्प्या वर्षानिमित्तं दिवसास्तदंशैः ।
सव्ये न गच्छञ्शुभदः सदैव यस्मिन्प्रतिष्ठा बलवान् स वायुः १०**

એ રોહિણી અને ચંદ્રના યોગમાં વૃષ્ટિનું જ્ઞાન થવાને માટે પ્રહરથી પક્ષનો વિચાર કરવો; તાત્પર્ય એ કે જે અહોરાત્રમાં રોહિણી સાથે ચંદ્રનો યોગ થાય તે દિવસે સૂર્યોદયથી આરંભી પ્રહર પ્રહરે પવન જોતો રહેવો. જો પહેલા પ્રહરમાં શુભ પવન હોય તો શ્રાવણના પહેલા પક્ષમાં સારી વૃષ્ટિ થાય અને અશુભ પવન હોય તો તે પક્ષમાં વૃષ્ટિ ન થાય. બીજા પ્રહરના પવનથી શ્રાવણના બીજા પક્ષમાં વૃષ્ટિ જાણવી. એજ પ્રકારે દિવસ અને રાતના આઠે પ્રહરના પવનથી શ્રાવણથી, માંડી કાર્તિક સુધી ચાર માસના આઠ પક્ષની વૃષ્ટિ જાણવી અને પ્રહરના અંશે કરી પક્ષના પંદર દિવસની વૃષ્ટિની વેળા જાણવી. અર્થાત્ અરધા પ્રહરના પવનથી પક્ષના અરધાં ભાગ ૭॥ સાડાસાત દિવસની વૃષ્ટિનો વિચાર કરવો, તેજ રીતે બીજા પણ ભાગ કરીને પ્રત્યેક દિવસની વૃષ્ટિ જાણવી. (તેનાત્રમાસાઃ પ્રહરૈર્વિકલ્પ્યાઃ) “એવો પાઠ હોય તેનો એ અર્થ છે કે” તે દિવસના ચાર પહોરના પવનથી શ્રાવણ આદિ ચાર માસની વૃષ્ટિ જાણવી. અને એક પહોરના ત્રીસ ભાગ કરી મહિનાના ત્રીસ દિવસની વૃષ્ટિ જાણવી. જો પવન પ્રદક્ષિણાની ગતિથી ચાલે તો સદા શુભકારી છે. પૂર્વથી દક્ષિણમાં, દક્ષિણથી પશ્ચિમમાં, પશ્ચિમથી ઉત્તરે અને ઉત્તરથી

પૂર્વમાં એવા ક્રમથી વાય તો પ્રદક્ષિણ ગમન કહેવાય છે. જે દિશામાં વાયુ ઘણા વખત સુધી સ્થિર રહે તેને બળવાન જાણવો. માટે તેવા બળવાન્ વાયુથી શુભાશુભ ફળનો વિચાર કરવો. અને થોડીવાર એક તરફ વાય અને ક્ષણમાં બીજી તરફ વાતો, પવન પરથી ફળનો વિચાર કરવો નહી. ॥ ૧૦ ॥

**वृत्ते तु योगेऽङ्कुरितानि यानि सन्तीह वीजानि धृतानि कुम्भे।**
**येषां तु योंऽशोऽङ्कुरितस्तदंशस्तेषां विवृद्धिं समुपैति नान्यः ११**

રોહિણી યોગ થયા પછી પ્રથમ કુંભમાં નાખેલાં બીજ બહાર કાઢી જોવાં, જે જે બીજ અંકુરિત્ ( ઉગેલાં ) થએલાં હોય તે તે બીજ તે વર્ષમાં થાયછે. અને જે ન ઉગ્યાં હોય તે એ વર્ષમાં થતાં નથી. ॥ ૧૧ ॥

**शान्तपक्षिमृगराविता दिशो निर्मलं वियदनिन्दितोऽनिलः ।**
**शस्यते शशिनि रोहिणीयुते मेघमारुतफलानि वच्म्यतः ॥ १२ ॥**

રોહિણીનો ચંદ્રસાથે યોગ થાય તે વખતે જેમનાં મુખ સૂર્ય તરફ નથી તેવાં મૃગ અને પક્ષિઓના મધુર શબ્દથી દિશાઓ શબ્દાયમાન થઈ રહી હોય, આકાશ નિર્મળ હોય, પવન ઉત્તમ વાતો હોય તો તે શુભ જાણવું. હવે મેઘ અને વાયુનાં ફળ કહું છું. ॥ ૧૨ ॥

**क्वचिदसितसितैः सितैः क्वचिच्च**
**क्वचिदसितैर्भुजगैरिवाम्बुवाहैः ।**
**वलितजठरपृष्ठमात्रदृश्यैः**
**स्फुरिततडिद्रसनैर्वृतं विशालैः ॥ १३ ॥**

કહીં કહીં ધોળાં અને કાળાં કહીં માત્ર ધોળા અને કહીં માત્ર શ્યામવર્ણા સર્પ પેઠે કુંડાળુંવાળી જેનો વાંસો અને પેટ માત્ર દેખાતાં હોય તથા ચમકતી વીજલી જેમની જીભ સરખી દેખાય છે તેવાં વાદળાંઓથી આકાશ ઢંકાએલું દેખાય. ॥ ૧૩ ॥

**विकसितकमलोदरावदातै-**
**ररुणकरद्युतिरञ्जितोपकण्ठैः ।**
**छुरितमिव वियद्घनैर्विचित्रै-**
**र्मधुकरकुङ्कुमकिंशुकावदातैः ॥ १४ ॥**

ખીલેલાં કમળના મધ્યભાગ સરખા ઉજ્વળ વર્ણવાળાં વાદળાંઓ સૂર્યનાં કિરણોથી જેમની આસપાસનો ભાગ લાલ થઈ રહેલો હોય અને ભ્રમર, કેશર અને કેશુડા સરખા વર્ણવાળાં અનેક પ્રકારનાં વાદળાંઓથી આકાશ વ્યાપ્ત થઈ રહેલ હોય. ॥ ૧૪ ॥

**असितघननिरुद्धमेव वा चलिततडित्सुरचापचित्रितम् ।**
**द्विपमहिषकुलाकुलीकृतं वनमिव दावपरीतमम्बरम् ॥ १५ ॥**

શ્યામવર્ણ વાદળાંથી વ્યાપ્ત અને ચમકતી વીજળી તથા ઇંદ્રિ ધનુષથી વિચિત્ર દેખાતું આકાશ, હાથી અને વગડાઉ પાડીઓથી વ્યાપ્ત, દાવાનળથી સળગેલા વનસરખું દેખાય. ॥ ૧૫ ॥

**अथवाञ्जनशैलशिलानिचय-**
**प्रतिरूपधरैः स्थगितं गगनम् ।**
**हिममौक्तिकशङ्खशशाङ्ककर-**
**द्युतिहारिभिरम्बुधरैरथवा ॥ १६ ॥**

કાજળના પર્વતની શિલાઓના સમૂહ સરખાં દેખાતાં વાદળાંઓથી વ્યાપ્ત આકાશ અતિશ્યામ દેખાય, અથવા હિમ (બરફ) મોતી, શંખ અને ચંદ્રનાં કિરણો સરખાં વાદળાંઓથી ભરપૂર આકાશ દેખાય. ॥ ૧૬ ॥

**तडिद्धैमकक्षैर्बलाकाग्रदन्तैः**
**स्रवद्वारिदानैश्चलत्प्रान्तहस्तैः ।**
**विचित्रेन्द्रचापध्वजोच्छ्रायशोभै-**
**स्तमालालिनीलैर्वृतं चाब्दनागैः ॥ १७ ॥**

ચમકતી વીજળીરૂપી સોનાની સાંકળોવાળા, આકાશમાં ઉડતી બગલાઓની હાર જેમના દંતોસળના અગ્રભાગ સરખી દેખાય છે તેવા વરસતાં પાણીરૂપ ઝરતા મદવાળા અને આગળ ચાલતા ભાગ જેમની સુંઢ સરખા દેખાય છે તેવા વિચિત્ર ઇંદ્રધનુષરૂપ ધ્વજાઓ જેમની ઉપર ફરકી રહી છે તેવા તમાલ વૃક્ષ અને ભમરા સરખા શ્યામ મેઘરૂપ હાથિઓથી આકાશ ચોતરફ ઘેરાઈ રહેલ હોય. ॥ ૧૭ ॥

**सन्ध्यानुरक्ते नभसि स्थितानामिन्दीवरश्यामरुचां घनानाम् ।**
**वृन्दानि पीताम्बरवेष्टितस्य कान्ति हरेश्चोरयतां यदा वा ॥१८॥**

પીતાંબરને ધારણ કરનાર શ્યામસુંદર વિષ્ણુની કાંતિને ચોરતા, સંધ્યાના લાલરંગથી કમળ સરખાં શ્યામવર્ણું મેઘનાં મંડળ આકાશમાં દેખાવા લાગે. ॥૧૮॥

सशिखिचातकदर्दुरनिःस्वनै-
र्यदि विमिश्रितमन्द्रपटुस्वनाः ।
खमवतत्य दिगन्तविलम्बिनः
सलिलदाः सलिलौघमुचः क्षितौ ॥ १९ ॥

જેમની ગંભીર ગર્જનાસાથે મોર, બપૈયા અને મેડક શબ્દ કરી રહે છે તથા જે મેઘ આકાશમાં ફેલાઈ દશે દિશાઓમાં પ્રસરે છે તેઓ પૃથ્વીપર પુષ્કળ જળ વરસે છે. ॥ ૧૯ ॥

निगदितरूपैर्जलधरजालै-
स्त्र्यहमवरुद्धं द्व्यहमथवाहः ।
यदि वियदेवं भवति सुभिक्षं
मुदितजना च प्रचुरजला भूः ॥ २० ॥

પ્રથમ જેમનું વર્ણન કર્યું તેવા મેઘથી એક બે કે ત્રણ દિવસ આકાશ ઘેરાઈ રહે તો પૃથ્વી પરિપૂર્ણ જળથી વ્યાપ્ત થાયછે, સુકાળ થાય છે. અને મનુષ્ય ખુશ રહેછે. ॥ ૨૦ ॥

रूक्षैरल्पैर्मारुताक्षिप्तदेहैरुष्ट्रध्वाङ्क्षप्रेतशाखामृगाभैः ।
अन्येषां वा निन्दितानां सरूपैर्मूकैश्चाब्दैर्नो शिवं नापि वृष्टिः २१

રૂક્ષ, થોડા પવનથી ચોમેર ઉડતાં, ઊંટ, કાગ, પ્રેત અને વાનર સરખા આકારવાળાં અથવા બિલાડાં વિગેરે બીજાં નિંદિત જીવ સરખા વર્ણવાળાં અને ગર્જનાહીન વાદળાં આકાશમાં હોય તો વૃષ્ટિ થતી નથી. સારૂ ફળ પણ થતું નથી.॥૨૧॥

विगतघने वा वियति विवस्वान्
अमृदुमयूखः सलिलकृदेवम् ।
सर इव फुल्लं निशि कुमुदाढ्यं
खमुडुविशुद्धं यदि च सुवृष्ट्यै ॥ २२ ॥

વાદળાં વિનાના આકાશમાં સૂર્ય અતિપ્રચંડ કિરણથી તપે તો વૃષ્ટિ થાય છે. અથવા રાત્રી વખતે અતિનિર્મળ તારાયુક્ત આકાશ, પ્રફુલ્લિત કુમુદથી શોભતા સરોવર સરખું દેખાય તો ઉત્તમ વૃષ્ટિ થાય છે. ॥ ૨૨ ॥

पूर्वोद्भूतैः शस्यनिष्पत्तिरब्दैराग्नेयाशासम्भवैरग्निकोपः ।
याम्ये शस्यं क्षीयते नैर्ऋतेऽर्द्धं पश्चाज्जातैः शोभना वृष्टिरब्दैः२३

પૂર્વ દિશાનાં વાદળાં હોય તો ખેતી સારી થાય છે, અગ્નિ કોણનાં હોય તો અગ્નિનો કોપ થાય છે, દક્ષિણનાં હોય તો ધાન્યનો નાશ થાય છે, નૈરૃત્ય કોણનાં હોય તો ખેતી સાધારણ થાય છે અને પશ્ચિમનાં હોય તો વર્ષા અતિઉત્તમ થાય છે. ॥ ૨૩ ॥

वायव्योत्थैर्वातवृष्टिः क्वचिच्च पुष्टा वृष्टिः सौम्यकाष्ठासमुत्थैः ।
श्रेष्ठं शस्यं स्थाणुदिक्सम्प्रवृद्धैर्वायुश्चैवं दिक्षु धत्ते फलानि २४

વાયવ્ય કોણનાં હોય તો પવન સાથ વૃષ્ટિ કોઈ કોઈ જગ્યાએ થાય, ઉત્તરદિશાનાં હોય તો ઘણો વર્ષાદ થાય, ઈશાન કોણનાં હોય તો ધાન્ય ઘણાં સારાં પાકે છે. તે સમયે જે દિશાનો પવન હોય તેનું ફળ પણ તેના જેવું જાણવું, એટલે પૂર્વદિશાનો વાયુ હોય તો ખેતી સારી થાય; ઇત્યાદિ. ॥ ૨૪ ॥

उल्कानिपातास्तडितोऽशनिश्च दिग्दाहनिर्घातमहीप्रकम्पाः ।
नादा मृगाणां सपतत्रिणां च ग्राह्या यथैवाम्बुधरास्तथैव २५

[1]ઉલ્કા, વિજળી, વજ્રપાત, દિગ્દાહ, નિર્ઘાત, ધરતીકંપ, પક્ષી, મૃગોના શબ્દ એ સર્વેનું ફળ મેઘના ફળ સરખું જાણવું, એટલે એમાંથી કોઈપણ ઉત્પાત એ સમયે જે દિશાએ હોય, તે દિશાના મેઘ સરખું ફળ જાણવું. ॥ ૨૫ ॥

नामाङ्कितैस्तैरुदगादिकुम्भैः प्रदक्षिणं श्रावणमासपूर्वैः ।
पूर्णैः स मासः सलिलस्य दाता स्रुतैरवृष्टिः परिकल्प्यमूनैः २६

ઉત્તર આદિ દિશામાં ચાર કળશ શ્રાવણ આદિ ચાર માસના નામથી નીશાની યુક્ત કરી પ્રદક્ષિણક્રમથી રાખવા; એટલે ઉત્તરદિશાનો કલશ શ્રાવણ, પૂર્વનો ભાદ્રપદ, દક્ષિણદિશાનો આશુ અને પશ્ચિમનો કાર્તિક, ગણવો. જે માસનો કુંભ જળથી ભરપૂર રહે તેમાં ઉત્તમ વૃષ્ટિ થાય છે. ચારે ભરપૂર રહેતો ચારે માસમાં વર્ષા વરસે છે. જે કુંભનું જળ ઝરી (ટપકી) જાય તે મહિનામાં વૃષ્ટિ થતી નથી. જે કુંભનું જળ જેટલું ઓછું થાય તેટલી વૃષ્ટિ તે માસની ઓછી જાણવી.॥૨૬॥

अन्यैश्च कुम्भैर्नृपनामचिह्नैर्देशाङ्कितैश्चाप्यमरैस्तथैव ।
भग्नैः स्रुतैर्न्यूनजलैः सुपूर्णैर्भाग्यानि वाच्यानि यथानुरूपम्२७

૧ આ સર્વનાં લક્ષણ આગળ કહેવાશે.

બીજા પણ ઘણા કુંભ રાજા અને દેશના નામથી રાખવા ને તે બીજે દિવસે જોવા. જે કુંભ ફુટી જાય વા જેનું જળ ઝરી જાય, જેમાંનું પાણી ઓછું થાય અથવા જે કુંભ ભરપૂર રહે, તે અનુસારે તે તે રાજા અને દેશોનાં ભાગ્ય જાણવાં, જેના નામનો કુંભ પૂર્ણ ભરેલો રહે તેને સારૂં ફળ મળે છે. જે કુંભ ફુટી જાય તેના નામવાળાને અનિષ્ટફળ આપે છે. બધુંએ પાણી ઝવી જાય તેને ઉપદ્રવ થાય છે અને જે થોડો ઓછો થાય તેને સામાન્ય ફળ મળે છે. ॥૨૭॥

**दूरगो निकटगोऽथवा शशी दक्षिणे पथि यथातथा स्थितः ।**
**रोहिणीं यदि युनक्ति सर्वथा कष्टमेव जगतो विनिर्दिशेत् २८**

દક્ષિણ બાજુ દૂર રહી અથવા પાસે રહી ગમે તે પ્રકારે ચંદ્ર રોહિણી નક્ષત્ર સાથે યોગ કરે તો સર્વ પ્રકારે જગતને અનિષ્ટફળ આપે છે. સારાંશ રોહિણીની દક્ષિણ દિશાએ ચંદ્ર રહે તો દુકાળ અને મહામારાથી જગતને કષ્ટ થાય છે. ॥ ૨૮ ॥

**स्पृशन्नुदग्याति यदा शशाङ्कस्तदा सुवृष्टिर्बहुलोपसर्गाः ।**
**असंस्पृशन्योगमुदक् समेतः करोति वृष्टिं विपुलां शिवं च २९**

રોહિણીનો સ્પર્શ કરતો ચંદ્રમા ઉત્તર બાજુથી જાય તો ઘણા ઉપદ્રવો સહિત વૃષ્ટિ સારી થાય અને જો રોહિણીનો સ્પર્શ કર્યા વિના ચંદ્ર તેની ઉત્તર બાજુથી જાય તો વૃષ્ટિ ઘણી થાય છે અને જગત સુખી રહે છે. ॥ ૨૯ ॥

**रोहिणीशकटमध्यसंस्थिते चन्द्रमस्यशरणीकृता जनाः ।**
**क्वापि यान्ति शिशुयाचिताशनाः सूर्यतप्तपिठराम्बुपायिनः॥३०॥**

શકટ(ગાડું)ના આકારે આકાશમાં દેખાતા પાંચ તારાઓને રોહિણી-શકટ કહે છે, જો ચંદ્રમા તેના મધ્ય ભાગમાં રહ્યો હોય તો, ભૂખ્યાં બાળકો જેમની પાસે અન્ન માગે છે એવાં નિરાશ્રિત લોકો સૂર્યથી તપેલ માટીના વાસણમાં પાણી પીએ છે અને પોતાનો દેશ છોડી બીજે સ્થળે જાય છે. ॥૩૦॥

**उदितं यदि शीतदीधितिं प्रथमं पृष्ठत एति रोहिणी ।**
**शुभमत्र तदा स्मरातुराः प्रमदाः कामिवशे च संस्थिताः ॥३१॥**

પ્રથમ ચંદ્રનો ઉદય થાય અને પછીથી રોહિણી ચંદ્રની પાછળ જાય તો શુભફળ કરે છે અને કામાતુર સર્વ સ્ત્રિયો પોતાના પતિને વશ થઈ રહે છે. ॥૩૧॥

अनुगच्छति पृष्ठतः शशी यदि कामी वनितामिव प्रियाम् ।
मकरध्वजबाणखेदिताः प्रमदानां वशगास्तदा नराः ॥ ३२ ॥

જેમ કામી માણસ પોતાની પ્રિયસ્ત્રીને અનુસરે તેમ ચંદ્ર રોહિણી પાછળ જાય તો કામદેવના બાણથી ખિન્ન થયેલા પુરૂષો, સ્ત્રિયોને વશ થઈ વર્તે છે. ॥૩૨॥

आग्नेय्यां दिशि चन्द्रमा यदि भवेत्तत्रोपसर्गो महान्
नैर्ऋत्यां समुपद्रुतानि निधनं सस्यानि यान्तीतिभिः ।
प्राजेशानिलदिक्स्थिते हिमकरे शस्यस्य मध्यश्चयो
याते स्थाणुदिशं गुणाः सुबहवः सस्यार्धवृष्ट्यादयः ॥ ३३ ॥

રોહિણી નક્ષત્રથી ચંદ્ર અગ્નિકોણમાં રહે તો મોટા ઉપદ્રવ થાય છે. નૈઋત્યકોણમાં હોય તો અતિવૃષ્ટિ અનાવૃષ્ટિઆદિ સાત પ્રકારની ઈતીઓના ઉપદ્રવથી ધાન્ય નાશ પામેછે. વાયવ્યકોણમાં ચંદ્ર હોય તો ધાન્યની સમધારણ વૃદ્ધિ થાયછે અને રોહિણીથી ચંદ્ર ઈશાનકોણમાં હોય તો ધન, ધાન્ય અને વૃષ્ટિ વિગેરે સઘળી વસ્તુઓનો વધારો થાયછે. ॥ ૩૩ ॥

ताडयेद्यदि च योगतारकामावृणोति वपुषा यदापि वा ।
ताडने भयमुशन्ति दारुणं छादने नृपवधोऽङ्गनाकृतः ॥३४॥
गोप्रवेशसमयेऽग्रतो वृषो याति कृष्णपशुरेव वा पुरः ।
भूरि वारि शवले तु मध्यमं नो सितेऽम्बुपरिकल्पनापरैः॥३५॥

નક્ષત્રના સઘળા તારાઓમાં જે તારા ઘણા તેજદાર છે તેને યોગતારા કહેછે. જો રોહિણીના યોગતારાને ચંદ્રમા તાડન કરે એટલે પોતાના શૃંગથી તેનો સ્પર્શ કરે અથવા પોતાના શરીરથી ચંદ્ર તે યોગતારાને ઢાંકી દે તો સ્ત્રીના હાથથી રાજાનું મરણ થાય અને ચંદ્ર તાડન કરે તો પ્રજામાં મ્હોટો ભય થાયછે. સાંજે વનમાં ચરી ગાય ગામમાં પેશે ત્યારે તેની આગળ બળદ અથવા કાળા રંગનાં બકરાં વિગેરે પશુ ચાલે તો ઘણી વૃષ્ટિ થાય અને કાબરાં રંગનાં પશુ આગળ હોય તો સામાન્ય વૃષ્ટિ થાય, ધોળાં વર્ણનાં પશુ આગળ હોય તો વૃષ્ટિ ન થાય. એજ રીતે બીજા રંગનાં પશુઓમાં પણ કલ્પના કરવી. કાબરા વર્ણનાં પશુમાં ધોળા રંગ વધારે હોય તો વૃષ્ટિ ઓછી થાય અને શ્યામવર્ણ વધારે હોય તો વૃષ્ટિ વધારે થાયછે. ॥ ૩૪ ॥ ૩૫ ॥

दृश्यते न यदि रोहिणीयुतश्चन्द्रमा नभसि तोयदावृते ।
रुग्भयं महदुपस्थितं तदा भूश्च भूरिजलसस्यसंयुता ॥ ३६ ॥

વાદળાંથી ઢંકાએલા આકાશમાં રોહિણીસહિત ચંદ્રમા દેખાય નહીં તો પુષ્કળ જળથી પૃથ્વિમાં ધાન્ય સારાં પાકેછે; પણ રોગનો મોટો ભય રહેછે. ૩૬.

इति श्रीवराहमिहिरकृतौ बृहत्संहितायां रोहिणीयोगो नाम चतुर्विंशोऽध्यायः ॥ २४ ॥

ઈતિ શ્રીવરાહમિહિરાચાર્યની રચેલી બૃહત્સંહિતાનો રોહિણીયોગનામનો ચોવીશમો અધ્યાય સંપૂર્ણ થયો. ॥ ૨૪ ॥

---

## પ્રકરણ ૨૫ મું.

### સ્વાતિયોગ.

यद्रोहिणीयोगफलं तदेव स्वातावषाढासहिते च चन्द्रे ।
आषाढशुक्ले निखिलं विचिन्त्यं योऽस्मिन्विशेषस्तमहं प्रवक्ष्ये १

રોહિણી અને ચંદ્રના યોગમાં જે ફળ કહ્યું તે સઘળું અશાઢના શુક્લપક્ષમાં સ્વાતિ અને ઉત્તરાષાઢાસાથે ચંદ્ર યોગ કરે ત્યારે પણ તે સરખું જાણવું. ચંદ્ર સ્વાતિસાથે યોગ કરે ત્યારે જે કાંઈ ફળ વિશેષ થાયછે તે કહુંછું. ॥ ૧ ॥

स्वातौ निशांशे प्रथमेऽभिवृष्टे सस्यानि सर्वाण्युपयान्ति वृद्धिम् ।
भागे द्वितीये तिलमुद्गमाषा ग्रैष्मं तृतीयेऽस्ति न शारदानि ॥ २ ॥

જે રાત્રીએ ચંદ્રનો સ્વાતિસાથે યોગ થાય તે રાત્રીના ત્રણ ભાગ કરી ફળનો વિચાર કરવો. જો પહેલા ભાગમાં વૃષ્ટિ હોય તો સઘળાં ધાન્ય વૃદ્ધિ પામે, બીજા ભાગમાં વૃષ્ટિ હોય તો તલ, મગ અને અડદ ઘણા થાય, ત્રીજા ભાગમાં વૃષ્ટિ હોય તો ગ્રીષ્મઋતુનું અન્ન, જવ, ઘઉં વિગેરે અને શરદઋતુનાં ધાન્ય જુવાર, બાજરી, અડદ, મગ વિગેરે થાય નહીં. ॥ ૨ ॥

वृष्टेऽह्नि भागे प्रथमे सुवृष्टिस्तद्वद्द्वितीये तु सकीटसर्पा ।
वृष्टिस्तु मध्यापरभागवृष्टे निश्छिद्रवृष्टिर्द्युनिशं प्रवृष्टे ॥ ३ ॥

તેજ રીતે દિવસના પહેલા ભાગમાં વૃષ્ટિ હોય તો આગળ સારી વૃષ્ટિ થાયછે બીજા ભાગમાં વૃષ્ટિ હોય તો પણ આગળ સારી થાય છે; પરંતુ કીડા અને સર્પનો ઉપદ્રવ થાયછે; ત્રીજા ભાગમાં વૃષ્ટિ હોય તો આગળ મધ્યમ વૃષ્ટિ થાયછે અને આખી રાત દહાડો વૃષ્ટિ થાય તો આગળ સર્વ ઉપદ્રવ રહિત વર્ષાદ ઘણો વરસે છે. ॥ ૩ ॥

सममुत्तरेण तारा चित्रायाः कीर्त्यते ह्यपांवत्सः ।
तस्यासन्ने चन्द्रे स्वातेर्योगः शिवो भवति ॥ ४ ॥

ચિત્રા નક્ષત્રના સમસૂત્રમાં ઉત્તરે અપાંવત્સનામનો એક તારો છે. ચંદ્ર જો તે તારાની સમિપ રહ્યો હોય તો સ્વાતિ સાથેના યોગનું ફળ સારૂ આપે છે. ॥ ૪ ॥

सप्तम्यां स्वातियोगे यदि पतति हिमं माघमासान्धकारे
वायुर्वा चण्डवेगः सजलजलधरो वापि गर्जत्यजस्रम् ।
विद्युन्मालाकुलं वा यदि भवति नभो नष्टचन्द्रार्कतारं
विज्ञेया प्रावृडेषा मुदितजनपदा सर्वशस्यैरुपेता ॥ ५ ॥

માઘમાસની કૃષ્ણપક્ષની સાતમે સ્વાતિયોગમાં હિમ પડે અથવા પ્રચંડ વાયુ ચાલે અથવા કંઈક છાંટા સાથ વારંવાર મેઘ આકાશમાં ગાજે, વીજળીઓના ચમકારા થાય, ચંદ્ર, સૂર્ય અને તારા દેખાય નહીં એટલે વાદળામાં ઢંકાઈ રહે તો વર્ષાઋતુ સારી થાય છે, સઘળા દેશ આનંદમાં રહે છે અને ખેતી સારી થાય છે. ॥ ૫ ॥

तथैव फाल्गुने चैत्रे वैशाखस्यासितेऽपि वा ।
स्वातियोगं विजानीयादाषाढे च विशेषतः ॥ ६ ॥

તેજ રીતે ફાગણ, ચૈત્ર અને વૈશાખના કૃષ્ણપક્ષમાં પણ સ્વાતિયોગનો વિચાર કરવો; પરંતુ ઘણું કરી આષાઢમાં સ્વાતિયોગ વિશેષ લક્ષ રાખી જોવો. ॥ ૬ ॥

इति श्रीवराहमिहिरकृतौ बृहत्संहितायां स्वातियोगो नाम पञ्चविंशोऽध्यायः ॥ २५ ॥

ઈતિ શ્રીવરાહમિહિરાચાર્યની રચેલી બૃહત્સંહિતાનો સ્વાતિયોગનામનો પચીશમો અધ્યાય સંપૂર્ણ થયો. ॥ ૨૫ ॥

## પ્રકરણ ૨૬ મું.

### આષાઢીયોગ.

आषाढ्यां समतुलिताधिवासितानाम्
अन्येद्युर्यदधिकतामुपैति वीजम् ।
तद्वृद्धिर्भवति न जायते यदूनं
मन्त्रोऽस्मिन् भवति तुलाभिमन्त्रणाय ॥ १ ॥

રોહિણીયોગની પેઠે ઉત્તરાષાઢાયુક્ત અષાઢી પુનમનો પણ સઘળો વિચાર કરવો. સઘળી જાતનાં બીજ બરાબર તોળી મંત્રથી અભિમંત્રણ કરેલા કુંભમાં એક રાત્રી રાખી બીજે દિવસ તેને તોળવાં, જે બીજ તોલમાં અધિક થાય તેની તે વર્ષમાં વૃદ્ધિ થાય છે. અને જે બીજ તોલમાં ઓછું થાય તે, તે વર્ષમાં ઉત્પન્ન થતાં નથી. હવે બીજ તોલવાના કાંટા (ત્રાજવા) ને અભિમંત્રણ કરવા સારૂ મંત્ર કહું છું. ॥ ૧ ॥

स्तोतव्या मन्त्रयोगेन सत्या देवी सरस्वती ।
दर्शयिष्यसि यत्सत्यं सत्ये सत्यव्रता ह्यसि ॥ २ ॥

સત્યદેવી સરસ્વતીની મંત્રયોગથી સ્તુતિ કરવી કે હે સત્યરૂપ સરસ્વતી તું કે જે સત્યવ્રત છે તે અમને સત્ય બતાવ. ॥ ૨ ॥

येन सत्येन चन्द्रार्कौ ग्रहा ज्योतिर्गणास्तथा ।
उत्तिष्ठन्तीह पूर्वेण पश्चादस्तं व्रजन्ति च ॥ ३ ॥

જે સત્યથી સૂર્ય ચંદ્ર વિગેરે ગ્રહો અને નક્ષત્રગણો પૂર્વેથી ઉદય પામી પશ્ચિમે અસ્ત પામે છે. ॥ ૩ ॥

यत्सत्यं सर्ववेदेषु यत् सत्यं ब्रह्मवादिषु ।
यत् सत्यं त्रिषु लोकेषु तत् सत्यमिह दृश्यताम् ॥ ४ ॥

જે સત્ય, સર્વદેવ અને બ્રહ્મવેત્તાઓને વિષે રહેલું છે તથા જે સત્ય ત્રૈલોક્યને વિષે રહેલું છે તે સત્ય અહિં દૃષ્ટિગોચર થાઓ. ॥ ૪ ॥

ब्रह्मणो दुहितासि त्वमादित्येति प्रकीर्तिता ।
काश्यपी गोत्रतश्चैव नामतो विश्रुता तुला ॥ ५ ॥

તું બ્રહ્માની પુત્રી છે. તથા તું આદિત્યા નામથી વિખ્યાત છો અને કાશ્યપ ગોત્રી તું તુળા નામથી પ્રસિદ્ધ છે " એ પાંચ મંત્રથી તુલાનું અભિમંત્રણ કરી સઘળાં બીજ તોળવાં." ॥ ૫ ॥

क्षौमं चतुःसूत्रकसन्निबद्धं षडङ्गुलं शिक्यकवस्त्रमस्याः ।
सूत्रप्रमाणं च दशाङ्गुलानि षडेव कक्ष्योभयशिक्यमध्ये ॥ ६ ॥

તે કાંટાનાં ( ત્રાજવાનાં ) બે પલ્લાં છ આંગળ વિસ્તારનાં શિંકી વસ્ત્રનાં ચાર સૂત્રથી બાંધેલાં બનાવવાં. તે ચારે સૂત્રનું પ્રમાણ દશ દશ આંગળ લેવું, બન્ને પલ્લાંઓની વચલી દાંડી કે જેને દોરીથી બાંધીને પકડાય છે તે છ આંગળ લાંબી લેવી. ॥ ૬ ॥

याम्ये शिक्ये काञ्चनं सन्निवेश्यं शेषद्रव्याण्युत्तरेऽम्बूनि चैवम् ।
तोयैः कौप्यैः सैन्धवैः सारसैश्च वृष्टिर्हीना मध्यमा चोत्तमा च ॥७॥

સોનું તોળવું હોય તો દક્ષિણ બાજુના પલ્લામાં રાખીને તોળવું અને બીજી વસ્તુઓ અને જળ ઉત્તરના પલ્લામાં તોલવાં. કુવાનું જળ તોલમાં વધે તો થોડી વૃષ્ટિ, સમુદ્રનું જળ તોલમાં વધે તો મધ્યમ વૃષ્ટિ અને સરોવરનું જળ વધે તો ઉત્તમ વૃષ્ટિ થાયછે. તે સઘળાં જળ વધે તો ઘણી વૃષ્ટિ થાયછે; અને કોઈ પણ ન વધે તો વૃષ્ટિ ન થાય. ॥ ૭ ॥

दन्तैर्नागा गोहयाद्याश्च लोम्ना हेम्ना भूपाः सिक्थकेन द्विजाद्याः ।
तद्वद्देशा वर्षमासा दिशश्च शेषद्रव्याण्यात्मरूपस्थितानि ॥ ८ ॥

હાથીદાંતના તોલથી હાથી, રોમના તોલથી ગાય, ને ઘોડાઆદિ પશુઓ, સોનાના તોલથી રાજા, મીણથી બ્રાહ્મણઆદિ વર્ણ, અને વર્ષ, મહિના આઠે દિશા અને બાકી રહેલી વસ્તુની પોતપોતાના તોલથી વધ, ઘટ જાણવી. એ રીતે સર્વ વસ્તુની હાની અને વૃદ્ધિ તોલથી જાણવી. ॥ ૮ ॥

हैमी प्रधाना रजतेन मध्या तयोरलाभे खदिरेण कार्या ।
विद्धः पुमान्येन शरेण सा वा तुलाप्रमाणेन भवेद्वितस्तिः ॥९॥

સોનાની તુલા ઉત્તમ છે અને રૂપાની મધ્યમ ગણાય છે. તે બંને ન મળે તો ખેરના કાષ્ટની તુલા બનાવવી અથવા જે બાણથી કોઈ મનુષ્ય વિંધાએલો હોય તે બાણનો કાંટો ( ત્રાજવું ) બનાવવો. તેની દાંડી બાર આંગળ લાંબી રાખવી. ॥ ૯ ॥

हीनस्य नाशोऽभ्यधिकस्य वृद्धिस्तुल्येन तुल्यं तुलितं तुलायाम्।
एतत्तुलाकोशरहस्यमुक्तं प्राजेशयोगेऽपि नरो विदध्यात् ॥१०॥

જે વસ્તુ તોલમાં ઘટે તેનો નાશ અને વધે તેની વૃદ્ધિ થાયછે. તથા જે વધે ઘટે નહીં તેની હાની વૃદ્ધિ ન થતાં સમાન રહેછે. એ તુલાકોશનું રહસ્ય કહ્યું તે રોહિણીયોગમાં મનુષ્યે તપાસી જોવું. ॥ ૧૦ ॥

स्वातावषाढास्वथ रोहिणीषु पापग्रहा योगगता न शस्ताः ।
ग्राह्यं तु योगद्वयमप्युपोष्य यदाधिमासो द्विगुणीकरोति ॥११॥

સ્વાતિ, ઉત્તરાષાઢા, અને રોહિણી સાથે ચંદ્રનો યોગ થાય તે વખતે જો મંગળ, શનિ, રાહુ અને કેતુ વિગેરે પાપ ગ્રહ પણ એ નક્ષત્રપર બેઠા હોય તો તે શુભકર્તા નથી. અને બુધ, શુક્ર, તથા બૃહસ્પતિ એ શુભ ગ્રહ હોય તો સારૂં ફળ આપેછે. જો અધિકમાસ આવવાથી બે આષાઢ હોય તો ઉપવાસ કરી બંને મહિનામાં એ યોગનો વિચાર કરવો. એટલે અધિકમાસમાં પણ એ યોગો પહેલાની પેઠે બેવાર જોવા. ॥ ૧૧ ॥

त्रयोऽपि योगाः सदृशाः फलेन यदा तदा वाच्यमसंशयेन ।
विपर्यये यत्त्विह रोहिणीजं फलं तदेवाभ्यधिकं निगद्यम्॥१२॥

રોહિણીયોગ, સ્વાતિયોગ અને આષાઢીયોગ એ ત્રણેનાં શુભ ફળ સરખાં આવે અથવા ત્રણેનાં અશુભ હોય તો સંદેહ રહિત, શુભ વા અશુભ ફળ કહેવું. અને જો એ ત્રણેનું ફળ જુદું હોય તો રોહિણીયોગનું જે ફળ હોય તે વિશેષે કરી કહેવું. ॥ ૧૨ ॥

निष्पत्तिरग्निकोपो वृष्टिर्मन्दाथ मध्यमा श्रेष्ठा ।
बहुजलपवना पुष्टा शुभा च पूर्वादिभिः पवनैः ॥ १३ ॥

આષાઢી પુનમે પૂર્વનો પવન વાય તો ધાન્યની પેદાશ સારી થાય, અગ્નિ

કોણનો વાયુ વાય તો અગ્નિનો પ્રકોપ થાય, દક્ષિણ દિશાનો વાય તો થોડી વૃષ્ટિ થાય, નૈરૂત્ય કોણનો પવન વાય તો વૃષ્ટિ મધ્યમ થાય, પશ્ચિમનો વાય તો ઉત્તમ વૃષ્ટિ થાય, વાયવ્ય કોણનો પવન વાય તો ઘણા પવનયુક્ત જળ વરશે, ઉત્તરનો વાય તો ઘણી વૃષ્ટિ થાય અને ઈશાન કોણનો પવન વાય તો સારી વૃષ્ટિ થાય છે. ॥ ૧૩ ॥

**वृत्तायामाषाढ्यां कृष्णचतुर्थ्यामजैकपादर्क्षे ।**
**यदि वर्षति पर्जन्यः प्रावृट् शस्ता न चेन्न ततः ॥ १४ ॥**

આષાઢી પુનમ પછી વદ ૪ ને દિવસે ઉત્તરાભાદ્રપદ નક્ષત્રમાં વૃષ્ટિ થાય તો આગળ વર્ષાઋતુ ઉત્તમ થાયછે, અને જો તે દિવસે વર્ષે નહીં તો સારી વૃષ્ટિ થાય નહીં. ॥ ૧૪ ॥

**आषाढ्यां पौर्णमास्यां तु यद्यैशानोऽनिलो भवेत् ।**
**अस्तं गच्छति तीक्ष्णांशौ शस्यसम्पत्तिरुत्तमा ॥ १५ ।**

આષાઢી પુનમે સુર્યાસ્ત વખતે જો ઈશાન કોણનો પવન ચાલે તો ધાન્ય ઘણાં સારાં પાકે છે. ॥ ૧૫ ॥

**इति श्रीवराहमिहिरकृतौ बृहत्संहितायामाषाढी-**
**योगो नाम षड्विंशोऽध्यायः ॥ २६ ॥**

ઇતિ શ્રીવરાહમિહિરાચાર્યની રચેલી બૃહત્સંહિતાનો આષાઢીયોગ નામનો છવીશમો અધ્યાય સંપૂર્ણ થયો. ॥ ૨૬ ॥

---

## પ્રકરણ ૨૭ મું.

### વાતચક્ર.

**पूर्वः पूर्वसमुद्रवीचिशिखरप्रस्फालनाघूर्णित-**
**श्चन्द्रार्कांशुसटाभिघातकलितोऽवायुर्यदाकाशतः ।**
**नैकान्तस्थितनीलमेघपटला शारद्यसंवर्धिता**
**वासन्तोत्कटशस्यमण्डिततला सर्वा मही शोभते ॥ १ ॥**

આષાઢી પુનમે સૂર્યાસ્ત વખતે, પૂર્વ સમુદ્રના તરંગો અથડાવાથી ફેલાયેલો ને સૂર્ય અને ચંદ્ર કિરણ સાથે મળેલો, પૂર્વ દિશાનો પવન આકાશમાં વાય તો ઘણા શ્યામવર્ણ મેઘના સમૂહથી યુક્ત શરદઋતુમાં પાકેલાં ધાન્ય અને વસંતઋતુમાં પાકેલાં ઉત્તમ ધાન્યથી સઘળી પૃથ્વિ શોભાયમાન થાયછે. ॥ ૧ ॥

यदाग्नेयो वायुर्वहति गगने खण्डिततनुः
प्लवत्यस्मिन् योगे भगवति पतङ्गे प्रसवति ।
तदा नित्योद्दीप्ता ज्वलनशिखरालिङ्गिततला
स्वगात्रोष्मोच्छ्वासैर्वमति वसुधा भस्मनिकरम् ॥ २ ॥

આષાઢી પુનમના યોગપર સૂર્યાસ્ત થતી વખતે જો આકાશમાં અખંડિત વેગવાળો પવન અગ્નિકોણમાં વાય તો અગ્નિજ્વાળાથી વ્યાપ્ત અને દગ્ધ થયેલી પૃથ્વિ પોતાના ઉષ્ણતારૂપ સ્વાસથી ભસ્મના સમૂહનું વમન કરેછે. અર્થાત્ તેમાં અગ્નિના અતિઉપદ્રવ થાયછે. ॥ ૨ ॥

तालीपत्रलतावितानतरुभिः शाखामृगान्नर्तयन्
योगेऽस्मिन् प्लवति ध्वनिः सपरुषो वायुर्यदा दक्षिणः ।
तद्वद्योगसमुत्थितस्तु जगवत्तालाङ्कुशैर्घट्टिताः
कीनाशा इव मन्दवारिकणिकान्मुञ्चन्ति मेघास्तदा ॥ ३ ॥

તેજ મુજબ એ આષાઢી યોગમાં સુર્યાસ્ત સમયે, તાલવૃક્ષના સમૂહ અને વૃક્ષોને હલાવતા વાનરોને ઉડાવતો દક્ષિણ દિશાનો પવન ચાલે અને તે અતિરૂક્ષ ધ્વનિથી વાય તો અંકુશથી ભેદેલા હાથીનીપેઠે અને કૃપણ મનુષ્યપેઠે મેઘ, થોડા જળબિંદુઓ વર્ષે છે. ॥ ૩ ॥

सूक्ष्मैलालवलीलवङ्गनिचयान् व्याघूर्णयन् सागरे
भानोरस्तमये प्लवत्यविरतो वायुर्यदा नैर्ऋतः ।
क्षुत्तृष्णामृतमानुपास्थिशकलप्रस्तारभारच्छदा
मत्ता प्रेतवधूरिवोग्रचपला भूमिस्तदा लक्ष्यते ॥ ४ ॥

આષાઢી પુનમે સૂર્યાસ્ત વખતે સમુદ્રતટપર રહેલી એલચી, લવલી અને લવંગ લતાના સમૂહો હલવતો નૈરૃત્યકોણનો પવન ચાલે તો, ભૂખ અને

તરશથી મરતાં મનુષ્યનાં હાડકાંઓના કડકાથી ઢંકાએલી પૃથ્વિ અતિભયંકર અને ચંચળ, છકેલી પ્રેતવધુસરખી દેખાય છે. ॥ ૪ ॥

**यदा रेणूत्पातैः प्रविकटसटाटोपचपलः**
**प्रवातः पश्चार्धे दिनकरकरापातसमये ।**
**तदा शस्योपेता प्रवरनृवराबद्धसमरा**
**धरा स्थाने स्थानेष्वविरतवसामांसरुधिरा ॥ ५ ॥**

સૂર્ય આથમતી વખતે, રજ ઉરાડતો અત્યંત ચંચળ, કમળકેશરોના ઝકુમવાથી અતિમનોહર પશ્ચિમ દિશાનો પવન ચાલે તો નાનાપ્રકારનાં ધાન્ય-યુક્ત પૃથ્વી થાયછે ને સ્થળેસ્થળ, અગ્રેસર મનુષ્યોનાં યુદ્ધ થવાથી વહેતાં રૂધિર ચરબી અને માંસથી વ્યાપ્ત થાય છે. ॥ ૫ ॥

**आषाढीपर्वकाले यदि किरणपतेरस्तकालोपपत्तौ**
**वायव्यो वृद्धवेगः प्लवति घनरिपुः पन्नगादानुकारी ।**
**जानीयाद्वारिधाराप्रमुदितमुदितां मुक्तमण्डूककण्ठां**
**शस्योद्भासैकचिह्नां सुखबहुलतया भाग्यसेनामिवोर्वीम् ॥ ६ ॥**

આષાઢી પુનમે સૂર્યાસ્તસમયે ગરૂડસરખો વેગવાન પ્રચંડ પવન વાયવ્ય-કોણનો વાય તો, જળની ધારાથી હર્ષ પામેલા ખુલાં મુખવાળાં દેડકાંઓ શબ્દ કરેછે, અને ઉગેલાં ધાન્યની પંક્તિઓથી અંકાએલી પૃથ્વિ બહુ સુખ વધવાને લીધે ભાગ્યસેના સરખી દેખાવા લાગે છે. ॥ ૬ ॥

**मेरुग्रस्तमरीचिमण्डलतले ग्रीष्मावसाने रवौ**
**वात्यामोदिकदम्बगन्धसुरभिर्वायुर्यदा चोत्तरः ।**
**विद्युद्भ्रान्तिसमस्तकान्तिकलनामत्तास्तदा तोयदा**
**उन्मत्ता इव नष्टचन्द्रकिरणा गां पूरयन्त्यम्बुभिः ॥ ७ ॥**

આષાઢી પુનમે સૂર્યાસ્ત વખતે સુગંધયુક્ત કદંબનાં ફુલથી સુવાસીત કરતો ઉત્તરનો પવન ચાલે તો વીજળીના ચમકાર વિગેરે અપાર કાંતિથી ચળકતા મત્ત મેઘ ઢંકાયેલાં સૂર્ય ચંદ્રનાં કિરણો જેને વિષે દેખાતાં નથી તેવી પૃથ્વીને જલથી પરિપૂર્ણ કરેછે. ॥ ૭ ॥

ऐशानो यदि शीतलोऽमरगणैः संसेव्यमानो भवेत्
पुन्नागागुरुपारिजातसुरभिर्वायुः प्रचण्डध्वनिः ।
आपूर्णोदकयौवना वसुमती सम्पन्नशस्याकुला
धर्मिष्ठाः प्रणतारयो नृपतयो रक्षन्ति वर्णास्तदा ॥ ८ ॥

આષાઢી પુનમે સૂર્યાસ્ત વખતે દેવતાઓ જેમનું સેવન કરે છે તેવા નાગ કેસર, અગર અને પારીજાતકના પુષ્પથી સુગંધી અને પ્રચંડ શબ્દ કરતો ઈશાન કોણનો પવન વાય તો પરીપૂર્ણ જળરૂપ યૌવનવાળી પૃથ્વિ પાકેલાં ધાન્યથી વ્યાપ્ત થાયછે અને જેમને શત્રુઓ નમેલા છે એવા ધર્મિષ્ઠ રાજાઓ ચારે વર્ણનું પાલણ કરેછે. ॥ ૮ ॥

इति वातचक्रं नाम सप्तविंशोऽध्यायः ॥ २७ ॥

ઈતિ શ્રીવરાહમિહિરાચાર્યેની રચેલી બૃહત્સંહિતાનો વાતચક્ર નામનો સત્તાવીશમો અધ્યાય સંપૂર્ણ થયો. ॥ ૨૭ ॥

---

## પ્રકરણ ૨૮ મું.

### સદ્યવૃષ્ટિ લક્ષણ.

वर्षाप्रश्ने सलिलनिलयं राशिमाश्रित्य चन्द्रो
लग्नं यातो भवति यदि वा केन्द्रगः शुक्लपक्षे ।
सौम्यैर्दृष्टः प्रचुरमुदकं पापदृष्टोऽल्पमम्भः
प्रावृट्काले सृजति न चिराच्चन्द्रवद्भार्गवोऽपि ॥ १ ॥

કૃષ્ણપક્ષમાં કોઈ, વૃષ્ટિવિષે પ્રશ્ન કરે ત્યારે, કર્ક. મકર અને મીન રાશિમાં રહેલો ચંદ્રમા લગ્નમાં રહ્યો હોય અથવા શુક્લપક્ષમાં જળચર રાશિમાં બેઠેલો ચંદ્રમા કોઈપણ કેંદ્રમાં જાય અને તે વખતે વર્ષાઋતુ હોય તો તત્કાળ વૃષ્ટિ થશે એમ કહેવું. ચંદ્રને શુભ ગ્રહ જોતા હોય તો ઘણી વૃષ્ટિ થાય અને પાપગ્રહ જોતા હોય તો થોડી વૃષ્ટિ થાય છે. શુક્રને પણ ચંદ્રનીપેઠે શુભગ્રહ દેખતા હોય તો ઘણી વૃષ્ટિ અને પાપગ્રહ દેખતા હોય તો અલ્પવૃષ્ટિ થાય છે. ॥ ૧ ॥

आर्द्रं द्रव्यं स्पृशति यदि वा वारि तत्संज्ञकं वा
तोयासन्नो भवति यदि वा तोयकार्योन्मुखो वा ।
प्रष्टा वाच्यः सलिलमचिरादस्ति निःसंशयेन
पृच्छाकाले सलिलमिति वा श्रूयते यत्र शब्दः ॥ २ ॥

વૃષ્ટિનું પ્રશ્ન પુછનાર પુરૂષ ભીની વસ્તુનો સ્પર્શ કરે, જળનો સ્પર્શ કે જળતુલ્ય નામવાળી કોઇપણ વસ્તુને અડકે તો, વા જળનીપાસે બેઠો હોય અથવા જળસંબંધી કામ કરવામાં તત્પર હોય તો સંદેહ રહિત તત્કાળ વૃષ્ટિ થશે, એવું કહેવું. અથવા પ્રશ્ન વખતે જળ એવો શબ્દ કોઈ બાજુથી શંભળાય તોપણ તત્કાળ વૃષ્ટિ થશે એમ કહેવું. ॥ ૨ ॥

उदयशिखरिसंस्थो दुर्निरीक्ष्योऽतिदीप्त्या
द्रुतकनकनिकाशः स्निग्धवैदूर्यकान्तिः ।
तदहनि कुरुतेऽम्भस्तोयकाले विवस्वान्
प्रतपति यदिवोच्चैः खं गतोऽतीव तीक्ष्णम् ॥ ३ ॥

વર્ષાઋતુમાં ઉદયાચળપર ઉદય પામતો સૂર્ય ગાળેલા સોનાસરખો કે વેદુર્યમણી સરખી કાંતિવાળો અને સામું ન જોઈ શકાય તેવો દેખાય, ત્યારે તે તે દિવસેજ વૃષ્ટિ કરે છે; અથવા આકાશનીમધ્યમાં પ્રાપ્ત થયેલો સૂર્ય અતિતીક્ષ્ણ તપે તો તેજ દિવસે વૃષ્ટિ થાય છે. ॥ ૩ ॥

विरसमुदकं गोनेत्राभं वियद्विमला दिशो
लवणविकृतिः काकाण्डाभं यदा च भवेन्नभः ।
पवनविगमः पोप्लूयन्ते झषाः स्थलगामिनो
रसनमसकृन्मण्डूकानां जलागमहेतवः ॥ ४ ॥

પાણી સ્વાદરહિત થઈ જાય, ગાયના નેત્રસરખું આકાશ દેખાય, દિશાઓ નિર્મલ હોય, લવણ કે ક્ષાર પીગળવા લાગે, કાગડાનાં ઈંડા સરખો આકાશનો રંગ દેખાય, પવન ચાલતો બંધ પડે, પાણીમાં રહેલાં માછલાં ઉછળીને કાંઠે પડે, વારંવાર દેડકાં બોલે એ સઘળાં ચિન્હ વૃષ્ટિનાં છે. એમાંનું કાંઈપણ હોય તો તત્કાળ વૃષ્ટિ થાય છે. ॥ ૪ ॥

मार्जारा भृशमवनिं नखैर्लिखन्तो
लोहानां मलनिचयः सविस्रगन्धः ।
रथ्यायां शिशुनिचिताश्च सेतुबन्धाः
सम्प्राप्तं जलमचिरान्निवेदयन्ति ॥ ५ ॥

બિલાડા નોરથી પૃથ્વી ખોતરે, લોઢાનાં હથિયાર અને વાસણોપર કાટ ચડે, ગલીઓ અને શેરીઓમાં બાલકો ધૂળની પાજ બાંધી રમે ઈત્યાદિ ચિન્હો પાસે આવેલી વૃષ્ટિને દર્શાવે છે. ॥ ૫ ॥

गिरयोऽञ्जनपुञ्जसन्निभा यदि वा बाष्पनिरुद्धकन्दराः ।
कृकवाकुविलोचनोपमाः परिवेषाः शशिनश्च वृष्टिदाः ॥ ६ ॥

કાજળના સમૂહ સરખો પર્વતોનો રંગ દેખાય, ગુફાઓમાં ધૂમસ ભરાઈ જાય, કુકડાંની આંખ સરખાં લાલ કુંડાળાઓ સૂર્ય ચંદ્રની આસપાસ થાય તો તત્કાળ વૃષ્ટિ થાય છે. ॥ ૬ ॥

विनोपघातेन पिपीलिकानामण्डोपसङ्क्रान्तिरहिव्यवायः ।
द्रुमाधिरोहश्च भुजङ्गमानां वृष्टेर्निमित्तानि गवां प्लुतं च ॥ ७ ॥

કંઈપણ કારણ શિવાય કીડીઓ પોતાનાં ઈંડાં લઈ એક સ્થળેથી બીજે સ્થળે જાય, સર્પ વિહાર કરે અથવા વૃક્ષોપર ચડે, ગાયો કૂદે, એ સઘળાં તત્કાળ વૃષ્ટિ થવાનાં કારણ છે. ॥ ૭ ॥

तरुशिखरोपगताः कृकलासा
गगनतलस्थितदृष्टिनिपाताः ।
यदि च गवां रविवीक्षणमूर्ध्वं
निपतति वारि तदा नचिरेण ॥ ८ ॥

કાંકીડાઓ વૃક્ષની ડાળોના અગ્રભાગપર રહેલા હોય ને આકાશતરફ ઉંચું જોતા હોય ને ગાયો સૂર્યસામું ઉંચુ મુખ કરી જુએ તો તત્કાળ વૃષ્ટિ થાય છે. ॥૮॥

नेच्छन्ति विनिर्गमं गृहाद्धुन्वन्ति श्रवणान् खुरानपि ।
पशवः पशुवच्च कुक्कुरा यद्यम्भः पततीति निर्दिशेत् ॥ ९ ॥

ગાય અને ભેંસ વિગેરે પશુ ઘરબહાર નીકળે નહીં અને ખરીઓથી કાન

ખંજોરે, એજ રીતે કૂતરા પણ પોતાની બખોલથી બહાર નીકળે નહીં અને પગના નોરથી પોતાના કાન ખંજોળે તો તત્કાળ વૃષ્ટિ થાશે એવું કહેવું. ॥ ૯ ॥

यदा स्थिता गृहपटलेषु कुर्कुरा
रुदन्ति वा यदि विततं दिवोन्मुखाः ।
दिवा तडिद्यदि च पिनाकिदिग्भवा
तदा क्षमा भवति समातिवारिणा ॥ १० ॥

કૂતરાં ઘરની છાજલીઓપર બેશી આકાશ સામું જોઈ ઉંચુ મુખ રાખી રૂદન કરે, ઇશાન કોણની વીજળી ચમકે તો તે દિવસેજ પૃથ્વી જળથી પરિપૂર્ણ થાય છે. ॥ ૧૦ ॥

शुककपोतविलोचनसन्निभो
मधुनिभश्च यदा हिमदीधितिः ।
प्रतिशशी च यदा दिवि राजते
पतति वारि तदा न चिराद्दिवः ॥ ११ ॥

પોપટ અને કબૂતરનાં નેત્રસરખો ચંદ્રનો લાલ રંગ થાય અથવા મધસરખો દેખાય, આકાશમાં રહેલાં વાદળાંઓમાં બીજો ચંદ્રમા છે તેવું દેખાય તો તત્કાળ વૃષ્ટિ થાયછે. ॥ ૧૧ ॥

स्तनितं निशि विद्युतो दिवा रुधिरनिभा यदि दण्डवत् स्थिताः
पवनः पुरतश्च शीतलो यदि सलिलस्य तदागमो भवेत् ॥ १२ ॥

રાત્રીએ વર્ષાદ ગર્જના કરે અને દિવસે અતિલાલ વર્ણવાળી વીજળી દંડસરખી સિધી દેખાય, ને પૂર્વ દિશાનો પવન ચાલે તો સત્વર વૃષ્ટિ થાયછે. ॥૧૨॥

वल्लीनां गगनतलोन्मुखाः प्रवालाः
स्नायन्ते यदि जलपांशुभिर्विहङ्गाः ।
सेवन्ते यदि च सरीसृपास्तृणाग्रा-
ण्यासन्नो भवति तदा जलस्य पातः ॥ १३ ॥
मयूरशुकचाषचातकसमानवर्णा यदा
जपाकुसुमपङ्कजद्युतिमुषश्च सन्ध्याघनाः ।

**जलोर्मिनगनक्रकच्छपवराहमीनोपमाः**
**प्रभूतपुटसञ्चया न तु चिरेण यच्छन्त्यपः ॥ १४ ॥**

વેલનાં પાન આકાશ તરફ ઉડે, પાણીમાં અથવા રજમાં પક્ષીઓ સ્નાન કરે, સર્પ વિગેરે ક્રીડાઓ, વનસ્પતિના અગ્રભાગપર ચડીને બેસે તો તરત વૃષ્ટિ થાયછે. મોર, પોપટ, અને બપૈયાસરખા રંગવાળાં અને નીલકંઠ નામનાં પક્ષીઓ તથા જાશુસ અથવા કમળ સરખી કાંતિવાળાં વાદળાંઓ અતિરક્ત વર્ણ હોય અને સંધ્યાકાળે જળના મોજા, પર્વત, મગર, કાચબા, હુક્કર (ભુંડ) અને મચ્છ સરખાં આકારવાળાં તથા ઘણા થરવાળાં એટલે એક એક ઉપર અનેક હોય એવાં હોય તો થોડા વખતમાં ઘણી વૃષ્ટિ થાયછે. ॥ ૧૩ ॥ ૧૪ ॥

**पर्यन्तेषु सुधाशशाङ्कधवला मध्येऽञ्जनालित्विषः**
**स्निग्धा नैकपुटाः क्षरज्जलकणाः सोपानविच्छेदिनः ।**
**माहेन्द्रीप्रभवाः प्रयान्त्यपरतः प्राक् चाम्बुपाशोद्भवा**
**ये ते वारिमुचस्त्यजन्ति न चिरादम्भः प्रभूतं भुवि ॥ १५ ॥**

ચોતરફ કળીચૂના અને ચંદ્રમા સરખાં શ્વેત વર્ણવાળાં અને મધ્યમાં કાજળ, ભ્રમર સરખાં અતિશ્યામ, સ્નિગ્ધ અને ઘણા થરવાળાં વાદળાં હોય અને પગથીઆં માફક ચડતાં ઉતરતાં હોય તથા જળબિંદુઓ ટપકતાં હોય અને પૂર્વદિશામાં થઇને પશ્ચિમમાં અને પશ્ચિમમાં થઇને પૂર્વમાં જાતાં તો પૃથ્વિ ઉપર તત્કાળ ઘણી વૃષ્ટિ થાયછે. ॥ ૧૫ ॥

**शक्रचापपरिघप्रतिसूर्या रोहितोऽथ तडितः परिवेषः ।**
**उद्गमास्तसमये यदि भानोरादिशेत् प्रचुरमम्बु तदाशु ॥ १६ ॥**

સૂર્યના ઉદય કે અસ્ત વખતે ઇંદ્રિધનુષ, પરિઘ, પ્રતિસૂર્ય, રોહિત, વીજળી અને સૂર્ય ચંદ્રના પરિવેષ વિગેરે હોય તો તત્કાળ બહુ વૃષ્ટિ થાય છે. ॥ ૧૬ ॥
" પરિઘ, રોહિત વિગેરેનું લક્ષણ આગળ કહેવાશે. "

**यदि तित्तिरपत्रनिभं गगनं**
**मुदिताः प्रवदन्ति च पक्षिगणाः ।**
**उदयास्तसमये सवितुर्द्युनिशं**
**विसृजन्ति घना नचिरेण जलम् ॥ १७ ॥**

સૂર્યના ઉદય અને અસ્ત વખતે તેતર પક્ષીની પાંખ જેવાં વાદળાં આકાશમાં હોય અને પક્ષીઓ પ્રસન્ન થઈ શબ્દ કરતાં હોય, તો ક્રમે દીવસમાં અને રાત્રીમાં તત્કાળ વૃષ્ટિ થાયછે. ॥ ૧૭ ॥

**यद्यमोघकिरणाः सहस्रगोरस्तभूधरकरा इवोच्छ्रिताः ।**
**भूसमं च रसते यदाम्बुदस्तन्महद्भवति वृष्टिलक्षणम् ॥१८॥**

સૂર્યનાં અમોઘ નામનાં કિરણો એવાં દેખાય કે જાણે અસ્તાચળે પોતાના હાથ ઉંચા કરેલા હોય, અર્થાત્ સૂર્યકિરણો અસ્તાચળના હાથ સરખાં ઉંચાં દેખાય અને વાદળાં પૃથ્વીપર નમી રહેલાં દેખાય તો એ મહાવૃષ્ટિની નિશાની જાણવી. "અમોઘ કિરણનાં લક્ષણ આગળ કહેવાશે." ॥ ૧૮ ॥

**प्रावृषि शीतकरो भृगुपुत्रात् सप्तमराशिगतः शुभदृष्टः ।**
**सूर्यसुतान्नवपञ्चमगो वा सप्तमगश्च जलागमनाय ॥ १९ ॥**

વર્ષાઋતુમાં ચંદ્રમા શુક્રથી સાતમી રાશીપર હોય અને તેને શુભ ગ્રહ જોતા હોય અથવા ચંદ્રમા શનિશ્ચરથી નવમી, પાંચમી કે સાતમી રાશીપર રહ્યો હોય અને તેને સારા ગ્રહ જોતા હોય તો વૃષ્ટિ થાય છે. ॥ ૧૯ ॥

**प्रायो ग्रहाणामुदयास्तकाले समागमे मण्डलसंक्रमे च ।**
**पक्षक्षये तीक्ष्णकरायनान्ते वृष्टिर्गतेऽर्के नियमेन चार्द्राम् ॥२०॥**

ગ્રહોના ઉદય અસ્ત વખતે, સમાગમ અર્થાત્ ચંદ્રની સાથે મંગળ વિગેરે ગ્રહોનો યોગ થતી વખતે, અને ભરણી આદિ નક્ષત્રોનાં જે ૭ મંડળ શુક્રચારમાં કહ્યાં છે તેમાં પ્રવેશ કરતી વખતે, અર્થાત્ એક મંડળથી નીકળી બીજા મંડળમાં ગ્રહ પ્રવેશ કરે ત્યારે, અમાવાસ્યા અને પૂર્ણીમાના અંતમાં, દક્ષિણાયન અને ઉત્તરાયણની સમાપ્તિએ, તેમજ સૂર્ય આર્દ્રા નક્ષત્રપર આવે ત્યારે ખચીત વૃષ્ટિ થાય છે. ॥ ૨૦ ॥

**समागमे पतति जलं ज्ञशुक्रयो-**
**र्ज्ञजीवयोर्गुरुसितयोश्च सङ्गमे ।**
**यमारयोः पवनहुताशजं भयं**
**न दृष्टयोरसहितयोश्च सद्ग्रहैः ॥ २१ ॥**

બુધ શુક્રનો સમાગમ હોય વા બુધ કે ગુરૂનો સમાગમ હોય અથવા

ગુરૂ, શુક્રનો સમાગમ હોય તો વૃષ્ટિ થાય છે અને મંગળ તથા શનિનો સમાગમ હોય અને તે સાથે કોઈ શુભ ગ્રહ ન હોય તથા શુભ ગ્રહની દૃષ્ટિ પણ તેના૰ પર ન હોય તો પવન અને અગ્નિનો ભય થાયછે. ॥ ૨૧ ॥

अग्रतः पृष्ठतो वापि ग्रहाः सूर्यावलम्बिनः ।
यदा तदा प्रकुर्वन्ति महीमेकार्णवामिव ॥ २२ ॥

સૂર્યાવલંબી એટલે અસ્ત થવાના ગ્રહ સૂર્યથી આગળ વા પાછળ હોય એટલે સૂર્યથી પહેલાં વા પછી અસ્ત પામે તો પૃથ્વિને જળમય કરેછે. (મંદ ગ્રહ સૂર્યની પહેલાં અને શીઘ્ર ગ્રહ સૂર્યથી પછી અસ્ત પામેછે અહીં ગ્રહો એ બહુવચન કહેવાનું કારણ એકે ત્રણથી ઓછા ગ્રહ ન હોવા જોઈએ.) ॥૨૨॥

इति श्रीवराहमिहिरकृतौ बृहत्संहितायां सद्यो-
वृष्टिलक्षणं नामाष्टाविंशोध्यायः ॥ २८ ॥

ઈતિ શ્રીવરાહમિહિરાચાર્યની રચેલી બૃહત્સંહિતાનો સદ્યવૃષ્ટિ લક્ષણ
નામનો અઠાવીશમો અધ્યાય સંપૂર્ણ થયો॥ ૨૮ ॥

---

## પ્રકરણ ૨૯ મું.

### કુસુમલતાધ્યાય.

फलकुसुमसम्प्रवृद्धिं वनस्पतीनां विलोक्य विज्ञेयम् ।
सुलभत्वं द्रव्याणां निष्पत्तिश्चापि शस्यानाम् ॥ १ ॥

વનસ્પતિનાં ફલફુલની વૃદ્ધિ જોઈ ધાન્ય વિગેરે વસ્તુઓનું સુલભ અને દુર્લભપણું જાણવું એટલે કઈ વસ્તુઓ સુલભ થશે અને કયા ધાન્યની પેદાશ દુર્લભ થશે તે જાણવું. ॥ ૧ ॥

शालेन कलमशाली रक्ताशोकेन रक्तशालिश्च ।
पाण्डूकः क्षीरिकया नीलाशोकेन सूकरकः ॥ २ ॥
न्यग्रोधेन तु यवकस्तिन्दुकवृद्ध्या च षष्टिको भवति ।
अश्वत्थेन ज्ञेया निष्पत्तिः सर्वशस्यानाम् ॥ ३ ॥

શાલવૃક્ષના ફળ ને ફુલની વૃદ્ધિથી કલમશાલીની વૃદ્ધિ, રાતા અશોકની વૃદ્ધિથી રાતી શાળ, અક્ષિરીકાથી પાંડુક, અને નીલઅશોકથી સૂકરક નામના ધાન્યની વૃદ્ધિ, વડની વૃદ્ધિથી યવક, તિંદુકની વૃદ્ધિથી પષ્ટિક અને પીપળાની વૃદ્ધિથી સર્વ ધાન્યની વૃદ્ધિ જાણવી[1]. ॥ ૨ ॥ ૩ ॥

**जम्बूभिस्तिलमाषाः शिरीषवृद्ध्या च कङ्गुनिष्पत्तिः ।**
**गोधूमाश्च मधूकैर्यववृद्धिः सप्तपर्णेन ॥ ४ ॥**

જાંબુની વૃદ્ધિથી તલ અને અડદ વધારે પાકે છે. શેમળાની વૃદ્ધિથી કાંગ, મહુડાંની વૃદ્ધિથી ઘઊં અને સપ્તપર્ણની વૃદ્ધિથી જવનો વધારો થાય છે. ॥ ૪ ॥

**अतिमुक्तककुन्दाभ्यां कर्पासं सर्षपान्वदेदशनैः ।**
**बदरीभिश्च कुलत्थांश्चिरबिल्वेनादिशेन्मुद्गान् ॥ ५ ॥**
**अतसी वेतसपुष्पैः पलाशकुसुमैश्च कोद्रवा ज्ञेयाः ।**
**तिलकेन शङ्खमौक्तिकरजतान्यथ चेङ्गुदेन शणाः ॥ ६ ॥**

અતિમુક્તક અને કુંદ એ બે જાતનાં પુષ્પવૃક્ષની વૃદ્ધિથી કપાસની વૃદ્ધિ થાયછે. અસન ( આંજણીઓ ) ની વૃદ્ધિથી સરશવ વધુ પાકેછે, બોરની વૃદ્ધિથી કળથી, અને ચિરબિલ્વ નામના ઝાડની વૃદ્ધિથી મગની વૃદ્ધિ થાયછે, નેતરનાં વૃક્ષના પુષ્પની વૃદ્ધિથી અળશી, ખાખરાનાં ફુલની વૃદ્ધિથી કોદરી, તિલકની વૃદ્ધિથી શંખ અને મોતી તથા રૂપાની વૃદ્ધિ થાયછે, અને ઇંગોરીયાંની વૃદ્ધિથી શણની છત થાયછે. ॥ ૫ ॥ ૬ ॥

**करिणश्च हस्तिकर्णैरादेश्या वाजिनोऽश्वकर्णेन ।**
**गावश्च पाटलाभिः कदलीभिरजाविकं भवति ॥ ७ ॥**

હસ્તિકરણ નામના ઝાડની વૃદ્ધિથી હાથી, અશ્વકરણની વૃદ્ધિથી ઘોડા, પાટલાવૃક્ષની વૃદ્ધિથી ગાયો અને કેળની વૃદ્ધિથી બકરાં તથા મેંઢાંઓ વૃદ્ધિ પામે છે. ॥ ૭ ॥

**चम्पककुसुमैः कनकं विद्रुमसम्पच्च बन्धुजीवेन ।**
**कुरुबकवृद्ध्या वज्रं वैदूर्यं नन्दिकावर्तैः ॥ ८ ॥**

---

૧ કલમશાલી, રક્તશાલી, પાંડુક અને સૂકરક એ એક જાતનાં ધાન્ય છે. યવક અને ષષ્ટિક એ બે જાતનાં ધાન્ય છે.

ચંપાના ફુલના વધારાથી સોનાની વૃદ્ધિ, બંધુજીવ (બપોરીઓ અથવા ગલબપોરીઓ.) ના ફુલની વૃદ્ધિથી પ્રવાલ, કુરૂવકની વૃદ્ધિથી હીરા, નંદીકાવર્તથી વૈદુર્ય રત્નની વૃદ્ધિ થાયછે. ॥ ૮ ॥

विंद्याच्च सिन्दुवारेण मौक्तिकं कारुकाः कुसुम्भेन ।
रक्तोत्पलेन राजा मन्त्री नीलोत्पलेनोक्तः ॥ ९ ॥

સીંધુવારની વૃદ્ધિથી મોતી, કુસુંબાની વૃદ્ધિથી કારૂક શિલ્પ જાણનારાઓ, રક્તકમળની વૃદ્ધિથી રાજાઓ અને નિલકમળથી રાજમંત્રીઓની વૃદ્ધિ જાણવી. ॥ ૯ ॥

श्रेष्ठी सुवर्णपुष्पैः पद्मैर्विप्राः पुरोहिताः कुमुदैः ।
सौगन्धिकेन बलपतिरर्केण हिरण्यपरिवृद्धिः ॥ १० ॥

સૂવર્ણપુષ્પની વૃદ્ધિથી શઠીયા, (સદ્‌ગૃહસ્થો) કમળથી બ્રાહ્મણો, કુમુદથી રાજપુરોહિતો, સૌગંધિક ફુલની વૃદ્ધિથી સેનાપતિ અને આકડાની વૃદ્ધિથી સોનાની વૃદ્ધિ જાણવી. ॥ ૧૦ ॥

आम्रैः क्षेमं भल्लातकैर्भयं पीलुभिस्तथारोग्यम् ।
खदिरशमीभ्यां दुर्भिक्षमर्जुनैः शोभना वृष्टिः ॥ ११ ॥

આંબાની વૃદ્ધિથી સુખશાંતિ, ભિલામાના વધારાથી ભય, અને પીલુની વૃદ્ધિથી આરોગ્યતા જાણવી, ખેર અને ખીજડાના વધારાથી દુકાળ અને અર્જુનવૃક્ષની વૃદ્ધિથી ઉત્તમ વૃષ્ટિ થાય છે. ॥ ૧૧ ॥

पिचुमन्दनागकुसुमैः सुभिक्षमथ मारुतः कपित्थेन ।
निचुलेनावृष्टिभयं व्याधिभयं भवति कुटजेन ॥ १२ ॥

લીમડા અને નાગકેસરના ફુલની વૃદ્ધિથી સુકાળ થાય છે. કોઠાંની વૃદ્ધિથી પવન ચાલે છે, નિચુલની વૃદ્ધિથી વૃષ્ટિ ન થવાને લીધે ભય થાય છે અને ઈંદ્રજવની વૃદ્ધિથી રોગનો ભય થાય છે. ॥ ૧૨ ॥

दूर्वाकुशकुसुमाभ्यामिक्षुर्वह्निश्च कोविदारेण ।
श्यामालताभिवृद्ध्या वन्धक्यो वृद्धिमायान्ति ॥ १३ ॥

દુર્વા અને કુશના ફુલનીવૃદ્ધિથી શેરડીની વૃદ્ધિ થાયછે. કોવિદારથી આગનો ભય થાયછે અને શ્યામાલતાની વૃદ્ધિથી વ્યભિચારણી સ્ત્રીયોની વૃદ્ધિ થાયછે. ॥ ૧૩ ॥

यस्मिन्काले स्निग्धनिश्छिद्रपत्राः संदृश्यन्ते वृक्षगुल्मा लताश्च ।
तस्मिन् वृष्टिः शोभना सम्प्रदिष्टा रूक्षैश्छिद्रैरल्पमम्भः प्रदिष्टम् ॥१४॥

જે વખતે વૃક્ષ, ગુલ્મ, (થુંબડાં, ઝુંડ) અને લતાઓ ચીકણાં, છીદ્ર-રહિત પાનવાળાં હોય તે વખતે સારી વૃષ્ટિ થાય છે. અને જો તેના પત્ર રૂક્ષ અને છીદ્રયુક્ત હોય તો થોડો વર્ષાદ થાય છે. ॥ ૧૪ ॥

इति श्रीवराहमिहिरकृतौ बृहत्संहितायां कुसुम-
लताध्याय एकोनत्रिंशोऽध्यायः ॥ २९ ॥

ઇતિ શ્રીવરાહમિહિરાચાર્યની રચેલી બૃહત્સંહિતાનો કુસુમલતા
નામનો ઓગણત્રીશમો અધ્યાય સંપૂર્ણ થયો[1]. ॥ ૨૯ ॥

---

## પ્રકરણ ૩૦ મું.

### સંધ્યાલક્ષણ.

अर्द्धास्तमितानुदितात्सूर्यादस्पष्टभं नभो यावत् ।
तावत् सन्ध्याकालश्चिह्नैरेतैः फलं चास्मिन् ॥ १ ॥

સૂર્ય અર્ધ અસ્ત પામે તે પછી જ્યાંસૂધી આકાશમાં તારા સ્પષ્ટ દેખાય નહીં તેટલો કાળ સાયંસંધ્યા અને તેજ પ્રકારે સૂર્યોદય પહેલાં તારા ઝાંખા થાય ત્યાંથી આરંભી સૂર્યોદય પર્યંત પ્રાતઃસંધ્યાકાળ કહેવાય છે. તે સંધ્યાકાળમાં થતાં ચિન્હથી જે ફળ થાય છે તેનો વિચાર આ અધ્યાયમાં હું કહું છું. ॥૧॥

मृगशकुनिपवनपरिवेषपरिधिपरिघाभ्रवृक्षसुरचापैः ।
गन्धर्वनगररविकरदण्डरजःस्नेहवर्णैश्च ॥ २ ॥

મૃગ, પક્ષી, પવન, સૂર્ય, ચંદ્રના પરિવેષ, પરિધી, અર્થાત્ પ્રતિસૂર્ય, પરિઘ અને અભ્રવૃક્ષ એટલે વાદળાંજ વૃક્ષને આકારે દેખાય તે, ઇંદ્રિધનુષ, ગંધર્વન-ગર, સૂર્યકિરણ તથા દંડ એટલે સૂર્યકિરણનું વાદળાં, અને પવનના સઘાતથી દંડ સરખું દેખાવું, રજ, સ્નિગ્ધતા અને વર્ણ પરથી સંધ્યાકાળનું ફળ કહેવું. ॥૨॥

---

૧ આ અધ્યાયમાં કહ્યા પ્રમાણે જેમ વૃક્ષાદિકની વૃદ્ધિથી અનાજ વિગેરેની વૃદ્ધિ થાય છે તેમ તેમની હાનીથીઅનાજ વિગેરેની પણ હાની થાયછે.

भैरवमुच्चैर्विरुवन् मृगोऽसकृद् ग्रामघातमाचष्टे ।
रविदीप्तो दक्षिणतो महास्वनः सैन्यघातकरः ॥ ३ ॥

સંધ્યા વખતે જો મૃગ વારંવાર ભયંકર શબ્દો બોલે તો ગામનો નાશ થાયછે. સેનાની દક્ષિણે રહેલો મૃગ સૂર્ય સામું મોં રાખી ઉંચે સ્વરે પુકારે તો તે સેનાનો નાશકર્તા છે. ॥ ૩ ॥

अपसव्ये संग्रामः सव्ये सेनासमागमः शान्ते ।
मृगचक्रे पवने वा सन्ध्यायां मिश्रगे वृष्टिः ॥ ४ ॥

સંધ્યા સમયે મૃગસમૂહ અથવા પવન સેનાની ડાબી બાજુએ દીપ્ત થયેલો એટલે સુર્યાભિમુખ હોય તો યુદ્ધ થાયછે. તેજ રીતે સેનાની દક્ષિણ બાજુ હોય અને તે શાંત હોય એટલે સુર્યાભિમુખ ન હોય તો સેનાઓનું મળવું થાયછે. અર્થાત્ યુદ્ધ ન થતાં મળી જાયછે. અને જો મૃગસમૂહ તથા પવન મીશ્ર હોય એટલે શાંત અને દિપ્ત હોય તો વૃષ્ટિ થાયછે. ॥ ૪ ॥

दीप्तमृगाण्डजविरुता प्राक् सन्ध्या देशनाशमाख्याति ।
दक्षिणदिक्स्थैर्विरुता ग्रहणाय पुरस्य दीप्तास्यैः ॥ ५ ॥

પ્રભાત સંધ્યામાં મૃગ અને પક્ષી સૂર્ય તરફ મુખ રાખી રૂક્ષ શબ્દ કરે તો દેશનો નાશ થાય છે, જે નગરની દક્ષિણ દિશાએ રહેલાં મૃગ અને પક્ષીઓ સૂર્ય સામું મુખ રાખી રૂક્ષ શબ્દ કરે તે નગર શત્રુને હાથ જાયછે. ॥ ૫ ॥

गृहतरुतोरणमथने सपांशुलोष्टोत्करेऽनिले प्रबले ।
भैरवरावे रूक्षे खगपातिनि चाशुभा सन्ध्या ॥ ६ ॥

ઘર, વૃક્ષ, તોરણ (બહારનું મોટું દ્વાર) તેને પાડનાર ધૂળ અને માટીના કડકાઓને ઉરાડનાર ભયંકર શબ્દ કરતો, આકાશમાંથી પક્ષીઓને નીચે પાડતો પ્રચંડ પવન સંધ્યા વખતે વાય તો તે સંધ્યા અશુભ ફળ દે છે. ॥ ૬ ॥

मन्दपवनावघट्टितचलितपलाशद्रुमा विपवना वा ।
मधुरस्वरशान्तविहङ्गमृगरुता पूजिता सन्ध्या ॥ ७ ॥

મંદ મંદ પવનથી ચંચળ પાનવાળાં યુક્ત અથવા પવન વગરની સંધ્યા હોય, ને જો શાંત દિશામાં મુખ રાખી, મૃગ અને પક્ષીઓ તે વખતે મધુર શબ્દ કરતા હોય તો તે શુભ ફળ આપે છે. ॥ ૭ ॥

सन्ध्याकाले स्निग्धा दण्डतडिन्मत्स्यपरिधिपरिवेषाः ।
सुरपतिचापैरावतरविकिरणाश्चाशु वृष्टिकराः ॥ ८ ॥

સંધ્યા વખતે દંડ, વીજળી અને માછલાં સરખા આકારવાળાં વાદળાં પ્રતિસૂર્ય, ચંદ્ર, સૂર્યપર પરિવેષ, ઇંદ્રધનુષ, ઐરાવત, અને સ્નિગ્ધ સૂર્યનાં કિરણો હોય તો તત્કાળ વૃષ્ટિકર્તા છે. " દંડ, પરિવેષ અને ઐરાવતનાં લક્ષણ આગળ કહેવાશે." ॥ ८ ॥

विच्छिन्नविषमविध्वस्तविकृतकुटिलापसव्यपरिवृत्ताः ।
तनुह्रस्वविकलकलुषाश्च विग्रहा वृष्टिदाः किरणाः ॥ ९ ॥

ઓછાં વૃધતાં, ભાગાંતુટાં ફિક્કા વર્ણનાં વિકાર યુક્ત વાંકાં દક્ષિણભાગમાં નહીં નમેલાં અર્થાત્ ડાબી બાજુએ નમેલાં, સૂક્ષ્મ, ઉષ્ણતા વગરનાં, અને મેલાં, સૂર્યના કિરણો સંધ્યા વખતે હોય તો વૃષ્ટિ થતી નથી અને યુદ્ધ થાયછે. ॥ ९ ॥

उद्योतिनः प्रसन्ना ऋजवो दीर्घाः प्रदक्षिणावर्ताः ।
किरणाः शिवाय जगतो वितमस्के नभसि भानुमतः ॥१०॥

પ્રકાશિત, નિર્મળ, સિદ્ધાં, લાંબાં, જમણી બાજુએ નમેલાં, અંધકાર રહિત જો સૂર્યકિરણ આકાશમાં સંધ્યા વખતે હોય તો જગત સુખી રહેછે. ॥१०॥

शुक्लाः करा दिनकृतो दिवादिमध्यान्तगामिनः स्निग्धाः ।
अव्युच्छिन्ना ऋजवो वृष्टिकरास्ते ह्यमोघाख्याः ॥ ११ ॥

આકાશમાં ચોતરફ પસરેલા શુક્લવર્ણ કિરણો સ્નિગ્ધ હોય અને તે ખંડિત ન હોય તો તે **અમોઘ કિરણ** કહેવાય છે, તે વૃષ્ટિકર્તા છે. ॥ ११ ॥

कल्माषबभ्रुकपिला विचित्रमाञ्जिष्ठहरितशबलाभाः ।
त्रिदिवानुबन्धिनो वृष्टयेऽल्पभयदास्तु सप्ताहात् ॥ १२ ॥

સંધ્યા વખતે જો સૂર્યનાં કિરણ કલ્માશ, બભ્રુ, કપિલ, વિચિત્ર, મજીઠ સરખાં રક્ત, નીલાં અને શ્વેત તથા કૃષ્ણવર્ણથી મળેલાં હોય તો વૃષ્ટિ થતી નથી અને તે સાત દિવસ પછી ભય ઉત્પન્ન કરેછે. ॥ १२ ॥

ताम्रा बलपतिमृत्युं पीतारुणसन्निभाश्च तद्व्यसनम् ।
हरिताः पशुशस्यवधं धूमसवर्णा गवां नाशम् ॥ १३ ॥

સૂર્યકિરણ લાલ હોય તો સેનાપતિ મરણ પામે છે, પીળાં અને લાલ હોય

તો સેનાપતિને દુઃખ થાયછે, નીલાં હોય તો પશુ અને ધાન્યનો નાશ થાયછે, અને ભૂખરાં હોય તો ગાયોનો નાશ થાયછે. ॥ ૧૩ ॥

**माञ्जिष्ठाभाः शस्त्राग्निसम्भ्रमं बभ्रवः पवनवृष्टिम् ।**
**भस्मसदृशास्त्ववृष्टिं तनुभावं शवलकल्मापाः ॥ १४ ॥**

મજીઠ સરખાં લાલ રંગનાં હોય તો યુદ્ધ અને અગ્નિનો ભય થાયછે, કપિલ વર્ણ હોય તો પવનયુક્ત વૃષ્ટિ થાયછે, ભસ્મ સરખાં વર્ણવાળાં હોય તો વૃષ્ટિ થતી નથી; અને જો ધોળા, કાળા, પીળા અને નીલા વિગેરે મીશ્ર રંગનાં હોય તોપણ તે વૃષ્ટિનો અભાવ કરેછે. ॥ ૧૪ ॥

**वन्धूकपुष्पाञ्जनचूर्णसन्निभं**
**सान्ध्यं रजोऽभ्येति यदा दिवाकरम् ।**
**लोकस्तदा रोगशतैर्निपीड्यते**
**शुक्लं रजो लोकविवृद्धिशान्तये ॥ १५ ॥**

બપોરીયાના ફુલ સરખાં અતિલાલ અથવા કાજળ સરખાં અતિશ્યામ સૂર્યકિરણ હોય તથા સંધ્યાકાળે રાતી અને કાળી રજ સૂર્ય તરફ ઉડતી હોય તો સેંકડો રોગથી પ્રજા પીડાય છે. અને ધોળી રજ સૂર્ય તરફ ઉડતી હોય તો સઘળી પ્રજા વૃદ્ધિ અને શાંતિ પામેછે. ॥ ૧૫ ॥

**रविकिरणजलदमरुतां सङ्घातो दण्डवत् स्थितो दण्डः ।**
**स विदिक्स्थितो नृपाणामशुभो दिक्षु द्विजातीनाम् ॥१६॥**

સૂર્યનાં કિરણ, વાદળાં અને પવન સાથે મળી દંડ સરખાં દેખાય છે, તેને દંડ કહેછે. તે દંડ અગ્નિ આદિ ચાર કોણમાં રહ્યો હોય તો રાજાઓને અશુભકર્તા છે, અને પૂર્વા આદિ દિશાઓમાં હોય તો બ્રાહ્મણ આદિ ચાર વર્ણને અશુભકર્તા છે. ॥ ૧૬ ॥

**शस्त्रभयातङ्ककरो दृष्टः प्राङ्मध्यसन्धिषु दिनस्य ।**
**शुक्लाद्यो विप्रादीन् यदभिमुखस्तां निहन्ति दिशम् ॥ १७ ॥**

તે દંડ પ્રભાત, મધ્યાન્હ અને સાયંકાળે દેખાય તો યુદ્ધ અને રોગનો ભય ઉપજાવે છે. શ્વેત, રક્ત, પીળો અને કાળો દંડ ક્રમથી બ્રાહ્મણ વિગેરે ચાર વર્ણનો નાશકર્તા છે; જે દિશામાં તેનું મૂખ હોય તે દિશાનો તે નાશ કરેછે; સૂર્યની પાસે જે અગ્ર હોય તે દંડનું મૂળ અને બીજી બાજુ મુખ કહેવાય છે. ॥૧૭॥

दधिसदृशाग्रो नीलो भानुच्छादी खमध्यगोऽभ्रतरुः ।
पीतच्छुरिताश्च घना घनमूला भूरिवृष्टिकराः ॥ १८ ॥

દહીં સરખા સફેત વર્ણ જેવો જેનો અગ્રભાગ હોય અને મધ્યમાં શ્યામ હોય તેવો અભ્ર વૃક્ષ ( ઝાડને આકારે દેખાતું વાદળું ) સૂર્યને ઢાંકે અને આકાશના મધ્યમાં રહેલાં પીળા રંગના ઘણાં ઘાટા મુળવાળાં વાદળાંઓથી વિંટાએલ હોય તો ઘણો વર્ષાદ થાયછે. ॥ ૧૮ ॥

अनुलोमगेऽभ्रवृक्षे समुद्गते यायिनो नृपस्य वधः ।
बालतरुप्रतिरूपिणि युवराजामात्ययोर्मृत्युः ॥ १९ ॥

જે રાજા શત્રુપર ચડીને જાય તેની પાછળ તે અભ્રવૃક્ષ ચાલે અને અકસ્માત્ ગુમ થઈ જાય તો તે ચડી જનાર રાજાનું મૃત્યુ થાયછે; અને નાના વૃક્ષના આકારનું તે અભ્રવૃક્ષ હોય ને તે અકસ્માત ગુમ થાય તો યુવરાજ અને રાજાના મંત્રીનું મરણ થાયછે. ॥ ૧૯ ॥

कुवलयवैदूर्याम्बुजकिञ्जल्काभा प्रभञ्जनोन्मुक्ता ।
सन्ध्या करोति वृष्टिं रविकिरणोद्भासिता सद्यः ॥ २० ॥

શ્યામ કમળ વૈદુર્યમણી અને કમળ ને કેસર સરખા તંતુવર્ણની સૂર્યકિરણથી પ્રકાશિત પવન રહિત સંધ્યા હોય તો તત્કાળ વૃષ્ટિ કરે છે. ॥ ૨૦ ॥

अशुभाकृतिघनगन्धर्वनगरनीहारपांशुधूमयुता ।
प्रावृषि करोत्यवग्रहमन्यतौ शस्त्रकोपकरी ॥ २१ ॥

ખર, ઊંટ વિગેરે અશુભ આકારનાં વાદળાં, ગંધર્વ નગર, નીહાર ( ધુમસ, ઝાકળ. ) ધૂળ અને ધુમાડા યુક્ત સંધ્યા વર્ષાઋતુમાં હોય તો વૃષ્ટિનો નાશ કરેછે. અને વર્ષાઋતુની બીજી ઋતુમાં હોય તો યુદ્ધનો ભય ઉપજાવે છે. ॥ ૨૧ ॥

शिशिरादिषु वर्णाः शोणपीतसितचित्रपद्मरुधिरनिभाः ।
प्रकृतिभवाः सन्ध्यायां स्वर्तौ शस्ता विकृतिरन्या ॥ २२ ॥

શિશિર આદિ છ ઋતુઓમાં ક્રમથી સંધ્યાનો સ્વાભાવિક વર્ણ, રક્ત, પીત, શ્વેત, વિચિત્ર, કમળતુલ્ય અને રૂધિર સરખો હોયછે. ઋતુતુલ્ય સંધ્યાનો વર્ણ હોય તો શુભ અને બીજી ઋતુના રંગની સંધ્યા હોય તો વિકૃતિ સંધ્યા એટલે અશુભ ફળ દેનારી થાય છે. ॥ ૨૨ ॥

आयुधभृन्नररूपं छिन्नाभ्रं परभयाय रविगामि ।
सितखपुरेऽर्काक्रान्ते पुरलाभो भेदने नाशः ॥ २३ ॥

શસ્ત્ર ધરનાર માણસ સરખા આકારના મેઘના કડકાઓ જો સૂર્યની પાસે હોય તો શત્રુનો ભય થાયછે; સફેત વર્ણવાળું ગંધર્વ નગર સૂર્યને ઢાંકે તો જે રાજાએ નગરને ઘેરેલું હોય તે નગર તેને સ્વાધિન થાયછે. અને જો સૂર્ય ગંધર્વનગરને ભેદન કરે તો તે નગરનો નાશ થાય છે એટલે શત્રુઓ તે નગરને લુંટી લેછે. ॥ ૨૩ ॥

सितनितान्तघनावरणं रवे-
र्भवति वृष्टिकरं यदि सव्यतः ।
यदि च वीरणगुल्मनिभैर्घनै-
र्दिवसभर्तुरदीप्तदिगुद्भवैः ॥ २४ ॥

ધોળાં અને ધોળા છેડાવાળાં વાદળાંઓ સૂર્યને દક્ષિણ બાજુથી ઢાંકે તો વૃષ્ટિ થાય અને વિરણ નામના તૃણના ઝુંડ સરખા તથા શાંતદિશામાં ઉત્પન્ન થયેલાં વાદળાંઓ સૂર્યને દક્ષિણ બાજુથી ઢાંકે તો વૃષ્ટિ થાય છે. ॥ ૨૪ ॥

नृपविपत्तिकरः परिघः सितः
क्षतजतुल्यवपुर्बलकोपकृत् ।
कनकरूपधरो बलवृद्धिदः
सवितुरुद्गमकालसमुत्थितः ॥ २५ ॥

સૂર્યની ઉપરજ આડી રેખા હોય છે તેને **પરિઘ** કહેછે. સૂર્યોદય વખતે સફેત વર્ણનું પરિઘ હોય તો રાજાનું મૃત્યુ થાય છે, લોહી સરખું રક્ત વર્ણ હોય તો સેના રાજાથી વીરૂદ્ધ થાય છે અને સોના સરખા પીળા રંગનું હોય તો સેનાની વૃદ્ધિકર્ત્તા થાય છે. ॥ ૨૫ ॥

उभयपार्श्वगतौ परिधी रवेः
प्रचुरतोयकरौ वपुषान्वितौ ।
अथ समस्तककुप्परिवारिणः
परिघयोऽस्ति कणोऽपि न वारिणः ॥ २६ ॥

જો સૂર્યની બંને બાજુ પ્રતિસૂર્ય હોય અને સૂર્ય બિંબસાથે મળેલ

હોય તો ઘણી વૃષ્ટિ થાય છે. અને જો પ્રતિસૂર્ય સર્વ દિશામાં આવી રહેલ હોય તો (વૃષ્ટિનો નાશ કરે છે.) એકપણ જળબિંદુ પડતું નથી. ॥ ૨૬ ॥

ध्वजातपत्रपर्वतद्विपाश्वरूपधारिणः ।
जयाय सन्ध्ययोर्घना रणाय रक्तसन्निभाः ॥ २७ ॥
पलालधूमसञ्चयस्थितोपमा वलाहकाः ।
बलान्यरूक्षमूर्तयो विवर्धयन्ति भूभृताम् ॥ २८ ॥

સંધ્યા વખતે ધ્વજા, છત્ર, પર્વત હાથી અને ઘોડા સરખા આકારનાં વાદળાં હોય તો રાજાઓ જય પામેછે; અને રાતાં હોય તો યુદ્ધ થાય છે; પરાળના ધુમાડા સરખા રંગનાં અને સ્નિગ્ધ હોય તો રાજસેનામાં વધારો કરેછે. ॥ ૨૭ ॥ ૨૮ ॥

विलम्बिनो द्रुमोपमाः खरारुणप्रकाशिनः ।
घनाः शिवाय सन्ध्ययोः पुरोपमाः शुभावहाः ॥ २९ ॥

ઝકુંબતાં વૃક્ષ સરખાં અતિરક્ત વર્ણાં વાદળાં સંધ્યા વખતે નગરનાં આકારનાં હોય તો શુભકર્તા છે. ॥ ૨૯ ॥

दीप्तविहङ्गशिवामृगघुष्टा दण्डरजःपरिघादियुता च ।
प्रत्यहमर्कविकारयुता वा देशनरेशसुभिक्षवधाय ॥ ३० ॥

સંધ્યા વખતે સૂર્ય સામાં મુખ કરી પક્ષી, શાઉડી અને મૃગલાં શબ્દ કરે તથા દંડ, રજ અને પરિઘ વિગેરે દેખાય તથા નિત્ય સૂર્યમાં કાંઈ વિકાર હોય તો તેથી દેશનો, રાજાનો અને સુકાળનો નાશ થાયછે. ॥ ૩૦ ॥

प्राची तत्क्षणमेव नक्तमपरा सन्ध्या त्र्यहाद्वा फलं
सप्ताहात्परिवेषरेणुपरिघाः कुर्वन्ति सद्यो न चेत् ।
तद्वत्सूर्य्यकरेन्द्रकार्मुकतडित्प्रत्यर्कमेघानिला-
स्तस्मिन्नेव दिनेऽष्टमेऽथ विगहाः सप्ताहपाका मृगाः ॥ ३१ ॥

પ્રભાતની સંધ્યા પોતાનું શુભાશુભ ફળ તેજ વખતે આપે છે. સાંજની સંધ્યા તેજ રાત્રીમાં ફળ આપેછે. અથવા જો તેમ ન થાય તો ત્રણ દિવસમાં ફળ આપેછે; સૂર્ય ચંદ્રનો પરિવેષ, રજ અને પરિઘ તેજ સમયે ફળ ન આપે તો સાત દિવસમાં આપેછે. તેજ રીતે સૂર્યનાં અમોઘ કિરણ, ઇંદ્રધનુષ, વીજળી, પ્રતિસૂર્ય,

મેઘ અને વાયુ જો તે વખતે પોતાનું ફળ ન આપે તો સાત દિવસમાં આપેછે. પક્ષીઓ પોતાના શબ્દનું સારૂં માઠું ફળ તેજ દિવસે વા આઠ દિવસમાં આપેછે. અને મૃગ શુભાશુભ ફળ સાત દિવસમાં આપે છે. ॥ ૩૧ ॥

एकं दीप्त्या योजनं भाति सन्ध्या
विद्युद्भासा षट् प्रकाशीकरोति ।
पञ्चाब्दानां गर्जितं याति शब्दो
नास्तीयत्ता केचिदुल्कानिपाते ॥ ३२ ॥

સંધ્યા પોતાના તેજથી એક યોજનને પ્રકાશિત કરેછે; તેથી તેનું એક યોજનની અંદર ફળ થાયછે. વીજળી પોતાના ચમકારાથી ૭ યોજન સૂધી પ્રકાશ કરેછે; તેથી તે ૭ યોજનની અંદર ફળ આપેછે. મેઘની ગર્જનાનો શબ્દ પાંચ યોજન સૂધી સંભળાયછે; તેથી પાંચ યોજનની અંદર તેનું ફળ થાયછે. દેવલ આદિ મુનિશ્વરો કહેછે કે ઉલ્કાપાતમાં કાંઈ પણ હદ નથી; તેથી આ નિયમ ઉલ્કાને લાગુ નથી; કેમકે તે ક્યાંસૂધી દેખાયછે તે નક્કી થતું નથી; માટે ઉલ્કાપાતનું ફળ સર્વ સ્થાનમાં થાય છે. ॥ ૩૨ ॥

प्रत्यर्कसंज्ञः परिधिस्तु तस्य त्रियोजना भा परिघस्य पञ्च ।
षट् पञ्च दृश्यं परिवेपचक्रं दशामरेशस्य धनुर्विभाति ॥ ३३ ॥

જેમનું પ્રતિસૂર્ય નામ છે તે પરિધીની પ્રભા ત્રણ યોજનસૂધી દેખાય છે; તેથી તેનું ફળ ત્રણ યોજનની અંદર થાય છે. પરિઘ પાંચ યોજનસૂધી દેખાય છે; તેથી તેનું ફળ પાંચ યોજનમાં થાય છે. સૂર્ય ચંદ્રનો પરિવેષ પાંચ કે ૭ યોજનસૂધી દેખાય છે; તેથી તેનું ફળ તેટલામાં થાય છે, અને ઇંદ્રધનુષ દશ યોજનસૂધી દેખાય છે; તેથી તેનું શુભાશુભ ફળ દશ યોજનની અંદર થાય છે. ॥ ૩૩ ॥

इति श्रीवराहमिहिरकृतौ बृहत्संहितायां सन्ध्यालक्षणं नाम त्रिंशोऽध्यायः ॥ ३० ॥

ઇતિ શ્રીવરાહમિહિરાચાર્યની રચેલી બૃહત્સંહિતાનો સંધ્યાલક્ષણ નામનો ત્રીસમો અધ્યાય સંપૂર્ણ થયો. ॥ ૩૦ ॥

---

# પ્રકરણ ૩૧ મું.

## દિગ્દાહ.

**दाहो दिशां राजभयाय पीतो देशस्य नाशाय हुताशवर्णः ।**
**यश्चारुणः स्यादपसव्यवायुः शस्यस्य नाशं स करोति दृष्टः॥१॥**

પીળા રંગનો દિગ્દાહ હોય તો રાજાઓને ભય થાય છે; અગ્નિસરખા રંગનો હોય તો દેશનો નાશ થાય છે; લાલ રંગનો હોય અને તેની દક્ષિણે પવન ચાલે તો ખેતીનો નાશ થાય છે. ॥ ૧ ॥

**योऽतीव दीप्त्या कुरुते प्रकाशं छायामपि व्यञ्जयतेऽर्कवद्यः ।**
**राज्ञो महद्वेदयते भयं सः शस्त्रप्रकोपं क्षतजानुरूपः ॥ २ ॥**

જે દિગ્દાહ પોતાની કાંતિથી અતિપ્રકાશિત થાય તથા સૂર્યની પેઠે તેના પ્રકાશમાં સઘળી વસ્તુઓની છાયા દેખાય તો તે રાજાઓને ભય કરેછે. ને લોહીસરખા વર્ણનો હોય તો યુદ્ધ થાયછે. ॥ ૨ ॥

**प्राक् क्षत्रियाणां सनरेश्वराणां प्राग्दक्षिणे शिल्पिकुमारपीडा ।**
**याम्ये सहोग्रैः पुरुषैस्तु वैश्या दूताः पुनर्भू प्रमदाश्च कोणे॥३॥**

પૂર્વદિશામાં દિગ્દાહ દેખાય તો રાજાસહિત ક્ષત્રીઓને પીડા થાય છે. અગ્નિકોણમાં હોય તો શિલ્પ જાણનાર, સોની, લુહાર અને બાલકો પીડા પામે છે. દક્ષિણમાં હોય તો ક્રૂર મનુષ્યસહિત વૈશ્ય પીડાય છે. નૈરૂત્યમાં હોય તો કાસદ અને પૂનર્વીવાહીત એટલે પુનર્લગ્ન કરનારી સ્ત્રિયો પીડાય છે. ॥૩॥

**पश्चात्तु शूद्राः कृषिजीविनश्च चौरास्तुरङ्गैः सह वायुदिक्स्थे ।**
**पीडां व्रजन्त्युत्तरतश्च विप्राः पापण्डिनो वाणिजकाश्च शार्व्याम् ४**

પશ્ચિમમાં હોય તો શૂદ્ર અને ખેતી કરનાર, ને વાયવ્યકોણમાં હોય તો ચોર અને ઘોડાઓ પીડા પામે છે. ઉત્તરમાં દિગ્દાહ હોય તો બ્રાહ્મણોને પીડા થાય છે. ઈશાનકોણમાં દિગ્દાહ હોય તો પાખંડી (વેદથી વિરૂદ્ધ મતવાળા)અને વૈશ્યો પીડા પામેછે. ॥ ૪ ॥

**नभः प्रसन्नं विमलानि भानि प्रदक्षिणं वाति सदागतिश्च ।**
**दिशां च दाहः कनकावदातो हिताय लोकस्य सपार्थिवस्य ५**

દિગ્દાહ વખતે આકાશ સ્વચ્છ હોય, નક્ષત્રો નિર્મળ દેખાતાં હોય, પ્રદક્ષિણ પવન ચાલે અને દિગ્દાહ પણ સોનાસરખો પીળા રંગનો હોય તો પ્રજાસહિત રાજાને શુભકર્તા છે. ॥ ૫ ॥

इति श्रीवराहमिहिरकृतौ बृहत्संहितायां दिग्दाह-
लक्षणं नामैकत्रिंशोऽध्यायः ॥ ३१ ॥

ઈતિ શ્રીવરાહમિહિરાચાર્યની રચેલી બૃહત્સંહિતાનો દિગ્દાહ
નામનો એકત્રીશમો અધ્યાય સંપૂર્ણ થયો. ॥ ૩૧ ॥

---

## પ્રકરણ ૩૨ મું.

### ભૂકમ્પલક્ષણ.

क्षितिकम्पमाहुरेके बृहदन्तर्जलनिवासिसत्त्वकृतम् ।
भूभारखिन्नदिग्गजविश्रामसमुद्भवं चान्ये ॥ १ ॥

કેટલાએક મુનિઓ કહે છે કે સમુદ્રના જળમાં રહેલા મગરમચ્છ, શિશુમાર વિગેરે જીવ જ્યારે ચાલે છે; ત્યારે ભૂકંપ થાય છે. અને ગર્ગ વિગેરે મુનિઓ કહે છે કે પૃથ્વિના ભારથી થાકેલા દિશાઓના હાથીઓ વિસામો લેછે તેથી ધરતીકંપ થાય છે. ॥ ૧ ॥

अनिलोऽनिलेन निहतः क्षितौ पतन् सस्वनं करोत्येके ।
केचित्त्वदृष्टकारितमिदमन्ये प्राहुराचार्याः ॥ २ ॥
गिरिभिः पुरा सपक्षैर्वसुधा प्रपतद्भिरुत्पतद्भिश्च ।
आकम्पिता पितामहमाहामरसदसि सव्रीडम् ॥ ३ ॥

વસિષ્ટઆદિ મુનિઓ કહે છે કે આકાશમાં રહેલો વાયુ બીજા વાયુસાથે અથડાઈ પૃથ્વિપર આવે છે ત્યારે શબ્દ સાથ ધરતીકંપ થાય છે. કેટલાએક વૃદ્ધ ગર્ગઆદિ મુનિઓ કહે છે કે પુણ્ય પાપની વધઘટથી ધરતીકંપ થાય છે. અર્થાત્ ધર્મની વૃદ્ધિ હોય ત્યારે સારૂં ફળ આપનાર ધરતીકંપ થાય છે

અને પાપના વધારાથી માઠું ફળ આપનાર ધરતીકંપ થાય છે. તેમજ પરાશર વિગેરે મુનિઓ કહે છે, કે પૂર્વે પર્વતોને પાંખો હતી, તે જ્યારે પૃથ્વિથી ઉડી આકાશે જતા અને આકાશથી પૃથ્વિપર પડતા ત્યારે પૃથ્વિ કંપતી હતી; તેથી એક વખતે, તે પૃથ્વી દેવની સભામાં જઈ સલજ્જ થઇ બ્રહ્માને પ્રાર્થના કરવા લાગી કે ॥ ૨ ॥ ૩ ॥

भगवन्नाम ममैतत्त्वया कृतं यदचलेति तन्न तथा ।
क्रियतेऽचलैश्चलद्भिः शक्ताहं नास्य खेदस्य ॥ ४ ॥

હે ભગવન્! તમે મારૂં અચળા એવું નામ રાખેલું છે; પરંતુ ઉડતા પર્વતો, મારૂં અચળા નામ સ્થિર રહેવા દેતા નથી. તે હું સહન કરી શકતી નથી અર્થાત્ તેથી મને અસહ્ય ખેદ થાય છે. ॥ ૪ ॥

तस्याः सगद्गदगिरं किञ्चित्स्फुरिताधरं विनतमीषत् ।
साश्रुविलोचनमाननमवलोक्य पितामहः प्राह ॥ ५ ॥

એ રીતે નીચું મુખ રાખી જેના હોઠ ફરકી રહ્યા છે, અને જેની આંખમાં આંસુ ચાલ્યાં જાય છે તેવી પૃથ્વિની ગદગદવાણી સાંભળી, બ્રહ્માએ નીચેપ્રમાણે કહ્યું. ॥ ૫ ॥

मन्युं हरेन्द्रधात्र्याः क्षिप कुलिशं शैलपक्षभङ्गाय ।
शक्रः कृतमित्युक्त्वा मा भैरिति वसुमतीमाह ॥ ६ ॥

હે ઇંદ્ર! પૃથ્વિના ક્રોધને નિવૃત્ત કરો અને પર્વતોની પાંખો કાપવા વજ્ર ફેંકો. એવાં બ્રહ્માનાં વચન સાંભળ ઇંદ્રે કહ્યું કે હમણા આપની આજ્ઞાપ્રમાણે કરૂં છું, એમ કહી પૃથ્વિને કહ્યું કે તું ભય રાખ નહીં, હવે તને પર્વતો કંપાવી શકશે નહીં; ॥ ૬ ॥

किन्त्वनिलदहनसुरपतिवरुणाः सदसत्फलाववोधार्थम् ।
प्राग्द्वित्रिचतुर्भागेषु दिननिशोः कम्पयिष्यन्ति ॥ ७ ॥

પરંતુ શુભાશુભ ફળ સૂચવવા અહોરાત્રનાં પહેલે, બીજે; ત્રીજે અને ચોથે ભાગે વાયુ, અગ્નિ, હું ( ઇંદ્ર ) અને વરૂણ કંપાવશું[1]. ॥ ૭ ॥

---

૧. એટલે પ્રભાતમાં બે પ્રહરસૂધી વાયુ, ત્રીજાથી ચોથા પ્રહરસૂધી અગ્નિ, પાંચમા અને છઠા પ્રહરમાં ઈન્દ્ર અને સાતમા અને આઠમા પ્રહરમાં વરૂણ તને કંપાયમાન કરશે.

चत्वार्यार्यम्णाद्यान्यादित्यं मृगशिरोऽश्वयुक् चेति।
मण्डलमेतद्वायव्यमस्य रूपाणि सप्ताहात् ॥ ८ ॥

ઉત્તરાફાલ્ગુની, હસ્ત, ચિત્રા, સ્વાતિ, પુનર્વસુ, મૃગશિર અને અશ્વિની એ સાત નક્ષત્ર વાયુમંડલનાં છે. એટલે તેમાંના કોઈપણ નક્ષત્રમાં ભૂકંપ થાય તો તે વાયુનો કરેલો ભૂકંપ જાણવો. તે કંપ થવાનો હોય તો સાત દિવસ પહેલાં નીચેપ્રમાણે ચિન્હ થાય છે. ॥ ૮ ॥

धूमाकुलीकृताशे नभसि नभस्वान् रजः क्षिपन् भौमम्।
विरुजन्द्रुमांश्च विचरति रविरपटुकरावभासी च ॥ ९ ॥

દિશાઓ ધૂમાડાથી વ્યાપ્ત થઈ જાય, આકાશમાં ધૂળને ઉશડતો, વૃક્ષોને તોડતો, પ્રચંડ વાયુ વાય અને સૂર્યકિરણ મંદ થાય છે. ॥ ૯ ॥

वायव्ये भूकम्पे शस्याम्बुवनौषधीक्षयोऽभिहितः।
श्वयथुश्वासोन्मादज्वरकासभवो वणिक्पीडा ॥ १० ॥

તે વાયુકૃત ભૂકંપ હોય તો ધાન્ય, જળ, વન અને ઔષધોનો નાશ થાય છે. સોજા, સ્વાસ, ઉન્માદ, તાપ, અને ખાંસીના રોગ પ્રજામાં ફેલાય છે. તથા વૈશ્યો પીડા પામે છે. ॥ ૧૦ ॥

रूपायुधभृद्वैद्याः स्त्रीकविगान्धर्वपण्यशिल्पिजनाः।
पीड्यन्ते सौराष्ट्रककुरुमगधदशार्णमत्स्याश्च ॥ ११ ॥

વેશ્યા, હથિયાર ધરનાર, વૈદ્ય, સ્ત્રિયો, કવિ, ગવૈયા, વ્યાપારી અને કારીગરો પીડા પામે છે. તથા સૌરાષ્ટ્ર, કુરૂ, મગધ, દશાર્ણ અને મત્સ્યદેશના વાસીઓ પીડા પામેછે. ॥ ૧૧ ॥

पुष्याग्नेयविशाखाभरणीपित्र्याजभाग्यसंज्ञानि।
वर्गो हौतभुजोऽयं करोति रूपाण्यथैतानि ॥ १२ ॥

પુષ્ય, કૃતિકા, વિશાખા, ભરણી, મઘા, પૂર્વાભાદ્રપદ અને પૂર્વાફાલ્ગુની એ સાત નક્ષત્ર અગ્નિમંડળનાં છે. તેમાં ભૂકંપ થવાનો હોય તો સાત દિવસ પહેલાંથી નીચેપ્રમાણે ચિન્હ જણાય છે. ॥ ૧૨ ॥

तारोल्कापाताद्वृतमादीप्तमिवाम्बरं सदिग्दाहम्।
विचरति मरुत्सहायः सप्तार्चिः सप्तदिवसान्तः ॥ १३ ॥

તારાઓ ખરેછે, ઉલ્કાપાત અને દિગ્દાહ સાથ આકાશ ચોતરફથી બળતાં

સરખું દેખાયછે; પવનસાથ અગ્નિ ફેલાયછે, અર્થાત્ સાત દિવસ પહેલાં સ્થળે-સ્થળ આગ લાગેછે અને પવન ચાલેછે. ॥ ૧૩ ॥

आग्नेयेऽम्बुदनाशः सलिलाशयसङ्क्षयो नृपतिवैरम् ।
दद्रूविचर्चिकाज्वरविसर्पिकाः पाण्डुरोगश्च ॥ १४ ॥

અગ્નિએ કરેલા ભૂકંપથી વર્ષાદનો નાશ થાય છે, વાવ, કૂવા અને તળાવઆદિ જળાશય સૂકાય છે, રાજાઓને અન્યોન્ય વેર થાય છે. દાદર, વિચર્ચિકા (ચિત્રી અથવા કરોળીયા) તાવ, વિસર્પીકા, (રતવા) અને પાંડુરોગ વિગેરે પ્રજામાં ફેલાય છે ॥ ૧૪ ॥

दीप्तौजसः प्रचण्डाः पीड्यन्ते चाश्मकाङ्गवाह्लीकाः ।
तङ्गणकलिङ्गवङ्गद्रविडाः शबराश्च नैकविधाः ॥ १५ ॥

તેજસ્વી અને ક્રોધી માણસો પીડા પામેછે; અશ્મક, અંગ, બાહલીક, તંગણ, કલિંગ, બંગ અને દ્રવિડ તથા અનેક જાતિના ભીલો પીડા પામે છે. ॥ ૧૫ ॥

अभिजिच्छ्रवणधनिष्ठाप्राजापत्यैन्द्रवैश्वमैत्राणि ।
सुरपतिमण्डलमेतद्भवन्ति चास्य स्वरूपाणि ॥ १६ ॥

અભિજિત, શ્રવણ, ધનિષ્ઠા, રોહિણી, જ્યેષ્ઠા, ઉત્તરાષાઢા અને અનુરાધ એ સાત નક્ષત્ર ઈંદ્રમંડળનાં છે. તેમાં ભૂકંપ થવાનો હોય તો સાત દિવસ પહેલાં નીચે પ્રમાણે થાય છે. ॥ ૧૬ ॥

चलिताचलवर्ष्माणो गम्भीरविराविणस्तडित्वन्तः ।
गवलालिकुलाहिनिभा विसृजन्ति पयः पयोवाहाः ॥ १७ ॥

ચાલતા પર્વતો સરખા ગંભીર ગર્જનાવાળા, ભેંસનાં શિંગ, ભ્રમર અને સર્પ સરખા અતિશ્યામ મેઘ વીજળીના ચમકારા સાથ જળ વરસે છે. ॥ ૧૭ ॥

ऐन्द्रं श्रुतिकुलजातिख्यातावनिपालगणपविध्वंसि ।
अतिसारगलग्रहवदनरोगकृच्छर्दिकोपाय ॥ १८ ॥

એ ઈંદ્રનો કરેલો ભૂકંપ હોય તો ઉત્તમ કુલિન માણસો, પસિદ્ધ પુરૂષો, રાજા અને સમૂહના અગ્રેસરો નાશ પામે છે. અતિસાર (ઝાડો) ગલગ્રહ, મુખરોગ અને ઉલટીના ઉપદ્રવો ફેલાય છે. ॥ ૧૮ ॥

काशियुगन्धरपौरवकिरातकीराभिसारहलमद्राः ।
अर्बुदसुवास्तुमालवपीडाकरमिष्टवृष्टिकरम् ॥ १९ ॥

કાશી, યુગંધર, પૌરવ, કિરાત, કીર, અભિસાર, હલમદ્ર, અર્બુદ, સુવાસ્તુ અને માલવ વિગેરે દેશ પીડા પામેછે. અને ઇચ્છિત વૃષ્ટિ થાયછે. ॥ ૧૯ ॥

पौष्णाप्यार्द्राश्लेषामूलाहिर्बुध्न्यवरुणदेवानि ।
मण्डलमेतद्वारुणमस्यापि भवन्ति रूपाणि ॥ २० ॥

રેવતી, પૂર્વાષાઢા, આર્દ્રા, આશ્લેષા, મૂળ, ઉત્તરાભાદ્રપદ અને શતભિષા એ સાતનક્ષત્ર વરૂણ મંડળનાં છે. તેમાં ભૂકંપ થવાનો હોય તો સાત દિવસ પ્રથમ નીચે પ્રમાણે બનેછે. ॥ ૨૦ ॥

नीलोत्पलालिभिन्नाञ्जनत्विषो मधुररावीणो बहुलाः ।
तडिदुद्भासितदेहा धाराङ्कुशवर्षिणो जलदाः ॥ २१ ॥

શ્યામ કમળ, ભ્રમર અને કાજળ સરખા શ્યામ, મધુર શબ્દથી ગાજતા વીજળીથી પ્રકાશિત ભાગવાળા પુષ્કળ મેઘ વરસે છે. ॥ ૨૧ ॥

वारुणमर्णवसरिदाश्रितघ्नमतिवृष्टिदं विगतवैरम् ।
गोनर्दचेदिकुकुरान् किरातवैदेहकान् हन्ति ॥ २२ ॥

તે ભૂકંપ હોય તો સમુદ્ર અને નદીઓના આશ્રમમાં રહેનાર લોકો નાશ પામે છે. વૃષ્ટિ ઘણી થાયછે, પ્રજામાં વૈરભાવ રહેતો નથી અને ગોનર્દ, ચેદી, કુર, કિરાત, અને વિદેહના વાસીઓ મરણ પામેછે. ॥ ૨૨ ॥

षड्भिर्मासैः कम्पो द्वाभ्यां पाकं च याति निर्घातः ।
अन्यानप्युत्पातान् जगुरन्ये मण्डलैरेतैः ॥ २३ ॥

ભૂકંપનું ફળ છ માસમાં થાયછે અને નિર્ઘાતનું ફળ બે માસમાં થાયછે. એ રીતે ગર્ગ આદિ મુનિઓ કહેછે. તેમજ બીજા પણ ગ્રહણ, ઉલ્કાપાત આદિ ઉત્પાતોનું ફળ એ મંડળથી કહેવું. અર્થાત્ એ ચાર મંડલમાંના જે મંડલની વચ્ચે ઉત્પાત હોય તે પ્રમાણે શુભ વા અશુભ ફળ કહેવું એવો કેટલાકનો મત છે. ॥ ૨૩ ॥

उल्का हरिश्चंद्रपुरं रजश्च निर्घातभूकम्पककुप्प्रदाहाः ।
वातोऽतिचण्डो ग्रहणं रवीन्द्वोर्नक्षत्रताराणवैकृतानि॥२४॥

ઉલ્કા, ગંધર્વનગર, રજવૃષ્ટિ, નિર્ઘાત, ભૂકંપ, દિગ્દાહ, પ્રચંડ પવન, સૂર્ય ચંદ્રનું ગ્રહણ, નક્ષત્ર અને તારા વિગેરેનો ફેરફાર. ॥ ૨૪ ॥

**व्यभ्रे वृष्टिर्वैकृतं चातिवृष्टिर्धूमोऽनग्नेर्विस्फुलिङ्गार्चिषो वा ।**
**वन्यं सत्त्वं ग्राममध्ये विशेद्वा रात्रावैन्द्रं कार्मुकं दृश्यते वा ॥ २५ ॥**

મેઘ વિના વૃષ્ટિના બીજા વીકારો, અતિવૃષ્ટિ, અગ્નિવિના ધૂમાડો, અગ્નિના તણખા ઉડવા, જ્વાળા દેખાવી; વનનાં મૃગ વિગેરે જાનવરોનું ગામમાં આવી જાવું, રાત્રી વખતે ઇંદ્રધનુષનું દેખાવું. ॥ ૨૫ ॥

**सन्ध्याविकाराः परिवेषखण्डा नद्यः प्रतीपा दिवि तूर्यनादाः ।**
**अन्यच्च यत्स्यात् प्रकृतेः प्रतीपं तन्मण्डलैरेव फलं निगद्यम् ॥२६॥**

સંધ્યાના વિકાર, પરિવેષ ખંડ, નદીઓનું ઉલટું ચાલવું, આકાશમાં તુરી આદિ વાજિત્રોનું વાગવું. ઈત્યાદિ સઘળા ઉત્પાત અને બીજાં પણ સ્વભાવ-વિપરિત જે ચિન્હ દેખાય તે સઘળાનું એ મંડળને અનુસારે ફળ કહેવું.॥ ૨૬ ॥

**हन्त्यैन्द्रो वायव्यं वायुश्चाप्यैन्द्रमेवमन्योऽन्यम् ।**
**वारुणहौतभुजावपि वेलानक्षत्रजाः कम्पाः ॥ २७ ॥**

ઇંદ્રમંડળમાં થયેલો ધરતીકંપ વાયુના વખતમાં થયેલા ભૂકંપના ફળનો નાશ કરેછે; તેજ રીતે વાયુએ કરેલો ભૂકંપ ઇંદ્રે કરેલા ભૂકંપના ફળને મટાડે છે. તેમજ વરૂણકૃત ભૂકંપ અને અગ્નિકૃત ભૂકંપ પણ પરસ્પરના ફળનો નાશ કરેછે; અર્થાત્ એક બીજાના વખતમાં થયેલો ભૂકંપ અને નક્ષત્રમાં થયેલો ભૂકંપ એક બીજાના ફળનો નાશ કરેછે. એટલે ભૂકંપ વખતે જેનો વખત હોય તેનુંજ મંડળ હોય તો ધરતીકંપનું ફળ પુરણ રીતે થાય છે. અને વેળા તથા મંડળમાં ફેરફાર હોય એટલે એક દેવનો વખત હોય અને બીજા દેવનું મંડળ હોય તો પરિપૂર્ણ ફળ થતું નથી. ॥ ૨૭ ॥

**प्रथितनरेश्वरमरणव्यसनान्याग्नेयवायुमण्डलयोः ।**
**क्षुद्भयमरकावृष्टिभिरुपताप्यन्ते जनाश्चापि ॥ २८ ॥**

વાયુના વખતમાં અગ્નિમંડળ અને અગ્નિના વખતમાં વાયુમંડળ હોય તે વખતે ભૂકંપ થાય તો પ્રસિદ્ધ રાજાનું મરણ થાય છે. અથવા તે વિપત્તિમાં પડે છે. તથા દુકાળ અને મરકીથી પ્રજાને પીડા થાય છે. ॥ ૨૮ ॥

**वारुणपौरन्दरयोः सुभिक्षशिववृष्टिहार्दयो लोके ।**
**गावोऽतिभूरिपयसो निवृत्तवैराश्च भूपालाः ॥ २९ ॥**

ઇંદ્રની વેળામાં વરૂણ મંડળ હોય અને એ મંડળમાં ભૂકંપ હોય તો લોકોમાં સુકાળ અને સુખ-શાંતિ રહે છે, પ્રજા પ્રસન્ન રહે છે, ગાયો પુષ્કળ દૂધ આપે છે અને રાજાઓને પરસ્પર થતું વૈર દૂર થાય છે. ॥ ૨૯ ॥

पक्षैश्चतुर्भिरनिलस्त्रिभिरग्निर्देवराट् च सप्ताहात् ।
सद्यः फलति च वरुणो येषु न कालोऽद्भुतेषूक्तः ॥ ३० ॥

અંગસ્ફુરણઆદિ જે ઉત્પાતના ફળનો વખત કહ્યો નથી તે જો વાયુમંડળમાં હોય તો બે માસમાં ફળ આપે છે. અગ્નિમંડળમાં હોય તો દોઢ માસમાં, ઇંદ્રમંડળમાં હોય તો સાત દિવસમાં અને વરૂણમંડળમાં હોય તો તત્કાળ ફળ આપે છે. ॥ ૩૦ ॥

चलयति पवनः शतद्वयं शतमनलो दशयोजनान्वितम् ।
सलिलपतिरशीतिसंयुतं कुलिशधरोऽभ्यधिकं च षष्टिकम् ३१

વાયુમંડળમાં ભૂકંપ હોય તો તેની અસર બસો યોજન સૂધી થાયછે, અગ્નિમંડળમાં હોય તો એકસો દશ યોજન, વરૂણમંડળમાં હોય તો એકસો એંસી યોજન અને ઇંદ્રમંડળમાં હોય તો એકસો શાઠ યોજન સૂધી ધરતીકંપની અસર થાયછે.॥૩૧॥

त्रिचतुर्थसप्तमदिने मासे पक्षे तथा त्रिपक्षे च ।
यदि भवति भूमिकम्पः प्रधाननृपनाशनो भवति ॥ ३२ ॥

ધરતીકંપ થયા પછી ત્રીજે, ચોથે, સાતમે, પંદરમે, ત્રીશમે અને પીસ્તાલીસમે દિવસે ફરી ધરતીકંપ થાય તો મુખ્ય રાજાનું મરણ થાય છે. ॥૩૨॥

इति श्रीवराहमिहिरकृतौ बृहत्संहितायां भूमिकम्पलक्षणं नाम द्वात्रिंशोऽध्यायः ॥ ३२ ॥

ઇતિ શ્રીવરાહમિહિરાચાર્યની રચેલી બૃહત્સંહિતાનો ભૂકંપલક્ષણ નામનો બત્રીશમો અધ્યાય સંપૂર્ણ થયો. ॥ ૩૨ ॥

---

# પ્રકરણ ૩૩ મું.

## ઉલ્કાલક્ષણ.

**दिवि भुक्तशुभफलानां पततां रूपाणि यानि तान्युल्काः ।**
**धिष्ण्योल्काशनिविद्युत्तारा इति पञ्चधा भिन्नाः ॥ १ ॥**

સ્વર્ગમાં શુભ કર્મનાં ફળ ભોગવી પૃથ્વિપર જન્મ લેવા માટે ખરતા તારાઓનાં જે રૂપ દેખાય છે તે ઉલ્કા કહેવાય છે. તે ધિષ્ણ્યા, ઉલ્કા, અશનિ, વિદ્યુત અને તારા એ રીતે પાંચ પ્રકારની છે. ॥ ૧ ॥

**उल्का पक्षेण फलं तद्वद्धिष्ण्याशनिस्त्रिभिः पक्षैः ।**
**विद्युदहोभिः षड्भिस्तद्वत्तारा विपाचयति ॥ २ ॥**

તેનું ફળ એક પખવાડીઆમાં થાય છે. તેમજ ધિષ્ણ્યાનું ફળ પણ તેટલામાંજ થાય છે, અશનીનું ફળ ત્રણ પખવાડીઆમાં, વિદ્યુતનું ફળ છ દિવસમાં અને તારાનું ફળ પણ છ દિવસમાં થાય છે. ॥ ૨ ॥

**तारा फलपादकरी फलार्धदात्री प्रकीर्तिता धिष्ण्या ।**
**तिस्रः सम्पूर्णफला विद्युदथोल्काशनिश्चेति ॥ ३ ॥**

તારા પા ભાગનું ફળ આપેછે, ધિષ્ણ્યા અરધા ભાગનું ફળ આપેછે, અને વિદ્યુત, ઉલ્કા તથા અશની એ ત્રણે પરિપૂર્ણ ફળ આપે છે. ॥ ૩ ॥

**अशनिः स्वनेन महता नृगजाश्वमृगाश्मवेश्मतरुपशुषु ।**
**निपतति विदारयन्ती धरातलं चक्रसंस्थाना ॥ ४ ॥**

જે ઉલ્કા મોટા શબ્દ સાથ પૃથ્વિનું વિદારણ કરતી મનુષ્ય, હાથી, ઘોડા, મૃગ, પથ્થર, ઘર, વૃક્ષ અને કોઈ પશુપર પડેછે તે અશની કહેવાય છે તેનો આકાર ચક્રસરખો હોય છે. ॥ ૪ ॥

**विद्युत्सत्त्वत्रासं जनयन्ती तटतटस्वना सहसा ।**
**कुटिलविशाला निपतति जीवेन्धनराशिषु ज्वलिता ॥ ५ ॥**

અને જીવોને ભય આપનાર, તડતડ અવાજ કરતી, વાંકી મોટી અને બળતી, જીવોના સમૂહ તથા કાષ્ટના સમૂહપર પડેછે તે વિદ્યુત કહેવાય છે.॥૫॥

धिष्ण्या कृशाल्पपुच्छा धनूंषि दश दृश्यतेऽन्तराभ्यधिकम् ।
ज्वलिताङ्गारनिकाशा द्वौ हस्तौ सा प्रमाणेन ॥ ६ ॥

જે ઉલ્કા પાતળી તથા સૂક્ષ્મ પુંછવાળી બળતા અંગારા સરખી પ્રદિપ્ત, બે હાથ લાંબી હોય છે તે ધિષ્ણ્યા કહેવાય છે, તે ચાલીશ હાથના અંતર પરથી દેખાય છે. ॥ ૬ ॥

तारा हस्तं दीर्घा शुक्ला ताम्राब्जतन्तुरूपा वा ।
तिर्य्यगधश्चोर्ध्वं वा याति वियत्युह्यमानेव ॥ ७ ॥

એક હાથ લાંબી સફેત તથા તામ્રવર્ણી, કમળના તંતુસરખી પાતળી, વાંકી અને નીચે જનારી આકાશમાં લટકી હોય તેમ દેખાતી વીજળી ઉલ્કા કહેવાય છે. ॥ ૭ ॥

उल्का शिरसि विशाला निपतन्ती वर्धते प्रतनुपुच्छा ।
दीर्घा भवति च पुरुषं भेदा वहवो भवन्त्यस्याः ॥ ८ ॥

અને જે માથાના ભાગપર મોટી હોય, વધતી જાય અને પુંછડીનો ભાગ પાતળો હોય, એક પુરૂષ પ્રમાણની અર્થાત્ સાડાત્રણ હાથ લાંબી હોય તેને પણ ઉલ્કા કહે છે. તે ઉલ્કાના ઘણા ભેદ છે. ॥ ૮ ॥

प्रेतप्रहरणखरकरभनक्रकपिदंष्ट्रिलाङ्गलमृगाभाः ।
गोधाहिधूमरूपाः पापा या चोभयशिरस्का ॥ ९ ॥

જે ઉલ્કા પ્રેત, ખડ્ગ, ખર, ઊંટ, મગર, વાનર અને દાઢવાળા જીવ સૂવર વિગેરેના સરખી, હળ, મૃગ, ઘો, સર્પ અને ધુમાડા સરખી દેખાય છે, તે અશુભ કહેવાય છે, અને જેની બંને બાજુ મસ્તક હોય તે પણ અશુભ છે. ॥૯॥

ध्वजझषकरिगिरिकमलेन्दुतुरगसन्तप्तरजतहंसाभाः ।
श्रीवत्सवज्रशङ्खस्वस्तिकरूपाः शिवसुभिक्षाः ॥ १० ॥

ધ્વજા, મત્સ્ય, હાથી, પર્વત, કમળ, ચંદ્ર, ઘોડો અને ગાળેલી ચાંદી તથા હંસ સરખી સ્વેત શ્રીવત્સ નામનું ચિન્હ તથા વજ્ર શંખ અને સ્વસ્તિકના આકારની ઉલ્કા સુખ અને સુકાળકર્તા છે. ॥ ૧૦ ॥

अम्बरमध्याद्बह्वयो निपतन्त्यो राजराष्ट्रनाशाय ।
बम्भ्रमती गगनोपरि विभ्रममाख्याति लोकस्य ॥ ११ ॥

આકાશમાંથી ઘણી ઉલ્કા ખરે તો રાજા અને દેશનો નાશ થાય છે, તેમજ આકાશમાં પણ ઉલ્કા બહુ ભ્રમણ કરે તો લોકો વ્યાકુળ થાય છે. ॥૧૧॥

संस्पृशती चन्द्राकौं तद्विसृता वा सभूप्रकम्पा च।
परचक्रागमनृपवधदुर्भिक्षावृष्टिभयजननी ॥ १२ ॥

જો ઉલ્કા ચંદ્ર, સૂર્યને સ્પર્શ કરતી હોય તથા સૂર્ય, ચંદ્રથી નીકળીને પડે અને તે વખતે ભૂકંપ હોય તો શત્રુની સેના આવે છે; રાજાને ભય ઉપજાવે છે તથા દુકાળનો ભય ઉત્પન્ન કરે છે. ॥ ૧૨ ॥

पौरेतरघ्नमुल्कापसव्यकरणं दिवाकरहिमांश्वोः।
उल्का शुभदा पुरतो दिवाकरविनिःसृता या तु ॥ १३ ॥

સૂર્યની જમણી બાજુએ થઈને ઉલ્કા પડે તો નગરમાં રહેનાર રાજાનો નાશ થાય છે અને ચંદ્રની જમણી બાજુએ થઈ ઉલ્કા પડે તો ચઢાઈ કરનાર રાજાનો નાશ થાય છે. સૂર્યથી નીકળેલી ઉલ્કા ચઢાઈ કરનાર રાજાની સન્મુખ પડે તો સારૂં ફળ આપે છે. ॥ ૧૩ ॥

शुक्ला रक्ता पीता कृष्णा चोल्का द्विजादिवर्णघ्नी।
क्रमशश्चैतान् हन्युर्मूर्धोरःपार्श्वपुच्छस्थाः ॥ १४ ॥

સફેત, રાતો, પીળો અને કાળો ઉલ્કાનો વર્ણ હોય તો ક્રમથી બ્રાહ્મણ આદિ ચારે વર્ણનો નાશ થાય છે. જે ઉલ્કાનું મસ્તક પૃથ્વિપર લાગેલું હોય તે બ્રાહ્મણોનો નાશ કરે છે; અને જેનો હૃદયનો ભાગ પૃથ્વિપર લાગેલો હોય તે ક્ષત્રીઓનો નાશ કરે છે; જેમનાં બે પડખાં પૃથ્વિપર લાગેલાં હોય તે વૈશ્યનો અને જેનો પુચ્છનો ભાગ પૃથ્વિપર લાગેલો હોય તે શૂદ્રનો નાશ કરે છે. ॥૧૪॥

उत्तरदिगादिपतिता विप्रादीनामनिष्टदा रूक्षा।
ऋज्वी स्निग्धाखण्डा नीचोपगता च तद्वृद्ध्यै ॥ १५ ॥

ઉત્તર, પૂર્વ, દક્ષિણ અને પશ્ચિમ દિશામાં રૂક્ષ ઉલ્કા પડે તો ક્રમે કરી, બ્રાહ્મણઆદિ ચારે વર્ણને અશુભ ફળ આપે છે. અને તે સિધી નિર્મળ અખંડિત (તુટયા વિનાની) આકાશના નીચેના ભાગમાં જાય તો દિશાને અનુસારે વિપ્રઆદિ વર્ણની વૃદ્ધિ કરે છે. ॥ ૧૫ ॥

श्यामा वारुणनीलासृग्दहनासितभस्मनिभा रूक्षा।
सन्ध्यादिनजा वक्रा दलिता च परागमभयाय ॥ १६ ॥

જો ઉલ્કા કપિશ વર્ણી, શ્યામ વર્ણી અને રૂધીર સરખા વર્ણવાળી અગ્નિ સરખી, કાળા વર્ણની વા વિભૂતી સરખી અને રૂક્ષ હોય, સંધ્યામાં

અથવા દિવસમાં પડેલી હોય; વાંકી અને તુટેલી હોય તો શત્રુઓનો ભય ઉત્પન્ન કરે છે. ॥ ૧૬ ॥

नक्षत्रग्रहघाते तद्भक्तीनां क्षयाय निर्दिष्टा ।
उदये घ्नती रवीन्दू पौरेतरमृत्यवेऽस्ते वा ॥ १७ ॥

જો નક્ષત્ર અથવા ગ્રહને ઉલ્કા તાડન કરે તો તે ગ્રહ વા નક્ષત્રની ભક્તિ આગળ કહી તેનો નાશ કરે છે. ઉદય અથવા અસ્ત વખતે ઉલ્કા સૂર્યને તાડન કરે તો પૌર રાજાનું મરણ થાય અને ઉદય અસ્ત પામતા ચંદ્રને તાડન કરે તો પાપી રાજાનું મરણ થાય છે. ॥ ૧૭ ॥

भाग्यादित्यधनिष्ठामूलेषूल्काहतेषु युवतीनाम् ।
विप्रक्षत्रियपीडा पुष्यानिलविष्णुदेवेषु ॥ १८ ॥

પૂર્વાફાલ્ગુની, પુનર્વસુ, ધનિષ્ઠા અને મૂળ નક્ષત્રના યોગ તારાને ઉલ્કા તાડન કરે તો તરૂણ સ્ત્રીયોને પીડા થાય છે. પુષ્ય સ્વાતિ અને શ્રવણને ઉલ્કા તાડન કરે તો બ્રાહ્મણ અને ક્ષત્રીઓને પીડા થાય છે. ॥ ૧૮ ॥

ध्रुवसौम्येषु नृपाणामुग्रेषु सदारुणेषु चौराणाम् ।
क्षिप्रेषु कलाविदुषां पीडा साधारणे च हते ॥ १९ ॥

રોહિણી ત્રણ ઉત્તરા, મૃગશિર, ચિત્રા, અનુરાધા અને રેવતીને ઉલ્કા તાડન કરે તો રાજાઓને પીડા થાયછે. ત્રણે પૂર્વા, ભરણી, મઘા, આર્દ્રા, અસ્લેષા, જેષ્ઠા, અને મૂળને ઉલ્કા તાડન કરે તો ચોરને પીડા થાય છે. અશ્વિની, પુષ્ય, હસ્ત, અભિજિત, કૃતિકા અને વિશાખાને ઉલ્કા તાડન કરે તો ગાયન અને નૃત્ય કળાજાણનારા પીડા પામે છે. ॥૧૯॥

कुर्वन्त्येताः पतिता देवप्रतिमासु राजराष्ट्रभयम् ।
शक्रोपरि नृपतीनां गृहेषु तत्स्वामिनां पीडाम् ॥ २० ॥

કોઈ દેવની મૂર્તિપર ઉલ્કા પડે તો રાજા અને દેશને ભય થાયછે. ઈંદ્રની મૂર્તિપર પડે તો રાજાને ભય થાય છે. ને ઘર ઉપર પડે તો ઘરના સ્વામિને પીડા કરે છે. ॥ ૨૦ ॥

आशाग्रहोपघाते तद्देश्यानां खले कृपिरतानाम् ।
चैत्यतरौ सम्पतिता सत्कृतपीड़ां करोत्युल्का ॥ २१ ॥

જે ગ્રહને ઉલ્કા તાડન કરે તે ગ્રહની દિશામાં રહેનારા લોકો પીડાય

છે. ખળાંમાં ઉલ્કા પડે તો ખેડુતને પીડા કરે છે અને મુખ્ય વૃક્ષપર ઉલ્કા પડે તો પ્રતિષ્ઠિત માણસો પીડાય છે. ॥ ૨૧ ॥

**द्वारि पुरस्य पुरक्षमथेन्द्रकीले जनक्षयोऽभिहितः ।**
**ब्रह्मायतने विप्रान् विनिहन्याद्गोमिनो गोष्ठे ॥ २२ ॥**

દરવાજાપર પડે તો તે નગરનો નાશ થાય છે, બારણાની અર્ગલાપર પડેતો પ્રજાનો ક્ષય થાય છે. અને ગાયોના સ્થાનમાં પડેતો ગાયોના માલેક પીડા પામે છે. ॥૨૨॥

**क्ष्वेड़ास्फोटितवादितगीतोत्कुष्टस्वना भवन्ति यदा ।**
**उल्कानिपातसमये भयाय राष्ट्रस्य सनृपस्य ॥ २३ ॥**

તે ઉલ્કા પડતી વખતે યુદ્ધમાં વીર પુરૂષો જે સિંહનાદ કરે છે, અને ભુજાપર હાથની તાળી નાખીને જે શબ્દ કરે છે તેવો અવાજ ને વાજીંત્રો અને ગાયનો વિગેરે જેવા મોટા શબ્દ થાય તો રાજા અને દેશને ભય ઉપજાવે છે. ॥૨૩॥

**यस्याश्चिरं तिष्ठति खेऽनुषङ्गो दण्डाकृतिः सा नृपतेर्भयाय ।**
**या चोह्यते तन्तुधृतेव खस्था यावा महेन्द्रध्वजतुल्यरूपा ॥२४॥**

જે ઉલ્કા ઘણીવાર સૂધી આકાશમાં સ્થિર રહે અને દંડ આકારે દેખાય તે રાજાને ભય ઉપજાવે છે. અને જે ઉલ્કા આકાશમાં દોરીથી બાંધેલી હોય તેમ લટકતી દેખાય અથવા ઇંદ્રધ્વજના સરખી હોય તે પણ રાજાને ભયકર્તા છે. ॥ ૨૪ ॥

**श्रेष्ठिनः प्रतीपगा तिर्यगा नृपाङ्गनाः ।**
**हन्त्यधोमुखी नृपान् ब्राह्मणानथोर्ध्वगा ॥ २५ ॥**

જે ઉલ્કા જ્યાંથી નીકલી ત્યાંજ ઉલટી ચાલી જાય તે સેઠીયાઓનો નાશ કરે છે. તે આડી જાય તો રાજાની રાણીનો નાશ કરે છે, જે ઉલ્કાનું મુખ નીચે હોય તે રાજાનો અને જેનું મુખ ઉપર હોય તે બ્રાહ્મણનો નાશકરે છે. ॥૨૫॥

**बर्हिपुच्छरूपिणी लोकसङ्क्षयावहा ।**
**सर्पवत् प्रसर्पिणी योषितामनिष्टदा ॥ २६ ॥**

જે ઉલ્કાનો આકાર મોરના પીંછ સરખો હોય તે લોકોનો નાશ કરે છે, જે ઉલ્કા સર્પસરખી ચાલે તે સ્ત્રીયોને પીડા કરતા છે. ॥ ૨૬ ॥

हन्ति मण्डला पुरं छत्रवत् पुरोहितम् ।
वंशगुल्मवत् स्थिता राष्ट्रदोपकारिणी ॥ २७ ॥

જે ઉલ્કા મંડળ સરખા આકારની ગોળ હોય તે નગરનો નાશ કરે છે. છત્ર સરખા આકારની હોય તે પૂરોહિતનો નાશ કરે છે. વાંસનાં ઝુબડાં અથવા ગાંઠ સરખી હોય તે દેશમાં હાનીકર્તા છે. ॥ ૨૭ ॥

व्यालसूकरोपमा विस्फुलिङ्गमालिनी ।
खण्डशोऽथवा गता सस्वना च पापदा ॥ २८ ॥

સર્પ અથવા સુવર સરખા આકારની તથા અંદરથી તણખા ઉડતા હોય અને તૂટેલી દેખાતી તથા અવાજ કરતી ઉલ્કા અનિષ્ટ ફળકર્તા છે. ॥૨૮॥

सुरपतिचापप्रतिमा राज्यं नभसि विलीना जलदान् हन्ति ।
पवनविलोमा कुटिलं याता न भवति शस्ता विनिवृत्ता वा ॥२९॥

ઇંદ્રિધનુપ સરખી ઉલ્કા હોય તો રાજ્યનો નાશ કરે છે; જે ઉલ્કા ઉત્પન્ન થઈનેજ આકાશમાં સમાઈ જાય તે વૃષ્ટિનો નાશ કરે છે; જે ઉલ્કા પવન સામી વાંકી ચાલે અથવા થોડે દૂર ચમકી પાછી ફરી જાય તે અશુભ છે. ॥ ૨૯॥

अभिभवति यतः पुरं वलं वा
भवति भयं तत एव पार्थिवस्य ।
निपतति च यया दिशा प्रदीप्ता
जयति रिपूनचिरात्तया प्रयातः ॥ ३० ॥

જે દિશાએ નગર અથવા સેના ઉપર ઉલ્કા પડે તે દિશાથી રાજાને ભય થાય છે અને જે દિશામાં દેદિપ્યમાન ઉલ્કા પડે તે દિશામાં રાજા ચડાઈ કરીને જાય તો તત્કાળ શત્રુઓને જીતે છે. ॥ ૩૦ ॥

इति श्रीवराहमिहिरकृतौ वृहत्संहितायामुल्कालक्षणं
नाम त्रयस्त्रिंशोऽध्यायः ॥ ३३ ॥

ઈતિ શ્રીવરાહમિહિરાચાર્યની રચેલી બૃહત્સંહિતાનો ઉલ્કાલક્ષણ નામનો
તેત્રીશમો અધ્યાય સંપૂર્ણ ॥ ૩૩ ॥

---

# પ્રકરણ ૩૪ મું.

## પરિવેષ લક્ષણ.

सन्मूर्छिता रवीन्द्वोः किरणा पवनेन मण्डलीभूताः ।
नानावर्णाकृतयस्तन्वभ्रे व्योम्नि परिवेषाः ॥ १ ॥
ते रक्तनीलपाण्डुरकापोताभ्राभशबलहरिशुक्लाः ।
इन्द्रयमवरुणनिर्ऋतिश्वसनेशपितामहाग्निकृताः ॥ २ ॥

પવનથી મંડળ આકાર થયેલાં સૂર્ય, ચંદ્રનાં, કિરણો થોડાં વાદળાંવાળાં આકાશમાં પ્રતિબિંબિત થઈ, અનેક રંગ અને આકારનાં દેખાય છે. તેને પરિવેશ કહે છે. ઇંદ્ર વગેરે દેવતા લાલ આદિ રંગના પરિવેશ કરે છે. યમનું મંડળ શ્યામ વર્ણનું હોય છે. થોડું સફેત વર્ણનું કુંડાળું વરૂણનું કબૂતર વર્ણનિ રતિનું, વાદાળા સરખા વર્ણવાળું વાયુનું. કાળું અને ધોળું શિવનું, નીલ વર્ણનું બ્રહ્માનું અને શુકલ વર્ણનું કુંડાળું સૂર્ય તથા ચંદ્રને હોય તો અગ્નિનું કરેલું જાણવું ॥ ૧ ॥ ૨ ॥

धनदः करोति मेचकमन्योऽन्यगुणाश्रयेण चाप्यन्ये ।
प्रविलीयते मुहुर्मुहुरल्पफलः सोऽपि वायुकृतः ॥ ३ ॥

કુબેરે કરેલું કુંડાળું શ્યામ વર્ણનું હોય છે, તેજ રીતે ઇંદ્ર વિગેરેએ દેવતો પણ રક્ત આદિ જેમના જે જે રંગ કહ્યા છે તે તે રંગનાં તેઓ પરિવેશ કરે છે તથા તે એક બીજાના રંગથી મિશ્રિત કુંડાળાં કરે છે. તેથી એકના રંગમાં બીજાનો રંગ મળે છે તેથીજ પરિવેશમાં રંગ દેખાય છે. જે કુંડાળું વારંવાર થઇને મટી જાય તે વાયુનું કરેલું છે અને તે અલ્પ ફળદાયક છે. ॥ ૩ ॥

चाषशिखिरजततैलक्षीरजलाभः स्वकालसम्भूतः ।
अविकलवृत्तः स्निग्धः परिवेषः शिवसुभिक्षकरः ॥ ४ ॥

શિશિર આદિ છ ઋતુઓમાં ક્રમથી નિલકંઠ, મોર, રૂપું, તેલ, દૂધ અને જળ સરખાં રંગનાં કુંડાળાં હોય ને તે ગોળ, અખંડીત અને નિર્મળ હોય તો પ્રજામાં સુખ અને સુકાળ કરે છે. ॥ ૪ ॥

सकलगगनानुचारी नैकाभः क्षतजसन्निभो रूक्षः ।
असकलशकटशरासनशृङ्गाटकवत् स्थितः पापः ॥ ५ ॥

જે પરિવેશ સઘળા આકાશમાં પાછળ ચાલનાર એટલે ઉદયથી અસ્ત-પર્યંત સૂર્ય ચંદ્રની સાથે રહે, અને તે અનેક વર્ણનું વા રૂધીર સરખા વર્ણનું રૂક્ષ, ખંડિત, ગાડી, ધનુપ સરખું હોય અથવા શિંગોડા સરખું ત્રિકોણ આકાર હોય તે અશુભ છે. ॥ ૫ ॥

शिखिगलसमेऽतिवर्षं वहुवर्णे नृपवधो भयं धूम्रे ।
हरिचापनिभे युद्धान्यशोककुसुमप्रभे चापि ॥ ६ ॥

મોરના કંઠ શરખા રંગવાળું પરિવેશ હોય તો ઘણી વૃષ્ટિ થાયછે, ઘણા રંગવાળું પરિવેશ હોય તો રાજાનું મરણ થાયછે, ધુમ્રવર્ણ હોય તો ભય થાયછે. ઇંદ્રધનુપ જેવા અથવા અશોકના ફુલ સરખા વર્ણવાળું કુંડાળું હોય તો યુદ્ધ થાયછે. ॥ ૬ ॥

वर्णैनैकेन यदा वहुलः स्निग्धः क्षुराभ्रकाकीर्णः ।
स्वर्तौ सद्योवर्षं करोति पीतश्च दीप्तार्कः ॥ ७ ॥

એક રંગનું કુંડાળું ઘાટું નિર્મળ પોતાની ઋતુના રંગનું હોય અને અસ્ત્ર સરખાં વાદળાંઓથી વિંટાએલું હોય તો તાત્કાળ વૃષ્ટિ કરેછે. તેમજ, પીળા વર્ણનું અને અતિ દેદિપ્યમાન સૂર્ય જેની વચ્ચે હોય એવું મંડળ પણ સદ્ય વૃષ્ટિ કરેછે. ॥ ૭ ॥

दीप्तविहङ्गमृगरुतः कलुषः सन्ध्यात्रयोत्थितोऽतिमहान् ।
भयकृत्तडिदुल्काद्यैर्हतो नृपं हन्ति शस्त्रेण ॥ ८ ॥

સૂર્યને કુંડાળું હોય તે વખતે મૃગ અને પક્ષીઓ સૂર્ય સામું મુખ કરી શબ્દ કરે અને તે પરિવેશ મલિન હોય તથા પ્રભાત, મધ્યાન અને સાયંકાળે ઘણું મોટું હોય તો તે ભયકર્તા છે. અને જે કુંડાળું વિજળી ઉલ્કા આદિથી તાડિત થાય તો શસ્ત્રથી રાજા મરણ પામેછે. ॥ ૮ ॥

प्रतिदिनमर्कहिमांश्वोरहर्निशं रक्तयोर्नरेन्द्रवधः ।
परिविष्टयोरभीक्ष्णं लग्नास्तनभःस्थयोस्तद्वत् ॥ ९ ॥

અહોનિશ સૂર્ય અને ચંદ્રમા રક્તવર્ણ રહે એટલે દિવસે સૂર્ય અને રાત્રિયે ચંદ્રમાં રક્તવર્ણ હોય તો રાજાનું મરણ થાય તેમજ ઉદય અથવા અસ્ત વખતે સૂર્ય, ચંદ્રને વારંવાર કુંડાળાં થાય તો પણ રાજાનું મરણ થાયછે. ॥ ૯ ॥

सेनापतेर्भयकरो द्विमण्डलो नातिशस्त्रकोपकरः ।
त्रिप्रभृति शस्त्रकोपं युवराजभयं नगररोधम् ॥ १० ॥

જે પારવેશનાં બે મંડળ હોય તે સેનાના સ્વામિને પીડા કરેછે, તથા ઘણું યુદ્ધ થતું નથી, ત્રણ મંડળવાળું પરિવેશ હોય તો યુદ્ધ થાય. ચાર મંડળવાળું હોય તો રાજાના યુવરાજને ભય થાય અને પાંચ મંડળનું કુંડાળું હોય તો રાજાનું નગર શત્રુ ઘેરી લેછે. ॥ ૧૦ ॥

**वृष्टिस्त्र्यहेण मासेन विग्रहो वा ग्रहेन्दुभनिरोधे ।**
**होराजन्माधिपयोर्जन्मर्क्षे वाशुभो राज्ञः ॥ ११ ॥**

ચંદ્રમાના કુંડળાની અંદર મંગલ આદિ કોઈ ગ્રહ અને નક્ષત્ર હોય તો ત્રણ દિવસમાં વૃષ્ટિ અથવા એક માસમાં યુદ્ધ થાયછે. જે રાજાના જન્મલગ્નનો સ્વામિ, જન્મ રાશિનો સ્વામિ અને જન્મનક્ષત્ર કુંડાની વચે આવે તે રાજાને અશુભ ફળ કરેછે. ॥ ૧૧ ॥

**परिवेषमण्डलगतो रवितनयः क्षुद्रधान्यनाशकरः ।**
**जनयति च वातवृष्टिं स्थावरकृषिकृन्निहन्ता च ॥ १२ ॥**

સૂર્ય ચંદ્રના પરિવેશમાં શનિ કાંગ આદિ તુચ્છ ધાન્યનો નાશ કરેછે. અને પવનયુક્ત વૃષ્ટિ કરેછે. તથા વૃક્ષ આદિ સ્થાવર પદાર્થો અને કૃષિ કરનારાઓ નાશ પામેછે. ॥ ૧૨ ॥

**भौमे कुमारवलपतिसैन्यानां विद्रवोऽग्निशस्त्रभयम् ।**
**जीवे परिवेषगते पुरोहितामात्यनृपपीडा ॥ १३ ॥**

કુંડાળાની વચ્ચે મંગળ હોય તો રાજકુમાર, સેનાપતિ, અને સેના વ્યાકુલ થાયછે. અગ્નિ અને યુદ્ધનો ભય થાય, ગુરૂ વચમાં હોય તો, પુરોહિત, રાજમંત્રી અને રાજાને પીડા થાય. ॥ ૧૩ ॥

**मन्त्रिस्थावरलेखकपरिवृद्धिश्चन्द्रजे सुवृष्टिश्च ।**
**शुक्रे यायिक्षत्रियराज्ञां पीडा मियां चान्नम् ॥ १४ ॥**

બુધ્ધ કુંડાળાવચ્ચે હોય તો રાજમંત્રી, વૃક્ષો, અને લખનાર વૃદ્ધિ પામેછે. તથા વૃષ્ટિ થાયછે, શુક્ર કુંડાળામાં હોય તો ચડાઇ કરનાર રાજાઓ, ક્ષત્રીજાતી અને રાજાની રાણી પીડા પામેછે. ॥ ૧૪ ॥

**क्षुदनलमृत्युनराधिपशस्त्रेभ्यो जायते भयं केतौ ।**
**परिविष्टे गर्भभयं राहौ व्याधिर्नृपभयं च ॥ १५ ॥**

કુંડાળામાં ધૂમકેતુ હોય તો દુકાળ, અગ્નિ, મરકી અને બીજા રાજાઓ

તથા યુદ્ધથી પ્રજાને ભય થાયછે. સૂર્ય ચંદ્રના ગ્રહણ વખતે કુંડાળું હોય તો ગર્ભને ભય થાય, રોગ ફેલાય અને રાજાઓને પણ ભય થાય. ॥ ૧૫ ॥

युद्धानि विजानीयात् परिवेषाभ्यन्तरे द्वयोर्ग्रहयोः ।
दिवसकृतः शशिनो वा क्षुदवृष्टिभयं त्रिषु प्रोक्तम् ॥ १६ ॥

મંગળ આદિ ગ્રહોમાંથી કોઇ બે ગ્રહ સૂર્ય અથવા ચંદ્રના કુંડાળામાં હોય તો યુદ્ધ થાયછે, ત્રણ ગ્રહ હોય તો વૃષ્ટિ ન થવાથી દુકાળ પડે. ॥૧૬॥

याति चतुर्षु नरेन्द्रः सामात्यपुरोहितो वशं मृत्योः ।
प्रलयमिव विद्धि जगतः पञ्चादिषु मण्डलस्थेषु ॥ १७ ॥

ચાર ગ્રહ હોય તો મંત્રી અને પુરોહિતસહિત રાજા મરણ પામે, પાંચ કે ૭ ગ્રહ કુંડાળામાં હોય તો જગતનો પ્રલય થાય. ॥ ૧૭ ॥

ताराग्रहस्य कुर्यात् पृथगेव समुत्थितो नरेन्द्रवधम् ।
नक्षत्राणामथवा यदि केतोर्नोदयो भवति ॥ १८ ॥

મંગળ વિગેરે ગ્રહ અને અશ્વિની આદિ નક્ષત્રોમાંથી કોઇ એકને કુંડાળું જુદું થાય અર્થાત સૂર્ય, ચંદ્રની સાથે નહીં રહેલા ગ્રહ વા નક્ષત્રને જુદું કુંડાળું થાયતો રાજાનું મૃત્યુ થાય. પણ તે ગ્રહ નક્ષત્રનું કુંડાળું થયા પછી કેતુનો ઉદય થાય નહીં તો ફળ પરિપૂર્ણ થાયછે અને કેતુ ઉદય પામે તો કુંડાળાનું ફળ ન થતાં કેતુનુંજ ફળ થાયછે. ॥ ૧૮ ॥

विप्रक्षत्रियविट्छूद्रहा भवेत् प्रतिपदादिषु क्रमशः ।
श्रेणीपुरकोशानां पञ्चम्यादिष्वशुभकारी ॥ १९ ॥

એકમ આદિ ચાર તિથીમાં કુંડાળું થાય તો બ્રાહ્મણ આદિ ચાર વર્ણને ક્રમથી પીડા થાય. પાંચમે પરિવેશ થાય તો શ્રેણીને હાનીકર્તા છે. (એક જાતનાં મનુષ્યનો સમુહ શ્રેણી કહેવાયછે.) છઠ્ઠે કુંડાળું થાય તો નગરને અનિષ્ટકર્તા છે. સાતમે થાય તો, રાજાના ભંડારને હાનીકર્તા છે. ॥ ૧૯ ॥

युवराजस्याष्टम्यां परतस्त्रिषु पार्थिवस्य दोषकरः ।
पुररोधो द्वादश्यां सैन्यक्षोभस्त्रयोदश्याम् ॥ २० ॥

આઠમે હોય તો યુવરાજને અને નોમ આદિ ત્રણ તિથિઓમાં કુંડાળું થાય તો રાજાને અનિષ્ટકર્તા છે. બારસે થાય તો નગર શત્રુથી ઘેરાય, તેરસને દીવસ થાય તો સેનામાં ફુટફાટ થાય. ॥ ૨૦ ॥

**नरपतिपत्नीपीडां परिवेषोऽभ्युत्थितश्चतुर्दश्याम् ।**
**कुर्यात् तु पञ्चदश्यां पीडां मनुजाधिपस्यैव ॥ २१ ॥**

ચૌદસને દીવસે થાય તો રાજાની રાણીને પીડા થાય અને અમાસ તથા પુનમે થાય તો પણ રાજાને પીડાકર્તા છે. ॥ ૨૧ ॥

**नागरकाणामभ्यन्तरस्थिता यायिनां च बाह्यस्था ।**
**परिवेषमध्यरेखा विज्ञेयाक्रन्दसाराणाम् ॥ २२ ॥**

કુંડળામાં ત્રણ લીટી હોયછે, તેમાં અંદરની રેખાથી નગરમાં રહેલા રાજાનો શુભાશુભ ફળનો વિચાર કરવો. બહારની રેખાથી ચડાઇ કરનારા રાજાનો ફળ વિચાર કરવો અને મધ્યરેખાથી આક્રંદસારને શુભાશુભ ફળ કહેવું. (નિતિશાસ્ત્રમાં બાર પ્રકારના રાજા કહ્યા છે. તેમાંનો એક આક્રંદસાર પણ છે.)॥૨૨

**रक्तः श्यामो रूक्षश्च भवति येषां पराजयस्तेषाम् ।**
**स्निग्धः श्वेतो द्युतिमान् येषां भागो जयस्तेषाम् ॥ २३ ॥**

જેની રેખા રક્તવર્ણ, શ્યામવર્ણ અને રૂક્ષ હોય તેનો પરાજય થાયછે. અર્થાત્ તે હારેછે. અને જેની રેખા નિર્મળ, શ્વેત, અને કાંતિયુક્ત હોય તેનો જય થાયછે.॥૨૩॥

**इति श्रीवराहमिहिरकृतौ बृहत्संहितायां परि-**
**वेषलक्षणं नाम चतुस्त्रिंशोऽध्यायः ।**

ઇતિ શ્રીવરાહમિહિરાચાર્યની રચેલી બૃહત્સંહિતાનો પરિવેશ
લક્ષણ નામનો ચોત્રીશમો અધ્યાય સંપૂર્ણ. ॥ ૩૪ ॥

---

## પ્રકરણ ૩૫ મું.

### ઇંદ્રધનુષ્ય લક્ષણ.

**सूर्यस्य विविधवर्णाः पवनेन विघट्टिताः कराः साभ्रे ।**
**वियति धनुसंस्थाना ये दृश्यन्ते तदिन्द्रधनुः ॥ १ ॥**

વાદળાંસહિત આકાશમાં પવનથી રોકાએલા સૂર્યનાં કિરણો ધનુષાકાર અનેક રંગનાં દેખાયછે તેને ઇંદ્રધનુષ કહેછે. ॥ ૧ ॥

केचिदनन्तकुलोरगनिःश्वासोद्भूतमाहुराचार्याः ।
तद्यायिनां नृपाणामभिमुखमजयावहं भवति ॥ २ ॥

કશ્યપ આદિ કેટલાએક અચાર્યો કહેછે કે અનંતનાગના કુળમાં ઉત્પન્ન થયેલા સર્પોના શ્વાસથી ઇંદ્રધનુષ થાયછે. ચડાઇ કરનારા રાજાઓની સન્મુખ તે ઇંદ્રધનુષ થાય તો તેનો પ્રરાજય થાયછે. ॥ ૨ ॥

अच्छिन्नमवनिगाढं द्युतिमत्स्निग्धं घनं विविधवर्णम् ।
द्विरुदितमनुलोमं च प्रशस्तमम्भः प्रयच्छति च ॥ ३ ॥

તે ઇંદ્રધનુષ અખંડિત, પૃથ્વિમાં લાગેલું, કાંતિયુક્ત, ઘાટું અનેક રંગવાળું અને બે ભાગમાં રહેલું હોય અર્થાત બે ધનુષ સરખું દેખાતું હોય અને તે ચડાઇ કરનારા રાજાના પાછળના ભાગમાં હોય તો શુભ ફળકર્તા છે. અને વૃષ્ટિ પણ સારી થાયછે. ॥ ૩ ॥

विदिगुद्भूतं दिक्स्वामिनाशनं व्यभ्रजं मरककारि ।
पाटलपीतकनीलैः शस्त्राग्निक्षुत्कृता दोषाः ॥ ४ ॥

અગ્નિકોણ આદિ ખુણાઓમાં ઇંદ્રધનુષ ઉત્પન્ન થાય તો તે દિશાના સ્વામિનું મૃત્યુ થાયછે. (દિશાઓના સ્વામિ આગળ શકુનાધ્યાયમાં કહેવાશે.) વાદળાંવગરના આકાશમાં ઇંદ્રધનુષ થાય તો મહામારી (મરકી) ચાલે, સપેત અને રાતા રંગનું ઇંદ્રધનુષ હોય તો યુદ્ધનો ભય થાય, પીળા રંગનું હોય તો અગ્નિનો ભય થાય અને નિળ રંગનું ઇંદ્રધનુષ હોય તો દુકાળ પડે. ॥૪॥

जलमध्येऽनावृष्टिर्भुवि शस्यवधस्तरौ स्थिते व्याधिः ।
वल्मीके शस्त्रभयं निशि सचिववधाय धनुरैन्द्रम् ॥ ५ ॥

જળની વચમાં ઇંદ્રધનુષ દેખાય અર્થાત ઇંદ્રધનુષનો અગ્રભાગ જળની ઉપર હોય તો વર્ષાદ થાય નહીં, પૃથ્વીપર હોય તો ખેતીનો નાશ થાય, વૃક્ષપર હોય તો પ્રજામાં રોગ થાય, સર્પના રાફડાપર હોય તો યુદ્ધનો ભય થાય અને રાત્રીને વખતે ઇંદ્રધનુષ દેખાય તો રાજમંત્રી મરણ પામે. ॥ ૫ ॥

वृष्टिं करोत्यवृष्ट्यां वृष्टिं वृष्ट्यां निवारयत्यैन्द्र्याम् ।
पश्चात् सदैव वृष्टिं कुलिशभृतश्चापमाचष्टे ॥ ६ ॥

વર્ષાદ વરસતી વખતે પૂર્વદિશાએ ઇંદ્રધનુષ દેખાય તો વર્ષાદ બંધ

થાય અને વૃષ્ટિ ન હોય ને પૂર્વ દિશામાં ઇંદ્રધનુષ દેખાય તો વૃષ્ટિ થાય છે. પશ્ચિમમાં ઇંદ્રધનુષ હોય તો નિરંતર વૃષ્ટિ થયા કરે. ॥ ૬ ॥

**चापं मघोनः कुरुते निशायामाखण्डलायां दिशि भूपपीडाम् ।**
**याम्यापरोदक्प्रभवं निहन्यात् सेनापतिं नायकमन्त्रिणी च ॥ ७ ॥**

રાત્રીએ પૂર્વદિશામાં ઇંદ્રધનુષ દેખાય તો રાજાને પીડા થાય અને દક્ષિણ દિશામાં દેખાય તો સેનાપતિ મરણ પામે, પશ્ચિમમાં દેખાય તો નાયક અર્થાત પ્રધાનપુરૂષનું મૃત્યુ થાય અને ઉત્તરમાં દેખાય તો રાજમંત્રી મરણ પામે. ॥ ૭ ॥

**निशि सुरचापं सितवर्णाढ्यं जनयति पीडां द्विजपूर्वाणाम् ।**
**भवति च यस्यां दिशि तद्देश्यं नरपतिमुख्यं न चिराद्धन्यात् ॥८॥**

રાત્રીએ સફેત, રક્ત, પીત્ત અને શ્યામ વર્ણનું ઇંદ્રધનુષ હોય તો ક્રમે કરી બ્રાહ્મણ આદિ વર્ણને પીડા થાય જે દિશામાં રાત્રીએ ઇંદ્રધનુષ હોય તે દેશના મુખ્ય રાજાનું તત્કાળ મૃત્યુ થાય છે. ॥ ૮ ॥

**इति श्रीवराहमिहिरकृतौ बृहत्संहितायामिन्द्रायुध-**
**लक्षणं नाम पञ्चत्रिंशोऽध्यायः ।**

ઇતિ શ્રીવરાહમિહિરાચાર્યની રચેલી બૃહત્સંહિતાનો ઇંદ્રધનુષ
લક્ષણ નામનો પાંત્રિશમો અધ્યાય સંપૂર્ણ ॥ ૩૫ ॥

---

## પ્રકરણ ૩૬ મું.

### ગંધર્વનગર લક્ષણ.

**उदगादिपुरोहितनृपबलपतियुवराजदोषदं खपुरम् ।**
**सितरक्तपीतकृष्णं विप्रादीनामभावाय ॥ १ ॥**

ઉત્તરાદિ ચાર દિશામાં ગંધર્વનગર દેખાય તો ક્રમે કરી રાજપુરોહિત, રાજા, સેનાપતિ, અને યુવરાજને અનિષ્ટકર્તા છે. શ્વેત, રક્ત, પીત્ત, અને કૃષ્ણવર્ણનું ગંધર્વનગર હોય તો ક્રમે કરી વિપ્રાદિ ચાર વર્ણનો નાશ કરે છે. ॥ ૧ ॥

नागरनृपतिजयावहमुदग् विदिक्स्थं विवर्णनाशाय ।
शान्ताशायां दृष्टं सतोरणं नृपतिविजयाय ॥ २ ॥

ઉત્તર દિશામાં ગંધર્વનગર હોય તો નગરના રાજા જય પામે છે, અગ્નિ આદિ કોણમાં હોય તો વર્ણશંકરોનો નાશ થાય છે, શાંત દિશામાં હોય અને તોરણયુક્ત હોય તો રાજા વિજય પામે છે. ॥ ૨ ॥

सर्वदिगुत्थं सततोत्थितं च भयदं नरेन्द्रराष्ट्राणाम् ।
चौराटविकान् हन्याद्धूमानलशक्रचापाभम् ॥ ३ ॥

સઘળી દિશામાં નિત્ય ગંધર્વનગર દેખાય તો રાજા અને દેશને ભય થાય, ધૂમાડો, અગ્નિ અથવા ઇંદ્રધનુષ સરખી કાંતિવાળું ગંધર્વનગર હોય તો ચોર અને વનમાં રહેનાર ભિલ્લ મરણ પામે છે. ॥ ૩ ॥

गन्धर्वनगरमुत्थितमापाण्डुरमशनिपातवातकरम् ।
दीप्ते नरेन्द्रमृत्युर्वामेऽरिभयं जयः सव्ये ॥ ४ ॥

સફેત રંગનું ગંધર્વનગર હોય તો અશની નામની વીજળી પડે અને પ્રચંડ પવન ચાલે. દિપ્ત દિશામાં ગધર્વવગર હોય તો રાજાનું મૃત્યુ થાય સેના અથવા નગરની ડાબી બાજુ હોય તો શત્રુનો ભય થાય છે. અને જમણી બાજુ હોય તો જય મળે છે. ( શાંત અને દિપ્ત દિશાનાં લક્ષણ આગળ શકુનાધ્યાયમાં કહેવાશે. ) ॥ ૪ ॥

अनेकवर्णाकृतिखे प्रकाशते पुरं पताकाध्वजतोरणान्वितम् ।
यदा तदा नागमनुष्यवाजिनां पिबत्यसृग्भूरि रणे वसुन्धरा ॥ ५ ॥

જે વખતે અનેક વર્ણ અને અનેક આકારવાળું ગંધર્વનગર, પતાકા, ધ્વજા, અને તોરણયુક્ત આકાશમાં દેખાય તો યુદ્ધમાં હાથી, મનુષ્ય અને ઘોડાનું રૂધીર ઘણું પૃથ્વિ પીએ છે. ॥ ૫ ॥

इति श्रीवराहमिहिरकृतौ बृहत्संहितायां गन्धर्वनगरलक्षणं नाम षट्त्रिंशोऽध्यायः ॥

ઇતિ શ્રીવરાહમિહિરાચાર્યની રચેલી બૃહત્સંહિતાનો ગંધર્વનગરલક્ષણ નામનો છત્રીશમો અધ્યાય સંપૂર્ણ ॥ ૩૬ ॥

---

# પ્રકરણ ૩૭ મું.

## પ્રતિસૂર્ય લક્ષણ.

**प्रतिसूर्यकः प्रशस्तो दिवसकृदृतुवर्णसप्रभः स्निग्धः ।**
**वैदूर्यनिभः स्वच्छः शुक्लश्च क्षेमसौभिक्षः ॥ १ ॥**

સૂર્યની પાસે, સૂર્ય જેવો બીજો દેખાય છે તે પ્રકાશને પ્રતિસૂર્ય કહે છે. ૭ ઋતુમાં કહેલા સૂર્યના રંગપ્રમાણે રંગનો તે સૂર્ય હોય અને સ્નિગ્ધ તથા પન્નાસરખા રંગનો નિર્મળ અને સફેત હોય તો સૂખ અને સુકાળકર્તા છે. ॥૧॥

**पीतो व्याधिं जनयत्यशोकरूपश्च शस्त्रकोपाय ।**
**प्रतिसूर्याणां माला दस्युभयातङ्कनृपहन्त्री ॥ २ ॥**

પીળા રંગનો પ્રતિસૂર્ય હોય તો પ્રજામાં રોગ વધારે છે, અશોકના ફૂલ સરખો લાલ હોય તો યુદ્ધ થાય છે અને પ્રતિસૂર્યની હાર (લાઈન) દેખાય તો ચોર અને રોગનો ભય થાય તથા રાજાનું મૃત્યુ થાય. ॥ ૨ ॥

**दिवसकृतः प्रतिसूर्यो जलकृदुदग्दक्षिणे स्थितोऽनिलकृत् ।**
**उभयस्थः सलिलभयं नृपमुपरि निहन्त्यधो जनहा ॥ ३ ॥**

સૂર્યબિંબની ઉત્તર બાજુ પ્રતિસૂર્ય દેખાય તો વૃષ્ટિ થાય, દક્ષિણે દેખાય તો પવન ચાલે, સૂર્યબિંબની બન્ને બાજુ પ્રતિસૂર્ય હોય તો વર્ષાદથી ભય થાય અર્થાત ઘણા જળથી ભય થાય છે. સૂર્યબિંબની ઉપર પ્રતિસૂર્ય હોય તો રાજાનું મરણ થાય, અને સૂર્યની નીચે પ્રતિસૂર્ય હોય તો પ્રજામાં મરકી ચાલે છે. ॥ ૩ ॥

**इति श्रीवराहमिहिरकृतौ बृहत्संहितायां प्रतिसूर्य-**
**लक्षणं नाम सप्तत्रिंशोऽध्यायः ॥**

ઇતિ શ્રીવરાહમિહિરાચાર્યની રચેલી બૃહત્સંહિતાનો પ્રતિસૂર્ય-
લક્ષણ નામનો સાડત્રીશતો અધ્યાય સંપૂર્ણ ॥ ૩૭ ॥

# પ્રકરણ ૩૮ મું.

## રજોવૃષ્ટિ લક્ષણ.

कथयन्ति पार्थिववधं रजसा घनतिमिरसञ्चयनिभेन ।
अविभाव्यमानगिरिपुरतरवः सर्वा दिशश्छन्नाः ॥ १ ॥

અંધારા સરખી અતિશ્યામવર્ણ ધૂળની વૃષ્ટિથી સર્વ દિશા ઢંકાઇ જાય અને પર્વત નગર વૃક્ષ વિગેરે કાંઈ દેખાય નહીં તો રાજાનું મરણ થાય. ॥ ૧ ॥

यस्यां दिशि धूमचयः प्राक् प्रभवति नाशमेति वा यस्याम् ।
आगच्छति सप्ताहात् तत्रैव भयं न सन्देहः ॥ २ ॥

પ્રથમ જે દિશામાં ધૂમાડાના સમૂહસરખી રજની વૃષ્ટિ દેખાય અથવા જે દિશાએ તે સમાયી જાય તે દિશામાં સાત દિવસની અંદર મોટો ભય થાય છે એમાં સંદેહ નથી. ॥ ૨ ॥

श्वेते रजोघनौघे पीडा स्यान्मन्त्रिजनपदानां च ।
न चिरात् प्रकोपमुपयाति शस्त्रमतिसङ्कुला सिद्धिः ॥ ३ ॥

વાદળાંના સમૂહસરખી સફેત વર્ણની રજની વૃષ્ટિ હોય તો રાજાના મંત્રી અને દેશને પીડા થાય છે. તથા તત્કાળ યુદ્ધ થાય છે, અને કાર્યસિદ્ધિ થતી નથી. ॥ ૩ ॥

अर्कोदये विजृम्भति यदि दिनमेकं दिनद्वयं वापि ।
स्थगयन्निव गगनतलं भयमत्युग्रं निवेदयति ॥ ४ ॥

સૂર્યોદય વખતે રજની વૃષ્ટિથી આખું આકાશ એક દિવસ અથવા બે દિવસ દેખાય તો ઉગ્રભયને સૂચવે છે. ॥ ૪ ॥

अनवरतसञ्चयवहं रजनीमेकां प्रधाननृपहन्तृ ।
क्षेमाय च शेषाणां विचक्षणानां नरेन्द्राणाम् ॥ ५ ॥

એક રાત્રીસુધી ધૂળની વૃષ્ટિ થતી દેખાય તો મુખ્ય રાજા મરણ પામે છે. અને બાકીના બુદ્ધિમાન રાજાઓને સારું ફળ મળે છે. ॥ ૫ ॥

रजनीद्वयं विसर्पति यस्मिन् राष्ट्रे रजोघनं बहुलम् ।
परचक्रस्यागमनं तस्मिन्नपि सन्निबोद्धव्यम् ॥ ६ ॥

જે દેશમાં બે રાત્રિસુધી ઘાટી રજવૃષ્ટિ ફેલાયલી દેખાય તો તે રાજ્યને પરચક્ર (શત્રુની સેના) આવે છે એમ જણાવવું. ॥ ६ ॥

निपतति रजनीत्रितयं चतुष्कमप्यन्नरसविनाशाय ।
राज्ञां सैन्यक्षोभो रजसि भवेत् पञ्चरात्रभवे ॥ ७ ॥

ત્રણ અથવા ચાર રાત્રીસૂધી રજવૃષ્ટિ થાય અર્થાત્ ધૂળથી ઢંકાએલું આકાશ દેખાય તો, અન્ન અને લવણઆદિ રસ નાશ પામે છે. તથા પાંચ રાત્રીસુધી તેવી ધૂળ ઉડતી દેખાય તો રાજાઓની સેનાઓમાં ગડબડ થાય છે. ॥ ७ ॥

केत्वाद्युदयविमुक्तं यदा रजो भवति तीव्रभयदायि ।
शिशिरादन्यत्रर्तौ फलमविकलमाहुराचार्याः ॥ ८ ॥

રજની વૃષ્ટિ થયા બાદ ધૂમકેતુના ઉદય વિગેરે કાંઈ ઉત્પાત ન હોય તો મોટો ભય થાય છે, એટલે ધૂળની વૃષ્ટિ થયા પછી કેતુ વિગેરે ઉદય પામે તો રજવૃષ્ટિનું ફળ થતું નથી, શિશિર ઋતુવિના બીજી ઋતુમાં રજવૃષ્ટિ થાય તો પરિપૂર્ણ ફળ થાય છે એમ પ્રાચીન આચાર્યોનું કહેવું છે. ॥ ८ ॥

इति श्रीवराहमिहिरकृतौ बृहत्संहितायां रजोलक्षणं
नाम अष्टत्रिंशोऽध्यायः ॥

ઈતિ શ્રીવરાહમિહિરાચાર્યની રચેલી બૃહત્સંહિતાનો રજોલક્ષણ
નામનો આડત્રીશમો અધ્યાય સંપૂર્ણ ॥ ३८ ॥

---

## પ્રકરણ ૩૯ મું.

### નિર્ઘાત લક્ષણ.

पवनः पवनाभिहतो गगनादवनौ यदा समापतति ।
भवति तदा निर्घातः स च पापो दीप्तविहगरुतः ॥ १ ॥

એક પવનસાથે અથડાએલો બીજો પવન આકાશથી જ્યારે પૃથ્વિપર વાય છે, ત્યારે શબ્દ થાય છે. તેને નિર્ઘાત કહે છે. તે વખતે પક્ષીઓ સૂર્ય સામું મુખ કરી શબ્દ કરે તો અશુભ ફળ થાય છે. ॥ ૧ ॥

अर्कोदयेऽधिकरणिकनृपधनियोधाङ्गनावणिग्वेश्याः ।
आप्रहरांशेऽजाविकमुपहन्याच्छूद्रपौरांश्च ॥ २ ॥

સૂર્યોદય વખતે એટલે બે ઘડી દિવસ ચડે ત્યાંસુધી નિર્ઘાત શબ્દ હોય તો રાજકાર્યના અધિકારી, રાજા, ધનવાન, લડવૈયા, સ્ત્રિયો, વૈશ્ય અને વેશ્યાઓનો નાશ થાય છે. એક પહોર દિવસ ચડે ત્યાંસુધીમાં નિર્ઘાત શબ્દ થાય તો, બકરી, મેંઢા, શૂદ્ર અને નગરમાં રહેનારાંઓનો નાશ થાય છે. ॥ ૨ ॥

आ मध्याह्नाद्राजोपसेविनो ब्राह्मणांश्च पीडयति ।
वैश्यजलदांस्तृतीये चौरान् प्रहरे चतुर्थे च ॥ ३ ॥

બે પહોરની અંદર નિર્ઘાત શબ્દ થાય તો રાજાની સેવા કરનાર પુરૂષો અને બ્રાહ્મણો પીડા પામે છે. ત્રીજા પહોરમાં નિર્ઘાત થાય તો વૈશ્ય અને વૃષ્ટિને હાનીકર્તા છે. ચોથા પહોરમાં થાય તો ચોરને પીડા થાય છે. ॥ ૩ ॥

अस्तंयाते नीचान् प्रथमे यामे निहन्ति शस्यानि ।
रात्रौ द्वितीययामे पिशाचसङ्घान्निपीडयति ॥ ४ ॥

સૂર્યાસ્ત વખતે નિર્ઘાત શબ્દ હોય તો નીચ પુરૂષો નાશ પામે છે, રાત્રિના પહેલા પહોરમાં હોય તો ધાન્યનો નાશ થાય છે, રાત્રીને બીજે પહોરે નિર્ઘાત હોય તો પિશાચપીડા થાય છે. ॥ ૪ ॥

तुरगकरिणस्तृतीये विनिहन्याद्यायिनश्चतुर्थे च ।
भैरवजर्जरशब्दो याति यतस्तां दिशं हन्ति ॥ ५ ॥

રાત્રીના ત્રીજા પહોરમાં નિર્ઘાત શબ્દ હોય તો હાથી, ઘોડા નાશ પામે છે, ચોથે પહોરે હોય તો શત્રુપર ચડાઇ કરનાર રાજાનો નાશ થાય છે. અને નિર્ઘાત શબ્દ ભયંકર, ઘોઘરો, (જાડો અથવા ફાટેલો) હોય અને જે દિશા તરફ તે જાય તે દિશાનો નાશ થાય છે. ॥ ૫ ॥

इति श्रीवराहमिहिरकृतौ बृहत्संहितायां निर्घात-
लक्षणं नामैकोनचत्वारिंशोऽध्यायः ॥

ઇતિ શ્રીવરાહમિહિરાચાર્યની રચેલી બૃહત્સંહિતાનો નિર્ઘાતલક્ષણ
નામનો ઓગણચાળીશમો અધ્યાય સંપૂર્ણ ॥ ૩૯ ॥

# પ્રકરણ ૪૦ મું.

## ધાન્યવિષે.

वृश्चिकवृषप्रवेशे भानोर्ये बादरायणेनोक्ताः ।
गीष्मशरच्छस्यानां सदसद्योगाः कृतास्त इमे ॥ १ ॥

સૂર્યનો વૃશ્ચિક રાશિમાં પ્રવેશ થાય તે દિવસે વૃશ્ચિક લગ્નની કલ્પના કરી ગ્રીષ્મ ઋતુનાં અન્ન, યવ અને ઘઉં વિગેરેના શુભાશુભ યોગ કહેવા. અને વૃષ રાશીમાં સૂર્યનો પ્રવેશ હોય તે દિવસે વૃષલગ્ન માની સઘળા ગ્રહ રાશિઓમાં લખી શરદઋતુના ધાન્યના શુભાશુભ યોગ જે વ્યાસમુનિએ કહેલા છે તે આ અધ્યાયમાં કહું છું. ॥ ૧ ॥

भानोरलिप्रवेशे केन्द्रैस्तस्माच्छुभग्रहाक्रान्तैः ।
बलवद्भिः सौम्यैर्वा निरीक्षितैर्ग्रैष्मिकविवृद्धिः ॥ २ ॥

વૃશ્ચિક રાશીપર સૂર્ય આવે તે દિવસે સૂર્યના કેન્દ્રસ્થાનમાં શુભ ગ્રહ બેઠા હોય તો ગ્રીષ્મ ઋતુનાં અન્નની વૃદ્ધિ થાય છે. અથવા સૌમ્યગ્રહ કેંદ્રમાં ન હોય અને બીજા સ્થાનમાં બેઠા હોય ને તે બળવાન થઈ સૂર્યને જોતા હોય તો પણ ગ્રીષ્મઋતુનાં અન્નની વૃદ્ધિ થાય છે. ॥ ૨ ॥

अष्टमराशिगतेऽर्के गुरुशशिनोः कुम्भसिंहस्थितयोः ।
सिंहघटसंस्थयोर्वा निष्पत्तिर्ग्रीष्मशस्यस्य ॥ ३ ॥

अर्कात्सिते द्वितीये बुधेऽथवा युगपदेव वा स्थितयोः ।
व्ययगतयोरपि तद्वन्निष्पत्तिरतीव गुरुदृष्ट्या ॥ ४ ॥

વૃશ્ચિકનો સૂર્ય થાય ને વખતે કુંભનો બૃહસ્પતિ અને સિંહનો ચંદ્રમા હોય અથવા સિંહનો ગુરૂ અને કુંભનો ચંદ્ર હોય તો ગ્રીષ્મ ઋતુના ધાન્યની વૃદ્ધિ થાય છે. વૃશ્ચિક રાશિમાં રહેલા સૂર્યથી બીજા સ્થાનમાં શુક્ર હોય, બુધ હોય વા બે ન હોય, તેજ પ્રકારે સૂર્યથી બારમા સ્થાનમાં શુક્ર કે બુધ હોય વા બે ન હોય અને સૂર્યપર ગુરૂની દૃષ્ટિ હોય તો ધાન્યની પેદાશી ઘણી થાય. ॥ ૪ ॥

शुभमध्येऽलिनि सूर्याद्गुरुशशिनोः सप्तमे परा सम्पत् ।
अल्पादिस्थे सवितरि गुरौ द्वितीयेऽर्द्धनिष्पत्तिः ॥ ५ ॥

વૃશ્ચિક રાશીના બારમા અને બીજા સ્થાનમાં બુધ, શુક્રમાંનો એક ગ્રહ હોય અને વૃશ્ચિક રાશીમાં રહેલા સૂર્યથી સાતમા સ્થાનમાં ગુરૂ અને ચંદ્ર હોય તો ધાન્યની ઘણી ઉત્પત્તિ થાય છે. વૃશ્ચિકના પ્રારંભમાં સૂર્ય હોય અને તેના બીજા સ્થાનમાં ગુરૂ હોય તો, ધાન્યની પેદાશ અરધી થાય છે. ॥ ૫ ॥

**लाभहिबुकार्थयुक्तैः सूर्यादलिगात्सितेन्दुशशिपुत्रैः ।**
**शस्यस्य परा सम्पत् कर्मणि जीवे गवां चाग्र्या ॥ ६ ॥**

વૃશ્ચિક રાશીના સૂર્યથી અગીયારમે શુક્ર, ચોથે ચંદ્ર અને બીજા સ્થાનમાં બુધ હોય તો ધાન્યનો પાક ઘણો થાય છે. અને આજ યોગમાં ગુરૂ સૂર્યથી દશમે સ્થાને હોય તો ધાન્ય ઘણું પાકે, ગાયોની વૃદ્ધિ થાય. ॥ ૬ ॥

**कुम्भे गुरुर्गवि शशी सूर्योऽलिमुखे कुजार्कजौ मकरे ।**
**निष्पत्तिरस्ति महती पश्चात् परचक्ररोगभयम् ॥ ७ ॥**
**मध्ये पापग्रहयोः सूर्यः शस्यं विनाशयत्यलिगः ।**
**पापः सप्तमराशौ जातं जातं विनाशयति ॥ ८ ॥**

સૂર્ય વૃશ્ચિકના પ્રારંભમાં હોય, કુંભમાં ગુરૂ, વૃષ રાશીમાં ચંદ્ર અને શની, મંગળ મકરમાં હોય તો ધાન્ય ઘણું થાય પરંતુ પાછળ શત્રુની સેના અને રોગનો ભય થાય છે. વૃશ્ચિકમાં રહેલો સૂર્ય મંગળ અને શનિની મધ્યમાં હોય તો ધાન્યનો નાશ કરે છે, અને વૃશ્ચિકમાં રહેલા સૂર્યથી સાતમી રાશીએ શનિ અથવા મંગળ હોય તો જેમ જેમ ખેતી થતી જાય તેમ તેમ તેનો નાશ થતો જાય છે. ॥ ૭ ॥ ૮ ॥

**अर्थस्थाने क्रूरः सौम्यैरनिरीक्षितः प्रथमजातम् ।**
**शस्यं निहन्ति पश्चादुप्तं निष्पादयेद्व्यक्तम् ॥ ९ ॥**

વૃશ્ચિકમાં રહેલા સૂર્યથી બીજા સ્થાનમાં ક્રૂર ગ્રહ હોય અને શુભગ્રહ કોઈ રીતે તેને દેખે નહીં તો પ્રથમની ખેતી નાશ પામે છે અને પાછળથી વાવેલાં ધાન્ય સારાં પાકે છે. ॥ ૯ ॥

**जामित्रकेन्द्रसंस्थौ क्रूरौ सूर्यस्य वृश्चिकस्थस्य ।**
**शस्यविपत्तिं कुरुतः सौम्यैर्दृष्टौ न सर्वत्र ॥ १० ॥**

વૃશ્ચિકમાં રહેલા સૂર્યથી સાતમામાં ક્રુર ગ્રહ મંગળ, શનિમાંનો કોઈ એક હોય અને બીજા ગમે તે કેન્દ્રમાં હોય તો ખેતીનો નાશ થાય છે. અને

તે બંને ક્રૂર ગ્રહ ઉપર એટલે શનિ મંગળપર શુભ ગ્રહની દૃષ્ટિ હોય તો સર્વ દેશમાં ખેતીનો નાશ નહીં થતાં કોઈ કોઈ સ્થળે નાશ થાય છે. ॥૧૦॥

**वृश्चिकसंस्थादर्कात् सप्तमषष्ठोपगौ यदा क्रूरौ ।**
**भवति तदा निष्पत्तिः शस्यानामर्घपरिहानिः ॥ ११ ॥**

વૃશ્ચિકમાં રહેલા સૂર્યથી મંગળ અને શનિ છઠ્ઠા, સાતમા સ્થાનમાં હોય તો ખેતી સારી થાય છે, પરંતુ ધાન્યનો ભાવ વધારે રહે છે. ॥ ૧૧ ॥

**विधिनानेनैव रविर्वृषप्रवेशे शरत्समुत्थानाम् ।**
**विज्ञेयः शस्यानां नाशाय शिवाय वा तज्ज्ञैः ॥ १२ ॥**

સૂર્ય વૃષભમાં પ્રવેશ કરે તે સમયે પહેલાં કહેલી વિધિપ્રમાણે, શરદઋતુનાં ધાન્યની છતઅછત થાય છે. તે ધાન્યનું જાતક જાણનારાએ જાણવું. ૧૨

**त्रिषु मेषादिषु सूर्यः सौम्ययुतो वीक्षितोऽपि वा विचरन् ।**
**ग्रैष्मिकधान्यं कुरुते समर्घमभयोपयोग्यं च ॥ १३ ॥**

મેષ આદિ ત્રણ રાશિમાં વિચરતો સૂર્ય સૌમ્યગ્રહયુક્ત હોય અથવા તેને સારા ગ્રહો જોતા હોય તો ગ્રીષ્મઋતુનું ધાન્ય સસ્તું થાય છે. અર્થાત્ એટલું ધાન્ય થાય છે કે તે ધાન્યથી લોકો એવાં દાન પૂન્ય કરે કે જેથી પરલોક સિદ્ધ થઈ શકે. ॥ ૧૩ ॥

**कार्मुकमृगघटसंस्थः शारदस्य तद्वदेव रविः ।**
**सङ्ग्रहकाले ज्ञेयो विपर्ययः क्रूरदृग्यागात् ॥ १४ ॥**

ધન, મકર અને કુંભ રાશીમાં રહેલા સૂર્યથી પહેલાં કહ્યું તેપ્રમાણે શરદઋતી ખેતીનો વિચાર કરવો અન્નસંગ્રહ વખતે ક્રૂર ગ્રહ મંગળ અને શનિની દૃષ્ટિ હોય વા તે ગ્રહ સાથે હોય તો ધાન્ય થોડું પાકે છે અર્થાત્ પાપગ્રહયુક્ત સૂર્ય હોય વા પાપગ્રહની તે પર દૃષ્ટિ હોય તો અન્નનો સંગ્રહ કરવો ॥ ૧૪ ॥

**इति श्रीवराहमिहिरकृतौ बृहत्संहितायां शस्यजातकं नाम चत्वारिंशोऽध्यायः ॥**

ઇતિ શ્રીવરાહમિહિરાચાર્યની રચેલી બૃહત્સંહિતાનો ધાન્યજાતક નામનો ચાલીશમો અધ્યાય સંપૂર્ણ ॥ ૪૦ ॥

# પ્રકરણ ૪૧ મું.

## દ્રવ્યનિશ્ચય.

ये येषां द्रव्याणामधिपतयो राशयः समुद्दिष्टाः ।
मुनिभिः शुभाशुभार्थं तानागमतः प्रवक्ष्यामि ॥ १ ॥

કશ્યપઆદિ મુનિઓએ જે જે રાશી, જે જે વસ્તુના અધિપતિ કહેલ છે, તે શાસ્ત્રાનુસાર શુભાશુભ ફળ જાણવા હું કહીશ. ॥ ૧ ॥

वस्त्राविककुतुपानां मसूरगोधूमरालकयवानाम् ।
स्थलसम्भवौषधीनां कनकस्य च कीर्तितो मेषः ॥ २ ॥

વસ્ત્ર, ઘેટાની ઉનથી થયેલાં અને બકરાના વાળથી થયેલાં કામળા વિગેરે અથવા, તેલ, ઘી રાખવાનાં પાત્રો, મસુર, ઘઉં, રાળ, યવ અને બીજાં ઔષધી તથા સોનાનો સ્વામિ મેષ રાશી છે. ॥ ૨ ॥

गवि वस्त्रकुसुमगोधूमशालियवमहिषसुरभितनयाः स्युः ।
मिथुनेऽपि धान्यशारदवल्लीशालूककर्पासाः ॥ ३ ॥

વસ્ત્ર, ફુલ, ઘઉં, ધાન્ય, યવ, પાડા અને બળદનો સ્વામિ વૃષ છે, શરદઋતુનાં ધાન્ય દ્રાખ આદિ વેલ, કમળ, કુમુદ અને તેના કંદ તથા કપાસનો સ્વામિ મિથુન છે. ॥ ૩ ॥

कर्किणि कोद्रवकदलीदूर्वाफलकन्दपत्रचोचानि ।
सिंहे तुषधान्यरसाः सिंहादीनां त्वचः सगुडाः ॥ ४ ॥

કોદરી, કેળાં, ધ્રો, ફળ, કંદ, તમાલપાત્ર, તજ વિગેરેનો સ્વામિ કર્ક છે. ફોતરીવાળાં ધાન્ય યવ વિગેરે મધુર (ગોળ, સાકર, ખાંડ વિગેરે) અને લવણ આદિ રસ તથા સિંહ વિગેરે જીવોનાં ચામડાંનો સ્વામિ સિંહ છે.॥૪॥

षष्ठेऽतसीकलायाः कुलत्थगोधूममुद्गनिष्पावाः ।
सप्तमराशौ माषा गोधूमाः सर्षपाः सयवाः ॥ ५ ॥

અલસી, મઠ, કળથી, ઘઉં, મગનીષ્પાવ( વટાણા )નો સ્વામિ કન્યા રાશિ છે. અડદ, ઘઉં, સરશવ અને યવનો સ્વામિ તુળા છે. ॥ ૫ ॥

अष्टमराशाविक्षुः सैक्यं लोहान्यजाविकं चापि ।
नवमे तु तुरगलवणाम्बरास्त्रतिलधान्यमूलानि ॥ ६ ॥

પાણી પાવાથી જે વસ્તુ ઉત્પન્ન થાય છે તે, શેરડી, લોહ, બકરા અને મેઢાંની ઉનનાં વસ્ત્રો વિગેરેનો સ્વામિ વૃશ્ચિક છે. ઘોડા, લવણ, વસ્ત્ર, અસ્ત્ર, ધનુષ, તલ, ધાન્ય અને મૂળનો સ્વામિ ધન રાશિ છે. ॥ ૬ ॥

**मकरे तरुगुल्माद्यं सैक्येक्षुसुवर्णकृष्णलोहानि ।**
**कुम्भे सलिलजफलकुसुमरत्नचित्राणि रूपाणि ॥ ७ ॥**

વૃક્ષ, ગુલ્મ આદિ પાણી પાવાથી જે વસ્તુ ઉત્પન્ન થાય છે, તે શેરડી, સોનું અને કૃષ્ણ લોહનો સ્વામિ મક્કર છે. જળથી ઉત્પન્ન થયેલા પદાર્થો, ફળ, ફુલ, રત્ન, વિચિત્ર રંગના પદાર્થોનો સ્વામિ કુંભ છે. ॥ ૭ ॥

**मीने कपालसम्भवरत्नान्यम्बूद्भवानि वज्राणि ।**
**स्नेहाश्च नैकरूपा व्याख्याता मत्स्यजातं च ॥ ८ ॥**

ખોપરીમાંથી ઉત્પન્ન થનારાં રત્ન મોતિ વિગેરે, જળથી ઉત્પન્ન થનાર હીરા વિગેરે, અનેક પ્રકારના સ્નેહ, ઘી, તેલ આદિ અને માછલાંથી ઉત્પન્ન થનાર મોતી વિગેરેનો સ્વામિ મિન છે. ॥ ૮ ॥

**राशेश्चतुर्दशार्थायसप्तनवपञ्चमस्थितो जीवः ।**
**द्व्येकादशदशपञ्चाष्टमेषु शशिजश्च वृद्धिकरः ॥ ९ ॥**

જે રાશીને ચોથે, દશમે, સાતમે, નવમે, પાંચમે, બીજે અને અગિયારમે, બૃહસ્પતિ હોય તે રાશીની વસ્તુની વૃદ્ધિ થાય છે. રાશિથી બીજે, અગીયારમે, દશમે, પાચમે અને આઠમે સાથે બુધ હોય તે રાશિના દ્રવ્યની વૃદ્ધિ થાય છે. ॥ ૯ ॥

**षट्सप्तमगो हानिं वृद्धिं शुक्रः करोति शेषेषु ।**
**उपचयसंस्थाः क्रूराः शुभदाः शेषेषु हानिकराः ॥ १० ॥**

રાશીથી છઠ્ઠે, સાતમે શુક્ર હોય તે રાશીના દ્રવ્યની હાની થાય છે અને છઠ્ઠા તથા સાતમા વિના બીજા સ્થાનમાં શુક્ર હોય તો તે રાશીની ચીજની વૃદ્ધિ થાય છે. ક્રૂર ગ્રહ રાશીના ઉપચય સ્થાને એટલે ત્રીજે, છઠે, દશમે અને અગિયારમે હોય તે રાશીના દ્રવ્યની વૃદ્ધિ થાય છે અને ઉપચય વિના બીજા સ્થાનમાં ક્રૂરગ્રહ હોય તો તે રાશીનાં દ્રવ્યની હાની કરે છે.॥૧૦॥

**राशेर्यस्य क्रूराः पीडास्थानेषु संस्थिता बलिनः ।**
**तत्प्रोक्तद्रव्याणां महार्घता दुर्लभत्वं च ॥ ११ ॥**

જે રાશિના પીડસ્થાને એટલે ઉપચય વિનાના સ્થાનમાં ક્રૂરગ્રહ બળવાન થઈને બેઠો હોય, તે રાશીનાં દ્રવ્ય મોંઘાં થાય છે અને તેની અછત રહેછે.૧૧

**इष्टस्थाने सौम्या बलिनो येषां भवन्ति राशीनाम् ।**
**तद्द्रव्याणां वृद्धिः सामर्थ्यमदुर्लभत्वं च ॥ १२ ॥**

જે રાશિથી સારા સ્થાનોમાં શુભગ્રહ બળવાન થઇને બેઠા હોય તે રાશીનાં વસાણાની વૃદ્ધિ થાય છે એટલે તે ચીજો સસ્તી થાય છે અને તે વસ્તુઓનો સૌને ઉપયોગ રહે છે. ॥ ૧૨ ॥

**गोचरपीडायामपि राशिर्बलिभिः शुभग्रहैर्दृष्टः ।**
**पीडां न करोति तथा क्रूरैरेवं विपर्यासः ॥ १३ ॥**

ગુરૂ આદિ ગ્રહોનાં જે પાછળ શુભસ્થાન કહ્યાં તેને છોડી ગ્રહો રાશીના બીજા સ્થાનમાં બેઠા હોય તો ગોચર પીડા થાય છે. રાશીઓને ગોચર પીડા હોય અને તે રાશિને બળવાન શુભગ્રહ જોતો હોય તો તે રાશીના દ્રવ્યની હાની થતી નથી. બીજી રાશીઓને ગોચર પીડા હોય અને બળવાન ક્રૂર ગ્રહ તે જોતો હોય તો તે રાશીનાં દ્રવ્યોની હાની થાય છે, અને મોંઘવારી થાય છે. ॥ ૪૧ ॥

**इति श्रीवराहमिहिरकृतौ बृहत्संहितायां द्रव्यनिश्चयो नामैकचत्वारिंशोऽध्यायः ॥**

ઇતિ શ્રીવરાહમિહિરાચાર્યની રચેલી બૃહત્સંહિતાનો દ્રવ્યનિશ્ચય નામનો એકતાલીશમો અધ્યાય સંપૂર્ણ ॥ ૪૧ ॥

---

## પ્રકરણ ૪૨ મું.

### અર્ઘકાંડ.

**अतिवृष्ट्युल्कादण्डान् परिवेषग्रहणपरिधिपूर्वांश्च ।**
**दृष्ट्वामावास्यायामुत्पातान् पूर्णमास्यां च ॥ १ ॥**
**ब्रूयादर्घविशेषान् प्रतिमासं राशिषु क्रमात् सूर्ये ।**
**अन्यतिथावुत्पाता ये ते डमरार्तये राज्ञाम् ॥ २ ॥**

પ્રતિમાસ મેષ આદિ રાશીઓમાં, સૂર્યની સંક્રાંતિપરથી અમાસ અને

પૂનમે અતિવૃષ્ટિ, ઉલ્કાપાત, દંડ, પરિવેશ, ગ્રહણ અને પ્રતિસૂર્ય આદિ ઉત્પાત જોઈ, મોંઘો સસતો ભાવ જોઈ વિચાર કરી કહેવું. અમાંસ અને પુનમ વિના બીજી કોઇ તિથિમાં ઉત્પાત થાય તો રાજાને યુદ્ધનો ભય રહેછે, અમાસ પૂનમને દિવસ ઉત્પાત જોઇ ધાન્યના ભાવનો નિશ્ચય કહેવો. ॥ ૧ ॥ ૨ ॥

**मेषोपगते सूर्ये ग्रीष्मजधान्यस्य संग्रहं कुर्यात् ।**
**वनमूलफलस्य वृषे चतुर्थमासे तयोर्लाभः ॥ ३ ॥**

મેષ રાશીપર સૂર્ય હોય અને અમાસ કે પુનમને દિવસે ઉત્પાત થાય તો, ગ્રીષ્મ ઋતુનાં અન્ન, યવ, ઘઉં વિગેરેનો સંગ્રહ કરવો અને વૃષનો સૂર્ય હોય તો વનમા થયેલાં ફળ મૂળનો સંગ્રહ કરી ચોથે માસે વેંચે તો લાભ થાયછે. ॥ ૩ ॥

**मिथुनस्थे सर्वरसान् धान्यानि च सङ्ग्रहं समुपनीय ।**
**षष्ठे मासे विपुलं विक्रीणन् प्राप्नुयाल्लाभम् ॥ ४ ॥**

મિથુનના સૂર્યમાં ઉત્પાત જોઇ, લવણ, મધુર આદિ રસ અને ધાન્યનો સંગ્રહ કરી છઠે માસે વેંચે તો વેચનારને લાભ થાયછે. ॥ ૪ ॥

**कर्किण्यर्के मधुगन्धतैलघृतफाणितानि विनिधाय ।**
**द्विगुणा द्वितीयमासे लब्धिर्हीनाधिके छेदः ॥ ५ ॥**

કર્કના સૂર્યમાં ઉત્પાત જોઈ મધ, સુગંધીદ્રવ્ય, તેલ, ઘી અને શેરડીના રસથી બનેલાં પતાસાં, ખાંડ, સાકર, વિગેરેનો સંગ્રહ કરી બીજે માસે વેંચે તો બમણો લાભ થાય પરંતુ ન્યુનાધિક કાળમાં વેચે તો હાની થાયછે. ॥ ૫ ॥

**सिंहे सुवर्णमणिचर्मवर्मशस्त्राणि मौक्तिकं रजतम् ।**
**पञ्चममासे लब्धिर्विक्रेतुरतोऽन्यथा छेदः ॥ ६ ॥**

સિંહના સૂર્યમાં ઉત્પાત જોઇ સોનું, મણી, ચામડાં, બક્તર, હથિયાર, મોતી અને રૂપાનો સંગ્રહ કરી પાંચમે મહિને વેચે તો લાભ થાયછે. તેની આગળ પાછળ વેચે તો હાની થાયછે. ॥ ૬ ॥

**कन्यागते दिनकरे चामरखरकरभवाजिनां क्रेता ।**
**षष्ठे मासे द्विगुणं लाभमवाप्नोति विक्रीणन् ॥ ७ ॥**

કન્યાના સૂર્યમાં ઉત્પાત જોઈ ચામર, ગર્દભ, ઉંટ અને ઘોડા ખરીદ કરી છઠે મહિને વેચે તો વેચનારને બમણો લાભ મળે. ॥ ૭ ॥

तौलिनि तान्तवभाण्डं मणिकम्बलकाचपीतकुसुमानि ।
आदद्याद्धान्यानि च षण्मासाद्द्विगुणिता वृद्धिः ॥ ८ ॥

તુલાના સૂર્યમાં ઉત્પાત જોઈ સૂતરાઉ વસ્ત્રો, મણી, કામળા, કાચ, પીળા રંગનાં ફુલ કેસુડાં વિગેરે અને ધાન્યનો સંગ્રહ કરી છઠે મહિને વેચે તો બમણો લાભ થાય. ॥ ૮ ॥

वृश्चिकसंस्थे सवितरि फलकन्दकमूलविविधरत्नानि ।
वर्षद्वयमुपितानि द्विगुणं लाभं प्रयच्छन्ति ॥ ९ ॥

વૃશ્ચિકના સૂર્યમાં ઉત્પાત જોઈ ફળ, કંદમૂળ અનેક પ્રકારનાં રત્નનો સંગ્રહ કરી બે વર્ષ રાખીને વેચે તો તેથી બમણો લાભ મળેછે. ॥ ૯ ॥

चापगते गृह्णीयात् कुङ्कुमशङ्खप्रवालकाचानि ।
मुक्ताफलानि च ततो वर्षार्धाद्द्विगुणतां यान्ति ॥ १० ॥

ધનના સૂર્યમાં ઉત્પાત જોઈ કેસર, શંખ, પ્રવાલ, કાચ અને મોતીનો સંગ્રહ કરી ૭ મહિનામાં વેચે તો બમણો લાભ થાય. ॥ ૧૦ ॥

मृगघटगे गृह्णीयाद् दिवाकरे लोहभाण्डधान्यानि ।
स्थित्वा मासं दद्याल्लाभार्थी द्विगुणमाप्नोति ॥ ११ ॥

મકર અને કુંભના સૂર્યમાં ઉત્પાત જોઈ લોખંડી વસ્તુઓ અને અન્નનો સંગ્રહ કરી એક માસ રહીને વેચે તો લાભની ઈચ્છાવાળાને બમણો લાભ થાય. ॥ ૧૧ ॥

सवितरि झषमुपयते मूलफलं कन्दभाण्डरत्नानि ।
संस्थाप्य वत्सरार्धं लाभकमिष्टं समाप्नोति ॥ १२ ॥

મીનના સૂર્યમાં ઉત્પાત જોઈ મુળ, ફળ, કંદ અને બીજા પ્રકારની ચીજો તથા રત્નોનો સંગ્રહ કરી ૭ માસ રાખી વેચે તો મનમાન્યો લાભ મળે. ॥૧૨॥

राशौ राशौ यस्मिन् शिशिरमयूखः सहस्रकिरणो वा ।
युक्तोऽधिमित्रदृष्टस्तत्रायं लाभको दिष्टः ॥ १३ ॥

મેષ આદિ રાશીમાં ચંદ્ર અથવા સૂર્ય મિત્ર ગ્રહયુક્ત હોય અને અધિમિત્ર ગ્રહની તેનાપર દૃષ્ટિ હોય તો તે રાશીના સૂર્યમાં સારો લાભ થાયછે. ॥૧૩॥

सवितृसहितः सम्पूर्णो वा शुभैर्युतवीक्षितः ।
शिशिरकिरणः सद्योऽर्घस्य प्रवृद्धिकरः स्मृतः ।

अशुभसहितः सन्दृष्टो वा हिनस्त्यथवा रविः
प्रतिगृहगतान् भावान् बुद्ध्वा वदेत्सदसत् फलम् ॥ १४ ॥

અમાસ કે પુનમને દિવસે ચંદ્ર શુભ ગ્રહયુક્ત હોય અને તેનાપર સારા ગ્રહની દૃષ્ટિ હોય તો તાત્કાળ દ્રવ્યની વૃદ્ધિ થાયછે અર્થાત સઘળી વસ્તુ સસ્તી થાયછે. અને જો ચંદ્ર શુભ ગ્રહયુક્ત હોય અનુગ્રહ તેને જોતાં હોય તો સઘળી વસ્તુ મોંઘી થાયછે. તેજ રીતે સૂર્ય પણ અમાસ કે પુનમે શુભ ગ્રહયુક્ત હોય અને શુભગ્રહ તેને જોતા હોય તો દ્રવ્યની વૃદ્ધિ થાય અને પાપગ્રહયુક્ત હોય વા જોતા હોય તો દ્રવ્યની હાની થાયછે. એ રીતે દરેક રાશીનાં જે જે દ્રવ્ય પાછળથી કહ્યાં તેને જાણીને શુભાશુભ કહેવું. ॥ ૧૪ ॥

इति श्रीवराहमिहिरकृतौ बृहत्संहितायामर्घकाण्डं
नाम द्वाचत्वारिंशोऽध्यायः ॥

ઇતિ શ્રીવરાહમિહિરાચાર્યની રચેલી બૃહત્સંહિતાનો અર્ઘકાંડ
નામનો બહેતાલીશમો અધ્યાય સંપૂર્ણ. ॥ ૪૨ ॥

---

## પ્રકરણ ૪૩ મું.

### ઇન્દ્રધ્વજ સંપત.

ब्रह्माणमूचुरमरा भगवञ्छक्ताः स्म नासुरान् समरे ।
प्रतियोधयितुमतस्त्वां शरण्यशरणं समुपयाताः ॥ १ ॥

એક વખતે દેવતાઓએ બ્રહ્માપાસે જઈ કહ્યું કે હે શરણાગત વત્સલ! અમે યુદ્ધમાં અસુરો સામે ટકી શકતા નથી માટે આપને શરણે આવ્યા છીએ, ॥ ૧ ॥

देवानुवाच भगवान् क्षीरोदे केशवः स वः केतुम् ।
यं दास्यति तं दृष्ट्वा नाजौ स्थास्यन्ति वो दैत्याः ॥ २ ॥

એવાં દેવનાં વચન સાંભળી બ્રહ્માએ કહ્યું કે દેવ! ક્ષીરસમુદ્ર ભગવાન વિષ્ણુ છે, તે તમોને એક ધ્વજ આપશે તે જોઇ દૈત્યો તમારી સામે યુદ્ધમાં ટકી શકશે નહીં. ॥ ૨ ॥

लब्धवराः क्षीरोदं गत्वा ते तुष्टुवुः सुराः सेन्द्राः ।
श्रीवत्साङ्कं कौस्तुभमणिकिरणोद्भासितोरस्कम् ॥ ३ ॥
श्रीपतिमचिन्त्यमसमं समन्ततः सर्वदेहिनां सूक्ष्मम् ।
परमात्मानमनादिं विष्णुमविज्ञातपर्यन्तम् ॥ ४ ॥

એ રીતે બ્રહ્મા પાસેથી વરદાન મેળવી ઈંદ્ર વિગેરે દેવ, ક્ષિરસમુદ્રને વિષે ગયા, શ્રીવત્સ ચિન્હવાળા, કૌસ્તુભ મણીના કિરણથી જેમનું હૃદયસ્થળ ચળકી રહ્યું છે, તેવા અચિંત્ય, અનુપમ, સમાન, સર્વ જીવને વિષે સૂક્ષ્મરૂપથી રહેલા, અનાદિ, વ્યાપક અનંત, સર્વના સાક્ષી, લક્ષ્મીપતિ વિષ્ણુની સ્તુતિ કરવા લાગ્યા. ॥ ૩ ॥ ૪ ॥

तैः संस्तुतः स देवस्तुतोष नारायणो ददौ चैषाम् ।
ध्वजमसुरसुरवधूमुखकमलवनतुषारतीक्ष्णांशुम् ॥ ५ ॥

દેવતાની સ્તુતીથી પ્રસન્ન થયેલા વિષ્ણુએ દૈત્યોની સ્ત્રિયોના મુખકમળને ચંદ્રની પેઠે સંકુચીત કરનાર અને દેવાંગનાઓના મુખકમળને વિકસિત કરનાર સૂર્યસરખો ધ્વજ દેવને આપ્યો. ॥ ૫ ॥

तं विष्णुतेजोभवमष्टचक्रे रथे स्थितं भास्वति रत्नचित्रे ।
देदीप्यमानं शरदीव सूर्यं ध्वजं समासाद्य मुमोद शक्रः॥६॥

વિષ્ણુના તેજથી ઉત્પન્ન થયેલ અને આઠ ચક્રયુક્ત રત્નજડીત અતિ પ્રકાશમાન, શરદૠતુના સૂર્ય સરખો પ્રદિપ્ત તે ધ્વજ કે જે રથને વિશે રહેલછે, તે જોઈ ઈંદ્ર ઘણો હર્ષ પામ્યો. ॥ ૬ ॥

सकिङ्किणीजालपरिष्कृतेन स्रक्छत्रघण्टापिटकान्वितेन ।
समुच्छ्रितेनामरराड् ध्वजेन निन्ये विनाशं समरेऽरिसैन्यम् ।

નાની ટોકરીઓના સમૂહથી શોભતો, માળા, છત્ર, ઘંટા અને પીટક નામનાં આભુષણો ( એ આગળ કહેવાશે ) યુક્ત અને ઉભા કરેલા તે ધ્વજથી ઈંદ્રે યુદ્ધમાં પોતાના શત્રુના સૈન્યનો નાશ કર્યો. ॥ ૭ ॥

उपरिचरस्यामरपो वसोर्ददौ चेदिपस्य वेणुमयीम् ।
यष्टिं तां स नरेन्द्रो विधिवत्सम्पूजयामास ॥ ८ ॥

ઈંદ્રે, તે ધ્વજાનો વેણુમય દંડ બનાવી, ચેદીદેશના રાજા ઉપરીચર વસુને આપ્યો, તે રાજાએ પણ તે ધ્વજનું વિધિપૂર્વક પૂજન કર્યું. ॥ ૮ ॥

प्रीतो महेन मघवान् प्राहैवं ये नृपाः करिष्यन्ति ।
वसुवद्वसुमन्तस्ते भुवि सिद्धाज्ञा भविष्यन्ति ॥ ९ ॥

તે ઇંદ્રધ્વજના ઉત્સવથી પ્રસન્ન થયેલા ઇંદ્રે કહ્યું કે જે રાજા આ રીતે મારા ધ્વજનો ઉત્સવ કરશે તે ઉપરીચરવસુતુલ્ય ધનવાન થશે અને પૃથ્વીપર એમની અખંડ આજ્ઞા રહેશે. ॥ ૯ ॥

मुदिताः प्रजाश्च तेषां भयरोगविवर्जिताः प्रभूतान्नाः ।
ध्वज एव चाभिधास्यति जगति निमित्तैः फलं सदसत्॥१०॥

તેમજ તે રાજાની પ્રજા રોગ અને ભયરહિત થઈ પુષ્કળ અન્નથી પ્રસન્ન રહેશે અને જગતમાં ભાવી શુભાશુભ ફળની સૂચના આ ઇંદ્રધ્વજ પોતાના નિમિત્તોથી દર્શાવશે. ॥ ૧૦ ॥

पूजा तस्य नरेन्द्रैर्बलवृद्धिजयार्थिभिर्यथा पूर्वम् ।
शक्राज्ञया प्रयुक्ता तामागमतः प्रवक्ष्यामि ॥ ११ ॥

તે ઇંદ્રધ્વજની પૂજા બળની વૃદ્ધિ અને જયની ઇચ્છા રાખનાર રાજાઓએ ઇંદ્રની આજ્ઞાપ્રમાણે પૂર્વે જે રીતે કરી છે, તે પૂજાવિધિ હું અહિ શાસ્ત્રથી કહુંછું. ॥ ૧૧ ॥

तस्य विधानं शुभकरणदिवसनक्षत्रमङ्गलमुहूर्तैः ।
प्रास्थानिकैर्वनमियाद्दैवज्ञः सूत्रधारश्च ॥ १२ ॥

તેમનો પૂજાવિધિ એ છે કે, કરણ તિથિ, વાર નક્ષત્ર શકુન અને યાત્રા વિષે જે રીતે મંગળ મુહૂર્ત શુભ કહેલ છે. તે પ્રમાણે ઉત્તમ મુહૂર્તમાં, જોશી, અને સૂતારને સાથે લઈ રાજાએ વનમાં જવું. ॥ ૧૨ ॥

उद्यानदेवतालयपितृवनवल्मीकमार्गचितिजाताः ।
कुब्जोर्ध्वशुष्ककण्टकिवल्लीवन्दाकयुक्ताश्च ॥ १३ ॥
बहुविहगालयकोटरपवनानलपीडिताश्च ये तरवः ।
ये च स्युः स्त्रीसंज्ञा न ते शुभाः शक्रकेत्वर्थे ॥ १४ ॥

બાગ, દેવાલય, સ્મશાન, સર્પનો રાફડો, માર્ગ (રસ્તો) અને ચિતા વિગેરે સ્થળમાં જે વૃક્ષો થયાં હોય તે તથા વાંકાં અને ઉંટોલે સ્થળેજ સુકાઈ ગયેલાં, કાંટાવાળાં તથા જેનાપર બીજી વેલીઓ ચડી હોય તેવાં તથા વંદાક (એક વૃક્ષમાં બીજું થાય તેને વંદાક વૃક્ષ કહે છે.) ઘણાં પક્ષિઓના મા-

ળાવાળાં, કોતરવાળાં, પવનથી ભાગેલાં, અગ્નિથી બળેલાં તથા જે સ્ત્રિજાતીનાં હોય, (બોરડી શલ્લકી વિગેરે) તેઓ ઇંદ્રધ્વજને માટે શ્રેષ્ઠ ગણાતાં નથી. ॥ ૧૩ ॥ ૧૪ ॥

श्रेष्ठोऽर्जुनोऽश्वकर्णः प्रियकधवोदुम्बराश्च पञ्चैते ।
एतेषामन्यतमप्रशस्तमथवापरं वृक्षम् ॥ १५ ॥

અર્જુન, અજકર્ણ, પ્રિયક, ધવ (રાયણ અને સાગ) ઉદુંબર (ઉંબરો) એ પાંચ વૃક્ષ ઉત્તમ છે, એમાંનું કોઈ અથવા બીજું કોઈ શ્રેષ્ઠ વૃક્ષ ઇંદ્રધ્વજ માટે લહેવું. ॥ ૧૫ ॥

गौरासितक्षितिभवं सम्पूज्य यथाविधि द्विजः पूर्वम् ।
विजने समेत्य रात्रौ स्पृष्ट्वा ब्रूयादिमं मन्त्रम् ॥ १६ ॥

ધોળી અથવા કાળી ભૂમિમાં ઉગેલું હોવું જોઈએ, રાત્રીએ તેનીપાસ બ્રાહ્મણે જઈ એકાંતમાં વિધિપૂર્વક પૂજન કરી, હાથથી સ્પર્શ કરી નીચેનો મંત્ર ભણવો ॥ ૧૬ ॥

यानीह वृक्षे भूतानि तेभ्यः स्वस्ति नमोऽस्तु वः ॥
उपहारं गृहीत्वेमं क्रियतां वासपर्ययः ॥ १७ ॥
पार्थिवस्त्वां वरयते स्वस्ति तेऽस्तु नगोत्तम ।
ध्वजार्थं देवराजस्य पूजेयं प्रतिगृह्यताम् ॥ १८ ॥
छिन्द्यात् प्रभातसमये वृक्षमुदक् प्राङ्मुखोऽपि वा भूत्वा ।
परशोर्जर्जरशब्दो नेष्टः स्निग्धो घनश्च हितः ॥ १९ ॥

આ વૃક્ષમાં જે પ્રાણીઓ રહ્યાં છે તેમનું કલ્યાણ થાઓ, હું પ્રાણીઓ તમને પ્રણામ કરૂં છું, આ બલીદાન લેઈ, વાસપર્યયનું વર્ણ કરો. અર્થાત નિવાસ બદલાવો. હે વૃક્ષવય! રાજા, તારૂં વર્ણ કરે છે અર્થાત તારી ઇંદ્રની ધ્વજા માટે પ્રાર્થના કરે છે માટે આ પુજાનો સ્વીકાર કરય, અને તારૂં કલ્યાણ થાઓ. (એ બે મંત્ર વૃક્ષનો સ્પર્શ કરી ભણવા) પ્રભાતે ઉત્તર અથવા પૂર્વ બાજુ મુખ રાખી તે વૃક્ષ કાપવું, કાપતી વખતે કુહાડાનો શબ્દ જર જર, ઘોઘરો અથવા ફાટેલો હોય તો શુભ ગણાય નહીં અને મધૂર તથા સ્નિગ્ધ શબ્દ હોય તો શુભ છે. ॥ ૧૭ ॥ ૧૮ ॥ ૧૯ ॥

नृपजयदमविध्वस्तं पतनमनाकुञ्चितं च पूर्वोदक् ।
अविलग्नं चान्यतरौ विपरीतमतस्त्यजेत्पतितम् ॥ २० ॥

તે વૃક્ષ તૂટે નહીં તથા વાંકું ન થાય, પૂર્વ તથા ઉત્તર દિશાએ પડે અથવા બીજાં વૃક્ષની સાથે ન પડે તો રાજાને જયકર્તા છે. અને વૃક્ષ પડી તે તૂટી જાય વા વાંકું થાય અને પૂર્વ અને ઉત્તર દિશા શિવાય બીજી દિશામાં પડે અથવા કોઈ વૃક્ષની સાથે અથડાઈને પડે તો તે વૃક્ષ ઇંદ્રધ્વજ માટે ઉપયોગમાં આવતું નથી. ॥ ૨૦ ॥

**छित्त्वाग्रे चतुरङ्गुलमष्टौ मूले जले क्षिपेद्यष्टिम् ।**
**उद्धृत्य पुरद्वारं शकटेन नयेन्मनुष्यैर्वा ॥ २१ ॥**

તે વૃક્ષનું લાકડું અગ્રથી ચાર આંગળ અને મૂળથી આઠ આંગળ કાપી જળમાં નાખવું, તેમાંથી કાઢી ગાડીમાં અથવા મનુષ્યોપર રાખી નગરના દરવાજાપાસે લાવવું. ॥ ૨૧ ॥

**अरभेङ्ग बलभेदो नेम्या नाशो बलस्य विज्ञेयः ।**
**अर्थक्षयोऽक्षभङ्गे तथाणिभङ्गे च वर्द्धकिनः ॥ २२ ॥**

જો ગાડીના પૈડાનો આરો તૂટી જાય તો રાજાની સેનામાં ફુટફાટ થાય, અને પૈડાની નેમી અથવા પાટો તુટી જાય તો સેનાનો નાશ થાય છે. ધરી ભાગી જાય તો ધનનો ક્ષય થાય અને ધરીના અગ્ર ભાગમાં નાખેલા ખીલા તૂટી જાય તો સુતારનો નાશ થાય છે. ॥ ૨૨ ॥

**भाद्रपदशुक्लपक्षस्याष्टम्यां नागरैर्वृतो राजा ।**
**दैवज्ञसचिवकञ्चुकिविप्रप्रमुखैः सुवेषधरैः ॥ २३ ॥**
**अहताम्बरसंवीतां यष्टिं पौरन्दरीं पुरं पौरैः ।**
**स्रग्गन्धधूपयुक्तां प्रवेशयेच्छङ्खतूर्यरवैः ॥ २४ ॥**

ભાદરવા શુદી ૮ ને દિવસે ઉત્તમ વસ્ત્ર ઘરેણાં જેમણે પહેર્યાં છે એવા નગરવાસિઓ, જોશી, પ્રધાન, છડીદાર અને બ્રાહ્મણ વિગેરેને સાથે લેઈ નવા વસ્ત્રોમાં વીંટેલી પુષ્પની માળા સુગંધી ચંદન અને ધૂપદીપ વિગેરેથી તે લાકડાંનું પૂજન કરી તેને પૂજનસાથે ગામમાં પ્રવેશ કરતી વખતે શંખ તુરી વિગેરે નાનાપ્રકારનાં વાજીંત્રો વગાડવાં, ॥ ૨૩ ॥ ૨૪ ॥

**रुचिरपताकातोरणवनमालालङ्कृतं प्रहृष्टजनम् ।**
**सम्मार्जितार्चितपथं सुवेषगणिकाजनाकीर्णम् ॥ २५ ॥**

अभ्यर्चितापणगृहं प्रभूतपुण्याहवेदनिर्घोषम् ।
नटनर्तकगेयज्ञैराकीर्णचतुष्पथं नगरम् ॥ २६ ॥

સુંદર પતાકા, તોરણ,, ફળ ફુલની માળાથી નગર શણગારવું, જેની અંદર સઘળા મનુષ્યો પ્રસન્ન છે તથા સઘળા રસ્તા સ્વચ્છ કરાવી સુશોભિત કરી રાખેલા છે. સુંદર વસ્ત્ર અને ઘરેણાથી અલંકૃત વેશ્યાઓથી વ્યાપ્ત તથા બજારની સઘળી દુકાનો શણગારેલી છે, તથા પૂણ્યાહવાંચન અને વેદના શબ્દો ગાજી રહ્યા છે. તેવું અને નાચનાર તથા ગાનાર લોકો જે, નગરના ચોમેર રસ્તામાં વ્યાપ્ત થઈ રહ્યાછે. ॥ ૨૫ ॥ ૨૬ ॥

तत्र पताकाः श्वेता विजयाय भवन्ति रोगदाः पीताः ।
जयदाश्च चित्ररूपा रक्ताः शस्त्रप्रकोपाय ॥ २७ ॥

તેવા નગરમાં સફેત રંગની પતાકા હોય તો વિજય મળેછે, પીળા રંગની હોય તો રોગ વધારેછે, વિચિત્ર રંગની હોય તો વિજય આપેછે અને લાલ રંગની પતાકા હોય તો યુદ્ધ થાયછે. ॥ ૨૭ ॥

यष्टिं प्रवेशयन्तीं निपातयन्तो भयाय नागाद्याः ।
बालानां तलशब्दे संग्रामः सत्त्वयुद्धे वा ॥ २८ ॥

નગરમાં પ્રવેશ કરતી વખતે તે ઇંદ્રધ્વજનું કાષ્ઠ હાથી, પાડા વિગેરે કોઇ જીવ પાડી નાખે તો ભયકર્તા છે. અને તે વખતે બાલકો તાળીઓ વગાડે તો યુદ્ધ થાયછે. તથા તે ઇંદ્રધ્વજ પૂરમાં પ્રવેશ કરે ત્યારે ગાય વિગેરે વઢતાં યુદ્ધ થાયછે. ॥ ૨૮ ॥

सन्तक्ष्य पुनस्तक्षा विधिवद्यष्टिं प्ररोपयेद्यन्त्रे ।
जागरमेकादश्यां नरेश्वरः कारयेच्चास्याः ॥ २९ ॥

તે કાષ્ટને છોલી સૂતારે યંત્રપર ચડાવવું અને તે ઇંદ્રધ્વજ માટે રાજાએ એકાદશીમાં જાગરણ કરાવવું. ॥ ૨૯ ॥

सितवस्त्रोष्णीपधरः पुरोहितः शाक्रवैष्णवैर्मन्त्रैः ।
जुहुयादग्निं सांवत्सरो निमित्तानि गृह्णीयात् ॥ ३० ॥

સફેત પાગડી બાંધી પુરોહિતે ઇંદ્ર અને વિષ્ણુના મંત્રથી હવન કરવો અને તે વખતે થતાં અગ્નિના શુભાશુભ લક્ષણ જોશીએ સ્મરણમાં રાખવાં. ॥૩૦॥

इष्टद्रव्याकारः सुरभिः स्निग्धो घनोऽनलोऽर्चिष्मान् ।
शुभकृदतोऽन्यो नेष्टो यात्रायां विस्तरोऽभिहितः ॥ ३१ ॥

મનોહર વસ્તુસરખા આકારનો અગ્નિ હોય અને તે સુગંધયુક્ત સ્નિગ્ધ જ્વાળાથી પ્રદિપ્ત હોય તો સારૂં ફળ આપેછે, અને તેની ઉલટો હોય તો વિપરીત ફળ આપેછે. અગ્નિનાં શુભાશુભ લક્ષણ મારા રચેલા યોગયાત્રા નામના ગ્રંથમાં વિસ્તારથી કહ્યાં છે. ॥ ૩૧ ॥

**स्वाहावसानसमये स्वयमुज्ज्वलार्चिः**
**स्निग्धः प्रदक्षिणशिखो हुतभुग् नृपस्य ।**
**गङ्गादिवाकरसुताजलचारुहारां**
**धात्रीं समुद्ररसनां वशगां करोति ॥ ३२ ॥**

પૂર્ણાહુતી આપતી વખતે સ્નિગ્ધ અને ઉજ્વળ જ્વાળાયુક્ત અગ્નિ હોય અને તેની જ્વાળા જમણી બાજુ જતી હોય તો તે અગ્નિ, ગંગા અને જમના નદી જેમના હારરૂપ છે. અને સમુદ્ર જેમની કટીમેખળા છે, તેવી સઘળી પૃથ્વિ રાજાને સ્વાધિન કરેછે. ॥ ૩૨ ॥

**चामीकराशोककुरण्टकाब्जवैदूर्यनीलोत्पलसन्निभेऽग्नौ ।**
**न ध्वान्तमन्तर्भवनेऽवकाशं करोति रत्नांशुहतं नृपस्य ॥३३॥**

સૂવર્ણ, અશોક પુષ્પ, કુરંટક પુષ્પ, કમળ, વૈદુર્યમણી અને નીળ કમળ સરખો અગ્નિનો વર્ણ હોય તો રાજાના ઘરમાં રહેલાં રત્નોના કિરણથી જેમનો નાશ થયોછે, તેવું અંધકાર કોઇ જગ્યાએ રહેતું નથી અર્થાત પૂર્વોક્ત અગ્નિનો રંગ હોય તો રાજાને પૂષ્કળ રત્નો મળે જેથી કરી સઘળું સ્થળ પ્રકાશિત થાય. ॥ ૩૩ ॥

**येषां रथौघार्णवमेघदन्तिनां ।**
**समस्वनोऽग्निर्यदिवापि दुन्दुभेः ।**
**तेषां मदान्धेभघटाविघट्टिता**
**भवन्ति याने तिमिरोपमा दिशः ॥ ३४ ॥**

હોમ વખતે રથનો સમૂહ, સમુદ્ર, વર્ષાદ, હાથી અને નગારા સરખો શબ્દ અગ્નિમાંથી સંભળાય તો તે રાજાના પ્રસ્થાન વખતે મદોન્મત્ત હાથીઓના સમૂહથી ઢંકાએલી સઘળી દિશાઓ અંધારા સરખી શ્યામવર્ણ થાયછે અર્થાત કહ્યા પ્રમાણે રાજાએ કરેલા હોમ અગ્નિનો પ્રથમ કહેલો રંગ હોય તો તે ઘણા હાથીઓનો માલિક થાયછે. ॥ ૩૪ ॥

ध्वजकुम्भहयेभभूभृतामनुरूपे वशमेति भूभृताम् ।
उदयास्तधराधरा धरा हिमवद्विन्ध्यपयोधरा धरा ॥ ३५ ॥

ધ્વજ, કુંભ, ઘોડો, હાથી અને પર્વત સરખો અગ્નિનો આકાર હોય તો ઉદયાચળ અને અસ્તાચળને ધારણ કરનારી, હિમાચળ અને વિંધ્યાચળ જેનાં સ્તન છે તેવી પૃથ્વિ રાજાને સ્વાધિન થાયછે. ॥ ૩૫ ॥

द्विरदमदमहीसरोजलाजैर्घृतमधुना च हुताशने सगन्धे ।
प्रणतनृपशिरोमणिप्रभाभिर्भवति पुरश्छुरितेव भूर्नृपस्य ३६

હાથીનો મદ, સ્થળ કમળ, શાળ, ઘી અને મધ સરખો ગંધ અગ્નિમાંથી આવે તો, પ્રણામ કરતા રાજાઓના મુગટમણીનાં કીરણોથી, રાજાના ચરણની આસપાસની જમીન ચિત્ર વિચિત્ર રંગાઈ જાયછે. અર્થાત સઘળા રાજાઓ, તે રાજાને ચરણમાં આવીને નમેછે. ॥ ૩૬ ॥

उक्तं यदुत्तिष्ठति शक्रकेतौ शुभाशुभं सप्तमरीचिरूपैः ।
तज्जन्मयज्ञग्रहशान्तियात्राविवाहकालेष्वपि चिन्तनीयम् ३७

આ અગ્નિના રૂપનું જે શુભાશુભ ફળ જે ઇંદ્રધ્વજ ઉઠાવતી વખતે કહ્યું છે. તેમ જન્મ વખતે, થતો યજ્ઞ, ગ્રહશાંતિ યાત્રા અને વિવાહ વખતે થતા હોમના અગ્નિથી પણ તેજ પ્રમાણે સારૂં માઠું ફળ જાણવું. ॥ ૩૭ ॥

गुडपूपपायसाद्यैर्विप्रानभ्यर्च्य दक्षिणाभिश्च ।
श्रवणेन द्वादश्यामुत्थाप्योऽन्यत्र वा श्रवणात् ॥ ३८ ॥

ગોળ, માલપુડા અને દૂધપાક વિગેરે જમાડી પૂજન કરી દક્ષિણા વિગેરે આપી, શ્રવણ નક્ષત્ર સહિત ભાદરવા શુદી ૧૨ ને દિવસે ઇંદ્રધ્વજ ઉભો કરવો. આમ દ્વાદશીને દિવસે શ્રવણ નક્ષત્ર ન હોય તોપણ તેજ દિવસે ઉભો કરવો. ॥ ૩૮ ॥

शक्रकुमार्यः कार्याः प्राह मनुः सप्त पञ्च वा तज्ज्ञैः ।
नन्दोपनन्दसंज्ञे पादेनार्धेन चोच्छ्रायात् ॥ ३९ ॥

રાજા મનુએ કહ્યું છે કે, ઇંદ્રધ્વજની વિધિ જાણનારાએ સાત અથવા પાંચ ઇંદ્રકુમારિ (પૂતળી) બનાવવી. (હવે તેનાં નામ અને પ્રમાણ કહેવામાં આવેછે) જેટલો ઇંદ્રધ્વજ ઉંચો હોય તેના ચતુર્થાંશ સરખી નંદા અને અર્ધા ભાગ સરખી, ઉપનંદા નામની ઇંદ્રકુમારી બનાવવી. ॥ ૩૯ ॥

षोडशभागाभ्यधिके जयविजये द्वे वसुन्धरे चान्ये ।
अधिका शक्रजनित्री मध्येऽष्टांशेन चैतासाम् ॥ ४० ॥

નંદાના પ્રમાણથી તેને સોળમે અંશે અધિક વિજયા અને ઉપનંદાના પ્રમાણથી તેના સોળ અંશે અધિક વિજયા કરવી, જયાના પ્રમાણથી તેને સોળમે અંશે અધિક એક વસુંધરા અને વિજયા પ્રમાણથી તેને સોળમે અંશે અધિક બીજી વસુંધરા બનાવવી અને એમના પ્રમાણથી એટલે બીજી વસુંધરાના પ્રમાણથી આઠમે અંશે અધિક એક સાતમી ઇંદ્રમાતા બનાવવી. ॥૪૦॥

प्रीतैः कृतानि विबुधैर्यानि पुरा भूषणानि सुरकेतोः ।
तानि क्रमेण दद्यात् पिटकानि विचित्ररूपाणि ॥ ४१ ॥

પૂર્વમાં પ્રસન્ન થયેલા દેવતાઓએ વિચિત્ર રૂપનાં પિટક નામના જે ઘરેણાં ઇંદ્રધ્વજને માટે બનાવેલાં છે તે ઇંદ્રધ્વજને ધારણ કરાવવાં. ॥ ૪૧ ॥

रक्ताशोकनिकाशं चतुरस्रं विश्वकर्मणा प्रथमम् ।
रसना स्वयम्भुवा शङ्करेण चानेकवर्णधरी ॥ ४२ ॥

રાતા અશોકના પુષ્પ સરખા રંગનું, ચોખંડુ પહેલું ઘરેણું વિશ્વકર્માએ ઇંદ્રધ્વજને આપ્યું, બ્રહ્મા અને શિવે અનેક રંગદાર કાંચિનામનું બીજું ઘરેણું આપેલું છે. ॥ ૪૨ ॥

अष्टाश्रि नीलरक्तं तृतीयमिन्द्रेण भूषणं दत्तम् ।
असितं यमश्चतुर्थं मसूरकं कान्तिमदयच्छत् ॥ ४३ ॥

આઠ ખૂણાવાળું અને નીલા રંગનું ત્રીજું ઘરેણું ઇંદ્રે આપ્યું છે. કાળા રંગનું અને કાંતિદાર મસુરક નામનું ચોથું ભૂષણ યમરાજે આપ્યું છે. ॥૪૩॥

मञ्जिष्ठाभं वरुणः षडश्रि तत्पञ्चमं जलोर्मिनिभम् ।
मायूरं केयूरं षष्ठं वायुर्जलदनीलम् ॥ ४४ ॥

લાલરંગનું છ ખુણાવાળું અને જળનાં મોજાં સરખું પાંચમું ઘરેણું વરુણે આપ્યું છે. મેઘ સરખું શ્યામ વર્ણનું અને મોરની પાંખોનું બનાવેલું કેયુર નામનું છઠ્ઠુ ઘરેણું વાયુએ આપ્યું છે. ॥ ૪૪ ॥

स्कन्दः स्वं केयूरं सप्तममददद्ध्वजाय बहुचित्रम् ।
अष्टममनलज्वालासङ्काशं हव्यभुग्दत्तम् ॥ ४५ ॥

કાર્તિકસ્વામીએ અનેક રંગવાળું કેયુર નામનું સાતમું ભૂષણ ઇંદ્રધ્વજને આપ્યું, અગ્નિજ્વાળા સરખું રંગદાર, ગોળ આઠમું ભૂષણ અગ્નિએ આપ્યું. ॥૪૫॥

वैदूर्यसदृशमिन्दुर्नवमं ग्रैवेयकं ददावन्यत् ।
रथचक्राभं दशमं सूर्यस्त्वष्टा प्रभायुक्तम् ॥ ४६ ॥

વૈદુર્યમણી સરખા રંગનું ગ્રૈવયક નામનું નવમું ભૂષણ ચંદ્રે આપ્યું, રથના પૈડાસરખા આકારનું, કાંતિયુક્ત દશમું ધરેણું ત્વષ્ટા નામના આદિત્યે આપ્યું. ॥ ૪૬ ॥

एकादशमुदूंशं विश्वेदेवाः सरोजशङ्काशम् ।
द्वादशमपि च निवंशं मुनयो नीलोत्पलाभासम् ॥ ४७ ॥
किञ्चिदधऊर्ध्वनिर्णतमुपरि विशालं त्रयोदशं केतोः ।
शिरसि बृहस्पतिशुक्रौ लाक्षारससन्निभं ददतुः ॥ ४८ ॥

કમળસરખું ઉદૂંશ નામનું અગીયારમું ધરેણું વિશ્વદેવે આપ્યું, નીલ કમળ સરખું તેજસ્વી, બારમું નીવંશ નામનું ધરેણું મુનિઓએ આપ્યું. કંઈ નીચે અને ઉપરથી બનાવેલું અને ઉપરથી વિશાળ લાખના રસસરખું લાલ, તેરમું ધરેણું બૃહસ્પતિ અને શુક્રે ઇંદ્રધ્વજના મસ્તકપર ધારણ કરાવ્યું. ॥ ૪૭ ॥ ૪૮ ॥

यद्यद्येन विनिर्मितममरेण विभूषणं ध्वजस्यार्थे ।
तत्तत्तद्दैवत्यं विज्ञातव्यं विपश्चिद्भिः ॥ ४९ ॥

ઇંદ્રધ્વજને માટે જે જે ધરેણું જે જે દેવતાએ બનાવેલ છે તે તે ધરેણાના અધિપતિ તે દેવતાઓ છે. એ રીતે વિચક્ષણ પુરૂષે જાણવું. ॥ ૪૯ ॥

ध्वजपरिमाणत्र्यंशः परिधिः प्रथमस्य भवति पिटकस्य ।
परतः प्रथमात्प्रथमादष्टांशहीनानि ॥ ५० ॥

ધ્વજાના તૃતીઆંશતુલ્ય પહેલા પીટક નામના ભૂષણની પરીધી બનાવવી. તે પહેલા પિટકની પરીધીના પ્રમાણથી આઠમો અંશ ઓછું બીજા પીટકની પરીધીનું પ્રમાણ જાણવું. એ પ્રકારે પ્રત્યેક પીટકની પરીધીનું પ્રમાણ અષ્ટમાંશ ઓછું કરતો જાય તો આગલા પીટકની પરીધીનું પ્રમાણ થતું જાય છે. ॥ ૫૦ ॥

कुर्यादहनि चतुर्थे पूरणमिन्द्रध्वजस्य शास्त्रज्ञः ।
मनुना चागमगीतान् मन्त्रानेतान् पठेन्नियतः ॥ ५१ ॥

શાસ્ત્ર જાણનારે આ ક્રમથી આરંભી ચોથે દિવસે એટલે એકાદશીને દિવસે ઇંદ્રધ્વજને સઘળાં ઘરેણાં પહેરાવવાં અને શાસ્ત્રમાં મનુએ કહેલા આ મંત્રોનો પાઠ કરવો. ॥ ૫૧ ॥

हरार्कवैवस्वतशक्रसोमैर्धनेशवैश्वानरपाशभृद्भिः ।
महर्षिसङ्घैः सदिगप्सरोभिः शुक्राङ्गिरःस्कन्दमरुद्गणैश्च ५२
यथा त्वमूर्जस्करनैकरूपैः समर्चितस्त्वाभरणैरुदारैः ।
तथेह तान्याभरणानि देव शुभानि सम्प्रीतमना गृहाण ५३

શિવ, સૂર્ય, યમરાજ, ઇંદ્ર, ચંદ્ર, કુબેર, અગ્નિ, વરૂણ, મહર્ષિસમુદાય, દિશાસહિત અપ્સરાઓ, શુક્ર, ગુરૂ, કાર્તિકસ્વામિ, અને વાયુ વિગેરે દેવતાઓએ, નાના પ્રકારનાં પ્રકાશિત સુંદર આભૂષણોથી જે રીતે તમારૂં પૂજન કરેલ છે, તેમ તે સઘળાં સુંદર ઘરેણાંને પ્રસન્ન થઇ ગ્રહણ કરો. ॥ ૫૨ ॥ ૫૩ ॥

अजोऽव्ययः शाश्वत एकरूपो विष्णुर्वराहः पुरुषः पुराणः ।
त्वमन्तकः सर्वहरः कृशानुः सहस्रशीर्षा शतमन्युरीड्यः॥५४॥

અજન્મા, અવિનાશી, શાશ્વત, એકરૂપ, વિષ્ણુ, વરાહ, પુરાણપુરૂષરૂપ અને સર્વનો સંહાર કરનાર કાળરૂપ, અગ્નિરૂપ, સ્તુત્ય, ઇંદ્રરૂપ, હજાર મસ્તકવાળો તું વિષ્ણુસ્વરૂપ છે. ॥ ૫૪ ॥

कविं सप्तजिह्वं त्रातारं इन्द्रमवितारं सुरेशम् ।
ह्वयामि शक्रं वृत्रहणं सुषेणं अस्माकं वीरा उत्तरे भवन्तु ५५

કવિ અને સાત જીભવાળો, રક્ષણ કરનાર દેવતાઓના ઇશ્વિરરૂપ, વૃત્રાસુરને હણનાર, સુંદર સેનાવાળા, પાલક ઇંદ્રરૂપ તું કે જેનું હુ આવાહન કરૂં છું. વીરપુરૂષો, અમને ઉત્તરે રહી સહાયક થાઓ. “આ મંત્ર ભણવાનો સમય કહે છે.” ॥ ૫૫ ॥

प्रपूरणे चोच्छ्रयणे प्रवेशे स्नाने तथा माल्यविधौ विसर्गे ।
पठेदिमान्नृपतिः सोपवासो मन्त्राञ्छुभान् पुरुहूतस्य केतोः५६

ઇંદ્રધ્વજને ઘરેણાં પહેરાવતી વખતે, ઉભો કરતી વખતે, નગરમાં પ્રવેશ કરાવતી વખતે, સ્નાન કરાવતી વખતે, ફુલ ચડાવતી વખતે અને વિસર્જન

કરે ત્યારે એ ઇંદ્રધ્વજના મંત્રો જે કલ્યાણકારી છે તેનો રાજાએ નિરાહાર રહી પાઠ કરવો. ॥ ૫૬ ॥

छत्रध्वजादर्शफलार्द्धचन्द्रैर्विचित्रमालाकदलीक्षुदण्डैः ।
सव्यालसिंहैः पिटकैर्गवाक्षैरलङ्कृतं दिक्षु च लोकपालैः ५७
अच्छिन्नरज्जुं दृढकाष्टमातृकं सुश्लिष्टयन्त्रार्गलपादतोरणम् ।
उत्थापयेल्लक्ष्म सहस्रचक्षुपः सारद्रुमाभग्नकुमारिकान्वितम् ५८

છત્ર, ધ્વજા, દર્પણ, ફળ, અર્ધચંદ્ર, વિચિત્ર પ્રકારની માળા, કેળાં, શેરડીના સાંઠા, સર્પ, સિંહ, પીટક, ગોખ વિગેરે સઘળાં કાષ્ટનાં બનાવવાં. ઇંદ્રધ્વજની આઠે દિશાએ આઠ દિક્પાલની મૂર્તિઓ બનાવવી. બન્ને બાજુ ટેકા-માટે ઘણા મજબૂત કાષ્ટની બે માતૃકા લગાવવી. ચોતરફ દોરડાં મજબૂત બાંધવાં જેથી તે ઇંદ્રધ્વજ ઉભો રહે અને ચરણ તોરણમાં યંત્રની સાંકળો મજબૂત કરી લગાડવી; અને મજબૂત લાકડાની ઘડેલી અખંડિત ઇંદ્રકુમારિકા બનાવેલી હોય તે સઘળી ઇંદ્રધ્વજસાથે લગાડી ઉભો કરવો. ॥ ૫૭ ॥ ૫૮ ॥

अविरतजनरावं मङ्गलाशीःप्रणामैः पटुपटहमृदङ्गैः शङ्खभेर्यादिभिश्च ।
श्रुतिविहितवचोभिः पापठद्भिश्च विप्रैरशुभरहितशब्दं केतुमुत्थापयीत॥

फलदधिघृतलाजाक्षौद्रपुष्पाग्रहस्तैः प्रणिपतितशिरो-
भिस्तुष्टुवद्भिश्च पौरैः । धृतमनिमिषभर्तुः केतुमीशः
प्रजानामरिनगरनताग्रं कारयेद्विड्वधाय ॥ ६० ॥

મંગળીક શબ્દ અને આશિર્વાદ અને પ્રણામ કરતા લોકોના શબ્દોનો શોર થઈ રહ્યો હોય તે રીતે ઢોલ, મૃદંગ, શંખ, ભેરી વિગેરે વાજીત્ર વાજતાં હોય, બ્રાહ્મણો વેદપાઠ કરે અને કોઈએ પણ અમંગળ શબ્દ બોલવો નહીં, એ રીતે ઇંદ્રધ્વજને ઉભો કરવો. ફળ, દહીં, ઘી, લાજા ( શાળ ) મધ અને પુષ્પ વિગેરે પૂજાસામગ્રી હાથમાં રાખી મસ્તક નમાવતા અને સ્તુતિ કરતા નગરના લોકો ચોતરફ ઘેરી રહેલા હોય તેવા રાજાએ, શત્રુના વધસારૂ ઇંદ્રધ્વજને ઉભો કરવો અને તેને શત્રુના નગર તરફ જરા નમતો રાખવો. ॥ ૫૯ ॥ ૬૦ ॥

नातिद्रुतं न च विलम्बितमप्रकम्पमध्वस्तमाल्यपि-
टकादिविभूपणं च । उत्थानमिष्टमशुभं वदतोऽन्यथा
स्यात् तच्छान्तिभिर्नरपतेः शमयेत्पुरोधाः ॥ ६१ ॥

અતિ ઉતાવળ અને અતિ વિલંબન નહીં કરતાં સમધારણ રીતે તથા કંપ્યા શિવાય ઇંદ્રધ્વજને ઉભો કરવો અને તે વખતે તેની માળા તથા પીટક વિગેરે ઘરેણાં પડે નહીં તો સારૂં ફળ આપે છે અને પડી જાય તો રાજાને માઠું ફળ આપે છે, તેની નિવૃત્તિ કરવા રાજાના પુરોહિતે શાંતિ કરવી. ॥૬૧॥

क्रव्यादकौशिककपोतककाककङ्कैः केतुस्थितैर्महदुश-
न्ति भयं नृपस्य । चाषेण चापि युवराजभयं वदन्ति
श्येनो विलोचनभयं निपतन् करोति ॥ ६२ ॥

માંસ ખાનાર પક્ષી ગીધ વિગેરે, ઘુડ, કપોત, કાક, કંક એ પક્ષીઓ ધ્વજપર બેસે તો રાજાને મોટો ભય થાય છે, નિલકંઠ (ચાસ) પક્ષી ઇંદ્રધ્વજપર બેસે તો યુવરાજને ભય થાય છે, અને બાજ (સિંચાણો) પક્ષી ઇંદ્રધ્વજપર પડે તો નેત્રપીડા થાય છે. ॥ ૬૨ ॥

छत्रभङ्गपतने नृपमृत्युस्तस्करान्मधु करोति निलीनम् ।
हन्ति चाप्यथ पुरोहितमुल्का पार्थिवस्य महिषीमशनिश्च ॥६३॥

ઇંદ્રધ્વજ ઉપરનું છત્ર તુટી જાય અથવા પડી જાય તો રાજાનું મૃત્યુ થાય છે, ઇંદ્રધ્વજમાં મધપૂડો લાગે તો પ્રજામાં ચોરનો ભય થાય છે. તે ઉપર ઉલ્કા પડે તો રાજાના પુરોહિતનું મૃત્યુ થાય, અશનિ નામની વીજળી પડે તો, રાજાની પટરાણી મરણ પામે. ॥ ૬૩ ॥

राज्ञीविनाशं पतिता पताका करोत्यवृष्टिं पिटकस्य पातः ।
मध्याग्रमूलेषु च केतुभङ्गो निहन्ति मन्त्रिक्षितिपालपौरान्॥६४॥

ઇંદ્રધ્વજની પતાકા પડી જાય તો રાણીનો નાશ થાય, પીટક નામનાં ભૂષણો પડી જાગ તો વૃષ્ટિ થાય નહીં, ઇંદ્રધ્વજ મધ્યભાગમાંથી તૂટી જાય તો રાજમંત્રી, અગ્રભાગમાં તૂટે તો રાજા, અને મૂળમાંથી તૂટે તો નગરનાં લોકો નાશ પામે છે. ॥ ૬૪ ॥

धूमावृते शिखिभयं तमसा च मोहो
व्यालैश्च भग्नपतितैर्न भवन्त्यमात्याः ।
ग्लायन्त्युदक्प्रभृति च क्रमशो द्विजाद्या
भङ्गे च बन्धकिवधः कथितः कुमार्याः ॥ ६५ ॥

ઇંદ્રધ્વજ ધુમાડાથી ઘેરાઈ જાય તો પ્રજામાં અગ્નિનો ભય થાય, ઇંદ્રધ્વજપર લગાડેલા લાકડાના નાગ તૂટી જાય વા પડી જાય તો મંત્રીનો

નાશ થાય અને તેની ઉત્તર આદિ ચાર દિશામાં કાંઈ ઉત્પાત થાય તો ક્રમે કરી બ્રાહ્મણઆદિ ચાર વર્ણને પીડા થાય છે. અને ઇંદ્રકુમારી તૂટી જાય તો વ્યભિચારણી સ્ત્રિઓ મરણ પામે છે. ॥ ૬૫ ॥

**रज्जूत्सङ्गच्छेदने बालपीडा राज्ञो मातुः पीडनं मातृकायाः ।**
**यद्यत्कुर्युर्बालकाश्चारणा वा तत्तत्तादृग्भावि पापं शुभं वा॥६६॥**

ઇંદ્રધ્વજ ઉભો કરતી વખતે તેનાં દોરડાં કાંઇ ભરાઈને અટકી જાય અથવા તુટી જાય તો બાલકોને પીડા થાય છે; અને માતૃકા એટલે તોરણના પડખામાં રહેલું કાષ્ટ તુટી જાય તો રાજમાતાને પીડા થાય છે. ઇંદ્રધ્વજપાસે બાલકો અને ચારણો જેવી ચેષ્ટા કરે તેપ્રમાણે સારૂં માઠું ફળ આગળ થાય છે. ॥ ૬૬ ॥

**दिनचतुष्टयमुत्थितमर्चितं समभिपूज्य नृपोऽहनि प-**
**ञ्चमे । प्रकृतिभिः सह लक्ष्म विसर्जयेद् बलभिदः**
**स्वबलाभिविवृद्धये ॥ ६७ ॥**

ચાર દિવસ ઇન્દ્રધ્વજ ઉભો રહે, તેનું નિત્ય પૂજન કરવું અને પાંચમે દિવસે પોતાના બળની વૃદ્ધિને માટે મંત્રીઆદિ પરિવારસહિત રાજાએ તેનું સારી રીતે પૂજન કરી વિસર્જન કરવો. ॥ ૬૭ ॥

**उपरिचरवसुप्रवर्तितं नृपतिभिरप्यनु सन्ततं कृतम् ।**
**विधिमिममनुमन्य पार्थिवो न रिपुकृतं भयमाप्नुयादिति ६८**

એ ઇન્દ્રધ્વજની પૂજાનો વિધિ પૂર્વે ઉપરીચર નામના વસુએ પ્રવર્ત કરેલ છે અને બીજા રાજાઓએ પણ સદા તેનું પૂજન કરેલું છે એ રીતે જે રાજા ઇંદ્રધ્વજ ઉભો કરે તેને કોઈ દિવસ શત્રુભય થતો નથી. ॥ ૬૮ ॥

**इति श्रीवराहमिहिरकृतौ बृहत्संहितायामिन्द्रध्वज-**
**सम्पन्नाम त्रिचत्वारिंशोऽध्यायः ।**

ઇતિ શ્રીવરાહમિહિરાચાર્યની રચેલી બૃહત્સંહિતાનો ઇંદ્રધ્વજસંપત
નામનો ત્રેતાલીશમો અધ્યાય સંપૂર્ણ. ॥ ૪૩ ॥

---

## પ્રકરણ ૪૪ મું.

### નિરાજનવિધિ.

भगवति जलधरपक्ष्मक्षपाकरार्केक्षणे कमलनाभे ।
उन्मीलयति तुरङ्गमकरिनरनीराजनं कुर्यात् ॥ १ ॥

વરસાદરૂપ પાંપણવાળાં સૂર્ય, ચંદ્રરૂપ નેત્ર, કમળનાભ ભગવાન વિષ્ણુ જ્યારે ખોલે છે ત્યારે (વર્ષાઋતુ પછી) ઘોડા, હાથી અને મનુષ્યોને માટે નિરાજન (શાંતિવિધિ) કરવો. ॥ ૧ ॥

द्वादश्यामष्टम्यां कार्त्तिकशुक्लस्य पञ्चदश्यां वा ।
आश्वयुजे वा कुर्यान्नीराजनसंज्ञितां शान्तिम् ॥ २ ॥

આસુ શુદ બારસ, આઠમ અથવા પુનમને દિવસે કે કાર્તિક શુદ બારસ, આઠમ અને પુનમને દિવસે નિરાજનવિધિ કરવો. ॥ ૨ ॥

नगरोत्तरपूर्वदिशि प्रशस्तभूमौ प्रशस्तदारुमयम् ।
षोडशहस्तोच्छ्रायं दशविपुलं तोरणं कार्यम् ॥ ३ ॥

નગરથી ઇશાન કોણમાં ઉત્તમ ભૂમિની અંદર સારા કાષ્ટનું સોળ હાથ ઉંચું અને દશ હાથ પહોળું એક તોરણ બનાવવું. ॥ ૩ ॥

सर्जोदुम्बरशाखाककुभमयं शान्तिसद्म कुशबहुलम् ।
वंशविनिर्मितमत्स्यध्वजचक्रालंकृतद्वारम् ॥ ४ ॥

સર્જ વૃક્ષ, ઉમરો અને આંજણીયાના કાષ્ટનું શાંતિગ્રહ બનાવવું તેમાં દર્ભો ઘણા રાખવા અને વાંસના બનાવેલા મચ્છ, ધ્વજા અને ચક્રથી તે શાંતિગ્રહનું દ્વાર સુશોભિત કરવું. ॥ ૪ ॥

प्रतिसरया तुरगाणां भल्लातकशालिकुष्ठसिद्धार्थान् ।
कण्ठेषु निबध्नीयात् पुष्टयर्थं शान्तिगृहगानाम् ॥ ५ ॥

તે શાંતિગ્રહને વિષે રહેલા ઘોડાઓને ગળે ભીલામું, શાલ, કૂઠ અને સફેત સરસવની પોટલી પીળા દોરાથી બાંધવી. ॥ ૫ ॥

रविवरुणविश्वदेवप्रजेशपुरुहूतवैष्णवैर्मन्त्रैः ।
सप्ताहं शान्तिगृहे कुर्याच्छान्तिं तुरङ्गाणाम् ॥ ६ ॥

સૂર્ય, વરૂણ, વિશ્વેદેવ, બ્રહ્મા, ઇન્દ્ર અને વિષ્ણુના મંત્રથી શાંતિગ્રહને વિષે સાત દિવસ સુધી ઘોડાઓની શાંતિ કરવી. ॥ ૬ ॥

अभ्यर्चिता न पुरुषं वक्तव्या नापि ताडनीयास्ते ।
पुण्याहशङ्खतूर्यध्वनिगीतरवैर्विमुक्तभया ॥ ७ ॥

પૂજેલા ઘોડાઓને કઠોર શબ્દ કહી ચલાવવા નહીં તથા તેને પ્રહાર કરવો નહીં, પુણ્યાહવાચનના શબ્દ, શંખ, શરણાઈ અને ગીતથી તેમને નિર્ભય કરવા. ॥ ૭ ॥

प्राप्तेऽष्टमेऽह्नि कुर्यादुदङ्मुखं तोरणस्य दक्षिणतः ।
कुशचीरावृतमाश्रममग्निं पुरतोऽस्य वेद्यां च ॥ ८ ॥

આઠમે દિવસે તોરણની દક્ષિણ દિશાએ ઉત્તરાભિમૂખ, દર્ભ અને વૃક્ષની છાલથી ઢાંકેલો એક આશ્રમ બનાવવો તેનીપાસે કરેલી વેદીપર અગ્નિ રાખવો. ॥ ૮ ॥

चन्दनकुष्ठसमङ्गाहरितालमनःशिलाप्रियङ्गुवचाः ।
दन्त्यमृताञ्जनरजनीसुवर्णपुष्पाग्निमन्थाश्च ॥ ९ ॥

ચંદન કુટ, મજીઠ, હળતાર, મણશીલ, કાંગ, દંતી ગળો, અંજન, હલદર, સુવર્ણપુષ્પી અને અગ્નિમાં (ચિત્રક) ॥ ૯ ॥

श्वेतां सपूर्णकोशां कटम्भरात्रायमाणसहदेवीः ।
नागकुसुमं स्वगुप्तां शतावरीं सोमराजीं च ॥ १० ॥

શ્વેતા, પૂર્ણકોષા, કટંભરા, ત્રાયમાણ, સડવેલી, નાગકેસર, કૌંચબીજ, શતાવરી અને સોમવલ્લી. ॥ ૧૦ ॥

कलशेष्वेतान् कृत्वा सम्भारानुपहरेद्वलिं सम्यक् ।
भक्ष्यैर्नानाकारैर्मधुपायसयावकप्रचुरैः ॥ ११ ॥

એ સઘળી વસ્તુ એકઠી કરી કલશમાં નાખવી અને મધ, દૂધપાક અને સૂત્રફેણી આદિ અનેક પ્રકારના ભક્ષ્ય પદાર્થોથી નાના પ્રકારનાં બળીદાન દેવાં. ॥ ॥ ૧૧ ॥

खदिरपलाशोदुम्बरकाश्मर्यश्वत्थनिर्मिताः समिधः ।
स्रुक्कनकाद्रजताद्वा कर्त्तव्या भूतिकामेन ॥ १२ ॥

ખેર, ખાખરો, ઉમરો, કાશ્મરી અને પીપળાનાં કાષ્ટનાં સમિધ કરવાં, સંપત્તિની ઇચ્છાવાળા રાજાએ સોના અથવા રૂપાની સૂચી બનાવવી. ॥ ૧૨ ॥

पूर्वाभिमुखः श्रीमान् वैयाघ्रे चर्मणि स्थितो राजा ।
तिष्ठे दनलसमीपे तुरगभिषग्दैववित्सहितः ॥ १३ ॥

સંપત્તિમાન રાજાએ અગ્નિપાસે પૂર્વતરફ મૂખ રાખી વાઘના ચર્મઉપર બેસવું અને અશ્વ, વૈદ્ય તથા જ્યોતષીપાસે રાખવા. ॥ ૧૩ ॥

यात्रायां यदभिहितं ग्रहयज्ञविधौ महेन्द्रकेतौ च ।
वेदीपुरोहितानललक्षणमस्मिंस्तदवधार्यम् ॥ १४ ॥

યોગયાત્રા નામના ગ્રંથમાં ગ્રહયજ્ઞવિધિમાં અને ઇંદ્રધ્વજપ્રકરણમાં, વેદી, પુરોહિત અને અગ્નિનાં લક્ષણ વિસ્તારથી કહ્યાં છે. તે સઘળાં અહીં નિ-રાજનવિધિમાં જાણવાં. ॥ ૧૪ ॥

लक्षणयुक्तं तुरगं द्विरदवरं चैव दीक्षितं स्नातम् ।
अहतसिताम्बरगन्धस्रग्धूपाभ्यर्चितं कृत्वा ॥ १५ ॥

ઉત્તમ લક્ષણવાળા હાથી, ઘોડાને દીક્ષા આપી નવરાવવી, નવું સફેત વસ્ત્ર ઓઢાડી ફુલના હાર ચંદન અને ધૂપ વિગેરેથી તેની પૂજા કરવી.॥૧૫॥

आश्रमतोरणमूलं समुपनयेत्सान्त्वयञ्छनैर्वाचा ।
वादित्रशङ्खपुण्याहनिःस्वनापूरितदिगन्तम् ॥ १६ ॥

મધુર વચનથી તેમની શાંતિ આપતાં ધીમે ધીમે અનેક પ્રકારનાં વા-જીંત્ર, શંખ અને પુણ્યાહવાચનના શબ્દથી સઘળી દિશાઓ ગાજી રહે તેમ તે આશ્રમ તોરણનીપાસે તે અશ્વ વિગેરેને લાવવા. ॥ ૧૬ ॥

यद्यानीतस्तिष्ठेद्दक्षिणचरणं हयः समुत्क्षिप्य ।
स जयति तदा नरेन्द्रः शत्रूनचिराद्विना यत्नात् ॥ १७ ॥

તોરણપાસે લાવેલા હાથી અથવા ઘોડા જમણો પગ ઉપાડી ઉભો થાય તો તે રાજા યત્નવિના તત્કાળ શત્રુઓને જીતે છે. ॥ ૧૭ ॥

त्रस्यन्नेष्टो राज्ञः परिशेषं चेष्टितं द्विपहयानाम् ।
यात्रायां व्याख्यातं तदिह विचिन्त्यं यथायुक्ति ॥ १८ ॥

પરંતુ ઘોડા અને હાથી તે સમયે ડરે નહીં તો સારૂં ફળ થાય છે. અને

કરે તો શુભ થતું નથી, બીજાં પણ હાથી ઘોડાની ચેષ્ટાના શુભાશુભ ફળ મારા યોગયાત્રા નામના ગ્રંથમાં કહેલ છે. તે યુક્તિપૂર્વક વિચારી તેનું ફળ કહેવું.॥૧૮॥

पिण्डमभिमन्त्र्य दद्यात् पुरोहितो वाजिने स यदि जिघ्रेत् ।
अश्नीयाद्वा जयकृद्विपरीतोऽतोऽन्यथाभिहितः ॥ १९ ॥

એક પીંડનું અભિમંત્રણ કરી પુરોહિતે ઘોડાને આપવો. જો ઘોડો તેને સુંઘે વા ખાઈ જાય તો તે રાજાને જય આપનાર છે; અને સુંઘે અને ખાય પણ નહીં તો રાજાનો પરાજય થાય છે. ॥ ૧૯ ॥

कलशोदकेषु शाखामाप्लाव्यौदुम्बरीं स्पृशेत्तुरगान् ।
शान्तिकपौष्टिकमन्त्रैरेवं सेनां सनृपनागाम् ॥ २० ॥

પ્રથમ સ્થાપન કરેલા કલશના જળમાં ઉમરાની ડાળ બોળી શાંતિક અને પૌષ્ટિક મંત્ર ભણતાં પુરોહિતે તે જળ ઘોડાપર છાંટવું તેજ રીતે રાજા અને હાથીસહિત સઘળી સેનાને તે જળ પ્રોક્ષણ કરવું. ॥ ૨૦ ॥

शान्तिं राष्ट्रविवृद्ध्यै कृत्वा भूयोऽभिचारकैर्मन्त्रैः ।
मृण्मयमरिं विभिन्द्याच्छूलेनोरःस्थले विप्रः ॥ २१ ॥

પોતાના રાજ્યની વૃદ્ધિ માટે ફરીથી શાંતિ કરી અથર્વવેદમાં કહેલા અભિચારમંત્રથી ( મારણપ્રયોગના મંત્રથી ) માટીની બનાવેલી શત્રુની મૂર્તિને રાજપુરોહિતે બરછી છાતીમાં મારી વીંધી નાખવી. ॥ ૨૧ ॥

खलिनं हयाय दद्यादभिमन्त्र्य पुरोहितस्ततो राजा ।
आरुह्योदक्पूर्वां यायान्नीराजितः सबलः ॥ २२ ॥

પુરોહિતે મંત્રીને લગામ ઘોડાના મુખમાં લગાવવી, પછી નિરાજનવિધિથી શાંતિકર્મ કરનાર રાજાએ તે ઘોડાપર ચડી સેનાસહિત ઇશાન કોણમાં જવું. ॥ ૨૨ ॥

मृदङ्गशङ्खध्वनिहृष्टकुञ्जरस्रवन्मदामोदसुगन्धिमारुतः ।
शिरोमणिव्रातचलत्प्रभाचयैर्ज्वलन्विवस्वानिव तोयदात्यये॥
हंसपङ्क्तिभिरितस्ततोऽद्रिराट् सम्पतद्भिरिव शुक्लचामरैः ।
मृष्टगन्धपवनानुवाहिभिर्धूयमानरुचिरस्रगम्बरः ॥ २४ ॥
नैकवर्णमणिवज्रभूषितैर्भूषितो मुकुटकुण्डलाङ्गदैः ।
भूरिरत्नकिरणानुरञ्जितः शक्रकार्मुकरुचं समुद्वहन् ॥ २५ ॥

उत्पतद्भिरिव खं तुरङ्गमैर्दारयद्भिरिव दन्तिभिर्धराम् ।
निर्जितारिभिरिवामरैर्नरैः शक्रवत्परिवृतो व्रजेन्नृपः ॥२६॥

મૃદંગ અને શંખના ધ્વનીથી હર્ષ પામેલા, હાથીઓના ઝરતા મદથી, સુગંધી પવનયુક્ત, મુકુટપર રહેલા મણીના સમૂહની ચળકતી કાંતિથી શરદ્ઋતુના સૂર્ય સરખો દેખાય છે અથવા, સુવાસીત પવન આપનારાં આજુબાજુ ફરતાં સફેત ચામરોથી જેમની માળા અને વસ્ત્રો ફરકી રહ્યાં છે. તે આસપાસ ઉડતાં હંસના સમૂહથી જેમ પર્વત સુશોભિત દેખાય તેમ તે રાજા સુશોભિત દેખાય છે. તેમજ અનેક રંગના મણી અને હીરાયુક્ત મુકુટ કુંડળ અને બાજુબંધ જેણે ધારણ કરેલાં છે, તે આભૂષણોની અંદર રહેલાં રત્નોનાં કિરણોથી ચિત્ર વિચિત્ર રંગવાળો તે રાજા ઇંદ્રધનુષની કાંતિને ધારણ કરતો હોય તેમ દેખાય છે. આકાશમાં ઉડતા ઘોડા અને પૃથ્વિનું વિદારણ કરનારા હાથીઓ તથા પરાક્રમી વિરોથી વિંટાએલો તે રાજા શત્રુઓથી જીતનાર, દેવથી વિંટાએલા ઇંદ્ર સરખો દેખાતો, શત્રુઓપર ચડાઈ કરે ॥ ૨૩ ॥ ॥ ૨૪ ॥ ૨૫ ॥ ૨૬ ॥

सवज्रमुक्ताफलभूषणोऽथवा सितस्रगुष्णीषविलेपनाम्बरः ।
धृतातपत्रो गजपृष्ठमाश्रितो घनोपरीवेन्दुतलेभृगोः सुतः२७॥

તેમજ હીરા, મોતીઓનાં ઘરેણાં અને સફેત રંગની માળા ધારણ કરી સફેત પાઘ પહેરી ચંદન લગાવી, માથે છત્ર ધારણ કરી હાથીપર ચડી ગમન કરતો રાજા, વાદળાંની ઉપર અને ચંદ્રમાંની નીચે રહેલા શુક્ર સરખો દેખાય છે. (હાથી વાદળાં સરખો દેખાય છે, રાજા શુક્રના સરખો ચળકે છે અને ચંદ્ર સરખું છત્ર દેખાય છે.) ॥ ૨૭ ॥

सम्प्रहृष्टनरवाजिकुञ्जरं निर्मलप्रहरणांशुभासुरम् ।
निर्विकारमरिपक्षभीषणं यस्य सैन्यमचिरात्स गां जयेत् २८

જે રાજાની સેના, પ્રસન્ન થતાં મનુષ્ય, હાથીઓ, ઘોડાથીયુક્ત હોય અને સ્વચ્છ હથિયારના કિરણથી ચળકતી ઉત્પાત રહિત અને શત્રુઓને ભય આપનારી હોય તે રાજા તત્કાળ પૃથ્વિને સ્વાધિન કરે છે. ॥ ૨૮ ॥

इति श्रीवराहमिहिरकृतौ बृहत्संहितायां नीराजनविधिर्नाम चतुश्चत्वारिंशोऽध्यायः ॥

ઈતિ શ્રીવરાહમિહિરાચાર્યની રચેલી બૃહત્સંહિતાનો નિરાજનવિધિ (શાંતિવિધિ) નામનો ચુમાલીશમો અધ્યાય સંપૂર્ણ ॥ ૪૪ ॥

## પ્રકરણ ૪૫ મું.

### ખંજનલક્ષણ.

खञ्जनको नामायं यो विहगस्तस्य दर्शने प्रथमे ।
प्रोक्तानि यानि मुनिभिः फलानि तानि प्रवक्ष्यामि ॥ १ ॥

ખંજન નામનું પક્ષી જો પ્રથમ જોવામાં આવે તો તેમનું ગર્ગ આદિ મુનિઓએ જે ફળ કહ્યું છે તે અહિં હું કહું છું. (શ્રાવણ આદિ ચાર મહિના પછી જો ખંજન પક્ષી નજરે પડે તો તે પહેલાં જોયેલું કહેવાય.) ॥ ૧ ॥

स्थूलोऽभ्युन्नतकण्ठः कृष्णगलो भद्रकारको भद्रः ।
आ कण्ठमुखात् कृष्णः संपूर्णः पूरयत्याशाम् ॥ २ ॥

તે સ્થૂળ (જાડો) હોય અને તેનો કંઠ ઉંચો હોય તથા શ્યામવર્ણ હોય તેને ભદ્ર કહે છે. તે કલ્યાણકારી છે. મોથી કંઠ સૂધી જે ખંજન શ્યામવર્ણ હોય તેનું નામ સંપૂર્ણ છે ને તે આશા પૂર્ણ કરે છે. ॥ ૨ ॥

कृष्णो गलेऽस्य बिन्दुः सितकरटान्तः स रिक्तकृद्रिक्तः ।
पीतो गोपीत इति क्लेशकरः खञ्जनो दृष्टः ॥ ३ ॥

જે ખંજનના ગળામાં કાળાં ટપકાં હોય અને ગાલ સફેત હોય તેને રિક્ત કહે છે. તેના દર્શનથી સઘળાં ફળ વ્યર્થ થાય છે. પીળા રંગનું ખંજન ગોપિત કહેવાય છે, તેના દર્શનથી કલેશ થાય છે. ॥ ૩ ॥

अथ मधुरसुरभिफलकुसुमतरुषु सलिलाशयेषु पुण्येषु ।
करितुरगभुजगमूर्ध्नि प्रासादोद्यानहर्म्येषु ॥ ४ ॥

મીઠાં, સુગંધયુક્ત, ફળ ફૂલવાળાં વૃક્ષોપર, પવિત્ર જલાશયો, વાવ, તળાવ વિગેરે ઉપર, હાથી, ઘોડા, સર્પમસ્તકપર અને દેવમંદિર અથવા રાજાના મહેલપર, ઘર, બાગ અને ધનવાનની હવેલીપર. ॥ ૪ ॥

गोगोष्ठसत्समागमयज्ञोत्सवपार्थिवद्विजसमीपे ।
हस्तितुरङ्गमशालाच्छत्रध्वजचामराद्येषु ॥ ५ ॥

ગૌશાળાપર, સત્પુરૂષોના સમાગમ વખતે, યજ્ઞમાં, ઉત્સવમાં, રાજા અને બ્રાહ્મણોના પાસે, હસ્તીશાળા, અશ્વશાળા, છત્ર, ધ્વજા અને ચામર વિગેરેપર. ॥ ૫ ॥

हेमसमीपसिताम्बरकमलोत्पलपूजितोपलिप्तेषु ।
दधिपात्रधान्यकूटेषु च श्रियं खञ्जनः कुरुते ॥ ६ ॥

સોના પાસેં, સફેત વસ્ત્ર, કમળ, નિલકમળ, પવિત્ર અને લીપેલા સ્થાનપર, દહીંના પાત્રપર, ધાન્યના ઢગલા વિગેરે સ્થળોપર બેઠેલો ખંજન પક્ષી દેખાય તો લક્ષ્મીની પ્રાપ્તિ થાય છે. ॥ ૬ ॥

पङ्के स्वाद्वन्नाप्तिर्गोरससम्पच्च गोमयोपगते ।
शाद्वलगे वस्त्राप्तिः शकटस्थे देशविभ्रंशः ॥ ७ ॥

કીચ ઉપર બેઠેલો ખંજન દેખાય તો ઉત્તમ ભોજન મળે, છાણપર બેઠેલો દેખાય તો, ગોરસથી સંપત્તિ વધે અને લીલી ધ્રોપર બેઠેલો દેખાય તો વસ્ત્રની પ્રાપ્તિ થાય, ગાડીપર દેખાય તો, દેશનો નાશ થાય. ॥ ૭ ॥

गृहपटलेऽर्थभ्रंशो बन्धे बन्धोऽशुचौ भवति रोगः ।
पृष्ठे त्वजाविकानां प्रियसङ्गममावहत्याशु ॥ ८ ॥

ઘરની છાજલીપર બેઠેલો દેખાય તો ધનનો નાશ થાય, ચામડાની વાધરી (દોરી) પર દેખાય તો બંધન થાય, અપવિત્ર સ્થાનપર દેખાય તો રોગ થાય, બકરી તથા મેઢાંની પીઠપર બેઠેલો દેખાય તો પ્રિયાનો સમાગમ થાય. ૮

महिषोष्ट्रगर्दभास्थिश्मशानगृहकोणशर्करा‌द्रिस्थः ।
प्राकारभस्मकेशेषु चाशुभो मरणरुग्भयदः ॥ ९ ॥

પાડા, ઉંટ, ગર્દભ, હાડકાં, સ્મશાન, ઘરનો ખૂણો, કાંકરા, પર્વત, કોટ અને ભસ્મ તથા વાળપર બેઠેલો દેખાય તો અશુભ થાય છે અને મરણ તથા રોગનો ભય આપે છે. ॥ ૯ ॥

पक्षौ धून्वन्नशुभः शुभः पिबन् वारि निम्नगासंस्थः ।
सूर्योदयेऽथ शस्तो नेष्टफलः खञ्जनोऽस्तमये ॥ १० ॥

બંને પાંખો હલાવતો નજરે પડે તો અનિષ્ટ છે. નદીના કિનારાપર પાણી પીતો દેખાય તો શુભ છે. સૂર્યોદય વખતે દેખાય તો શુભ અને સૂર્યાસ્ત વખતે દેખાય તો અનિષ્ટ ફલદાયક છે. ॥ ૧૦ ॥

नीराजने निवृत्ते यया दिशा खञ्जनं नृपो यान्तम् ।
पश्येत्तया गतस्य क्षिप्रमरातिर्वशमुपैति ॥ ११ ॥

નિરાજન થયા પછી જે દિશા તરફ ખંજન પક્ષી જતું હોય તે દિશાએ રાજા ચડાઈ કરે તો તત્કાલ શત્રુઓ તાબે થાય છે. ॥ ૧૧ ॥

तस्मिन्निधिर्भवति मैथुनमेति यस्मिन्
यस्मिंस्तु छर्दयति तत्र तलेऽस्ति काचः ।
अङ्गारमप्युपदिशन्ति पुरीषणेऽस्य
तत्कौतुकापनयनाय खनेद्धरित्रीम् ॥ १२ ॥

જે સ્થળે ખંજન મૈથુન કરે ત્યાં નીચે ભંડાર અથવા દાટેલું ધન હોય છે. જ્યાં ઓકે (વમન કરે) ત્યાં નીચે કાચ હોય છે. જ્યાં ચરકે ત્યાં નીચે કોલસા હોય છે. એમ કશ્યપ આદિ મુનિઓ કહે છે. તે સંશય દૂર કરવા પૃથ્વી ખોદી જોવી. ॥ ૧૨ ॥

मृतविकलविभिन्नरोगितः स्वतनुसमानफलप्रदः खगः ।
धनकृदभिनिलीयमानको वियति च बन्धुसमागमप्रदः॥१३॥

મરેલો, અંગહીન, ઘાયલ, અને રોગી જેવો ખંજન દેખાય તેવું તેના શરીરપ્રમાણે જોનારને ફળ થાય છે. આપણે જોઇએ તેમ તેના માળામાં જતો હોય તો ધનની પ્રાપ્તિ થાય છે. અને આકાશમાં ઉડતો દેખાય તો બંધુ-સમાગમ થાય છે. ॥ ૧૩ ॥

नृपतिरपि शुभं शुभप्रदेशे खगमवलोक्य महीतले विदध्यात् ।
सुरभिकुसुमधूपयुक्तमर्घं शुभमभिनन्दितमेवमेति वृद्धिम्॥१४॥

શુભ ખંજનને રાજાએ સારા સ્થાનમાં જોયો હોય તો સુગંધી પુષ્પ અને ધૂપયુક્ત અર્ઘ ભૂમિપર આપવા, એ રીતે સન્માન કરવાથી શુભ ફળ વૃદ્ધિ પામે છે. ॥ ૧૪ ॥

अशुभमपि विलोक्य खञ्जनं द्विजगुरुसाधुसुरार्चने रतः ।
न नृपतिरशुभं समाप्नुयान्न यदि दिनानि च सप्त मांसभुक् ॥ १५ ॥

અશુભ ફળદાયક ખંજનને જોઈ રાજા બ્રાહ્મણ, ગુરૂ, સત્પુરૂષ અને દેવતાના પૂજનમાં તત્પર રહે અને સાત દિવસ સુધી માંસ ભક્ષણ કરે નહીં તો તેને અશુભ થતું નથી. ॥ ૧૫ ॥

आ वर्षात् प्रथमे दर्शने फलं प्रतिदिनं तु दिनशेषे ।
दिक्स्थानमूर्तिलग्नर्क्षशान्तदीप्तादिभिश्चोह्यम् ॥ १६ ॥

ખંજનના પ્રથમ દર્શનનું ફળ એક વર્ષની અંદર થાય છે અને પ્રતિદિવસ ખંજન જોયાનું ફળ તે દિવસની સમાપ્તિ સુધીમાં થાય છે. દિશા, સ્થાન, શરીર, લગ્ન, નક્ષત્ર અને શાંત તથા દિપ્ત દિશાઓ વિગેરેનો વિચાર કરી ખંજનનું શુભાશુભ ફળ કહેવું. ॥ ૧૬ ॥

इति श्रीवराहमिहिरकृतौ बृहत्संहितायां खञ्जनदर्शनं
नाम पञ्चचत्वारिंशोऽध्यायः ॥

ઇતિ શ્રીવરાહમિહિરાચાર્યની રચેલી બૃહત્સંહિતાનો ખંજનલક્ષણ નામનો પીસ્તાલીશમો અધ્યાય સંપૂર્ણ ॥ ૪૫ ॥

---

## પ્રકરણ ૪૬ મું.

### ઉત્પાતલક્ષણ.

यानत्रेरुत्पातान् गर्गः प्रोवाच तानहं वक्ष्ये ।
तेषां सङ्क्षेपोऽयं प्रकृतेरन्यत्वमुत्पातः ॥ १ ॥

ગર્ગમુનિએ જે ઉત્પાત અત્રિમુનિને કહેલા છે તે હું અહી સંક્ષેપથી કહુંછું. સ્વભાવથી વિપરિત થયું તે ઉત્પાત કહેવાયછે. ॥ ૧ ॥

अपचारेण नराणामुपसर्गः पापसञ्चयाद्भवति ।
संसूचयन्ति दिव्यान्तरिक्षभौमास्तदुत्पाताः ॥ २ ॥

મનુષ્યોના અવિનયથી પાપ વધેછે અને તેથી ઉપદ્રવો થાયછે, દિવ્ય, આંતરિક્ષ અને ભૌમ, ઉત્પાત તે ઉપદ્રવને સૂચવનાર છે. ॥ ૨ ॥

मनुजानामपचारादपरक्ता देवताः सृजन्त्येतान् ।
तत्प्रतिघाताय नृपः शान्तिं राष्ट्रे प्रयुञ्जीत ॥ ३ ॥

મનુષ્યોના દુરાચારથી ગુસ્સે થયેલા દેવતાઓ ઉત્પાત કરેછે તેની નિવૃત્તિમાટે રાજાએ પોતાના દેશમાં શાંતિ કરાવવી. ॥ ૩ ॥

दिव्यं ग्रहर्क्षवैकृतमुल्कानिर्घातपवनपरिवेषाः ।
गन्धर्वपुरपुरन्दरचापादि यदान्तरिक्षं तत् ॥ ४ ॥

ગ્રહ અને નક્ષત્રોનો વિકાર દિવ્ય ઉત્પાત કહેવાયછે. ઉલ્કા, નિર્ઘાત, પવન, પરિવેશ, ગંધર્વનગર અને ઈંદ્રધનુષ વિગેરે આંતરિક્ષ ઉત્પાત છે. ॥ ૪ ॥

भौमं चरस्थिरभवं तच्छान्तिभिराहतं शममुपैति ।
नाभसमुपैति मृदुतां शाम्यति नो दिव्यमित्येके ॥ ५ ॥

ભૂમિપર, ચર અને સ્થિર વસ્તુઓમાં થનાર ઉત્પાતો ભૌમ છે, તે શાંતિ કરવાથી નિવૃત્ત થાયછે, આંતરિક્ષ ઉત્પાત શાંતિ કરવાથી શાંત થાયછે. પરંતુ, દિવ્ય ઉત્પાત, શાંતિ કરવાથી પણ મંદ થતા નથી અને નિવૃત્ત પણ થતા નથી એમ કેટલાએક મુનિઓ કહેછે. ॥ ૫ ॥

दिव्यमपि शममुपैति प्रभूतकनकान्नगोमहीदानैः ।
रुद्रायतने भूमौ गोदोहात् कोटिहोमाच्च ॥ ६ ॥

પુષ્કળ સૂવર્ણ, અન્ન, ગાયો અને પૃથ્વિનું દાન કરવાથી શિવાલયમાં તથા પૃથ્વિપર ગાય દોવરાવવાથી અને કોટી હોમ કરવાથી દિવ્ય ઉત્પાત પણ શાંત થાયછે. ॥ ૬ ॥

आत्मसुतकोशवाहनपुरदारपुरोहितेषु लोकेषु ।
पाकमुपयाति दैवं परिकल्पितमष्टधा नृपतेः ॥ ७ ॥

રાજા, રાજપૂત્ર, ભંડાર, વાહન, નગર, રાણી, પુરોહિત અને પ્રજા એ આઠેપર દિવ્ય ઉત્પાતનું ફળ થાયછે. "હવે તે ઉત્પાત કહુંછું." ॥ ૭ ॥

अनिमित्तभङ्गचलनस्वेदाश्रुनिपातजल्पनाद्यानि ।
लिङ्गार्चायतनानां नाशाय नरेशदेशानाम् ॥ ८ ॥

શિવલિંગ, દેવની મૂર્તિ અને દેવમંદિર કારણવિના ફાટી જાય, અથવા

ચલિત થાય કે અંદર પરસેવો છૂટે અથવા મૂર્તિની આંખોમાંથી આંસુ પડે, મૂર્તિ વિગેરે બોલી ઉઠે, વા નાચે ઇત્યાદિ બીજા પણ વિકાર (ઉત્પાત) થાય તો રાજા અને દેશનો નાશ થાયછે. ॥ ૮ ॥

दैवतयात्राशकटाक्षचक्रयुगकेतुभङ्गपतनानि ।
सम्पर्यासनसादनसङ्गाश्च न देशनृपशुभदाः ॥ ९ ॥

દેવતાના ઉત્સવ વખતે ગાડીની (જેમાં દેવતાની મૂર્તિ બેસાડેલી હોય તેની) ધરી, પૈડાં, ધોસરી અને ધ્વજા આદિ તૂટી જાય વા પડી જાય તથા ઉંધાં થઇ જાય અથવા બીજા કોઇ સાથે અથડાય ને અટકી જાય વા લાગી જાય તો, દેશ અને રાજાને તે શુભ કરતા નથી. ॥ ૯ ॥

ऋषिधर्म्मपितृब्रह्मप्रोद्भूतं वैकृतं द्विजातीनाम् ।
यद्रुद्रलोकपालोद्भवं पशूनामनिष्टं तत् ॥ १० ॥

ઋષિ, ધર્મ, પિતૃ અને બ્રહ્મા એમાના કોઇનો ઉત્પાત હોય તો તેનું ફળ બ્રાહ્મણોને થાયછે. રૂદ્ર અને ઇંદ્ર આદિ દિક્પાળનો ઉત્પાત હોય તો તે પશુઓને અશુભકર્તા છે. ॥ ૧૦ ॥

गुरुसितशनैश्चरोत्थं पुरोधसां विष्णुजं च लोकानाम् ।
स्कन्दविशाखसमुत्थं माण्डलिकानां नरेन्द्राणाम् ॥ ११ ॥

ગુરૂ, શુક્ર અને શનિનો ઉત્પાત હોય તો પુરોહિતને અનિષ્ટકર્તા છે, વિષ્ણુની મૂર્તિ આદિમાં કાંઈ ઉત્પાત હોય તો તેનું ફળ લોકોને થાયછે, કાર્તિકસ્વામિ અને વિશાખના કંઈ ઉત્પાત હોય તો ખંડીયા રાજાને ફળ થાયછે.॥૧૧॥

वेदव्यासे मन्त्रिणि विनायके वैकृतं चमूनाथे ।
धातरि सविश्वकर्म्मणि लोकाभावाय निर्दिष्टम् ॥ १२ ॥

વેદવ્યાસનો ઉત્પાત હોય તો તેનું ફળ રાજમંત્રીને થાયછે, ગણેશની મૂર્તિમાં કાંઈ ઉત્પાત હોય તો સેનાપતિને અનિષ્ટકર્તા છે. બ્રહ્મા અને વિશ્વકર્માનો ઉત્પાત હોય તો પ્રજાનો નાશ થાયછે. ॥ ૧૨ ॥

देवकुमारकुमारीवनिताप्रेष्येषु वैकृतं यत्स्यात् ।
तन्नरपतेः कुमारककुमारिकास्त्रीपरिजनानाम् ॥ १३ ॥

દેવનાં કુમાર, કુમારી, સ્ત્રી અને સેવકોનો ઉત્પાત હોય તો ક્રમથી રાજાનાં કુમાર, કુમારી, રાણી અને સેવકને અનિષ્ટકર્તા છે. ॥ ૧૩ ॥

**रक्षःपिशाचगुह्यकनागानामेतदेव निर्देश्यम् ।**
**मासैश्चाप्यष्टाभिः सर्वेषामेव फलपाकः ॥ १४ ॥**

તેજ પ્રકારે રાક્ષસ, પીશાચ, ગુહ્યક અને નાગનાં, કુમાર, કુમારી, સ્ત્રી અને સેવકનો ઉત્પાત હોય તો, રાજાનાં, કુમાર, કુમારી, રાણી અને સેવકને અનિષ્ટ થાયછે. એ સઘળા ઉત્પાતનું ફળ આઠ મહિના પછી થાયછે. ॥ ૧૪ ॥

**बुद्ध्वा देवविकारं शुचिः पुरोधास्त्र्यहोषितः स्नातः ।**
**स्नानकुसुमानुलेपनवस्त्रैरभ्यर्चयेत् प्रतिमाम् ॥ १५ ॥**

દેવનો વિકાર થયો જાણી રાજપુરોહિતે, પવિત્ર થઈ, સ્નાન કરી, ત્રણ દિવસ ઉપવાસ કરી જે દેવની પ્રતિમાથી ઉત્પાત થયો હોય તેને નવરાવી પુષ્પ, ચંદન અર્ચી, વસ્ત્ર પહેરાવીને પૂજા કરવી. ॥ ૧૫ ॥

**मधुपर्केण पुरोधा भक्ष्यैर्बलिभिश्च विधिवदुपतिष्ठेत् ।**
**स्थालीपाकं जुहुयाद्विधिवन्मन्त्रैश्च तल्लिङ्गैः ॥ १६ ॥**

મધૂપર્ક, નાના પ્રકારના મોદક આદિ ભક્ષ્ય પદાર્થ અને બળીદાન વિધિપૂર્વક આપવાં તથા શાસ્ત્રપ્રમાણે તે દેવના મંત્રથી ચરૂ કરી હોમ કરવો. ॥૧૬

**इति विबुधविकारे शान्तयः सप्तरात्रं**
**द्विजविबुधगणार्चा गीतनृत्योत्सवाश्च ।**
**विधिवदवनिपालैर्यैः प्रयुक्ता न तेषां**
**भवति दुरितपाको दक्षिणाभिश्च रुद्धः ॥ १७ ॥**

**इति लिङ्गवैकृतम् ।**

દેવતાની મૂર્તિ વિગેરેમાં થયેલા વિકાર જોઇ રાજાએ સાત રાત્રિસૂધી શાંતિ કરાવવી. અને બ્રાહ્મણ તથા દેવતાઓનું વિધિપૂર્વક પૂજન કરી, ગીત, નૃત્ય આદિ કરાવી ઉત્સવ કરવો, તે રાજાઓને ઉત્પાતનું અનિષ્ટ ફળ થતું નથી કેમકે બ્રાહ્મણોને દક્ષિણા આપવાથી તે અશુભ ફળ થતું અટકેછે, "એ દેવતાની પ્રતિમા અને લિંગ વિગેરેના વિકારનું ફળ કહ્યું" હવે અગ્નિવિકારનું ફળ કહુંછું. ॥ ૧૭ ॥

राष्ट्रे यस्यानग्निः प्रदीप्यते दीप्यते च नेन्धनवान् ।
मनुजेश्वरस्य पीडा तस्य सराष्ट्रस्य विज्ञेया ॥ १८ ॥

જે રાજાના દેશમાં અગ્નિવિના અગ્નિની જ્વાળા દેખાય તથા કાષ્ટપર નાખેલો અગ્નિ પણ પરિપૂર્ણ રીતે પ્રજ્વલિત થાય નહીં તે રાજા અને દેશને પીડા થાયછે. ॥ ૧૮ ॥

जलमांसार्द्रज्वलने नृपतिवधः प्रहरणे रणो रौद्रः ।
सैन्यग्रामपुरेषु च नाशो वह्नेर्भयं कुरुते ॥ १९ ॥

જળ, માંસ અને ભીંજાએલી વસ્તુઓ અકસ્માત પ્રજ્વલિત થાય તો રાજાનો વધ થાયછે. તલવાર વિગેરે હથિયારો સળગી ઉઠે તો ભયંકર યુદ્ધ થાયછે. સેના, ગામ અને નગરમાં અગ્નિ રહે નહીં એટલે સઘળે સ્થળે અગ્નિ બૂઝાઈ જાય અને કોઇ સ્થળે મળે નહીં તો અગ્નિનો ભય થાયછે. ॥ ૧૯ ॥

प्रासादभवनतोरणकेत्वादिष्वनलेन दग्धेषु ।
तडिता वा षण्मासात् परचक्रस्यागमो नियमात् ॥ २० ॥

દેવ અને રાજાનાં મંદીર, ઘર, તોરણ અને ધ્વજા વિગેરે અગ્નિવિના બળવા લાગે અથવા વિજળી પડવાથી બળી જાય તો છ માસ પછી અવશ્ય શત્રુની સેનાનો ભય થાય છે. ॥ ૨૦ ॥

धूमोऽनग्निसमुत्थो रजस्तमश्चाह्निजं महाभयदम् ।
व्यभ्रे निश्युडुनाशो दर्शनमपि चाह्नि दोषकरम् ॥ २१ ॥

અગ્નિવિના ધુમાડો દેખાય, દિવસે ધૂળની વૃષ્ટિ અથવા અંધકાર થાય તો મોટો ભય થાય છે, રાત્રીએ વાદળાં હોય નહીં તો પણ તારા સ્પષ્ટ દેખાય નહીં અને દિવસે તારા દેખાય તો પણ મોટો ભય થાય છે. ॥ ૨૧ ॥

नगरचतुष्पादाण्डजमनुजानां भयङ्करं ज्वलनमाहुः ।
धूमाग्निविस्फुलिङ्गैः शय्याम्बरकेशगैर्मृत्युः ॥ २२ ॥

નગર, ગાય આદિ પશુ, પક્ષી અને મનુષ્ય જો બળતાં દેખાય તો ભય થાય છે. એમ મુનિઓ કહે છે. અને જેમની શય્યા, વસ્ત્ર અને કેશમાં ધુમાડો અગ્નિ વા તેના તણખા દેખાય તો તેનું મૃત્યુ થાય છે. ॥ ૨૨ ॥

आयुधज्वलनसर्पणस्वनाः कोशनिर्गमनवेपनानि वा ।
वैकृतानि यदि वायुधेऽपराण्याशु रौद्ररणसंकुलं वदेत् ॥ २३ ॥

તલવાર વિગેરે હથિયારોનું સળગી ઉઠવું, એક જગ્યાએથી બીજી જગ્યાએ જવું, શબ્દો કરવા, મ્યાનથી બહાર નિકળી જવું, કંપવું અથવા બીજા કોઇ પણ જાતના વિકારો હથિયારોની અંદર થાય તો તત્કાળ મહાયુદ્ધ થાય છે. ૨૩

**मन्त्रैर्वाह्नैः क्षीरवृक्षात्समिद्भिर्होतव्योऽग्निः सर्षपैः सर्पिषा च ।**
**अग्न्यादीनां वैकृते शान्तिरेवं देयं चास्मिन् काञ्चनं ब्राह्मणेभ्यः ॥२४॥**

**इत्यग्निवैकृतम् ।**

એ અગ્નિવિકારની શાંતિ માટે દૂધવાળા વૃક્ષોના સમિધથી અગ્નિ પ્રદિપ્ત કરી ધોળા સરશવ અને ઘીથી અગ્નિમંત્ર ભણી હોમ કરવો અને બ્રાહ્મણોને સુવર્ણદક્ષિણા આપવી, તેથી અગ્નિવિકારનો દોષ શાંત થાય છે. "હવે વૃક્ષવિકારનું ફળ કહું છું." ॥ ૨૪ ॥

**शाखाभङ्गेऽकस्माद् वृक्षाणां निर्दिशेद्रणोद्योगम् ।**
**हसने देशभ्रंशं रुदिते च व्याधिबाहुल्यम् ॥ २५ ॥**

વૃક્ષની શાખા અકસ્માત ભાગી જાય તો યુદ્ધનો ઉદ્યોગ થશે એમ કહેવું. વૃક્ષો હસે તો દેશનો નાશ થાય છે અને વૃક્ષો રડે તો રોગ ફેલાયછે. ૨૫

**राष्ट्रविभेदस्त्वनृतौ बालवधोऽतीव कुसुमिते बाले ।**
**वृक्षात् क्षीरस्रावे सर्वद्रव्यक्षयो भवति ॥ २६ ॥**

ઋતુવિના વૃક્ષમાં ફૂલ આવે, તો રાજ્યમાં ભેદ થાય છે. ઘણા નાનાં વૃક્ષમાં ઘણાં ફૂલ આવે તો બાળકો મરણ પામે છે. વૃક્ષોથી દૂધ ઝરે તો સર્વ દ્રવ્યનો નાશ થાય છે. ॥ ૨૬ ॥

**मद्ये वाहननाशः संग्रामः शोणिते मधुनि रोगः ।**
**स्नेहे दुर्भिक्षभयं महद्भयं निःसृते सलिले ॥ २७ ॥**

વૃક્ષથી મધ ઝરે તો ઘોડાઓનો નાશ થાય છે રુધીર ઝરે તો યુદ્ધ થાય, મધ ઝરે તો રોગ અને તેલઆદિ સ્નેહ નીકળે તો દુકાળનો ભય તથા પાણી ઝરે તો મહાભય થાય છે. ॥ ૨૭ ॥

**शुष्कविरोहे वीर्यान्नसङ्क्षयः शोषणे च विरुजानाम् ।**
**पतितानामुत्थाने स्वयं भयं दैवजनितं च ॥ २८ ॥**

સુકાએલા ઝાડમાં કોંટા ફુટે તો વીર્ય અને અન્નનો નાશ થાય છે. અને રોગવિનાનાં વૃક્ષો વિનાકારણ સૂકાય તો બળ અને અન્નનો નાશ થાય છે. પડેલાં વૃક્ષો પોતાની મેળે ઉભાં થાય તો દૈવનો ભય થાય છે. ॥ ૨૮ ॥

पूजितवृक्षे ह्यनृतौ कुसुमफलं नृपवधाय निर्दिष्टम् ।
धूमस्तस्मिन् ज्वालाथवा भवेन्नृपवधायैव ॥ २९ ॥

પ્રસિદ્ધ વૃક્ષમાં ઋતુવિના ફળ ફૂલ આવે તો રાજાનું મરણ થાય છે અને તેજ વૃક્ષમાં ધુમાડો નિકળે અથવા અગ્નિજ્વાળા દેખાય તો રાજમરણ થાય છે. ॥ ૨૯ ॥

सर्पत्सु तरुषु जल्पत्सु वापि जनसङ्क्षयो विनिर्दिष्टः ।
वृक्षाणां वैकृत्ये दशभिर्मासैः फलविपाकः ॥ ३० ॥

વૃક્ષો ચાલવા લાગે અથવા બોલવા લાગે તો મનુષ્યોનો નાશ થાય છે. એ વૃક્ષવિકારનું ફળ દસ મહિને થાય છે. ॥ ૩૦ ॥

स्रग्गन्धधूपाम्वरपूजितस्य छत्रं निधायोपरि पादपस्य ।
कृत्वा शिवं रुद्रजपोऽत्र कार्यो रुद्रेभ्य इत्यत्र षडङ्गहोमः ॥३१॥

પુષ્પની માળા, ચંદન, ધૂપ અને વસ્ત્રથી પૂજન કરેલા વૃક્ષ ઉપર છત્ર રાખી રુદ્રના અગિયારમા અનુવાકનો જપ કરવો અને રુદ્રેભ્યઃસ્વાહા એ મંત્રથી ષડંગ હોમ કરે તો કલ્યાણ થાય છે. ॥ ૩૧ ॥

पायसेन मधुना च भोजयेद् ब्राह्मणान् घृतयुतेन भूपतिः ।
मेदिनी निगदितात्र दक्षिणा वैकृते तरुकृते महर्षिभिः॥३२॥

इति वृक्षवैकृतम् ।

દૂધપાક, મધ અને ઘીથી રાજાએ બ્રાહ્મણોને તૃપ્ત કરવા વૃક્ષવિકારની શાંતિમાં મહામુનિઓએ પૃથ્વિની દક્ષિણા આપવી કહી છે. તેથી વિપ્રોને પૃથ્વિ આપવી. "એ વૃક્ષવિકારનું ફળ કહ્યું." ॥ ૩૨ ॥

नालेऽब्जयववादीनामेकस्मिन् द्वित्रिसम्भवो मरणम् ।
कथयति तदधिपतीनां यमलं जातं कुसुमफलम् ॥ ३३ ॥

કમળ, યવ અને ઘઉં વિગેરે એક નાળમાં બે ત્રણ કમળ થાય તો

તેના સ્વામીનું મરણ થાય છે. અને એક સ્થાનમાં એટલે તેની મૂળ જગ્યાએ ફૂલ ફળ થાય તો પણ તેના સ્વામીનું મરણ થાય છે. ॥ ૩૩ ॥

**अतिवृद्धिः शस्यानां नानाफलकुसुमभवो वृक्षे ।**
**भवति हि यद्येकस्मिन् परचक्रागमो नियमात् ॥ ३४ ॥**

ધાન્યની ઘણી વૃદ્ધિ થાય અને એક વૃક્ષમાં અનેક પ્રકારનાં ફળ ફૂલ થાય તો, ખચિત શત્રુની સેના આવે. ॥ ૩૪ ॥

**अर्द्धेन यदा तैलं भवति तिलानामतैलता वा स्यात् ।**
**अन्नस्य च वैरस्यं तदा च विन्द्याद्भयं सुमहत् ॥ ३५ ॥**

જેટલા તલ હોય તેથી અરધું તેલ નીકળે અથવા જેટલું તેલ તે તલની અંદરથી નિકળવું જોઈએ તે કરતાં અરધું નિકળે વા તલમાંથી બીલકુલ તેલ નીકળેજ નહીં અને અન્નમાં સ્વાદ રહે નહીં તો મોટો ભય જાયછે. ૩૫

**विकृतकुसुमं फलं वा ग्रामादथवा पुराद्बहिः कार्यम् ।**
**सौम्योऽत्र चरुः कार्यो निर्वाप्यो वा पशुः शान्त्यै ॥ ३६ ॥**

વિકારયુક્ત ફળ ફૂલ નગર અથવા ગામડાની બહાર ફેંકી દેવાં અને ચંદ્રદેવનો ચરૂ કરી શાંતિ માટે, અજા વિગેરે પશુનું બળીદાન આપવું. ॥ ૩૬ ॥

**शस्ये च दृष्ट्वा विकृतिं प्रदेयं तत् क्षेत्रमेव प्रथमं द्विजेभ्यः ।**
**तस्यैव मध्ये चरुमत्र भौमं कृत्वा न दोषान् समुपैति तज्जान् ३७**

**इति शस्यवैकृतम् ।**

ધાન્યમાં વિકાર જોઈ પ્રથમ તે ખેતર બ્રાહ્મણોને આપી દેવું અને તે ખેતરમાં ભુમિદેવનો ચરૂ સિદ્ધ કરવો તેથી તે ધાન્યવિકારનો દોષ તે ખેતરના મુખ્ય ધણીને નડતો નથી. અર્થાત્ તેનું માઠું ફળ નિવૃત્ત થાય છે. ॥ ૩૭ ॥

**दुर्भिक्षमनावृष्ट्यामतिवृष्ट्यां क्षुद्भयं सपरचक्रम् ।**
**रोगो ह्यनृतुभवायां नृपवधोऽनभ्रजातायाम् ॥ ३८ ॥**

"હવે વૃષ્ટિવિકાર કહે છે." વૃષ્ટિ ન થાય તો દુકાળ થાય અને ઘણી વૃષ્ટિ થાય તો પણ દુકાળનો ભય અથવા પરચક્ર (શત્રુની સેના) આવે છે.

વર્ષાઋતુવિના બીજી ઋતુમાં વર્ષાદ થાય તો રોગ થાય છે. અને વાદળાવિના વૃષ્ટિ થાય તો રાજા મરણ પામે છે. ॥ ૩૮ ॥

**शीतोष्णविपर्यासे नो सम्यगृतुषु च सम्प्रवृत्तेषु ।**
**षण्मासाद्राष्ट्रभयं रोगभयं दैवजनितं च ॥ ३९ ॥**

ગણિતની રીતથી શિશિર વિગેરે ઋતુ પ્રાપ્ત થઇ હોય નહીં તે પહેલાંજ તાઢ અને તડકાનો ફેરફાર થાય અર્થાત તાઢના વખતમાં ગરમી અને ગરમીના વખતમાં તાઢ પડે તો છ મહિનામાં રાજ્યની અંદર ભય થાય છે, અને દૈવભય તથા રોગભય થાય છે. ॥ ૩૯ ॥

**अन्यतौं सप्ताहं प्रबन्धवर्षे प्रधाननृपमरणम् ।**
**रक्ते शस्त्रोद्योगो मांसास्थिवसादिभिर्मरकः ॥ ४० ॥**

વર્ષાઋતુવિના બીજી ઋતુમાં સાત દિવસ સુધી વૃષ્ટિ થાય તો મુખ્ય રાજા મરણ પામે, રૂધીરની વૃષ્ટિ થાય તો યુદ્ધ થાય છે, માંસ, હાડકાં અને ચરબી વિગેરેની વૃષ્ટિ થાય તો મરકી ચાલે છે. ॥ ૪૦ ॥

**धान्यहिरण्यत्वक्फलकुसुमाद्यैर्वर्षितैर्भयं विन्द्यात् ।**
**अङ्गारपांशुवर्षे विनाशमायाति तन्नगरम् ॥ ४१ ॥**

ધાન્ય, સુવર્ણ, વૃક્ષની છાલ અને ફળ ફૂલઆદિ વરસે તો ભય થાય છે. અગ્નિના તણખા અને રજની વૃષ્ટિ જે નગર ઉપર થાય તે નગરનો નાશ થાય છે. ॥ ૪૧ ॥

**उपला विना जलधरैर्विकृता वा प्राणिनो यदा दृष्टाः ।**
**छिद्रं वाप्यतिवृष्टौ शस्यानामेतिसञ्जननम् ॥ ४२ ॥**

વાદળાંવિના હિમકણ (કરા) વરસે અથવા, ખર, ઊંટ, બિલાડા અને શિયાળીઆંઆદિ પ્રાણિઓ વિકારયુક્ત દેખાય અને અતિ વૃષ્ટિમાં પણ છીદ્ર હોય એટલે સર્વ ઠેકાણે અતિ વૃષ્ટિ હોય છતાં કોઇ ઠેકાણે બીલકૂલ ન વરસે તો ધાન્યને સાત પ્રકારની ઇતિનો ભય થાય છે. ॥ ૪૨ ॥

**क्षीरघृतक्षौद्राणां दध्नो रुधिरोष्णवारिणां वर्षे ।**
**देशविनाशो ज्ञेयोऽसृग्वर्षे चापि नृपयुद्धम् ॥ ४३ ॥**

દૂધ, ઘી, મધ, દહિં, રૂધીર અને ઉનું જળ વરસે તો દેશનો નાશ થાય અને રૂધીર વર્ષે તો રાજાઓમાં યુદ્ધ થાય છે. ॥ ૪૩ ॥

यद्यमलेऽर्के छाया न दृश्यते दृश्यते प्रतीपा वा ।
देशस्य तदा सुमहद्भयमायातं विनिर्देश्यम् ॥ ४४ ॥

નિર્મળ સૂર્ય છતાં પણ વૃક્ષ વિગેરેની છાયા વિગેરે ન દેખાય અથવા છાયા સૂર્યની સામે દેખાય તો દેશને મોટો ભય થાય છે. ॥ ૪૪ ॥

व्यभ्रे नभसीन्द्रधनुर्दिवा यदा दृश्यतेऽथवा रात्रौ ।
प्राच्यामपरस्यां वा तदा भवेत् क्षुद्भयं सुमहत् ॥ ४५ ॥

વાદળાંવિના આકાશમાં દિવસે અથવા રાત્રીએ પૂર્વ વા પશ્ચિમમાં ઇંદ્રધનુષ દેખાય તો મોટો દુકાળ પડે. ॥ ૪૫ ॥

सूर्येन्दुपर्जन्यसमीरणानां योगः स्मृतो वृष्टिविकारकाले ।
धान्यान्नगोकाञ्चनदक्षिणाश्च देयास्ततः शान्तिमुपैति पापम् ४६
इति वृष्टिवैकृतम् ॥

વૃષ્ટિવિકાર વખતે સૂર્ય ચંદ્ર મેઘ અને પવનનો યજ્ઞ કરવો તથા તેમાં ધાન્ય, અન્ન વિગેરે ખાવાના પદાર્થો તથા ગાયો અને સુવર્ણનાં દાન કરવાં તેથી વૃષ્ટિવિકારનાં અશુભ ફળ શાંત થાય છે. "હવે જળવિકારનાં ફળ કહું છું." ॥ ૪૬ ॥

अपसर्पणं नदीनां नगरादचिरेण शून्यतां कुरुते ।
शोषश्चाशोष्याणामन्येषां वा हृदादीनाम् ॥ ४७ ॥

નદી નગર પાસેથી દૂર વહે તો નગર ઉજડ થાય છે. ધ્રો, સરોવર અને ઝરણાં જે કોઈ દિવસ સુકાતાં હોય નહીં તે સુકાઈ જાય તો પણ નગર ઉજડ થાય છે. ॥ ૪૭ ॥

स्नेहासृङ्मांसवहाः सङ्कुलकलुषाः प्रतीपगाश्चापि ।
परचक्रस्यागमनं नद्यः कथयन्ति षण्मासात् ॥ ४८ ॥

નદીઓમાં તેલ વિગેરે સ્નેહ, રુધીર, માંસ આદિ વહે અથવા નદી નાની થઈ જાય, નિર્મળ રહે નહીં અને ઉલટી વહેતો ૭ માસમાં શત્રુની સેનાનો ભય થાયછે. ॥ ૪૮ ॥

ज्वालाधूमक्राथा रुदितोत्क्रुष्टानि चैव कूपानाम् ।
गीतप्रजल्पितानि च जनमरकाय प्रदिष्टानि ॥ ४९ ॥

કૂવાઓમાં, અગ્નિની જ્વાળા દેખાય, ધૂમાડો નીકળે, અંદરનું પાણી ઉકલવા લાગે અથવા અંદરથી રડવાનો, હાક મારવાનો અને ગાયન વિગેરેનો અવાજ સંભળાય અથવા કોઈ વાતો કરતું હોય તેવું સંભળાય તો મહામારી ફેલાય છે. ॥ ૪૯ ॥

**तोयोत्पत्तिरखाते गन्धरसविपर्यये च तोयानाम् ।**
**सलिलाशयविकृतौ वा महद्भयं तत्र शान्तिम् ॥ ५० ॥**

ખાડો ખોધાવિના પાણી પોતાની મેળે નીકળે, પાણીનો સ્વાદ તથા વાસ બદલાઇ જાય, તળાવ, કૂવા આદિ જળાશયોમાં વિકાર થાય તો મહા-ભય ઉપજાવેછે. તેમની નિવૃત્તિમાટે નીચે પ્રમાણે શાંતિ કરવી. ॥ ૫૦ ॥

**सलिलविकारे कुर्यात् पूजां वरुणस्य वारुणैर्मन्त्रैः ।**
**तैरेव च जपहोमं शममेवं पापमुपयाति ॥ ५१ ॥**
**इति जलवैकृतम् ॥**

જળનો વિકાર થાય તો વરૂણના મંત્રે કરી તેની પૂજા કરવી અને તેજ મંત્રોએ કરી જપહોમ વિગેરે કરવાં એ રીતે શાંતિ કરવાથી જળવિકા-રનું અશુભ ફળ મટેછે. "હવે પ્રસવવિકારનાં ફળ કહુંછું." ॥ ૫૧ ॥

**प्रसवविकारे स्त्रीणां द्वित्रिचतुःप्रभृतिसम्प्रसूतौ वा ।**
**हीनातिरिक्तकाले च देशकुलसङ्क्षयो भवति ॥ ५२ ॥**

સ્ત્રિઓના પ્રસવમાં વિકાર થાય એટલે કૂતરાં, બિલાડાં વિગેરેના આ-કારનાં બે, ત્રણ, ચાર કે પાંચ વિગેરે બાળકો એક વખતે પ્રસવ થાય અ-થવા પ્રસવના સમય પહેલાં તથા પ્રસવના દિવસો વિત્યા પછી પ્રસવ થાય તો દેશ અને કૂળનો નાશ થાયછે. ॥ ૫૨ ॥

**वडवोष्ट्रमहिषगोहस्तिनीषु यमलोद्भवे मरणमेषाम् ।**
**षण्मासात् सूतिफलं शान्तौ श्लोकौ च गर्गोक्तौ ॥ ५३ ॥**

ઘોડી, સાંઢણી, ભેંસ અને ગાય તથા હાથણી વિગેરેને બે બચ્ચાં આવે-તો તેનું મૃત્યુ થાયછે. એ પ્રસવવિકારનું ફળ છ માસ પછી થાયછે. તેની શાંતિ માટે ગર્ગમુનિના કહેલા બે શ્લોકો નીચે પ્રમાણે જાણવા. ॥ ૫૩ ॥

**नार्य्यः परस्य विषये त्यक्तव्यास्ता हितार्थिना ।**
**तर्पयेच्च द्विजान् कामैः शान्तिं चैवात्र कारयेत् ॥ ५४ ॥**

જે સ્ત્રિયોને પ્રસવમાં વિકાર થયો હોય તેમને પોતાનું હિત ઇચ્છનાર પુરૂષે બીજા સ્થાનમાં મૂકી આવવી. અને બ્રાહ્મણોને યથેષ્ટ દાનથી તૃપ્ત કરી શાંતિ કરવી. ॥ ૫૪ ॥

चतुष्पदाः स्वयूथेभ्यस्त्यक्तव्याः परभूमिषु ॥
नगरं स्वामिनं यूथमन्यथा हि विनाशयेत् ॥ ५५ ॥
इति प्रसववैकृतम् ।

ઘોડી વિગેરે પશુને પ્રસવમાં વિકાર થયો હોય તો તેને તે જાતીના જથ્થામાંથી દૂર કરી બીજે સ્થાને રાખવી. જો તેને ત્યાંથી દૂર કરે નહીં તો નગરના પતિનો અને પોતાના યુથનો નાશ કરેછે. "એ પ્રસવવિકાર કહ્યો હવે પશુવિકારનું ફળ કહુંછું." ॥ ૫૫ ॥

परयोनावभिगमनं भवति तिरश्चामसाधु धेनूनाम् ।
उक्षाणौ वान्योऽन्यं पिबति श्वा वा सुरभिपुत्रम् ॥ ५६ ॥
मासत्रयेण विद्यात् तस्मिन्निःसंशयं परागमनम् ।
तत्प्रतिघातायैतौ श्लोकौ गर्गेण निर्दिष्टौ ॥ ५७ ॥

એક જાતીનું પશુ પોતાની જાતી છોડી બીજી જાતનાં પશુની માદાસાથે મૈથુન કરે તો અશુભ થાયછે. બે ગાયો એક બીજીને પરસ્પર ધાવે, બે બળદ પરસ્પર ધાવે અથવા ગાયના વાછડાને કૂતરો ધાવવા લાગે તો અવશ્ય ત્રણ માસમાં શત્રુની સેના આવેછે. તે ઉત્પાતની શાંતિ માટે ગર્ગમુનિએ આ બે શ્લોક કહેલા છે. ॥ ૫૬ ॥ ૫૭ ॥

त्यागो विवासनं दानं तत्तस्याशु शुभं भवेत् ।
तर्पयेद्ब्राह्मणांश्चात्र जपहोमांश्च कारयेत् ॥ ५८ ॥

જે પશુમાં વિકાર (ઉત્પાત) થયો હોય તેનો ત્યાગ કરવો એટલે એક સ્થાનથી બીજે સ્થાને મોકલી આપવું અથવા બ્રાહ્મણને દાન આપી દેવું તેથી તેને તે તત્કાળ સારૂં ફળ મળેછે. તે ઉત્પાતમાં વિપ્રોને તૃપ્ત કરવા અને જપ હોમ વિગેરે કરાવવા. ॥ ૫૮ ॥

स्थालीपाकेन धातारं पशूनां च पुरोहितः ।
प्राजापत्येन मन्त्रेण यजेद्बहुन्नदक्षिणम् ॥ ५९ ॥
इति चतुष्पदवैकृतम् ।

રાજપુરોહિતે પ્રજાપતિના મંત્રથી ચરૂ સિદ્ધ કરી નાના પ્રકારનાં બળીદાન અને પશુ વિગેરેથી પ્રજાપતિનું પૂજન કરી પૂષ્કળ દક્ષિણા આપવી તેથી તે ઉત્પાત શાંત થાયછે. "હવે વાયુવિકારનું ફળ કહુંછું." ॥ ૫૯ ॥

**व्यानं वाहवियुक्तं यदि गच्छेन्न व्रजेच्च वाहयुतम् ।**
**राष्ट्रभयं भवति तदा चक्राणां सादभङ्गे च ॥ ६० ॥**

ઘોડા જોડ્યાવિના, રથ વિગેરે વાહન પોતાની મેળે ચાલે અથવા ઘોડા જોડ્યા છતાં પણ ચાલે નહીં અથવા રથ વિગેરેનું પૈડું ખૂચી જાય વા ભાંગી જાય તો રાજ્યને ભય થાયછે. ॥ ૬૦ ॥

**अनभिहततूर्यनादः शब्दो वा ताडितेषु यदि न स्यात् ।**
**व्युत्पत्तौ वा तेषां परागमो नृपतिमरणं वा ॥ ६१ ॥**

ઢોલ અને તૂરી વિગેરે વાજીંત્રો વગાડ્યાવિના વાગે અથવા વગાડતાં છતાં પણ તેમાંથી અવાજ નીકળે નહી અથવા એક વાજીંત્રમાંથી ઘણી જાતના વિકૃત સ્વર સંભળાય તો રાજાનું મૃત્યુ થાયછે. ॥ ૬૧ ॥

**गीतरवतूर्यनादा नभसि यदा वा चरस्थिरान्यत्वम् ।**
**मृत्युस्तदा गदा वा विस्वरतूर्ये पराभिभवः ॥ ६२ ॥**

આકાશમાં ઢોલ તુરી વિગેરે વાજીંત્ર અથવા ગાયન સંભળાય, ચાલે તેવાં રથ વિગેરે વાહનો ચાલે નહીં અને નહીં ચાલનાર એટલે સ્થિર રહેનાર વૃક્ષ વિગેરે ચલિત થાય તો મૃત્યુ અથવા રોગ થાયછે. અને વગાડતાં છતાં ઢોલ તૂરી વિગેરેનો બેસૂરો અવાજ નીકળે તો શત્રુથી પરાજય થાય.

**गोलाङ्गुलयोः सङ्गे दर्वीशूर्पाद्युपस्करविकारे ।**
**क्रोष्टुकनादे च तथा शस्त्रभयं मुनिवचश्चेदम् ॥ ६३ ॥**

બળદ અને હળ પોતાની મેળે જોડાઈ જાય. કડછી અને સૂપડા વિગેરે ઘરના સામાનમાં કાંઇ વિકાર થાય એટલે તેમાંથી શિયાળીયાના સરખો અવાજ સંભળાય તો યુદ્ધનો ભય થાય તે ઉત્પાતની શાંતિ માટે, નીચેપ્રમાણે મુનિનાં વચન છે. ॥ ૬૩ ॥

**वायव्येष्वेषु नृपतिर्वायुं शक्तिभिरर्चयेत् ।**
**आ वायोरिति पञ्चर्चो जाप्याश्च प्रयतैर्द्विजैः ॥ ६४ ॥**

ब्राह्मणान् परमान्नेन दक्षिणाभिश्च तर्पयेत् ।
बह्वन्नदक्षिणा होमाः कर्तव्याश्च प्रयत्नतः ॥ ६५ ॥

इति वायव्यवैकृतम् ।

એ વાયુવિકારમાં રાજાએ સાથવાથી વાયુનું પૂજન કરવું અને પવિત્ર બ્રાહ્મણો દ્વારા આવાયો ઇત્યાદિ પાંચ વૈદિક ઋચાનો જપ કરાવવો, દૂધપાક વિગેરે નાના પ્રકારનાં શ્રેષ્ઠ અન્નથી બ્રાહ્મણોને તૃપ્ત કરી પૂષ્કળ દક્ષિણા આપવી અને વિધિપૂર્વક હોમ કરવા. તેથી વાયુવિકાર શાંત થાયછે. "હવે મૃગ આદિના વિકારનાં ફળ કહુંછું." ॥ ૬૪ ॥ ૬૫ ॥

पुरपक्षिणो वनचरा वन्या वा निर्भया विशन्ति पुरम् ।
नक्तं वा दिवसचराः क्षपाचरा वा चरन्त्यहनि ॥ ६६ ॥

નગરમાં રહેનાર પક્ષીઓ વનમાં ચાલ્યાં જાય અને વનનાં પક્ષીઓ નિર્ભય થઇ ગામમાં પ્રવેશ કરે, દિવસે ફરનાર કાક આદિ પક્ષીઓ રાત્રીએ વિચરે અને રાત્રીએ વિચરનાર ઘૂડ આદિ પક્ષિઓ દિવસે વિચરે. ॥ ૬૬ ॥

सन्ध्याद्वयेऽपि मण्डलमावध्नन्तो मृगा विहङ्गा वा ।
दीप्तायां दिश्यथवा क्रोशन्तः संहता भयदाः ॥ ६७ ॥

મૃગ વિગેરે જનાવરો બંને સંધ્યા વખતે કુંડાળું વળી એકઠાં થઇ ઉગ્ર દિશામાં શબ્દ કરે તો તેથી ભય થાયછે. ॥ ૬૭ ॥

श्वानः प्ररुदन्त इव द्वारे वाशन्ति जम्बुका दीप्ताः ।
प्रविशेन्नरेन्द्रभवने कपोतकः कौशिको यदि वा ॥ ६८ ॥

બાજ વિગેરે પક્ષીઓ રડતાં દેખાય, શિયાળીયાં સૂર્યસામું મૂખ કરી દરવાજા ઉપર ક્રૂર શબ્દ કરે, રાજાના મહેલમાં હોલો અથવા ઘુડ પ્રવેશ કરે. ॥

कुक्कुटरुतं प्रदोषे हेमन्तादौ च कोकिलालापाः ।
प्रतिलोममण्डलचराः श्येनाद्याश्चाम्बरे भयदाः ॥ ६९ ॥

દોષ વખતે (રાત્રીને પહેલે પહોરે) કૂકડાંઓ શબ્દ કરે હેમંત વિગેરે ઋતુઓમાં કોયલ ટહુકે, બાજ વિગેરે માંસ ખાનાર પક્ષીઓ આકાશમાં મંડળ બાંધી ડાબી બાજુ વિચરે તો ભય થાયછે. ॥ ૬૮ ॥

गृहचैत्यतोरणेषु द्वारेषु च पक्षिसङ्घसम्पाताः ।
मधुवल्मीकाम्भोरुहसमुद्भवाश्चापि नाशाय ॥ ७० ॥

ઘર, દેવમંદિર, મૂખ્ય વૃક્ષ, તોરણ અને દ્વાર ઉપર પક્ષીઓનાં ટોળાં બેસે અને ઘરની અંદર મધમાખીઓ મધપુડો જમાવે, ઘરની અંદર સર્પની રાફડીઓ થાય અથવા કમળનાં ફૂલ થાય તો તે ઘર વિગેરેનો નાશ થાય છે.॥

श्वभिरस्थिशवावयवप्रवेशनं मन्दिरेषु मरकाय ॥
पशुशस्त्रव्याहारे नृपमृत्युर्मुनिवचश्चेदम् ॥ ७१ ॥

જો કૂતરાંઓ ઘરની અંદર હાડકાં અથવા મરેલા માણસ આદિનાં હાથ, પગ વિગેરે લઈ આવે તો મરકી ચાલે પશુ અને હથિયારો માણસની પેઠે બોલતાં જણાય તો રાજાનું મૃત્યુ થાયછે. તેની શાંતિ માટે આ પ્રમાણે મુનિનાં વચન છે. ॥ ૭૧ ॥

मृगपक्षिविकारेषु कुर्याद्धीमान् सदक्षिणान् ।
देवाः कपोत इति च जप्तव्याः पञ्चभिर्द्विजैः ॥ ७२ ॥

મૃગ અને પક્ષીઓના વિકારમાં વિપ્રોને પૂષ્કળ દક્ષિણા આપવી અને દેવાઃ- કપોત ઇત્યાદિ મંત્રોનો બ્રાહ્મણે જપ કરવો તથા હોમ કરવો. ॥ ૭૨ ॥

सुदेवा इति चैकेन देया गावश्च दक्षिणा ।
जपेच्छाकुनसूक्तं वा मनोवेदशिरांसि च ॥ ७३ ॥
इति मृगपक्ष्यादिवैकृतम् ।

અને સદેવા ઇત્યાદિ મંત્રનો બ્રાહ્મણે જપ કરવો. બ્રાહ્મણોને ગાયો અને દક્ષિણા આપવી. શાકુનસૂક્ત અને અથર્વશિર્ષનો જપ કરવો. એ મૃગ આદિના વિકારનું ફળ કહ્યું. "હવે ઇંદ્રધ્વજ અને ઇંદ્રકિલ વિગેરેના વિકારનું ફળ કહુંછું." ॥ ૭૩ ॥

शक्रध्वजेन्द्रकीलस्तम्भद्वारप्रपातभङ्गेषु ।
तद्वत्कपाटतोरणकेतूनां नरपतेर्मरणम् ॥ ७४ ॥

ઇંદ્રધ્વજ, ઇંદ્રકીલ અક્લે દ્વારની અર્ગલા, સ્તંભ, દ્વાર અને તે પ્રમાણે કમાડ, તોરણ અને ધ્વજા એમાંનું કોઈ ભાંગી જાય વા પડી જાય તો રાજાનું મરણ થાયછે. ॥ ૭૪ ॥

सन्ध्याद्वयस्य दीप्तिर्धूमोत्पत्तिश्च काननेऽनग्नौ ।
छिद्राभावे भूमेर्दरणं कम्पश्च भयकारी ॥ ७५ ॥

બંને સંધ્યા વખતે પ્રકાશ દેખાય, વનની અંદર અગ્નિવિનાં ધૂમાડો દેખાય તથા છીદ્ર વિના પૃથ્વિ ફાટી જાય વા ધરતીકંપ થાય એ સર્વ ઉત્પાત ભયકર્તા છે. ॥ ૭૫ ॥

पाषण्डानां नास्तिकानां च भक्तः
साध्वाचारप्रोज्झितः क्रोधशीलः ।
ईर्ष्युः क्रूरो विग्रहासक्तचेता
यस्मिन् राजा तस्य देशस्य नाशः ॥ ७६ ॥

જે દેશના રાજા પાખંડી અને નાસ્તીકોના ભક્ત હોય અને સદાચારરહિત ક્રોધી, ઈર્ષાયુક્ત, ક્રૂર અને યુદ્ધ કરવામાં આસક્ત ચિત્તવાળા હોય તે દેશનો નાશ થાયછે. ॥ ૭૬ ॥

प्रहर हर छिन्द्धि भिन्द्धीत्यायुधकाष्ठाश्मपाणयो बालाः ।
निगदन्तः प्रहरन्ते तत्रापि भयं भवत्याशु ॥ ७७ ॥

જ્યાં બાળકો હાથમાં હથિયાર, લાકડાં અને પથ્થર લઈ મારો, લઈલ્યો, કાપી નાખો અને કટકા કરો ઇત્યાદિ શબ્દો બોલતા હોય અને પરસ્પર લડતા હોય તે જગ્યાએ તત્કાળ ભય થાયછે. ॥ ૭૭ ॥

अङ्गारगैरिकाद्यैर्विकृतप्रेताभिलेखनं यस्मिन् ।
नायकचित्रितमथवा क्षये क्षयं याति न चिरेण ॥ ७८ ॥
लूतापटाङ्गशबलं न सन्ध्ययोः पूजितं कलहयुक्तम् ।
नित्योच्छिष्टस्त्रीकं च यद्गृहं तद् क्षयं याति ॥ ७९ ॥
दृष्टेषु यातुधानेषु निर्दिशेन्मरकमाशु सम्प्राप्तम् ।
प्रतिघातायैतेषां गर्गः शान्तिं चकारेमाम् ॥ ८० ॥

જે ઘરની ભીંતપર કોયલા અથવા ગેરૂથી ભયંકર જીવ ભરેલા પુરૂષો અને ઘરધણીનું ચિત્ર કાઢેલું હોય તે ઘરનો તત્કાળ નાશ થાયછે. જે ઘરમાં કરોળીયાની જાળો અને કરોળીયા ઘણા ફેલાય તથા બંને સંધ્યા વખતે જે ઘરનું પૂજન થાય નહીં તથા જ્યાં નિત્ય કલહ થયા કરે અને જે ઘરની અંદર સ્ત્રી

સદા અજિઠી (ઉચ્છિષ્ટ વા અપવિત્ર) રહે તે ઘરનો નાશ થાયછે. જે મનુષ્યને પ્રત્યક્ષ રાક્ષસો દેખાય તે તત્કાળ મરણ પામેછે. તે ઉત્પાતની નિવૃત્તિમાટે ગર્ગમુનિએ આ પ્રમાણે શાંતિ કહેલીછે. ॥ ૭૮ ॥ ૭૯ ॥ ૮૦ ॥

महाशान्त्योऽथ बलयो भोज्यानि सुमहान्ति च ।
कारयेन्महेन्द्रं च माहेन्द्रीभिः समर्चयेत् ॥ ८१ ॥
इति शक्रध्वजेन्द्रकीलादिवैकृतम् ।

મોટી શાંતિ કરવી ઘણાં બળીદાનો આપવાં ઘણાં મનુષ્યોને જમાડવા અને ઇંદ્રઇંદ્રાણીનું પૂજન કરવું તેથી ઉત્પાત શાંત થાયછે. ॥ ૮૧ ॥

नरपतिदेशविनाशे केतोरुदयेऽथवा ग्रहेऽर्केन्द्वोः ।
उत्पातानां प्रभवः स्वर्तुभवश्चाप्यदोषाय ॥ ८२ ॥

"એ ઇંદ્રિધ્વજ આદિના વિકારોનું ફળ કહ્યું હવે જે ઋતુઓમાં જે ઉત્પાત નિષ્ફળ થાયછે, તે કહુંછું." રાજાના મૃત્યુ વખતે, દેશના નાશ વખતે, ધૂમકેતુનો ઉદય થવાપર, સૂર્ય ચંદ્રના ગ્રહણ વખતે ઉત્પાતો થાયછે. અને પોતપોતાની ઋતુના સ્વભાવથી જે ઉત્પાતો થાયછે તેનું અશુભ ફળ થતું નથી કેમકે તે ઋતુસ્વભાવમાં ગણાયછે. ॥ ૮૨ ॥

ये च न दोषान् जनयन्त्युत्पातास्तानृतुस्वभावकृतान् ।
ऋषिपुत्रकृतैः श्लोकैर्विद्यादेतैः समासोक्तैः ॥ ८३ ॥

ઋતુસ્વભાવથી ઉત્પન્ન થયેલા જે ઉત્પાતો અશુભ ફળ આપતા નથી તેઓ ઋષિપુત્રનામના આચાર્યે કરેલા આ સંક્ષિપ્ત શ્લોકથી જાણવા. ॥ ૮૩ ॥

वज्राशनिमहीकम्पसन्ध्यानिर्घातनिःस्वनाः ।
परिवेषरजोधूमरक्तार्कास्तमनोदयाः ॥ ८४ ॥
द्रुमेभ्योऽन्नरसस्नेहबहुपुष्पफलोद्गमाः ।
गोपक्षिमदवृद्धिश्च शिवाय मधुमाधवे ॥ ८५ ॥

વીજળી, અશની(વજ્રપાત)નું પડવું. ધરતીકંપ થવા તથા પ્રથમ કહેલા લક્ષણ પ્રમાણે સંધ્યા, નિર્ઘાત તથા બીજા કેટલાક પ્રકારના શબ્દો સૂર્ય, ચંદ્રને પરિવેશ, આકાશમાં રજનું ઉડવું, વનમાં ધુમાડાનું દેખાવું. રક્તવર્ણ સૂર્યનો ઉદય તથા અસ્ત, વૃક્ષોથી, અન્ન ગોળ આદિ રસ, તેલ વિગેરે સ્નેહ

અને ઘણાં ફળ ફુલોનું ઉત્પન્ન થવું. ગાય અને પક્ષિઓમાં કામદેવની વૃદ્ધિ એ સર્વ ઉત્પાત ચૈત્ર અને વૈશાકમાં હોય તો સારા છે. ॥ ૮૪ ॥ ૮૫ ॥

तारोल्कापातकलुषं कपिलार्केन्दुमण्डलम् ।
अनग्निज्वलनस्फोटधूमरेण्वनिलाहतम् ॥ ८६ ॥
रक्तपद्मारुणं सान्ध्यं नभः क्षुब्धार्णवोपमम् ।
सरितां चाम्बु संशोषं दृष्ट्वा ग्रीष्मे शुभं वदेत् ॥ ८७ ॥

વારંવાર તારા અને ઉલ્કા ખરવાથી મલીન અને કપિશ વર્ણનાં સૂર્ય ચંદ્રને મંડળવાળું આકાશનું દેખાવું, અગ્નિવિના જ્વાળા દેખાવી, શબ્દોનું થવું. ધુમાડો, રજ અને પવનથી વ્યાપ્ત આકાશ દેખાય સંધ્યાનો રંગ રાતાં કમળ તથા ફૂલ સરખો હોય, ખળભળતા સમુદ્રની પેઠે આકાશમાં, વાદળાંઓની ગર્જના થાય, નદીઓનાં જળ સુકાય, એવા ઉત્પાતો ઉનાળામાં દેખાય તો તે શુભ ફળકર્તા છે. ॥ ૮૬ ॥ ૮૭ ॥

शक्रायुधपरीवेषविद्युच्छुष्कविरोहणम् ।
कम्पोद्वर्तनवैकृत्यं रसनं दरणं क्षितेः ॥ ८८ ॥
सरोनद्युदपानानां वृद्ध्यूर्ध्वतरणप्लवाः ।
सरणं चाद्रिगेहानां वर्षासु न भयावहम् ॥ ८९ ॥

ઇંદ્રધનુષ, સૂર્યચંદ્રને પરિવેશે (કુંડાળું) વીજળી, સૂકા વૃક્ષોમાં અંકુર નિકળવા પૃથ્વિનું કંપવું તથા ઉથલી પડવું તથા રૂપાંતરો થવાં, શબ્દો થવા અને ફાટી જવું, સરોવરની વૃદ્ધિ થવી નદીઓ ઉલટી ચાલવા લાગે, વાવ કૂવાઆદિનું ઉભરાઈ જવું, પર્વત અને ઘરોનું ફાટી જવું વા પડી જવું. એવા ઉત્પાત વર્ષાઋતુમાં હોય તો તે અશુભ ફળ આપતા નથી. ॥ ૮૮ ॥ ૮૯ ॥

दिव्यस्त्रीभूतगन्धर्वविमानाद्भुतदर्शनम् ।
ग्रहनक्षत्रताराणां दर्शनं च दिवाम्बरे ॥ ९० ॥
गीतवादित्रनिर्घोषा वनपर्वतसानुषु ।
शस्यवृद्धिरपां हानिरपापाः शरदि स्मृताः ॥ ९१ ॥

અપ્સરા, ગંધર્વ અને દેવતાઓનાં વેમાન અને બીજા પણ આશ્ચર્યકારક

પદાર્થોનું આકાશમાં દેખાવું, દિવસે ગ્રહ નક્ષત્ર અને તારાઓ દેખાય વન અને પર્વતની શિખરોપર ગાયન અને વાજીત્રના શબ્દો સંભળાય, ધાન્યોની વૃદ્ધિ, પાણીનું ઘટવું, એવા ઉત્પાતો શરદઋતુમાં અશુભ ફળકર્તા નથી. ॥ ૯૦ ॥ ૯૧ ॥

शीतानिलतुषारत्वं नर्दनं मृगपक्षिणाम् ।
रक्षो यक्षादिसत्त्वानां दर्शनं वागमानुषी ॥ ९२ ॥
दिशो धूमान्धकाराश्च सनभोवनपर्वताः ।
उच्चैः सूर्योदयास्तौ च हेमन्ते शोभनाः स्मृताः ॥ ९३ ॥

શિતળ પવન વાય, કરા પડે, મૃગ અને પક્ષીઓ વિગેરે બોલવા લાગે, રાક્ષસ, યક્ષ વિગેરે પ્રાણિઓનાં દર્શન વિના માણસની વાણી સંભળાય, આકાશ, વન અને પર્વત સહિત દિશાઓ ધૂમાડાથી, અંધકારમય થઈ જાય અને સૂર્ય ઘણો ઉંચાસ્થાનથી ઉદય અસ્ત પામે એ ઉત્પાત હેમંત ઋતુમાં શુભ છે. ॥ ૯૨ ॥ ૯૩ ॥

हिमपातानिलोत्पाता विरूपाद्भुतदर्शनम् ।
कृष्णाञ्जनाभमाकाशं तारोल्कापातपिञ्जरम् ॥ ९४ ॥
चित्रगर्भोद्भवाः स्त्रीषु गोऽजाश्वमृगपक्षिषु ।
पत्राङ्कुरलतानां च विकाराः शिशिरे शुभाः ॥ ९५ ॥

કરા પડે, પવનનો ઉત્પાત થાય, ભયંકર અને આશ્ચર્યકારક જીવો દેખાય, કાદવ સરખું શ્યામરંગ આકાશ તારા અને ઉલ્કા ખરવાથી વિચિત્ર દેખાય, સ્ત્રિયોને અનેક રૂપના ગર્ભો ઉત્પન્ન થાય, ગાય, બકરી, ઘોડી, મૃગ અને પક્ષીઓમાં વિચિત્ર પ્રકારના ગર્ભની ઉત્પત્તિ થાય, પાંદડાં, અંકુર અને વેલીઓને વિકાર થાય એ સર્વે ઉત્પાત શિશિર ઋતુમાં સારા છે. ॥ ૯૪ ॥ ૯૫ ॥

ऋतुस्वभावजा ह्येते दृष्टाः स्वर्तौ शुभप्रदाः ।
ऋतोरन्यत्र चोत्पाता दृष्टास्ते भृशदारुणाः ॥ ९६ ॥

એ સર્વે ઉત્પાત ઋતુના સ્વભાવથી થાય છે માટે તેઓ પોતપોતાની ઋતુમાં હોય તો સારૂં ફળ આપે છે અને પોતાની ઋતુવિના બીજી ઋતુમાં દેખાય તો અનિષ્ટ ફળકર્તા છે. ॥ ૯૬ ॥

उन्मत्तानां च या गाथाः शिशूनां भाषितं च यत् ।
स्त्रियो यच्च प्रभाषन्ते तस्य नास्ति व्यतिक्रमः ॥ ९७ ॥

વિક્ષિપ્ત પુરૂષની જે ગાથાઓ એટલે પ્રાકૃત છંદ બનાવી વાત કહે તે અને બાલકો તથા સ્ત્રિયો જે વાત કહે તેમાં કંઈ ફેરફાર થાતો નથી એટલે તે અવશ્ય થાય છે. ॥ ૯૭ ॥

पूर्वं चरति देवेषु पश्चाद्गच्छति मानुषान् ।
नाचोदिता वाग्वदति सत्या ह्येषा सरस्वती ॥ ९८ ॥

દેવી સરસ્વતી પ્રથમ દેવને વિષે રહે છે અને તે પછી મનુષ્યનેવિષે આવે છે એટલે દેવની પ્રેરણાથી મનુષ્યનેવિષે પ્રાપ્ત થાય છે. તેથી તે સરસ્વતી પ્રેરણા વગરની બોલતી માટે તે સત્ય થાય છે. "જેમ કહ્યું છે કે (ના મૂલાહીજન શ્રુતિઃ)" લોકોની કહેલી સાંભળેલી વાણી કેવળ આધાર વિનાની હોતી નથી અર્થાત્ સત્ય હોય છે. ॥ ૯૮ ॥

उत्पातान् गणितविवर्जितोऽपि बुद्ध्वा
विख्यातो भवति नरेन्द्रवल्लभश्च ।
एतत्तन्मुनिवचनं रहस्यमुक्तं
यज्ज्ञात्वा भवति नरस्त्रिकालदर्शी ॥ ९९ ॥

ગ્રહનું ગણિત નહીં જાણનાર પુરૂષ પણ આ ઉત્પાતો જાણવાથી વિખ્યાત અને રાજાને પ્રિય થાય છે. આ મુનિવચનનું રહસ્ય મેં કહ્યું અને જે જાણવાથી મનુષ્ય ત્રિકાળદર્શી થાય છે. ॥ ૯૯ ॥

इति श्रीवराहमिहिरकृतौ बृहत्संहितायामुत्पा-
तलक्षणं नाम षट्चत्वारिंशोऽध्यायः ।

ઇતિ શ્રીવરાહમિહિરાચાર્યની રચેલી બૃહત્સંહિતાનો ઉત્પાતલક્ષણ
નામનો છેતાલીશમો અધ્યાય સંપૂર્ણ. ॥ ૪૬ ॥

# પ્રકરણ ૪૭ મું.

## મયુરચિત્રક.

दिव्यान्तरिक्षाश्रयमुक्तमादौ मया फलं शस्तमशोभनं च ।
प्रायेण चारेषु समागमेषु युद्धेषु मार्गादिषु विस्तरेण ॥ १ ॥

ગ્રહ અને નક્ષત્રોના દિવ્ય ઉત્પાત અને ઉલ્કાપાત, પરિવેશ, ગંધર્વ નગર, ઇંદ્રધનુઆદિ અંતરિક્ષ ઉત્પાત પ્રથમ મેં કહ્યા છે. તેનું શુભાશુભ ફળ ઘણું કરી ગ્રહચાર, ગ્રહસમાગમ, ગ્રહયુદ્ધ, અને શુક્રચારમાં કહેલું છે. ॥ ૧ ॥

भूयो वराहमिहिरस्य न युक्तमेतत्
कर्तुं समासकृदसाविति तस्य दोषः ।
तज्ज्ञैर्न वाच्यमिदं फलानुगीति
यद्वार्हिचित्रकमिति प्रथितं वराङ्गम् ॥ २ ॥

માર્ગ વિગેરેમાં વિસ્તારપૂર્વક સઘળું ફળ કહ્યું છે. માટે ફરીથી તે ફળ મને (ગ્રંથકર્તા વરાહમિહિરાચાર્યે) કહેવું ઉચિત નથી કેમકે હું સંક્ષેપ કરતા છું માટે પુનરૂક્તિ કરૂં તો, તે દોષ ગણાય જો હું વિસ્તાર કરનાર હતે તો તે દોષ ગણાત નહીં. આ મયુરચિત્રક સંહિતાનું મુખ્ય અંગ પ્રસિદ્ધ છે માટે તે સંહિતાના જાણનાર પુરૂષોએ એમ કહેવું નહીં કે આ કહેલા ફળનોજ અનુવાદ છે. ॥ ૨ ॥

स्वरूपमेव तस्य तत्प्रकीर्तितानुकीर्तनम् ।
ब्रवीम्यहं न चेदिदं तथापि मेऽत्र वाच्यता ॥ ३ ॥

કહેલી વાતનો અનુવાદ કરવો એજ તે મયુરચિત્રનું સ્વરૂપ છે. માટે જો તે હું કહું નહીં તો પણ મારો દોષ ગણાય અને તેથી હું નિંદાસ્પદ ઠરૂં. વાસ્તવિક જોતાં પ્રથમ કહેલા ફળનુંજ આ પૂનઃ કથન છે. ॥ ૩ ॥

उत्तरवीथिगता द्युतिमन्तः क्षेमसुभिक्षशिवाय समस्ताः ।
दक्षिणमार्गगता द्युतिहीनाः क्षुद्भयतस्करमृत्युकरास्ते ॥४॥

શુક્રચારમાં નાગ, ગજ અને ઐરાવત વિગેરે જે ઉત્તરવિથિ કહી છે તેમાં થઇને મંગળ વિગેરે સઘળા ગ્રહો ગમન કરે અને તે તેજસ્વી હોય તો તે

ક્ષેમ સુકાળ અને સુખ શાંતિકર્તા છે. દક્ષિણ વિથિમાં એટલે મૃગ, અજ અને દહન વિગેરેમાં થઈ ગમન કરે અને તે કાંતિહીન હોય તો, દુકાળ, ચોર અને મરણનો ભયકર્તા છે, અને મધ્યમ વિથિઓમાં થઇને જાય તો તે સામાન્ય ફળકર્તા છે. ॥ ૪ ॥

कोष्ठागारगते भृगुपुत्रे पुष्यस्थे च गिराम्प्रभविष्णौ ।
निर्वैराः क्षितिपाः सुखभाजः संहृष्टाश्च जना गतरोगाः॥५॥

કોષ્ટાગાર એટલે મઘા નક્ષત્રપર શુક્ર હોય અને પુષ્ય નક્ષત્રપર ગુરૂ હોય તો રાજાઓ અન્યોન્ય મૈત્રિથી વર્તે છે અને સુખી રહે છે, તથા સઘળાં મનુષ્યો રોગરહિત પ્રસન્ન રહે છે. ॥ ૫ ॥

पीडयन्ति यदि कृत्तिकां मघां रोहिणीं श्रवणमैन्द्रमेव वा ।
प्रोज्झ्या सूर्यमपरे ग्रहास्तदा पश्चिमा दिगनयेन पीड्यते॥६॥

સૂર્ય શિવાય ચંદ્ર આદિ સઘળા ગ્રહો કૃતિકા, મઘા, રોહિણી શ્રવણ અને જેષ્ઠાને દક્ષિણ માર્ગે ગમન કરી યોગતરાને ઢાંકી અથવા તેનું ભેદન કરી પીડા કરે તો પશ્ચિમ દિશા અન્યાયથી પીડા પામેછે. ॥ ૬ ॥

प्राच्यां चेद्ध्वजवदवस्थितां दिनान्ते
प्राच्यानां भवति हि विग्रहो नृपाणाम् ।
मध्ये चेद्भवति हि मध्यदेशपीडा
रूक्षैस्तैर्न तु रुचिरैर्मयूखवद्भिः ॥ ७ ॥

સાયંકાળે ચંદ્ર આદિ ગ્રહો પૂર્વ દિશામાં ધ્વજ આકારે દેખાયતો પૂર્વ દેશના રાજાઓને યુદ્ધ થાયછે. આકાશની વચ્ચે, તેજ ગ્રહો ધ્વજાકાર હોય તો મધ્ય દેશ પીડા પામેછે. પણ તે ગ્રહો રૂક્ષ અને કાંતિહીન હોય તો તે ફળ થાયછે. પરંતુ ચમકતા કિરણોવાળા હોય તો અશુભ ફળ થતું નથી.

दक्षिणां ककुभमाश्रितैस्तुतैर्दक्षिणापथपयोमुचां क्षयः ।
हीनरूक्षतनुभिश्च विग्रहः स्थूलदेहकिरणान्वितैः शुभम् ॥८॥

તે ગ્રહો દક્ષિણ દિશામાં હોય તો દક્ષિણ દિશામાં વર્ષાદ થાય નહીં, તેજ ગ્રહો રૂક્ષ અને નાનાં બિંબના હોય તો યુદ્ધ થાયછે. ને જો મોટાં બિંબદાર કિરણયુક્ત હોય તો શુભ છે. ॥ ૮ ॥

उत्तरमार्गे स्पष्टमयूखाः शान्तिकरास्ते तन्नृपतीनाम् ।
ह्रस्वशरीरा भस्मसवर्णा दोषकराः स्युर्देशनृपाणाम् ॥ ९ ॥
नक्षत्राणां तारकाः सग्रहाणां धूमज्वालाविस्फुलिङ्गान्विताश्चेत् ।
आलोकं वा निर्निमित्तं न यान्ति याति ध्वंसं सर्वलोकः सभूमः ॥१०॥

ઉત્તર દિશામાં અને ઉત્તર વિથિઓમાં તે ગ્રહો ચમકતા કિરણયુક્ત હોય તો તે દિશાઓના રાજાને શુભકર્તા છે. અને નાનાં બિંબવાળા તથા વિભૂતી સરખા રંગના ભૂખરાં અર્થાત્ કાંતિહીન હોય તો તે દિશાઓના રાજાને અનિષ્ટકર્તા છે. જે નક્ષત્રો અને મંગળ વિગેરે ગ્રહોના તારા, અગ્નિ, ધૂમાડો, જ્વાળા અને અંગારાયુક્ત દેખાય અથવા વાદળાં વિગેરે કાંઇ ઢાંકનાર પદાર્થ નહીં છતાં દેખાય નહીં તો તે નક્ષત્ર અને ગ્રહના જે જે દેશ કહેલા છે તે પોતાના રાજાસહિત નાશ પામે. ॥ ૯ ॥ ૧૦ ॥

दिवि भाति यदा तुहिनांशुयुगं द्विजवृद्धिरतीव तदाशु शुभा ।
तदनन्तरवर्णरणोऽर्कयुगे जगतः प्रलयस्त्रिचतुःप्रभृति ॥ ११ ॥
मुनीनभिजितं ध्रुवं मघवतश्च भं संस्पृशन्
शिखी घनविनाशकृत् कुशलकर्महा शोकदः ।
भुजङ्गमथ स्पृशेद्भवति वृष्टिनाशो ध्रुवं
क्षयं व्रजति विद्रुतो जनपदश्च बालाकुलः ॥ १२ ॥

જો આકાશમાં બે ચંદ્રમા દેખાય તો તત્કાળ બ્રાહ્મણોની વૃદ્ધિ થાયછે. અને બે સૂર્ય દેખાય તો ક્ષત્રીઓને યુદ્ધ થાય અને ત્રણ કે ચાર સૂર્ય આકાશમાં દેખાય તો જગતનો પ્રલય થાયછે. સપ્તઋષી, અભિજીત, ધ્રુવ અને જેષ્ઠા નક્ષત્રને કેતુ સ્પર્શ કરે તો વર્ષાદનો નાશ થાયછે. અને પુણ્યકર્મનો પણ નાશ થાયછે તથા શોકની વૃદ્ધિ કરેછે. આશ્લેષાને કેતુ સ્પર્શ કરે તો ખચિત વૃષ્ટિ ન થવાથી વ્યાકુળ, બાળકોવાળા લોકો દેશ છોડી વિદેશે જાય અને નાશ પામેછે. ॥૧૧॥૧૨॥

प्राग्द्वारेषु चरन् रविपुत्रो नक्षत्रेषु करोति च वक्रम् ।
दुर्भिक्षं कुरुते भयमुग्रं मित्राणां च विरोधमवृष्टिम् ॥ १३ ॥

કૃતિકા આદિ સાત નક્ષત્રપર ચાલતો શનિ વક્રિ થાય તો દુકાળનો મહાભય થાય. અને મિત્રોને પરસ્પર વિરોધ થાય અને વૃષ્ટિને રોકેછે. ॥ ૧૩ ॥

रोहिणीशकटमर्कनन्दनो यदि भिनत्ति रुधिरोऽथवा शिखी ।
किं वदामि यदनिष्टसागरे जगदशेषमुपयाति सङ्क्षयम् ॥१४॥

શનિ, મંગળ અથવા કેતુ રોહિણી શકટને ભેદે તો સઘળું જગત દુઃખ-સમુદ્રમાં ડુબીને નાશ પામેછે. એથી વિશેષ શું કહું. ॥ ૧૪ ॥

उदयति सततं यदा शिखी चरति भचक्रमशेषमेव वा ।
अनुभवति पुराकृतं तदा फलमशुभं सचराचरं जगत् ॥१५॥

જો હમેશ કેતુ ઉદય પામે અથવા સઘળાં ભચક્રને ભોગવે તો સ્થાવર જંગમ સર્વ જગતજ પોતાના પૂર્વજન્મમાં કરેલાં પાપનાં અશુભ ફળને અનુભવ કરેછે,૧૫

धनुःस्थायीरूक्षो रुधिरसदृशः क्षुद्भयकरो
वलोद्योगं चेन्दुः कथयति जयं ज्यास्य च यतः ।
अवाक्शृङ्गो गोघ्नो निधनमपि शस्यस्य कुरुते
ज्वलन्धूमायन्वा नृपतिमरणायैव भवति ॥ १६ ॥

ધનુષ સરખા આકારનો, રૂક્ષ, લોહી સરખા અતિ લાલ વર્ણવાળો ચંદ્ર હોય તો દુકાળ કરેછે તથા યુદ્ધનો ભય ઉત્પન્ન કરેછે. જે તરફ તે ચંદ્રની જ્યા (પ્રતિચા) હોય તે દિશાઓમાં રહેલા રાજાઓનો જય થાયછે. ચંદ્રમાનું શિંગડું નીચે હોય તો, ગાયો અને ધાન્યનો નાશ કરેછે, બળતો દેખાય અથવા તેમાંથી ધૂમાડો નીકળતો દેખાય તો રાજમૃત્યુ થાય. ॥ ૧૬ ॥

स्निग्धः स्थूलः समशृङ्गो विशालस्तुङ्गश्चोदग्विचरन्नागवीथ्याम्
दृष्टः सौम्यैरशुभैर्विप्रयुक्तो लोकानन्दं कुरुतेऽतीव चन्द्रः॥१७॥

સ્નિગ્ધ, મ્હોટો, સરખાં શિંગડાંવાળો, પહોળો અને જેમનું ઉત્તર બાજુનું શૃંગ (શિંગડું છેડો,) ઉંચું હોય તથા પ્રથમ કહેલી નાગ વિથિના નક્ષત્રોમાં વિચરતો હોય અને તેની સાથે શુભ ગ્રહ હોય તથા તેપર શુભ ગ્રહની દૃષ્ટિ હોય તો સર્વ લોકોને ઘણો આનંદ આપેછે. ॥ ૧૭ ॥

पित्र्यमैत्रपुरुहूतविशाखात्वाष्ट्रमेत्य च युनक्ति शशाङ्कः ।
दक्षिणेन न शुभो हितकृत्स्याद्यद्युदक् चरति मध्यगतो वा १८

મઘા, અનુરાધા, જ્યેષ્ઠા, વિશાખા અને ચિત્રા ઉપર આવીને જો ચંદ્ર એ નક્ષત્રોના દક્ષિણ ભાગમાં યોગ કરે તો સારો ગણાતો નથી અને એ નક્ષત્રોની ઉત્તર અથવા મધ્યમાં થઇ, ગમન કરે તો તે સારૂં ફળ આપેછે. ॥૧૮॥

परिघ इति मेघरेखा या तिर्यग्भास्करोदयेऽस्ते वा ।
परिधिस्तु प्रतिसूर्यो दण्डस्त्वृजुरिन्द्रचापनिभः ॥ १९ ॥

સૂર્યોદય તથા સૂર્યાસ્ત વખતે મેઘની આડી રેખા હોય તેને પરિઘ કહે-

છે. અને પરિધી પ્રતિસૂર્ય કહેવાયછે, ઈંદ્રધનુષ સરખા વિચિત્ર વર્ણનો અને સિદ્ધો હોય તે દંડ કહેવાયછે. ॥ ૧૯ ॥

उदयेऽस्ते वा भानोर्ये दीर्घा रश्मयस्त्वमोघास्ते ।
सुरचापखण्डमृजु यद्रोहितमैरावतं दीर्घम् ॥ २० ॥

સૂર્યના ઉદય અને અસ્ત વખતે તેમનાં લાંબા કિરણો હોય તે અમોઘ કહેવાયછે. ઈંદ્રધનુષનો કટકો સીધો હોય તે રોહિત અને લાંબો હોય તે ઐરાવત કહેવાયછે ॥૨૦॥

अर्धास्तमयात्सन्ध्या व्यक्तीभूता न तारका यावत् ।
तेजःपरिहानिमुखाद्भानोरर्धोदयं यावत् ॥ २१ ॥

સૂર્યબિંબના અર્ધા અસ્તથી આરંભી તારા ન દેખાય ત્યાંસૂધી પશ્ચિમ સંધ્યા કહેવાયછે. અને તારાનું તેજ મંદ થવા લાગે ત્યાંથી આરંભી સૂર્યબિંબનો અર્ધો ઉદય થાય ત્યાંસૂધી પૂર્વ સંધ્યા કહેવાયછે. ॥ ૨૧ ॥

तस्मिन् सन्ध्याकाले चिह्नैरेतैः शुभाशुभं वाच्यम् ।
सर्वैरेतैः स्निग्धैः सद्योवर्षा भयं रूक्षैः ॥ २२ ॥

તે સંધ્યાકાળમાં પ્રથમ કહેલાં ચિન્હો પ્રમાણે સારૂં માઠું ફળ કહેવું, તે સર્વ ચિન્હ સ્નિગ્ધ હોય તો તેજ દિવસે વૃષ્ટિ થાય અને રૂક્ષ હોય તો ભય થાયછે.॥૨૨॥

अच्छिन्नः परिघो वियच्च विमलं श्यामा मयूखा रवेः
स्निग्धदीधितयः सितं सुरधनुर्विद्युच्च पूर्वोत्तरा ।
स्निग्धो मेघतरुर्दिवाकरकरैरालिङ्गितो वा यदा
वृष्टिः स्याद्यदि वार्कमस्तसमये मेघो महांश्छादयेत् ॥२३॥

સંધ્યા વખતે અખંડિત પરિઘ હોય, આકાશ નિર્મળ હોય, સૂર્યનાં અમોઘ કિરણો શ્યામવર્ણનાં હોય અથવા તેવિના પણ બીજાં કિરણો સ્નિગ્ધ હોય, સફેત રંગનું ઈંદ્રધનુષ હોય, ઈશાનમાં વીજળી ચમકે, મેઘ તરૂ એટલે વૃક્ષને આકારે મેઘ સ્નિગ્ધ હોય અથવા સૂર્યકિરણથી વ્યાપ્ત હોય અને અસ્ત વખતે મોટું, ઘાટું વાદળું સૂર્યને ઢાંકી દે તો પણ વૃષ્ટિ થાયછે. ॥ ૨૩ ॥

खण्डो वक्रः कृष्णो ह्रस्वः काकाद्यैर्वा चिह्नैर्विद्धः ।
यस्मिन्देशे रूक्षश्चार्कस्तत्राभावः प्रायो राज्ञः ॥ २४ ॥

જે દેશમાં સૂર્યનું બિંબ ખંડિત, વાંકું, શ્યામ, નહાનું અને કાગ આદિ બૂરા ચિન્હથી વિંધાએલું અને રૂક્ષ દેખાય તો તે દેશના રાજાનો ઘણું કરી નાશ થાયછે. ॥ ૨૪ ॥

वाहिनीं समुपयाति पृष्ठतो मांसभुक्खगगणो युयुत्सतः
यस्य तस्य बलविद्रवो महान् अग्रगैस्तु विजयो विहङ्गमैः॥२५॥

યુદ્ધની ઇચ્છાથી જતા જે રાજાની સેના પાછળ માંસભક્ષક પક્ષીઓ, કાગ, ગીધ વિગેરે જાય, તો તે રાજાની સેનાનો પરાજય થાયછે અને તે પક્ષીઓ જેની સેનાની આગળ જાય તેનો જય થાયછે. ॥ ૨૫ ॥

भानोरुदये यदि वास्तमये गन्धर्वपुरप्रतिमा ध्वजिनी ।
बिम्बं निरुणद्धि तदा नृपतेः प्राप्तं समरं सभयं प्रवदेत् ॥२६॥

સૂર્યના ઉદય તથા અસ્ત વખતે ગંધર્વ નગર સરખી સેના સૂર્યબિંબને ઢાંકે તો રાજાને ભીતિસહિત યુદ્ધ પ્રાપ્ત થશે એમ કહેવું. ॥ ૨૬ ॥

शस्ता शान्तद्विजमृगघुष्टा सन्ध्या स्निग्धा मृदुपवना च ।
पांशुध्वस्ता जनपदनाशं धत्ते रूक्षा रुधिरनिभा वा ॥२७॥

જે સંધ્યા વખતે શાંત એટલે સૂર્ય સામું મુખ નહીં રાખી મધુર સ્વરથી પક્ષી અને મૃગો, શબ્દ કરે, અને તે સંધ્યા સ્નિગ્ધ હોય તથા મંદ પવન ચાલતો હોય તો તે સારૂં ફળ આપેછે. જે સંધ્યામાં ધૂળ ઉડતી હોય, રૂક્ષ હોય અને રૂધિર સરખી અતિ લાલ હોય તો તે સંધ્યા દેશનો નાશ કરેછે. ॥૨૭॥

यद्विस्तारेण कथितं मुनिभिस्तदस्मिन्
सर्वं मया निगदितं पुनरुक्तवर्ज्यम् ।
श्रुत्वापि कोकिलरुतं बलिभुग्विरौति
यत्तत्स्वभावकृतमस्य पिकं न जेतुम् ॥ २८ ॥

ગર્ગઆદિ મુનિઓએ મયૂરચિત્રકસંહિતામાં જે વિસ્તારથી કહ્યું છે તે સઘળું મેં આ અધ્યાયમાં પુનરૂક્તિ ન કરતાં સંક્ષેપથી કહ્યું. કોયલનો મધુર શબ્દ સાંભળી કાગ પણ શબ્દ કરે છે, તે સ્વાભાવિક છે પણ તે કોયલને જીતવા બોલતો નથી. ॥ ૨૮ ॥

इति श्रीवराहमिहिरकृतौ बृहत्संहितायां मयूरचित्रकं
नाम सप्तचत्वारिंशोऽध्यायः ॥

ઇતિ શ્રીવરાહમિહિરાચાર્યની રચેલી બૃહત્સંહિતાનો મયૂરચિત્રક
નામનો સુડતાલીશમો અધ્યાય સંપૂર્ણ. ॥ ૪૭ ॥
પૂર્વાર્ધ સંપૂર્ણ.

# अथ

# बृहत्संहिता उत्तरभाग प्रारंभ.

## પ્રકરણ ૪૮ મું.

---

### પુષ્યસ્નાન.

मूलं मनुजाधिपतिः प्रजातरोस्तदुपघातसंस्कारात् ।
अशुभं शुभं च लोके भवति यतीतो नृपतिचिन्ता ॥ १ ॥

પ્રજારૂપ વૃક્ષનું મૂળ રાજા છે અને રાજાના ઉદયાસ્તથી એટલે વૃદ્ધિ-હ્રાસથી પ્રજામાં સુખદુઃખ થાય છે. અર્થાત્ રાજાની ઉન્નતિથી પ્રજાને સુખ થાય છે. માટે રાજાના કલ્યાણ સારૂ યત્ન કરવો ઉચિત છે. ॥ ૧ ॥

या व्याख्याता शान्तिः स्वयम्भुवा सुरगुरोर्महेन्द्रार्थे ।
तां प्राप्य वृद्धगर्गः प्राह यथा भागुरेः शृणुत ॥ २ ॥

બ્રહ્માજીએ ઇંદ્રને માટે જે શાંતિ બૃહસ્પતિને કહી હતી તેજ શાંતિ બૃહસ્પતિ પાસેથી વૃદ્ધ ગર્ગમુનિએ સંપાદન કરી હતી. અને તે પોતાના શિષ્ય ભાગુરીને જે રીતે કહી, તે હું કહું, માટે સાંભળો. ॥ ૨ ॥

पुष्यस्नानं नृपतेः कर्तव्यं दैववित्पुरोधाभ्याम् ।
नातः परं पवित्रं सर्वोत्पातान्तकरमस्ति ॥ ३ ॥

દૈવજ્ઞ અને પુરોહિતે પુષ્ય નક્ષત્રમાં રાજાને સ્નાન કરાવવું કેમકે તે પુષ્યસ્નાન કરતાં એવું બીજું કોઈ પણ પવિત્ર કર્મ નથી કે, જે સર્વ ઉત્પાતનો નાશ કરે. ॥ ૩ ॥

श्लेष्मातकाक्षकण्टकिकटुतिक्तविगन्धिपादपविहीने ।
कौशिकगृध्रप्रभृतिभिरनिष्टविहगैः परित्यक्ते ॥ ४ ॥
तरुणतरुगुल्मवल्लीलताप्रतानावृते वनोद्देशे ।
निरुपहतपत्रपल्लवमनोज्ञमधुरद्रुमप्राये ॥ ५ ॥

શ્લેષ્માતક, અખોડ, કાંટાવાળા વૃક્ષો, કડવા, તીખા અને દુર્ગંધી શિવાયનાં તથા ઘડ અને ગીધ વિગેરે દુષ્ટ પક્ષિઓરહિત નવા વૃક્ષો ગુલ્મ વેલીઓ અને લતાઓથી વીંટાએલાં ઉપદ્રવરહિત, કોમલ પલ્લવ અને પાનવાળાં, મનોહર, મીઠાં વૃક્ષોયુક્ત વનમાં પુષ્યસ્નાન કરાવવું. ॥ ૪ ॥ ૫ ॥

कृकवाकुजीवजीवकशुकशिखिशतपत्रचाषहारीतैः ।
क्रकरचकोरकपिञ्जलवञ्जुलपारावतश्रीकैः ॥ ६ ॥

અથવા જે વનની અંદર કુકડાં, જીવ, જીવક, પોપટ, મોર, શતપત્ર, નીલકંઠ, હારિત, ક્કર, ચકોર, કપિંજલ, વંજુલ, પારેવાં અને શ્રીક વિગેરે પક્ષીઓ મધુર શબ્દ કરી રહ્યા હોય. ॥ ૬ ॥

कुसुमरसपानमत्तद्विरेफपुंस्कोकिलादिभिश्चान्यैः ।
विरुते वनोपकण्ठे क्षेत्रागारे शुचावथवा ॥ ७ ॥

પુષ્પ રસના પાનથી છકેલા ભ્રમરો અને ટહુકા કરતી કોયલો વિગેરે પક્ષીઓથી શબ્દાયમાન, વનના પ્રદેશો અથવા ક્ષેત્રો એટલે પુણ્યસ્થાનમાંનાં જે ગ્રહો, તેને વિષે. ॥ ૭ ॥

ह्रदिनीविलासिनीनां जलखगनखविक्षतेषु रम्येषु ।
पुलिनजघनेषु कुर्याद्दृङ्मनसोः प्रीतिजननेषु ॥ ८ ॥

અથવા જળપક્ષીઓના જેની અંદર નખક્ષત થઈ રહેલાં છે, તેવા નેત્ર અને મનને આનંદ આપનાર નદીરૂપ સ્ત્રિયોના તીરરૂપ જઘનપ્રદેશને વિષે પુષ્યસ્નાન કરવું. ॥ ૮ ॥

प्रोत्प्लुतहंसच्छत्रे कारण्डवकुररसारसोद्गीते ।
फुल्लेन्दीवरनयने सरसि सहस्राक्षकान्तिधरे ॥ ९ ॥

ચોતરફ ઉડતા હંસો જેમને છત્રરૂપ દેખાય છે. કારંડવહ, કુરર અને સારસ નામનાં પક્ષીઓ જેમની પાસે ઉચ્ચે સ્વરે ગાયન કરે છે. ખીલેલાં શ્યામકમળ જેમનાં નેત્રસરખાં દેખાય છે. તેવા, હજાર નેત્રવાળા ઇંદ્રની શોભાની ધારણકર્તા સરોવરના તટપર પુષ્યસ્નાન કરવું. ॥ ૯ ॥

प्रोत्फुल्लकमलवदनाः कलहंसकलस्वनप्रभाषिण्यः ।
प्रोत्तुङ्गकमलकुचा यस्मिन्नलिनीविलासिन्यः ॥ १० ॥

પ્રફુલ્લિત થતાં કમળ જેમનાં મુખ છે તથા હંસના મધુર શબ્દોથી જાણે વાતચીત કરતી હોય નહીં તેવી, ઉંચ કમળની કળીયોરૂપ કુચપ્રદેશવાળી કમલિનીરૂપ વિલાસિનીઓને વિષે રાજાએ પુષ્યસ્નાન કરવું. ॥ ૧૦ ॥

कुर्याद्गोरोमन्थजफेनलवशकृत्खुरक्षतोपचिते ।
अचिरप्रसूतहुङ्कृतवल्गितवत्सोत्सवे गोष्ठे ॥ ११ ॥

વાગોળતી ગાયોના મુખમાંથી પડતાં ટપકાં, છાણ અને ખરીઓના

અવાજથી ગાજી રહેલી અને થોડા દિવસનાં જન્મેલાં વાછરડાંઓના ખરાડવા અને કુદવાથી ઉત્સવમય થઈ રહેલી ગૌશાળાઓમાં પુષ્યસ્નાન કરવું. ॥૧૧॥

अथवा समुद्रतीरे कुशलागतपोतरत्नसम्बाधे ।
घननिचुललीनजलचरसितखगशबलीकृतोपान्ते ॥ १२ ॥
क्षमया क्रोध इव जितः सिंहो मृग्याभिभूयते यत्र ।
दत्ताभयखगमृगशावकेषु तेष्वाश्रमेष्वथवा ॥ १३ ॥

પ્રવાસ કરી કુશળતાપૂર્વક રત્નોના સમૂહ લાવનાર, વહાણોની ગર્દીવાળા અને ઘણા ઘાટા નેટીસ વૃક્ષોના મૂળમાં બેઠેલા જળ-જંતુઓ અને સફેત પક્ષીઓથી ચિત્રિત થયેલા સમીપ ભાગવાળા સમુદ્રના તીરપર રાજાએ પુષ્યસ્નાન કરવું; અથવા જેમ ક્ષમા ક્રોધને જીતી લે, તેમ મૃગલીઓ જે સ્થળે સિંહને તરછોડી રહી છે તથા પક્ષીઓ અને મૃગનાં બચ્ચાંઓ જ્યાં નિર્ભય રમી રહ્યાં છે, તેવા મુનિઓના આશ્રમનેવિષે રાજાએ પુષ્યસ્નાન કરવું. ૧૨ ૧૩

काञ्चीकलापनूपुरगुरुजघनोद्वहनविघ्नितपदाभिः ।
श्रीमतिमृगेक्षणाभिर्गृहेऽन्यभृतवल्गुवचनाभिः ॥ १४ ॥

કટિમેખલા, નૂપુર અને પુષ્ટ માંસલ ભારી જંઘાને લીધે મંદ મંદ ગમન કરતી, મૃગસરખાં નેત્રવાળી અને કોયલતુલ્ય મધુર કંઠવાળી સ્ત્રિયોથી શોભતા લક્ષ્મીયુક્ત પોતાના રાજમંદિરને વિષે રાજાએ પુષ્યસ્નાન કરવું, ॥ ૧૪ ॥

पुण्येष्वायतनेषु च तीर्थेषूद्यानरम्यदेशेषु ।
पूर्वोदक्प्लवभूमौ प्रदक्षिणाम्भोवहायां च ॥ १५ ॥

અથવા પવિત્ર દેવસ્થાન, તીર્થ અને ઉદ્યાનનાં મનોહર સ્થાનમાં અથવા પૂર્વ અને ઉત્તરે નિચાણવાળી તથા જેમાં જમણી બાજુએ જળ વહેતાં હોય તેવી પૃથ્વિનેવિષે રાજાએ પુષ્યસ્નાન કરવું. ॥ ૧૫ ॥

भस्माङ्गारास्थ्यूषरतुषकेशश्वभ्रकर्कटावासैः ।
श्वाविन्मूषकविवरैर्वल्मीकैर्या च सन्त्यक्ता ॥ १६ ॥
धात्री घना सुगन्धा स्निग्धा मधुरा समा च विजयाय ।
सेनावासेऽप्येवं योजयितव्या यथायोगम् ॥ १७ ॥

રાખ, કોયલા, હાડકાં અને ખારવાળી જમીન તથા ફોતરી અને વાળ

દટાએલા હોય તેવી, કરચલા, શ્વાન અને ઉંદર તથા સર્પનાં દર શિવાયની પૃથ્વિ હોય અને, જે કઠણ હોય તથા સુગંધી, સ્નિગ્ધ, મધુર અને સરખી હોય તે પુષ્યસ્નાનમાં લેવી તથા સેનાના નિવાસ માટે પણ યુક્તિપૂર્વક તેવી પૃથ્વિનો ઉપયોગ કરવો. ॥ ૧૬ ॥ ૧૭ ॥

**निष्क्रम्य पुरान्नक्तं दैवज्ञामात्ययाजकाः प्राच्याम् ।**
**कौवेर्यां वा कृत्वा बलिं दिशीशाधिपायां वा ॥ १८ ॥**

રાત્રીએ જોશી, રાજમંત્રી અને પુરોહિતે નગર બહાર જઇ પૂર્વ, ઉત્તર અથવા ઇશાનકોણમાં બળીદાન આપવાં. ॥ ૧૮ ॥

**लाजाक्षतदधिकुसुमैः प्रयतः प्रणतः पुरोहितः कुर्यात् ।**
**आवाहनमथ मन्त्रस्तस्मिन्मुनिभिः समुद्दिष्टः ॥ १९ ॥**

શાળ, અક્ષત, દહીં અને પુષ્પેકરી નમ્ર થઈ પવિત્ર પુરોહિતે આવાહન કરવું તે આમંત્રણને માટે મુનિઓએ આ પ્રમાણે મંત્ર કહેલ છે. ॥ ૧૯ ॥

**आगच्छन्तु सुराः सर्वे येऽत्र पूजाभिलाषिणः ।**
**दिशो नागा द्विजाश्चैव ये चान्येऽप्यंशभागिनः ॥ २० ॥**

પૂજાની ઇચ્છા રાખનાર, દિશાઓ, નાગ, ઋષિઓ અને બીજા અંશભાગી જે દેવતાઓ છો તે સર્વે અહીં આવો. ॥ ૨૦ ॥

**आवाह्यैवं ततः सर्वानेवं ब्रूयात्पुरोहितः ।**
**श्वः पूजां प्राप्य यास्यन्ति दत्त्वा शान्तिं महीपतेः ॥ २१ ॥**

એ રીતે આવાહન કરી સર્વને પુરોહિતે કહેવું કે જે દેવનું અહિં આમંત્રણ કરેલું છે, તે પ્રભાતે પૂજા સ્વીકારી રાજાને શાંતિ આપી, સુખે સ્વસ્થાને પાછા જજો. ॥ ૨૧ ॥

**आवाहितेषु कृत्वा पूजां तां शर्वरीं वसेयुस्ते ।**
**सदसत्स्वप्ननिमित्तं यात्रायां स्वप्नविधिरुक्तः ॥ २२ ॥**

આવાહન કરેલા દેવનું પૂજન કરી તે રાત્રિએ સારાં માઠાં સ્વપ્ન જોવાં તે ત્રણેય જણે (રાજમંત્રી, પુરોહિત અને જોષિએ) ત્યાં રહેવું. શુભાશુભ સ્વપ્નવિધિ મારા યોગયાત્રા નામના ગ્રન્થમાં વિસ્તારથી કહેલ છે. ॥ ૨૨ ॥

**अपरेऽहनि प्रभाते सम्भारानुपहरेद्यथोक्तगुणान् ।**
**गत्वावनिप्रदेशे श्लोकाश्चाप्यत्र मुनिगीताः ॥ २३ ॥**

બીજે દિવસે પ્રભાતે બલિદાન આપવાને સ્થાને જઇ યથેષ્ટ સામગ્રી લઇ બલિદાન આપવું. એને માટે ગર્ગમુનિએ આ શ્લોક કહેલા છે. ॥ ૨૩ ॥

तस्मिन् मण्डलमालिख्य कल्पयेत्तत्र मेदिनीम् ।
नानारत्नाकरवतीं स्थानानि विविधानि च ॥ २४ ॥
पुरोहितो यथास्थानं नागान्यक्षान् सुरान् पितॄन् ।
गन्धर्वाप्सरसश्चैव मुनीन् सिद्धांश्च विन्यसेत् ॥ २५ ॥
ग्रहांश्च सह नक्षत्रै रुद्रांश्च सह मातृभिः ।
स्कन्दं विष्णुं विशाखं च लोकपालान् सुरस्त्रियः ॥ २६ ॥
वर्णकैर्विविधैः कृत्वा हृद्यैर्गन्धगुणान्वितैः ।
यथास्वं पूजयेद्विद्वान् गन्धमाल्यानुलेपनैः ॥ २७ ॥
भक्ष्यैरन्यैश्च विविधैः फलमूलामिषैस्तथा ।
पानकैर्विविधैर्हृद्यैः सुराक्षीरासवादिभिः ॥ २८ ॥

તે બલિદાનને સ્થાનકે મંડળ કરી, નાના પ્રકારનાં રત્નના સમૂહથી પ્રદીપ્ત સુશોભિત ભૂમિ કરવી અને તેપર પુરોહિતે દેવતાનાં જુદાં જુદાં સ્થાપનો કરવાં. દેવતા, નાગ, યક્ષ, પિતૃઓ, ગંધર્વો, અપ્સરાઓ, મુનિઓ અને સિદ્ધ પુરૂષો, નક્ષત્રરહિત ગ્રહો, માતૃકાસહિત રુદ્ર, કાર્તિકસ્વામી, વિષ્ણુ, પિશાચ લોકપાલ; અને ઇંદ્રાણી આદિ દેવાંગનાઓનું સ્થાપન કરવું, એ સર્વનાં સ્વરૂપ મનોહર રંગનાં બનાવી ચંદન અને ફુલથી પુરોહિતે ક્રમપૂર્વક તેમનું પૂજન કરવું; અને મોદકઆદિ અનેક પ્રકારનાં બલિદાન, ફળ, મૂળ, માંસ અનેક પ્રકારના પીવાના ઉત્તમ પદાર્થો, સુરા, દૂધ અને આસવ વિગેરેથી પૂજન કરવું. ॥ ૨૪ ॥ ૨૫ ॥ ૨૬ ॥ ૨૭ ॥ ૨૮ ॥

कथयाम्यतः परमहं पूजामस्मिन् यथाभिलिखितानाम् ।
ग्रहयज्ञे यः प्रोक्तो विधिर्ग्रहाणां स कर्तव्यः ॥ २९ ॥

એ મંડપમાં સ્થાપેલા સર્વ દેવનું પૂજન ક્રમથી કહું છું. યોગયાત્રામાં ગ્રહયજ્ઞનો જેવો વિધિ કહેલો છે તેવા વિધિથી અહિં પણ ગ્રહપૂજન કરવું. ॥૨૯॥

मांसौदनमद्याद्यैः पिशाचादितितनयदानवाः पूज्याः ।
अभ्यञ्जनाञ्जनतिलैः पितरो मांसौदनैश्चापि ॥ ३० ॥

પિશાચ, દૈત્ય અને દાનવોનું માંસ, ભાત અને મદ્યથી પૂજન કરવું. પિતૃઓનું અભ્યંગ કરવાનાં તેલ વિગેરે અંજન, તલ, માંસ અને ભાતથી પૂજન કરવું. ॥ ૩૦ ॥

सामयजुर्भिर्मुनयस्त्वृग्भिर्गन्धैश्च धूपमाल्ययुतैः ।
अश्लेषकवर्णैस्त्रिमधुरेण चाभ्यर्च्चयेन्नागान् ॥ ३१ ॥

સામવેદ, યજુર્વેદ અને ઋગ્વેદે કરી અર્પણ કરેલાં ચંદન, ફૂલ ધૂપ અને માળા વિગેરેથી મુનિઓનું પૂજન કરવું અને જેમાં ઘણી જાતના રંગો મળેલા ન હોય તેવા પદાર્થો અને ઘી, મધ તથા સાકરથી નાગનું પૂજન કરવું. ॥ ૩૧ ॥

धूपाज्याहुतिमाल्यैर्विबुधान् रत्नैः स्तुतिप्रणामैश्च ।
गन्धर्वानप्सरसो गन्धैर्माल्यैश्च सुसुगन्धैः ॥ ३२ ॥

शेषांस्तु सार्ववर्णिकबलिभिः पूजां नमयेच्च सर्वेषाम् ।
प्रतिसरवस्त्रपताकाभूषणयज्ञोपवीतानि ॥ ३३ ॥

ધૂપ, ઘીની આહુતી, માળા, રત્નો, નાના પ્રકારની સ્તુતિ અને પ્રણામ વિગેરેથી દેવતાઓનું પૂજન કરવું. સુંદર સુગંધી ચંદન અને માળાવડે કરી ગંધર્વ તથા અપ્સરાઓનું પૂજન કરવું. શેષ રહેલા દેવતાઓનું સઘળા રંગના બળીદાનથી પૂજન કરવું અને મુકુટ, વસ્ત્ર, ધ્વજા, ઘરેણાં તથા જનોઇ મંડળમાં સ્થાપેલા સર્વ દેવને અર્પણ કરવી. ॥ ૩૨ ॥ ૩૩ ॥

मण्डलपश्चिमभागे कृत्वाग्निं दक्षिणेऽथवा वेद्याम् ।
आदद्यात्सम्भारान् दर्भान्दीर्घानगर्भांश्च ॥ ३४ ॥

મંડળની પશ્ચિમે અથવા દક્ષિણે વેદી કરી તે ઉપર અગ્નિ સ્થાપન કરવો અને સઘળી સામગ્રી એકઠી કરવા તથા લાંબા અંદરના ગર્ભરહિત દર્ભો પણ ત્યાં લાવી રાખવા. ॥ ૩૪ ॥

लाजाज्याक्षतदधिमधुसिद्धार्थकगन्धसुमनसोधूपान् ।
गोरोचनाञ्जनतिलान् स्वर्तुजमधुराणि च फलानि ॥ ३५ ॥

सघृतस्य पायसस्य च तत्र शरावाणि तैश्च सम्भारैः ।
पश्चिमवेद्यां पूजां कुर्यात् स्नानस्य सा वेदी ॥ ३६ ॥

શાળ, ઘી, અક્ષત દહીં, મધ, ધોળા સરસવ, સુગંધી ચંદન, પુષ્પ, ધૂપ ગોરોચન, અંજન, તલ અને તે ઋતુઓમાં થયેલાં મીઠાં ફળથી તથા ઘી-સહિત દૂધપાકનાં ભરેલાં રામપાત્રો પાસે રાખી તે સઘળી વસ્તુઓથી પશ્ચિમ-વેદીમાં પૂજન કરવું; કેમકે તે પુષ્યસ્નાનની વેદી છે. ॥ ૩૫ ॥ ૩૬ ॥

**तस्याः कोणेषु दृढान् कलशान् सितसूत्रवेष्टितग्रीवान् ।**
**सक्षीरवृक्षपल्लवफलापिधानान् व्यवस्थाप्य ॥ ३७ ॥**
**पुष्यस्नानविमिश्रेणापूर्णानम्भसा सरत्नांश्च ।**
**पुष्यस्नानद्रव्याण्यादद्याद्गर्गगीताति ॥ ३८ ॥**

તે વેદીના ચારે ખુણામાં મજબૂત, તથા જેને ગળે સૂત્ર વીંટેલું છે તેવા ઉંમરા વિગેરે જેની અંદરથી દૂધ નીકળે તેવા વૃક્ષોનાં કોમળ પાન અને ફ-ળથી જેમનાં મુખ ઢાંકેલાં છે તેવા પુષ્યસ્નાનથી ઔષધીઓ ઔષધીસહિત પરિપૂર્ણ જવ ભરેલા અને જેની અંદર રત્નો નાખેલાં છે તેવા કળશોનું સ્થા-પન કરવું. ગર્ગમુનિના કહ્યા પ્રમાણે પુષ્યસ્નાન માટે ઉપયોગી વસ્તુઓ એકઠી કરી તે કળશની અંદર નાખવી. ॥ ૩૭ ॥ ૩૮ ॥

**ज्योतिष्मतीं त्रायमाणामभयामपराजिताम् ।**
**जीवां विश्वेश्वरीं पाठां समङ्गां विजयां तथा ॥ ३९ ॥**

માલકાંકણી, ત્રાયમાણ, હરડે, ખીજડી, જવંતી (રાયડોડી) પદ્મચારિણી, કાળીપાટ, મજીઠ, વિજયા, ॥ ૩૯ ॥

**सहां च सहदेवीं च पूर्णकोशां शतावरीम् ।**
**अरिष्टिकां शिवां भद्रां तेषु कुम्भेषु विन्यसेत् ॥ ४० ॥**

મુગ્દપર્ણી, સહદેવી, પૂર્ણકોપા, શતાવરી, અરિષ્ટાકા, શિવા, ભદ્રા વિગેરે ॥ ૪૦ ॥

**ब्राह्मीं क्षेमामजां चैव सर्वबीजानि काञ्चनम् ।**
**मङ्गल्यानि यथालाभं सर्वौषध्यो रसांस्तथा ॥ ४१ ॥**
**रत्नानि सर्वगन्धांश्च बिल्वं च सविकङ्कतम् ।**
**प्रशस्तनाम्यश्चौषध्यो हिरण्यं मङ्गलानि च ॥ ४२ ॥**

બ્રાહ્મી, ક્ષેમા, અજા, સર્વ પ્રકારનાં બીજ, કાંચની, અક્ષત પુષ્પઆદિ માંગલિક વસ્તુઓ, મધુર, લવણઆદિ રસ, રત્ન, સુગંધી દ્રવ્ય, બિલા, વિ-

ફક્ત વૃક્ષનું ફળ, અને વખાણવા યોગ્ય નામવાળી જયા, પુત્રજીવા અને પુનર્નવા આદિ ઔષધીઓ, સોનું, ગોરોચન, સફેત સરસવ અને ધ્રો વિગેરે માંગલિક વસ્તુઓ એ કળશમાં નાંખવી. ॥ ૪૧ ॥ ૪૨ ॥

आदावनडुहश्चर्म जरया संहृतायुषः ।
प्रशस्तलक्षणभृतः प्राचीनग्रीवमास्तरेत् ॥ ४३ ॥

ઉત્તમ લક્ષણયુક્ત જે બેલ સારૂં આયુષ્ય ભોગવી વૃદ્ધ થઇને મરણ પામ્યો હોય તેનું ચામડું પહેલી વેદીપર બીછાવવું અને તે ચામડામાં ડોકનો ભાગ હોય તે પૂર્વ બાજુ રાખવો. ॥ ૪૩ ॥

ततो वृषस्य योधस्य चर्म रोहितमक्षतम् ।
सिंहस्याथ तृतीयं स्याद्व्याघ्रस्य च ततः परम् ॥ ४४ ॥
चत्वार्येतानि चर्माणि तस्यां वेद्यामुपास्तरेत् ।
शुभे मुहूर्त्ते सम्प्राप्ते पुष्ययुक्ते निशाकरे ॥ ४५ ॥

તે ઉપર યોધવૃષનું અખંડીત લાલ રંગનું ચામડું પાથરવું. તે ઉપર સિંહનું અને તે ઉપર વાઘનું એ રીતે પુષ્ય નક્ષત્રનેવિષે ચંદ્રમા હોય ત્યારે સારા મુહૂર્તમાં તે વેદીપર એ ચાર જાતનું ચામડું બીછાવવું. ॥ ૪૪ ॥ ૪૫ ॥

भद्रासनमेकतमेन कारितं कनकरजतताम्राणाम् ।
क्षीरतरुनिर्मितं वा विन्यस्य चर्मणामुपरि ॥ ४६ ॥

સોનું, રૂપું અથવા ત્રાંબું એ ત્રણમાંથી કોઇએક ધાતુનું અથવા ઉંબરા-આદિ ક્ષીરવાળા વૃક્ષના કાષ્ટનું એક ભદ્રાસન બનાવવું, તે પ્રથમ બીછાવેલા ચામડાપર રાખવું. ॥ ૪૬ ॥

त्रिविधस्तस्योच्छ्रायो हस्तः पादाधिकोऽर्द्धयुक्तश्च ।
माण्डलिकानन्तरजित् समस्तराज्यार्थिनां शुभदः ॥ ४७ ॥
अन्तर्धाय हिरण्यं तत्रोपविशेन्नरेश्वरः सुमनाः ।
सचिवाप्तपुरोहितदैवपौरकल्याणनामवृतः ॥ ४८ ॥

માંડલીક રાજાઓને માટે તે એક હાથ ઉંચું કરવું, નિરંતર જયની ઇચ્છા રાખનારા માટે સવા હાથ અને સઘળી પૃથ્વિના રાજ્યની ઇચ્છાવાળા રાજાને માટે દોઢ હાથ ઉંચું ભદ્રાસન શ્રેષ્ટ ફળકર્તા ગણાય છે, તે સિંહાસનની વચ્ચે સોનું રાખી રાજાએ પ્રસન્નતાપૂર્વક મંત્રી, પ્રમાણિક વિશ્વાસપાત્ર મનુષ્ય, પુ-

રોહિત, જ્યોતિષી અને માંગલિક નામવાળા, નગરના લોકો (જયરાજ, સિંહરાજ વિગેરે નામના)થી વીંટાઈ તે સિંહાસનપર બેસવું. ॥ ૪૭ ॥ ૪૮ ॥

वन्दिजनपौरविप्रप्रघुष्टपुण्याहनिर्घोषैः।
समृदङ्गशङ्खतूर्यैर्मङ्गलशब्दैर्हतानिष्टः ॥ ४९ ॥
अहतक्षौमनिवसनं पुरोहितः कम्बलेन सच्छाद्य।
कृतबलिपूजं कलशैरभिषिञ्चेत्सर्पिषा पूर्णैः ॥ ५० ॥

બંદીજન (ભાટચારણ) નગરના લોકો અને ઉંચે સ્વરે પુણ્યાહવાચન તથા વેદના મંત્રો ભણતા બ્રાહ્મણોના શબ્દો અને મૃદંગ, શંખ, તૂરીઆદિ વાજિત્રના માંગલિક શબ્દથી જેમનું અમંગળ દૂર થયું છે તેવા રાજાએ તે સિંહાસન ઉપર બેસવું, નવાં રેશમી વસ્ત્રો પહેરી, જેમણે પૂજા તથા બલિદાન વિગેરે કરેલ છે તેવા રાજાને ઊર્ણાવસ્ત્ર (શાલ દુશાલા) ઓઢાડી ઘીના ભરેલા કલશથી પુરોહિતે અભિષેક કરવો. ॥ ૪૯ ॥ ૫૦ ॥

अष्टावष्टाविंशतिरष्टशतं वापि कलशपरिमाणम्।
अधिकेऽधिके गुणोत्तरमयं च मन्त्रोऽत्र मुनिगीतः ॥ ५१ ॥

આઠ, અઠ્યાવીશ કે એકસો આઠ કલશ સ્થાપવા, જેટલા વધારે કલશ હોય, તેટલું વધારે શુભ ફળ થાય છે, તે અભિષેક માટે ગર્ગમુનિએ આ પ્રમાણે મંત્ર કહેલ છે. ॥ ૫૧ ॥

आज्यं तेजो समुद्दिष्टमाज्यं पापहरं परम्।
आज्यं सुराणामाहार आज्ये लोकाः प्रतिष्ठिताः ॥ ५२ ॥

આજ્ય (ઘી) પરમ તેજરૂપ કહેલું છે અને તે સઘળાં પાપને હરનાર છે. તેમજ તે દેવતાઓનો પ્રિય આહાર છે. અને સઘળા લોકો તેને વિષે રહેલા છે. ॥ ૫૨ ॥

भौमान्तरिक्षं दिव्यं च यत्ते किल्विषमागतम्।
सर्वं तदाज्यसंस्पर्शात् प्रणाशमुपगच्छतु ॥ ५३ ॥

ભૌમ, અંતરિક્ષ અને દિવ્ય જે કંઈ ઉત્પાતને પ્રાપ્ત થાય તે સર્વ આ ઘીના સ્પર્શથી (એટલે આ ઘૃતપ્રોક્ષણથી) નાશ પામો. "આ મંત્ર ઘીથી અભિષેક કરતી વખતે ભણવા." ॥ ૫૩ ॥

कम्बलमपनीय ततः पुष्यस्नानाम्बुभिः सफलपुष्पैः ।
अभिषिञ्चेन्मनुजेन्द्रं पुरोहितोऽनेन मन्त्रेण ॥ ५४ ॥

પછી રાજાના ઉપરથી તે શાલ ઉતરી લઇ ફળ ફુલસહિત, પુષ્યસ્નાનની ઔષધીવાળા જળથી પુરોહિતે આ મંત્રો કહી રાજાનો અભિષેક કરવો. ॥ ૫૪ ॥

सुरास्त्वामभिषिञ्चन्तु ये च सिद्धाः पुरातनाः ।
ब्रह्मा विष्णुश्च शम्भुश्च साध्याश्च समरुद्गणाः ॥ ५५ ॥
आदित्या वसवो रुद्रा अश्विनौ च भिषग्वरौ ।
अदितिर्देवमाता च स्वाहा सिद्धिः सरस्वती ॥ ५६ ॥
कीर्तिर्लक्ष्मीर्धृतिः श्रीश्च सिनीवाली कुहूस्तथा ।
दनुश्च सुरसा चैव विनता कद्रुरेव च ॥ ५७ ॥
देवपत्न्यश्च या नोक्ता देवमातर एव च ।
सर्वास्त्वामभिषिञ्चन्तु दिव्याश्चाप्सरसां गणाः ॥ ५८ ॥

દેવ પુરાતન સિદ્ધ, બ્રહ્મા, વિષ્ણુ, શિવ, સાધ્ય, વાયુગણુ, આદિત્ય, વસુ, અગીઆર રુદ્ર, વૈદ્યોમાં શ્રેષ્ઠ અશ્વિનિકુમાર, દેવમાતા અદિતી, સ્વાહા, સિદ્ધિ, સરસ્વતી, કીર્ત્તિ, લક્ષ્મી, ધૃતિ, શ્રી, સિનીવાલી, કુહૂ, દનુ, સુરસા, વિનતા, કદ્રુ વિગેરે દેવમાતાઓ અને જેનાં નામ કહ્યાં નથી તેવી દેવપત્નિઓ અને સઘળા દિવ્ય અપ્સરાના સમૂહ, તને અભિષેચન કરો. ॥ ૫૫ ॥ ॥ ૫૬ ॥ ૫૭ ॥ ૫૮ ॥

नक्षत्राणि मुहूर्ताश्च पक्षाहोरात्रसन्धयः ।
संवत्सरा दिनेशाश्च कलाः काष्ठाः क्षणा लवाः ॥ ५९ ॥
सर्वे त्वामभिषिञ्चन्तु कालस्यावयवाः शुभाः ।
वैमानिकाः सुरगणा मनवः सागरैः सह ॥ ६० ॥
सप्तर्षयः सदाराश्च ध्रुवस्थानानि यानि च ।
मरीचिरत्रिः पुलहः पुलस्त्यः क्रतुरङ्गिराः ॥ ६१ ॥
भृगुः सनत्कुमारश्च सनकोऽथ सनन्दनः ।
सनातनश्च दक्षश्च जैगीषव्यो भगन्दरः ॥ ६२ ॥

एकतश्च द्वितश्चैव त्रितो जाबालिकश्यपौ ।
दुर्वासा दुर्विनीतश्च कण्वः कात्यायनस्तथा ॥ ६३ ॥
मार्कण्डेयो दीर्घतपाः शुनःशेफो विदूरथः ।
ऊर्वः संवर्तकश्चैव च्यवनोऽत्रिः पराशरः ॥ ६४ ॥
द्वैपायनी यवक्रीतो देवराजः सहानुजः ।
एते चान्ये च मुनयो वेदव्रतपरायणाः ॥ ६५ ॥
सशिष्यास्तेऽभिषिञ्चन्तु सदाराश्च तपोधनाः ।
पर्वतास्तरवो वल्ल्यः पुण्यान्यायतनानि च ॥ ६६ ॥
सरितश्च महाभागा नागाः किम्पुरुषास्तथा ।
वैखानसा महाभागा द्विजा वैहायसाश्च ये ॥ ६७ ॥
प्रजापतिर्दितिश्चैव गावो विश्वस्य मातरः ।
वाहनानि च दिव्यानि सर्वलोकाश्चराचराः ॥ ६८ ॥
अग्नयः पितरस्तारा जीमूताः खं दिशो जलम् ।
एते चान्ये च बहवः पुण्यसङ्कीर्तनाः शुभाः ॥ ६९ ॥
तोयैस्त्वामभिषिञ्चन्तु सर्वोत्पातनिबर्हणैः ।
कल्याणं ते प्रकुर्वन्तु आयुरारोग्यमेव च ॥ ७० ॥

નક્ષત્ર, મુહૂર્ત, પક્ષ, અહોરાત્ર, સંધ્યા, સંવત્સર, સૂર્ય, કળા, કાષ્ઠા, ક્ષણ, લવ વિગેરે, કલ્યાણકારક કાળના અવયવો વિમાનમાં રહેલા દેવગણ અને સાગરસહિત ઋતુ એ સર્વે તારાપર અભિષેક કરો. મોટા ભાગ્યવાળી નદીઓ, નાગ, કિન્નર, અને શ્રેષ્ઠ ભાગ્યવાળા તપસ્વીઓ, આકાશમાં રહેનાર સપ્તઋષિઓ જેવા કે, મરીચી, અત્રી, પુલહ, પુલસ્ત્ય, ક્રતુ, અંગિરા, ભૃગુ, સનત્કુમાર, સનક, સનંદન, સનાતન, દક્ષ, જૈગીષવ્ય, ભગંદર એકત, દ્વિત, ત્રિત, જાબાલિ, કશ્યપ, દુર્વાસા, દુર્વિનીત, કણ્વ, કાત્યાયન, માર્કંડેય, દીર્ઘતપા, શુનઃશેપ, વિદૂરથ, ઊર્વ, સંવર્તક, ચ્યવન, અત્રિ, પરાશર, દ્વૈપાયન (વ્યાસ), યવક્રીત, વામનસહિત ઇંદ્ર, અને વેદમાં તથા વ્રતમાં પરાયણ એવા બીજા, સદાચાર, શિષ્ય અને પત્નિસહિત તપસ્વીઓ, પર્વત, વૃક્ષ, વેલીઓ, પવિત્રસ્થાનો, પુણ્યકારક નદીઓ, નાગ, કિંપુરૂષ, વૈખાનસ, સ્નાનસંધ્યાશીલ બ્રાહ્મણો અને ખેચરો, પ્રજાપતિ, દિતિ, અને જગતજંતુની ગાયો, દિવ્ય વાહનો, સ્થાવર જંગમ

સહિત સર્વે લોકો, અગ્નિ, પિતૃઓ, તારા, મેઘ, આકાશ, દિશાઓ, જળ ને જેમનું નામ પુણ્યરૂપ છે તેવા સઘળા કલ્યાણકારી લોકો, સઘળા ઉત્પાતોને મટાડનાર, જળથી પૂર્વે જેવી રીતે સર્વ દેવતાઓએ પ્રસન્ન થઇ ઇંદ્રનો અભિષેક કર્યો હતો તેમ આ પ્રથમ કહેલા સર્વ દેવ તારો અભિષેક કરો. ॥૫૯થી૭૦॥

इत्येतैश्चान्यैश्चाप्यथर्वकल्पविहितैः सरुद्रगणैः ।
कौष्माण्डमहारौहिणकुवेरहृद्यैः समृद्ध्या च ॥ ७१ ॥

એ મંત્ર અને અથર્વણ કલ્પ કહેલા બીજા મંત્રો એકાદશ અનુવાકના રૂદ્રગણથી ૭ અનુવાકથી અને કૌષ્માંડિક મહારૌહિણ કુબેર હૃદય અને સમૃદ્ધિ ઋચાથી (લક્ષ્મીસૂક્તથી) પુરોહિતે રાજાનો અભિષેક કરવો. ॥ ૭૧ ॥

आपोहिष्ठा तिसृभिर्हिरण्यवर्णेति चतसृभिर्जप्तम् ।
कार्पासिकवस्त्रयुगं विभृयात्स्नातो नराधिपतिः ॥ ७२ ॥
पुण्याहशङ्खशब्दैराचान्तोऽभ्यर्च्य देवगुरुविप्रान् ।
छत्रध्वजायुधानि च ततः स्वपूजां प्रयुञ्जीत ॥ ७३ ॥
आयुष्यं वर्चस्यं रायस्पोषाभिर्ऋग्भिरेताभिः ।
परिजप्तं वैजयिकं नवं विदध्यादलङ्कारम् ॥ ७४ ॥

આપોહિષ્ઠા આદિ ત્રણ ઋચા અને હિરણ્યવર્ણાઆદિ ચાર ઋચાથી અભિમંત્રણ કરેલાં સૂત્રાઉ બે વસ્ત્ર સ્નાન કરી રાજાએ ધારણ કરવાં. પુણ્યાહવાચન અને વાજીંત્રોના શબ્દ સાંભળતાં રાજાએ આચમન લેઇ દેવ, ગુરૂ, બ્રાહ્મણ, છત્ર, ધ્વજ અને ખડ્ગ આદિ શસ્ત્રોનું પૂજન કરી પછી પોતાના ઇષ્ટદેવનું પૂજન કરવું. આયુષ્ય, તેજ અને વિજયને આપનાર તથા રાય સ્પોષઆદિ ૭ ઋચાથી મંત્રેલું નવું ઘરેણું રાજાએ ધારણ કરવું. ॥૭૨॥૭૩॥૭૪॥

गत्वा द्वितीयवेदीं समुपविशेच्चर्मणामुपरि राजा ।
देयानि चैव चर्माण्युपर्युपर्येवमेतानि ॥ ७५ ॥
वृषस्य वृषदंशस्य रुरोश्च पृषतस्य च ।
तेषामुपरि सिंहस्य व्याघ्रस्य च ततः परम् ॥ ७६ ॥

બીજી વેદીને વિષે જઇ રાજાએ તે ચામડાં ઉપરે બેસવું, અને તે ચામડાંઓ આ રીતે બીછાવેલાં હોવાં જોઇએ. પ્રથમ બળદનું, તે ઉપર વૃષદંશ નામના બિલાડાનું, તે ઉપર રૂરૂ નામના મૃગનું, તે ઉપર પૃષત નામના મૃગનું

श्री

# ग्रहलाघवनुं गुजराती भाषांतर.

## मध्यम ग्रहसाधन प्रकरण १ लुं.

ज्योतिःप्रबोधजननी परिशोध्य चित्तं तत्सूक्तकर्मचरणैर्गहनार्थपूर्णा स्वल्पाक्षरापि च तदंशकृतैरुपायैर्व्यक्तीकृता जयति केशववाक्श्रुतिश्च ॥ १ ॥ परिभग्नसमौर्विकेशचापं दृढगुणहारलसत्सुवृत्तबाहुं । सुफलप्रदमातनुप्रभं तत् स्मर रामं करणञ्च विष्णुरूपम् ॥ २ ॥

પોતામાં કહેવામાં આવેલા કર્મના[1] નિયમથી મનને શોધીને જ્યોતિષનો બોધ કરનાર,[2] ગહન અર્થથી ભરપૂર, ટુંકી અને પોતાના અંશોના કરાયલાં વિવરણોથી સ્પષ્ટ થયેલી[3] શ્રીમન્ કેશવાચાર્યની[4] વાણી અને શ્રુતિ[5] સર્વોત્કર્ષથી વર્તો[6] ॥ ૧ ॥

[7]જેણે જ્યા સહિત શિવનું ધનુષ ભાગેલું છે,[8] જેનો સારાં વૃતવાળો બાહુ દૃઢ ગુણવાળા હારથી[9] શોભાયમાન છે, જે સારૂં ફળ આપનાર છે[10]

---

૧ ગ્રહગણિત કરવાનું કર્મ અથવા વ્રતોપવાસાદિ કર્મ.

૨ જ્યોતિષ વિષયનો બોધ આપનાર અથવા જ્યોતિઃસ્વરૂપ પરબ્રહ્મનો બોધ કરનાર.

૩ પોતાના શિષ્યો તરફથી અનેક રીતે વિવરણ કરાયલી અને તેથી સ્પષ્ટ થયેલી.

૪ કેશવાચાર્ય આ ગ્રંથ કર્તા ગણેશના પિતાનું નામ છે. અથવા કેશવ ભગવાન એવો પણ તેનો અર્થ થાય છે.

૫ વેદ.

૬ ઉપરનો શ્લોક કેશવની વાણી અને શ્રુતિ બન્નેને લાગુ પડે છે.

૭ આ શ્લોકનો અર્થ શ્રીરામ અને આ કરણ ગ્રંથ એ બન્નેને લાગુ પડેછે.

૮ વા જેમાં જ્યા અને મોટું ચાપ કહાડી નાખવામાં આવ્યું છે.

૯ મજબુત દોરામાં પરોવાયલા હારથી અથવા તો દૃઢભાજક ગુણક અને હર વિગેરેથી શોભતા ભુજવાળા.

૧૦ મુક્તિદાતા છે અથવા જેમાંથી શીઘ્ર અને મંદ ફળ સ્પષ્ટ મળેછે.

અને જેણે નરાકાર સ્વીકારેલો છે[1] એવા વિષ્ણુરૂપ રામ અને કરણ ( ગ્રંથ ) નું ( હે ગણક ) તું સ્મરણ કર ॥ ૨ ॥

यद्यप्यकार्षुरुरवः करणानि धीरास्तेषुज्यकाधनुरपास्य न सिद्धिरस्मात्। ज्याचापकर्मरहितं सुलघुमकारं कर्तुं ग्रहमकरणं स्फुटमुद्यतोऽस्मि ॥ ३ ॥

ધીર ગણિતજ્ઞોએ જોકે કરણો[2] રચેલાં છે તો પણ એમાં જ્યા અને અને ચાપ વિના (ગ્રહગણિતની) સિદ્ધિ થતી નથી, તે માટે જ્યા ચાપ કર્મરહીત ટુંકી રીતવાળું ( આ ) ( ગ્રહલાઘવ નામક ) સ્પષ્ટ ગ્રહપ્રકરણ રચવા હું ( ગણેશ દૈવજ્ઞ ) તત્પર થાઉં છું ॥ ૩ ॥

द्व्यब्धीन्द्रोनितशकईशहृत्फलं स्याच्चक्राख्यं रविहत शेषकं तु युक्तं। चैत्राद्यैः मथगमुतः सदग्नचक्राद्दिग्युक्तादमरफलाधिमासयुक्तं ॥ ४ ॥
खत्रिघ्नंगततिथयुङ्गिरग्रचक्रांगांशाढ्यं पृथगमुतोऽब्धिषट्कलब्धैः ऊनाहैर्वियुतमहर्गणो भवेद्वै वारः स्याच्छरहतचक्रयुग्गणोव्जात् ॥ ५ ॥

વર્તમાન શકમાંથી[3] ૧૪૪૨ બાદ કરવા જે શેષ રહે, (તે ગ્રંથારંભ સમયથી ઇષ્ટ સમય પર્યંત ગત વર્ષની સંખ્યા થાય છે ને તેને ગતાબ્દ કહેછે.) તેને ૧૧ થી ભાગવાથી જે ફળ આવે તે ચક્ર કહેવાય છે, ને જે શેષ રહેલ હોય તેને ૧૨ થી ગુણી તેમાં ( ઈષ્ટમાસ સૂધી ) ચૈત્રથી ગયેલા માસની[4] સંખ્યા ઉમેરી તે આંક અલગ રાખવા. એમાં ચક્રને ૨ થી ગુણી તેમાં દશ ઉમેરી, જોડી દેવા. ઉમેરતાં જે આંક આવે તેને ૩૩થી

---

૧ જે મનુષ્યરૂપે અવતર્યા છે અથવા જેમાં શંકુની છાયાનો સ્વીકાર કરવામાં આવ્યો છે.

૨ શકપરથી ગ્રહસાધન કરવાની રીત જેમાં આપવામાં આવેલ હોય તેને કરણ કહે છે.

૩ જે શકમાં ગ્રહગણિત કરવાનું હોય તે વર્તમાન શક કહેવાય છે.

૪. અધિકમાસ ગણતરીમાં લેવો નહીં.

ભાગતાં જે ફળ મળે તે અધિમાસ[1] ( કહેવાય છે તે ) ને અલગ રાખવામાં આવેલ આંકમાં ઉમેરવા (થી માસગણ થાય છે ); એ ( માસગણ ) ને ૩૦ થી ગુણી તેમાં ( શુક્લ પ્રતિપદાથી ઈષ્ટતિથિ પર્યંત ) ગત થયેલ તિથિ સંખ્યા ઉમેરવી ને તેમાં ચક્રનો નિશેષ ષડંશ[2] ઉમેરી અલગ રાખવી. એક સ્થળે તેને ૬૪ થી ભાગતાં જે ફળ આવે તે ક્ષયદિવસ કહેવાય છે; તેને એ અલગ રાખવામાં આવેલા અંકમાંથી બાદ કરતાં જે શેષ રહે તે અહર્ગણ થાય છે. પાંચગણાં ચક્ર એ ગણમાં ઉમેરી ૭ થી ભાગવાથી સોમવાર પૂર્વક વાર આવેછે[3] ॥ ૪ ॥ ૫ ॥

## સૂચના.

ગણપરથી ઈષ્ટ દિવસનો વાર બરાબર ન આવે તો ગણમાં ચૂક સમજવી. કદાચ એક ઓછો હોય તો એક ઉમેરવો ને વધતો હોય તો એક બાદ કરવો. અને એ રીતે જે બાકી રહે તેને અહર્ગણ તરિકે ગણવો.

## ઉદાહરણ.

સંવત્ ૧૬૬૯ શકે ૧૫૩૪ વૈશાખ શુક્લ પૂર્ણિમા સોમવાર ઉદય ઘટી ૫૪।૧૦ છે, એ દિવસનો અહર્ગણ કરો ?

ઈષ્ટ શક ૧૫૩૪ તેમાંથી ૧૪૪૨ બાદ કર્યા તો શેષ—૯૨ રહ્યા, તેને ૧૧ થી ભાગ્યા તો ચક્ર ૮ ને શેષ ૪ આવ્યા, એ શેષને ૧૨ થી ગુણ્યા તો ૪૮ આવ્યા, તેમાં ઈષ્ટ માસ વૈશાખ સુધી ચૈત્રથી ફક્ત ૧ માસ ગયેલ છે તે ઉમેર્યો તો ૪૯ આવ્યા, તેમાં એક સ્થળે ચક્ર ૮ ને ૨ થી ગુણી તેમાં દશ ઉમેરતાં આવેલા ૨૬ ઉમેર્યા તો ૭૫ આવ્યા, તેને ૩૩ થી ભાગ્યા તો ગતાધિમાસ ૨ આવ્યા તે એકત્ર માંડેલી ગતમાસયુક્ત સંખ્યા ૪૯ માં ઉમેર્યા તો માસગણ ૫૧ થયો.

---

૧ જે વર્ષમાં અધિકમાસ ઇષ્ટમાસ પહેલાં આવ્યો હોય અને ગણિતથી પાછળ આવતો હોય ત્યાં ગણિતથી આવેલી અધિકમાસની સંખ્યામાં એક ઉમેરી તેને દ્વાદશગુણિતચક્રશેષયુક્ત ગતમાસ સંખ્યામાં ઉમેરવા ને અધિકમાસ આવવાનો હોય ને ગણિતમાં આવી જતો જણાયતો અધિકમાસની સંખ્યામાંથી એક બાદ કરી શેષને અધિકમાસ તરિકે ઉપયોગમાં લેવા.

૨ છથી ભાગતાં જે પૂર્ણાંક આવે તેજ.

૩ એટલે કે અહર્ગણમાં કહેલ આંકો ઉમેરી ૭ થી ભાગ દેતાં શેષ ૦ રહે તો સોમવાર, ૧ રહે તો મંગળ, ૨ રહે તો બુધ, ૩ રહે તો ગુરૂ, ૪ રહે તો શુક્ર, ૫ રહે તો શનિ અને ૬ રહે તો રવિવાર જાણવો.

એ માસગણને ૩૦ થી ગુણ્યા તો ૧૫૩૦ આવ્યા, તેમાં ઇષ્ટતિથિ પૂર્ણિમા સૂધી ૧૪ તિથિ ગયેલ છે તે ઉમેરી તો ૧૫૪૪ આવ્યા, તેમાં ચક્ર ૮ નો ષડંશ ૧ ઉમેર્યો તો ૧૫૪૫ થયા. તેમાંથી તેનો ૬૪ મો ભાગ ૨૪ ક્ષય દિવસ સંખ્યા આવી તે બાદ કર્યા તો અહર્ગણ ૧૫૨૧ નો આવ્યો.

એ અહર્ગણમાં ચક્ર ૮ ને પાંચથી ગુણતાં આવેલ ૪૦ ને ઉમેર્યા તો ૧૫૬૧ થયા, તેને ૭ થી ભાગ્યા તો શેષ૦ રહ્યા. શેષ શૂન્ય છે તેથી ઇષ્ટ દિવસનો વાર સોમ આવ્યો.

આ વાર બરોબર છે એટલે ગણમાં કશી વધ ઘટ કરવા જરૂર નથી. ધારો કે શૂન્યને બદલે એક શેષ રહ્યો છે તો તે ગણમાંથી આપણને એક બાદ કરી નાંખવો પડત અને ૬ શેષ રહ્યા હતે તો તેમાં એક ઉમેરવો પડત.

## ઉપપત્તિ.

અહર્ગણ એ શબ્દનો અર્થ દિવસનો જથો એવું થાય છે, ગ્રંથારંભ સમયથી ગ્રહે પોતાની કક્ષામાં તે સમયનાં તેનાં સ્થાનથી કેટલા આંટા માર્યા હશે તે શોધવા માટે તે દિવસથી તે ઇષ્ટ દિવસ સૂધી ગતદિવસ જાણવાની જરૂરી છે. આ ગ્રહલાઘવનાં ગણિતનો આરંભ શકે ૧૪૪૨ ના ચૈત્ર શુદ ૧ સોમવારને દિવસ કરવામાં આવ્યો છે. ઈષ્ટ શકમાંથી ગ્રંથારંભ શક બાદ કરવાથી ઈષ્ટ શક સૂધી કેટલાં સૌર વર્ષ ગત થયાં તે મળે છે. ઘણાં વર્ષો ગત થાય તો ગત દિવસ ઘણા આવે ને તેથી ગણકોને ગણિત કરવાનું મુશ્કેલ થઈ પડે તે માટે અગિઆર વર્ષનો અકેકો જથો જુદો પડાવી તેને ચક્રની સંજ્ઞા અપાવી છે ને શેષ વર્ષના દિવસો કરાવ્યા છે.

ચક્રશેષ સૌરવર્ષાત્મક છે, તેના માસ કરવા માટે તેને ૧૨ થી ગુણવાનું કહેલ છે, કેમકે એક વર્ષમાં બાર માસ થાયછે. એ માસ ચક્રના ચૈત્રથી તે ઈષ્ટવર્ષના ચૈત્રસુધી થાયછે. ઈષ્ટમાસપર્યંત કેટલા માસ ગયા તે કહાડવા માટે તે ચૈત્રથી તે ઈષ્ટમાસ સૂધીના ચાંદ્રમાસને એ સૌરમાસમાં ઉમેરવાથી ગત સૌરમાસ થાયછે એમ આચાર્યનું માનવું છે. આ સ્થળે ગણિતનું વૈષમ્ય જણાય છે. કેમકે સૌરમાસમાં ચાંદ્રમાસ શી રીતે ઉમેરી શકાય? સજાતીય વર્ણમાં સજાતીય વર્ણ ઉમેરાય. અહી પ્રથમ સૌરમાસપરથી અધિકમાસ લાવી તેને સૌરમાસમાં ઉમેરી ચાંદ્રમાસ કરી તેમાં ચૈત્રાદિ ગતમાસ ઉમેરવા જોઇએ. અહિઆં આચાર્યે ભિન્નજાતીનો સરવાળો કરાવ્યો છે તેમાં અધિકમાસનું શેષ વધારે થાયછે તે છોડી દીધું છે. સૌરમાસમાં અધિકમાસ ઉમેરવાથી ચાંદ્રમાસ

થાય છે, કેમકે અધિકમાસ એ સૌર અને ચાંદ્રમાસનું અંતરજ છે. એક કલ્પના ૫૧૮૪૦૦૦૦૦૦૦ સૌરમાસમાં ૧૫૯૩૩૦૦૦૦૦ અધિકમાસ આવે તો એક અધિકમાસમાં કેટલા સૌરમાસ આવે. સૌરમાસને અધિકમાસથી ભાગ્યા તો ૩૨।૧૬।૪ સૌરમાસ આવ્યા. એટલા માસે એક અધિકમાસ આવે છે એવું નક્કી થયું; બ્રહ્મસિદ્ધાંતમાં પણ કહ્યુંછે કે ૩૨ માસ, ૧૬ દિવસ અને ૪ ઘડીએ એક અધિકમાસ આવે છે. આ પ્રમાણપરથી અધિકમાસ શોધવા માટે આચાર્યે ૩૨।૧૬।૪ ને બદલે સુખ માટે સાવયવ આંક ન લેતાં ૩૩ થી ભાગવાનું કહ્યુંછે. તે એવી રીતે કે ૩૩ સૌરમાસમાં એક અધિકમાસ આવે તો ઈષ્ટ સૌરમાસે કેટલા, અહિ ગુણક એક છે તેથી ઈષ્ટને ગુણતાં તેજ આંક આવે માટે તે ગુણવાનું ન કહેતાં કેવળ ભાજક ૩૩ થીજ ભાગવાનું કહેલું છે. એ ૩૩ થી ભાગવાનું કારણ કહેવાયું. હવે ચક્રને બમણાં કરી તેમાં દશ ઉમેરવાનું કારણ કહીએ છીએ.

ગ્રંથારંભ સમયે મધ્યમ રીતિથી ૧૦ માસ વીત્યાબાદ અધિકમાસ આવવાનો હતો માટે એ માસોમાં તે આંક ઉમેરવાનું કહ્યુંછે.

એક ચક્ર અગિઆર વર્ષનું થાય છે તેના માસ ૧૩૨ થાય, તેમાં ઉપર જણાવેલાં પ્રમાણ પ્રમાણે અધિકમાસ ૪।૨ આવે; પણ ૩૩ થી ભાગીએ તો પૂરા ૪ આવે. એ પ્રમાણે એક ચક્રમાં બે માસનો તફાવત પડેછે. તે માટે ઈષ્ટચક્રમાં કેટલો તફાવત પડ્યો તે શોધવા માટે ઈષ્ટચક્રને ૨ થી ગુણવાનું કહેલ છે.

એ પ્રમાણે અધિકમાસને ચૈત્રગતમાસયુક્ત સંખ્યામાં એટલે સૌરમાસમાં ઉમેરવાથી ગ્રંથારંભ સમયથી ઇષ્ટવર્ષના માસપર્યંત ચાંદ્રમાસની સંખ્યા આવે છે.

હવે ચાંદ્રમાસમાંથી અહર્ગણ કરવાની રીતનું કારણ કહીએ છીએ.

એકમાસમાં ત્રીશ દિવસ તો ઇષ્ટમાસમાં કેટલા દિવસ થાય, એ અનુપાતથી તિથિ કરવા માટે ભાજક ૧ થી કશી પણ વિક્રિયા ન થતી હોવાથી કેવલ ૩૦ થી માસસંખ્યાને ગુણવાનું કહ્યુંછે. દરેક માસની શરૂઆત શુક્લ પ્રતિપદ્‌થી થાયછે માટે ઈષ્ટતિથિ સૂધી બીજા કેટલા વધારાના દિવસ ગયા તે સાથે ગણવા માટે તેમાં ઉમેરવાનું જણાવ્યું છે. એ રીતે ગતતિથી ઉમેરવાથી ઈષ્ટતિથિ સૂધીના ચાંદ્રદિવસની સંખ્યા આવે છે.

ચાંદ્રદિવસ અને સાવન દિવસનું અંતર ક્ષયદિવસ કહેવાયછે.

કલ્પના ચાંદ્રદિવસ ૧૬૦૨૯૯૯૦૦૦૦૦૦ માં જુમલે ૨૫૦૮૨૫૪૦૦૦૦ ક્ષયદિવસ આવે છે તો એક ક્ષયદિવસ કેટલા ચાંદ્રદિવસે આવે. ચાંદ્રદિવસને

ક્ષયદિવસની સંખ્યાથી ભાગ્યા તો દિનાદિક ૬૩।૫૪।૩૨ આવ્યાં. એપરથી નક્કી થયું કે ૬૩ ચાંદ્રદિવસ, ૫૪ ઘડી અને ૩૨ પળે એક ક્ષયદિવસ આવે છે. આચાર્યે એ સાવયવ આંક ૬૩।૫૪।૩૨ ન લેતાં સુખાર્થે ૬૪ દિવસ એ જ ગોએ માની લઈ ચાંદ્રદિવસને ૧ થી ગુણવાથી કશો ફેરફાર ન થતો હોવાથી તેમ કરવાનું કહ્યાવિના તે ક્ષય દિવસ કહાડવા માટે ફક્ત ૬૪ થીજ ભાગવાનું કહ્યુંછે.

હવે ચક્રનો છઠો ભાગ ચાંદ્રદિવસમાં શામાટે ઉમેરાવે છે તેનું કારણ કહીએ છીએ.

૭ ચક્રનાં ૬૬ વર્ષ થાય ને તેના કુલદિવસ ૨૪૪૮૬ થાય. હવે સાધારણ ભાજક જે આચાર્યે ૬૪ માન્યો છે તેથી તેને ભાગીએ તો તેટલા વખતમાં કુલ ક્ષયદિવસ ૩૮૨ અને વાસ્તવિક ભાજક ૬૩।૫૪।૩૨ થી ભાગીએ તો ક્ષયદિવસ ૩૮૩ આવે. એટલે ૭ ચક્રે એક દિવસનો તફાવત પડે તે માટે ઈષ્ટદિવસના ચક્ર સૂધી કેટલા દિવસનો તફાવત પડયો તે શોધવા માટે ઇષ્ટચક્રને ૧ થી ગુણાવ્યાનું કહ્યાવિના કેવળ ૬ થી ભાગવાનુંજ ને તેનાં પૂર્ણાંક માત્ર ઉપયોગમાં લેવાનું કહેલ છે.

સાવન દિવસમાં ક્ષયદિવસ ઉમેરવાથી ચાંદ્રદિવસ થાયછે માટે ચાંદ્રદિવસમાંથી ક્ષયદિવસની સંખ્યા બાદ કરવાનું કહેલ છે.

સોમવારપૂર્વક ગણપરથી આવેલ વાર થાયછે તેનું કારણ ગ્રંથારંભ દિવસે સોમવાર હોવાનું છે.

એક ચક્રના ૪૦૧૬ સાવનદિવસ થાયછે તેને ૭ થી ભાગીએ તો શેષ ૫ રહે, એટલે પ્રત્યેક ચક્રે પાંચ વારનો તફાવત પડે માટે ચક્રને પાંચથી ગુણી ગણમાં ઉમેરી વાર જાણવાનું કહ્યુંછે.

**खविधुतानभवास्तरणेर्ध्रुवः खमनला रसवार्धय ई-**
**श्वराः। सितरुचोभमुखोऽथखगायमौ शरकृतागदितो**
**विधुतुंगजः ॥ ६ ॥**
**शैलाद्रीखशरा अगोः क्षितिसुवो भूतत्त्वदन्ता विदः**
**केन्द्रस्याब्धिगुणोऽवः सुरगुरोः खंषड्यमाक्स्विलाः।**
**द्राकेन्द्रस्य भृगोः कुशक्रयमला राश्यादिकोऽथो शनेः**
**शैलाः पंचभुवो यमाब्धय इमेऽथ क्षेपकः कथ्यते ॥७॥**

સૂર્યનો ધ્રુવક ૦।૧૧।૪૯।૧૧ છે, ચંદ્રનો રાસ્યાદિ ધ્રુવક ૦।૩।૪૬।૧૧ છે, ચંદ્રોચ્ચનો ધ્રુવક ૯।૨।૪૫।૦ કહેવાયલો છે, રાહુનો ધ્રુવક ૭।૨।૫૦ નો છે, મંગળનો ધ્રુવક ૧।૨૫।૩૨ છે, બુધના શીઘ્ર કેંદ્રનો ધ્રુવક ૪।૩।૨૭ છે, ગુરુનો ધ્રુવક ૦।૨૬।૧૮ છે, શુક્રકેંદ્રનો ધ્રુવક ૧૧।૪।૨ છે અને શનિનો રાસ્યાદિ ધ્રુવક ૭।૧૫।૪૨ છે. હવે તેમના ક્ષેપક કહેવાય છે ॥ ૬ ॥ ૭ ॥

## ઉપપત્તિ.

આચાર્યે અગિઆર વર્ષના દિવસ ૪૦૧૬ ના ગ્રહોનું સાધન કરી તેને ધ્રુવક એવી સંજ્ઞા આપી છે. એ પ્રત્યેક અગિઆર વર્ષે એટલે ચક્રે ધ્રુવક તુલ્ય ગણપરથી આવેલા ગ્રહ ગ્રહાદિકોમાં ઉમેરવાથી ગ્રહ સિદ્ધિ થાય છે. કેમકે જે અહર્ગણપરથી ગ્રહ આવે છે તે તો કેવળ અગિઆર વર્ષની અંદરનાજ આવે છે.

કલ્પવર્ષમાં ગ્રહ કલ્પવર્ષ ભગણતુલ્ય ચાલે તો ઈષ્ટ વર્ષ ( ચક્ર૧) માં-કેટલું ચાલે, એ પરથી અથવા એક ચક્રના દિવસ કરી તે પરથી મધ્યમાધિકારની ગ્રહ સાધન રીતિ મુજબ ગ્રહો લાવી તેમાંથી ભગણનું પ્રયોજન ન હોવાથી તે ત્યાગ કરાવી શેષ રાસ્યાદિને ચક્ર હીન કરી ધ્રુવ સંજ્ઞા આપી છે.

અગિઆર વર્ષનો ગણ ૪૦૧૬ થાય તેના પરથી સૂર્ય મધ્યમ ૧૧।૧૮।૧૦।૪૯ આવ્યો, તેને બાર રાશિમાંથી બાદ કર્યો તો શેષ ૦।૧૧।૪૯।૧૧ રહ્યા. આ સૂર્યનો ધ્રુવક થયો. એજ માફક અન્ય ગ્રહના ધ્રુવક પણ સાધિ જોવા.

**रुद्रा गोब्जाः कुवेदास्तपन इह विधौ शूलिनो गोसुवः षट्, तुंगेक्षात्यष्टिदेवास्तमसि खमुडवोऽष्टाग्नयोऽथो महीजे । दिक्शैलाष्टौज्ञकेन्द्रे विभकलनवभं पूजितेऽद्र्यश्विभूपाः, शौक्रे केन्द्रे गृहाद्योऽद्रिनखनवशनौ गोतिथिः स्वर्गतुल्यः ॥ ८ ॥**

સૂર્યનો રાસ્યાદિ ક્ષેપક ૧૧।૧૯।૪।૧૦ છે; ચંદ્રનો ક્ષેપક, ૧૧-૧૯-૬-૦ છે; ઉચ્ચનો ક્ષેપક ૫-૧૭-૩૩-૦ છે; રાહુનો ક્ષેપક ૦-૨૭-૩૮-૦ છે; ભૌમનો ક્ષેપક ૧૦-૭-૮-૦ છે; બુધના શીઘ્ર કેન્દ્રનો ક્ષેપક ૮-૨૯-૩૩-૦ છે; ગુરુનો ૭-૨-૧૬-૦ છે; શુક્રના શીઘ્ર કેન્દ્રનો રાસ્યાદિ ક્ષેપક ૭-૨૦-૯-૦ છે; અને શનિનો ક્ષેપક ૯-૧૫-૨૧-૦ તુલ્ય [1]છે ॥ ૮ ॥

૧ સર્વે ગ્રહોના ક્ષેપકો રાસ્યાદિ છે એમ સમજવું.

## ઉપપત્તિ.

આ જે ક્ષેપક છે તે ગ્રંથારંભ દિવસના મધ્યમ ગ્રહ છે, એમાં ગણપરથી આવેલ ગ્રહ ઉમેરવાથી ઈષ્ટ દિવસના કલ્પાદિ ગ્રહ થાય. જે કંઈ ઉમેરવાનું હોય તે ક્ષેપક કહેવાય છે.

**दिनगणभवखेटचक्रनिघ्नध्रुवोनो दिवसकृदुदये स्वक्षेपयुङ्मध्यमः स्यात् । निजनिजपुररेखान्तःस्थिताद्योजनौघाद्रसलवमितलिप्ताः स्वर्णमिंदौ परे प्राक् ॥ ९ ॥**

ગણપરથી આવેલા ગ્રહમાંથી ચક્રનિઘ્ન ધ્રુવક બાદ કરી તેમાં પોતાનો ક્ષેપક ઉમેરવાથી સૂર્યોદય વખતનો મધ્યમ ગ્રહ થાય છે; પોતાના દેશ તથા મધ્યરેખાની[1] વચ્ચેના તફાવતના યોજનને ૬ થી ભાગતાં જે કલાદિ ફળ મળે તે સ્વદેશ મધ્ય રેખાથી પૂર્વમાં હોય તો ચંદ્રમાંથી બાદ કરવું ને પશ્ચિમમાં હોય તો ઉમેરવું ॥ ૯ ॥

## ઉપપત્તિ.

કલ્પાદિક ગ્રહ સાધવા માટે ગણપરથી આવેલ મધ્યમ ગ્રહમાં ક્ષેપક ઉમેરવામાં આવે છે એમ આપણે આગળ કહી ગયા. હવે ચક્રથી ધ્રુવકને ગુણી બાદ કરવાનું કારણ અમે કહીશું. ધ્રુવક આપણે જાણીએ છીયે તેમ ગણ ૪૦૧૬ નાપરથી વર્તેલા ગ્રહને બાર રાશિ માંથી પાડેલા ગ્રહતુલ્ય છે. કોઈપણ રકમ ઉમેરવાની હોય તેને તેના ચક્રમાંથી બાદ કરી શેષને જે રકમમાં તે ઉમેરવાની હોય તેમાંથી બાદ કરવાથી ફળ સમાન આવેછે. જેમકે ધારો કે ગણપરથી મધ્યમ સૂર્ય ૦–૧–૪૯–૧૧ આવ્યો છે તેમાં ચક્ર એકનો સૂર્ય ૧૧।૨૮।૧૦।૪૯ ઉમેરવાનો છે તો તે ન ઉમેરતાં તેને બારમાંથી બાદ કરી શેષ જે ०।૧।૪૯।૧૧ રહ્યા, એ તેમાંથી બાદ કર્યા તો સૂર્ય ०।०।०।० આવ્યો, ને પહેલા ઉમેર્યા તોપણ તેના તેજ આવ્યા. એટલે હવે નક્કી થયું જે ઉમેરવાની ચીજને તેનાં ચક્રમાંથી બાદ કરી જો બાદ કરવામાં આવે તો ફળમાં કશો પણ વ્યભિચાર થતો નથી.

---

૧ લંકા, કન્યાકુમારી, કાંચી, શીતપર્વત, પયેલી, વચ્છગુલ્મ, ઉજ્જન, ગર્ગરાટ, કુરૂક્ષેત્ર અને મેરૂ એ પ્રદેશોમાં મધ્યરેખા રહેલી છે. જ્યાં અક્ષાંશ શૂન્ય છે ત્યાં લંકા ને જ્યા ૯૦ ના અક્ષાંશ છે ત્યાં મેરૂ છે એમ પૂર્વાચાર્યોએ માની લીધું છે.

અહિઆં આપવામાં આવેલ ધ્રુવક એક ચક્રના છે. એક ચક્રમાં ધ્રુવક-તુલ્ય ગ્રહ આગળ ચાલે તો ઈષ્ટ ચક્રમાં કેટલું ચાલ્યો હશે તે નકી કરવામાટે ત્રિરાશિની રીતિએ તે ફળ ન કહાડતાં ધ્રુવકને ૧ થી ભાગવાનું કહ્યાવિના કેવળ ચક્રગુણિત ધ્રુવક ગ્રહમાંથી બાદ કરવાનું કહ્યું છે. કેમકે એકથી કોઈપણ સંખ્યાને ભાગવાથી કે ગુણવાથી તે સંખ્યામાં કશોપણ વિકાર થતો નથી.

ઉપર પ્રમાણે આવેલા ગ્રહ વાસ્તવિક રીતે મધ્ય રેખાપરની લંકા નગરીમાં સૂર્યનો જે વેળા ઉદય થાય તે વેળાના થાય છે. લંકા નગરીના ઉદય વખતના ગ્રહને ઉદયાન્તર સંસ્કાર આપેથી સ્વદેશના ઉદય વખતના ગ્રહ થાય. પરંતુ આચાર્યે ઉદયાંતર ફળ સ્વલ્પ હોવાને સબબે કેવળ છોડી દીધું છે ને તેથી આ શ્લોકમાં કહેલી રીતિએ ગ્રહ આવે તે સ્વદેશીય સૂર્યોદય વખતના મધ્યમ ગ્રહ થાય છે એમ જણાવ્યું છે.

સૂર્ય પૂર્વમાં ઉદય થઈ પશ્ચિમમાં ચાલ્યો જતો આપણે જોઈએ છીયે અથવા માનો કે પૃથ્વી પોતાની ધરીની આસપાસ પશ્ચિમથી પૂર્વમાં ફરતી ચાલી જાય છે. તેથી પૂર્વમાં જે દેશ હશે ત્યાં સૂર્યોદય પહેલો થશે ને જે પશ્ચિમમાં હશે તે દેશમાં પાછળથી થશે એ વાત ઉપરના કારણથી હવે ના પાડી શકાશે નહિ. સ્વદેશમાં ગ્રહ મધ્યમ રેખાના ગ્રહથી કેટલો વહેલો મોડો ઉગશે વા ઉગ્યો છે તે મધ્યરેખા અને સ્વદેશ વચ્ચેના તફાવતથી જાણી શકાય. આચાર્યે પૃથ્વીનો પરિધિયોજન ૪૮૦૦ ને, ચંદ્રની ગતિ મધ્યમ ૮૦૦ કલ્પી, દેશાન્તર સંસ્કાર ફક્ત ચંદ્રમાંજ કરાવ્યો છે. ૪૮૦૦ યોજનમાં ૮૦૦ નો તફાવત પડે તો એક યોજનમાં કેટલો તફાવત પડે. ૮૦૦ ને ૧ થી ગુણી ૪૮૦૦ થી ભાગ્યા તો ૦।૧૦ કલા આવી. આટલો તફાવત પડવાને એક યોજન જોઈએ તો એક કલાનો તફાવત પડવાને કેટલા યોજન જોઈશે. ૬૦ ને ૧ થી ગુણી ૧૦ થી ભાગ્યા તો ૬ આવ્યા. છ યોજનના તફાવતે ચંદ્રમાં એક કલાનો તફાવત પડે એ નકી થયું.

મધ્યરેખા જો સ્વદેશથી પૂર્વમાં હોય તો મધ્યરેખાના સૂર્યના ઉદયથી સ્વદેશનો સૂર્યોદય મોડો થાય કેમકે તફાવતતુલ્ય જ્યારે ગ્રહ ચાલી જાય ત્યારેજ તેનો ઉદય થાય. તેમાટે ગ્રહમાં ફળ ઉમેરવાનું ને રેખાથી દેશ પૂર્વમાં હોય તો ઉદય થઈ ગયો હોય માટે ફળ બાદ કરવાનું કહ્યું છે.

**स्वखनगलवहीनो धुव्रजोऽर्कज्ञशुक्राः खतिथिहृतगणोनोलिप्तिकास्वंशकाद्याः । गणमनुहृतिरिन्दुः स्वाद्रिभूभागहीनः खमनुहृतगणोनोलिप्तिकास्वंशपूर्वः ॥**

ગણમાંથી પોતાનો ૭૦ મો ભાગ બાદ કરી તેમાંથી તેને ૧૫૦ થી ભાગતાં આવેલ કલાદિ ફળ બાદ કરવાથી અંશાદિ મધ્યમ રવિ, બુધ અને શુક્ર થાય છે; ગણને ૧૪ થી ગુણી ૧૭ થી ભાગ દેતાં જે અંશાદિ ફળ આવે તેમાંથી ગણને ૧૪૦ થી ભાગતાં મળેલ કલાદિ ફળ બાદ કરવાથી અંશાદિ મધ્યમ ચંદ્ર થાય છે ॥ ૧૦ ॥

## ઉદાહરણ.

ગણ ૧૫૨૧ આવેલ છે તેને ૭૦ થી ભાગ્યા તો અંશાદિ ફળ ૨૧–૪૩–૪૨ આવ્યું, તેને ગણ ૧૫૨૧ માંથી બાદ કર્યું તો શેષ ૧૪૯૯–૧૬–૧૮ રહ્યા. ગણ ૧૫૨૧ ને ૧૫૦ થી ભાગ્યા તો કલાદિ ફળ ૧૦।૮ આવ્યું તેને પ્રથમનાં શેષ ૧૪૯૯–૧૬–૧૮ માંથી બાદ કર્યું તો અંશાદિ બુધ, શુક્ર અને સૂર્ય, ૧૪૯૯–૬–૧૦ આવ્યા.

અંશોની રાશિ કરી તો ૪૯।૨૯।૬।૧૦ આવ્યા. રાશિમાંથી ભગણ બાદ કર્યા તો શેષ રાશ્યાદિ ૧।૨૯।૬।૧૦ આવ્યા. ચક્ર ૮ છે તેથી સૂર્યના ધ્રુવક ૦।૧।૪૯।૧૧ ને ગુણ્યા તો ૦।૧૪।૩૩।૨૮ આવ્યા. તેને પ્રથમના ગણપરથી આવેલા રાશ્યાદિ ૧।૨૯।૬।૧૦ માંથી બાદ કર્યા તો શેષ ૧।૧૪।૩૨।૪૨ રહ્યા તેમાં સૂર્યનો ક્ષેપક જે ૧૧–૧૯–૪૧–૦ છે તે ઉમેર્યો તો મધ્યરેખાપરના સૂર્યોદય વખતના મધ્યમ સૂર્ય શુક્ર અને બુધ ૧–૪–૧૩–૪૨ આવ્યા.

ગણ ૧૫૨૧ ને ગુણ્યા ૧૪ થી તો ૨૧૨૯૪ આવ્યા તેને ભાગ્યા ૧૭ થી તો અંશાદિ ૧૨૫૨–૩૫–૧૭ આવ્યા, તેને ૨૧૨૯૪ માંથી બાદ કર્યા, તો શેષ અંશાદિ ચંદ્ર ૨૦૦૪૧–૨૪–૪૩ આવ્યો તેમાંથી ગણ ૧૫૨૧ ને ૧૪૦ થી ભાગતાં આવેલ કલાદિ ફળ ૧૦।૫૧ બાદ કર્યું તો બાકી અંશાદિ ચંદ્ર ૨૦૦૪૧–૧૩–૫૨ આવ્યો. તેની રાશિ કરી તો ૬૬૮–૧–૧૩–૫૨ આવી. ભગણ ૧૨ થી ભાગી ત્યાગ કર્યા તો શેષ રાશ્યાદિ ચંદ્ર ૮–૧–૧૩–૫૨ આવ્યો. ચક્ર ૮ ને ચંદ્રના ધ્રુવક ૦।૩।૪૬।૧૧ થી ગુણ્યા તો ૧।૦।૯।૨૮ આવ્યા, તેને રાશ્યાદિ ચંદ્રમાંથી બાદ કર્યા તો શેષ ૭–૧–૪–૨૪ રહ્યા, તેમાં ચંદ્રનો ક્ષેપક ૧૧–૧૯–૬–૦ ઉમેર્યો, તો મધ્યમ ઉદય સમયનો ચંદ્ર ૬–૨૦–૧૦–૨૪ આવ્યો.

## ઉપપત્તિ.

જ્યારે બ્રહ્માએ ભચક્ર રચી તેમાં સૃષ્ટિનાં આરંભમાં સૂર્યાદિ ગ્રહો તથા નક્ષત્રો વિગેરેની ચૈત્ર શુદ ૧ રવિવારને રોજ સ્થાપના કરી ત્યારથી તેમાંના

ગ્રહો પૂર્વગતિથી પ્રવહ વાયુના વેગથી પોતપોતાની કક્ષામાં ફરતા ચાલ્યા જાયછે. ત્યારપછી જ્યારે જ્યારે તેમને નિરખવામાં આવ્યા ત્યારે ત્યારે દરરોજ તેમની ગતિ ભિન્ન ભિન્ન જણાવા લાગી. દરરોજની સ્પષ્ટગતિ જુદી જુદી હોવાથી ગતિનો નિયમ બાંધવો તથા તે જાણવાના ઉપાય યોજવાનું અશક્ય જણાયું. બ્રહ્માએ રચેલાં ભચક્રના ૩૬૦ વિભાગો કરી પ્રત્યેકને અંશ વિગેરેની સંજ્ઞા આપી ત્યારથી આજના તેમજ કાલના એમ ગ્રહોના વેધો કરવા રૂષિઓએ શરૂ કર્યા, એમ પ્રત્યેક ગ્રહનું એકેકું ચક્ર પૂરૂં થયું ત્યાંલગણ વેધો કરવાનું જારી રાખ્યું. છેવટ જ્યારે ગ્રહ ફરીને પૂર્વના સ્થાનમાં આવ્યો ત્યારે તેની ઓછામાં ઓછી તથા વધતામાં વધતી દિનગતિનો સરવાળો કરી તેનાં અર્ધને તે ગ્રહની મધ્યમ ગતિ લેખી લીધી. સ્પષ્ટ ગતિનો નિયમ બાંધવો તેમને પણ સુગમ જણાયો નહિ તે માટે એ મધ્યમ સ્થૂલગતિ તે વેળા અંગિકાર કરાઈ. કેટલોક કાળ વીત્યાબાદ વશિષ્ટ વિગેરે મહર્ષિઓએ જ્યારે ફરી વેધો કર્યા ત્યારે તેમને ગતિમાં વ્યભિચાર જણાયો, ત્યારે તેમણે તે ટાળી વશિષ્ટ સિદ્ધાંત નામનું એક નાનું સિદ્ધાંત બનાવ્યું; ત્યાર પછી આર્યભટ્ટ, બ્રહ્મગુપ્ત, ભાસ્કરાચાર્ય વિગેરે આચાર્યો ઉત્પન્ન થયા તેમણે પોતપોતાના કાળમાં જુદા જુદા વેધ કરી ગ્રહની મધ્યમ ગતિ નકી કરી તેપરથી ગ્રહોના કલ્પ ભગણ વિગેરેનો નિયમ બાંધ્યો. જેમણે જ્યારે જ્યારે ભગણો નકી કર્યાં છે તે તે ભગણો તે વખતને બરોબર યોગ્ય છે. પરંતુ કાલાન્તરે તેમાં પણ મોટો અંતર પડેલો જણાય છે. વરાહમિહિર લખે છે કે, "કહ્યા પ્રમાણે ન થાય તો વિકૃતિ ને પ્રત્યક્ષ દેખાય તો વ્યક્તિ" વશિષ્ટસિદ્ધાંતમાં પણ લખ્યું જે "એ પ્રમાણે માંડવ્યે પણ મારૂં કહેલું શાસ્ત્ર સંક્ષેપથી કહેલું છે, યુગ યુગમાં મોટા કાલનો અંતર પડવાથી ગ્રહની ગતિમાં શિથિલપણું આવે છે." સૂર્ય સિદ્ધાંતમાં પણ કહ્યું છે કે "આ શાસ્ત્ર જે પહેલાં હતું તે પૂર્વે સૂર્યે કહેલ છે તેજ છે, ફક્ત યુગોના પરિવર્તનથી કેવળ કાળભેદજ તેમાં થયેલો છે. એ પ્રમાણે પૂર્વાચાર્યોનાં વચનોને અનુસરી ત્યારપછી થનારા દૈવજ્ઞોએ પોતપોતાના વખતમાં વેધાદિ કરી ગ્રહગતિવિષે પોતાના મતો બાંધેલા છે, તેમજ આ ગણેશ દૈવજ્ઞે પણ બહુ કાળ સૂધી નલિકાદિ સાધનથી ગ્રહના વેધ કરી દૃગૈક્યતામાં આવતો તફાવત કહાડી આ ગ્રંથ તૈયાર કર્યો છે; તેમાં સૂર્ય સૌરપક્ષીય લીધો છે, ચંદ્રનો ઉચ્ચ સૌરપક્ષીય નવકલા ઓછો કરી લીધો છે, ચંદ્ર પણ સૌરપક્ષનો લીધો છે, મંગળ ગુરૂ અને રાહુ આર્યપક્ષના છે, બુધકેન્દ્ર બ્રહ્મપક્ષનો

છે, શનિ આર્યપક્ષનો પણ પાંચ અંશ અધિક છે અને શુક્રનો શીઘ્રકેન્દ્ર આર્ય અને બ્રહ્મપક્ષના મધ્ય ભાગનો કલ્પેલો છે.

ગણેશ દૈવજ્ઞે સૂર્યની મધ્યમગતિ ૦।૫૯।૮।૧૦।૧૭।૫ માની છે. સૂર્ય એક દિવસમાં ગતિતુલ્ય ચાલે છે તો ગણતુલ્ય દિવસે કેટલું ચાલશે એમ ત્રિરાશિની વિધિએ પણ મધ્યમ સૂર્ય લાવી શકાત. પણ તે રીત જરા લાંબી અને મુંઝવણ ભરેલી હોવાથી સુગમ રીતિએ ગ્રહસાધન થાય માટે ખંડકો કરી તે સાધવાની રીતિ આ ગ્રંથમાં આપવામાં આવી છે. સૂર્ય મધ્યમ સાધવામાં ગણને ૭૦થી ભાગવાનું કહ્યું છે તે આપણે ૧ અહર્ગણ કલ્પી તેને ૭૦ થી ભાગ્યા તો ૦-૦-૫૧-૨૫-૪૨-૫૧ આવ્યા તેને ૧ અહર્ગણમાંથી બાદ કર્યા તો ૦।૫૯।૮।૩૪।૧૭।૯ આવ્યા. એમાંથી ગતિ બાદ કરી તો દરગણે એ૭૦ થી ભાગવાથી ૦।૦।૦।૪૨।૦।૦ વધારો આવેલ જણાશે. એ વધારો બાદ કરવા માટે આચાર્યે ત્રિરાશિ નહિ કરતાં નીચે મુજબ તેનું પ્રમાણ શોધ્યું છે. ૦।૦।૦।૪૨।૦।૦ તુલ્ય અંતરમાટે એક દિવસ જોઈએ તો ૧ કલાનું અંતર કેટલા દિવસમાં પડશે. એ મુજબ હિસાબ કર્યો તો ૧૫૦ દિવસમાં એક કલાનું અંતર પડેછે. ૧૫૦ દિવસમાં એક કળાનું અંતર પડે તો ઈષ્ટગણ તુલ્ય દિવસમાં કેટલી કળાનું અંતર પડશે, એ ત્રિરાશિ વિધિ ન કરાવતાં કેવળ ૧૫૦ થીજ ગણને ભાગી મજકુર અંતર શોધવાનું આચાર્યે જણાવ્યું છે. જો કે આવી રીતે ગ્રહસાધનમાં કેટલુંક ગૌણપણું રહીજાય છે તથાપિ તે રીતે અલ્પાયાસે ગ્રહસાધન થતું હોવાથી **સ્વલ્પાન્તરત્નદોષ:** એવાં વાક્યોથી આચાર્યોએ તેનું સમાધાન કરેલું છે.

ચંદ્રની દરરોજની મધ્યમગતિ ગણેશ દૈવજ્ઞે ૦।૧૩।૧૦।૩૪।૫૧।૫૬ ની માનેલી છે. ગણપરથી ત્રિરાશિથી નહિ લાવતાં એ ગતિને બદલે પ્રથમ ૦।૧૪।૦।૦।૦।૦ ની ગતિ માની લઈ ગણને ૧૪ થી ગુણવાનું કહ્યું છે. એવી રીતે ૦।૧૪।૦।૦।૦ ની ગતિ માનવાથી દરરોજ વાસ્તવિક ગતિથી૦।૪૯।૨૫।૮।૪।૦ વધારો આવે છે, તેના બે વિભાગ કરી તે ફળ અલગ અલગ બાદ કરાવ્યું છે. પ્રથમ ખંડ ૦।૪૯।૨૪।૪૨।૨૧।૯ નું છે તેને અપૂર્ણાંકનું સાદુંરૂપ આપીએ છીએ તો $\frac{૧૪}{૧૭}$ આવેછે માટે તેટલો તફાવત બાદ કરવાને ગણને ૧૪ થી ગુણી ૧૭ થી ભાગવાનું કહ્યું છે. બીજો તફાવત ૦।૦।૦।૨૫।૪૨।૫૧ છે એનું અપૂર્ણાંકનું સાદુંરૂપ $\frac{૧}{૧૪૦}$ કળાદિનું થાય છે માટે ગણને ૧ થી ગુણી ૧૪૦ થી ભાગી જે કળાદિ ફળ આવે તે ઉપરના આવેલાં અંશાદિમાંથી બાદ કરવાનું કહેલું છે.

**नवहृतदिनसंघश्चंद्रतुंगं लवाद्यं भवति खनगभक्तद्युव्रजोपेतलिप्तम् । नवकुभिरिषुवेदैर्घस्रसंघाद्विधाप्तात् फललवकलिकैक्यं स्यादगुश्चक्रशुद्धः ॥ ११ ॥**

અહર્ગણને ૯ થી ભાગતાં જે અંશાદિક ફળ મળે તેમાં ગણને ૭૦ થી ભાગતાં આવેલ કળાદિ ફળ ઉમેરતાં જે ફળ આવે તે ચંદ્રનો અંશાદિ ઉચ્ચ થાય છે; ગણને ૪૫ થી ભાગતાં આવેલાં કળાદિ ફળ અને ૧૯ થી ભાગતાં આવેલ અંશાદિ ફળનો સરવાળો કરવાથી જે અંશાદિ ફળ આવે તેનું રાશ્યાદિ કરી તેને ૧૨ માં થી બાદ કરવાથી રાશિમુખ રાહુ થાય છે ॥ ૧૧ ॥

## ઉદાહરણ.

ગણ ૧૫૨૧ છે તેને ૯ થી ભાગ્યા તો અંશાદિ ૧૬૯।૦।૦ આવ્યા, તેમાં ગણ ૧૫૨૧ ને ૭૦ થી ભાગતાં આવેલ કળાદિ ૨૧।૪૩ ઉમેર્યાતો અંશાદિ ચંદ્રોચ્ચ ૧૬૯।૨૧।૪૩ આવ્યો. તેની રાશિ કરી તો ૫।૧૯।૨૧।૪૩ થયા. તેમાંથી ઉચ્ચના ધ્રુવ ૯–૨–૪૫–૦ ને ચક્ર ૮ થી ગુણતાં આવેલ ০।૨૨।০।০ બાદ કરી તેમાં તેનો ક્ષેપક ૫।૧૭।૩૩।૦ ઉમેર્યોતો સૂર્યોદય વખતનો મધ્યમ ચંદ્રોચ્ચ ૧૦–૧૪–૫૪–૪૩ થયો.

ગણ ૧૫૨૧ તેને ભાગ્યા ૧૯ થી તો અંશાદિ ૮૦–૩–૯ આવ્યા, ગણ ૧૫૨૧ ને ૪૫ થી ભાગ્યા તો કલાદિ ૩૩।૪૮ આવ્યા, બન્નેનો સરવાળો કર્યો તો અંશાદિ ૮૦–૩૬–૫૭ આવ્યા, તેનું રાશ્યાદિ ૨–૨૦–૩૬–૫૭ આવ્યું. તેને ૧૨ માંથી બાદ કર્યા તો શેષ રાશ્યાદિ રાહુ ૯–૯–૨૩–૩ આવ્યો. રાહુ ધ્રુવક ૭।૨।૫।০।০ છે તેને ચક્ર ૮ થી ગુણ્યા તો ૮।૨૨।૪૦ આવ્યા, તે રાહુમાંથી બાદ કર્યા તો શેષ ০।૧૬।૪૩।૩ રહ્યા; તેમાં તેનો ક્ષેપક ০।૨૭।૩૮।০ ઉમેર્યો તો દિનોદય સમયનો રાશ્યાદિક રાહુ ૧–૧૪–૨૧–૩ આવ્યો.

## ઉપપત્તિ.

ઉચ્ચ વિગેરે શું છે તે ગ્રહસ્પષ્ટાધિકારમાં અમે સ્પષ્ટ કરી સમજાવશું. અહીં તો કેવળ તેનાં ગણિતની ઉપપત્તિ અમે કહીશું. ચંદ્રોચ્ચની મધ્યમ દિનગતિ ০।૬।૪૦।૫૧।૨૫।૪૩ ની છે. આ ગતિના બે ભાગ કરવામાં આવ્યા છે. એક ભાગ ০।૬।૪૦।০।০।০ નો અને બીજો ০।০।০।૫૧।૨૫।૪૩ નો. પહેલા ભાગને અપૂર્ણાંકનું સાદું રૂપ આપીશું તો $\frac{૧}{૯}$ આવશે. ને બીજાને

અંશનું સાહું રૂપ આપશું તો $\frac{1}{४२००}$ આવશે. એક નવમાંશ અંશ ચાલવાને એક દિવસ લાગે, તો ગણતુલ્ય દિનમાં ઉચ્ચ કેટલું ચાલશે એમ ત્રિરાશિની વિધિએ ફળ જાણવાનું છે. ત્યાં ૯ ભાજક છે, એક ગુણક થાયછે ને ગણ પણ ગુણ્ય થાયછે. ગુણ્ય ગણને એક ગુણકથી ગુણવાથી કશો પણ ફેરફાર થતો નથી તે માટે તે ગુણવાનું નહિ કહેતાં, કેવળ ૯ થી ભાગવાનુંજ માત્ર કહેલ છે. તેમજ બીજા ખંડકનું રૂપ $\frac{1}{४२००}$ આવેલું છે તે અંશાદિ છે તેનું કલાદિ રૂપ $\frac{1}{७०}$ આવે. એક ગણે $\frac{1}{७०}$ કળા ઉચ્ચમાં ગણને ૯ થી ભાગતાં આવેલ અંશાદિમાં જ્યારે ઉમેરવામાં આવે ત્યારે તેની ગતિ બરોબર થાય. $\frac{1}{७०}$ કળાનો ફેર એક દિવસમાં પડે તો એક કળાનો તફાવત કેટલા દિવસમાં પડશે ? સીતેર દિવસમાં. સીતેર દિવસમાં એક કલાનો તફાવત તો ગણતુલ્ય દિવસમાં કેટલો તફાવત. અહીં એક ગુણક, ગણ ગુણ્ય અને ૭૦ ભાજક થાયછે. એક પડતો મૂકી તે માટે કેવળ ગણનેજ ૭૦ થી ભાગી મળેલ કળાદિ ઉમેરવાનું જણાવ્યું છે કેમ કે પ્રથમનું ખંડક ગતિ કરતાં ન્યૂન છે.

ગ્રહની ફરવાની કક્ષા અને ક્રાન્તિવૃત જ્યાં સાથે મળેછે તેને તેનું પાતસ્થાન કહે છે. અહીં કેવળ ચંદ્રનો પાત આપવામાં આવ્યો છે તે એટલામાટે કે બીજા ગ્રહના પાતની ગતિ દુર્લક્ષ્ય છે. ચંદ્રપાતની વિશેષ ગતિ હોતાં તે અહીં આપવામાં આવેલ છે. તેની મધ્યમ દિનગતિ ૦–૩–૧૦–૪૮–૨૫–૧૫ છે. આના બે વિભાગ ૦।૩।૯।૨૮।૨૫।૧૫ અને ૦।૦।૧।૨૦।૦।૦ ના કરી ફળ કહાડ્યું છે. પ્રથમ ખંડક ૦।૩।૯।૨૮।૫૫।૧૫ ચાલવામાં એક દિવસ લાગે તો એક અંશ ચાલવામાં કેટલા દિવસ લાગશે. ત્રિરાશિથી જવાબ લાવશું તો ૧૯ આવશે. તેમજ બીજા ખંડકતુલ્ય ચાલવાને એક દિવસ લાગે તો એક કલા ચાલવામાં કેટલા દિવસ લાગે. તેનો જવાબ ત્રિરાશિથી ૪૫ આવશે બન્ને ખંડકોના યોગથી રાહુની ગતિ પૂર્ણ આવે છે માટે આ બન્ને ભાજકોપરથી આવેલ ફળનો યોગ કરવાથી રાહુની ગતિ આવે તેમાં કંઈ નવાઈ નથી, ૧૯ દિવસમાં રાહુ એક અંશ ચાલે તો ઇષ્ટ દિવસમાં કેટલું ચાલશે. આમાં ઇષ્ટ દિવસને એકથી ગુણી ૧૯ થી ભાગવાનું ત્રિરાશિ કરતાં આવશે માટે એકથી ગુણતાં કશો ફેરફાર ગુણ્યમાં ન થતો હોવાથી તે ગુણવાનું કહેવાનું પડતું મૂકી આચાર્યે કેવળ ૧૯ થીજ ગણને ભાગવાનું કહેલ છે. તેજ મુજબ ૪૫ થી ભાગવાનું કહેવામાં આવ્યું છે. બન્ને ફળનો સરવાળો કરવાનું કારણ ઉપર કહેવાઈ ગયું છે.

રાહુની ગતિ વિલોમ છે. જ્યારે બીજા ગ્રહો આગળ વધતા જાયછે ત્યારે તે સ્થાન પાછળ હઠતું ચાલે છે. એ અંશાદિ ક્ષેપકમાંથી બાદ કરવા જોઇએ પરંતુ તે બાદ કરવાનું નહીં કહેતાં તેને ૧૨ માંથી બાદ કરી ક્ષેપકમાં ઉમેરવાનું કહ્યું છે. કેમ કે ચક્રમાંથી બાદ કરી જે શેષ રહે તે શેષને જેમાંથી બાદ કરવાનો હોય તેમાં ઉમેરવામાં આવે તો ફળ તેનું તેજ આવે છે. દાખલા તરીકે રાશિ ૫) માંથી ૪ રાશિ બાદ કરવાની છે તો શેષ શું રહેશે. રાશિનું એક ચક્ર ૧૨ નું છે તેમાંથી ૪ ને બાદ કર્યા તો બાકી ૮ રહ્યા. એ આઠને પાંચમાં ઉમેર્યા તો ૧ રાશિ આવી. તેમજ પાંચમાંથી તે ૪ બાદ કર્યા હતે તો ત્યાં પણ ૧ આવત.

**दिघ्नोद्विधादिनगणोऽककुभिस्त्रिशैलैर्भक्तः फलांशककलाविवरं कुजः स्यात् । त्रिघ्नोगणः स्ववसुदग्लवयुग्ज्ञशीघ्रकेन्द्रं लवाद्यहिगुणाप्तगणोनलिप्तम् ॥ १२ ॥**

ગણને દશથી ગુણી બે જગોએ રાખવો, એક જગોએ તેને ૧૯ થી ભાગી અંશાદિ ફળ લેવું અને બીજી જગોએ ૭૩ થી ભાગી કલાદિ ફળ લેવું, બાદ બન્નેની બાદ બાકી કરવી, જે શેષ રહે તે અંશાદિ મંગળ થાયછે. અહર્ગણને ૩ થી ગુણી તેમાં તેનો ૨૮ મો ભાગ ઉમેરી દેવો; જે અંશાદિ ફળ આવે તેમાંથી ગણને ૩૮ થી ભાગતાં આવેલ કળાદિ ફળ બાદ કરવાથી અંશાદિ બુધ શીઘ્રકેન્દ્ર થાયછે ॥ ૧૨ ॥

## ઉદાહરણ.

ગણ ૧૫૨૧ તેને ગુણ્યા ૧૦ થી તો ૧૫૨૧૦ આવ્યા, તેને ૧૯ થી ભાગ્યા તો અંશાદિ ૮૦૦–૩૧–૩૪ આવ્યા. બીજી જગોએ તેજ દશ ગુણિત ગણ ૧૫૨૧૦ ને ૭૩ થી ભાગ્યા તો કળાદિ ફળ ૨૦૮–૨૧ આવ્યું. અંશાદિમાંથી તે બાદ કર્યું તો શેષ અંશાદિ મંગળ ૭૯૭–૩–૧૩ આવ્યો. તેની રાશિ કરી તો ૨।૧૭।૩।૧૩। આવી તેમાંથી તેના ધ્રુવક ૧૧૨૫।૩૨ ને ચક્ર ૮ થી ગુણતાં આવેલ રાશ્યાદિ ૨–૨૪–૧૬–૦ બાદ કર્યા તો શેષ ૧૧–૨૨–૪૭–૧૩ રહ્યા; તેમાં મંગળનો ક્ષેપક ૧૦–૭–૮ ઉમેર્યો તો સૂર્યોદય વખતનો મધ્યમ મંગળ રાશ્યાદિક ૯–૨૯–૫૫–૧૩ આવ્યો.

ગણ ૧૫૨૧ છે તેને ૩ થી ગુણ્યા તો ૪૫૬૩ આવ્યા તેને ૨૮ થી ભાગ્યા તો ૧૬૨–૫૭–૫૧ આવ્યા, તેને ત્રિગુણિત ગણ ૪૫૬૩ માં ઉમેરી આપ્યા તો ૪૭૨૫–૫૭–૫૧ આવ્યા, તેમાંથી ગણ ૧૫૨૧ ને ૩૮ થી ભા-

ગતાં આવેલ કલાદિ ૪૦–૧ બાદ કર્યા તો અંશાદિ બુધ કેન્દ્ર ૪૭૨૫–૧૭–૫૦ આવ્યો. તેની રાશિ કરી તો ૧–૧૫–૧૭–૫૦ આવ્યો. તેમાંથી તેના ધ્રુવક ૪–૩–૨૭–૦ ને ચક્ર ૮ થી ગુણી આવેલાં રાશ્યાદિ ૮–૨૭–૩૬–૦ બાદ કર્યા તો શેષ ૪–૧૭–૪૧–૫૦ આવ્યા. તેમાં તેનો ક્ષેપક ૮–૨૯–૩૩–૦ ઉમેર્યો તો રાશ્યાદિક બુધનો શીઘ્રકેન્દ્ર સૂર્યોદય વખતનો ૧–૧૭–૧૪–૫૦ આવ્યો.

## ઉપપત્તિ.

મંગળની મધ્યમ ગતિ ૦।૩૧।૨૬।૩૧।૩।૩૬ છે તેથી ગણને ગુણવો જોઈએ. પણ લાઘવ ક્રિયામાટે અહીં તેને ૧૯ થી ગુણ્યા તો ભાગસ્થાને દશ આવ્યા માટે દશથી ગુણવાનું ને ૧૯ થી ભાગવાનું કહ્યું છે. દશને ૧૯ થી ભાગશું તો ૦।૩૧।૩૪।૪૪।૧૨।૩૬ આવશે, તે ગતિથી ૦।૦।૮।૧૩।૯ વધારે છે માટે તેટલું ઉપર પ્રમાણે આવનારા અંશાદિમાંથી પ્રત્યેક ગણે બાદ કરવું જોઈએ. એ તફાવતને ૭૩ થી ગુણીશું તો દશ કળા આવશે તેથી ગણને કળા દશથી ગુણી ૭૩ થી ભાગવાથી પ્રત્યેક ગણે તેટલો તફાવત નીકળી જતો રહેશે. એટલું ફળ પ્રથમના ખંડકમાં વધારે આવી જાયછે માટે બીજું ફળ તેમાંથી બાદ કરવાનું કહ્યું છે.

બુધકેન્દ્રની દિનગતિ અંશાદિ ૩–૬–૨૪–૮–૭–૧૩ છે. આમાંથી પ્રથમ ત્રણ અંશનું ખંડક જુદું પાડ્યું માટે ગણને ૩ થી ગુણવાનું કહ્યું છે. બાકીનું ફળ ૦।૬।૨૪।૮।૭।૧૩ રહ્યું તેના કરતાં આચાર્યે વિશેષ ૦।૬।૫૨।૪૨।૫૧।૨૫ માની લીધું. ગણને ૩ થી ગુણી ૨૮ થી ભાગવાથી ઉપરનું ફળ આવે છે માટે ગણને ૩ થી ગુણી ૨૮ થી ભાગવાનું કહ્યું છે. આ ફળમાં પ્રત્યેક ગણે ૦।૦।૧।૩૪।૪૪।૧૨ નો વધારો આવી જવા લાગ્યો તે કહાડી નાંખવામાટે નીચે જણાવેલો ફેરફાર બતાવ્યો છે. ૦।૦।૧।૩૪।૪૪।૧૨ ચાલવામાં એક દિવસ લાગે તો એક કળા ચાલવામાં કેટલા દિવસ લાગશે. ત્રિરાશિથી જવાબ ૩૮ આવશે; એટલે ૩૮ દિવસે એક કળાનો તફાવત પડે તો ઇષ્ટ દિવસે કેટલી કળાનો તફાવત પડશે? એ ફળ માટે ગણને ૩૮ થી ભાગવાનું કહેલું છે. કેન્દ્રની વ્યાખ્યા સ્પષ્ટાધિકારમાં અમે આપીશું.

**द्युपिंडोर्कभक्तोलवाद्यो गुरुः स्यात् द्युपिंडात्खशैलाप्तलिप्ताविहीनः। त्रिनिघ्नाद्द्युपिंडाद्द्विधाक्षैः क्विभाज्जैरवाप्तांशयोगो भृगोराशुकेन्द्रं॥ १३ ॥**

અહર્ગણને ૧૨ થી ભાગતાં આવેલાં અંશાદિ ફળમાંથી ગણને ૭૦ થી ભાગતાં આવેલાં કળાદિ ફળને બાદ કરવાથી અંશાદિ ગુરૂ થાયછે. ગણને ત્રણથી ગુણી બે સ્થળે માંડવો. એક સ્થળે ૫ થી અને બીજે સ્થળે ૧૮૧ થી ભાગતાં જે ભિન્ન ભિન્ન અંશાદિ ફળ આવે તેમનો સરવાળો કરવાથી શુક્રનો અંશાદિ શીઘ્રકેન્દ્ર થાય છે. ૧૩.

## ઉદાહરણ.

ગુરૂ=ગણ ૧૫૨૧ ને ભાગ્યા ૧૨ થી તો અંશાદિ ૧૨૬–૪૫–૦ આવ્યા, તેમાંથી ગણ ૧૫૨૧ ને ૭૦ થી ભાગતાં આવેલ કળાદિ ૨૧।૪૩ બાદ કર્યા તો શેષ અંશાદિ ગુરૂ ૧૨૬–૨૩–૧૭ આવ્યો. તેની રાશિ કરી તો ૪–૬–૨૩–૧૭ આવી. તેમાંથી ગુરૂના ધ્રુવક ૦।૨૬।૧૮।૦ ને ચક્ર ૮ થી ગુણતાં આવેલાં રાશ્યાદિ ૭–૦–૨૪–૦ બાદ કર્યું તો શેષ રાશ્યાદિ ૯–૫–૫૯–૧૭ રહ્યા તેમાં તેનો ક્ષેપક ૭–૨–૧૬–૦ ઉમેર્યો તો સૂર્યોદય સમયનો મધ્યમ ગુરૂ ૪–૮–૧૫–૧૭ આવ્યો. શુક્ર શીઘ્રકેન્દ્ર=ગણ ૧૫૨૧ ને ૩ થી ગુણ્યા તો ૪૫૬૩ આવ્યા તેને એક સ્થળે ૫ થી ભાગ્યા તો ૯૧૨–૩૬–૦ આવ્યા ને બીજે સ્થળે ૧૮૧ થી ભાગ્યા તો ૨૫–૧૨–૩૫ આવ્યા. એ બન્ને અંશાદિ ફળનો યોગ કર્યો તો શુક્રનો અંશાદિ શીઘ્રકેન્દ્ર ૯૪૭–૪૮–૩૫ આવ્યો. તેની રાશિ કરી તો ભગણ જતાં ૭–૭–૪૮–૩૫ આવી. શુક્રના શીઘ્રકેન્દ્રનો ધ્રુવ ૧–૧૪–૨–૦ છે તેને ચક્ર ૮ થી ગુણ્યા તો ૧૧–૨૨–૧૬–૦ આવ્યા, તેને આવેલા રાશ્યાદિ શુક્ર શીઘ્રકેન્દ્ર ૭–૭–૪૮–૩૫ માંથી બાદ કર્યો તો શેષ ૭–૧૫–૩૨–૩૫ રહ્યા, તેમાં તેનો ક્ષેપક ૭–૨૦–૯–૦ ઉમેર્યો તો સૂર્યોદય સમયનો મધ્યમ શુક્ર શીઘ્રકેન્દ્ર ૩–૫–૪૧–૩૫ આવ્યો.

## ઉપપત્તિ.

ગુરૂની મધ્યમ દિનગતિ ૦।૪।૫૯।૮।૩૪।૧૭ છે; આથી વાસ્તવિક રીતે ગણને ગુણવો જોઇએ પણ તેમ નહિ કરતાં તેને બદલે આચાર્યે તેની ગતિ ૦।૫।૦।૦।૦।૦ કલ્પી લીધી. દરરોજ પાંચ કલા ચાલે તો બાર દિવસમાં એક અંશ થાય. બાર દિવસમાં એક અંશ તો ઈષ્ટદિવસ (ગણ) માં કેટલા અંશ. એક ગુણકને પડતો મૂકી ગણને ૧૨ થી ભાગવાથી તે ફળ મળે છે માટે ગણને ૧૨ થી ભાગવાનું કહેલું છે. એ પ્રમાણે બારે ભાગતાં આવેલાં ફલમાં ને વાસ્તવિક ગતિમાં ૦।૦।૦।૫૧।૨૫।૪૩નો તફાવત છે એટલે પ્રત્યેક ગણે તેટલો વધારો આવે છે તે કહાડવા માટે ગણને ૭૦ થી ભાગી આવેલું કળાદિ ફળ બાદ કરવાનું કહ્યું છે. કેમકે એક ગણને ૭૦ થી ભાગવાથી ૦।૦।૦।૫૧।૨૫।૪૩ આવે છે.

શુક્ર શીઘ્રકેન્દ્રની મધ્યમ દિનગતિ ૦।૩૬।૫૯।૪૦।૬।૩૭ છે, એને ગણથી ગુણવાથી શુક્ર થાય. પરંતુ અહીં એ ગતિના બે ભાગ કર્યા. એક૦।૩૬।૦।૦।૦ અને બીજો ૦।૦।૫૯।૪૦।૬।૩૭ પ્રથમ ખંડકનું સાદું રૂપ $\frac{3}{5}$ છે ને બીજા ખંડકનું સાદું રૂપ $\frac{3}{181}$ છે. બન્નેનો સરવાળો શુક્રની ગતિતુલ્ય છે. પ્રથમ ખંડકમાં પાંચ દિવસમાં ત્રણ ને બીજામાં ૧૮૧ માં ત્રણ અંશ છે તેથી ત્રણઅંશ બન્નેમાં સામાન્ય રહ્યા. એટલે ત્રિગુણિત ગણને ક્રમે ૫ અને ૧૮૧ થી ભાગવાથી જે ફળ મળે તે ઉપલી ગતિના ગણ સાથેના ગુણાકારતુલ્ય થાય. ત્રણથી ગુણવાનું અને કથિત ભાગકારોથી ભાગવાનું કારણ હવે પ્રત્યક્ષ છે, એટલે લખવા જરૂર નથી.

**खाग्न्युद्धृतो दिनगणोंशमुखः शनिः स्यात् षट्पंच-**
**भूहृतगणात् फललिप्तिकाढ्यः ।**

અહર્ગણને ૩૦ થી ભાગતાં જે અંશાદિ ફળ આવે તેમાં ગણને ૧૫૬ થી ભાગતાં આવેલ કળાદિ ફળ ઉમેરવાથી અંશાદિ શનિ થાય છે.

### ઉદાહરણ.

શનિ—અહર્ગણ ૧૫૨૧ ને ત્રીશથી ભાગ્યા તો ૫૦।૪૨।૦ આવ્યા તેમાં ગણ ૧૫૨૧ ને ૧૫૬ થી ભાગતાં આવેલ કળાદિ ૯।૪૫ ઉમેર્યું તો અંશાદિ શનિ ૫૦।૫૧।૪૫ આવ્યો; તેની રાશિ કરી તો ૧।૨૦।૫૧।૪૫ આવી. તેમાંથી તેના ધ્રુવક ૭—૧૫—૪૨—૦ ને ચક્ર ૮ થી ગુણતાં આવેલ રાશ્યાદિ ૦।૫।૩૬।૦ બાદ કર્યા તો શેષ ૧—૧૫—૧૫—૪૫ રહ્યા; તેમાં તેનો ક્ષેપક ૯—૧૫—૨૧—૦ ઉમેર્યો તો મધ્યમ સૂર્યોદય વખતે શનિ ૧૧—૦—૩૬—૪૫ આવ્યો.

### ઉપપત્તિ.

શનિની મધ્યમ ગતિ ૦—૨—૦—૨૩—૪—૩૭ છે તેથી ગણને ગુણીએ તો અંશાદિ શનિ થાય. ગતિના બે ખંડક કર્યા છે. એક ૦—૨—૦—૦—૦—૦ નું અને બીજા ૦—૦—૦—૨૩—૪—૩૭ નું. પહેલું ખંડક એકના ગણને ૩૦ થી ભાગવાથી ને બીજું ગણને ૧૫૬ થી ભાગવાથી આવે છે, માટે પ્રત્યેક ગણે તેટલો વધારો ચાલુજ રહે તે માટે તેમ ભાગવાનું કહેલ છે.

**गोऽक्षागजारविगतिः शशिनोऽभ्रगोश्वाः पंचाग्नयो-**
**ऽथ पडिलाब्धय उच्चभुक्तिः ॥ १४ ॥ राहोस्त्रयं**
**कुशशिनोऽसृज इन्दुरामास्तर्काश्विनोज्ञचलकेन्द्रजवो-**
**ऽर्यहिक्ष्माः ॥ लिप्ताजिनाविकलिकाश्च गुरोः शराः**
**खं शुक्राशुकेन्द्रगतिरद्रिगुणाशनेर्द्वे ॥ १५ ॥**

સૂર્યની મધ્યમ કળાદિ ( દિનગતિ ) ગતિ ૫૯-૮, ચંદ્રની ૭૯૦-૩૫ ચંદ્રોચ્ચની ૬-૪૧, રાહુની ૩-૧૧, મંગળની ૩૧-૨૬, બુધ શીઘ્ર કેન્દ્રની૧૮૬-૨૪, ગુરૂની ૫-૦, શુક્રના શીઘ્ર કેન્દ્રની ૩૭-૦ અને શનિની મધ્યમ ગતિ ૨-૦ કળાદિની છે. ॥ ૧૪ ॥ ૧૫ ॥

## ઉપપત્તિ.

એક અહર્ગણ કલ્પી તે પરથી જે મધ્યમ ગ્રહ આવે તે ઉપર મુજબ દરેક ગ્રહની મધ્યમ ગતિ થાયછે. એ મધ્યમ ગતિતુલ્ય કળાદિ દરેક ગ્રહ પોતાની કક્ષામાં દરરોજ ચાલે છે.

**सौरोर्कोपि विधूच्चमंककलिकोनाब्जोगुरुस्त्वार्यजोऽसृग्राहू चक्रजज्ञकेन्द्रकमथार्ये सेषुभागः शनिः। शौक्रं केन्द्रमजार्यमध्यगमिति मे यांतिदृक्तुल्यतां सिद्धैस्तैरिह पर्वधर्मनयसत्कार्यादिकं वादिशेत् ॥ १६ ॥**

૧૬. ( આ ગ્રંથમા ) સૂર્ય સૌરપક્ષનો, ચંદ્રનો ઉચ્ચ સૌરપક્ષનો, નવ કળાહીન ચંદ્ર સૌરપક્ષીય, ગુરૂ આર્યપક્ષીય, મંગળ અને રાહુ પણ આર્યપક્ષીય, બુધનો શીઘ્રકેન્દ્ર બ્રહ્મપક્ષીય, શનિ પાંચ અંશયુક્ત આર્યપક્ષનો ને શુક્રનો કેન્દ્ર આર્ય અને બ્રહ્મપક્ષના મધ્ય ભાગનો લેવામાં આવેલ છે તે દૃગ્તુલ્ય છે, એ પરથી સિદ્ધ કરવામાં આવેલા ગ્રહપરથી ગ્રહણ ધર્મકૃત્ય, નીતિઆદિ સુકાર્ય વિગેરેનો આદેશ કરવો.

**मध्यमग्रहसाधनाऽधिकारः प्रथमः ॥ १ ॥**

---

# પ્રકરણ ૨ જું.

## સૂર્યચંદ્ર સ્પષ્ટીકરણ.

**दोस्त्रिभोनं त्रिभोर्ध्वं विशोष्यं रसैश्चक्रतोऽकाधिकं स्याद्भुजोनं त्रिभं कोटिरेकैककं त्रित्रिभैः स्यात्पदं सूर्यमंदोच्चमष्टाद्रयोंशा भवेत् ॥ १ ॥**

૧. ( જેનો ભુજ કરવાનો હોય ) તે ત્રણ રાશિથી ઓછો હોય તો તે પોતે ભુજ થાય છે, ત્રણથી વધારે હોય તેને છમાંથી બાદ કરવાથી ભુજ થાય છે, અને છથી વધારે હોય તો તેમાંથી છ રાશિ બાદ કરવાથી ભુજ થાય છે, અને છથી વધારે હોય તો તેને બાર રાશિમાંથી બાદ કરવાથી ભુજ

થાયછે. ભુજને ત્રણ રાશિમાંથી બાદ કરવાથી કોટિ થાય છે. ત્રણ રાશિનું એકેકું પદ થાય છે.[1] અને સૂર્યનો મંદોચ્ચ અંશ ૭૮ નો છે.[2]

## ઉપપત્તિ.

ગ્રહની ઓછામાં ઓછી અને વધતામાં વધતી ગતિના યોગાર્ધતુલ્ય મધ્યમ ગતિ માની મધ્ય ગ્રહસાધન કરાવ્યું છે. તે પરથી વાસ્તવિક રીતે ગ્રહ મધ્યમ સ્થાનથી કેટલો આગળ કે પાછળ હશે તે જાણી તેટલો સંસ્કાર મધ્યમ સ્થાનમાં આપવાની રીતને ગ્રહ સ્પષ્ટ કરવાની રીત કહે છે.

એક ચક્રના ૩૬૦ અંશ થાય છે. તેને આ પાસેના ચિત્રમાં બતાવ્યા પ્રમાણે ચાર સરખા ભાગમાં વિભક્ત કરીએ તો એકેક ભાગ ૯૦ અંશનો થાય છે. જે એ ૯૦ અંશનો ચક્રનો ચતુર્થાંશ એજ ભુજ. ચક્રમાં અ ચિન્હ-થી મેષાદિ બાર રાશિઓનો ક્રમ ગોઠવેલ છે. મેષથી ત્રણ ત્રણ રાશિનું પદ પણ ઉપરના ચક્રમાં એકેક ભાગમાં ત્રણ રાશિ વેંચાઈ થયેલ છે તેથી સ્પષ્ટ સમજાશે. મેષથી તે મિથુનના ત્રીશ અંશ સૂધી એ ચતુર્થાંશમાં જ્યાની દોરી બતાવી છે તે વધતી માલુમ પડશે. એટલે ત્રણ રાશિની અંદરનો જે ગ્રહ હોય તેના નેવુ અંશ સૂધીના પહેલા પદમાં જે ગ્રહ તેજ ભુજ થાયછે.

પહેલા પદનું જે ગત તે ભુજ થાયછે. બીજા પદનું જે એષ્ય તે ભુજ થાયછે ને તે જાણવા માટે છ રાશિમાંથી તેને બાદ કરવાનું કહ્યું છે. તેમજ ત્રીજા પદનું યાત તે ભુજ, માટે તેમાંથી છ રાશિ બાદ કરવાનું ને ચોથા પદનું ગમ્ય તે ભુજ થાયછે માટે બાર રાશિમાંથી બાદ કરવાનું કહ્યું છે. ભુજ અને કોટિ મળી એક પદ પૂર્ણ થાય, એક પદમાં નેવુ અંશ એટલે ત્રણ રાશિ થાયછે. આપણે ભુજ જાણતા હોઈએ તો ભુજને ત્રણ રાશિમાંથી બાદ કરવાથી કોટિ આવેછે ને કોટિ જાણતા હોઈએ તો ૯૦ અંશમાંથી કોટિને બાદ કરવાથી ભુજ થાયછે. એટલામાટેજ ત્રણ રાશિમાંથી ભુજને બાદ કરવાથી કોટિ થાયછે એમ કહ્યુંછે.

ગ્રહનું પોતાની કક્ષામાં સૂર્યથી જે છેટામાં છેટું સ્થાન છે તે તેનું ઉચ્ચસ્થાન કહેવાય છે. પૃથ્વીનું પોતાની કક્ષામાં સૂર્યથી છેટામાં છેટું સ્થાન

---

૧ ક્રમે મેષથી ત્રણ ત્રણ રાશિનું એકેકું વિષમ અને સમપદ થાય છે. પહેલી ત્રણ રાશિનું વિષમપદ, ત્યાર પછીની ત્રણ રાશિનું સમપદ, ત્યાર પછીની ત્રણ રાશિનું વિષમપદ અને છેલી ત્રણ રાશિનું સમપદ થાય છે.

૨ એટલે સૂર્યનો મંદોચ્ચ ૨ રાશિ અને ૧૮ અંશનો છે.




**वृक**—પ્રથમ પદમાં ૩૦ અંશની જ્યા
**सिंज**—દ્વિતીય પદમાં ૧૨૦ અંશની જ્યા
**वृद**—તૃતીય પદમાં ૨૧૦ ની જ્યા
**कुंद**—ચતુર્થ પદમાં ૩૦૦ અંશની જ્યા
**मेकतुम**—વૃત
**मेबक**—પ્રથમપદ
**कबतु**—દ્વિતીયપદ
**तुबम**—તૃતીયપદ
**मबअ**—ચતુર્થપદ

મિથુન રાશિના ૧૮ નું છે એ છેટું વાસ્તવિક રીતે પૃથ્વીને સૂર્ય આસપાસ ફરતી માનીએ તો તે પૃથ્વીનું કહેવાય, પણ જો પૃથ્વીની આસપાસ સૂર્યને ફરતો ગણીએ તો તે પૃથ્વીથી સૂર્યનું છેટામાં છેટું સ્થાનક ગણાય. એટલે એ સૂર્યનું પૃથ્વીથી છેટામાં છેટું સ્થાન પોતાની કક્ષામાં મિથુનના ૧૮ અંશનું છે. એને સૂર્યનો મંદોચ્ચ એવી સંજ્ઞા આચાર્યે આપેલી છે; આકાશમાં નિરિક્ષણ કરી એ સ્થાન જાણવાની રીત નીચે પ્રમાણે છે.

જે ગ્રહનું ઉચ્ચસ્થાન જાણવું હોય તે ગ્રહનો દરરોજ વેધ કરી તેને સૂર્ય કેન્દ્રીય લાવવો. સૂર્ય કેન્દ્રીય ગ્રહ ને મધ્યમ ગ્રહ જે દિવસે સમાન હોય તે દિવસના મધ્ય ગ્રહના સ્થાનતુલ્ય તેનું ઉચ્ચસ્થાન હોયછે. આ સ્થાનોમાં પણ કેટલોક કાળ ગયા પછી ફેર પડે છે, તેથી તે નક્કી કરવામાં માટે તેમના વારંવાર વેધ કરી, તેની ગતિ નક્કી કરવી. બીજા સર્વે ગ્રહનાં ઉચ્ચ સ્થાનો કરતાં ચંદ્રની ઉચ્ચગતિ પ્રત્યક્ષ જણાઈ આવે છે માટે તે પ્રતિ દિવસની કહાડવાને માટે મધ્યમ ગ્રહની સાથેજ તેની પણ રીત આપવામાં આવેલ છે.

मंदोच्चं ग्रहवर्जितं निगदितं केन्द्रं तदाख्यं बुधैः, केन्द्रे स्यात्स्वमृणं फलं क्रियतुलाद्येऽथो विधेयं रवेः । केन्द्रं तद्भुजभागखेचरलवोनघ्ना नखास्ते पृथक् तद्घ्नांशोननगेषुभिः परिहृतास्तेंशादिकं स्यात्फलम् ॥ २ ॥

મંદોચ્ચમાંથી ગ્રહને બાદ કરતાં જે શેષ રહે તે તેનો (મંદ) કેન્દ્ર કહેવાય છે એમ ડાહ્યા માણસો કહેછે; મંદ ફળ એ કેન્દ્ર મેષાદિ હોય તો ધન કરવું અને તુલાદિ હોય તો ૠણ કરવું.[1] કહ્યા પ્રમાણે સૂર્યનો કેન્દ્ર કરી તેનો ભુજ કરવો, ભુજના અંશો કરી તેને ૯ થી ભાગ દેવો, ભાગતાં જે અંશાદિ ફળ આવે તેને ૨૦ માંથી બાદ કરતાં જે શેષાંશાદિ રહે તેથી ગુણવા, ગુણતાં જે ગુણાકાર આવે તેને પ્રથક્ રાખવા, એક સ્થળે તેને ૯ થી ભાગતાં જે ફળ મળે તેને ૫૭ માંથી બાદ કરતાં જે શેષ રહે તેથી પ્રથક્ માંડેલા આંકને ભાગવાથી અંશાદિ મંદ ફળ થાયછે. ॥ ૨ ॥

## ઉદાહરણ.

સૂર્યનો મંદોચ્ચ ૨–૧૮–૦–૦ છે તેમાંથી આવેલો મધ્યમ સૂર્ય ૧–૪–૧૩–૪૨ બાદ કર્યો તો સૂર્યનો મંદકેન્દ્ર ૧–૧૩–૪૬–૧૮ થયો. એ ત્રણ રાશિની અંદર છે માટે તેનો ભુજ ૧–૧૩–૪૬–૧૮ આવ્યો. રાશિને ત્રીશથી ગુણી ઉપરના અંશ ઉમેર્યા તો અંશો ૪૩–૪૬–૧૮ આવ્યા. તેને ૯ થી ભાગ્યા તો ૪–૫૧–૪૮ આવ્યા. તેને ૨૦ માંથી બાદ કર્યો તો શેષ ૧૫–૮–૧૨ રહ્યા તેથી ૪–૫૧–૪૮ ને ગુણ્યા તો ગુણાકાર ૭૩–૩૬–૫૨ આવ્યો, તેને એક સ્થળે ૯ થી ભાગ્યા તો ૮–૧૦–૪૫ આવ્યા, તેને ૫૭ માંથી બાદ કર્યા તો શેષ ૪૮–૪૯–૧૫ રહ્યા. એ શેષ ૪૮–૪૯–૧૫ થી પ્રથક્ માંડવામાં આવેલા ૭૩–૩૬–૫૨ ને ભાગ આપ્યો તો સૂર્યનું અંશાદિ મંદ ફળ ૧–૩૦–૨૮ આવ્યું. એ સૂર્યનો મંદકેન્દ્ર ૧–૧૩–૪૬–૧૮ મેષાદિ છે માટે મધ્યમ સૂર્યમાં ઉમેરવું જોઈએ તેથી ઉમેર્યું તો મંદ સ્પષ્ટ સૂર્ય ૧–૫–૪૪–૧૦ આવ્યો.

## ઉપપત્તિ.

શ્રીમાન્ **આર્યભટ** શિવાયના આપણા સઘળા પૂર્વાચાર્યો, પૃથ્વીને સ્થિર માનેછે ને તેની આસપાસ ભમંડળ સાથે ગ્રહને ફરતા માનેછે. **આર્યભટ્ટે** પૃ-

૧. મેષાદિ છ રાશિની અંદર હોય તો મધ્યમ ગ્રહમાં ઉમેરવું ને તુલાદિ છ રાશિમાં હોય તો મધ્યમ ગ્રહમાંથી બાદ કરવું.

થવીને પોતાની ધરીની આસપાસ તથા સૂર્યની આસપાસ ફરતી માનેલ છે, તેનું માનવું તે વેળા પુરાણમતને અનસરતું ન હોવાથી ગણકારાયું નહોતું ને અદ્યાપિ અજ્ઞાનો તેના તરફ લક્ષ દેતા નથી. આજ મુજબ યુરોપમાં પણ આપણા પ્રાચીન ગણકોની માફક ત્યાંના ગણકો પૃથ્વી વિષે અનેક કલ્પના કરતા; જેમાંની એક આપણને મળતી આવે છે. તે એજ કે પૃથ્વી સ્થિર છે ને આખું ભમંડલ તેની આસપાસ પૂર્વાપર ગતિથી ભમેછે. જ્યાંલગણ આકર્ષણના નિયમ પાશ્ચિમાત્ય લોકોના જ્ઞાનમાં નહોતા આવ્યા ત્યાંલગણ તે મત ત્યાં ચાલતો હતો; જ્યારે **સર ઐસાકન્યુટન** નામના વિદ્વાને એ નિયમ શોધ્યા ને તેનો ગ્રહગતિના ગણિતમાં ઉપયોગ કરી પ્રમાણ સિદ્ધ કર્યું, ત્યારેજ તે વાત લોકના ગલે ઉતરી ને પોતાનો મત તેમણે ફેરવ્યો. આ સ્થળે અમારે દિલગીરીની સાથે જણાવવું પડેછે, કે આપણા પ્રાચીન આચાર્યો એ વાત જાણતે છતે કેવળ લોકોપવાદ તથા પુરાણમતનું ખંડન ન થાય એવા ભયથી તે જુદી રીતે સમજાવી ગયા છે.

સૂર્યની આસપાસ ચંદ્ર સિવાયના સઘળા ગ્રહ પોતપોતાની કક્ષામાં અનિયમિત અંતરે રહી ભમ્યા કરેછે. એ ભમનારા ગ્રહમાં આપણે જેનાપર રહ્યા છીએ તે પૃથ્વી પણ એક ગ્રહ છે. પૃથ્વી દરરોજ પોતાની આંસપર એક આંટો મારેછે ને તે સાથે સૂર્યની આસપાસ પણ પોતાની કક્ષામાં ફરતી ચાલી જાયછે. ચંદ્ર પૃથ્વીની આસપાસ ફરેછે ને તેથી તેનું મધ્ય પૃથ્વી ગણવામાં આવેછે.

દરેક ગ્રહ સૂર્યની આસપાસ સરખે અંતરે રહી ફરતો હતે, તો મધ્યમ ગ્રહ સ્પષ્ટ ગ્રહ ગણાત. પરંતુ ગ્રહપર સૂર્ય તેમજ અન્ય ગ્રહ, જેમાં પોતાના કદ ને ઉષ્ણતા વિગેરેનાં પ્રમાણમાં આકૃષ્ટશક્તિ રહેલ છે તે બીજાને પોતાની સંમુખ ખેંચે છે, જેથી તેનો ફરવાનો માર્ગ ગોળાકારમાંથી બદલાઈ અંડાકૃતિ જેવો થઈ જાય છે. તેથી મધ્યમ માનથી જે ગ્રહ આવેલ હોય, તે તે સ્થાનમાં આકાશની અંદર જોવામાં નથી આવતો. મધ્યમ ગ્રહ અને આકાશસ્થ સૂર્યકેન્દ્રીય સ્પષ્ટ ગ્રહનાં સ્થાનનો જે તફાવત હોય, તે તેનું **મંદફળ** કહેવાય છે. એ મંદફળ ગ્રહનો કેન્દ્ર જ્યાંલગણ મેષાદિ હોય છે ત્યાંલગણ સ્પષ્ટ ગ્રહ મધ્યમ ગ્રહથી વધારે આવતો હોવાથી મધ્ય ગ્રહમાં ઉમેરવાનું અને તુલાદિ કેન્દ્રમાં મધ્યગ્રહ સ્પષ્ટ ગ્રહથી વધારે આવતો હોવાથી મધ્ય ગ્રહમાંથી

બાદ કરવાનું કહેવામાં આવે છે. આ મંદફળની બાબતમાં શ્રીમાન્ **ભાસ્કરાચાર્ય** નીચે પ્રમાણે લખે છે—:

> **भूमेर्मध्ये खलु भवलयस्यापि मध्यं यतः स्याद्-**
> **यस्मिन् वृत्ते भ्रमति खचरो नास्य मध्यं कुमध्ये ।**
> **भूस्थो द्रष्टा नहि भवलये मध्यतुल्यं प्रपश्येत्**
> **तस्मात्तज्ज्ञैः क्रियत इह तद्दोःफलं मध्यखेटे ॥**

આખા ભમંડલનું મધ્યબિન્દુ પૃથ્વીના મધ્યમાં રહેલું છે; પરંતુ જે વૃત્તમાં ગ્રહ ફરે છે તે વૃત્તનું મધ્ય પૃથ્વીના મધ્યમાં નથી, ભૂમિપર ઉભેલો મનુષ્ય મધ્યગ્રહના સ્થાનમાં ગ્રહને જોઈ શકતો નથી, તેથી એ શાસ્ત્રને જાણનારાઓએ આ ભુજફળ ( મંદફળ ) મધ્યમ ગ્રહમાં આપવાનું કહ્યું છે.

પ્રતિ દિવસના વેધપરથી દરેક ગ્રહનું પરમ મંદફળ[1] જેને અંગ્રેજીમાં ઇક્વેશન ઑફ્ સેન્ટર કહે છે તે પ્રથમ નક્કી કરી તેના પરથી ફળસંસ્કાર ઉત્પન્ન કર્યો છે. આ મંદફળની સ્થિતિ નીચેના ચિત્ર પરથી વધારે સમજાશે.




આ ઉપરનાં ચિત્રમાં पृ પૃથ્વી અથવા સૂર્ય છે, अ व क મધ્ય વૃત્ત છે, અને अ व ड ગ્રહનું કક્ષા વૃત્ત છે, स्प ग्र भु ज्या એ ભુજ જ્યા છે. ઉચ્ચ

---

૧ પાશ્ચિમાત્ય લોકોએ હાલના સૂક્ષ્મ વેધથી ગ્રહનાં પરમ મંદફળ નીચેપ્રમાણે નક્કી કર્યાં છે. સૂર્ય( પૃથ્વી )નું મંદફળ ૧–૫૫.૪૫૬, ચંદ્રનું ૬–૧૮.૬ મંગળનું ૧૦–૪૦.૬૬૭, બુધનું ૨૩–૪૦.૦, ગુરૂનું ૫–૩૦.૬૩૩, શુક્રનું ૦–૪૭.૩ અને શનિનું પરમ અંશાદિ મંદફળ ૬–૨૬.૭.

અને નીચ એ ગ્રહના ઉચ્ચ નીચ સ્થાન છે. એ સ્થાનમાં જ્યારે ગ્રહ આવે છે, ત્યારે મધ્ય ગ્રહનાં સૂત્રપરજ સ્પષ્ટ ગ્રહ દેખાય છે. **स्पष्टग्रह** એ મંદકર્ણ છે. મધ્યગતિથી ગ્રહ મધ્ય વૃત્તમાં **मध्यग्रह** સ્થાને આવે તો તે ત્યાં નહિ દેખાતાં મંદકર્ણના સૂત્રના અગ્રભાગ **स्पष्टग्रह** સ્થળે દેખાશે. એટલે એપરથી આપણને સમજાય છે જે એ વખતે ગ્રહ ઉચ્ચ સ્થાનથી જેટલો આગળ વધ્યો છે તેટલા વધારામાં તેનું જેટલું મંદ ફળ હિસાબે આવતું હોય તેટલું મધ્યમ ગ્રહમાંથી બાદ કરશુ તો સ્પષ્ટ ગ્રહસ્થાન મળશે.

ઉચ્ચને ગ્રહના તફાવતને કેન્દ્ર કહે છે, કેન્દ્ર એ વૃત્તનાં મધ્ય સ્થાનનું પણ નામ છે. મંદોચ્ચ અને ગ્રહના તફાવતને મંદકેન્દ્ર અને શીઘ્રોચ્ચ તથા ગ્રહના તફાવતને શીઘ્રકેન્દ્ર કહે છે. ઉચ્ચ સ્થાનથી ગ્રહ કેટલો આગળ વધ્યો તે જાણવા માટે ગ્રહ તેમાંથી બાદ કરવાનું કહેલું છે.

આ ચિત્ર સૂર્યનું ગણીએ તો સૂર્યના ૨–૧૮ મંદોચ્ચમાંથી મધ્યમ સૂર્ય ૩–૧૮ બાદ કરીશું તો શેષ સૂર્યનો મંદકેન્દ્ર ૧૧।૦।૦।૦ રહેશે. એક રાશિની જ્યા ભુજ્યા બરોબર આવશે. ત્રિજ્યા તુલ્ય અંતરે ગ્રહનાં પરમ મંદફળ તુલ્ય અંતરે પડે તો, તે જ્યાએ કેટલો તફાવત પડશે? જવાબ **मध्यग्रह स्पष्टग्रह** તુલ્ય આવશે. મધ્ય ગ્રહ સ્થાનથી સ્પષ્ટ ગ્રહનું સ્થાન તુલાદિ કેન્દ્રે પાછળ રહેતું હોવાથી તે મધ્ય ગ્રહમાંથી બાદ કરીશું તો **स्पष्टग्रह** સ્થાન આપણને મળશે. વાસ્તવીક રીતે મંદફળ કાઢવાનો એ વિધિ છે ને તે વિના મંદફળ આવેજ નહિ.

આચાર્યવર ગણેશ દૈવજ્ઞે ગર્વ સહિત પોતાના ગ્રંથના ત્રીજા શ્લોકમાં કહ્યું છે જે મેં આ ગ્રંથમાં સઘળું ગણિત જ્યા અને ચાપ વિના કરાવ્યું છે. એ વાત ઉપરથી વિચાર કરનારને જો કે સત્ય લાગશે તોપણ જેમને સિદ્ધાંતનું સારૂં જ્ઞાન છે તે, તે ક્યારે પણ કબુલ કરશે નહિ. સૂર્યનું મંદ ફળ કાઢવા માટે જે રીતિ આપેલી છે તેની ઉપપત્તિ અમે આપીએ છીએ તે વાંચેથી વાંચનારને ખાતરી થશે કે અમારૂં કહેવું યથાર્થ છે કે નહિ. અમારૂં તો એમજ કહેવું છે કે ધનુર્જ્યા વિના ગ્રહ ફળની સિદ્ધિ થતી નથી.

ઇષ્ટ ભુજાંશની જ્યા લાવવાની સાધારણ અને સૂતરી રીતિ એવી છે કે, ભુજાંશને નવથી ભાગતાં આવેલ અંશાદિને ૨૨ માંથી બાદ કરતાં જે શેષ રહે તેથી ગુણવાથી, જે જ્યા વિધિમાં ત્રિજ્યા ૧૨૦ છે તે વિધિની તે અંશોની જ્યા થાય છે.

ઉપરની રીતિને અનુસરી આચાર્યે પરમ ત્રિજ્યા ૧૨૦ ને બદલે ૧૦૦ ની માની લઈ, તે પરથી ભુજાંશની જ્યા કરાવી છે. ભુજાંશને ૯ થી ભાગી, આવેલા અંશાદિને વીશમાંથી બાદ કરતાં રહેલ અંશાદિથી ગુણવાથી ભુજાંશની ક્રમ જ્યા થાય છે, ને તેટલા માટેજ એ વિધિ કરવાનું કહેવામાં આવ્યું છે. સૂર્યનું પરમ મંદફળ ત્રીજ્યાતુલ્ય અંતરે આવે છે. એકશોને સૂર્યનાં પરમ મંદફળથી ભાગશું તો ૪૫૫૫૩૨૦ આવશે. એટલે કે એ આવેલ આંકથી ત્રીજ્યાને ભાગ દઈશું તો ત્રીજ્યાનું મંદફળ મળશે. આ ભાગસ્થાનમાં સાવયવ આંક ન લેતાં સુગમ પડે માટે આચાર્યે ૫૭ થી ભાગ દેવાનું કહ્યું છે ને તેમાં ૧૧૬૧૪૦ નો જે વધારો છે તે એમાંથી બાદ કરી નાંખવા માટે મજકુર વધારો જ્યાને અર્થાત્ પેલા ગુણાકારને ૯ થી ભાગવાથી આવતો હોવાથી તેમ કરવાનું કહેવામાં આવ્યું છે.

**विधोः केन्द्रदोर्भागषष्ठोननिघ्नाः खरामाः पृथक् तन्नखांशोनितैश्च ।**
**रसाक्षैर्हृतास्ते लवाद्यं फलं स्याद्रवीन्दू स्फुटौ संस्कृतौ स्तश्च ताभ्याम् ॥**

ચંદ્રના કેન્દ્રના ભુજના અંશને ૬ થી ભાગતાં જે ફળ આવે, તેને ૩૦ માંથી બાદ કરતાં રહેલ અંશાદિથી ગુણવા; ગુણાકાર આવે તેને બે સ્થળે રાખવો; એક સ્થળે ગુણાકારને વીશથી ભાગતાં જે અંશાદિ આવે તેને ૫૬ માંથી બાદ કરતાં જે રહે તેથી પ્રથક્ માંડેલ ગુણાકારને ભાગ દેવાથી ચંદ્રનું અંશાદિ મંદફળ થાય છે. તે મંદફળને[1] સૂર્ય ચંદ્રમાં આપવાથી તેઓ સ્પષ્ટ થાય છે.[2] ॥ ૩ ॥

## ઉપપત્તિ.

સૂર્યનાં મંદફળ લાવવામાં જેમ આચાર્યવરે ૧૦૦ ની પરમ જ્યા માનેલ છે તેમ ચંદ્રનું પરમ મંદફળ લાવવા માટે ૨૨૫ ની પરમ જ્યા માની તે પરથી તેજ યુક્તિએ મંદફળ કઢાવ્યું છે. ધારો કે તમારે ૯૦ ની અંશની જ્યા કરવાની છે તો તમે ૯૦ ને પ્રથમ ૬ થી ભાગ દેશો તો, ૧૫ આવશે; પંદરને ત્રીશમાંથી બાદ કરશો તો શેષ પંદર રહેશે. પંદરને પંદરથી ગુણશો તો

---

૧ સૂર્યનું મંદફળ સૂર્યમાં આપવાથી સૂર્ય સ્પષ્ટ થાય છે ને ચંદ્રનું મંદફળ ચંદ્રમાં આપવાથી ચંદ્ર સ્પષ્ટ થાય છે.

૨ ચંદ્રમાં મંદફળ આપ્યા પહેલાં બીજા ત્રણ સંસ્કાર જેવા કે, દેશાંતર ભુજફળ અને ચરફળ આપવા પડે છે, માટે મંદફળ વરતવાનું ઉદાહરણ આ શ્લોકની નીચેજ આપ્યું નથી.

૨૨૫ આવશે. એથી તમોને અત્રે સ્પષ્ટ સમજાશે કે એ રીતિએ ગુણાકાર કરાવ્યો છે તે ફક્ત જ્યા લાવવા માટેજ નહીં કે કંઇ અન્ય કારણસર. એજ મુજબ જેમ ૯૦ ની અંશની ત્રિજ્યાતુલ્ય જ્યા આવી તેમ ઇષ્ટ અંશની પણ તે વિધિએ યથાર્થ જ્યા આવેજ. શેષવિધિ સૂર્યના મંદફળતુલ્ય સમજી લેવો.

केन्द्रस्य कोटिलवखाग्विलवोननिघ्ना
रुद्रा रवेस्त्रिकुहृताः शशिनो द्विनिघ्नाः ।
स्वांगांशकेन सहिताश्च गतौ धनर्णं
केन्द्रे कुलीरमृगषड्कगते स्फुटा सा ॥ ४ ॥

મંદકેન્દ્રની[1] કોટિના અંશોને ૨૦ થી ભાગતાં જે અંશાદિ ફળ આવે તેને ૧૧ માંથી બાદ કરતાં શેષ જે અંશાદિ ફળ રહે તેથી ગુણવા; જે ગુણાકાર આવે તેને ૧૩ થી ભાગવાથી સૂર્યની ગતિનું ફળ થાયછે અને તેને ૨ થી ગુણી તેમાં તેનો એક ષષ્ઠાંશ ઉમેરવાથી ચંદ્રનું ગતિફળ થાય છે. એ ગતિફળ મધ્ય ગતિમાં મંદકેન્દ્ર કર્કાદિ[2] હોય તો ઉમેરવું; અને મકરાદિ[3] હોય તો મધ્યમ ગતિમાંથી બાદ કરવું. એ રીતે ફળ ધન ઋણ કર્યાથી તેમની સ્પષ્ટગતિ થાય છે.[4] ॥ ૪ ॥

## ઉપપત્તિ.

આજના પ્રાતઃકાળના સ્પષ્ટ ગ્રહ અને કાલના પ્રાતઃકાળના સ્પષ્ટ ગ્રહ વચ્ચે જે તફાવત હોય છે તે તેમની સ્પષ્ટ ગતિ કહેવાય છે. સ્પષ્ટ ગતિ મધ્યમ ગતિથી કેટલી ઓછી વા વધારે આવવાની છે તે જાણવા માટે આ ઉપાય દર્શાવ્યો છે. પા. ૨૧ માં આપેલાં ચિત્રમાંના પહેલા પદમાં જ્યારે ભુજ જ્યા શૂન્ય હોય છે ત્યારે મંદફળ શૂન્ય આવે છે; પરંતુ તે વેળા કોટિજ્યા ત્રિજ્યા

---

૧ ચંદ્રનું ગતિ ફળ કહાડવું હોય તો ચંદ્રના મંદકેન્દ્રની અને સૂર્યનું ગતિ ફળ કહાડવું હોય તો સૂર્યના મંદકેન્દ્રની.

૨ ગ્રહ, કેન્દ્ર કે કોઈ પણ કર્કથી છ રાશિની અંદર હોય ત્યાંલગણ કર્કાદિ કહેવાય છે.

૩ અને મકરથી છ રાશિની અંદર હોય તો મકરાદિ કહેવાય છે.

૪ આને મંદ સ્પષ્ટગતિ પણ કહેવામાં આવેછે.

તુલ્ય આવેછે તેથી ગતિનું પરમ ફળ ત્યારે મળે છે. મધ્યમ અને સ્પષ્ટ ગતિ વચ્ચેનો મોટામાં મોટો જે તફાવત હોય છે તે તેની ગ્રહ ગતિનું પરમ ફળ કહેવાય છે. ત્રિજ્યા તુલ્ય જ્યા આવેલ હોય ત્યારે પરમ ફળ જેટલું ગતિ ફળ મળે, તો ઈષ્ટ કોટિ જ્યાએ કેટલું ગતિફળ મળશે. આવી રીતે અત્રે ત્રિરાશિ કરવાની છે. આચાર્યે તો જ્યા હું લઈશ નહિ–ખરૂં કહીએ તો જ્યા હું લઈશ પણ તેને જ્યાનું નામ આપીશ નહિ–એવી મિથ્યા પ્રતિજ્ઞા કરેલી હોવાથી તે ગતિફળ જાણવા માટે નીચે પ્રમાણે ઉપાય બતાવ્યો છે. કોટિ ફળ શોધવા માટે આચાર્યે પરમ ત્રિજ્યા ૨૫।૧૫ ની કલ્પી છે ને તેના પરથી ઈષ્ટ કોટિના અંશની જ્યા કરવાસારૂં અંશના વિંશાંશને અગિઆરમાંથી બાદ કરતાં જે શેષ રહે તેથી ગુણવાનું કહ્યું છે. ધારો કે તમારે ૯૦ અંશની જ્યા કરવી હોય તો તમે ૯૦ ને ૨૦ થી ભાગ દેશો તો ૪।૩૦ આવશે. એને ૧૧ માંથી બાદ કરશો તો, ૬।૩૦ શેષ રહેશે. એ ૬।૩૦ ને ૪।૩૦ થી ગુણશો તો નેવું અંશની જ્યા ૨૫।૧૫ ની આવશે. એજ મુજબ અન્ય અંશોની પણ જ્યા કરી શકાય. હવે આપણને બીજો અનુપાત કરવાનો રહે છે. ત્રિજ્યાએ પરમગતિ ફળ ૨।૧૫ નું મળે છે તો ઈષ્ટ જ્યાએ કેટલું મળશે? ત્રિજ્યાને ગતિફળ ૨।૧૫ થી ભાગ્યા તો ૧૩ આવ્યા. જ્યારે જ્યા ૧૩ ની આવે ત્યારે એક કલાનું ગતિ ફળ મળે; તો ઈષ્ટ જ્યાએ કેટલું મળશે તે શોધવા માટે જ્યાને ૧ થી ગુણ્યાનું કહેવા વિના ફક્ત ૧૩ થી ભાગવાથી સૂર્યની ગતિનું ફળ થાય છે એમ કહ્યું છે. એજ પ્રમાણે ચંદ્રની ગતિ લાવવામાં પણ ત્રિજ્યા ૨૫।૧૫ની કલ્પી છે ને તેનું પરમ મંદગતિ ફળ ૬૮।૧૫ કલાદિનું માન્યું છે. ૨૫।૧૫ ની જ્યા હોય તો ચંદ્રનું ગતિફળ ૬૮।૧૫ આવે, પણ જો એકની જ્યા હોય તો ગતિફળ શું આવશે; ૬૮।૧૫ ને એકથી ગુણી ૨૫।૧૫ થી ભાગ દીધો તો ૨।૨૦ એટલે ૨$\frac{1}{3}$મળ્યા. આથી નક્કી થયું જે ચંદ્રના કેન્દ્રની કોટિ જ્યાથી ચંદ્રનું ગતિફળ ૨$\frac{1}{3}$ગણું આવેછે. આચાર્યે તે લાવવામાટે ઉપાય દર્શાવ્યો છે. કે જ્યાને એટલે ઉપરના શ્લોકમાં બતાવવા પ્રમાણે આવેલ ગુણાકરને ૨$\frac{1}{3}$ થી પાધરા ગુણવાનું કહ્યા વિના તેને પ્રથમ ૨ થી ગુણી બાદ તેમાં તેનો $\frac{1}{3}$ ભાગ ઉમેરવા માટે એ બેથી ગુણતાં આવેલા અંકનો છઠો ભાગ ઉમેરવાનું કહ્યું છે; કેમકે એકને $\frac{1}{3}$ થી ગુણતાં જે ફળ મળે છે તેજ ફળ ૨ ને ૬ થી ભાગવાથી મળી શકે છે. કર્કાદિ કેન્દ્ર થાય છે ત્યારે મધ્યમ ગતિથી સ્પષ્ટ ગતિ વધવા માંડે છે, તેથી

ગતિફળ મધ્યમ ગતિમાં તે કેન્દ્રમાં ઉમેરવાનું અને મકરાદિ કેન્દ્ર થાય છે, ત્યારે સ્પષ્ટ ગતિ મધ્યગતિથી ઓછી થવામાં છે માટે બાદ કરવાનું કહેલું છે.

**मेषादिगे सायनभागसूर्ये दिनार्द्धजाभा पलभा भवेत्सा ।**
**त्रिस्था हता स्युर्दशभिर्भुजङ्गैर्दिग्भिश्चराद्धानि गुणोद्धृतान्त्या ॥५॥**

સાયન સૂર્ય જ્યારે મેષનો થતો હોય તે દિવસ મધ્યાન્હ વખતે જે (બાર અંગુલના શકુની) છાયા પડે છે તે પલભા કહેવાય છે. એ પલભાને ત્રણ જગોએ અલગ અલગ રાખી ક્રમે ૧૦,૮ અને ૧૦ થી ગુણવી. છેલાને ત્રણથી ભાગ દેવો. એ રીતે ત્રણ ચર ખંડક તૈયાર થાય છે. ॥ ૫ ॥

## ઉપપત્તિ.

જ્યારે સાયન સૂર્ય મેષનો થાય છે ત્યારે ક્રાન્તિવૃત્ત તથા વિષૂવવૃત્ત પરસ્પરને જે સ્થળે છેદે છે તે સ્થળે તે હોય છે. એ દિવસે સૂર્ય નાડિમંડલમાં રહે છે. એ નાડિમંડલ વિષૂવવૃત્તની પૂર્વાપર હોવાથી લંકા જે આપણા પ્રાચીન આચાર્યોએ વિષૂવૃત્તપર માનેલ છે, ત્યાં તે ભૂમિનું મધ્યબિન્દુ હોવાથી છાયાભાવ હોય છે. એ વિષૂવવૃત્તથી સ્વદેશ જેટલો ઉત્તર દક્ષિણ હોય છે તે પ્રમાણમાં તે દિવસે શંકૂ છાયા પડે છે. એ શંકૂની તે દિવસની છાયાને પલભા, વિષૂવતી વિગેરે નામ આપવામાં આવ્યાં છે.

લંકા તથા સ્વદેશનાં પૂર્વાપર અંતરથી જેમ દેશાન્તર જાણી શકાય છે તેમ યામ્યોત્તર અંતર ચર ફળથી જાણી શકાય છે. ચર ખંડક એ પલભાપરથી નીચે જણાવેલ યુક્તિએ કહાડવાનું કહેવામાં આવેલ છે.

આચાર્યે એક અંગુલની પલભા માની શિરોમણીમાં કહેવામાં આવેલ અક્ષપ્રભાને ક્રાન્તિ જ્યાથી ગુણી વિગેરે પ્રકારથી. આ ગ્રંથમાં ત્રણ રાશિનાં ચર ખંડક નક્કી કર્યાં છે; ને તે ૧૦–૮–૩$\frac{૧}{૩}$ છે. એક અક્ષભા હોય તો આ ખંડક તુલ્ય મેષાદિ રાશિઓનાં ક્રમોત્ક્રમ ચર ખંડક આવે તો ઈષ્ટ અક્ષભાએ ચરખંડક શા પ્રમાણનાં આવશે, એ જાણવાનું છે. અહિ ત્રિરાશિ કરીએ તો ભાજક એક થાય જેથી એકથી ભાગવાનું નહિ કહેતાં ઈષ્ટ પલભાને ૧૦,૮ અને ૧૦ થી ગુણી છેલું ખંડક ૩$\frac{૧}{૩}$ છે માટે તેને ૩ થી ભાગવાથી સ્વદેશીય ચરખંડકો થાય છે એવું આચાર્યે કહેલું છે. અહિં ત્રિરાશિનો વિધિ સુખાર્થે અંગીકાર કરાયલો છે. વાસ્તવિક રીતે વૃત્ત ક્ષેત્ર પરિધિ આશ્રિત હોવાને લીધે તેમાં વિરોધ આવે તેમ છે. પરંતુ આ દોષ જ્યાં-

લગણ આઠ અંગુલની પલભા આવતી હશે ત્યાંલગણ મોટો પડતો ન હોવાથી આચાર્યે **स्वल्पान्तरत्वान्नदोषः** એવું કહી મૂકી દીધેલ હશે એમ સમજાય છે.

**स्यात्सायनो क्ष्मांशुभुजर्क्षसंख्या चरार्द्धयोगो लवभोग्यघातात् ।**
**खाग्न्याप्तियुक्तस्तु चरं धनर्णं तुलाजषट्के तपनेन्यथाऽस्ते ॥ ६ ॥**

સાયન સૂર્યના ભુજની રાશિ તુલ્ય ચરખંડકના યોગમાં, તેના ભુજના અંશોને ભોગ્ય ખંડકથી ગુણતાં આવેલ ફળને ૩૦ થી ભાગવાથી પલાદિ ફળ મળે તેને ઉમેરવાથી ચર ફળ થાય છે. એ ચર ફળ સાયન સૂર્ય તુલાદિ હોય ને ગ્રહસાધન સૂર્યોદય વખત કરવામાં આવતું હોય તો ધન અને મેષાદિ હોય તો રૂણ કરવા યોગ્ય આવે છે. સાયંકાળના ગ્રહાદિક કરવાના હોય તો એથી ઉલટું કરવામાં આવે છે.[1] ॥ ૬ ॥

## ઉપપત્તિ.

લંકોદયના સૂર્યોદય તથા સ્વદેશની રેખાના સૂર્યોદયનું જે અંતર હોય છે, તેને ચર એવું નામ આપેલું છે, ને તે અંતર કેટલો છે તે સાધવા માટે આ ઉપાય બતાવ્યો છે. ભુજની પ્રત્યેક રાશિનાં ચરખંડક આપેલાં છે. જેથી તેની જેટલી રાશિ ગયેલ હોય તેટલાં ખંડકનો યોગ કરવાનું કહ્યું છે. ને બાકીની રાશિનાં જેટલા અંશ ગયા હોય તેમાં બાકી રહેલી રાશિનાં ખંડકનો કેટલો ભાગ વ્યતીત થશે તે જાણવા માટે ત્રિરાશિ કરાવી છે. ત્રીશ અંશે ખંડક તુલ્ય અંતર પડે તો ઈષ્ટ અંશે કેટલો તફાવત પડશે? ફળ, ભુજપરના અંશાદિનું વિશેષ ચર આવે છે તે રાશિના પ્રમાણમાં આવેલાં ચર ખંડકના યોગમાં ઉમેરવાથી સમગ્ર ભુજનું વાસ્તવિક ચરફળ થાય છે.

લંકામાં જે ક્ષિતિજ છે તેને ઉન્મંડલ એવું નામ આપેલું છે અને જે સ્વદેશીય ક્ષિતિજ છે તેને ક્ષિતિજ એ સંજ્ઞા આપેલ છે. સૂર્ય જ્યાંલગણ મેષથી કન્યા સૂધીની છ રાશિમાં હોય છે ત્યાંસૂધી ઉન્મંડલના સૂર્યના ઉદયથી ક્ષિતિજપરનો સૂર્ય વહેલો ઉગતો હોવાથી તે જેટલો વહેલો ઉગે તેટલું ફળ વાસ્તવીક રીતે લંકાના ઉદયના સૂર્યમાંથી બાદ કરી નાંખવું જોઈએ; તેટલામાટે આચાર્યે મેષાદિ સાયન સૂર્યમાં ચરફળ બાદ કરવાનું અને તુલાદિ સૂર્યમાં સૂર્યનો સ્વદેશના ક્ષિતજપરનો ઉદય ઉન્મંડલપરના સૂર્યના ઉદયથી મોડો થતો

[1] એટલે સાયન સૂર્ય મેષાદિક હોય તો ચરફળ ધન અને તુલાદિ હોય તો રૂણ સંજ્ઞિક આવે છે.

હોવાથી ઉન્મંડલના સૂર્યમાં દક્ષિણગોળમાં એટલે સૂર્ય જ્યારે તુલાદિ ૭ રાશિમાં રહેલ હોય ત્યારે ચરફળ ઉમેરવાનું કહેલું છે. અસ્ત વખતે એ વૃત્તોની વિલોમ સ્થિતિ રહેવાથી ચરફળની સંજ્ઞા પણ વિલોમ બતાવી છે.

**देयं तच्चरमरुणे विलिप्तिकासु मध्येन्दौ द्विगुणनवोद्धृतं कलासु ।**
**भाप्तं तद्द्युमणिफलं लवेथ वेदाब्ध्यब्ध्यूनः खरसहृतः शकोऽयनांशाः**

તે ચરને સ્પષ્ટ સૂર્યની વિકળામાં (ધન અથવા ૠણ જેવું આવેલું હોય તેવું) આપવું અને મધ્ય ચંદ્રમાની કળામાં તે ચરને ૨ થી ગુણી ૯ થી ભાગતાં જે ફળ આવે તે સૂર્યનાં ચરફળવત ધન ૠણ કરવું. સૂર્યના મંદફળને ૨૭ થી ભાગતાં જે અંશાદિ ફળ મળે તે મધ્યમ ચંદ્રમાં સૂર્યનાં મંદફળવત ધન ૠણ કરવું. શાલિવાહનના શકમાંથી ૪૪૪ બાદ કરતાં જે શેષ રહે તેને ૬૦ થી ભાગ દેવાથી અયનાંશ આવે છે. ॥ ૭ ॥

## ઉપપત્તિ.

સ્વદેશના ઉદય વખતના સૂર્ય ચંદ્ર કરવા માટે ચરફળ તેની સંજ્ઞાપ્રમાણે સૂર્ય અને ચંદ્રમાંજ આચાર્યે અપાવ્યું છે; બીજા ગ્રહમાં પણ તે દેવું ઘટતું હતું પરંતુ બીજા ગ્રહની ગતિ સ્વલ્પ હોવાથી ને તે ફળ વિશેષ આવતું ન હોવાથી તેમાં આપવાનું છોડી દીધું છે. સૂર્યની ગતિ ૫૯।૮ છે તેને બદલે ૬૦ માની ચરપળ જેટલાં આવેલાં હોય તેને ૬૦ ઘટીમાં ગતિતુલ્ય ગ્રહ ચાલે તો ઇષ્ટ ચરપળ તુલ્ય વખતમાં ગ્રહ કેટલું ચાલશે એ શોધવા માટે સાઠ ભાજક અને સાઠ ગુણક હોવાથી તે ક્રિયા ન કરાવતાં ફક્ત ચરપળને વિકળા ગણી સૂર્યની વિકળામાં ધનૠણ કરાવ્યા છે. તેજ મુજબ ચંદ્રની મધ્યમ ગતિ ૭૯૦।૩૫ છે, તેને બદલે આચાર્યે ૮૦૦ ની માની લઈ, ત્રિરાશિ કરી છે કે ૩૬૦૦ પળમાં ગતિતુલ્ય ચંદ્ર આગળ ચાલે તો એક પળમાં તે કેટલું ચાલશે? જવાબ $\frac{૮૦૦}{૩૬૦૦}=\frac{૨}{૯}$ આવશે. એટલે કે એક ચરપળમાં ચંદ્રમાં $\frac{૨}{૯}$ કળાનો તફાવત પડશે. એકે $\frac{૨}{૯}$ નો તફાવત તો ઇષ્ટપળે કેટલો તફાવત? જવાબ ચરપળને ૨ થી ગુણી ૯ થી ભાગવાથી આપણને મળતો હોવાથી ચંદ્રનું ચરફળ તેપ્રમાણે કહાડવાનું આચાર્યે ફરમાવ્યું છે.

મધ્યમ સૂર્યના ઉદય અને સ્પષ્ટ સૂર્યના ઉદયમાં જે ફેર હોય છે તેને ભુજાંતર કહે છે. એ અંતર સ્પષ્ટને મધ્ય સૂર્યના અંતરપરથી જાણી શકાય છે.

સ્પષ્ટ અને મધ્ય સૂર્યનું અંતર મંદફળ તુલ્ય હોય છે તેથી તે ફળ તેનાપરથી લાવવાનું કહ્યું છે.

૩૬૦ અંશ ચાલવામાં ગતિતુલ્ય તફાવત પડે તો ઈષ્ટફળતુલ્ય ચાલવામાં કેટલો તફાવત પડશે, એ ત્રિરાશિ કરાવી છે. રવિ મંદફળને ચંદ્રની ગતિથી ગુણી ૩૬૦° થી ભાગ દેશું તો $\frac{૧}{૨૭}$ આવશે. ત્યારે સૂર્યના મંદફળથી ચંદ્રમાંનો ભુજફળનો સસ્કાર $\frac{૧}{૨૭}$ બરોબર આવે છે એ નકી થયું; ને તેટલા માટેજ મંદફળને એકથી ગુણ્યાનું કહ્યાવિના કેવળ ૨૭ થી ભાગવાનું કહ્યું છે.

ક્રાન્તિવૃત્ત અને વિષૂવવૃત્તના સંપાતને ક્રાન્તિપાત કહે છે ને તે પાતની ગતિને અયનાંશ કહે છે. એ સંપાત સ્થાન દર વર્ષે પાછળ હઠતું જાય છે જેથી જૈનો, પૃથ્વી નીચે ઉતરતી જાય છે એમ માની ગયા છે. આપણા પ્રાચીન ગ્રંથોમાં અયન ચલનની ગતિ માટે બહુ મતભેદ ચાલ્યો આવે છે. કેટલાકે તેની વાર્ષિક ગતિ વિકળા ૫૦$\frac{૧}{૩}$ કેટલાકે ૫૪ કેટલાકે ૫૦|૮ અને કેટલાકે ૬૦ માની લીધી છે. કેટલાક અયનાંશનો અભાવ સને ૪૪૪ માં ને કેટલાક ૪૪૫ હોવાનું જણાવે છે; કેટલાક અયનાંશ વધી વધીને ૨૪ થશે ને ત્યારપછી તે ૠણાયનાંશ થશે, કેટલાક તેની ગ્રહગતિના નિયમસર ગતિ હોવાનું જણાવે છે. આમાં કયું ખરૂં ને કયું અયોગ્ય છે એ વખત વખતના પાઠકગણોની બુદ્ધિપર વિશેષ આધાર રાખે છે. હાલમાં પાશ્ચિમાત્ય વિદ્વાનોએ સૂક્ષ્મ વેધ લઈ અયનાંશની ગતિ નકી કરી છે; ને તે ૨૫૮૬૮ વર્ષમાં બાર રાશિ હોવાનું જણાવવામાં આવે છે. આ સિદ્ધાંત સૂર્યસિદ્ધાંતને કેટલેક ભાગે મળતો છે. અયનાંશ કેટલા સુધી વધીને પાછા હઠવા માંડશે કે આગળ ચાલ્યા જશે, એ વાત હજુ શકમાં રહી ગઈ છે. પરંતુ આપણા **ભાસ્કરાચાર્ય** જેવા બાહોશ વિદ્વાનોએ જે તર્ક કર્યો છે કે અયનાંશના પણ ભગણો થાય છે એ મિથ્યા નથી. સ્પષ્ટાયનાંશના વેધપરથી નકી કરવામાં આવેલ નિરયન ગતિ પ્રમાણે સ્પષ્ટ ગ્રહ કરી તેનો તે વખતના યંત્રવેધથી આવેલ સ્પષ્ટ ગ્રહ સાથે તફાવત કરશું તો અયનાંશ કેટલા છે એ તત્કાળ જણાશે ને દર વર્ષે તેવા વેધ જારી રાખશું તો અયનાંશની ગતિ પણ આપણના જોવામાં આવશે; માટે જેમને યંત્રવિધિથી અયનાંશ જોવાની ઈચ્છા હોય તેમણે તે પ્રમાણે કરવું.

મધ્યમાર્કથી સ્પષ્ટ સૂર્ય વધારે હોય તો સ્પષ્ટ ઉદય પાછળથી થતો હો-

વાથી ભુજફળ ધન કરવાનું ને મધ્યમાર્કથી સ્પષ્ટાર્ક ઓછો હોય તો, સૂર્યોદય અગાઉ થઈ ગયેલ હોવાથી રૂણ કરવાનું કહેલ છે.

આ સંસ્કાર સર્વે ગ્રહમાં કરાવવો જોઇતો હતો પણ બીજા ગ્રહની ગતિ સ્વલ્પ હોવાથી તેમાં તે વિશેષ નથી આવતો, એવા કારણથી ગણેશ દૈવજ્ઞે કેવળ ચંદ્રમાંજ કરાવ્યો છે જેથી સૂર્યોદય કાળ ક્યારે ગણવો એ હાલની રૂઢીપ્રમાણે કેટલું વૈષમ્ય થઈ પડે છે. ભુજફળ ચંદ્રમાંજ આવ્યાથી ચંદ્ર એક ઉદય વખતનો ને સૂર્યાદિ ગ્રહ બીજા ઉદય વખતના થવા જાય છે. વધારે સ્પષ્ટ ગ્રહ લાવવાની ઇચ્છા ધરાવનાર ગણકે બહેતર છે કે એક પણ સંસ્કાર છોડી દેવો નહિ.

## ઉદાહરણ.

કાશીમાં પલભા ૫–૪૫ નકી કરવામાં આવી છે. તેને ૧૦–૮–૩$\frac{૧}{૩}$ થી ગુણ્યા તો કાશીનાં ચર ખંડકો ૫૭–૪૬–૧૯ આશરે આવ્યાં.

અયનાંશ માટે શક ૧૫૩૪ માંથી ૪૪૪ બાદ કર્યા, તો શેષ ૧૦૯૦ રહ્યા, તેને ૬૦ થી ભાગ્યા તો અયનાંશ ૧૮–૧૦–૦ આવ્યા.

**ચરફળ સાધન**—મંદ સ્પષ્ટ સૂર્ય ૧–૫–૪૪–૧૦ માં અયનાંશ ૧૮–૧૦–૦ ઉમેર્યા, તો સાયન સૂર્ય ૧–૨૩–૫૪–૧૦ આવ્યો. તેનો ભુજ કર્યો, તો ભુજ ૧–૨૩–૫૪–૧૦ થયો. ભુજની રાશિનો આંક ૧ છે, માટે ચર ખંડકમાંનું પહેલું જે ૫૭ છે, તે ગત થયું. ને ૪૬ નું એષ્ય ખંડક થયું. એ એષ્ય ખંડક ૪૬ થી ભુજની રાશિપરના અંશાદિ ૨૩–૫૪–૧૦ ને ગુણી ૩૦ થી ભાગ દીધો, તો આશરે ૩૬ આવ્યા, તેને પહેલાં ગત ખંડક ૫૭ માં ઉમેર્યાં તો ચરપળ ૯૩ આવ્યાં. એ ચર ફળ સાયન સૂર્ય મેષાદિ છે માટે રૂણસંજ્ઞિક આવ્યું.

સૂર્યમાં ચર વિકળારૂપે આપવાનું કહ્યું છે માટે રૂણ છે તે બાદ કર્યું તો ચરફળ સંસ્કૃત મંદ સ્પષ્ટ સૂર્ય ૧–૫–૪૨–૩૭ આવ્યો.

**ત્રિફળ સંસ્કૃતચંદ્ર**—અગાઉ આપણે કહી ગયા છીએ તેમ ચંદ્રમાં ચર, દેશાંતર અને ભુજાંતર સંસ્કાર આપી બાદ તેને મંદ સ્પષ્ટ કરવો, તે હવે આપણે કરશું ને તે ત્રણ સંસ્કારયુક્ત જે ચંદ્ર આવશે તેને ત્રિફળ સંસ્કૃત ચંદ્ર કહેશું.

ચરફળ ૯૩ નું આવ્યું છે તેને ૨ થી ગુણ્યા તો ૧૮૬ આવ્યા; તેને

૯ થી ભાગ દીધો તો ચંદ્રનું કળાદિ ચરફળ ૨૦।૪૦ આવ્યું; તેને મધ્યમ ચંદ્ર ૬–૨૦–૧૦–૨૪ માંથી તે રૂણસંજ્ઞિક હોવાથી બાદ કર્યું તો ચરફળ સંસ્કૃત ચંદ્ર ૬–૧૯–૪૯–૪૪ આવ્યો. સૂર્યનું મંદ ફળ જે ૧–૩૦–૨૮ આવેલું છે, તેને ૨૭ થી ભાગ દીધો તો ચંદ્રનું અંશાદિ ભુજ ફળ ૦।૩।૨૧ આવ્યું; તેને મંદફળ સૂર્યમાં ધન કરવામાં આવેલું હોવાથી ચરફળ સંસ્કૃત ચંદ્રમાં ઉમેર્યું તો ભુજફળ સંસ્કૃત ચંદ્ર ૬–૧૯–૫૩–૫ આવ્યો. મધ્યરેખાથી કાશી ૬૪ યોજનને અંતરે આવેલ છે માટે તે ૬૪ ને ૬ થી ભાગ્યા તો ચંદ્રનું કલાદિ દેશાન્તર ફળ ૧૦–૪૦ આવ્યું. તેને ભુજફળ સંસ્કૃત ચંદ્ર ૬–૧૯–૫૩–૫ માંથી કાશી મધ્યરેખાથી પશ્ચિમે રહેલ હોવાથી બાદ કર્યું તો ત્રિફળ સંસ્કૃત ચંદ્ર ૬–૧૯–૪૨–૨૫ આવ્યો.

**ચંદ્રમંદફળ**—ચંદ્રોચ્ચ ૧૦–૧૪–૫૪–૪૩ માંથી ત્રિફળ સંસ્કૃતચંદ્ર બાદ કર્યો, તો ચંદ્રનો મંદકેન્દ્ર, ૩–૨૫–૧૨–૧૮ આવ્યો, તે ત્રણ રાશિથી વધારે છે માટે તેને ૬ રાશિમાંથી બાદ કર્યો તો તેનો ભુજ ૨–૪–૪૭–૪૨ આવ્યો. તેના અંશ કર્યા તો ૬૪–૪૭–૪૨ થયા.

એ ભુજાંશ ૬૪।૪૭।૪૨ ને છથી ભાગ્યા તો ૧૦–૪૭–૫૭ આવ્યા, તેને ૩૦ માંથી બાદ કર્યા તો શેષ ૧૯–૧૨–૩ રહ્યા તેથી ૧૦–૪૭–૫૭ ને ગુણ્યા, તો ૨૦૭–૨૧–૧૦ આવ્યા. એને પ્રથક્ માંડ્યા; તેને એક સ્થળે ૨૦ થી ભાગ દીધો તો ૧૦–૨૨–૩ આવ્યા, તેને ૫૬ માંથી બાદ કર્યા તો શેષ ૪૫–૩૭–૫૭ રહ્યા, તેથી પ્રથક માંડેલા આંક ૨૦૭–૨૧–૧૦ ને ભાગ દીધો, તો ચંદ્રનું અંશાદિ મંદફળ ૪–૩૩–૩૮ આવ્યું. એ મંદફળ ચંદ્રકેન્દ્ર ૨૫–૧૨–૧૮ મેષાદિ હોવાથી ચંદ્ર ૬–૧૯–૪૨–૨૫ માં ઉમેર્યું, તો સ્પષ્ટચંદ્ર ૬–૨૪–૧૫–૩ આવ્યો.

**ગતિ સ્પષ્ટીકરણ**—સૂર્યનો મંદકેન્દ્ર ૧–૧૩–૪૬–૧૮ છે તેના ભુજ ૧–૧૩–૪૬–૧૮ ની કોટિ કરી, તો ૧–૧૬–૧૩–૪૨ આવી. તેના અંશ કર્યા તો ૪૬–૧૩–૪૨ થયા. તેને ૨૦ થી ભાગ્યા તો ૨–૧૮ આવ્યા, એ ૨–૧૮ ને ૧૧ માંથી બાદ કરતાં રહેલ ૮–૪૨ થી ગુણ્યા તો ૨૦–૦–૦ આવ્યા, તેને ૧૩ થી ભાગ દીધો તો સૂર્યનું કળાદિ ગતિ ફળ ૧–૩૨ આવ્યું. એ ગતિ ફળ સૂર્યનો મંદ કેન્દ્ર ૧–૧૩–૪૬–૧૮ મકરાદિ છે માટે તેની મધ્યમ ગતિ ૫૯–૮ માંથી બાદ કર્યું, તો તેની સ્પષ્ટ ગતિ ૫૭–૩૬ ની આવી.

ચંદ્રનો મંદકેન્દ્ર ૩-૨૫-૧૨-૧૮ છે, તેનો ભુજ ૨-૪-૪૭-૪૨ થયો, તેને ત્રણ રાશિમાંથી બાદ કર્યો; તો શેષ કોટિ ૦-૨૫-૧૨-૧૮ આવી; તેના અંશ કર્યા તો ૨૫-૧૨-૧૮ થયા. તેને ૨૦ થી ભાગદીધો તો ૧-૧૫ આવ્યા; તેને ૧૧ માંથી બાદ કર્યા તો શેષ ૯-૪૫ રહ્યા, તેને તેજ વિશાંશ ૧-૧૫ થી ગુણ્યા તો ૧૨-૧૧ આવ્યા. એ ૧૨-૧૧ ને ૨ થી ગુણ્યા તો ૨૪-૨૨ થયા, તેમાં તેનો $\frac{1}{6}$ ભાગ ૪-૩ ઉમેર્યો તો ચંદ્રની ગતિનું કળાદિ ફળ ૨૮-૨૫ આવ્યું. એ ગતિ ફળ ચંદ્રની મધ્યમ ગતિ ૭૯૦-૩૫ માં તેનો કેન્દ્ર ૩-૨૫-૧૨-૧૮ કર્કાદિ છે માટે ઉમેર્યું તો ચંદ્રની સ્પષ્ટ ગતિ ૮૧૯-૦-૦ આવી.

**भक्ता व्यर्कविधोर्लवा यमकुभिर्याता तिथिः स्यात्फलं**
**शेषं यातमिदं हरात्प्रपतितं भोग्यं विलिप्तास्तयोः ।**
**भुक्त्योरन्तरभाजिताश्च घटिका यातैष्यकाः स्युः क्रमात्**
**पूर्वार्द्धे करणं बवाद्गततिथिर्द्विघ्न्यद्रितष्टा भवेत् ॥ ८ ॥**

સ્પષ્ટ ચંદ્રમાંથી સ્પષ્ટ સૂર્ય બાદ કરતાં જે શેષ રહે તેના અંશ કરી તેને ૧૨ થી ભાગ દેવાથી ગયેલી તિથિસંખ્યા મળે છે;[1] ને જે શેષ રહે છે તે એષ્ય તિથિનું ગતફળ થાય છે; એ ફળને ૧૨ માંથી બાદ કરવાથી એષ્યતિથિનું એષ્યફળ ફળ આવે છે. ગત તથા એષ્યફળની પ્રથક્ પ્રથક્ વિકળા કરી, સૂર્ય અને ચંદ્રની ગતિના તફાવતથી ભાગ દેવાથી ક્રમે વર્તમાન તિથિની ગત તથા એષ્ય ઘટિકાદિક આવે છે. તિથિના પૂર્વાર્ધમાં ગતતિથિ સંખ્યાને ૨ થી ગુણી ૭ થી ભાગવાથી બવાદિકરણ આવે છે.[2] ॥ ૮ ॥

**तत्सैकं त्वपरे दलेऽथ शकुनेः स्युः कृष्णभूतोत्तरा-**
**दर्धाच्चाथ विधोश्च सार्कसितगोर्लिप्ताः खखाष्टोद्धृताः ।**
**याते स्तो भयुजी क्रमाद्गगनषण्निघ्ने गतैष्ये तयो-**
**रिन्दोर्भुक्तिहृते जवैक्यविहृते यातैष्यनाड्यः क्रमात् ॥ ९ ॥**

ને પરાર્ધમાં તેમાં એક ઉમેરવાથી કરણ થાય છે. કૃષ્ણપક્ષની ચતુર્દશીના પરાર્ધથી શકુનિ આદિ ચાર કર્ણ આવે છે. કેવળ ચંદ્રની તેમજ સૂર્યયુક્ત સ્પષ્ટ

---

૧ ચાંદ્રમાસ શુક્લ પ્રતિપદાથી શરૂ થાય છે. ને તેમાં ત્રીશ તિથીઓ આવે છે. એ તિથી ૧૨ થી ભાગતાં એક મળે તો એકમ, બે મળે તો બીજ, ત્રણ મળે, તો ત્રીજ, ૨૦ મળે તો વદ પાંચમ વિગેરે ગત સમજી લેવી.

૨ કરણ સાત છે. તેનાં નામ બવ, બાલવ, કૌલવ, તૈતિલ, ગર, વણિજ ને વિષ્ટિ કૃષ્ણ ચતુર્દશીથી શકૂની, ચતુષ્પદ, નાગ, કિંસ્તુઘ્ન એ, ચાર કરણ આવે છે.

ચંદ્રની કળા કરી તેને ૮૦૦ થી ભાગવાથી ક્રમે અશ્વિન્યાદિ ગત નક્ષત્ર[1] તથા વિષ્કુંભાદિગત યોગની[2] સંખ્યા થાય છે. તેમનાં ગત તથા એષ્ય ફળને ૬૦ થી ગુણી ક્રમે ચંદ્રની સ્પષ્ટ ગતિથી તથા સૂર્ય અને ચંદ્રની સ્પષ્ટ ગતિના સરવાળાથી ભાગ દેવાથી તેમની ગત તથા એષ્ય ઘડી પળનું માન આવે છે. ॥ ૯ ॥

## ઉદાહરણ.

**તિથિસાધન**=સ્પષ્ટ ચંદ્ર ૬–૨૪–૧૫–૩માંથી સ્પષ્ટ સૂર્ય ૧–૫–૪૨–૩૭ બાદ કર્યો, તો શેષ ૫–૧૮–૩૨–૨૬ રહ્યાં. તેના અંશ કર્યા તો ૧૬૮–૩૨–૨૬ આવ્યા , તેને ૧૨ થી ભાગ આપ્યો, તો ગતતિથિ સંખ્યા ૧૪ ની આવી અને એષ્યતિથિ પૂર્ણિમાનું ગતફળ ૦૩૨૨૬ શેષ રહ્યું. એ ગતફળને હર ૧૨ માંથી બાદ કર્યું તો પૂર્ણિમાનું એષ્યફળ ૧૧–૨૮–૩૪ આવ્યું. ગતફળની વિકળા ૧૯૪૬ અને એષ્ય ફળથી વિકળા ૪૧૨૫૪ આવી તેને સૂર્ય અને ચંદ્રની સ્પષ્ટ ગતિના તફાવત ૭૬૧–૨૪ થી ભાગ્યા તો ગતફળપરથી પૂર્ણિમાની ગતઘડી ૨।૩૩ અને એષ્ય ફળ પરથી પૂર્ણિમાની એષ્ય ઘટી ૫૪ પળ ૧૦ આવ્યા; એટલે જે વેળાનું ગ્રહ સાધન કર્યું છે તે વેળા પૂનમ ઘટી ૨ પળ ૩૩ ગયેલ છે ને બાકી ઘડી ૫૪ પળ ૧૦ છે.

**કરણસાધન**=ગતતિથિ ૧૪ છે તેને ૨ થી ગુણ્યા તો ૨૮ આવ્યા, તેને ૭ થી ભાગ્યા તો શેષ ૦ રહ્યા, માટે પૂનમના પૂર્વાર્ધમાં બવથી ગણતાં કરણ ભદ્રા આવ્યું, તેમાં ૧ ઉમેર્યો તો પૂનમના ઉત્તરાર્ધનું કરણ બવ આવ્યું; તિથિનાં ગત તથા એષ્યનો સરવાળો કરી તેનું અર્ધ કરવાથી કરણનું ઘટ્યાદિ માન

---

૧ નક્ષત્ર ૨૭ છે; તેનાં નામ, અશ્વિની, ભરણી, કૃત્તિકા રોહિણી, મૃગશિર, આર્દ્રા, પુનર્વસુ, પુષ્ય, આશ્લેષા, મઘા, પૂર્વા, ઉત્તરા, હસ્ત, ચિત્રા, સ્વાતી, વિશાખા, અનુરાધા, જ્યેષ્ઠા, મૂલ, પૂર્વાષાઢા, ઉત્તરાષાઢા, શ્રવણ, ધનિષ્ઠા, શતભિષા, પૂર્વાભાદ્રપદ, ઉત્તરાભાદ્રપદ, અને રેવતી છે. જો એક આવે તો અશ્વિની, ૨ આવે તો ભરણી, ત્રણ આવે તો કૃત્તિકા ને ચાર આવે તો રોહિણી નક્ષત્ર સમજી લેવું.

૨ યોગ સતાવીશ છે, તેમનાં નામ ક્રમે વિષ્કુંભ, પ્રીતી, આયુષ્યાન્, સૌભાગ્ય, શોભાન, અતિગંડ, વૃદ્ધિ, ધ્રુવ, વ્યાઘાત, હર્ષણ, વજ, સિદ્ધિ વ્યતીપાત, વર્યાણ, પરિઘ, શિવ, સિદ્ધિ, સાધ્ય, શુભ, શુક્લ, બ્રહ્મ, ઐંદ્ર અને વૈધૃત છે. જો એક લબ્ધ આવે તો વિષ્કુંભ, બે આવે તો, પ્રીતિ, ત્રણ આવે તો આયુષ્યમાન્, ચાર આવે સૌભાગ્ય ને પાંચ આવે તો શોભન યોગ જાણવા. એ પ્રમાણે બીજા યોગ પણ સમજી લેવા.

આવતું હોવાથી ગતઘડી ૨-૩૩ માં એષ્ય ઘડી ૫૪ પળ ૧૦ ઉમેર્યા તો ૫૬।૪૩ આવ્યા તેને ૨ થી ભાગ્યા તો પૂનમનાં પ્રત્યેક કરણનું ઘટયાદિ માન ઘડી ૨૮ પળ ૨૧ તું આવ્યું. ઉદયાત ગતઘડી આદ્ય કરણનાં ઘડી પળ ૨૮-૨૧ માંથી બાદ કરી તો પૂનમને દિવસ ભદ્રાકરણની ઘડી ૨૫-૪૮આવી ને બવની ઘડી ૨૮ પળ ૨૧ કાયમ રહી.

**ચંદ્ર નક્ષત્રસાધન**—સ્પષ્ટચંદ્ર ૬-૨૪-૧૫-૩ નીકળા કરી તો ૧૨૨૫૫-૩ આવી; તેને ૮૦૦ થી ભાગ્યા તો ગત નક્ષત્ર સંખ્યા ૧૫ ની આવી; માટે પંદર નક્ષત્ર ગયાં ને ૧૬ મું નક્ષત્ર વિશાખા આવ્યું. એ ૮૦૦ થી ભાગતાં શેષ ૨૫૫-૩ રહ્યા છે તે એ વિસાખા નક્ષત્રનું ગતફળ થયું; અને તેને ૮૦૦ માંથી બાદ કર્યા તો શેષ ૫૪૪-૫૭ રહ્યા, તે તેનું એષ્યફળ થયું; ગત તેમજ એ-ષ્યફળને ૬૦ થી ગુણી ચંદ્રની સ્પષ્ટ ગતિ ૮૧૯-૦ થી ભાગ દીધો, તો તે વિશાખા નક્ષત્રની ગત ઘડી ૧૮ પળ ૪૧ અને એષ્ય ઘડી ૩૯-૫૫ આવી.

**યોગસાધન**—સ્પષ્ટ સૂર્યમાં સ્પષ્ટ ચંદ્ર ઉમેર્યો તો ૭-૨૯-૫૭-૪૦ આવ્યા; તેની કલા કરી તો ૧૪૩૯૭-૪૦ આવી. તેને ૮૦૦ થી ભાગ્યા તો ૧૭ યોગ ગયા ને ૧૮ મો વર્યાણ વિદ્યમાન યોગ આવ્યો. ૮૦૦ માંથી બાદ કરતાં રહેલ ૨-૨૦ એષ્યફળ થયું. એ ગત તથા એષ્યફળને પ્રથક્ પ્રથક્ ૬૦ થી ગુણી સૂર્ય અને ચંદ્રની સ્પષ્ટ ગતિના સરવાળા ૮૭૬-૩૬ થી ભાગ આપ્યો તો વર્યાણની ગત ઘડી પળ ૫૪-૩૫ અને એષ્ય ઘડી પળ ૦।૯ આવ્યાં.

## ઉપપત્તિ.

સૂર્ય અને ચંદ્રની એક યુતિથી બીજી યુતિસુધીના વખતને ચાંદ્ર માસ કહેછે ને તે દરેક અમાંતથી શરૂ થાયછે. પ્રત્યેક ચાંદ્રમાસમાં ત્રીશ તિથિ આવેછે. સૂર્યની એક યુતિથી બીજી યુતિ થવામાં ૩૬૦ અંશ લાગે ને તેમાં ૩૦ ત્રીશ તિથિ આવે માટે એક તિથિ આવવામાં સૂર્ય ને ચંદ્ર વચ્ચે ૧૨ અં-શનું અંતર પડવું જોઈએ. બાર અંશના અંતરે એક તિથિ આવે તો ઇષ્ટ અંતરે કેટલી તિથિ આવશે. એ જાણવા માટે સૂર્ય અને ચંદ્રના તફાવતને ૧૨ થી ભાગવાનું કહ્યું છે. બાર અંશની એક તિથિ થાય તો બારથી ભાગતાં શેષ રહેલ અંશાદિમાં વર્તમાન તિથિનો કેટલો ભાગ ગયો અથવા જવાનો છે

તે જાણી શકાતું હોવાથી શેષને બારમાંથી બાદ કરવાનું કહ્યું છે. સૂર્ય ચંદ્રની ગતિના અંતરતુલ્ય ચાલવાને ૬૦ ઘડી જોઈએ તો ઈષ્ટ ફળતુલ્ય ચાલવામાં કેટલી ઘડી લાગશે એ શોધવા માટે ફળને ૬૦ થી ગુણી ગત્યંતરથી ભાગ દેવાનું કહેવામાં આવ્યું છે.

કરણ એને તિથિનું અર્ધ પણ કહેછે. પ્રત્યેક તિથિમાં બે કર્ણ આવે છે. તે માટે તિથિને ૨ થી ગુણી કર્ણ સંખ્યાથી ભાગ દેવાનું કહેવામાં આવ્યું છે. તિથિનું અર્ધ કરણ બરોબર હોવાથી પ્રત્યેક કરણની કેટલી ઘટિકા છે તે જાણવા માટે તિથિમાનને અર્ધ કરવાનું કહેલું છે.

રાશિમંડલના બાર ભાગ કરવામાં આવ્યા છે ને તે દરેકને રાશિ કહેવામાં આવે છે; એ બાર રાશિઓ ૨૭ નક્ષત્રમાં વેંચાયલી છે. જેમ દરેક ગ્રહનો રાશિ ચાર પંચાગમાં લખવામાં આવે છે તેમ નક્ષત્ર ચાર લખવા ધારે તો લખી શકાય; પરંતુ ગ્રહનાં નક્ષત્રની સામાન્ય મુહૂર્ત વિગેરે બાબતમાં વિશેષ જરૂર પડતી ન હોવાથી તેમ કરવા સંપ્રદાય નથી. પરંતુ મુહૂર્તાદિનો મોટો આધાર ચંદ્ર નક્ષત્રપર રહેલ હોવાથી તે દરરોજ જાણવાની જરૂર રહે છે ને તેટલા માટે તે તૈયાર કરી પંચાગમાં લખવા રિવાજ છે. બાર રાશિની ૨૧૬૦૦ કળા થાય ને તેમાં ૨૭ નક્ષત્ર આવે તો એક નક્ષત્રપર જવામાં ચંદ્રને કેટલું ચાલવું જોઇએ ? જવાબ, ૮૦–૮૦૦ આટલા કળામાં એક નક્ષત્ર મળે તો ઇષ્ટિ કળામાં કેટલાં નક્ષત્ર મળશે એ શોધવા માટે ચંદ્રની કળાને ૮૦૦ થી ભાગ દેવાનું કહ્યું છે. દરેક નક્ષત્રની શરૂઆત અશ્વિનિથી થતી હોવાથી તે અશ્વિન્યાદિ ગણતરીએ ગણવાનું કહેવામાં આવ્યું છે. વર્તમાન નક્ષત્ર કેટલું ગયું વા કેટલું બાકી જવાનું છે એ જાણવા માટે ૮૦૦ કળામાંથી ગતને બાદ કરવાનું ને શેષ રહે તેને ૬૦ થી ગુણી ચંદ્ર ગતિથી ભાગ દેવાનું કહેવામાં આવ્યું છે.

જેમ નક્ષત્ર કેવળ ચંદ્રપરથી જાણી શકાય છે તેમ યોગ, ચંદ્ર અને સૂર્યના સરવાળાપરથી તેજ રીતે જાણી શકતા હોવાથી તેજ રીતે લાવવાનું કહેલ છે. યોગ એ કલ્પિત સંજ્ઞા છે ને તેની મુહૂર્ત વિગેરેમાં ઘણી ખપતી પડે છે.

**ગ્રહલાઘવનો સૂર્યચંદ્રતિથ્યાનયન નામનો બીજો અધિકાર પૂરો થયો.**

## પ્રકરણ ૩ જું.

### ગ્રહસ્પષ્ટીકરણ.

खमष्टमरुतोऽद्रिभूभुवउदध्यगोव्योंष्टदक् दशोनवनगाश्विनोऽक्षदशनाः शराङ्गाग्नयः । गुणांकदहनाः खखाब्धय इभाङ्गरामाः क्रमान्नवाम्बुधिदशो नभःक्षितिभुवश्चलाङ्काइमे ॥ १ ॥

खंभूकृताः कुवसवोद्रिभवाः खतिथ्योऽष्टाद्रीन्दवोनव नवक्षितयोर्कपक्षाः । अर्काश्विनः शरखगक्षितयोऽक्ष तिथ्यो गोष्टौ खमाशुफलजाः स्युरिमे विदोङ्काः ॥ २ ॥

खंतत्वानिनगाब्धयोऽष्टषट्काः पंचेभागजखेचरारसाशाः । नागाशाद्विदिशोनवाहयः षट्षष्टिः षट्कगुणानभोगुरोः स्युः ॥ ३ ॥

खगमध्यकैस्तुल्यारसयमभुवः षट्कधृतयोऽरिसिद्धाः पक्षाभ्राग्नयउदधिनाराचदहनाः । द्विशून्योदन्वन्तः खजलधिकृताभूरसकृतास्त्रिवेदोदन्वंतोरसयमगुणाः खंभृगुजनेः ॥ ४ ॥

खमिषुक्षितयोगजाश्विनागादहनानागकृताःपयोधिवाणाः । द्विरगेषुमिताहुताशवाणाः शरवेदास्त्रिगुणाधृतिः स्वमार्केः ॥ ५ ॥

ભૌમાદિગ્રહના (કેન્દ્રના પ્રતિ પંદરઅંશના) શીઘ્રાંક ક્રમે નીચે મુજબ છે:—

| ખંડક | ૦ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| કેન્દ્રના અંશ | ૦ | ૧૫ | ૩૦ | ૪૫ | ૬૦ | ૭૫ | ૯૦ | ૧૦૫ | ૧૨૦ | ૧૩૫ | ૧૫૦ | ૧૬૫ | ૧૮૦ | |
| મંગળના | ૦ | ૫૮ | ૧૫૭ | ૧૭૪ | ૨૨૮ | ૨૭૯ | ૩૨૫ | ૩૬૫ | ૩૯૩ | ૪૦૦ | ૩૬૮ | ૨૪૯ | ૦ | શીઘ્રાંક. |
| બુધના | ૦ | ૪૧ | ૮૧ | ૧૧૭ | ૧૫૦ | ૧૭૮ | ૧૯૯ | ૨૧૨ | ૨૧૨ | ૧૯૫ | ૧૫૫ | ૮૯ | ૦ | શીઘ્રાંક. |
| ગુરૂના | ૦ | ૨૫ | ૪૭ | ૬૮ | ૮૫ | ૯૮ | ૧૦૬ | ૧૦૮ | ૧૦૨ | ૯૯ | ૬૬ | ૩૬ | ૦ | શીઘ્રાંક. |
| શુક્રના | ૦ | ૬૩ | ૧૨૬ | ૧૮૬ | ૨૪૬ | ૩૦૨ | ૩૫૪ | ૪૦૨ | ૪૪૦ | ૪૬૧ | ૪૪૩ | ૩૨૬ | ૦ | શીઘ્રાંક. |
| શનિના | ૦ | ૧૫ | ૨૮ | ૩૯ | ૪૮ | ૫૪ | ૫૭ | ૫૭ | ૫૩ | ૪૫ | ૩૩ | ૧૮ | ૦ | શીઘ્રાંક. |

॥ ૧ ॥ ૨ ॥ ૩ ॥ ૪ ॥ ૫ ॥

## ઉપપત્તિ.

સૂર્ય કેન્દ્રીય ગ્રહ અને ભૂકેન્દ્રીય ગ્રહના તફાવતને શીઘ્રકેન્દ્ર ફળ અર્થાત્ શીઘ્રફળ એવી સંજ્ઞા આપી છે; એ ફળ જાણવાની રીતિ કરણકુતૂહલમાં નીચે પ્રમાણે છે.

શીઘ્રકેન્દ્રની કોટિ જ્યાને પરાખ્યથી ગુણી બમણી કરવી, બાદ ૧૪૪૦૦ યુક્ત પરાખ્યવર્ગમાંથી એ શીઘ્ર કેન્દ્ર કર્કાદિ હોય તો બાદ કરવી અને મકરાદિ હોય તો ઉમેરવી. એ રીતે જે આંક આવે તેનું વર્ગ મૂલ કહાડવાથી શીઘ્રકર્ણ આવેછે. શીઘ્રકર્ણથી પરાખ્યની જ્યા ગુણિત આવેલ આંકને ભાગ દેવાથી ગ્રહનું શીઘ્ર ફળ આવેછે.

આચાર્યે દરેક ગ્રહના શીઘ્રકેન્દ્રના પંદર પંદર અંશનું ઉત્તરોત્તર શીઘ્રફળ ઉપર જણાવેલ રીતિ મુજબ કહાડી તેને દશગુણિત કરી દેતાં જે આંક આવેલ છે તેને શીઘ્રાંક તરિકે આપણને ઓળખાવેલ છે. દાખલા તરિકે ભોમનું પ્રથમ શીઘ્રાંક ૫૮ ની આપણે ઉત્પત્તિ તપાશીએ. આચાર્યે ભૌમની પરમફળ જ્યા ૭૭ ની માનેલ છે. પરમફળ જ્યાને પરાખ્ય પણ કહેછે. કેન્દ્રના અંશ ૧૫ છે. એ કેન્દ્રની કોટિ ૨–૧૫–૦–૦ ની જ્યા ૧૧૫।૩૦ ને પરાખ્ય ૭૭ થી ગુણ્યા તો ૮૮૯૩॥ આવ્યા, તેને ૨ થી ગુણ્યા તો ૧૭૭૮૭ આવ્યા. તેને મકરાદિ કેન્દ્ર છે માટે પરકૃતિ ૫૯૨૯ યુક્ત ૧૪૪૦૦ આંક ૨૦૩૨૯ માં ઉમેર્યા તો ૩૮૧૧૬ આવ્યા. એનું વર્ગમૂળ કહાડ્યું તો ભૌમનું શીઘ્રકર્ણ ૧૯૫–૭ આવ્યું. શીઘ્રકેન્દ્ર ૦।૧૫।૦।૦ ના ભુજ ૦।૧૫।૦।૦ ની જ્યા ૩૧ થી પરાખ્ય ૭૭ ને ગુણતાં આવેલા આંક, ૨૩૮૭ ને ભાગ દીધો તો મંગળનું શીઘ્રફળ અંશાદિ ૫।૪૮ આવ્યું. આ સાવયવ છે તેને ૧૦ થી ગુણ્યા તો ૫૮ આવ્યા. એ મંગળનો પ્રથમ શીઘ્રાંક થયો. એ મૂજબ દરેક ગ્રહનાં પરમશીઘ્રફળ પરથી દરેક પંદર અંશનાં શીઘ્રફળ વરતી આચાર્યે શીઘ્રાંક કહેલા છે.

**भौमार्कीज्यविहीनमध्यमरविः स्यात्स्वाशुकेन्द्रंतुविद्भ्-**
**ग्वोरुक्तमिदंरसोर्ध्वमिनभाच्छुद्धंतदंशादिनैः ।·भक्तः**
**खादिफलंक्रमादिहगताङ्कोसौक्षयद्ध्र्याहताच्छेषाद्बाण-**
**कुलब्धिहीनयुगयंदिग्हृल्लवाद्यंफलम् ॥ ६ ॥**

મધ્યમ સૂર્યમાંથી મંગળ, ગુરૂ અને શનિ બાદ કરવાથી તેમનો શીઘ્રકેન્દ્ર થાયછે;[1] બુધ અને શુક્રનો શીઘ્રકેન્દ્ર અગાઉ કહેવાઈ ગયેલ છે. આ શીઘ્ર કેન્દ્ર ૭ રાશિથી વધારે હોય તો તેને બાર રાશિમાંથી બાદ કરવો;[2] બાદ તેના અંશ કરવાને તેને ૧૫ થી ભાગતાં જે શૂન્યાદિ ફળ મળે તેટલામો શીઘ્રાંક ગત અને તેના પાછળનો એષ્ય જાણવો; ગત અને એષ્યના તફાવતથી પંદરથી ભાગતાં શેષ રહેલ અંશાદિને ગુણી તેને ૧૫ થી ભાગતાં જે અંશાદિ ફળ આવે તે ગતાંકમાં ગતાંક એષ્યાંકથી વધારે હોય તો ઋણ કરવું ને એષ્યાંક ગતાંકથી વધારે હોય તો ઉમેરવું. એ રીતે ઉમેરવા વા બાદ કરવાથી જે ફળ આવે તેને દશથી ભાગવાથી અંશાદિ શીઘ્રફળ થાયછે.[3] ॥ ૬ ॥

खङ्गोऽश्विनोद्रिमरुतोऽक्षगजानवाशाः सिद्धेन्दवःखद-
हनक्षितयोऽसृजोङ्काः । मान्दाबुधस्यखमिनाः कुदशो-
ऽष्टपक्षा देवाः शरानलमितारसवह्नयः स्युः ॥ ७ ॥
खेन्द्रक्षोणिनवाग्नयोऽब्धुदधयोक्षाक्षानगाक्षागुरोः शुक्र-
स्याभ्ररसेशविश्वमनवोद्विर्बाणचन्द्राः क्रमात् । खङ्गो-
ब्जाः खकृताः खषड्नगनगागोष्टौत्रिनंदाः शनेः शु-
द्धोब्ध्यद्रिषडग्निनागगृहतः स्यान्मन्दकेन्द्रंकुजात् ॥८॥

ભૌમ વિગેરે ગ્રહના મંદાંક ક્રમે નીચે મુજબ છેઃ—

---

૧ મધ્યમ સૂર્યમાંથી મંગળ બાદ કરવામાં આવે તો મંગળનો શીઘ્રકેન્દ્ર, ગુરૂ બાદ કરવામાં આવેતો ગુરૂનો શીઘ્રકેન્દ્ર અને શનિ બાદ કરવામાં આવે તે શનિનો શીઘ્રકેન્દ્ર થાય છે.

૨ જો છ રાશિથી વધારે નહોય તો બાર રાશિમાંથી બાદ કરવાની જરૂર નથી.

૩ આ શીઘ્રફળ મેષાદિ કેન્દ્ર હોય તો ધન કરવું અને તુલાદિ કેન્દ્ર હોય તો ઋણ કરવું. ધન ઉમેરવું ને ઋણ બાદ કરવું.

| ખંડક | ૦ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ |
|---|---|---|---|---|---|---|---|
| મંદ કેન્દ્ર ભુજાંશ | ૦ | ૧૫ | ૩૦ | ૪૫ | ૬૦ | ૭૫ | ૯૦ |
| મંગલના | ૦ | ૨૯ | ૫૭ | ૮૫ | ૧૦૯ | ૧૨૪ | ૧૩૦ |
| બુધના | ૦ | ૧૨ | ૨૧ | ૨૮ | ૩૩ | ૩૫ | ૩૬ |
| ગુરૂના | ૦ | ૧૪ | ૨૭ | ૩૯ | ૪૮ | ૫૫ | ૫૭ |
| શુક્રના | ૦ | ૬ | ૧૧ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૫ |
| શનિના | ૦ | ૧૯ | ૪૦ | ૬૦ | ૭૭ | ૮૯ | ૯૩ |

મંદાંક.

અને ભૌમાદિ ગ્રહ જેમના મંદોચ્ચ ક્રમે ૪-૦-૦-, ૭-૦-૦-૦, ૬-૦-૦-૦, ૩-૦-૦-૦, ૮-૦-૦-૦ છે, તેમને તેમાંથી બાદ કરવાથી તેમના મંદકેન્દ્ર થાયછે.[1] ॥ ૭ ॥ ૮ ॥

## ઉપપત્તિ.

શ્રીમાન્ ગણેશ દૈવજ્ઞે મંદ કેન્દ્રના ભુજના પ્રતિ પંદર પંદર અંશનું મંદફળ તૈયાર કરી આપણને મંદાંક તરિકે ઓળખાવ્યું છે. દાખલા તરિકે મંગળનો, પહેલો મંદાંક ૨૯, કેવી રીતે આવ્યો છે તે જોઇએ. મંગળનો મંદકેન્દ્ર ૦।૧૫।૦।૦ ના ભુજ ૦-૧૫-૦-૦ અંશ ૧૫।૦।૦ ની જ્યા ૩૧ થી મંગળનાં પરમફળ ૧૧।૨૪ ને ગુણી

૧ એટલે મંગળનો રાશ્યાદિક મંદોચ્ચ ૪-૦-૦-૦ બુધનો ૭-૦-૦-૦ ગુરૂનો ૬-૦-૦-૦ શુક્રનો ૩-૦-૦-૦ અને શનિનો ૮-૦-૦-૦ છે.

ત્રિજ્યા ૧૨૦ થી ભાગ દીધો તો મંગળનું મંદકેન્દ્ર ૦।૧૫।૦।૦ નું મંદફળ $\frac{૫૭}{૫} \times \frac{૩૧}{૧૨૦} = \frac{૧૭૬૭}{૬૦૦} * \frac{૧૦}{૧} = \div ૨૯ \frac{૨૬૭}{૬૦૦}$ આવ્યું. આમાંથી ઉપરના અપૂર્ણ આંક આચાર્યે છોડી દઈ ફક્ત ૨૯ ને મંદાંક તરિકે લીધો છે. શીઘ્રફળ લાવવામાં તથા આ મંદફળ લાવવામાં પંદરથી ભાગતા શેષ રહેલ અંશોને ખંડકાન્તરથી ગુણી પંદરથી ભાગવામાં આવેછે. તે પંદર અંશ ઉપર જેટલા અંશ વધારે આવેલ હોય તેના પ્રમાણમાં ખંડકમાં જેટલી વધઘટ થયેલ હોય તે જાણવા માટે. કેમકે એ ખંડક તો ફક્ત પંદર પંદર અંશના ઉત્તરોત્તર બનાવવામાં આવ્યાં છે. ને તે દરેક વચ્ચે પંદર પંદર અંશનો તફાવત છે. પંદર અંશના તફાવતમાં ખંડકના તફાવત જેટલો ફેર પડે તો ઇષ્ટ અંશમાં કેટલો ફેર પડશે? આ રીતે એ ફળ જાણવાનું હોતાં ત્રિરાશિની રીતિએ અંતરને ઇષ્ટ અંશથી ગુણી પંદરથી ભાગ દેવાનું કહેવામાં આવ્યું છે.

**मृदुकेन्द्रभुजांशकादिनाप्ताः फलमङ्कः प्रगतस्तदूनितै-
ष्यः ॥ परिशेषहतोदिनाप्तियुक्तोदशभक्तः फलमंशका
दिमान्दम् ॥ ९ ॥**

ગ્રહના મંદકેન્દ્રના ભુજાંશને ૧૫ થી ભાગતાં જેટલા પૂર્ણાંક આવે તેટલામું મંદાંક ખંડકગત અને તેના પાછળનું એષ્ય થાયછે. ગત અને એષ્ય ખંડકનાં તફાવતથી ભુજાંશને ૧૫ થી ભાગતાં શેષ રહેલ અંશાદિ ફળને ગુણી પંદરથી ભાગતાં જે ફળ મળે તેને ગતાંકમાં ઉમેરી દશથી ભાગ દેવાથી ગ્રહનું અંશાદિ મંદફળ થાયછે. ॥ ૯ ॥

**प्राङ्मध्यमेचलफलस्यदलंविदध्यात्तस्माच्चमान्दमखिलं
विदधीतमध्येद्राक्केंद्रकेऽपिचविलोममतश्चशीघ्रंसर्वंचतत्र
विदधीतभवेत्स्फुटोसौ ॥ १० ॥**

પ્રથમ મધ્યમ ગ્રહ પરથી શીઘ્રફળ લાવી તેનું અર્ધ તેમાં આપવું, ને તેના પરથી મંદ ફળ કહાડવું; મંદ ફળ જે આવે તે સઘળું મૂળ મધ્યમ ગ્રહમાં આપવું અને શીઘ્રકેન્દ્રમાં વિલોમે[1] દેવું, બાદ એ મંદસ્પષ્ટ શીઘ્રકેન્દ્ર પરથી ઉક્ત રીતિએ પાછું શીઘ્ર ફળ લાવી સઘળું મંદ સ્પષ્ટગ્રહમાં યથાગત આપવાથી ગ્રહ સ્પષ્ટ થાય છે. ॥ ૧૦ ॥

---

૧ એટલે કે મધ્યમ ગ્રહમાં મંદફળ ઉમેર્યું હોય તો પ્રથમ શીઘ્રકેન્દ્રમાંથી બાદ કરવું અને મધ્યમ ગ્રહમાંથી બાદ કરવાનું હોય તો શીઘ્રકેન્દ્રમાં ઉમેરવું.

## ઉપપત્તિ.

મધ્યમ ગ્રહપરથી શીઘ્રફળ લાવવામાં આવે તો ગ્રહના સ્થાનમાં ફેર પડતો હોવાથી આચાર્યે આ યુક્તિ કરી છે. સ્પષ્ટ સૂર્યને મંદ સ્પષ્ટ ગ્રહનો શીઘ્રોચ્ચ ગણી તેનાપરથી ફળ લાવવામાં આવત તો તે આના કરતાં પણ વધારે સ્પષ્ટ આવત. આ ફળ સ્પષ્ટ આવે એટલા માટે યુક્તિ કરેલ છે. ખરો રસ્તો પ્રથમ ગ્રહને મંદ સ્પષ્ટ કરી તે પરથી શીઘ્રફળ લાવી મંદસ્પષ્ટમાં આપવું; ને જ્યાં લગણ ફળનું પુનરા વર્તન ન થાય ત્યાં લગણ અસકૃત રીતે આપતે જવું. આચાર્યની રીતે જો કે અસકૃત વિધિવિના ગ્રહ સ્પષ્ટ આવેછે તો પણ તે પેલા વિધિથી જેવા સૂક્ષ્મ આવે તેવા આવતા નથી તે માટે તે વિધિને સ્થૂલ છે એમ કહ્યા વિના ચાલે તેમ નથી.

## ઉદાહરણ.

**ભૌમ સ્પષ્ટીકરણ.** મંગળનો શીઘ્રોચ્ચ મધ્યમ સૂર્ય હોવાથી મધ્યમ સૂર્ય ૧–૪–૧૩–૪૨ માંથી મધ્યમ મંગળ ૯–૨૯–૫૫–૧૩ બાદ કર્યો તો મંગળનો પ્રથમ શીઘ્રકેન્દ્ર ૩–૪–૧૮–૨૯ રહ્યો. એના અંશ કર્યા તો ૯૪–૧૮–૨૯ આવ્યા. તેને ૧૫ થી ભાગ્યા તો ૬ પૂર્ણાંક મલ્યા માટે છઠું ખંડક ૩૨૪ નું મળ્યું તે ગત ખંડક થયું ને તેના પાછળનું સાતમું ખંડક ૩૬૫ નું એષ્ય ખંડક થયું. ગત તથા એષ્ય વચ્ચે ૪૦ નો તફાવત છે તેથી પંદરથી ભાગતાં શેષ રહેલ અંશાદિ ૪–૧૯–૨૯ ને ગુણી ૧૫ થી ભાગ આપ્યો તો ૧૧–૨૯–૧૭ આવ્યા. એને ગત ખંડક એષ્ય ખંડકથી ઓછું છે માટે ગત ખંડકમાં ઉમેર્યા તો ૩૩૬–૨૯–૧૭ આવ્યા; તેને ૧૦ થી ભાગ આપ્યો તો પ્રથમ શીઘ્ર ફળ ૩૩–૩૮–૫૫ આવ્યું. તેનું અર્ધ ૧૬–૪૯–૨૭ શીઘ્રકેન્દ્ર ૩–૪–૧૮–૨૯ મેષાદિ છે, માટે મધ્યમ મંગળ ૯–૨૯–૫૫–૧૩ માં ઉમેર્યું. તો **અર્ધશીઘ્રફળ સંસ્કૃત મંગળ** ૧૦–૧૬–૪૪–૪૦ આવ્યો.

અર્ધ શીઘ્રફળ સંસ્કૃત મંગળને તેના મંદોચ્ચ ૪–૦–૦–૦ માંથી બાદ કર્યો તો મંગળનો મંદકેન્દ્ર ૫–૧૩–૧૫–૨૦ આવ્યો. તેનો ભુજ કર્યો તો ૦–૧૬–૪૪–૪૦ થયો. તેના અંશ ૧૬–૪૪–૪૦ થયા. તેને ૧૫ થી ભાગ દીધો તો મલ્યો ૧ માટે પહેલું ખંડક જે ૨૯ નું છે તે ગત થયું ને બીજું મંદાંક ખંડક ૫૭ છે તે એષ્ય થયું. એષ્ય અને ગત વચ્ચે ૨૮ નો તફાવત છે, તેથી ભુજાંશને ૧૫ થી ભાગવાથી શેષ રહેલ અંશાદિ ૧–૪૪–૪૦ ને ગુણી ૧૫ થી ભાગ દીધો તો ૩–૧૫–૨૨ આવ્યા, તેને ગત ખંડક ૨૯ માં

એષ્ય ખંડક વધારે છે માટે ઉમેર્યા તો કુલ આંક ૩૨-૧૫-૨૨ આવ્યા. તેને ૧૦ થી ભાગ્યા તો મંગળનું મંદફળ ૩-૧૩-૩૨ આવ્યું. આ મંદફળ મંદકેન્દ્ર મેષાદિ છે માટે મધ્યમ મંગળ ૯-૨૯-૫૫-૧૩ માં ઉમેર્યું તો **મંદ સ્પષ્ટ મંગળ** ૧૦-૩-૮-૪૫ આવ્યો. એ ફળ પ્રથમ શીઘ્ર કેન્દ્ર ૩-૪-૧૮-૨૯ માંથી બાદ કર્યું તો અંતિમ શીઘ્ર કેન્દ્ર ૩-૧-૪-૫૭ આવ્યો. તેના અંશ કર્યા તો ૯૧-૪-૫૭ થયા. તેને ૧૫ થી ભાગી ઉક્ત રીતિસર શીઘ્રફળ કહાડયું. તો ૩૨-૪૭-૧૮ આવ્યું. એ શીઘ્રફળ **મંદ સ્પષ્ટ ભૌમ** ૧૦-૩-૮-૪૫ માં અંતિમ શીઘ્રકેન્દ્ર મેષાદિ છે માટે ઉમેર્યું તો ભૂકેન્દ્રીય **સ્પષ્ટ મંગળ** ૧૧-૫-૫૬-૪ આવ્યો.

**બુધ સ્પષ્ટીકરણ.** બુધનો શીઘ્રકેન્દ્ર ૧-૧૭-૧૪-૫૦ પ્રથમ આવેલ છે તેના અંશ કર્યા તો ૪૭-૧૪-૫૦ થયા. તેને ૧૫ થી ભાગ્યા તો પૂર્ણાંક ૩ ને શેષ ૨-૧૪-૫૦ રહ્યા. પૂર્ણાંક ૩ આવ્યા માટે શીઘ્રાંક ત્રીજો ૧૧૭ નો ગત થયો ને ૧૫૦ એષ્ય થયો. ગત અને એષ્ય વચ્ચે ૩૩ નો તફાવત છે તેથી શેષ ૨-૧૪-૫૦ ને ગુણ્યા ને પંદરથી ભાગ્યા તો ૪-૫૬-૩૮ આવ્યા. આ એષ્ય ફળ વધારે છે માટે ગતાંક ૧૧૭ માં ઉમેર્યું તો ૧૨૧-૫૬-૩૮ આવ્યા. તેને દશથી ભાગ દીધો તો પ્રથમ શીઘ્રફળ ૧૨-૧૧-૩૯ આવ્યું. તેનું અરધું કર્યું તો ૬-૫-૪૯ આવ્યું તેને મધ્યમ બુધ ૯-૫-૪૯ માં શીઘ્રકેન્દ્ર મેષાદિ છે માટે ઉમેર્યું તો **પ્રથમ શીઘ્ર ફલાર્ધ સંસ્કૃત બુધ** ૧-૧૦-૧૯-૩૧ આવ્યો.

**શીઘ્રાર્ધ સંસ્કૃત બુધ** ૧-૧૦-૧૯-૩૧ ને તેના મંદોચ્ચ ૭-૦-૦-૦ માંથી બાદ કર્યો તો બુધનો મંદકેન્દ્ર ૫-૧૯-૪૦-૨૯ આવ્યો. તેનો ભુજ કર્યો તો ૦-૧૦-૧૯-૩૧ આવ્યો. તેના અંશ કર્યા તો ૧૦-૧૯-૩૧ આવ્યા. તેને પંદરથી ભાગ આપ્યો તો લબ્ધ ૦ અને શેષ ૧૦-૧૯-૩૧ આવ્યા. માટે ગતાંક ૦ અને એષ્યાંક ૧૨ આવ્યો. ગત અને એષ્યાંકના તફાવત ૧૨ થી શેષ ૧૦-૧૯-૩૧ ને ગુણી ૧૫ થી ભાગ આપ્યો તો, ૮-૧૫-૩૬ આવ્યા. તેમાં એષ્યાંક વધારે છે માટે ગતાંક ઉમેર્યો તો ૮-૧૫-૩૬ આવ્યા. તેને ૧૦ થી ભાગ દીધો તો બુધનું મંદ ફળ અંશાદિ૦-૪૯-૩૩ ધન સંજ્ઞિક આવ્યું. એ મધ્યમ સૂર્ય જે મધ્યમ બુધ ગણાય છે તેમાં ધન છે માટે, ઉમેર્યું તો **મંદસ્પષ્ટ બુધ** ૧-૫-૩-૧૫ આવ્યો. તે મંદ ફળ પ્રથમ શીઘ્ર કેન્દ્રમાંથી બાદ કર્યું તો **અંતિમ શીઘ્રકેન્દ્ર** ૧-૧૬-૨૫-૧૭ આવ્યો. તેના અંશ ૪૬-૨૫-૧૭

થયા, તેને ૧૫ થી ભાગ આપ્યો તો ૩ ખંડક શીઘ્રાંકનાં ગત થયા ને ચોથું એષ્ય થયું. ત્રીજું શીઘ્ર ખંડક ૧૧૭ છે ને ચોથું એષ્ય ૧૫૦ છે. એ બન્ને વચ્ચે ૩૩ નો તફાવત છે તેથી અંશોને પંદરથી ભાગતાં શેષ રહેલ અંશાદિ ફળ ૧-૨૫-૧૭ ને ગુણી ૧૫ થી ભાગ દીધો તો ૩-૭-૩૭ આવ્યા; એ એષ્યાંક ગતાંકથી વધારે છે માટે ગતાંક ૧૧૭ માં ઉમેર્યા તો ૧૨૦-૬-૩૭ થયા. તેને ૧૦ થી ભાગ આપ્યો તો બુધનું **અંતિમ શીઘ્રફળ** ૧૨-૦-૪૫ આવ્યું. એ મેષાદિ કેન્દ્ર છે માટે મંદ સ્પષ્ટ બુધ ૧-૫-૩-૧૫ માં ઉમેર્યું તો **સ્પષ્ટ બુધ** રાશ્યાદિ ૧-૧૭-૪-૦ આવ્યો.

**ગુરૂ સ્પષ્ટીકરણ.** ગુરૂનો શીઘ્રોચ્ચ મધ્યમ સૂર્ય ૧-૪-૧૩-૪૨ છે તેમાંથી મધ્યમ ગુરૂ ૪-૮-૧૫-૧૭ બાદ કર્યો તો તેનો પ્રથમ શીઘ્ર કેન્દ્ર ૮-૨૫-૫૮-૨૬ આવ્યો. તે ૭ રાશિથી વધારે છે માટે તેને ૧૨ રાશિમાંથી બાદ કર્યો તો શેષ ૩-૪-૧-૩૫ રહ્યા. તેના અંશ કર્યા તો ૯૪-૧-૩૫ આવ્યા. તેને ૧૫ થી ભાગ્યા તો પૂર્ણાંક ૬ અને શેષ ૪-૧-૩૫ રહ્યા. લબ્ધાંક ૬ છે માટે ગુરૂનો શીઘ્રાંક છઠો ૧૦૬ નો ગત થયો ને ૧૦૮ નો એષ્ય થયો. એ બન્ને વચ્ચે ૨ નો તફાવત છે તેથી શેષાંશાદિ ૪-૧-૩૫ છે તેને ગુણ્યા તો ૮-૩-૧૦ આવ્યા તેને ૧૫ થી ભાગ્યા તો ૦-૩૨-૧૨- આવ્યા. તેને ગતાંકમાં ઉમેર્યા તો ૧૦૬-૩૨-૧૨ થયા. તેને ૧૫ થી ભાગ્યા તો ગુરૂનું પ્રથમશીઘ્રફળ ૧૦-૩૯-૧૩ આવ્યું. તેનું અર્ધ કર્યું તો ૫-૧૯-૩૬ આવ્યા. તે તુલાદિ કેન્દ્ર છે માટે મધ્યમ ગુરૂ ૪-૮-૧૫-૧૭ માંથી બાદ કર્યું તો **પ્રથમ શીઘ્રાર્ધફળ સંસ્કૃત ગુરૂ** ૪-૨-૫૫-૫૪ આવ્યો. તેને તેના મંદોચ્ચ ૬-૦-૦-૦ માંથી બાદ કર્યો તો મંદકેન્દ્ર ૧-૧૭-૪-૧૯ આવ્યો. તેના ભુજના અંશ કર્યા તો ૫૭-૪-૧૯ થયા. તેને ૧૫ થી ભાગ્યા તો ગતાંક ૩ અને શેષ ૧૨-૪-૧૯ રહ્યા. ગત ૩ છે માટે મંદાંક ૩૯ ગત અને ૪૮ એષ્ય થયા. એ બન્ને વચ્ચે ૯ નો તફાવત છે તેથી શેષાંશાદિ ૧૨-૪-૧૯ ને ગુણી ૧૫ થી ભાગ આપ્યો તો ૭-૧૪-૩૫ આવ્યા. તેને ગતાંકમાં ઉમેર્યા તો ૪૬-૧૪-૩૫ થયા. તેને દશથી ભાગ આપ્યો તો ગુરૂનું અંશાદિ **મંદફળ** ૪-૩૭-૨૭ આવ્યું. એ મંદકેન્દ્ર મેષાદિ છે માટે મધ્યમ ગુરૂ ૪-૮-૧૫-૧૭ માં ઉમેર્યું તો **મંદ સ્પષ્ટ ગુરૂ** ૪-૧૨-૫૨-૪૪ આવ્યો. અને મંદ ફળને પ્રથમ શીઘ્ર કેન્દ્રમાંથી બાદ કર્યું તો અંતિમ શીઘ્ર કેન્દ્ર ૮-૨૧-૨૦-૫૮ આવ્યો. એ ૭ રાશિથી વધારે છે માટે બાર રાશિમાંથી બાદ કર્યો તો શેષ

૩–૮–૩૯–૨ રહ્યા. તેના અંશ કર્યા તો ૯૮–૩૯–૨ થયા. તેને ૧૫ થી ભાગ દીધો તો લબ્ધ ૬ અને શેષ ૮–૩૯–૨ રહ્યા. લબ્ધ ૬ આવ્યા માટે છઠ્ઠું ગત ખંડક ૧૦૬ નું અને એષ્ય ખંડક ૧૦૮ નું આવ્યું. એ બન્ને વચ્ચે તફાવત ૨ નો છે તેથી શેષ ૮–૩૯–૨ ને ગુણી ૧૫ થી ભાગ્યા તો ૧–૯–૧૨ આવ્યા, તેને ગત ખંડક ૧૦૬ માં એષ્ય ખંડક વધારે હોવાથી ઉમેર્યા તો કુલ ૧૦૭–૯–૧૨ થયા. તેને ૧૦ થી ભાગ દીધો તો ગુરૂનું અંશાદિ **શીઘ્ર ફળ** ૧૦–૪૨–૫૫ આવ્યું. એ તુલાદિ કેન્દ્ર છે માટે મંદ સ્પષ્ટ ગુરૂ ૪–૧૨–૫૨–૪૪ માંથી બાદ કર્યું તો ભૂકેન્દ્રીય **સ્પષ્ટ ગુરૂ** રાશ્યાદિ ૪–૨–૯–૪૯ આવ્યો.

**સ્પષ્ટ શુક્ર સાધનોદાહરણ.** શુક્રનો શીઘ્રકેન્દ્ર ૩–૫–૪૧–૩૬ આવેલ છે તેના અંશ કર્યા તો ૯૫–૪૧–૩૫ આવ્યા. તેને ૧૫ થી ભાગ્યા તો લબ્ધ ૬ અને શેષ અંશાદિ ૫–૪૧–૩૬ રહ્યા; માટે શુક્રના શીઘ્રાંકમાંનું છઠ્ઠું ખંડક ૩૫૪ નું ગત થયું અને ૪૦૨ નું એષ્ય થયું. ગત અને એષ્ય વચ્ચે ૪૮ નો તફાવત છે તેથી શેષ ૫–૪૧–૩૫ ને ગુણ્યા તો ૨૮૩–૧૬–૦ આવ્યા તેને ૧૫ થી ભાગ્યા તો ૧૮–૧૩–૪ આવ્યા તેને ગત ખંડકમાં એષ્યાંક વધારે છે માટે ઉમેર્યા તો જુમલે ૩૭૨–૧૩–૪ થયા. તેને ૧૦ થી ભાગ્યા તો ૩૭–૧૩–૧૮ પ્રથમ શીઘ્રફળ આવ્યું; તેનું અર્ધ કર્યું તો ૧૮–૩૬–૩૯ થયા, તેને મધ્યમ સૂર્ય મધ્યમ શુક્ર ગણવામાં આવે છે તેમાં મેષાદિ શીઘ્રકેન્દ્ર છે માટે ઉમેર્યું તો **શીઘ્રાર્ધ સંસ્કૃત શુક્ર** ૧–૨૨–૫૦–૨૧ આવ્યો. શીઘ્રાર્ધ સંસ્કૃત શુક્રને તેના મંદોચ્ચ ૩–૦–૦–૦ માંથી બાદ કર્યો તો શુક્રનો મંદકેન્દ્ર ૧–૭–૯–૩૯ આવ્યો. તેના ભુજ ૧–૭–૯–૩૯ ના અંશ કર્યા તો ૩૭–૯–૩૯ આવ્યા. તેને ૧૫ થી ભાગ્યા તો લબ્ધ ૨ અને શેષ ૭–૯–૩૯ રહ્યા. લબ્ધ ૨ આવ્યા માટે શુક્રના મદાંકમાંનું ૨ જું ખંડક ૧૧ નું ગત થયું અને ૧૩ નું એષ્ય થયું. ગત ખંડક અને એષ્ય ખંડક વચ્ચે તફાવત ૨ છે તેથી શેષ ૬–૯–૩૯ ને ગુણી ૧૫ થી ભાગ્યા તો ૦–૫૭–૧૭ આવ્યા, એને ગતાંક ૧૧ માં ઉમેર્યા તો ૧૧–૫૭–૧૭ થયા. તેને ૧૦ થી ભાગ્યા તો શુક્રનું અંશાદિ **મંદફળ** ૧–૧૧–૪૩ આવ્યું. એ મેષાદિકેન્દ્ર છે માટે મધ્ય શુક્ર ૧–૪–૧૩–૪૨ માં ઉમેર્યું તો **મંદસ્પષ્ટ શુક્ર** ૧–૧૪–૧૩–૪૨ આવ્યો. એ મંદફળ શીઘ્રકેન્દ્રમાંથી બાદ કર્યું તો અંતિમ શીઘ્રકેન્દ્ર ૩–૪–૨૯–૫૨ આવ્યો. તેનાપરથી ઉક્ત રીતિએ શીઘ્રફળ કહાડ્યું તો ૩૬–૫૦–૨૧ આવ્યું. એને મંદસ્પષ્ટ શુક્ર ૧–૧૪–૧૩–૪૨ માં મેષાદિકેન્દ્ર છે માટે ઉમેર્યું તો **શીઘ્રસ્પષ્ટ શુક્ર** ૨–૩–૩૬–૫૭ આવ્યો.

**શનિ સ્પષ્ટીકરણ.** શનિનો શીઘ્રોચ્ચ મધ્યમ સૂર્ય ૧-૪-૧૩-૪૨ છે, તેમાંથી શનિ બાદ કર્યો તો શનિનો શીઘ્રકેન્દ્ર ૨-૩-૩૬-૫૭ આવ્યો. તેના અંશ કર્યા તો ૬૩-૩૬-૫૭ આવ્યા. તેને ૧૫ થી ભાગ્યા તો લબ્ધ ૪ અને શેષ ૩-૩૬-૫૭ રહ્યા. લબ્ધ ૪ છે માટે શનિના શીઘ્રાંકનું ચોથું ખંડક ૪૮ નું ગત થયું અને ૫૪ નું એષ્ય થયું. ગત અને એષ્ય વચ્ચે ૬ નો તફાવત છે તેથી શેષાંશાદિ ૩-૩૬-૫૭ ને ગુણ્યા તો ૨૧-૪૧-૪૨ આવ્યા. તેને ૧૫ થી ભાગ્યા તો ૧-૨૬-૪૬ આવ્યા. તેને ગત ખંડક ૪૮ માં એષ્ય ખંડક ૫૪ વધારે છે માટે ઉમેર્યા તો ૪૯-૨૬-૪૬ આવ્યા. તેને ૧૦થી ભાગ્યા તો પ્રથમ શીઘ્રફળ ૪-૫૬-૪૦ આવ્યું. તેનું અર્ધ કર્યું તો ૨-૨૮-૨૦ આવ્યા, તેને મધ્યમ શનિ ૧૧-૦-૩૬-૪૫ માં મેષાદિ શીઘ્રકેન્દ્ર છે માટે ઉમેર્યું તો **શીઘ્રાર્ધ સંસ્કૃત શનિ** ૧૧-૩-૫-૫ આવ્યો. શનિનો મંદોચ્ચ ૮-૦-૦-૦ છે તેમાંથી શીઘ્રાર્ધ સંસ્કૃત શનિ ૧૧-૩-૫-૫ બાદ કર્યો તો શનિનો મંદકેન્દ્ર ૮-૨૬-૫૪-૫૫ આવ્યો. તેનો ભુજ ૨-૨૬-૫૪-૫૫ થયો, તેના અંશ કર્યા તો ૮૬-૫૪-૫૫ થયા, તેને ૧૫ થી ભાગ્યા તો લબ્ધ ૫ અને શેષાદિ ૧૧-૫૪-૫૫ રહ્યા. લબ્ધ ૫ આવ્યા માટે મંદાંક ખંડક ૮૯ નું ગત અને ૯૩ નું એષ્ય થયું. ગત અને એષ્ય ખંડક વચ્ચે ૪ નો તફાવત છે તેથી શેષ ૧૧-૫૪-૫૫ છે તેને ગુણી ૧૫ થી ભાગ્યા તો ૩-૧૦-૩૯ આવ્યા. તેને ગતાંક ૮૯ માં ઉમેર્યા તો કુલ ૯૨-૧૦-૩૮ થયા. તેને ૧૦ થી ભાગ આપ્યો તો શનિનું **અંશાદિ મંદફળ** ૯-૧૩-૩ આવ્યું. એ મંદકેન્દ્ર તુલાદિ છે માટે મધ્યમ શનિ ૧૧-૦-૩૬-૪૬ માંથી બાદ કર્યું તો **મંદસ્પષ્ટ શનિ** ૧૦-૨૧-૨૩-૪૨ આવ્યો. એ મંદફળ પ્રથમ શીઘ્રકેન્દ્ર ૨-૩-૩૨-૫૭ માં ઉમેર્યું તો **અંતિમ શીઘ્રકેન્દ્ર** ૨-૧૨-૫૦-૦ આવ્યો, તેનાપરથી ઉક્ત રીતિએ શીઘ્રફળ કહાડ્યું તો ૫-૧૮-૪૮ આવ્યું. એ મેષાદિ કેન્દ્ર છે માટે મંદસ્પષ્ટ શનિ ૧૦-૨૧-૩-૪૨ માં ઉમેર્યું તો **સ્પષ્ટ શનિ** ૧૦-૨૬-૪૨-૩૦ આવ્યો. ॥ ૧૦ ॥

**मान्दांकान्तरमार्क्यसृग्गुरूणांभक्तंबाणनगैः शरैः ख-रामैः ॥ विद्धृग्वोर्द्विहताशुगोद्धृतंतत्दद्यात्माग्वदितौमृ दुस्फुटासा ॥ ११ ॥**

શનિ, મંગળ અને ગુરૂનાં મંદાંકાના ગત અને એષ્યના તફાવતને[1] ક્રમે

1 મંદફળ કહાડતી વેળા જે તફાવત આવ્યો હોય તેને.

૭૫, ૫ અને ૩૦ થી ભાગવાથી અને બુધ શુક્રનાં મંદાકાન્તરને ૨ ગુણી થી ૫ થી ભાગવાથી તેમની ગતિનું મંદફળ આવે છે; તે અગાઉ કહેલી રીતિ મુજબ તેમની મધ્યમ ગતિમાં ધન ઋણ કરવાથી તેમની મંદસ્પષ્ટ ગતિ થાય છે. ॥ ૧૧ ॥

## ઉદાહરણ.

મંગળનું માંદાંકાન્તર ૨૮ આવેલ છે તેને ૫ થી ભાગ્યા તો મંગળની ગતિનું મંદફળ ૫–૩૬ આવ્યું.

બુધનું માંદાંકાંતર ૧૨ આવેલ છે તેને ૨ થી ગુણી ૫ થી ભાગ્યા તો બુધની ગતિનું મંદફળ ૪–૪૮ આવ્યું.

ગુરૂના માંદાંકાંતર ૯ આવેલ છે તેને ૩૦ થી ભાગ્યા તો ગુરૂની ગતિનું મંદફળ ૦–૧૮ આવ્યું.

શુક્રના માંદાંકાંતર ૨ ને ૨ થી ગુણી ૫ થી ભાગ્યા તો શુક્રનું મંદ ગતિફળ ૦–૪૮ આવ્યું.

શનિનું માંદાંકાંતર ૪ આવેલ છે તેને ૭૫ થી ભાગ આપ્યો તો તેની ગતિનું મંદ ફળ ૩ આવ્યું.

મંગળનું ગતિનું ફળ ૫–૩૬ તેની મધ્યમ ગતિ ૩૧–૨૬ માં તેનો મંદકેન્દ્ર કર્કાદિ છે માટે ઉમેર્યું તો મંગળની મંદ **સ્પષ્ટ ગતિ** ૩૭–૨ ની આવી. બુધની ગતિનું ફળ ૪–૪૮ તેનો મંદકેન્દ્ર કર્કાદિ છે માટે તેની મધ્યમ ગતિ ૫૯–૮ માં ઉમેર્યું તો બુધ **મંદ સ્પષ્ટ** ગતિ ૬૩–૫૬ આવી. ગુરૂનું ગતિ ફળ ૦–૧૮ આવેલું છે તે તેનો મંદકેન્દ્ર મકરાદિ છે માટે તેની મધ્ય ગતિ ૫–૦– માંથી બાદ કર્યું તો તે( ગુરૂ )ની **મંદ સ્પષ્ટ** ગતિ ૪–૪૨ આવી. શુક્રની ગતિનું ફળ ૦–૪૮ આવ્યું છે તે તેની મધ્યમ ગતિ ૫૯–૮ માં તેનો મંદકેન્દ્ર મકરાદિ છે માટે બાદ કર્યું તો તેની **મંદ સ્પષ્ટ** ગતિ ૫૮–૨૦ આવી. શનિનું ગતિ ફળ ૦–૩ આવેલ છે તે તેની મધ્યમ ગતિ ૨–૦ માં તેનો મંદકેન્દ્ર કર્કાદિ છે માટે ઉમેર્યું તો શનિની **મંદ સ્પષ્ટ** ગતિ ૨–૩ આવી.

## ઉપપત્તિ.

ફળોપપત્તિ અગાઉ કહેવાઈ છે; માટે અહીં આ ગણિતક્રમની ઉપપત્તિ અમે કહીશું. જ્યારે મંદફળનો અભાવ હોય છે ત્યારે ગ્રહનું મંદ ગતિફળ પરમ આવેછે એ વાત નિસંશય છે. ભુજના આદિમાં ફળાભાવ હોય છે. ત્યારે માંદાંકાંતર મોટામાં મોટું હોય છે. મંગળનું પરમ ગતિફળ ૫–૪૮, બુધનુ ૪–૪૮, ગુરૂનું ૦–૨૮, શુક્રનું ૨–૨૪ અને શનિનું ૦–૧૫ છે. પરમ

માંદાંકાંતરે આ કહેલ ગતિ ફળતુલ્ય ૫ળ આવે તો ઈષ્ટ માંદાંકાંતરે કેટલું ગતિફળ આવશે તે ત્રિરાશિથી સાધવામાટે આચાર્યે આ ઉપાય દર્શાવ્યો છે. એ ગતિફળને તેમના પરમ માંદાંકાંતરથી ભાગ આપ્યો તો મંગળનો ૫–૦, બુધનો ૨–૩૦, ગુરૂનો ૦–૩૦, શુક્રનો ૨–૩૦ અને શનિનો ૭૫ નો હર આવ્યો. આટલા હરે એક કળાનું ગતિફળ તો ઇષ્ટ માંદાંકાંતરે કેટલું ગતિફળ આવે. એ સાધવાનું હવે બાકી રહ્યું. આમાં ગુણક એક હર એ ભાજક અને ઇષ્ટ માંદાંકાંતર ગુણ્ય છે. ગુણક એકથી ગુણવાથી કશો પણ ફેરફાર ન થતો હોવાથી તેમ કરવાનું કહ્યાવિના આચાર્યવરે તે હરોથીજ માંદાંકાંતરને ભાગવાનું કહેલું છે. બુધ અને શુક્રનો હર સાવયવ ૨–૩૦ સમાન છે તેને દ્વિગુણિત કરી ઉપયોગમાં લીધો છે ને તે માટે તેના માંદાંકાંતરને ૨ થી ગુણી પાંચથી ભાગવાનું કહ્યું છે.

**भौमाच्चलाङ्कविवरंशरहृत्स्वबाणांशाढ्यंत्रिहृत्कृतहृतंद्वि गुणाक्षभक्तम् । तद्धीनयुक्क्षयचयेतुमृदुस्फुटास्यात्स्प ष्टाथचेद्बहुऋणात्पतितातुवक्रा ॥ १२ ॥**

મંગળની ગતિનું શીઘ્ર ફળ તેના ચલાંકાંતર[1] ને પાંચથી ભાગવાથી આવેછે, બુધનું તેના શીઘ્રાંકાંતરને પોતાના એક પંચમાંશ યુક્ત કરવાથી આવે છે, ગુરૂનું તેના શીઘ્રાંકાંતરને ત્રણથી ભાગવાથી, શુક્રનું પોતાના શીઘ્રાંકાંતરને ચારથી ભાગવાથી અને શનિનું પોતાના શીઘ્રાંકાંતરને ૨ થી ગુણી ૫ થી ભાગવાથી ગતિનું શીઘ્રફળ આવેછે. એ શીઘ્રફળ એષ્ય ખંડક વધારે હોય તો ધન કરવા યોગ્ય અને ગત ખંડક વધારે હોય તો ઋણ એટલે બાદ કરવા યોગ્ય હોય છે; તેને તે મુજબ તેમની મંદ સ્પષ્ટગતિમાં આપવાથી સ્પષ્ટગતિ થાયછે. ગતિનું શીઘ્રફળ મંદ સ્પષ્ટ ગતિથી વધારે આવેલું હોય ને તે રૂણસંજ્ઞિક હોય તો એ શીઘ્ર ફળમાંથી મંદ સ્પષ્ટગતિ બાદ કરતાં જે શેષ રહે તે તેની વક્ર ગતિ કહેવાય છે. ॥ ૧૨ ॥

## ઉદાહરણ.

મંગળનો ચલાંકાંતર ૪૦ આવેલ છે તેને ૫ થી ભાગ્યા તો ૮–૦ આવ્યા એ મંગળનું શીઘ્રગતિ ફળ થયું. તેને મંદ સ્પષ્ટગતિ ૩૭–૨ માં તેનો એષ્યાંક વધારે છે માટે ઉમેર્યું તો મંગળની **સ્પષ્ટગતિ** ૪૫–૨ આવી.

---

૧ એટલે અંતિમ શીઘ્રફળ લાવતી વેળા જે ચલાંકાંતર એટલે ગત અને એષ્યાંકાંતર આવેલું હોય તેને.

બુધનો શીઘ્રાંકાંતર ૩૩ આવેલ છે તેને તેના પંચમાંશ ૬–૩૬ યુક્ત કર્યો તો બુધની ગતિનું શીઘ્રફળ ૩૯–૩૬ થયું. એ તેનો એષ્યાંક વધારે છે માટે તેની મંદ સ્પષ્ટગતિ ૬૩–૫૬ માં ઉમેર્યું તો તેની **સ્પષ્ટગતિ** ૧૦૩–૩૨ આવી.

ગુરૂનો શીઘ્રાંકાંતર ૨ આવેલ છે તેને ૩ થી ભાગ્યા તો ગુરૂની ગતિનું શીઘ્રફળ ૦।૪૦ આવ્યું. એ તેનો એષ્યાંક વધારે છે માટે તેની મંદ સ્પષ્ટ-ગતિ ૪।૪૨ માં ઉમેર્યું તો તેની **સ્પષ્ટગતિ** ૫–૨૨ આવી.

શુક્રનો શીઘ્રાંકાંતર ૪૮ આવેલ છે તેને ૪ થી ભાગ્યા તો શુક્રની ગતિનું શીઘ્રફળ ૧૨–૦ આવ્યું. તેને શુક્રની મંદ સ્પષ્ટગતિ ૫૮–૨૦ માં એષ્યાંક વધારે આવેલ છે માટે ઉમેર્યું તો શુક્રની **સ્પષ્ટગતિ** ૧૭–૨૦ આવી.

શનિનું શિઘ્રાંકાંતર ૬ આવેલ છે તેને ૨ થી ગુણી પાંચથી ભાગ્યા તો શનિની ગતિનું શિઘ્રફળ ૨–૨૪ આવ્યું. એ એષ્યાંક વધારે છે માટે તેની મંદ સ્પષ્ટગતિ ૨–૩ માં ઉમેર્યું તો શનિની **સ્પષ્ટગતિ** ૪–૨૭ આવી.

## ઉપપત્તિ.

મંદફળની ઉપપત્તિ માફક આ ફળની પણ ઉપપત્તિ સમજવી. ગણિતોપ-પત્તિ નીચે પ્રમાણે છે. આચાર્યે દરેક ગ્રહનું પરમ શીઘ્રગતિ ફળ તેમના શીઘ્ર-કેન્દ્રની ગતિતુલ્ય માનેલ છે ને તેનાપરથી નીચેના અનુપાતે તે ફળ કહાડ્યું છે. પંદર અંશની કળામાં શીઘ્રાંકાંતર તો શીઘ્ર કેન્દ્રની ગતિતુલ્ય ફળે કેટલું ફળ આવે. એ રીતે ત્રિરાશિ કરી નીચેપ્રમાણે દરેકના હર અને ગુણક લાવેલ છે.

$$\text{ગ. શી૦ફ૦} = \frac{\text{ચલાંકાંતર} \times ૧૦ \times ૬૦ \,\text{કેન્દ્રગતિ}}{\text{૧૫ અંશકલા.}} = \frac{\text{ચલાંકાંતર} \times \text{કેન્દ્રગતિ}}{૧૫૦}$$

એ પરથી મંગલનું$=\frac{૨૮}{૧૫૦}$ અથવા આશરે$\frac{૧\times\text{ચ.અં}}{૫}$ બુધનું$=\frac{૧૮૬\times\text{ચ.અં}}{૧૫૦}$

અથવા આશરે $૧\frac{૧}{૫}\times$ચ.અં, ગુરૂનું$=\frac{\text{ચ.અં}\times ૫૪}{૧૫૦}$ અથવા આશરે$\frac{૧\times\text{ચ.અં}}{૩}$

શુક્રનું$\frac{\text{ચ.અં}\times ૩૭}{૧૫૦}=\frac{૧\times\text{ચ.અં}}{૪}$ અને શનિનું$=\frac{\text{ચ.અં}\times ૫૭}{૧૫૦}=\frac{\text{ચ.અં}\times ૨}{૫}$ આશરે

આવે છે, તેપરથી આચાર્યે જ્યાં એકનો ગુણક છે ત્યાં કશાથી ગુણ્યાનું ક-હ્યાવિના અને જ્યાં અન્ય ગુણક છે ત્યાં તેથી ચલાંકાંતરને ગુણી કથિત ભાજકથી ભાગવાનું કહેલ છે. શીઘ્ર ગતિ બહુ હોવાથી શીઘ્ર ફળ વધતું જતું હોય ત્યારે શીઘ્ર ગતિ ફળ ધન કરવાનું અને ઘટતું જતું હોય ત્યારે રૂણ કરવાનું કહેલું છે. ખરેખર તો ગ્રહ પોતાની પૂર્વ ગતિમાં હમેશાં ચાલ્યો જાયછે; પણ આપણી પૃથ્વીના ફરવાને લીધે તેનું કેન્દ્રસ્થાન એકનું એક નથી રહેતું ને તેના વારંવાર બદલવાથી ભૂકેન્દ્રીય સ્થાન ક્યારેક પાછળ હઠતું, ક્યારેક સ્થિર અને ક્યારેક સિધું માર્ગમાં ચાલ્યું જતું જોવામાં આવેછે. આ ગતિ તેની ખરેખર ન હોવાને લીધે શ્રીમાન્ **ભાસ્કરાચાર્ય** જેવા તેને ફળમાટે અંગિકાર કરવામાં આવેલ માની ગયા છે.

**शुक्रारयोश्चलभवोन्त्यगतो यदांकः शेषांशकाश्च पतिताः पृथगक्षभूभ्यः । येल्पा भृगोस्त्रिविहृता असृजोक्षभक्ता देयाः स्वशीघ्रफलवत्स्फुटयोः स्फुटौ तौ ॥ १३ ॥**

શુક્ર અને મંગળનો શીઘ્ર ફળ લાવતી વેળા જો અંત્ય શીઘ્રાંક આવતો હોય તો શીઘ્ર કેન્દ્રના અંશોને પંદરથી ભાગતાં શેષ રહેલ અંશોને પંદરમાંથી બાદ કરવા. બાદ એ બાદ કરેલા તથા બાદ કર્યા બાદ રહેલા અંશાદિમાં જે થોડા હોય તેને મંગળના હોય તો પાંચથી અને શુક્રના હોય તો ત્રણથી ભાગતાં જે અંશાદિ ફળ આવે તેને શીઘ્ર ફળ માફક ક્રમે સ્પષ્ટ ભૌમ તથા શુક્રમાં ધનરૂણ કરવાથી તેઓ સ્પષ્ટ થાય છે. ॥ ૧૩ ॥

## ઉપપત્તિ.

જ્યારે અંત્ય શીઘ્રાંક આવેછે ત્યારે સાધારણ રીતે દરેક ગ્રહના એ શીઘ્રાંકપરથી આવેલાં શીઘ્ર ફળમાં તફાવત પડે છે ને તે તફાવત વધારેમાં વધારે મંગળમાં $\frac{૭॥}{૫}$ અને અને શુક્રમાં $\frac{૭॥}{૩}$ પડતો હોવાથી અને તે સ્થૂલપણે તે શેષાંશાદિપરથી તે ભાજકોથી ભાગવાથી મળતો હોવાથી તેવી રીતે ભાગી ગ્રહમાં એ ફળ વિશેષ આપવાનું કહેલું છે. બીજા ગ્રહનાં શીઘ્ર ફળ થોડાં છે તેથી તેમના વિશે કશું પણ લખવામાં નથી આવ્યું. અને આ મંગળ અને શુક્રનાં ફળ મોટાં હોવાથી તેમના માટે કહેવામાં આવેલ છે. એ ફળ શીઘ્રફળસંબંધી વધારો છે તેથી તેપ્રમાણે ધનરૂણ કરવાનું કહેવામાં આવ્યું છે.

कुजबुधभृगुजानां चेच्चलांकोन्तिमः स्याद्दशहतपरिशे-
षांशा नगाग्र्यग्निभक्ताः ॥ फलमिषुदहनैर्युक्सप्तगोभि-
स्त्रिबाणैर्भवति गतिफलं तत्स्यात्तदा नैव पूर्वम् ॥ १४ ॥

મંગળ, બુધ અને શુક્ર એમના શીઘ્રાંક જ્યારે અંતિમ આવેલા હોય ત્યારે પંદરથી ભાગતાં શેષ રહેલ કેન્દ્રના અંશને દશે ગુણવા. ગુણાકાર જે આવે તેને મંગળની ગતિનું શીઘ્ર ફળ ૭ થી ભાગી ૩૫ માં ઉમેરવાથી બુધની ગતિનું શીઘ્ર ફળ સાધવાનું હોય તો તેના ગુણાકારને ૭થી ભાગી ૯૭ માં ઉમેરવાથી અને શુક્રની ગતિનું શીઘ્ર ફળ સાધવાનું હોય તો તેના તેવા ગુણાકારને ત્રણથી ભાગતાં આવેલા ફળને ૫૩ માં ઉમેરવાથી મળે છે. માટે એ વખતે અગાઉ કહ્યા મુજબ તેમની ગતિનાં શીઘ્ર ફળ લેવાં નહિ. ॥૧૪॥

## ઉપપત્તિ.

આ ગણિતની ઉપલબ્ધી એજ તેની ઉપપત્તિ છે. બીજું કારણ કહી શકાતું નથી.

त्रिनृपैः शरजिष्णुभिः शरार्कैर्नगभूपैस्त्रिभवैः क्रमात्कु-
जाद्याः । चलकेन्द्रलवैः प्रयान्ति वक्रं भगणात्तैः प-
तितैर्व्रजन्ति मार्गम् ॥ १५ ॥

મંગળના ( અંતિમ ) શીઘ્ર કેન્દ્રના અંશ જ્યારે ૧૬૩ થાય છે ત્યારે તે વક્રી થાય છે, બુધ પોતાના શીઘ્ર કેન્દ્રના ૧૪૫ અંશે થાય છે ત્યારે વક્રી થાય છે, ગુરૂના શીઘ્ર કેન્દ્રના અંશ જ્યારે ૧૨૫ થાયછે ત્યારે તે વક્રી થાયછે, શુક્રના શીઘ્ર કેન્દ્રના અંશ જ્યારે ૧૬૭ થાય છે ત્યારે તે વક્રી થાયછે અને શનિના શીઘ્ર કેન્દ્રના અંશ જ્યારે ૧૧૩ થાયછે ત્યારે તે વક્રી થાયછે. એ અંશોને ૩૬૦ માંથી બાદ કરતાં જે શેષ રહે તેટલા જ્યારે તેમના શીઘ્ર કેન્દ્રના અંશ થાય ત્યારે તેઓ માર્ગગામી થાયછે. ॥ ૧૫ ॥

## ઉપપત્તિ.

જ્યારે ગ્રહ વક્ર કે માર્ગગામી થાયછે ત્યારે તેની ગતિનો અભાવ હોયછે અર્થાત્ તે દિવસ તેની કશીપણ ગતિ હોતી નથી. આ શ્લોકમાં જે અંશો પૃથક્ પૃથક્ ગ્રહના વક્ર અને માર્ગના ગણાવ્યા છે તે તેવી રીતે તેની ગતિ નક્કી કરી વિલોમવિધિથી તે લાવીને ગણાવ્યા છે. એ અંશો સ્થિર છે. એક ચક્રમાં બે વાર ગતિનો અભાવ થતો હોવાથી તેને ૩૬૦ માંથી બાદ કર-

વાનું કહ્યું છે. અહીં ઉદાહરણ વાસ્તે આપણે મંગળનો દાખલો લઇએ. મંગળના ઉચ્ચની ગતિ ૫૯૦૮ છે તેમાંથી તેના શીઘ્ર કેન્દ્રની ગતિ ૨૭-૪૨ આવી. એ ગતિપરથી આપણે વિલોમ વિધિએ શીઘ્ર કેન્દ્ર લાવશું તો બરોબર લગભગ ૧૬૩ આવશે.

**क्षितिजोऽष्टयमैरुदेति पूर्वे गुरुरिन्द्रै रविजस्तु सप्तचन्द्रैः ॥ स्वस्वोदयभागसंविहीनैर्भगणांशै ३६० रपरत्र यान्ति चास्तम् ॥ १६ ॥**

મંગળના શીઘ્ર કેન્દ્રના અંશ ૨૮ થાયછે, ત્યારે તે પૂર્વમાં ઉદય થાય છે; ગુરૂના અંતિમ શીઘ્ર કેન્દ્રના અંશ ૧૪ થાય છે ત્યારે તે પૂર્વમાં ઉદય પામેછે અને શનિના શીઘ્ર કેન્દ્રના ૧૭ અંશ થાયછે ત્યારે તે પૂર્વમાં ઉદય થાયછે. ઉદયના અંશને ૩૬૦ માંથી બાદ કરતાં જે શેષાંશ રહે તેટલા જ્યારે તેમના શીઘ્ર કેન્દ્રના અંશ થાયછે ત્યારે તેઓ ક્રમે પશ્ચિમમાં અસ્ત પામે છે.[1] ॥૧૬॥

### ઉપપત્તિ.

સૂર્યના તેજમાંથી નીકળી આપણની દૃષ્ટિએ પડવું તે ગ્રહોના ઉદય કહેવાય છે. વાસ્તવિક રીતે કોઈપણ ગ્રહ અસ્ત થઈ જતો નથી; પરંતુ સૂર્યની ઘણોજ નજદીક ગયાથી તેના તેજમાં તેનાં દર્શન થતાં નથી ને તેને લીધે તે અસ્ત થયો ગણવામાં આવે છે. ભૌમ, ગુરૂ અને શનિનો શીઘ્રોચ્ચ સૂર્ય છે ને તેમનો શીઘ્રોચ્ચ તેમાંથી તે ગ્રહ બાદ કરવાથી થાયછે. એ ગ્રહોના સૂર્યની સાથે કથિત અંશ તુલ્ય છેટાં પડેછે ત્યારે આચાર્યને તેઓ ઉદય થતા માલુમ પડ્યા હોવા જોઈએ અને તે કારણથી તે તેમણે ગણાવ્યા છે. જ્યારે સૂર્ય ગ્રહની આગળ હોય છે ત્યારે ગ્રહ હમેશાં સૂર્યોદયની પહેલાં પૂર્વમાં જોવામાં આવશે ને પાછળ હશે ત્યારે સૂર્યોદય પછી સાયંકાળે જોવામાં આવશે, ત્યારે તેપરથી તેમનો કથિત અંશોએ પૂર્વાપર ઉદયાસ્ત થાયછે એવું કહેવામાં આવ્યું છે. ઉદયાસ્ત વિશે ઉદયાસ્તાધિકારમાં સ્પષ્ટતાથી લખવામાં આવશે.

**खशरैश्च जिनैः परे ज्ञभृग्वोरुदयोऽस्तोऽक्षदिनैर्नगाद्रिभूभिः। उदयोऽक्षनखैस्त्र्यहीन्दुभिः प्रागस्तोदिग्द्रहनैश्च षट्सुरैः स्यात् ॥ १७ ॥**

---

૧ એટલે મંગળના શીઘ્ર કેન્દ્ર ૩૩૨ થાય ત્યારે તેનો અસ્ત, ગુરૂના શીઘ્ર કેન્દ્રના અંશ ૩૪૬ થાય ત્યારે તેનો અસ્ત અને શનિના શીઘ્ર કેન્દ્રના અંશ ૩૪૩ થાય ત્યારે તેનો પશ્ચિમમાં અસ્ત થાયછે.

બુધના શીઘ્ર કેન્દ્રના ૫૦ અંશ અને શુક્રના શીઘ્ર કેન્દ્રના ૨૪ અંશ જ્યારે થાયછે ત્યારે તેમનો પશ્ચિમ દિશામાં ઉદય થાય છે. જ્યારે બુધ કેન્દ્રના ૧૫૫ અને શુક્ર શીઘ્ર કેન્દ્રના ૧૭૭ અંશ થાયછે ત્યારે તેમનો ક્રમે પશ્ચિમમાં અસ્ત થાયછે. પાછા જ્યારે બુધના શીઘ્ર કેન્દ્રના ૨૦૫ અને શુક્રના શીઘ્ર કેન્દ્રના ૧૮૩ અંશ થાય છે ત્યારે તેમનો પૂર્વમાં ઉદય થાયછે અને બુધના શીઘ્ર કેન્દ્રના જ્યારે ૩૧૦ અને શુક્ર કેન્દ્રના ૩૩૬ અંશ થાયછે ત્યારે તેમનો પૂર્વમાં અસ્ત થાય છે.[1] ॥ ૧૭ ॥

**वक्रोदयादिगदितांशकतोऽधिकाल्पाः केंद्रांशकाः क्षितिसुताद्द्विगुणास्त्रिभक्ताः ॥ साङ्कांशका दशहताङ्गहृताः कुभक्ता वक्राद्यमाप्तदिवसैः क्रमशो गतैष्यम् ॥१८॥**

વક્ર, માર્ગ, ઉદય અને અસ્તના કેદ્રાંશથી ઈષ્ટ કેન્દ્રના અંશ ઓછા અથવા વધારે હોય તો તે વક્રમાર્ગાદિ ક્રમે એષ્ય અને ગત જાણવા. તે ક્યારે થશે અથવા તો કેટલો કાળ પહેલાં થઈ ગયા એ જાણવું હોય તો ઈષ્ટ કેન્દ્રાંશ તથા આ વક્રમાર્ગાદિ જે કોઈના જાણવાની ઈચ્છા હોય તેના કેન્દ્રાંશની બાદબાકી કરવી. જે શેષ રહે તેને ૨ થી ગુણવા. મંગળના વક્રાદિના એષ્ય ગત દિવસ, ત્રણથી ભાગવાથી, બુધના તેમાં પોતાનો નવાંશયુક્ત કરવાથી, ગુરૂના તેને દશથી ગુણી ૬ થી ભાગવાથી, શુક્રના અને એકથી ભાગવાથી શનિના વક્રમાર્ગાદિના એષ્ય ગતદિવસની સંખ્યા આવે છે.[2] ॥ ૧૮ ॥

## ઉપપત્તિ.

વક્રમાર્ગાદિના ગત એષ્ય દિવસ જાણવાનાં ગણિતની ઉપપત્તિ અતિ સુગમ છે. એ ગણિત સાધારણ ત્રિરાશિ છે. દરેક ગ્રહના શીઘ્રકેન્દ્રની ગતિ આપણે જાણીએ છીએ. મંગળના શીઘ્રકેન્દ્રની ૨૭–૪૨, બુધના શીઘ્રકેન્દ્રની ૧૮૬–૦, ગુરૂના શીઘ્રકેન્દ્રની ૫૪–૮, શુક્રના શીઘ્રકેન્દ્રની ૩૭–૦, અને શનિના શીઘ્રકેન્દ્રની ગતિ ૫૭–૮ છે. કેન્દ્રગતિતુલ્ય ચાલવામાં એક દિવસ

---

૧ જ્યાં જ્યાં શીઘ્રકેન્દ્ર લખવામાં આવ્યું છે ત્યાં ત્યાં અંતિમ શીઘ્રકેન્દ્ર સમજવો.

૨ જે ગ્રહના વક્રમાર્ગાદિના ગતૈષ્ય જાણવાના હોય તે ગ્રહનાજ વક્રમાર્ગાદિ અંશ અને તેમનાજ શેષ ઉપયોગમાં લેવા. શીઘ્રકેન્દ્રના અંશમાટે હમેશાં અંતિમ શીઘ્રકેન્દ્ર ઉપયોગમાં લેવો.

લાગે તો ઇષ્ટકેન્દ્રાંશ તથા વક્રાદિના કેન્દ્રાંશના અંતર તુલ્ય ચાલવામાં કેટલા દિવસ લાગશે? આ અનુપાત કરવાનો છે. ને તે વાસ્તે એકનો ગુણક હોતાં આચાર્યે નીચેપ્રમાણે તેમના ભાજકો નક્કી કર્યા છે.

$$\text{મંગળ}\ \frac{\text{શેષ}\times૧}{૨૭\text{–}૪૨}=\text{આશરે શેષ}\times૨,\quad \text{બુધ}\frac{\text{શેષ}\times૧}{૧૮૬}=\text{આશરે શેષ}\times૩,$$

$$\text{ગુરૂ}\frac{\text{શેષ}\times૧}{૫૪\text{–}૮}=\text{આશરે શેષ}\times૧\frac{૧}{૯},\ \text{શુક્ર}\frac{\text{શેષ}\times૧}{૩૭}=\text{આશરે}\frac{\text{શેષ}\times૧૦}{૬}$$

$$\text{અને શનિ}\frac{\text{શેષ}\times૧}{૫૭\text{–}૮}=\text{આશરે}\frac{\text{શેષ}}{૧}$$

આ સંખ્યાઓ સૂક્ષ્મ નથી તોપણ આચાર્યે સ્થૂલપણે સુખમાટે કહેલી છે. સ્પષ્ટ જાણવાનો ઉપાય ઉદયાસ્તમાટે ઉદયાસ્તાધિકારમાં આપવામાં આવ્યો છે.

ઇષ્ટકેન્દ્રાંશ વધારે હોય તો વક્રાદિ થયેલાં હોય છે તેથી તેના ગતદિન અને ઇષ્ટકેન્દ્રાંશથી વક્રાદિના કેન્દ્રાંશ ઓછા હોય તો વક્રાદિ થવાના હોવાથી આવેલા એષ્યદિવસ કહેવાય છે.

**पूर्वास्तादुदयःपरेनृजुगतिस्तोयास्तमैंस्युद्भमोमार्गोऽस्तो त्रचदन्तदंतदहनाष्याज्याशदंतैर्दिनैः ॥ चांद्रेस्तत्परत- त्परन्त्वथभृगोस्तद्वद्विमास्याततोऽष्टाभिर्व्यङ्घ्रिभुवाङ्घ्रिणा विचरणैकेनाष्टमासैः क्रमात् ॥ १९ ॥**

બુધ પૂર્વદિશામાં અસ્ત થયા પછી પાછો ૩૨ દિવસે પશ્ચિમમાં ઉદય પામે છે. પશ્ચિમદિશામાં ઉગ્યા બાદ ૩૨ દિવસે વક્ર થાય છે. તે વક્ર થયા બાદ ત્રણ દિવસે પશ્ચિમદિશામાં અસ્ત થાય છે. અને પશ્ચિમમાં અસ્ત થયા બાદ સોળ દિવસે પૂર્વમાં ઉદય પામે છે, અને પૂર્વમાં ઉદય પામ્યા પછી ત્રણ દિવસે માર્ગગામી થાય છે. અને માર્ગગામી થયા પછી ૩૨ દિવસે પૂર્વમાં તેનો અસ્ત થાય છે. તેમજ શુક્ર પૂર્વમાં અસ્ત થાય છે પછી અઢીમાસે પશ્ચિમમાં ઉદય પામે છે, ત્યારબાદ આઠ માસે વક્રી થાય છે, ત્યારબાદ પોણે મહિને પશ્ચિમદિશામાં અસ્ત થાય છે, અસ્ત થયા પછી પા માસે પૂર્વદિશામાં ઉદય પામે છે. પૂર્વમાં ઉદય થયા પછી પોણેમહિને તે માર્ગગામી થાય છે. અને માર્ગીય થયા પછી આઠ મહિને પૂર્વમાં તે અસ્ત પામે છે. ॥ ૧૯ ॥

## ઉપપત્તિ.

વક્રમાર્ગોદયાદિના કેન્દ્રાંશ કહેવામાં આવેલા છે. તેમના પરસ્પરના અંતરને ગતગમ્ય દિવસ કહાડવાની રીતિ શ્લોક ૧૮ માં આપવામાં આવી છે; તે મુજબ ભાજકોથી ભાગ દઇશું તો આચાર્યવરે ગણાવેલા આ કાળને મળતા આવશે. ગણિતથી જાણી શકાયા છતાં ગણકોને અલ્પાયાસે તૈયાર મળે એવા ઈરાદાથી આચાર્યવરે તે તૈયાર કરી અહીં કહેલા છે.

**भौमस्यास्तादुदयकुटिलर्जुत्वमौढ्यंक्रमात्स्यान्मासैर्वेदैरथदशमितैर्लोचनाभ्यांचदिग्भिः ॥ जीवस्योर्व्यासचरणयुगैः सागरैः साङ्घ्रिवेदैः साङ्घ्र्यकेन त्रियुगदहनैरर्द्धयुक्तैस्तथार्कैः ॥ २० ॥**

મંગળ અસ્ત થયા પછી ચાર માસે પાછો ઉદય થાય છે. ઉદય થયા પછી દશ માસે વક્ર થાય છે, વક્ર થયા પછી બે માસે માર્ગીય થાયછે અને માર્ગીય થયા પછી દશ માસે અસ્ત થાય છે.

ગુરૂ અસ્ત થયા પછી એક માસે ઉદય પામે છે, ઉદય થયા પછી સવાચાર માસે વક્ર થાય છે, વક્ર થયા પછી ચાર માસે માર્ગીય થાય છે અને ત્યારબાદ સવાચાર મહિને અસ્ત થાય છે.

શનિ અસ્ત થયા પછી સવામહિને ઉદય પામે છે, ઉદય થયા પછી સાડાત્રણમાસે વક્ર થાયછે. વક્ર થયા પછી સાડાચાર મહિને માર્ગીય થાય છે અને માર્ગીય થયા બાદ સાડાત્રણ મહિને પાછો અસ્ત થાય છે. ॥ ૨૦ ॥

ભૌમાદિ ગ્રહસ્પષ્ટીકરણાધિકાર ત્રીજો સમાપ્ત થયો.

---

## પ્રકરણ ૪ થું.

### ત્રિપ્રશ્નાધ્યાય[1].

**लङ्कोदया विघटिका गजभानि गोङ्कदस्रास्त्रिपक्षदहनाः क्रमगोत्क्रमस्थाः ॥ हीनान्विताश्चरदलैः क्रमगोत्क्रमस्थैर्मेषादितो घटत उत्क्रमतस्त्विमे स्युः ॥ १ ॥**

---

૧. જેમાં દિક્, છાયા અને કાળનું જ્ઞાન થાય છે તેને જ્યોતિષ વિષયમાં ત્રિપ્રશ્નાધિકાર અથવા અધ્યાય કહેવાય છે.

મેષાદિ ત્રણ રાશિનાં લંકાનાં પલાદિ ઉદયમાન ક્રમે ૨૭૮, ૨૯૯ અને ૩૨૩ છે. એ વિલોમે કર્કાદિ ત્રણ રાશિનાં માન છે.[1] ક્રમથી અને ઉત્ક્રમથી માંડેલાં લંકોદય મેષાદિ રાશિનાં ઉદયમાનમાં ક્રમે અને ઉત્ક્રમે સ્વદેશીય ચર-ખંડક બાદ કરવાથી તથા ઉમેરવાથી સ્વદેશીય મેષાદિ ૬ રાશિનાં ક્રમે ઉદયમાન થાય છે. અને એ મેષાદિ ૬ રાશિનાં માન તેજ ઉત્ક્રમે તુલાદિ ૬ રાશિનાં માન ગણવામાં આવે છે.[2] ॥ ૧ ॥

## ઉપપત્તિ.

ક્રાન્તિવૃત્તમાં સર્વે રાશિઓ ક્ષેત્રવિભાગે કરી સમાન છે, ને તે કાલાંશવિભાગે કરી નાડીવૃત્તપર ઉદય પામે છે. નિરક્ષ દેશમાં નાડીવૃત્ત પૂર્વાપર સમાન સમ મંડળની માફક ભમે છે, અને ક્રાન્તિ મંડલ ત્યાં તિર્યક્ ઉગે છે. ને તે હમેશાં દક્ષિણોત્તર તરફ નમેલું હોય છે. આમાં આપવામાં આવેલાં રાશિના નિરક્ષ દેશનાં ઉદયમાન સિદ્ધાંતોક્ત રીતે તૈયાર કરવામાં આવેલાં નિરક્ષોદયાસુ ૧૬૭૦, ૧૭૯૫ અને ૧૯૩૫ ને છથી ભાગી લેવામાં આવ્યાં છે. મેષ ને કન્યા, વૃષભ ને સિંહ અને મિથુન ને કર્ક વિષૂવવૃત્તથી સમાન તિર્યક્ રહેલા છે તેથી તેમનાં નિરક્ષોદયમાન સમાન આવે છે. ને તે-માટે તેમનો ક્રમ ધ્યાનમાં લઈ મેષાદિ ત્રણ રાશિનાં ઉદયમાન તે વિલોમે કર્કાદિનાં ઉદયમાન થાય છે એવું જણાવ્યું. તુલાદિ ૬ રાશિની મેષાદિ રાશિથી વિલોમ સંસ્થા હોવાને લીધે મેષાદિ ૬ રાશિનાં માન તેજ તુલાદિ ૬ રાશિનાં વિલોમ ગણત્રીએ લગ્નમાન થાય છે એવું કહ્યું છે.

વિષૂવવૃત્તપરના દેશ સિવાયનાં સ્થળમાં અક્ષાંશને લીધે વિષૂવવૃત્ત પણ તિર્યક્ હોય છે અને ત્યાં દ્યુ વૃત્ત પણ તિર્યક્ થાય છે. દેશપરત્વે રાશિનાં તિર્યક્ ઉદય તથા નિરક્ષોદય વચ્ચે ચર ખંડક તુલ્ય તફાવત રહેતો હોવાથી તે નિરક્ષોદય લગ્નમાનમાંથી બાદ કરવાનું તથા ઉમેરવાનું કહેવામાં આવ્યું છે. આ ગ્રંથ મોટો થઈ જાય એવા ભયથી અમે આની ઉપપત્તિ સંક્ષેપથી કહેલ છે. વિશેષ ઉપપત્તિમાટે સિદ્ધાંત ગ્રંથો જોઈ લેવા.

---

૧. એટલે જે મિથુનનું માન છે તે કર્કનું, વૃષભનું માન છે ને સિંહનું અને મેષનું માન છે તે સિંહનું માન થાય છે.

૨. એટલે કન્યાનું માન તે તુલનું, સિંહનું માન તે વૃશ્ચિકનું, કર્કનું માન તે મકરનું, કુંભનું માન તે વૃષભનું અને મીનનું માન તે મેષનું માન હોય છે.

तत्कालार्कः सायनः स्वोदयघ्ना भोग्यांशाः खत्र्यु ३० द्धृता भोग्यकालः ॥ एवं यातांशैर्भवेद्यातकालो भोग्यः शोध्योऽभीष्टनाडीपलेभ्यः ॥ २ ॥

જે વખતનું લગ્ન કરવાનું હોય તે વખતનાં સ્પષ્ટ સાયન સૂર્યના ભોગ્યાંશને[1] ઉદય રાશિના[2] માનથી ગુણી ૩૦ થી ભાગ દેવાથી ભોગ્ય કાળ આવે છે. એજ મુજબ યાત (ગત) અંશને ઉદય રાશિનાં માનથી ગુણી ત્રીશથી ભાગ દેવાથી યાત (ગત) કાળ આવે છે. ભોગ્યકાળને જેટલી ઘડી પળ સમયનું લગ્ન કરવાનું હોય તેનાં પળ કરી તેમાંથી બાદ કરવો. ॥ ૨ ॥

તે પછી જે શેષ પળ રહે તેમાંથી તે ઉદય રાશિ પછીની રાશિનાં ક્રમવાર માનો શોધતે જવાં; આખરે જે રાશિનું માન શેષમાંથી બાદ ન કરી શકાય તે રાશિના માનથી ત્રીશ ગુણિત શેષને ભાગવાથી જે અંશાદિ ફળ આવે તેમાં મેષાદિથી ગણતાં જે અશુદ્ધ [3]રાશિ આવેલી હોય તેટલી ઉમેરી તેમાંથી અયનાંશ બાદ કરવાથી લગ્ન થાય છે. ॥ ૨ ॥

तदनु जहीहि गृहोदयांश्च शेषं गगनगुणघ्नमशुद्धहृल्लवाद्यम् ॥
सहितमजादिगृहैरशुद्धपूर्वैर्भवति विलग्नमदोऽयनांशहीनं ॥ ३ ॥

## ઉદાહરણ.

**કાશી**નાં ચરખંડક ૫૭।૪૬।૧૯ છે.

લંકાનાં મેષાદિ રાશિનાં માન નીચે પ્રમાણે છે.

લંકોદય મેષ, વૃષભ, મિથુન, કર્ક, સિંહ, કન્યા, તુલ, વૃશ્ચિક, ધન, મકર, કુંભ મીન,
માન ૨૭૮, ૨૯૯, ૩૨૩, ૩૨૩, ૨૯૯, ૨૭૮, ૨૭૮, ૨૯૯, ૩૨૩, ૩૨૩, ૨૯૯, ૨૭૮
ચરખંડક. ¯૫૭, ¯૪૬, ¯૧૯, +૧૯, +૪૬, +૫૭, +૫૭, +૪૬, +૧૯, ¯૧૯, ¯૪૬, ¯૫૭,
કાશીના ઉ-
દયમાન ૨૨૧, ૨૫૩, ૩૦૪, ૩૪૨, ૩૪૫, ૩૩૫, ૩૩૫, ૩૪૫, ૩૪૨, ૩૦૪, ૨૫૩, ૨૨૧.

આ ગ્રંથમાંના ઉદાહરણના આપેલા દિવસે સૂર્યોદય પછી ઘટી ૧૦ પળ૩૦ સમયનું લગ્ન વરતવાનું છે. તે વખતનો ઉક્તરીતિએ સ્પષ્ટ સૂર્ય વર્તો તો

---

૧. તેના અંશોને ત્રીશમાંથી બાદ કરતાં જે શેષ રહે તેને.

૨. સૂર્યની જે રાશિ હોય તે તેની ઉદય રાશિ કહેવાય છે.

૩. જે રાશિનું માન શોધાયું ન હોય તે અશુદ્ધ રાશિ કહેવાય છે.

૧-૫-૫૨-૪૦ આવ્યો. અયનાંશ ૧૮-૧૦ આવેલ છે તે ઉમેર્યા તો સ્પષ્ટ સાયન સૂર્ય ૧-૨૪-૨-૪૦ આવ્યો. તેના અંશને ત્રીશમાંથી બાદ કર્યા તો તેના ભોગ્યાંશ ૫-૫૭-૨૦ થયા. તેને સૂર્યની ઉદય રાશિ વૃષભ છે તેથી કાશીનાં વૃષભ રાશિનાં ઉદયમાન ૨૫૩થી ગુણી ત્રીશથી ભાગ્યા તો ભોગ્યકાળ પળ ૫૦ આવ્યો. એજ પ્રમાણે યાતાંશ ૨૪-૨-૪૦ને ઉદય રાશિનાં માન ૨૫૩ થી ગુણી ૩૦થી ભાગ દીધો તો ગતકાળ ૨૦૩ આવ્યો. ઈષ્ટકાળ ૧૦ ઘટી પળ ૩૦નાં પળ ૬૩૦ માંથી ભોગ્યકાળ ૫૦ બાદ કર્યો તો શેષ ૫૮૦ રહ્યા. ઉદય રાશિ પછીની રાશિ મિથુનનું માન ૩૦૪ છે તે બાદ કર્યું તો શેષ ૨૭૬ રહ્યા. તે પછીની કર્ક રાશિનું માન ૩૪૨ છે તે શેષ ૨૭૬ માંથી બાદ કરી શકાય તેમ નથી, તેથી તેને ત્રીશથી ગુણ્યા તો ૮૨૮૦ આવ્યા, તેને અશુદ્ધ રાશિ કર્કનાં માન ૩૪૨ થી ભાગ્યા તો અંશાદિ ફળ ૨૪-૧૨-૩૭ આવ્યું. મેષથી અશુદ્ધ રાશિ સૂધી ત્રણ રાશિ ગત થઈ છે; તે તેમાં ઉમેરી તો ૩-૨૪-૧૨-૩૭ થયા. તેમાંથી અયનાંશ ૧૮-૧૦-૦ બાદ કર્યા તો સ્પષ્ટ **લગ્ન** ૩-૬-૨-૩૭ આવ્યું.

**भोग्यतोऽल्पेष्टकालात्खरामाहतात्स्वोदयाप्तांशयुग्भास्करः स्यात्तनुः ॥ अर्कभोग्यस्तनोर्भुक्तकालान्वितो युक्तमध्योदयोऽभीष्टकालो भवेत् ॥ ४ ॥**

ભોગ્યકાળથી ઇષ્ટકાળ કમતી હોય તો તે ઇષ્ટકાળને ત્રીશથી ગુણી સૂર્યની ઉદય રાશિનાં માનથી તેને ભાગ દેતાં જે અંશાદિ ફળ આવે તેને સૂર્યમાં ઉમેરી દેવાથી લગ્ન થાયછે. સૂર્યના ભોગ્યકાળ અને લગ્નના ભુક્તકાળના યોગમાં સૂર્ય અને લગ્નની રાશિ વચ્ચેની રાશિઓનાં લગ્નમાન ઉમેરવાથી (લગ્નપરથી) ઇષ્ટકાળ થાયછે. ॥ ૪ ॥

## ઉદાહરણ.

સૂર્યોદયથી ઘટી૦-૪૦ પળ સમયનો સ્પષ્ટ સૂર્ય ૧-૫-૪૩-૧૫ તેનો ઉક્તવિધિએ ભોગ્યકાળ ૫૦ આવ્યો. ઈષ્ટકાળનાં પળ ૪૦ થી તે ઓછો છે માટે ઇષ્ટકાળ ૪૦ ને ૩૦થી ગુણી—ઉદયમાનથી ભાગ દીધો તો અંશાદિ ૪-૪૪-૩૫ આવ્યા, તેને સ્પષ્ટ સૂર્ય ૧-૫-૪૩-૧૫ માં ઉમેર્યા તો તે વખતનું લગ્ન ૧-૧૦-૨૭-૫૦ આવ્યું.

પહેલા ઉદાહરણમાં સૂર્યનો ભોગ્યકાળ ૫૦ આવેલ છે. લગ્નનો ભોગ્યકાળ ૨૭૬ છે વચ્ચેની રાશિનું માન ૩૦૪ છે તેમનો સરવાળો કર્યો તો લગ્ન ૩-૬-૨-૩૭ નો ઇષ્ટકાળ ઘ. ૧૦-૩૦ પળનો થયો.

**यदि तनुदिननाथावेकराशौ तदंशांतरहत उदयः स्यात्खाग्निहृत्त्विष्टकालः ॥ इनत उदय ऊनश्चेत्स शोध्यो द्युरात्रान्निशि तु सरसभार्कात् स्याच्चनूरिष्टकाले ॥ ५ ॥**

સૂર્ય અને લગ્ન જ્યારે એકજ રાશિમાં આવેલ હોય ત્યારે (લગ્નપરથી ઈષ્ટકાળ લાવતીવેળા) તેમના અંતરાંશને તેની રાશિનાં ઉદયમાનથી ગુણી ત્રીશથી ભાગવાથી ઈષ્ટકાળ આવે છે. લગ્ન સૂર્યથી ઓછું આવેલું હોય (અને તે તથા સૂર્ય એકજ રાશિમાં રહેલા હોય) તો ૬૦ ઘટીમાંથી આવેલાં ફળને બાદ કરવાથી ઈષ્ટકાળ થાયછે. રાત્રિનો ઈષ્ટકાળ હોય તો ૭ રાશિયુક્ત સૂર્યપરથી ગતરાત્રિની ઘડીપળ સમયનું ઉક્ત રીતિએ લગ્ન વરતવું. ॥ ૫ ॥

## ઉદાહરણ.

બીજા ઉદાહરણમાં સ્પષ્ટ સૂર્ય સાયન ૧–૨૩–૫૩–૧૫ છે અને સાયન લગ્ન ૧–૨૮–૩૭–૫૦ આવેલ છે. તે બને એકજ રાશિમાં છે માટે તેના તફાવતના અંશાદિ ૪–૪૪–૩૫ ને વૃષભનાં ઉદયમાન ૨૫૩ થી ગુણી ૩૦ થી ભાગ આપ્યો તો ઈષ્ટકાળ ૪૦. ૪૦ આવ્યો.

સૂર્યોદયથી ૫૯–૦ સમયનો સ્પષ્ટ સૂર્ય ૧–૬–૩૯૭ આવ્યો તે દિવસ દિનમાન ઘટી ૩૩ પળ ૧૦ છે તેને ઈષ્ટકાળ ૫૯–૦ માંથી બાદ કર્યા તો રાત્રિનો ઈષ્ટકાળ ૨૫–૫૦ આવ્યો. સૂર્યમાં ૬ રાશિ ઉમેરી તો ૭–૬–૩૯–૭ થયાં. એને સ્પષ્ટ સૂર્ય કલ્પી, સાયન કરી ઉક્ત રીતિએ એ સમયનું લગ્ન વર્ત્યું તો લગ્ન ૦–૨૯–૩૭–૧૧ આવ્યું.

લગ્ન ૦। ૨૯। ૩૭। ૧૧ છે. સૂર્ય ૧–૬–૩૯–૭– છે. બન્નેને સાયન કર્યાં તો લગ્ન ૧–૧૭–૪૭–૧૧ અને સૂર્ય ૧–૨૪–૪૯–૭ આવ્યો. સૂર્યથી લગ્ન ઓછું છે માટે તેમના તફાવતના અંશાદિ ૭–૧–૫૬ ને ૨૫૩ થી ગુણી ૩૦ થી ભાગતાં આવેલાં પળ ૬૦ ની ઘટી ૧ ને ઘટી સાઠમાંથી બાદ કર્યા તો ઈષ્ટકાળ ઘટી ૫૯–૦ આવ્યો.

## ઉપપત્તિ.

ઈષ્ટસમયે ક્રાન્તિવૃત્તનો જે પ્રદેશ ક્ષિતિજને અડકેલો હોય છે અર્થાત્ તે વેળા જે ઉદય પામેછે તે તે વેળાનું લગ્ન કહેવાય છે. સૂર્ય ક્રાન્તિપર ભમતો હોવાથી સૂર્યના ઉદય સમયથી તે જાણવાનો ઉપાય દર્શાવ્યો છે. અમૂક રાશિ પછી અમૂક રાશિ ક્યારે ઉદય પામેછે. એ અગાઊ કહેવાઈ ગયું

છે. એ સમયને તેનાં માનનાં નામથી આપણે ઓળખીએ છીએ. સૂર્ય જ્યારે મેષ રાશિમાં શૂન્ય અંશે હોય ત્યારે ઉદય વખતે મેષ રાશિના શૂન્ય અંશનું લગ્ન આવે; ને ત્યારપછી મેષના માનની જેટલી ઘટી પળ હોય તેટલા વખત સૂધી કાયમ રહે. ત્યારબાદ ઉત્તરોત્તર દરેક રાશિ ઉદય પામતી જાય ને પોતાનાં માનપર્યંત તેનું લગ્ન ગણવામાં આવતું જાયછે. સૂર્ય મેષના શૂન્ય અંશથી એક અંશ આગળ ચાલ્યો કે ઉદય વખતે મેષના એક અંશનું લગ્ન આવશે ને ત્યાર બાદ મેષનાં ઉદયમાનના હિસાબે એક અંશ ચાલવામાં જેટલો વખત લાગે તેટલો વખત તેના માનમાંથી બાદ કરતાં જે શેષ ઘટી પળ રહે ત્યાંલગણ તે લગ્ન રહેશે. એટલે કે જેમ જેમ સૂર્યના અંશ વધતા જશે તેમ તેમ તે લગ્નની સ્થિતિના કાળમાં ઘટારો થતો જશે. લગ્નનો બાકીનો ભાગ કેટલો ભોગવવાનો છે એ એ ઘટારાપરથી આપણે નક્કી કરી શકીએ છીએ. લગ્નનાં માને ત્રીશ અંશ તો સૂર્યના બાકીના અંશે એટલે કે ભોગ્યાંશે લગ્નનું કેટલું માન બાકી ભોગવાશે તે ત્રિરાશિથી જાણી શકાશે. ત્રિરાશિ કરવાનું નહીં કહેતાં આચાર્યે અંહી ભોગ્યાંશને લગ્નના માનથી ગુણી ૩૦ થી ભાગવાનું કહેલ છે તે ઉપરનાં ત્રિરાશિનાં પ્રમાણની બરોબર છે. ઇષ્ટ ઘટી પર્યંત ભોગ્ય રાશિનાં માનની સાથે બીજી કેટલી રાશિનાં માન ભોગવાઈ ગયાં તે તેમાંથી બાદ કરવાથી જાણી શકાતું હોવાથી ઉત્તરોત્તર બાદ કરવાનું કહેલ છે. શેષ જે રહેછે તે જે ઉદય પામેલ છે તેનું ગતમાન હોયછે. પોતાના માનમાં તે ત્રીશ અંશ ચાલે તો ગતમાનતુલ્ય વખતમાં કેટલું ચાલશે એ જાણવા માટે શેષને ત્રીશથી ગુણી અશુદ્ધ રાશિનાં માનથી ભાગ લેવાનું કહેલ છે. મેષથી ઈષ્ટ રાશિ સૂધીની રાશિઓનો ઉદય થઈ ગયેલ હોવાથી તેટલી સંખ્યા આવેલા અંશમાં ઉમેરી તેમાંથી લગ્ન સાયન આવતું હોવાથી અયનાંશ બાદ કરવાથી લગ્ન થાયછે એવું કહેવામાં આવ્યું છે.

લગ્નપરથી કાળ લાવવાનાં ગણિતનું પણ આ લગ્નનાં કારણોનાં પ્રમાણોથી ઉલટાં પ્રમાણો છે એટલે તે ફરી જણાવવાની જરૂર નથી.

વિષૂવવૃત્ત અને ક્રાન્તિપાતના સંપાત સ્થળથી ક્રાન્તિવૃત્તના સરખા બાર ભાગ કરી તેમાંના દરેકને મેષાદિ સંજ્ઞા આપેલ છે ને તે મેષાદિ રાશિના આ શ્લોકોમાં ગણાવેલાં ઉદયમાનો છે. તે રાશિ સાયન સૂર્યની હોતાં નિરયન સૂર્યની રાશિનાં માન તરિકે તેમનો ઉપયોગ કરવો નહીં. જે અયનાંશ તેમાંથી બાદ કરવાનું કહ્યું છે તે સાયન લગ્નમાંથી નિરયન લગ્ન કરવામાટે કહેવામાં આવેલ છે.

**गोलौ स्तः सौम्ययाम्यौ क्रियघटरसभे खेचरेऽथायने ते न-**
**क्रात् कीटाच्च षड्भेऽथ चरपलयुतोनास्तु पञ्चेन्दुनाड्यः ॥**
**घस्रार्द्धं गोलयोः स्यात् तदयुतखगुणाः स्यान्निशार्द्धं तथाक्ष-**
**च्छायेषुघ्न्यक्षभायाः कृतिदशमलवोना यमाशापलांशाः ॥ ६ ॥**

( સાયન ) ગ્રહ મેષાદિ ૭ રાશિમાં હોય ત્યાં લગણ ઉત્તરગોળ અને તુલાદિ ૭ રાશિમાં હોય ત્યાં લગણ દક્ષિણગોળ ( માં તે રહ્યો છે એવું ) કહેવાય છે, અને તેમજ મકરાદિ ૭ રાશિમાં ઉત્તરાયણ અને કર્કાદિ ૭ રાશિમાં દક્ષિણાયન કહેવાય છે, એ ઉત્તરગોળ તથા દક્ષિણગોળમાં જ્યારે ગ્રહ (સૂર્ય) રહેલો હોય ત્યારે આવેલાં ચરપળને ક્રમે પંદર ઘટીમાં ઉમેરવાથી તથા બાદ કરવાથી તેતે ગોળમાં ઈષ્ટ દિવસનાં દિનમાનનું અર્ધ થાયછે.[1] દિનમાનના અર્ધને ત્રીશમાંથી બાદ કરવાથી રાત્રિમાનનું અર્ધ થાયછે. પંચ ગુણિત અક્ષભામાંથી અક્ષભાના વર્ગનો દશાંશ બાદ કરવાથી સ્વદેશીય દક્ષિણ અક્ષાંશ થાયછે.[2] ॥ ६ ॥

## ઉપપત્તિ.

જે સ્થળે ક્રાન્તિનો અભાવ હોય તે સ્થળ ગોળની શરૂઆતનું સ્થાન કહેવાય છે. ભુજ જ્યારે શૂન્ય થાય ત્યારે ક્રાન્તિનો અભાવ થાયછે. મેષના આદિમાં તથા તુલના આદિમાં ભુજનો અભાવ હોય છે તેથી તેતે રાશિથી ગોળારંભ ગણ્યો છે. મેષાદિ ૭ રાશિ ભ ચક્રના ઉત્તરાર્ધમાં રહેલ છે તેથી તે ઉત્તર ગોળ અને તુલાદિ ૭ રાશિ ભ ચક્રમાં દક્ષિણ તરફ રહેલ છે તેથી તે દક્ષિણ ગોળ કહેવાય છે. જ્યારે ગ્રહની પરમ ક્રાન્તિ થાયછે ત્યારે તેની અયન નિવૃત્તિ થાયછે; પરમ ક્રાન્તિનાં બે સ્થળ છે. એક કર્ક સાયન રાશિ અને સાયન મકર રાશિ. જ્યારે સાયન કર્ક રાશિનો ગ્રહ થાયછે ત્યારે દક્ષિણ તરફ તે હઠતો માલુમ પડે છે ને મકરનો જ્યારે થાયછે ત્યારે ઉત્તર તરફ હઠતો માલમ પડે છે. ને તેમ હઠવું તેથી છઠી રાશિ પર્યંત ચાલુ રાખે છે તેથી કર્કાદિ દક્ષિણાયન અને મકરાદિ ઉતરાયણ ગણવામાં આવે છે.

---

૧ એટલે સૂર્ય ઉત્તર ગોળમાં હોય તો ચરને પંદર ઘટીમાં મેળવવાથી અને દક્ષિણ ગોળમાં હોય તો પંદર ઘટીમાંથી બાદ કરવાથી ઈષ્ટ દિવસનું દિનાર્ધ થાયછે. દિનાર્ધ તેમજ રાત્રિનાં અર્ધને ૨ થી ગુણવાથી દિનમાન તથા રાત્રિમાન થાયછે.

૨ અક્ષાંશની દિશા સ્વદેશ વિષૂવવૃત્તથી ઉત્તરે હોય તો દક્ષિણ અને દક્ષિણે હોય તો ઉત્તર સમજવી.

નિરક્ષદેશમાં ક્ષિતિજ તથા ઉન્મંડળ વૃત્ત સમાન હોવાથી ત્યાં દિનાર્ધ હમેશાં પંદર ઘટીનું હોય છે. તેથી ઉત્તર તથા દક્ષિણ તરફના દેશોમાં ઉન્મંડલ વૃત્ત તથા ક્ષિતિજ અલગ અલગ હોવાથી દિનમાન તથા રાત્રિમાનમાં તફાવત પડે છે. એ તફાવત ચરપળ તુલ્ય હોય છે તેથી પંદર ઘટીમાં તે ઉત્તર ગોળમાં ઉમેરવાનું અને દક્ષિણ ગોળમાં તે બાદ કરવાનું કહેલું છે. એવી રીતે ધનર્ણ કરવાથી વિષૂવવૃત્તના ઉત્તર તરફના દેશોનું દિનાર્ધ તથા રાત્રિમાન જાણી શકાય છે; પરંતુ સ્વદેશ તેથી દક્ષિણે હોય તો ધનર્ણ વિપરીત રીતે કરવું જોઇએ. આચાર્યે દક્ષિણ તરફ કોઈ દેશ નહીં હોય એવી આશંકાથી દક્ષિણ તરફના દેશમાં દિનાર્ધ તથા અક્ષાંશ વિગેરે કેવી રીતે જાણવાં તેની સૂચના માત્ર પણ કરી નથી. આટલું તો નિસંશય છે જે લંકાથી દક્ષિણમાં કોઈ મુલક છે નહીં એ વાત આચાર્યના ધ્યાનથી તે વેળા બાહેર ન હોવી જોઈએ, તે સાથે એ પણ કહેવું જોઇએ કે વિષૂવવૃત્તથી દક્ષિણ તરપના મુલકો વેનીઝુલા, આફ્રિકાનાં ઝાંઝીવાર વિગેરેથી આપણનાં તે વખતનાં લોકો અજાણ હોવાં જોઈએ.

અક્ષાંશ લાવવામાં નીચેની યુક્તિ આચાર્યે યોજેલી છે. પલ કર્ણમાં પલભા ભુજ હોય તો, ત્રિજ્યા તુલ્ય કર્ણ હોય તો કેટલો ભુજ થાય? જવાબ જે આવે તે અક્ષ જ્યા અર્થાત્ અક્ષાંશની જ્યા થાયછે. એ જ્યાનું જે ધનુઃ થાય તે અક્ષાંશ કહેવાય છે. આચાર્યવરે એક અંગુલ પલભા માની તે પરથી ઉપરની વિધિ પ્રમાણે અક્ષાંશ લાવવાની રીતિ બતાવી છે. એક અંગુલ અક્ષભા હોય તો અક્ષાંશ ૪–૫૪ આવે; આચાર્યે તેને બદલે પૂરા પાંચ માની લીધા; ને તેનાપરથી એક અંગુલે પાંચ અક્ષાંશ તો ઇષ્ટાંગુલે કેટલા? એ સાધવા માટે અક્ષાંશને પાંચથી ગુણવાનું કહેવામાં આવ્યું છે. મૂળ ૪।૫૪ થી ०।૬ અધિક લીધા છે તે પલભાના વર્ગના દશમાંશ તુલ્ય હોવાથી પંચગુણિત પલભામાંથી પલભાના વર્ગનો દશાંશ બાદ કરવાનું કહેલું છે.

## ઉદાહરણ.

આપણું ચરફળ પળ ૯૩ આવેલું છે ને સૂર્ય વૃષભમાં છે માટે તે ઉત્તર ગોળમાં તથા દક્ષિણાયનમાં રહેલો છે એમ ગણાય. સૂર્ય ઉત્તર ગોળમાં છે માટે ચરપળ ૯૩ ને પંદર ઘટીમાં ઉમેર્યા તો ઇષ્ટ દિવસનું દિનાર્ધ ૧૬–૩૩ આવ્યું. તેને ૨ થી ગુણ્યા તો દિનમાન ઘડી ૩૩ પળ ૬ નું થયું. દિનાર્ધ ૧૬–૩૩ ને ત્રીશમાંથી બાદ કર્યું તો રાત્રિમાનાર્ધ ૧૩–૨૭ આવ્યું. તેને ૨ થી ગુણ્યા તો રાત્રિમાન ઘટી ૨૬ પળ, ૫૪ નું આવ્યું.

આપણાં ઉદાહરણમાં કાશીની પલભા ૫।૪૫ ની માની છે, તેને પાંચથી ગુણ્યા તો ૨૮-૪૫ આવ્યા. પલભાના વર્ગ કર્યો તો ૩૩-૩ આવ્યા તેને દશથી ભાગ્યા તો ૩-૧૮-૧૮ આવ્યા, તેને ઉપરના ગુણાકાર ૨૮-૪૫-૦ માંથી બાદ કર્યા તો કાશીના દક્ષિણ અક્ષાંશ ૨૫-૨૬-૪૨ આવ્યા.

**યાતઃ શેષં પ્રાક્પરત્રોન્નતં સ્યાત્ કાલસ્તેનોનં દ્યુખણ્ડં નતં સ્યાત્ ॥ અક્ષચ્છાયાવર્ગતત્ત્વાંશયુક્તા માર્તણ્ડાઃ સ્યાદઙ્ગુલાદ્યોઽક્ષકર્ણઃ ॥ ૭ ॥**

પૂર્વ કપાલમાં[1] ભુક્તકાળ[2] અને પશ્ચિમ કપાલમાં[3] દિન શેષકાળ ઉન્નત થાય છે.[4] ઉન્નતને દિનાર્ધમાંથી બાદ કરવાથી નત થાય છે.[5] અક્ષભાના વર્ગનો પચીશમો ભાગ ૧૨ માં ઉમેરવાથી અંગુલાદિ અક્ષકર્ણ થાય છે. ॥૭॥

## ઉપપત્તિ.

જ્યાં સૂર્ય ઉદય પામે તે પૂર્વકપાલ, ને અસ્ત પામે તે પશ્ચિમકપાલ કહેવાય છે, પૂર્વક્ષિતિજથી જેટલા વખતમાં સૂર્ય ઉપર આવેલો હોય તેને પૂર્વ ઉન્નતકાળ અને પશ્ચિમકપાલમાં પશ્ચિમક્ષિતિજથી સૂર્ય જેટલા વખત ઉચ્ચો રહ્યો હોય તે વખતે ઉન્નત કહે છે. અને મધ્યાન્હ સૂત્રથી તે પૂર્વાપર તરફ જેટલો નમેલો હોય તેટલાના વખતને નત કહે છે. સૂર્ય ઉદય પામી મધ્યાન્હ સમયે બરાબર યામ્યોત્તર વૃત્તપર આવે છે. જ્યારે નતાભાવ હોય છે. પૂર્વકપાળમાં તે કારણસર ગતકાળને ઉન્નત અને પશ્ચિમ કપાળમાં દિન શેષકાળને ઉન્નત ગણવામાં આવે છે.

નત કાળ અને ઉન્નત કાળ વચ્ચે દિનાર્ધનો તફાવત રહેતો હોવાથી ઉન્નતને દિનાર્ધમાંથી બાદ કરવાનું કહ્યું છે.

પલકર્ણ એ અક્ષ ક્ષેત્રનું એક અવયવ છે. અક્ષ ક્ષેત્રમાં પલભા ભુજ, દ્વાદશ અંગુલ શંકૂ કોટિ અને અક્ષકર્ણ એ કર્ણ હોય છે. અક્ષકર્ણ સાધવા માટે સાધારણ રીતે પલભાના વર્ગને બારના વર્ગમાં ઉમેરી તેનું વર્ગમૂલ લેવું જોઇએ; આચાર્યે તેને બદલે એક અંગુલની પલભા કલ્પી તેપરથી

---

૧ દિનાર્ધ પહેલાં.

૨ સૂર્યોદયથી ગતકાળ.

૩ દિનાર્ધ સમયથી પછીના વખતમાં.

૪ દિનાસ્ત થવાને જેટલો કાળ બાકી હોય તે.

૫ પૂર્વકપાલે પૂર્વ નત અને પશ્ચિમકપાલે પશ્ચિમ નત થાય છે.

અક્ષકર્ણ ઉપરની વિધિએ લાવ્યું છે. એક અંગુલની પલભાનું અક્ષકર્ણ ૧૨–૨–૨૪ આવે છે. એક અંગુલની અક્ષભાનું ૧૨–૨–૨૪ નું અક્ષકર્ણ તો ઈષ્ટ પલભાનું કેટલું અક્ષકર્ણ આવે ? ત્રિરાશિ કરવાનું બાકી રહ્યું. આચાર્યે ત્રિરાશિ નહિ કરાવતાં તેમાંથી બારને અલગ કહાડયા અને ૦–૨–૨૪ ને રહેવા દીધા. એ ૦–૨–૨૪ પલભાના વર્ગના પચીશમા ભાગ બરોબર હોવાથી તેને બારમાં ઉમેરવાથી પલકર્ણ થાય છે એવું કહેવામાં આવેલ છે. ઈષ્ટ કાળે દ્વાદશાંગુલ શંકુની કેટલી છાયા પડશે તે જાણવા માટે આ સઘળું ગણિત કરાવવામાં આવ્યું છે.

## ઉદાહરણ.

સૂર્યોદયથી ગતકાળ ઘટી ૧૦ પળ ૩૦ છે. તેથી ઉન્નત ઘટી ૧૦ પળ ૩૦ આવ્યો. દિનાર્ધથી પૂર્વે છે માટે તે પૂર્વ કપાલી થયો. એ ઉન્નતને દિનાર્ધ ૧૬–૩૩ માંથી બાદ કર્યો તો પૂર્વનત ઘટી ૬ અને પળ ૩ આવ્યો.

અક્ષભા ૫–૪૫ છે તેનો વર્ગ ૩૩–૩–૪૫ આવ્યો. તેને પચીશથી ભાગ દીધો તો ૧–૧૯ આવ્યાં. એને ૧૨ માં ઉમેર્યા તો કાશીનું અંગુલાદિ અક્ષકર્ણ ૧૩–૧૯ આવ્યું.

**वेदेशाः शरहृच्चराढ्यरहिताः सौम्यानुदग्गोलयोर्हारोऽथो घटिकार्द्धयुक् नतकृतेर्द्व्यंशः समाख्यः स्मृतः ॥ चेत् सार्द्धत्रिकुतो नतं यदधिकं वेदाहतं तद्वियुक् स्पष्टोसौ तदयुक् हरस्त्वभिमतः स्यादक्षकर्णोद्धृतः ॥ ८ ॥**

ચર પળને પાંચથી ભાગતાં આવેલાં ફળને સૂર્ય (યાને ગ્રહ) ઉત્તર ગોળમાં હોય તો ૧૧૪ માં ઉમેરવાથી અને દક્ષિણ ગોળમાં હોય તો ૧૧૪ માંથી બાદ કરવાથી **હાર** થાય છે. અર્ધ ઘટી નતમાં ઉમેરી તેના વર્ગને ૨ થી ભાગવાથી જે આવે તે **સમાખ્યનાં** નામથી ઓળખાય છે. નત જો ૧૩ ઘટી અને ૩૦ પળથી વધારે હોય તો તેમાંથી ૧૩–૩૦ બાદ કરતાં જે શેષ રહે તેને ચારથી ગુણી ઉપર જણાવેલી અર્ધ ઘટી યુક્ત નતની કૃતિનાં અર્ધમાંથી બાદ કરવાથી સ્પષ્ટ **સમાખ્ય** થાય છે. સમાખ્યને હરમાંથી બાદ કરતાં જે શેષ રહે તેને **અક્ષકર્ણ**થી ભાગ દેવાથી **અભિમત** હર થાય છે. ॥ ૮ ॥

આની ઉપપત્તિ સિદ્ધાંતગ્રંથમાં વિસ્તારથી લખવામાં આવેલ છે. તે ગોળ પાસે રાખી જેવું સ્પષ્ટપણે સમજાવી શકાય તેટલું શબ્દમાત્રથી સમજવું

સ્વાભાવિક રીતે મુશ્કેલ છે છતાં પણ અમે તે સંક્ષેપથી અહીં કહેવા સાહસ કર્યું છે.

અહોરાત્ર વૃત્તમાં ક્ષિતિજને જોડનારાં સૂત્રને ઉદયાસ્ત સૂત્ર કહે છે. અને ઉન્મંડલના સંપાતથી તેજ વૃત્તમાં બાંધવામાં આવેલાં સૂત્રને અહોરાત્ર વ્યાસસૂત્ર કહે છે. ઉદયાસ્ત સૂત્ર અને તેના તફાવતને કુજ્યા કહે છે. યામ્યોત્તર વૃત્તના સંપાત વચ્ચે તેટલુંજ સૂત્ર બાંધવામાં આવે તે વ્યાસસૂત્ર કહેવાય છે. વ્યાસ સૂત્રના સંપાતનું ઉપરનું ખંડ તે ધુજ્યા કહેવાય છે. તે ધુજ્યા ઉત્તર ગોળમાં કુજ્યાયુક્ત અને દક્ષિણ ગોળમાં કુજ્યા હીન કરવામાં આવેથી દિનાર્ધ વખતે સૂર્યનાં ઉદયાસ્ત સૂત્રનો તફાવત થાય છે. સૂર્યોદયાસ્ત સૂત્રના તથા કુજ્યાના તફાવતને હતિ કહે છે. એજ પ્રમાણે ચરજ્યાને ત્રિજ્યામાં ધનર્ણ કરવાથી અન્ત્યા આવે છે. અહોરાત્ર વ્યાસાર્ધ ત્રિજ્યા તુલ્ય આંકવામાં આવે ત્યાં લગણ ત્રિજ્યાતુલ્ય જ અહોરાત્ર સૂત્ર છે એમ ગણી શકાય છે. તે વિભાગોને કુજ્યાથી-ગુણવામાં આવેછે તો ચરજ્યા થાય છે. ને તેટલામાટે ચરજ્યાને ત્રિજ્યામાં ઉમેરવાથી વા બાદ કરવાથી અન્ત્યા થાયછે એવું આગળ કહેવાયલું છે. આપરથી આપણને ઉપરના શ્લોકમાં અન્ત્યા તથા હતિ લાવીએ છીએ એવું જણાશે. પરંતુ તેમાં અંકો નાના મોટા હોવાથી સંખ્યાકૃત ભેદમાત્ર છે એવું કહેવામાં કશો વાંધો નથી. અન્ત્યા લાવવામાટે ચરજ્યા લાવવી જોઈએ. ચરપળને ૬૦ થી ભાગવાથી ઘટી થાય છે અને ઘટીને ૬ થી ગુણવાથી અંશ થાય છે ને તેને ૨ થી ગુણવાથી તેની જ્યા થાય છે. આ સ્થળે તેપરથી $\frac{ચર \times ૬ \times ૨}{૬૦} = \frac{ચ \times ૧}{૫}$ ચરજ્યા થાય છે. એ લાવવામાટે આચાર્યવરે ચરને એકથી ગુણવાનું કહ્યાવિના કેવળ પાંચથી ભાગવાનું કહેલું છે. આચાર્યે ત્રિજ્યા ૧૧૪ ની કલ્પી છે ને તેથી તે ત્રિજ્યામાં તે ઉપર જણાવેલા કારણસર અન્ત્યા લાવવામાટે ઉત્તર દક્ષિણ ગોળ પરત્વે ધનરૂણ કરવાનું કહેલું છે. જેને સિદ્ધાન્ત ગ્રંથમાં અન્ત્યાનું નામ આપેલું છે તેને ગણેશદૈવજ્ઞે હરના નામથી આપણને ઓળખાવેલ છે.

નતની ઉત્ક્રમ જ્યાને દિનાર્ધની અન્ત્યામાંથી ધનરૂણ કરવાથી ઈષ્ટાન્ત્યા થાય છે એવું આપણે ઉપર જણાવી ગયા છીએ. તે લાવવામાટે આચાર્યવરે નતની ઉત્ક્રમ જ્યા કરવાનો પ્રકાર કહ્યો છે. નતમાં અર્ધ ઘટી ઉમેરી તેના અર્ધ કરવાથી નતની ઉત્ક્રમ જ્યા થાય છે. એ પ્રત્યક્ષ પ્રમાણ છે, તેથી તેના વિષે વધારે લખવા અગત્ય નથી. એ નતની ઉત્ક્રમ જ્યાને આચાર્યે **સમાખ્યનાં** નામથી આપણને ઓળખાવી છે. નતની ઉત્ક્રમ જ્યા ૧૩-૨૦

ઘટી લગણ તેપ્રમાણે બરોબર આવે છે. ત્યાર બાદ તેથી જેટલાં ઘડી પળ નત વધ્યો હોય છે તેનાથી ચારગણો તેમાં તફાવત પડે છે તેથી તે કહાડી નાંખવામાટે તે તફાવતને ચારથી ગુણી **સમાખ્ય**માંથી બાદ કરવાનું કહ્યું છે. સમાખ્યને હરમાંથી બાદ કરવાથી ઈષ્ટ હર થાય છે, કેમકે દિનાર્ધની અન્ત્યામાંથી નતની ઉત્ક્રમ જ્યા બાદ કરવાથી ઇષ્ટ અન્ત્યા થાય છે. ઈષ્ટ અન્ત્યાને આપણને ઇષ્ટ હરનાં નામથી ઓળખાવવામાં આવી છે. આ સ્થળે અક્ષકર્ણથી ભાગ લેવાનું કહ્યું છે. તેનું કારણ અગાઉ યોગ્ય સ્થળે કહેવામાં આવશે.

## ઉદાહરણ.

આપણા ઉદાહરણમાં ચર ૯૩ આવેલ છે તેને પાંચથી ભાગ્યાતો ૧૮–૩૬ આવ્યા. તે સાયન સૂર્ય ઉત્તર ગોળમાં છે માટે ૧૧૪ માં ઉમેર્યા તો **હર** ૧૩૨–૩૬ થયો; નત ૬–૩ આવેલ છે તેમાં અર્ધ ઘટી ૦–૩૦ ઉમેરી તો ૬–૩૩ થયા. તેનો વર્ગ કર્યો તો ૪૨–૫૪–૯ આવ્યો, તેને ૨ થી ભાગ્યા તો **સમાખ્ય** ૨૧–૨૭–૪ આવ્યો. **હર** ૧૩૨–૩૫ આવેલ છે તેમાંથી **સમાખ્ય** ૨૧–૨૭ બાદ કર્યો તો ૧૧૧–૩૯ રહ્યા, તેને અક્ષકર્ણ–૧૩–૧૯ થી ભાગ આપ્યો તો ઇષ્ટ **હર** ૮–૨૦ આવ્યો.

**दिग्घ्नाक्षभाहृतचरं स्वगुणं द्विनिघ्नं स्वेष्वंशयुग्युगभवान्वित-मत्र भाज्यः ॥ कर्णोऽङ्गुलादिक इहेष्टहराप्तभाज्यः कर्णार्क-वर्गविवरात्पदमिष्टभा स्यात् ॥ ९ ॥**

પલભાને દશથી ગુણી ચરને ભાગ દેવો, ભાગતાં જે ફળ આવે તેનો વર્ગ કરવો, વર્ગને બમણો કરવો, એમાં તેનો પંચમાંશ જોડી દેવો, એ રીતે જે આંક આવે તેમાં એકસો ચૌદ ઉમેરવાથી **ભાજ્ય** થાયછે. આ ભાજ્યને **અભીષ્ટ** હરથી ભાગવાથી છાયાકર્ણ આવે છે. અને કર્ણવર્ગમાંથી બારનો વર્ગ બાદ કરતાં જે શેષ રહે તેનું વર્ગમૂળ તે ઇષ્ટ છાયા થાયછે. ॥ ૯ ॥

## ઉપપત્તિ.

ઇષ્ટ **હર**સંજ્ઞિક ઇષ્ટ અન્ત્યા આપણે જાણીએ છીએ, તે પરથી હૃતિ લાવવામાટે આ અનુપાત કરવામાં આવ્યો છે. ત્રિજ્યા વૃત્તમાં આ અન્ત્યા તો દ્યુજ્યા વૃત્તે કેટલું અન્ત્યાફળ? જે આવે તે હૃતિ કહેવાય છે; આ હૃતિ-પરથી કોટિ લાવવામાટે નીચેનો અનુપાત બતાવ્યો છે. અક્ષકર્ણમાં બારની

કોટિ તો હૃતિતુલ્ય કર્ણમાં કેટલી કોટિ? એ પ્રમાણે અહીં ત્રિજ્યાના વર્ગનો પલકર્ણ ગુણક છે અને ધુજ્યા ગુણિત ઈષ્ટાન્ત્યા હર છે. તેમાંથી ત્રિજ્યાના વર્ગને ધુજ્યા ભક્ત કરી **ભાજ્ય** એવી સંજ્ઞા ગણેશદૈવજ્ઞે આપી છે. ને બાકીની ક્રિયા $\frac{\text{ધુજ્યા}}{\text{પલકર્ણ}}$ જુદે રૂપે કરાવી છે. અગાઉ હરને પળ કર્ણથી ભાગવાનું કહેલું છે તે આ પલકર્ણ છે. ને તે માટે અન્ત્યાને પળકર્ણથી ભાગ દઈ આચાર્યે તેને **ઇષ્ટહર** એવી સંજ્ઞા આપી છે. ને તે ઇષ્ટ હરથી આ ભાજ્યને ભાગવાથી ઇષ્ટ કર્ણ થાય છે એની હવે કોણ નાપાડી શકશે? આ સાધન ધુજ્યા તથા ક્રાંતિ જ્યાવિના કરાતું નથી છતાં પણ અહીં આ કરવામાં આવ્યું છે એ તેની પ્રક્રિયાનું ગૌરવ દર્શાવે છે.

દશગુણિત પલભાથી ચરને ભાગ લેવો ઈત્યાદિનું કારણ નીચેપ્રમાણે છે. આચાર્યે એક અંગુલની પલભા માની છે, ને તેના ચરપરથી એ પ્રમાણ ઉપરનાં સિદ્ધાંતનાં પ્રમાણને ઘણે ભાગે મળતું આવે એવું બાંધેલું છે. એ પ્રમાણુંજ તેની પ્રતીતિ છે તો તેવિષે વધારે બારીકીથી લખવું વ્યર્થ છે; એવું ધારી અમે લંબાણ કરતા નથી. ભાજ્યને હરથી ભાગવાથી **અભીષ્ટ** કર્ણ થાયછે, એ વાત સિદ્ધ છે. શંકુ કોટિ, કર્ણ એ કર્ણ થાય તો તે પરથી ત્રિકોણમિતિના નિયમાનુસાર કર્ણના વર્ગમાંથી કોટિનો વર્ગ બાદ કરવામાં આવે તો ભુજ જે છાયા છે તેનો વર્ગ આવે. એ છાયાના વર્ગનું વર્ગમૂળ તે ઇષ્ટ વખતે દ્વાદશ અંગુલના શંકૂની છાયા થાય છે.

## ઉદાહરણ.

આપણી ઈષ્ટ પલભા ૫–૪૫ છે તેને ૧૦ થી ગુણ્યા તો ૫૭–૩૦ આવ્યા તેથી ચરપળ ૯૩ ને ભાગ દીધો તો ૧–૩૭ આવ્યા. તેનો વર્ગ કર્યો તો ૨–૩૬ થયા તેને ૨ થી ગુણ્યા તો ૫–૧૨ થયા. એ ૫–૧૨ માં તેનો પંચમાંશ ૧–૨ ઉમેર્યો તો ૬–૧૪ થયા. તેમાં ૧૧૪ ઉમેર્યા તો ભાજ્ય ૧૨૦–૧૪ આવ્યો. તેને અભિમત હર જે ૮–૨૦ આવેલ છે તેથી ભાગ આપ્યો તો અંગુલાદિ ઈષ્ટ કર્ણ ૧૪–૨૫ આવ્યું. કર્ણના વર્ગ ૨૦૭–૫૦ માંથી કોટિ ૧૨ ના વર્ગ ૧૪૪ ને બાદ કર્યો તો શેષ ૬૩–૫૦ રહ્યા. તેનું વર્ગમૂલ કહાડ્યું તો ૭–૫૯–૨૨ આવ્યું. એ સૂર્યોદય પછી આપણની ઇષ્ટ ઘડી ૧૦ પળ ૩૦ સમયની ઇષ્ટ (દ્વાદશાંગુલ) શંકૂની **છાયા** થઈ.

**कर्णः स्यात्पदमर्कभाकृतियुतेस्तद्भुक्तभाज्यो हरोऽभीष्टस्तत्प-**

लकर्णघातरहितो मध्यो हरो व्याहतः ॥ चेद्वेदाङ्कधराधिकः पृथगतो वेदाङ्कभूनाद्गुणात्स्याद्व्यस्तस्य पदं घटीमुखनतं स्यादर्धनाडीवियुक् ॥ १० ॥

છાયા અને બારના વર્ગના સરવાળાનું વર્ગમૂળ તે ઈષ્ટ કર્ણ થાયછે. તે કર્ણથી ભાજ્યને ભાગ દેવાથી અભીષ્ટ હર થાયછે. અભીષ્ટ હરને પલ કર્ણથી ગુણી મધ્ય હરમાંથી બાદ કરવો ને જે શેષ રહે તેને ૨ થી ગુણવા. એ ગુણાકાર એકસો ચોરાણુથી વધારે હોય તો પૃથક્ માંડી એક સ્થળે તેમાંથી ૧૧૪ બાદ કરવા ને જે શેષ રહે તેનો તૃતીયાંશ લઈ બીજે સ્થળે તેમાં ઉમેરી દેવો.[1] એ રીતે જે આંક આવે તેનું વર્ગમૂલ તે ઘટિકાદિ નત થાયછે. પરંતુ એ નતમાંથી જ્યારે અર્ધઘટી બાદ કરવામાં આવે છે ત્યારે ઈષ્ટ નતની ઘટિ વિગેરે આવે છે.[2] ॥ ૧૦ ॥

## ઉપપત્તિ.

શંકૂની ઈષ્ટ છાયાપરથી ઈષ્ટકાળ જાણવાનો આ વિધિ છે. અગાઉ છાયા લાવવામાં જે વિધિ કહેવામાં આવ્યો છે તેથી આ વિધિ વિલોમ છે એટલે તેનાં કારણો જણાવવાની જરૂર નથી.

## ઉદાહરણ.

બારના વર્ગ ૧૪૪ માં છાયાનો વર્ગ ૬૩-૫૦ ઉમેર્યો તો ૨૦૭-૫૯ આવ્યા. તેનું વર્ગમૂલ તે ઈષ્ટ કર્ણ ૧૪-૨૫ આવ્યું. તેથી ભાજ્ય ૧૨૦-૧૪ ને ભાગ આપ્યો તો **અભીષ્ટ હર** ૮-૨૦-૨૩ આવ્યો. તેને અક્ષ કર્ણ ૧૩-૧૯ થી ગુણ્યા તો ૧૧૧-૩ આવ્યા. તેને મધ્યહર ૧૩૨-૩૬ માંથી બાદ કર્યા તો શેષ ૨૧-૩૩ રહ્યા. તેને ૨ થી ગુણ્યા તો ૪૩-૬ આવ્યા; તેનું વર્ગમૂલ કહાડયું તો ૬-૩૩ આવ્યા. તેમાંથી અર્ધ ઘટિ બાદ કરી તો અભીષ્ટ નત ઘટી ૬-૩ આવ્યો.

चत्वारिंशदशीतिरद्रिकुभुवः कक्षेन्दवो भूधृती षट्खाक्षीणि

---

[1] જો તે ૧૯૪ થી વધારે ન હોય તો એમ કરવાની કશી જરૂરી નથી, તે ગુણાકારનું વર્ગમૂલજ નત થાયછે.

[2] જો સૂર્ય પૂર્વકપાલમાં હોય તો પૂર્વ નત અને પશ્ચિમ કપાલમાં હોય તો પશ્ચિમ નત જાણવો.

**जिनाश्विनोंगविकृती खाब्ध्यश्विनः सायनात् ॥ खेटाद्दोर्लवदिग्लवप्रमगतोङ्कोसौ तदूनागताच्छेषघ्नाद्दशलब्धियुक् दशहृतोंशाद्योऽपमः स्यात् स्वदिक् ॥ ११ ॥**

( ભુજના પ્રતિ દશ દશ અંશનાં ) ક્રાન્તિ ખંડક ક્રમે ૪૦–૮૦, ૧૧૭, ૧૫૧, ૧૮૧, ૨૦૬, ૨૨૪, ૨૩૬, ને ૨૪૦ છે. સાયન ગ્રહના ભુજના અંશ કરી તેને દશથી ભાગ દેવો, ભાગતાં જેટલા પૂર્ણાંક આવે તેટલામું ક્રાન્તિ ખંડક ગત જાણવું ને તેના પાછળનું એષ્ય ખંડક જાણવું. દશથી ભાગતાં શેષ રહેલ અંશાદિને ગત તથા એષ્ય ખંડકના તફાવતથી ગુણી દશથી ભાગતાં જે અંશાદિ ફળ આવે તેને ગત ખંડકમાં ઉમેરવું. બાદ તેને દશથી ભાગ દેવાથી સાયન ગ્રહના ગોળની દિશાની અંશાદિ ક્રાન્તિ થાય છે. ॥ ૧૧ ॥

## ઉપપત્તિ.

ગ્રહનો ફરવાનો માર્ગ વિષૂવવૃત્તની સાથે જે ખૂણો કરતો હોય તે ક્રાન્તિ કહેવાય છે. મેષથી તે કન્યા સૂધી ગ્રહ વિષૂવવૃત્તથી ઉત્તર તરફ અને તુલથી તે મીન સૂધી દક્ષિણ તરફ રહેછે તેથી તે ક્રાન્તિ ઉત્તર તથા દક્ષિણ તરફની કહેવાય છે. પરમ ક્રાન્તિ આચાર્યે અંશ ૨૪ ની માની છે[1] અને ચંદ્રાદિ ગ્રહની તેમના શરનાં કારણને લીધે તેથી પણ વધારે માનવામાં આવી છે. શર સાધવાની રીતિ અલગ બતાવવામાં આવી છે ને તે સ્પષ્ટ ક્રાન્તિ તથા આએ સાધારણ ક્રાન્તિ કહેવાય છે, તેથી અહીં ફક્ત ક્રાન્તિમાટેજ આપણે બોલીશું. મેષ અને તુલનાં આરંભમાં ગ્રહનો ફરવાનો માર્ગ તથા વિષૂવવૃત્ત એક જગોપર હોય છે તેથી ત્યારે ક્રાન્તિનો અભાવ હોય છે, મેષથી કર્ક પર્યંત ગ્રહ વિષૂવવૃત્તથી ઉત્તર તરફ હઠતો ચાલ્યો જતો દેખાય છે ને ત્યાર પછી કર્કથી તુલ સૂધી પાછો વિષૂવવૃત્ત નજદીક આવતો જણાય છે તેજ મુજબ તુલથી વિષૂવવૃત્તથી દક્ષિણ તરફ હઠતો ને મકરથી મીન સૂધી દક્ષિણમાંથી વિષૂવવૃત્ત તરફ પાછો આવતો જણાય છે. એ પરથી ક્રાન્તિની વધ ઘટ રાશિના ચક્રના ભુજનાં પ્રમાણમાં થાય છે. ને તેને લીધે તે તેના સાયન ભુજપરથી કહાડવાનું કહેવામાં આવેલ છે. ક્રાન્તિ વિગેરે સાયન ગ્રહની સ્થિતિપરથી નક્કી કરવામાં આવતાં હોવાથી સાયન ગ્રહપરથીજ ક-

---

૧ હાલમાં સૂક્ષ્મ વેધથી પરમક્રાન્તિ ૨૩ અંશ અને ૨૭ કળાની નક્કી કરવામાં આવી છે.

રાવાં જોઈએ. સાયન ગ્રહ શિવાય તેમની સિદ્ધિ નથી કેમકે વિષૂવવૃત્ત તથા ક્રાન્તિવૃત્તનાં સંપાત સ્થળથી મેષ રાશિ ગણાય છે ને તે સાયન મેષનાં નામથી ઓળખાય છે. માટે ક્રાન્તિ લગ્ન, પાત, વિગેરે સર્વે ગ્રહને સાયન કરી કહાડવાં આવશ્યક છે. આચાર્યે ભુજના પ્રતિ પંદર અંશની ક્રાન્તિ વરતી તૈયાર કરી તેને દશથી ગુણી આ ગ્રંથમાં ક્રાન્તિ ખંડક તરીકે આપણને ઓળખાવી છે. સાધારણ રીતે સાયન ગ્રહના ભુજની જ્યાને પરમક્રાન્તિ જ્યાથી ગુણી ત્રિજ્યાથી ભાગ આપી આવેલ ક્રાન્તિ જ્યાનું ધનુઃ કરવાથી ક્રાન્તિ થાય છે. એ રીતિ પ્રમાણે ઉપરનાં ક્રાન્તિ ખંડક તૈયાર કરવામાં આવ્યાં છે. દાખલા તરિકે ધારો કે આપણો ભુજ ૯૦–૦–૦ અંશ આવેલ છે તેની ક્રાન્તિ કેટલી થશે? તે આપણે જાણવું છે, તો તે માટે આપણે ૯૦ અંશની જ્યા કરશું તો બૃહજ્યાના પક્ષમાં ૩૪૩૮ આવશે, ને તેને ૧૩૯૭ થી ગુણી ત્રિજ્યા ૩૪૩૮ થી ભાગ દેશું તો ક્રાન્તિ જ્યા ૧૩૯૭ આવશે એ જ્યાનું ધનુઃ અંશ ૨૪ થશે. તેને ૧૦ થી ગુણીશું તો ૨૪૦ આવશે. એ આપણા આ ગ્રંથનું નવમું અર્થાત્ નેવું અંશનું ક્રાન્તિ ખંડક તૈયાર થયું. એજ મુજબ બીજા પણ સાંધી જોવાથી વાંચનારની ખાતરી થશે. દશ અંશ ઉપરના જેટલા અંશ ગયેલા હોય તેનું ફળ સાથે ગણવા માટે આચાર્યે ગતૈષ્યના તફાવતથી શેષને ગુણી તેનો દશાંશ ગતાંકમાં ઉમેરવાનું કહેલ છે. એ ખંડક દશ ગુણીત ક્રાન્તિ બરોબર છે માટે તેને દશથી ભાગ દેવાથી ક્રાન્તિ થાય છે એવું કેહેવામાં આવ્યું છે.

**षड्षडिषूदधिद्विकुभिरर्धैः खेटभुजांशदिनांशमितैक्यं ॥**
**शेषहतैष्यदिनांशयुतं वांशाद्यपमः सुखसंव्यवहृत्यै ॥ १२ ॥**

(સાયન ગ્રહના ભુજના) પ્રતિ પંદર પંદર અંશનાં ક્રાન્તિ ખંડક ક્રમે ૬, ૬, ૫, ૪, ૨ અને ૧ છે; સાયન ભુજના અંશને ૧૫ થી ભાગવાથી જેટલા પૂર્ણાંક આવે તેટલા ખંડકના સરવાળામાં આગળના ખંડક ને ભુજાંશને પંદરથી ભાગતાં શેષ રહેલ અંશથી ગુણી પંદરથી ભાગતાં જે અંશાદિ ફળ આવે તે ઉમેરેવાથી અલ્પાયાસે વ્યવહાર યોગ્ય અંશાદિ ક્રાંતિ થાયછે. ॥૧૨॥

## ઉપપત્તિ.

આમાં પંદર પંદર અંશનું એક એક અંશાદિ ક્રાન્તિ ખંડક સાંધેલું છે. પંદર અંશમાં એક ખંડકતુલ્ય ક્રાન્તિ ઇષ્ટ તો ભુજાંશના અંશની કેટલી ક્રાન્તિ

થાય એ શોધવામાટે ભુજાંશને પંદરથી ભાગવાનું ને ગતખંડકનો યોગ કરવાનું કહેવાયું છે. પંદર અંશના વિભાગ ઉપરાંત ભુજના જેટલા અંશ હોય તેમાં કેટલી ક્રાન્તિ ગઈ તે જાણવા માટે તેને અનાગત ખંડકથી ગુણી પંદરથી ભાગવાનું કહેલ છે. પંદર અંશમાં અનાગત ખંડક જેટલો ક્રાન્તિમાં વધારો થાય તો ઈષ્ટ અંશોમાં કેટલો વધારો થશે. એ ત્રિરાશિજ તેમાં કરવામાં આવી છે. આ ક્રાન્તિ વ્યવહાર યોગ્ય છે માટે સ્પષ્ટ ગણિતની જ્યાં જરૂર હોય ત્યાં લેવી નહીં.

## ઉદાહરણ.

આપણાં ઉદાહરણમાં સ્પષ્ટ સૂર્ય ૧–૫–૫૨–૪૧ આવ્યો છે તેમાં અયનાંશ ૧૮–૧૦–૦ ઉમેરી સાયન કર્યાં તો સાયન સૂર્ય ૧–૨૪–૨–૪૧ આવ્યો. તેનો ભુજ ૧–૨૪–૨–૪૧ થયો તેના અંશ કર્યા તો ૫૪–૨–૪૧ આવ્યા. ભુજાંશને ૧૦ થી ભાગ્યા તો લબ્ધ ૫ આવ્યા માટે પાંચમું ક્રાન્તિ ખંડક ૧૮૧નું ગત થયું અને ૨૯૬નું એષ્ય આવ્યું. તેમના વચ્ચે તફાવત ૨૫ નો છે તેથી ભુજાંશને દશથી ભાગતાં શેષ રહેલ અંશાદિ ૪–૨–૪૧ ને ગુણી ૧૦ થી ભાગ આપ્યો તો ૧૦–૬–૪૨ આવ્યા. તેને ગતાંક ૧૮૧ માં ઉમેર્યા તો ૧૯૧–૬–૪૨ આવ્યા. તેને દશથી ભાગ દીધો તો અંશાદિ ક્રાન્તિ ૧૯–૬–૪૦ આવી.

લઘુ ખંડક પ્રમાણે ભુજાંશ ૫૪–૨–૪૧ ને ૧૫ થી ભાગ્યા તો લબ્ધ ૩ આવ્યા અને શેષ ૯–૨–૪૧ રહ્યા. ત્રણ લબ્ધ આવ્યા માટે ત્રણ ખંડક ૬–૬–૫ નાં ગત થયાં. ને ૪ નું એષ્ય થયું. એ એષ્ય ખંડકથી શેષાંશાદિ ૯–૨–૪૧ ને ગુણ્યા તો ૩૬–૧૦–૪૪ આવ્યા તેને ૧૫ થી ભાગ આપ્યો તો ૨–૨૪–૪૩ આવ્યા, એને ગત ખંડકોના સરવાળા ૧૭ માં ઉમેર્યા તો **વ્યવહાર યોગ્ય અંશાદિ ક્રાન્તિ** ૧૯–૨૪–૪૩ આવી.

**ततो दलानि शोधयेत् तिथिघ्नशेषमैष्यहृत् ॥**
**तिथिघ्नशुद्धसंख्यया युतं भवंति दोर्लवाः ॥ १३ ॥**

(લઘુ ખંડકપરથી લાવવામાં આવેલ અંશાદિ ક્રાન્તિ કેટલા ભુજાંશની ક્રાન્તિ છે તે જાણવું હોય તો) ક્રાન્તિમાં ઉત્તરોત્તર ક્રમવાર જેટલાં લઘુ ખંડક શોધી શકાય તેટલાં શોધવાં, જે નહીં શોધાય તેથી શેષને પંદરથી ગુણી ભાગ દેવો ભાગતાં જે અંશાદિ ફળ આવે તેમાં જેટલાં ખંડક શોધાણાં હોય તે સંખ્યાને ૧૫ થી ગુણી તેમાં ઉમેરવાથી ઈષ્ટ ભુજના અંશ થાયછે.

## ઉપપત્તિ.

લઘુ ખંડકપરથી ક્રાન્તિ લાવવાના વિધિથી આ વિધિ વિલોમ છે એટલે તેની ઉપપત્તિ કહેવાની જરૂર નથી.

## ઉદાહરણ.

લઘુ ખંડકપ્રમાણે ક્રાન્તિ ૧૯-૨૪-૪૩ આવી છે તેમાંથી પ્રથમનો ત્રણ ખંડકનો સરવાળો ૧૭ બાદ કર્યો તો શેષ ૨-૨૪-૪૩ રહ્યા. તેને ૧૫ થી ગુણી એષ્ય ખંડક ૪ થી ભાગ દીધો તો અંશાદિ ૯-૨-૪૧ આવ્યા તેમાં ગતખંડક સંખ્યા ૩ ને ૧૫ થી ગુણતાં આવેલા આંક ૪૫ ઉમેર્યા તો ઈષ્ટ ભુજાંશ ૫૪-૨-૪૧ થયા.

**द्युदलतिथिवियोगस्तद्विनाड्यश्चरं स्यादथ निजगजभागोपेत-मक्षभाप्तं ॥ दिनकृदपमभागास्तत्त्वलिप्तायुताः स्युर्द्युदलक-शपृथुत्वे ते क्रमाद्याम्यसौम्याः ॥ १४ ॥**

દિનાર્ધ અને પંદર ઘટીનો તફાવત ચર થાય છે. તે ચર ફળનાં પળને પોતાના અષ્ટમાંશયુક્ત કરી અક્ષભાથી ભાગવાથી જે અંશાદિ ફળ આવે તેમાં ૨૫ કલા ઉમેરવાથી સૂર્યની અંશાદિ ક્રાન્તિ થાયછે. દિનાર્ધ પંદર ઘટીથી વધારે હોય તો ઉત્તરક્રાન્તિ તથા ઓછું હોય તો દક્ષિણક્રાન્તિ થાયછે ॥ ૧૪ ॥

## ઉપપત્તિ.

દિનાર્ધ અને પંદર ઘટીના તફાવતનાં પળ કરીએ ત્યારે ચરપળ થાયછે. તેને પાંચથી ભાગવાથી ચરજ્યા આવેછે એ આપણે પહેલાં કહી ગયા છીએ એ પરથી કુજ્યા લાવવા માટે આચાર્યે ત્રિરાશિ કરાવી છે કે ત્રિજ્યા વૃત્તમાં આ ચરજ્યા તો દ્યુજ્યા વૃત્તમાં કેટલી ચરજ્યા? જે ફળ મળેછે તે કુજ્યા થાયછે. અહિંઆં દ્યુજ્યા સ્થૂલ છે માટે આચાર્યે ૧૧૨$\frac{1}{2}$ માની લીધેલ છે, ને તેના પરથી ક્રાન્તિ કરાવેલ છે. પલભા જેટલો ભુજ હોય તો કુજ્યા કોટિ થાય તો કુજ્યા ભુજ હોય તો કેટલી કોટિ થશે? જે જવાબ મળશે તે ક્રાન્તિ જ્યા થશે. એ રીતે જે જ્યાત્મક ક્રાન્તિ આવે તેનું ધનુઃ કરવા માટે ૨ હર સ્થૂલ છે છતાં અંગિકાર કરેલ છે. ઉપર કહ્યાપ્રમાણે ચરપળનો ગુણક ૧૩૫૦ ને હર ૧૨૦૦ નો થશે. આ ગુણક તથા હર $\frac{9}{8}$ ની બરોબર છે જેથી આચાર્યવરે ચરપળને પોતાના અષ્ટમાંશયુક્ત કરવાનું કહેલું છે. ઉપરના પ્રમાણે આવતાં ફળમાં પ્રલભા હર હોવાથી તેથી ભાગવાથી સ્થૂલ

ક્રાન્તિ થાયછે. તેમાં પચીશ કલા ઉમેરવાથી આ ક્રાન્તિની નજદીક નજદીક એ સ્પષ્ટ ક્રાન્તિ થતી હોવાથી તેમ કરવાનું કહેલું છે. દિનાર્ધ ઉત્તર ગોળમાં પંદરમાં ઉમેરવામાં આવેછે ને ત્યાંલગણુ તે સાધરણુ રીતે પંદરથી વધારે હોયછે એટલે તે પરથી સૂર્ય ઉત્તર ગોળમાં છે એવું જણાઈ આવેછે જેથી તે-પરથી મળેલી સ્થૂલ ક્રાન્તિ ઉત્તરે ને દક્ષિણ ગોળમાંના દિનાર્ધપરથી આ-વતી ક્રાન્તિ દક્ષિણે થાયછે એવું આચાર્યે કહેલ છે.

## ઉદાહરણ.

દિનમાન ૧૬–૩૩ આવેલ છે તેમાંથી ૧૫ બાદ કર્યાં તો શેષ ૧–૩૩ રહ્યા તેનાં પળ કર્યા તો ૯૩ થયાં. તેમાં તેનો અષ્ટમાંશ ૧૧–૩૭–૩૦ ઉમેર્યો તો ૧૦૪–૩૭–૩૦ આવ્યા તેને અક્ષભા ૫–૪૫ થી ભાગ આપ્યો તો અંશાદિ ફળ ૧૮–૧૧–૪૪ આવ્યું. તેમાં પચીશ કલા ઉમેરી તો ક્રાન્તિ અંશાદિ ૧૮–૩૬–૪૪ આવી. દિનાર્ધ પંદરથી વધારે છે માટે આ ક્રાન્તિ ઉત્તરદિશા તરફની થઈ.

**क्रान्त्यक्षजसंस्कृतिर्नतांशास्तद्धीना नवतिः स्युरुन्नतांशाः ॥**
**दिनमध्यभवास्ततोपि ये स्युः क्रांत्यंशा लघुखण्डकैः पराख्यः ॥१५॥**

ક્રાન્તિ અને અક્ષાંશનો સંસ્કાર[1] કરવાથી **નતાંશ** થાય છે. નતાંશને ૯૦ અંશમાંથી બાદ કરવાથી દિનાર્ધ સમયના **ઉન્નતાંશ** થાય છે.[2] અને ઉન્નતાંશની લઘુખંડકપરથી ક્રાન્તિ લાવવાની રીતિએ જે ક્રાન્તિ આવે તેને **પરાખ્ય** કહે છે.[3] ॥ ૧૫ ॥

## ઉપપત્તિ.

ખસ્વસ્તિકથી યામ્યોત્તર વૃત્તપર, મધ્યાન્હકાળે સૂર્ય જેટલો નમેલો હોય તેટલા નતાંશ કહેવામાં આવે છે અને તેજ વૃત્ત મધ્યાન્હ વખતે ક્ષિતિજ અને સૂર્યનું યામ્યોત્તર વૃત્તપરનું જે અંતર હોય તે ઉન્નતાંશ કહેવાય છે. એ નતાંશ તથા ઉન્નતાંશ અગાઉ કાળસાધન માટે કહેવામાં આવેલા નત તથા ઉન્નતથી જુદી રીતના છે માટે તેમાં તેનો ઉપયોગ નહી કરવો. તે પૂર્વાપરના છે અને આ

---

૧ અક્ષાંશ અને ક્રાન્તિ એક દિશામાં હોય તો તેમનો સરવાળો કરવો અને ભિન્ન દિશામાં હોય તો તેમની બાદબાકી કરવી, એ તેમનો સંસ્કાર થયો એવું કહેવાય છે. જે વધારે હોય તેની દિશામાં આ નતાંશ આવેછે.

૨ જે નતાંશની દિશા હોય તેજ ઉન્નતાંશની દિશા જાણવી.

૩ આ ઉન્નતાંશ તથા નતાંશ યંત્રના છે, ને આ પ્રમાણે ફક્ત દિનાર્ધ વખતે થાય છે.

યામ્યોત્તરના છે એજ તેમનો તફાવત છે. વિષુવવૃત્તપર જે ક્રાન્તિના અંશાદિ હોય તે મધ્યાન્હ વખતે નતાંશ અને તેને ૯૦ માંથી બાદ કરતાં જે શેષ રહે તે ઉન્નતાંશ કહેવાય છે. જેમ જેમ મનુષ્ય ઉત્તર અથવા દક્ષિણ તરફ ત્યાંથી આગળ ચાલતો જાય છે તેમ તેમ તે રૂક્ષમંડળ તેને તેથી વિલોમ દિશામાં નમેલું જણાતું જશે. ક્રાન્તિ દક્ષિણમાં હોય ને મનુષ્ય ઉત્તરમાં ચાલતો હોય અર્થાત્ મનુષ્યનો દેશ ઉત્તરમાં હોય તો તેનાં અક્ષાંશતુલ્ય વધારે તેના મધ્યાન્હ સમયે નતાંશ આવશે ને ઉત્તર ક્રાન્તિ હશે તો તે ક્રાન્તિ તથા અક્ષાંશના તફાવતતુલ્ય સૂર્યના નતાંશ દેખાશે; તે માટે ક્રાન્તિ અને અક્ષાંશનો સંસ્કાર કરવાથી નતાંશ થાયછે એવું કહેલું છે. નતાંશ વૃત્તના ચતુર્થાંશ ૯૦ અંશનો એક ભાગ છે ને તે નેવુંના બાકીના કેટલા અંશ છે તે જાણવામાટે તેને ૯૦ માંથી બાદ કરવાનું કહેલું છે. સિદ્ધાંતમાં ઉન્નતાંશ તથા નતાંશ મધ્યાન્હ સમયનું ઈષ્ટછાયા કર્ણ શોધવામાટે બનાવવામાં આવે છે. અહિઆં આચાર્યે એ ઉન્નતાંશની જ્યા કરવામાટે તેની પરમ જ્યા ૨૪ ની માની લઘુ ખંડકની ક્રાન્તિનો યોગ પણ ૨૪ થતો હોવાથી તથા સ્વલ્પ અંતર પડતો હોવાથી લઘુખંડકપરથી એ અંશોની ક્રાન્તિ કરીને તે ઉન્નતાંશ જ્યાને પરાખ્યનું નામ આપેલું છે.

### ઉદાહરણ.

અક્ષાંશ ૨૫–૨૬–૪૨ દક્ષિણના છે, અને ક્રાન્તિ ૧૯–૬–૪૦ ઉત્તરની છે, બન્ને ભિન્ન દિશિના છે માટે તેમનો તફાવત ૬–૨૦–૨ દક્ષિણ નતાંશ થયા. તેને ૯૦ માંથી બાદ કર્યા તો ઉન્નતાંશ ૮૩–૩૯–૫૮ આવ્યા. તેની લઘુખંડકપરથી ક્રાન્તિ કરી તો અંશાદિ ૨૩–૩૪–૩૯ આવી. આ **પરાખ્ય** થયો.

**नवतिगुणितमिष्टमुन्नतं द्युदलहृतं फलभागतोपमः ॥**
**कथितपरगुणस्तदुद्धृता रविनवषड्श्रवणोथवा भवेत् ॥ १६ ॥**

અથવા[1] ઈષ્ટ ઉન્નતને ૯૦ થી ગુણી દિનાર્ધથી ભાગ દેવાથી જે અંશાદિ ફળ આવે તેની ક્રાન્તિને કથિત પરાખ્યથી ગુણતાં જે ફળ આવે તેથી ૬૯૧૨ ને ભાગવાથી કર્ણ થાય છે. ॥ ૧૬ ॥

---

૧ ઉન્નતાંશની ઘટીપરથી કર્ણ લાવવાનો આ બીજો વિધિ છે. ક્રાન્તિ તેમાં પણ લઘુખંડકપરથીજ કરવી.

## ઉપપત્તિ.

ઉન્નતની ઘટીના અંશ કરવામાટે આ ત્રિરાશિ કરી છે. દિનાર્ધના ૯૦ અંશ તો ઈષ્ટ ઉન્નતના કેટલા અંશ? એ જે અંશ આવે તેની જ્યા કરવામાટે તેની ક્રાન્તિ કરવાનું કહેલું છે. પરસંજ્ઞિક નતાંશ જ્યા કોટિ ક્ષેત્રમાં ત્રિજ્યા ૨૪ કર્ણ થાય છે; ત્યારે બારની કોટિ જે ક્ષેત્રમાં છે તેમાં કેટલું હશે? એ પ્રમાણે અહીં ૧૨×૨૪ ભાજ્ય અને પરાખ્ય હર થાય છે. એ પરથી ઈષ્ટકર્ણ લાવવામાટે ઉન્નતની ઘટિ જ્યાએ ૨૪ કર્ણ આવે તો ઈષ્ટ ઉન્નતાંશની ઘટી જ્યાએ કેટલું કર્ણ આવશે. તે રીતે ત્રિરાશિ કરવાની છે તેમાં આ $\frac{૧૨×૨૪}{પરાખ્ય}×\frac{૨૪}{ઉન્નતઘ.જ્યા}$ પ્રમાણ ઉત્પન્ન થાય છે તે $\frac{૧૨×૨૪×૧૨}{ઉન્નતઘટિજ્યા×પરાખ્ય}$ ની બરોબર આવેછે. જે પરથી ઉન્નતાંશની જ્યાને એટલે ક્રાન્તિથી પરાખ્યને ગુણી ૬૯૧૨ ને ભાગવાથી ઈષ્ટ ઉન્નતાંશનું કર્ણ આવે છે એવું આચાર્યે કહેલ છે.

## ઉદાહરણ.

આપણો ઈષ્ટ ઉન્નત ૧૦–૩૦ છે તેને ૯૦ થી ગુણી દિનાર્ધ ૧૬–૩૩ થી ભાગ દીધો તો ૫૭–૫–૫૮ નતાંશ આવ્યા. એ નતાંશની લઘુખંડકની ક્રાન્તિ ૨૦–૧૩–૩૫ આવી. તેને અગાઉ આવેલા પરાખ્ય ૨૩–૩૪–૩૯ થી ગુણ્યા તો ૪૭૬–૫૩–૧૫ આવ્યા. તેથી ૬૯૧૨ ને ભાગ આપ્યો તો અંગુલાદિ કર્ણ ૧૪–૨૯ આવ્યું.

**तरणिनवरसाः श्रवोद्धृताः परविहृता अपमो भवेत्ततः ॥**
**दिनदलगुणिता भुजांशका नवतिहृता अथवेष्टमुन्नतं ॥ १७ ॥**

૬૯૧૨ ને કર્ણથી ભાગ દેવાથી જે ફળ આવે તેને પરાખ્યથી ભાગ દેવાથી જે અંશાદિ ફળ આવે તે ક્રાન્તિ થાય છે. ક્રાન્તિપરથી વિલોમ વિધિએ ભુજાંશ લાવી તેને દિનાર્ધથી ગુણી ૯૦ થી ભાગ દેવાથી ઈષ્ટ ઉન્નત થાયછે. ॥૧૭॥

## ઉદાહરણ.

૬૯૧૨ ને કર્ણ ૧૪–૨૯ થી ભાગ્યા તો ૪૭૬–૫૩–૧૨ આવ્યા. તેને પરાખ્ય ૨૩–૩૪–૩૯ થી ભાગ આપ્યો તો ક્રાન્તિ ૨૩–૩૪–૩૯ આવી. તે પરથી ભુજાંશ ૨૦–૧૩–૩૫ આવ્યા. તેને ૧૬–૩૩ થી ગુણી ૯૦ થી ભાગ આપ્યો તો ઉન્નત ઘટિ ૧૦ પળ ૩૦ આવ્યો.

**अभिमतयंत्रलवास्ततोपमोसौ जिननिघ्नः परहृत्ततो भुजांशाः ॥**
**द्युदलघ्नाः खनवोद्धृताः कपाले प्राक्पश्चाद्धटिकाः क्रमाद्गतैष्याः १८**

યંત્રના વેધથી સૂર્યના જે ઉન્નતાંશ આવેલા હોય તેની ક્રાન્તિને, ૨૪ થી ગુણી, પરાખ્યથી ભાગવાથી જે અંશાદિ ફળ આવે તેને ક્રાન્તિ ગણી તે પરથી જે ભુજાંશ આવે તેને દિનાર્ધથી ગુણી, ૯૦ થી ભાગવાથી પૂર્વ કપાલે દિનગતની અને પશ્ચિમ કપાલે દિનશેષની ઈષ્ટ ઘટી આવે છે. ॥ ૧૮ ॥

## ઉપપત્તિ.

યંત્રાંશની ક્રાન્તિ પરાખ્ય વ્યાસાર્ધની છે. તે પરથી ત્રિજ્યા વ્યાસાર્ધની લાવવામાટે પરાખ્ય તુલ્ય વ્યાસાર્ધ યંત્રોન્નત ક્રાન્તિ તો ત્રિજ્યા વ્યાસાર્ધમાં કેટલી ક્રાન્તિ એ જાણવામાટે ક્રાન્તિને ૨૪ થી ગુણી પરાખ્યથી ભાગવાનું કહેલું છે. તેનું ધનુઃ કરવામાટે તેના અંશ કરવાનું કહેલ છે; એ અંશપરથી ૯૦ અંશમાં દિનમાનતુલ્ય ઘટી આવે તો ઈષ્ટ અંશમાં કેટલી ઘટી આવશે એ જાણવામાટે એ અંશને દિનાર્ધથી ગુણી ૯૦ થી ભાગ દેવાનું કહેલું છે.

**खाङ्कघ्नोन्नतघटिका दिनार्द्धभक्ता भागाः स्युस्तदपमजांशकाः परघ्नाः ॥ सिद्धाप्ता निगदितवत्ततो भुजांशास्तत्काले स्युरिति च यंत्रजोन्नतांशाः ॥ १९ ॥**

ઉન્નતની ઘટિકાને ૯૦ થી ગુણી દિનાર્ધથી ભાગવાથી જે અંશાદિફળ આવે તેની ક્રાન્તિ કરવી. બાદ તે ક્રાન્તિને પરાખ્યથી ગુણી ૨૪ થી ભાગ દેવો; ભાગતાં જે અંશાદિફળ આવે તેને ક્રાન્તિ ગણી તેપરથી વિલોમ વિધિએ જે ભુજાંશ થાય તે ઇષ્ટ કાળના યંત્રના ઉન્નતાંશ થાયછે. ॥ ૧૯ ॥

## ઉપપત્તિ.

ઉપરના શ્લોકથી આનો ગણિતક્રમ વિલોમ હોવાથી વિલોમ સમજી લેવી.

## ઉદાહરણ.

ઇષ્ટ ઘટિકા ૧૦–૩૦ ને ગુણ્યા ૯૦ થી તો ૯૪૫–૦ આવ્યા. તેને દિનાર્ધ ૧૬–૩૩થી ભાગ્યા તો ૫૭–૫–૫૮ આવ્યા. તેની ક્રાન્તિ વરતી તો ૨૦–૧૩–૩૫ આવી. પરાખ્ય ૨૩–૩૪–૩૯ થી તેને ગુણ્યા તો ૪૭૬–૫૩–૧૫ આવ્યા. તેને ૨૪ થી ભાગ આપ્યો તો ૧૯–૫૨–૧૩ આવ્યા. તેપરથી વિલોમ વિધિએ ક્રાન્તિ ભુજ અંશાદિ ૫૫–૪૫–૪૮ આવ્યો. એ ઈષ્ટ યંત્રોન્નતાંશ થયા.

**यंत्रलवोत्थक्रांतिलवाप्ता वस्विभदस्राः २८८ स्यादिह कर्णः ॥**
**कर्णहृवास्ते स्यादपमोतो बाहुलवाः स्युर्यंत्रलवा वा ॥ २० ॥**

યંત્રોન્નતાંશની ક્રાન્તિથી ૨૮૮ ને ભાગવાથી ઈષ્ટ કર્ણ થાયછે, તે કર્ણથી ૨૮૮ ને ભાગતાં જે અંશાદિ ક્રાન્તિ આવે તેનો ભુજ તે યંત્રોન્નતાંશ થાયછે॥૨૦॥

## ઉપપત્તિ.

ઓછામાં ઓછું ૧૨ નું ઈષ્ટ કર્ણ માની આચાર્યે પરમ ક્રાન્તિના અંશ ૨૪ ને ગુણ્યા છે; ને તે ગુણાકાર ૨૮૮ ને આપણને ભાજ્ય તરિકે ઓળખાવ્યો છે. એ ભાજ્યને પરમ ક્રાન્તિથી ભાગવાથી પરમાલ્પ ઈષ્ટ કર્ણ જેમ આવેછે તેમ ઈષ્ટ ક્રાન્તિથી ભાગવાથી ઈષ્ટ કર્ણ આવેજ એ વાત નિસંદેહ છે; એ માટે યંત્રોન્નતાંશની ક્રાન્તિથી ૨૮૮ ને ભાગવાનું કહેલ છે; બીજો વિધિ તેથી ઉલટો છે એટલે તેનાવિષે વધારે કહેવા અગત્ય નથી.

## ઉદાહરણ.

**યંત્રોન્નતાંશ** ૫૫–૪૫–૪૮ આવ્યા છે તેની ક્રાન્તિ ૧૯–૫૨–૧૩ થી ૨૮૮ ને ભાગ દીધો તો અંગુલાદિ ઈષ્ટ કર્ણ ૧૪–૨૯ આવ્યું. એ કર્ણથી ૨૮૮ ને ભાગ દીધો તો ક્રાન્તિ ૧૯–૫૨–૧૩ આવી ને તેનાપરથી યંત્રોન્નતાંશ ૫૫–૪૫–૪૮ આવ્યા.

**वृत्ते समभूगते तु केन्द्रस्थितशङ्कोः क्रमशो विशत्युपैति ॥**
**छायाग्रमिहापरा च पूर्वा ताभ्यां सिध्यति मेरुदिक् च याम्या २१**

સમાન જમીનપર દોરેલાં વૃત્તના મધ્યભાગમાં મૂકવામાં આવેલા શંકુની છાયાનો અગ્રભાગ જ્યાંથી પ્રવેશ કરે ને જ્યાંથી નીકળે તે બિંદુઓ ક્રમે પશ્ચિમ તથા પૂર્વ દિશાદર્શક થાયછે; ને તેમનાપર (લંબ નાખવા) થી ઉત્તર તથા દક્ષિણ દિશા જાણી શકાય છે.[1] ॥ ૨૧ ॥

## ઉપપત્તિ.

આ પ્રાચીન સાધનની રીતિ છે. ને તે પ્રમાણે કઈ પૂર્વ તથા કઈ પશ્ચિમ દિશા છે તે આપણે સ્પષ્ટપણે જાણી શકીએ છીએ. જે સ્થાનમાં સૂર્ય હોય છે તેના રૂજુનો જે માર્ગ છે તે પૂર્વાપર સૂત્ર કહેવાય છે. મધ્યોધ્યાસ્ત સૂત્રોનું જે અંતર છે તે જ્યારૂપે અગ્રા કહેવાય છે. અગ્રાથી શંકુના મૂલપર્યંતના અન્તરને શંકુતલ કહેછે, ને શંકુ તથા અગ્રાના યોગાન્તરને ભુજ

---

૧ જે દિવસ દિનરાત્રિ સમાન હોય તેજ રોજ આ પ્રમાણે પ્રાચીસાધન કરાય. અન્યથા નીચેના શ્લોકમાં આપેલી રીતિ મુજબ કરવું.

કહેછે; એ ભુજ મધ્યસૂત્રથી જેટલો યામ્યોત્તર હોય છે તેટલી પ્રાચી પ્રતીચી દિશા ચલાયમાન થાય છે. ને તે ભુજ યામ્યોત્તર દિશાદર્શક થાયછે.

આ શ્લોકમાં દિક્સાધનની જે રીત આપી છે તે જે દિવસ ગ્રહ નાડી મંડલ ઉપર રહેલ હોય છે તે દિવસજ ફક્ત ઉપયોગી છે. અન્યદિવસે દિક્સાધન માટે ઉપર અમે કહ્યું છે તે પ્રમાણે ભુજ લાવી દિક્સાધન કરવું જોઈએ. ગ્રહ જ્યારે નાડિકામંડલમાં રહેલા હોય છે તે વેળા ચરજ્યા, ક્રાન્તિજ્યા તથા અગ્રાનો અભાવ હોય છે ને તેથી શંકુતલ તુલ્યજ તેનો ભુજ આવે છે. જેથી મધ્ય સૂત્રથી પ્રાચી પ્રતિચીની દિશા ભિન્ન આવતી નથી. તે કારણસર આચાર્યે તે રીતે પ્રાચીસાધન કરવાનું કહેલ છે. સ્પષ્ટ રીતિ નીચેના શ્લોકમાં આપેલ છે.

**घार्कक्रान्तिलवाक्षकर्णनिहतिर्भाकर्णनिघ्नी नभोक्षाग्न्यासा रविदिक्भुजो यमदिशद्विघ्नाक्षभासंस्कृतः ॥ केन्द्रेभोत्थवृत्तौ सपूर्णगुणवज्झाग्रात्प्रदेयो भवेत् याम्योदक्सभुजार्धकेंद्रनिहिता रज्जुस्तु पूर्वापरा ॥ २२ ॥**

અથવા સૂર્યની ક્રાન્તિના અંશાદિ તથા અક્ષકર્ણના ગુણાકારને છાયાકર્ણથી ગુણી ૩૫૦ થી ભાગ દેવાથી સૂર્યની ક્રાંતિ દિશાનો અંગુલાદિ ભુજ થાય છે. એ ભુજ તથા દક્ષિણ દિશાની દ્વિગુણિત પલભાનો[1] સંસ્કાર કરવાથી સ્પષ્ટ ભુજ થાય છે. છાયા તુલ્યકર્ણ ગણી દોરવામાં આવેલાં વૃત્તના મધ્યભાગમાં છાયાના અગ્રભાગમાંથી જ્યાની માફક જે દિશામાં તે ભુજ આવેલા હોય તેમાં તે આપવાથી જે રેષા પડે તે દક્ષિણોત્તર રેખા થાય છે. અને શંકુના (વૃત્તના) મધ્યભાગમાંથી જે સૂત્ર (તેનાપર લંબની માફક પડતું હોય) અર્થાત્ ભુજના મધ્યભાગ સાથે જોડાતું હોય તે પૂર્વાપર રેખા થાય છે. ॥ ૨૨ ॥

## ઉપપત્તિ.

ભુજ તથા પ્રાચીન સાધન સંબંધી સામાન્ય વિવેચન ઉપરના શ્લોકની ઉપપત્તિમાં કહેવાઈ ગયું છે. અહીં હવે ગણિતોત્પત્તિ કહેવાની બાકી છે, તે અમે કહીએ છીએ. આ ભુજ સાધવામાં નીચેના બે ક્ષેત્રોની જરૂર છે. એકમાં કુજ્યા ભુજ, ક્રાંતિજ્યા કોટિ અને અગ્રાકર્ણ છે; ને બીજા ક્ષેત્રમાં પલભા ભુજ, બાર કોટિ અને પલકર્ણ એ કર્ણ છે. એ બન્ને ક્ષેત્રનાં ગણિતપરથી આ ભુજનાં ગણિતની ઉપપત્તિ થાય છે. જ્યારે બાર કોટિ હોય ત્યારે પલકર્ણ તુલ્યકર્ણ આવે તો ક્રાંતિજ્યા જેટલી કોટિ હોય તો કર્ણ કેટલું આવશે? જે

---

૧ સ્વદેશ વિષુવવૃત્તથી દક્ષિણે હોય તો ઉત્તરાક્ષભા સમજી આ ગણિત કરવું.

ફળ આવે તે અગ્રા થાય છે. ને તે પ્રમાણે એથી કંઈક વધારે આંકથી ક્રાંતિને ગુણી વા ક્રાંતિજ્યાને પલકર્ણથી ગુણી બારથી ભાગતાં આવેલ ફળ તુલ્ય છે. ત્રિજ્યાતુલ્ય વ્યાસાર્ધ હોય તો એ અગ્રાતુલ્ય અગ્રા આવે તો કર્ણતુલ્ય વ્યાસાર્ધ હોય તો કેટલી અગ્રા આવશે? તેમાં છાયાકર્ણ ગુણક છે ને ત્રિજ્યા હર છે. એ અગ્રાને સંપૂર્ણ વૃત્તમાં દેવાની હોવાથી આચાર્યે બેવડી કરાવી છે. ઉપરની બે ત્રિરાશિનાં પ્રમાણોથી નીચેનું એક પ્રમાણ આચાર્યે નક્કી કર્યું છેઃ—

$$\frac{૨\frac{૧}{૩૦}\times \text{ક્રાંતિ}\times \text{અક્ષકર્ણ}}{૧૨}=\text{અગ્રા},\ \frac{\text{છાયાકર્ણ}\times \text{અગ્રા વા}}{\text{ત્રિજ્યા}}\frac{(૨\frac{૧}{૩૦}\times \text{ક્રાંતિ}\times \text{અક્ષકર્ણ})\times ૨}{૧૨}=\text{ભુજ}.$$

આમાં આચાર્યે ત્રિજ્યા ૧૨૦ ની માની છે ને તેપરથી ઉપરનું ગણિત કરવાનું કહ્યું છે. ભુજ દ્વિગુણિત લીધો છે માટે પલભાને પણ બમણી કરવાનું કહ્યું છે. ભુજ દ્વિગુણિત છે તેથી ભુજનાપર જે સૂત્ર પડે ને તેને દુભાગે તે પૂર્વાપર થાય છે એવું આચાર્યે કહેલ છે.

## ઉદાહરણ.

ઘટી ૧૦–૩૦ નો સૂર્ય ૧–૫–૫૨–૪૧ આવ્યો છે તે પરથી સ્પષ્ટ ક્રાંતિ કરી તો અંશાદિ ૧૯–૬–૪૦ આવી, તેને અક્ષકર્ણ ૧૩–૧૯ થી ગુણ્યા તો ૨૫૪–૨૯–૪૬ આવ્યા. તેને પાછા છાયાકર્ણ ૧૪–૨૫ થી ગુણ્યા તો ૩૬૬૮–૫૯–૮ આવ્યા. તેને ૩૫૦ થી ભાગ્યા તો અંગુલાદિ ઉત્તર ભુજ ૧૦–૨૮ આવ્યો. અક્ષભા દક્ષિણે ૫–૪૫ છે ને આ ભુજ ૧૦–૨૮ ઉત્તરે છે માટે દ્વિગુણિત અક્ષભા ૧૧–૩૦ માંથી આને બાદ કર્યો તો દક્ષિણ દિશાનો સ્પષ્ટ ભુજ ૧–૨ અંગુલાદિ આવ્યો. એને નીચે જણાવેલાં વૃત્તમાં ગોઠવ્યો તો પ્રાચી अ, પશ્ચિમ व, ઉત્તર क અને દક્ષિણ દિશા ड સિદ્ધ થઈ.

## સમજુતિ.




આ પાસેના ચિત્રમાં अ क ઇષ્ટકાળના શંકુની છાયા છે, व ड ग क એ છાયા अ क ના પ્રમાણમાં દોરેલું વૃત્ત છે. છાયાના અગ્ર ભાગ क માંથી ભુજ क फ ड દક્ષિણ દિશા તરફ આવેલ છે તે આપ્યો છે; તેથી क ઉત્તર દિશાને ड દક્ષિણ દિશા થઈ. એને વૃત્તના મધ્યમાંથી अ फ व લીટીએ છેદન કર્યું છે માટે अ પૂર્વ દિશા અને व પશ્ચિમ દિશા સિદ્ધ થઈ. માપ ઉપરનાં ઉદાહરણ પ્રમાણમાં લીધેલ નથી માટે તેને એટલે તે ઉદાહરણનાં માપને આમાં લાગુ પાડવું નહીં.

**द्युमानखगुणान्तरं शिवगुणं दिनेल्पाधिके ह्यपागुदगथानुदग्भवति यन्त्रभागापमः ॥ वसुद्युभयसंस्कृतिर्नवतियंत्रभागान्तरोद्भवापमहृता ततो भुजलवा दिगंशाः स्मृताः ॥ २३ ॥**

દિનમાન અને ત્રીશના અંતરને અગિઆરથી ગુણી દેતાં જે ફળ આવે તે દિનમાન ત્રીશથી વધારે હોય તો ઉત્તર ફળ અને ઓછું હોય તો દક્ષિણ ફળ કહેવાય છે. તુરીય યંત્રના અંશની ક્રાંતિ જે હમેશાં દક્ષિણ દિશાની હોય છે તેની સાથે એ ફળનો સંસ્કાર કરવો. સંસ્કાર કરતાં જે ફળ આવે તેને ૮ થી ગુણવા; બાદ યંત્રના અંશ તથા નેવું અંશના તફાવતની જે ક્રાંતિ આવે તેથી તેને ગુણવાથી જે અંશાદિ ફળ આવે તે દિગંશ એટલે દિક્સાધન માટેના ઉપયોગી અંશો કહેવાય છે. ॥ ૨૩ ॥

## ઉપપત્તિ.

પોતાના ક્ષિતિજ વૃત્તના ૩૬૦ ભાગ કરવા. તે વૃત્તથી પૂર્વ સ્વસ્તિકથી ઈષ્ટ દિશાના વચ્ચે જે તફાવત હોય છે તે દિગંશ કહેવાય છે; ને તે અંશની જ્યા તે દિગ્જ્યા કહેવાય છે. એજ પ્રમાણે પશ્ચિમ સ્વસ્તિકથી ઈષ્ટ દિશાના તફાવતપરથી જે અંશ આવે તે પણ દિગંશ કહેવાય છે. આ શ્લોકમાં જે દિગંશ સાધવામાં આવ્યા છે તે પણ તેજ છે. કર્ણ વૃત્તિ અગ્રાનો પલભા સાથે સંસ્કાર કરવાથી ભુજ થાય છે. ને તે ભુજને ત્રિજ્યા વૃત્તમાં લાવવામાં આવે છે ત્યારે તે દિગ્જ્યા થાય છે. આ દિગ્જ્યા લાવવા માટે આચાર્યવરે પ્રથમ અગ્રા લાવી તેનાપરથી નીચેના વિધિએ દિગંશ કહડાવ્યા છે.

દિનમાન અને ત્રિશના તફાવતને ૨ થી ભાગ દેવાથી ચરફળ આવે છે. તે ચરફળને ૬૦ થી ગુણવાથી પલાત્મક ચર થાય છે. એ ચરને નવથી ગુણી, પલભા તથા આઠથી ભાગવાથી ક્રાંત્યંશ થાય છે. એ યુક્તિ અગાઉ કહેવાઈ ગઈ છે. દિનમાન−૩૦=ઘટિકાદિ ફળ, ચરફળ. $\frac{\text{ચરફળ}\times ૬૦}{૨} \times \frac{૯}{\text{પલભા}\times ૮}$ =ક્રાંતિ થાય છે. એ ઉપરના પ્રમાણથી સિદ્ધ થાય છે તે પરથી $\frac{\text{ચર}\times ૨૭૦}{\text{પલભા}\times ૮}$=ક્રાંતિ થાય, એમ અપવર્તન આપતાં બાકી રહે છે. ક્રાંતિને છાયાકર્ણ તથા પલકર્ણથી ગુણી ૭૦૦ થી ભાગ દેવાથી ભુજ થાય છે એ આગળ કહેવાઇ ગયું છે. ભુજને ત્રિજ્યાથી ગુણી છાયાથી ભાગ દેવાથી દિગ્જ્યા થાય છે. એ પ્રમાણોને

ઉપરના $\frac{\text{ચ×૨૭૦}}{\text{પલભા×૮}}$ માં લાગુ પાડયાં તો, ગુણક ૬૪૮૦ અને ૫૬૦૦ નો થયો. એ પરથી છાયાકર્ણ તથા છાયા લાવવા માટે શંકુતુલ્ય કોટિ હોય ત્યારે ત્રિજ્યાતુલ્ય કર્ણ આવે તો બારની કોટિ હોય ત્યાં કેટલું કર્ણ આવશે એ તથા દિગ્જ્યાતુલ્ય ભુજ હોય ત્યાં શંકુતુલ્ય કોટિ આવે તો બારની કોટિમાં કેટલો ભુજ હશે એ ત્રિરાશિઓથી જાણી શકાશે. ને તેથી છાયા મળશે. એ સર્વે ત્રિરાશિઓ લાગુ કરતાં છેવટ ત્રિજ્યા ગુણક અને નતાંશ જ્યાહર બાકી રહે છે. અહીં પલકર્ણ ગુણક અને પલભા હર છે. આચાર્યે પલભા ૪ અંગુલની કલ્પેલ છે જેથી તે દિગંશ તેટલી જ્યાં પલભા હશે ત્યાં વધારે લાગુ પડશે.

**समभुवि निहिते तुरीययंत्रे स्पृशति यथा च दिगंशकाग्रकेन्द्रे ॥**
**अवलम्बविभोत्थकेन्द्रसंस्थेषीकाभाथ दिशोत्र यंत्रगाः स्युः ॥२४॥**

સમાન જમીનપર મૂકવામાં આવેલા તુરીય યંત્રપર દિગંશ આપવા. એ દિગંશના અગ્ર ભાગમાં એક ચિન્હ કરવું. તુરીય યંત્રના કેન્દ્રમાં એક સિધી સળી ઉભી કરી તેની છાયા તે અગ્ર ભાગનાં ચિન્હપર પડે તેવી રીતે તે તુરીય યંત્રને ફેરવવો. બાદ એ ચિન્હ અને તુરીય યંત્રના કેન્દ્રપર જે લાઈન મારવામાં આવે તે પૂર્વાપર સૂત્ર થાયછે, અને તેનાપર મત્સ્ય મારવાથી યામ્યોત્તર સૂત્ર થાયછે. એ પ્રમાણે યંત્રપરથી દિશીસાધન થાયછે. ॥ ૨૪ ॥

**क्रांतिः स्फुटाभिमतकर्णगुणाक्षकर्णनिघ्नी खखाद्रि ७०० हृदपक्रमदिग्भुजः स्यात् ॥ संस्कारितो यमदिशाक्षभया स्फुटोसौ तद्वर्गभाकृतिवियोगपदं च कोटिः ॥ २५ ॥**

(ગ્રહની) સ્પષ્ટ ક્રાન્તિને અભિમત (ઈષ્ટ છાયા) કર્ણથી ગુણી (સ્વદેશીય) અક્ષ કર્ણથી ગુણવી; જે ગુણાકાર આવે તેને ૭૦૦થી ભાગ દેવો; ભાગતાં જે અંગુલાદિ ફળ મળે તે મધ્યમ ભુજ થાયછે. આનો દક્ષિણ દિશાવાળી અક્ષભા[1] સાથે સંસ્કાર[2] કરવાથી સ્પષ્ટ ભુજ થાયછે. એ સ્પષ્ટ ભુ-

---

૧ અક્ષાંશ દક્ષિણ હોય તો અક્ષભા દક્ષિણ તરફની ને ઉત્તરાક્ષાંશ હોય તો અક્ષભા ઉત્તર તરફની જાણવી.

૨ એ ભુજ તથા અક્ષભા બન્ને એકજ દિશામાં હોય તો તેમનો યોગ કરવો, અને જો ભિન્ન દિશામાં હોય તો તેમનો તફાવત કરવો. એટલે તેમનો સંસ્કાર થયો કહેવાશે. જે દિશામાં સ્પષ્ટ ક્રાન્તિ હોય તે દિશામાં ભુજ છે એવું જાણવું.

જના વર્ગને ઈષ્ટ છાયાના વર્ગમાંથી બાદ કરવાથી જે શેષ રહે તેનું વર્ગમૂલ તે કોટિ થાયછે. ॥ ૨૫ ॥

## ઉપપત્તિ.

સૂર્યનો ભુજ કહાડવા માટે જે ઉપપત્તિ આપવામાં આવી છે તેજ આને લાગુ પાડવી. તે સ્થળે ભુજ બમણો આવતો હોવાથી ૭૦૦ને બદલે ૩૫૦થી ભાગવાનું તથા તેનો દ્વિગુણિત અક્ષભા સાથે સંસ્કાર કરવાનું કહેલ છે તેજ માત્ર તફાવત જાણવો.

## ઉદાહરણ.

[1]મંગલની સ્પષ્ટ ક્રાન્તિ ૩-૧-૩૩ દક્ષિણ દિશાની આવેલ છે, ને છાયાકર્ણ ૩૦।૨૬, આવેલ છે. ક્રાન્તિને છાયાકર્ણથી ગુણ્યા તો ૯૨-૫-૧૦ આવ્યા. તેને અક્ષકર્ણ ૧૩-૧૦થી ગુણ્યા તો ગુણાકાર ૧૨૨૬-૧૬-૪૮ આવ્યો. એને ૭૦૦થી ભાગ દીધો તો અંગુલાદિ મધ્યમ ભુજ ૧-૪૫ આવ્યો. એ ક્રાન્તિ દક્ષિણે છે માટે દક્ષિણ દિશામાં આવ્યો. દક્ષિણ અક્ષભા ૫-૪૫ છે, તે સાથે તેનો સંસ્કાર કર્યો તો સ્પષ્ટ **ભુજ** ૭-૩૦ અંગુલાદિક આવ્યો. તેનો વર્ગ કર્યો તો ૫૬-૧૫ આવ્યો. તેને મંગળની ઈષ્ટ છાયા ૨૭-૨૫ના વર્ગ ૭૮૨-૮માંથી બાદ કર્યો શેષ ૭૨૫-૫૩ રહ્યા. તેનું વર્ગમૂલ કહાડ્યું તો અંગુલાદિ કોટિ ૨૬-૫૬ આવી. એ પ્રમાણે મંગલની સૂર્યોદય પછી ઘટી૫૭।૦ સમયે નલીકાબંધનોપયોગી **ભુજ** ૭-૩૦, છાયા ૨૭-૨૫ને **કોટિ** ૨૬-૫૬ આવ્યા.

**शालाशाः परखेचरे परमुखीं प्राक्खेचरे प्राङ्मुखीं बिन्दोः कोटिमतो भुजं स्वदिशि तन्मध्ये प्रभां विन्यसेत् ॥ बिन्दोर्भाग्रगशङ्कुमस्तकगते सूत्रे नले खे खगं के विंदुस्थनराग्रभाग्रकगते सूत्रे नले लोकयेत् ॥ २६ ॥**

દિક્સાધન કરી ગ્રહની છાયાના પ્રમાણમાં એક વૃત્ત દોરવું ને તેમાં તે દિશાઓનાં ચિન્હ કરવાં. એ વૃત્તના મધ્યભાગમાંથી જે ગ્રહનું નળીકાબંધન કરવાનું હોય તે ગ્રહ ઈષ્ટ વખતે જો મધ્યમાંથી પશ્ચિમમાં હોય તો જે કોટિ આવેલ હોય તેટલી પશ્ચિમમાં આપવી ને પૂર્વમાં હોય તો પૂર્વમાં આપવી.

---

૧ મંગલની સ્પષ્ટ ક્રાન્તિ લાવવાનું ઉદાહરણ ઉદયાસ્તાધિકારમાં આગળ આપવામાં આવશે.

બાદ તે કોટિના અગ્રસ્થાનમાંથી જેટલો ભુજ જે દિશામાં આવ્યો હોય તેટલો તે દિશામાં જ્યારૂપે આપવો; ને તેમાં ( એટલે કોટિ અને ભુજક્ષેત્રમાં) એ છાયા કર્ણરૂપે આપવી. છાયા અને ભુજ જે સ્થળે એકઠાં મળતાં હોય તેપર શંકુ[1] મૂકી વૃત્તના કેન્દ્રમાંથી એ શંકુના મસ્તકપરથી પસાર થતાં સૂત્ર-પર નલિકા ગોઠવી તેમાંથી ગ્રહને આકાશમાં જોવો. એજ નલિકા મારફતે પાણીમાં તેજ ગ્રહ જોવો હોય તો શંકુને વર્તુલના મધ્યમાં મૂકીને છાયાપર જળપાત્ર મૂકવું; બાદ છાયાગ્રમાંથી તેનાપર થઈ પસાર થતાં સૂત્રના માર્ગમાં નલીકા મૂકી તે જોવો. ॥ ૨૬ ॥

## સમજુતી.

પાના ૮૨ માં આપવામાં આવેલાં ચિત્રમાં क व ह ग એ મંગળની છાયા પ્રમાણનું વૃત્ત છે. अ તેનું કેન્દ્રસ્થાન છે. ग व પૂર્વાપર લીટિ છે અને ज द દક્ષિણોત્તર લીટિ છે. આપણાં ઉદાહરણમાં જો કે ગ્રહ પૂર્વકપાળમાં રહેલ છે તો પણ આ સ્થળે આપણે તેને પશ્ચિમ કપાળમાં સેજ માની લઈને તેની કોટિ अ કેન્દ્રમાંથી अ व લીટિપર પશ્ચિમ તરફ આપી. કોટીના અગ્રભાગ फ માંથી फ क ભુજ દક્ષિણ તરફનો હોવાથી તે દિશામાં આપ્યો ને મધ્યમાંથી अ क છાયા તેમાં આપી. એ પ્રમાણે આપણાં ભુજ, કોટિ અને છાયાનું अ फ क એક ત્રિકોણ ઉત્પન્ન થયું. જો ગ્રહને આકાશમાં જોવો હોય તો શંકુને क સ્થળે રાખવો ને પાણીમાં જોવો હોય તો क સ્થળે જલપાત્ર અને अ સ્થળે શંકુ રાખવો. બાદ એ શંકુના મસ્તકપર अ क બિંદુમાંથી પસાર થતા સૂત્રના માર્ગમાં નળિકા મૂકી જોવાથી આપણો ઈષ્ટ ગ્રહ ક્રમે આકાશ અને જળપાત્રમાં દેખાયા વિના રહેશે નહીં.[2]

ત્રિપ્રશ્નાધિકાર પૂરો થયો.

---

૧ કોઇપણ માપના સરખા બાર અંગુલની ઉંચાઇનો શંકુ ઉપયોગમાં લેવો. શંકુનું તળ પરિઘમાં એક અંગુળ હોય છે ને મસ્તક એકદમ સૂક્ષ્મ કરવામાં આવે છે.

૨ જો નળીકામાં ઇષ્ટ વખતે ગ્રહ જોવામાં ન આવે તો તેટલો ગણિતમાં ફેર સમજવો.

# પ્રકરણ ૫ મું.

## ચંદ્રગ્રહણાધિકાર.[1]

**गतगम्यदिनाहतद्युभुक्तेः खरसाप्तांशवियुग्युतो ग्रहः स्यात् ॥**
**तत्कालभवस्तथा घटिद्वयाः खरसैर्लब्धकलोनसंयुतः स्यात् ॥ १ ॥**

ગત અને ગમ્ય દિનને[2] ગ્રહની દિનગતિથી ગુણી ૬૦ થી ભાગતાં જે ફળ આવે તે ગ્રહમાં ક્રમે હીનયુક્ત કરવાથી ઇષ્ટ દિવસના ઇષ્ટ સમયના ગ્રહ થાયછે. તે પરથી તિથ્યંત[3] સમયના ગ્રહ કરવા માટે ગત અને ગમ્ય ઘટચાદિકને ગ્રહગતિથી ગુણી ૬૦ થી ભાગતાં આવેલ કળાદિ ફળ ગ્રહમાં ક્રમે હીનયુક્ત કરવાથી તિથ્યન્તના સ્પષ્ટ ગ્રહ થાયછે.[4] ॥ ૧ ॥

---

૧ ચંદ્રગ્રહણ હમેશ પુર્ણિમાને દિવસ થાય છે, અને સૂર્યગ્રહણ અમાસને રોજ થાય છે. પૃથ્વીની છાયા ચંદ્રપર પડવાથી ચંદ્ર તે દિવસ આપણના જોવામાં નથી આવતો તેમજ સૂર્ય અને આપણી દૃષ્ટિમાર્ગ વચ્ચે ચંદ્ર આવે છે ત્યારે સૂર્ય અમૂક વખત સૂધી આપણના જોવામાં નથી આવતો. આ પ્રમાણે જ્યારે બને છે ત્યારે આપણે તેમનું ગ્રહણ થયું માનીએ છીએ. ચંદ્રનું ગ્રહણ થવાનું કારણ પૃથ્વીની છાયા છે અને સૂર્યનું ગ્રહણ થવાનું કારણ ચંદ્ર છે એ એમનાં ગણિતની ઉપપત્તિથી આપે સિદ્ધ થઈ જશે એટલે આ સ્થળે તેનું વિશેષ વિવેચન કરવું અમે પડતું મુકીએ છીએ.

૨ પૂનમ અથવા તો અમાસાંતકાળ પછી જે દિનાદિ વખત ગયો હોય તે ગત અને જેટલા દિનાદિ કાળ પછી પૂનમ અથવા અમાસ આવવાનાં હોય તેને ગમ્ય દિનાદિ કાળ કહે છે.

૩ ગ્રહણના વરતારામાં હમેશાં પૂનમ અથવા અમાસના વખતના ગ્રહ કરવામાં આવે છે. અમાસ અથવા પૂર્ણિમાન્ત પંચાંગપરથી જાણી શકાય છે; પણ તે જો ન હોય તો પ્રથમ તે પર્વાન્ત કાળ શોધી શ્લોકમાં જણાવ્યા પ્રમાણે તેટલા દિનાદિનું મધ્યમગતિથી મધ્યમગ્રહમાં ચાલન આપી તે સમયના ગ્રહ કરવા; ને તે વખતે પણ જો તિથ્યન્ત થઈ ગયો હોય અથવા તો થવાનો હોય તો સ્પષ્ટગતિપરથી ગતેષ્ટ કાળનું ગ્રહમાં ચાલન આપવાથી તિથ્યન્ત ગ્રહ થાયછે.

૪ પૂર્ણિમાન્ત વખતે સૂર્ય અને ચંદ્ર વચ્ચે બરોબર છ રાશિનું અંતર હોય છે અને અમાસ વખતે સૂર્ય અને ચંદ્ર એકજ સરખા હોય છે.

## सूचना.

ग्रहणनो वरतारो करनारे पंचांगमां पूर्णिमा वा अमास जेटली घडी होय तेटली घडीना स्पष्ट ग्रह करी ते परथी स्पष्ट पूर्णिमान्त काळ लाववो. ए समयमां जेटलो फेरफार होय तेटलो ग्रहमां चालन आपी कहाडी नांखवो. आ वरतारामां सूर्य, चंद्र अने राहुनी अगत्य छे माटे तेनुंज गणित करवुं.

## उदाहरण.

संवत १९७७ शके १५४२ मार्गशीर्ष शुकल पूर्णिमा १५ बुधवार घटी ३८–११ छे ते दिवस चंद्रग्रहणनो वरतारो करवानो छे ते करो?

आ उदाहरणमां पूर्णिमान्त घटी ३८–११ छे. तेटला वखतना अगाउ कहेवामां आवेली रीत प्रमाणे सूर्य, चंद्र अने राहुना स्पष्टस्थान लाव्या तो नीचे प्रमाणे आव्यां. **सूर्य** ८–०–९–२६, **गति** ६१–११, **चंद्र** १–२९–३६–६ **गति** ८२४–५० अने **राहु** ७–२८–२३–२६ **गति** ३–११. आ उपरथी स्पष्ट तिथी लाव्या, तो १४ तिथि गत अने (१५) पूनम घटी २–३७ एष्य आवी. एने आपणना प्रथमना इष्टकाळमां एष्य काळ छे माटे उमेरी तो स्पष्ट **पूर्णिमान्त काळ** ४०–४८ आव्यो. एष्य काळ घटी २–३७ नुं ग्रहगतिथी स्पष्ट ग्रहमां चालन आप्युं तो स्पष्ट पूर्णिमान्तना ग्रह नीचेप्रमाणे आव्या.

**सूर्य.** ८–०–१२–६, **चंद्र.** २–०–१२–६. **राहु.** ७–२८–२३–१८.

**एवं पर्वान्ते विराह्वर्कबाहोरिन्द्राल्पांशाः सम्भवश्चेत् ग्रहस्य ॥**
**तेंशा निघ्नाः शङ्करैः शैलभक्ता व्यग्वर्काशः स्यात्पृषत्कोऽङ्गुलादिः२**

ए प्रमाणे पर्वान्तना ग्रह करी सूर्यमांथी राहुने बाद करतां जे शेष रहे[1] तेनो भुज करवो; ए भुजना अंशो जो १४ थी ओछा होय तो चंद्रग्रहणनो संभव जाणवो. भुजांशने ११ थी गुणी ७ थी भागवाथी चंद्रनुं विराह्वर्कनी दिशानुं[2] अंगुलादि स्पष्ट शर थायछे. ॥ २ ॥

## उपपत्ति.

ग्रह जे मार्गमां सूर्यनी आसपास फरेछे ते विमंडलवृत्त अथवा तो तेनी कक्षा कहेवाय छे. ग्रहनी कक्षा क्रान्तिवृत्त साथे जे खूणो करती होय ते ग्रहनुं **शर** कहेवाय छे; मंद फळ कहाडवामां जेम मंदोच्चमांथी ग्रह बाद क-

१ ए शेषने विराह्वर्क कहेवामां आवे छे.

२ विराह्वर्क मेषादि होय तो शर उत्तरे ने तुलादि होय तो शर दक्षिणे जाणवुं.

રવામાં આવે છે તેજ રીત પ્રમાણે શર સાધવા માટે રાહુમાંથી ચંદ્ર બાદ કરવાથી ચંદ્ર શરનું સાધન કરાય છે; કેમકે ચંદ્ર અને રાહુ એક રાશિમાં હોય છે ત્યારે શરનો અભાવ હોયછે; તેમજ ૭ રાશિના તફાવતે રહેલા હોય છે ત્યારે પણ શરનો અભાવ હોય છે. જ્યારે તેમના વચ્ચે બરાબર ત્રણ રાશિનું છેટું હોય છે ત્યારે પરમશર હોય છે. રાહુમાંથી ચંદ્ર બાદ કરી શર લાવવો જોઈએ; પરંતુ આચાર્યે સૂર્યમાંથી રાહુ બાદ કરવાનું કહીને શર લાવવાનું કહેલ છે તે એવી મતલબથી કે ચંદ્રગ્રહણના પરિલેખમાં વાસ્તવિક શરની દિશાથી વિલોમદિશા લેવામાં આવેછે તેવી રીતે ન લેવી પડે. સૂર્ય અને ચંદ્ર વચ્ચે ચંદ્રગ્રહણને દિવસ ૭ રાશિનું અંતર હોય છે તેથી ચંદ્રમાંથી રાહુ બાદ કરતાં જો મેષરાશિ આવતી હોય તો સૂર્યમાંથી તેને બાદ કરતાં તુલ રાશિ આવે, મેષનો વિરાહ્હર્ક હોય તો શરની ઉત્તર દિશા થાય પરંતુ તેથી સામેની દક્ષિણ દિશાની આપણને જરૂર છે, તે ચંદ્રમાંથી રાહુ બાદ કરવાથી મળે છે તેથી તેવી રીતે બાદ કરવાનું કહ્યુંછે. ચંદ્ર અને રાહુ વચ્ચે ૭ રાશિનો તફાવત હોય છે ત્યાંલગણ ચંદ્રક્રાન્તિવૃત્તથી ઉત્તર તરફ નમેલો અને ૭ થી વધારે રાશિનું અંતર હોય છે ત્યાંલગણ દક્ષિણ તરફ નમેલો આપણના જોવામાં આવે છે માટે મેષાદિ વ્યગુ હોય તો શર ઉત્તર દિશાનું અને તુલાદિ વ્યગુ હોય તો શર દક્ષિણ દિશાનું આવેછે એવું કહ્યું છે.

ચંદ્રની કક્ષા ક્રાન્તિવૃત્ત સાથે જ્યારે ચંદ્ર અને રાહુનું ત્રણ કે નવ રાશિનું બરાબર અંતર પડે છે ત્યારે ૪।૩૦, અંશનો ખૂણો કરે છે, આવેળા વિરાહ્હર્કનો ભુજ ત્રણ રાશિ એટલે ૯૦ અંશનો હોય છે. ૯૦ અંશની ૧૨૦ જ્યા થાય છે. ૧૨૦ ની જ્યાએ, ૨૭૦ કળાનું શર આવે તો ઇષ્ટ અંશની જ્યાએ કેટલું શર આવશે? આ રીતે શર કહાડવું જોઈતું હતું તેને બદલે આચાર્યે ૭ અંશની જ્યાનું શર કહાડ્યું તો આશરે ૩૩ કલાનું અર્થાત્ ૧૧ અંગુલનું શર આવ્યું. ત્યાર બાદ તેમણે ત્રિરાશિ કરાવી છે કે સાત અંશ ભુજના હોય ત્યારે જો ૧૧ અંગુલ શર આવે તો ઇષ્ટ અંશે કેટલું શર આવવું જોઈએ; ઇષ્ટ અંશને ૧૧ થી ગુણી સાતથી ભાગવાથી તે જવાબ આપણને મળતો હોવાથી તેમ કરવાનું કહેવામાં આવ્યું છે.

ચંદ્રશર લાવવાની આ રીત સૂર્ય અથવા ચંદ્રગ્રહણના વિષય શિવાય બીજે કોઈપણ સ્થળે જો શરની જરૂર હોય તો લાગુ પાડવી નહીં. આચાર્યવરે શર સ્પષ્ટ લાવવામાટે અગાઉ શરખંડક આપેલાં છે તે પરથી તે લેવું.

ગ્રાસનું પ્રમાણ $\frac{\text{ચંદ્રબિમ્બ + ભૂભાબિમ્બ}}{૨}$—શરની બારોબર છે. $\frac{\text{ચંદ્રબિમ્બ + ભૂભાબિમ્બ}}{૨}$ વધારેમાં વધારે ગણેશવજ્ઞે ૨૦। ૩૭ નું માનેલ છે જેથી જ્યાંસુધી શર ૨૦। ૩૭ થી ઓછું આવે ત્યાંલગણ કંઈપણ ગ્રાસ અ-વશિષ્ટ રહેવા સંભવ છે; ને તેટલાનું શર વિરાહ્વર્કના ૧૪ અંશ થાય છે ત્યારે આવેછે માટે તેટલા વિરાહ્વર્કના ભુજાંશ હોય તો ગ્રહણનો સંભવ કહેવો એવું કહેવામાં આવેલું છે.[1]

## ઉદાહરણ.

પર્વાન્ત કાલના સ્પષ્ટ સૂર્ય ૮–૦–૧૨–૬ માંથી રાહુ ૭–૨૮–૨૩–૧૮ બાદ કર્યો તો **વિરાહ્વર્ક** ૦–૧–૪૮–૪૮ આવ્યો; એનો ભુજ કર્યો તો ૦–૧–૪૮–૪૮ આવ્યા. તેના અંશ ૧–૪૮–૪૮ થયા. આ અંશ ૧૪ ની અં-દરથી માટે ચંદ્રગ્રહણનો સંભવ છે. એ અંશને ૧૧ થી ગુણી ૭ થી ભાગ આપ્યો તો, અંગુલાદિ સ્પષ્ટ શર ૨।૫૦ આવ્યું. વિરાહ્વર્ક મેષમાં રહેલ છે માટે શરની દિશા ઉત્તરની આવી.

**व्यसुशरगतीष्वंशोदिग्युक्भवेत् वपुरुष्णगो**
**रथसितरुचोविम्वं भुक्तिर्युगाचलभाजिता ॥**
**तदपिहिमगोर्विम्वं त्रिघ्नं ३ निजेशलवान्वितं**
**विवसुभवतिक्ष्माभाविम्वं किलांगुलपूर्वकम् ॥ ३ ॥**

સૂર્યની સ્પષ્ટ ગતિમાંથી ૫૫ બાદ કરતાં જે શેષ રહે તેનો પાંચમો ભાગ દશ અંગુલમાં ઉમેરવાથી સૂર્યનું અંગુલાદિ સ્પષ્ટબિમ્બ થાયછે. ચંદ્રની સ્પષ્ટ ગતિને ૭૪ થી ભાગવાથી તેનું અંગુલાદિ બિમ્બ થાયછે. ચંદ્રબિમ્બને ત્રણથી ગુણી તેમાં તેનો અગિઆરમો ભાગ ઉમેરતાં જે ફળ આવે તેમાંથી આઠ બાદ કરવાથી ભૂભા ( પૃથ્વીની છાયા ) નું અંગુલાદિ બિમ્બ થાયછે ॥ ૩ ॥

૧ હાલમાં સૂક્ષ્મ વેદથી ચંદ્રનું શૂક્ષ્મ શર ૫ અંશ ૮ કળા અને ૪૮ વિ-કળા માનવામાં આવે છે.

**गतिर्द्विघ्नीशाप्तांगुलमुखतनुस्यात्स्वररुचोविधोर्भुक्तिर्वे-दाद्रिभिरपहृताबिंबमुदितं ॥ नृपाश्वोनाचांद्रीगतिरप-हृतालोचनकरैरदाढ्याभूभास्यादिनगतिनगांशेनरहिता ॥३॥**

સૂર્યની ગતિને ૨ થી ગુણી ૧૧ થી ભાગવાથી સૂર્યનું અંગુલાદિ બિમ્બ થાયછે. ચંદ્રની ગતિને ૭૪ થી ભાગવાથી તેનું અંગુલાદિબિમ્બ થાયછે અને ભૂભાનું અંગુલાદિ બિમ્બ ચંદ્રની ગતિમાંથી ૭૧૬ બાદ કરતાં જે શેષ રહે તેનો ૨૨ મો ભાગ ૩૨ માં ઉમેરી સૂર્યની ગતિનો સપ્તમાંશ તેમાંથી બાદ કરવાથી થાયછે. ॥ ૩ ॥

## ઉપપત્તિ.

જ્યારે ગ્રહ પોતાના ઉચ્ચમાં રહેલા હોય છે ત્યારે તેનું બિમ્બ મોટું દેખાય છે ને નીચમાં રહેલો હોય છે ત્યારે તેનું બિમ્બ નાનું દેખાય છે. ઉચ્ચમાં જ્યારે ચંદ્ર હોય છે ત્યારે ચંદ્રગતિ મોટામાં મોટી હોય છે ને નીચમાં હોય છે ત્યારે નાનામાં નાની હોય છે. આથી સિદ્ધ થાય છે કે જેમ જેમ ગતિ વધતી જાય છે તેમ તેમ ગ્રહબિમ્બ વધતું ને ઘટતી જાય તેમ તેમ ગ્રહબિમ્બ નાનું આપણને દેખાતું જાય છે; ને તે માટે ચંદ્ર સૂર્ય અને ભૂભાનાં બિમ્બનું પ્રમાણ તેમની ગતિનાપરથી લાવવાનું આચાર્યવરે કહેલ છે. સૂર્ય દરરોજ ૧૧૮૫૮$\frac{૩}{૪}$ યોજન ચાલે છે અને તેનો વ્યાસ ૬૫૨૨ યોજનનો છે એવું આચાર્યે માનેલું છે ને તેનાપરથી સૂર્યની ગતિ કળા ૫૫ ની માની ઉપરનાં પ્રમાણ મુજબ બિમ્બ કહાડયું તો ૩૦ કળાનું આવ્યું. એક અંગુલમાં ત્રણ કળા થાય છે તો ત્રીશ કળાનાં કેટલાં અંગુલ થશે. એ પ્રમાણે ૫૫ કળા સૂર્યની ગતિ હોય ત્યારે તેનું બિમ્બ ૧૦ અંગુલનું આવે એવું આચાર્યે નક્કી કર્યું. અને તેથી જેટલી વધતી ગતિ આપેલ હોય તે હિસાનું કેટલું વધારે બિમ્બપ્રમાણ આવશે તે શોધવા માટે બીજો અનુપાત બતાવ્યો. ગતિમાં જ્યારે પાંચ કળાનો વધારો થાય ત્યારે બિમ્બમાં એક અંગુલનો વધારો આપે તો ઈષ્ટ વધારાએ બિમ્બમાં કેટલાં અંગુલ વધારે આવશે તે શોધવા માટે ૫૫ બાદ કરતાં રહેલ શેષ ગતિનો પાંચમો ભાગ એ ૫૫ કળાની ગતિનાં બિમ્બ અંગુલ ૧૦ માં ઉમેરવાથી સૂર્યનું અંગુલાદિ બિમ્બ થાય છે એવું કહેલું છે. ચંદ્રનું મધ્યમ ગતિ હોય ત્યારે ૧૦૧૪૦ નું બિમ્બ હોય તો ઈષ્ટ ગતિએ કેટલું બિમ્બ આવે તે પ્રમાણ પ્રમાણે ૭૪ કળાએ એક અંગુલનું પ્રમાણ નક્કી કરી આચાર્યે ચંદ્ર ગતિને ૭૪ થી ભાગવાથી તેનું અંગુલાદિ ચંદ્રબિમ્બ થાય છે એવું કહેલું છે.

ભૂભા એટલે પૃથ્વીની છાયાનાં બિમ્બનું માપ કહાડવા માટે આચાર્યે નીચેપ્રમાણે અનુપાત કરાવ્યા છે. સૂર્યની દિન ગતિ યોજને તેની દિન ગતિ-તુલ્ય કળા તો સૂર્ય અને પૃથ્વીના યોજનનાં અંતરમિત યોજને કેટલી કળા? આનો જવાબ આચાર્યે ૨૪ નો માની લઈ તેને ત્રણથી ભાગી સૂર્યસંબંધી ભૂ-ભાના વધારા તરી કે ૮ઉમેરવાનું કહેલું છે. ગતિ તુલ્ય યોજને ચંદ્ર ગતિ કળાના પૃથ્વીના વ્યાસતુલ્ય યોજન આવે ત્યારે કેટલી કળા? એ ત્રિરાશિમાં ગુણક સ્થાને ૩૬ અને હર સ્થાને ૮૧૭ અપવર્તન કરતાં બાકી રહે છે તેને ૧૧થી ભાગી આચાર્યે બે ખંડક ઉત્પન્ન કર્યાં છે. એક ત્રણ ગુણકને ૭૪ હરનું. ચંદ્રની ગતિને ૭૪ થી ભાગવાથી ચંદ્રબિમ્બ આવે છે તે પહેલાં કહેવાઈ ગયું છે એટલે ચંદ્રબિમ્બને ત્રણથી ગુણી તેમાં $\frac{૩}{૧૧}$ જે હિસો રહી જાય છે તે સાથે ગણવા માટે તેનો અગિઆરમો ભાગ ઉમેરવાનું કહેવામાં આવ્યું છે.

## ઉદાહરણ.

સૂર્ય ગતિ ૬૧।૧૧ આવેલ છે તેમાંથી ૫૫ બાદ કર્યા તો શેષ ૬–૧૧ રહ્યા. તેને પાંચથી ભાગ આપ્યો તો ૧–૧૪ આવ્યા. તેમાં ૧૦ ઉમેર્યા તો સૂર્યનું અંગુલાદિ બિમ્બ ૧૧।૧૪ નું આવ્યું.

બીજી રીત પ્રમાણે સૂર્યની ગતિને ૨ થી ગુણી ૧૧ થી ભાગ આપ્યો તો તેનું અંગુલાદિ બિમ્બ ૧૧–૭ આવ્યું.

ચંદ્રની સ્પષ્ટ ગતિ ૮૨૪–૧ ને ૭૪ થી ભાગ્યા તો અંગુલાદિ ચંદ્રબિ-મ્બ ૧૧–૭ આવ્યું.

ચંદ્રના બિમ્બ ૧૧–૭ ને ત્રણથી ગુણ્યા તો ૩૩–૨૧ આવ્યા. તેમાં તેનો અગિઆરમો ભાગ ઉમેર્યો તો ૩૬–૨૩ આવ્યા. તેમાંથી આઠ બાદ કર્યા તો અંગુલાદિ ભૂભાબિમ્બ ૨ તસુ આવ્યું.

બીજી રીત પ્રમાણે, ચંદ્રની ગતિ ૮૨૪–૧ માંથી ૭૧૬ બાદ કર્યા તો ૧૦૮–૧ શેષ રહ્યા, તેને ૨૨ થી ભાગ દીધો તો ૪–૫૪ આવ્યા. એને ૩૨ માં ઉમેર્યા તો ૩૬–૫૪ આવ્યા. તેમાંથી સૂર્યની ગતિ ૬૧–૧૧ નો સપ્તમાંશ ૯–૪૪ બાદ કર્યો તો ભૂભાબિંબ ૨૮–૧૦ નું આવ્યુ. એ પ્રમાણે સૂર્યબિમ્બ અં. વ્યં. ૧૧–૭, ચંદ્રબિમ્બ અં વ્યં ૧૧–૭, ભૂભાબિમ્બ અં વ્ય ૨–૮૦, આવ્યાં.

**छादयत्यर्कमिंदुर्विधुं भूमिभाछादकछाद्यमानैक्यखण्डं कुरु ॥**
**तच्छरोनं भवेच्छन्नमेतद्यदाग्राह्यहीनावशिष्टं तुखच्छन्नकं ॥ ४ ॥**

# केशवीजातकनुं मूल श्लोकसाथे
## गुजराति भाषांतर.

नत्वा विघ्नपशारदाच्युतशिवब्रह्मार्कमुख्यग्रहान्
कुर्वे जातकपद्धतिं स्फुटतरां ज्योतिर्विदां प्रीतये ।
यंत्रैः स्पष्टतरोऽत्र जन्मसमयो वेद्योऽथ खेटाः स्फुटा
यत्पक्षे हि घटंत उद्गमइहास्तर्क्षं सषड्भः सच ॥ १ ॥

હું ગણેશ, શારદા, વિષ્ણુ, મહાદેવ, બ્રહ્મા અને સૂર્યાદિ ગ્રહોને નમસ્કાર કરી જ્યોતિર્વિદોના, આનંદ માટે (આ) સ્પષ્ટ જાતકપદ્ધતિ (નામનો ગ્રંથ) કરૂંછું; એમાં[1] યંત્રે કરી સ્પષ્ટતર જન્મકાલ જાણવો ને જે પક્ષના ગ્રહો[2] દૃક્તુલ્ય થતા હોય તે પક્ષના સ્પષ્ટ ગ્રહો વરતવા. અને તાત્કાલિક લગ્ન[3] (સ્વદેશીય ઉદયમાનથી) સ્પષ્ટ વરતવું;[4] એમાં છરાશિ ઉમેરવાથી સાતમો ભાવ થાયછે. ॥ ૧ ॥

---

૧ ગોલ, નાડી, વલય, યષ્ટિ, શંકુ, ઘટી અને ચક્ર એ કાળમાપક પ્રાચીન યંત્રો છે, તેમનો ઉપયોગ ભાસ્કરાચાર્યના ગોલાધ્યાયના યંત્રાધ્યાયમાં સ્પષ્ટરીતે બતાવવામાં આવ્યો છે. હાલમાં ઘડીઆલો થવાથી તેવાં યંત્રોની વિશેષ જરૂર નહોતાં વાંચનારને તેમનાં નામથીજ વાકેફ કરવું દુરસ્ત ધાર્યું છે.

૨ પ્રાચીન ગ્રહગણિતના ગ્રંથોમાં ગ્રહલાઘવ ને બ્રહ્મતુલ્ય એ બે ગ્રંથોના ગ્રહો ઠીક ઠીક દૃક્તુલ્ય માલુમ પડતા આવ્યા છે ને તેને લીધે, જેને જે પક્ષ વિશેષ પ્રતિતીવાળો લાગેછે, તે, તે પક્ષના ગ્રહો જન્મપત્રીઓમાં લેછે. એ બન્ને પક્ષોના ગ્રહો કરતાં હાલમાં સુધારા વધારા સાથે પાશ્ચિમાત્ય ખગોળ વેત્તાઓએ શાયન ગ્રહગણિત કરવાની રીતો શોધી કહાડી છે, તે અમારી કલ્પનામાં વિશેષ પ્રતિતીવાળી તેમજ દોષરહીત જણાયછે. એ ત્રણે રીતે ગ્રહો તૈયાર કરવાનાં કોષ્ટકો જે અમે શાયન તથા નિરયન ગ્રહગણિત કોષ્ટક નામથી આ ગ્રંથથી ઈલાયદાં બાહેર પાડેલ છે, તે પરથી જન્મપત્રી તૈયાર કરનારે પોતાને ઇચ્છામાં આવે એ પક્ષના ગ્રહો તેમાં કહેલી રીતિએ તૈયાર કરવા.

૩ સ્વદેશીય લગ્નમાનથી સ્પષ્ટ લગ્ન વરતવાની સ્પષ્ટ રીત આ ગ્રંથના અંતિમ પૃષ્ઠોપર આપવામાં આવી છે તે જોવી.

૪ બાદ દેશની રીતિ મુજબ ગ્રહોને કુંડલીમાં ગોઠવવા એ ગ્રહોવાળી કુંડલી તે જન્મકુંડલી અથવા જન્માંગ ચક્રના નામથી પણ ઓળખાય છે.

## ઉદાહરણ.

કોઈ શખ્સનો મધ્યરેષાથી ૪ યોજન પશ્ચિમમાં આવેલાં, ૪૧૦ ની પલભાવાળા દેશમાં સંવત ૧૬૪૩ શકે ૧૫૦૮ આષાડ શુદ ૭ સોમવાર સૂર્યોદય પછી ઘટી ૫૧ પલ ૨૮ સમયે જન્મ થયો છે. એ દિવસે ત્યાં દિનમાન ઘડી ૩૨ પલ ૪૮ નું તથા રાત્રિમાન ઘડી ૨૭ પલ ૧૨ નું હતું. એ શખ્સની જન્મપત્રી જાતક પદ્ધતિ પ્રમાણે તૈયાર કરવાની છે, તે કરો ?

ગ્રહલાઘવના ગ્રહગણિતાનુસાર મજકુર દિવસના મધ્યમ તેમજ સ્પષ્ટ ગ્રહો તૈયાર કર્યા તો નીચેપ્રમાણે આવ્યા.[1]:—

### સૂર્ય વિગેરે મધ્યમ ગ્રહો.[2]

| સૂર્ય | ચંદ્ર | મંગલ | બુધ | ગુરૂ | શુક્ર | શની | રાહુ |
|---|---|---|---|---|---|---|---|
| ૨ | ૫ | ૦ | ૨ | ૨ | ૨ | ૦ | ૬ |
| ૧૪ | ૧૨ | ૨૪ | ૧૪ | ૨ | ૧૪ | ૧૪ | ૫ |
| ૧૩ | ૪૨ | ૪૧ | ૧૩ | ૩૦ | ૧૩ | ૨૩ | ૨૯ |
| ૪૧ | ૪૮ | ૨૩ | ૪૧ | ૫૫ | ૪૧ | ૧૯ | ૫૯ |

### મંગળ વિગેરે ગ્રહોના શીઘ્રોચ્ચ.[3]

| મંગલ | બુધ | ગુરૂ | શુક્ર | શની |
|---|---|---|---|---|
| ૨ | ૮ | ૨ | ૩ | ૨ |
| ૧૪ | ૨૩ | ૧૪ | ૯ | ૧૪ |
| ૧૩ | ૫૯ | ૧૩ | ૫૩ | ૧૩ |
| ૪૧ | ૧૨ | ૪૧ | ૫૩ | ૪૧ |

### સૂર્યાદિ સ્પષ્ટ ગ્રહો.

| સૂર્ય | ચંદ્ર | મંગલ | બુધ | ગુરૂ | શુક્ર | શની | રાહુ |
|---|---|---|---|---|---|---|---|
| ૨ | ૫ | ૧ | ૨ | ૨ | ૨ | ૦ | ૬ |
| ૧૪ | ૧૨ | ૨૧ | ૧૨ | ૮ | ૨૫ | ૧૩ | ૫ |
| ૨૧ | ૨૮ | ૪૬ | ૩૯ | ૩૬ | ૧૫ | ૩૯ | ૨૯ |
| ૪ | ૧૩ | ૧૨ | ૫૦ | ૧૧ | ૧ | ૧ | ૫૯ |
| ૫૬ | ૮૫૮ | ૪૧ | ૫૧ | ૧૩ | ૭૨ | ૪ | ૩ |
| ૫૫ | ૪૨ | ૩૮ | ૫૬ | ૩૪ | ૨૯ | ૪૦ | ૧૧ |
| | | | અસ્ત | અસ્ત | | | |

સ્વદેશીય માન પરથી ઇષ્ટકાળનું સ્પષ્ટ લગ્ન ૦।૨૨।૧૬।૦ આવ્યું. આનું ઉદાહરણ આજ ગ્રંથના અન્તિમ ભાગમાં પરિશિષ્ટ અમાં આપેલું છે, તે જોવું. એમાં ૭ રાશિ ઉમેરી, તો સાતમો ભાવ ૬,૨૨,૧૬,૦ આવ્યો.

---

૧ એ ગણિતનું ઉદાહરણ અમારાં શાયન તથા નિરયન ગ્રહગણિત કોષ્ટક નામના ગ્રંથમાં આપવામાં આવ્યું છે તે જોઈ લેવું.

૨–૩ મધ્યમ ગ્રહો તથા ગ્રહોના શીઘ્રોચ્ચનાં કોષ્ટક અગાઉ ચેષ્ટા–બલનો વરતારો કરવામાં તેની જરૂર પડશે માટે આપેલાં છે.

ઉપર પ્રમાણે આવેલા ગ્રહોને કુંડલીમાં ગોઠવ્યા તો જન્મકુંડલી નીચે- પ્રમાણે તૈયાર થઈ.

## जन्मांगचक्र.




## नतोन्नतपूर्वकदशमचतुर्थभावसाधनं.

रात्रेः शेषमितं युतं दिनदलेनान्होर्गतं शेषकं
विश्लेष्यं खलु पूर्वपश्चिमनतं त्रिंशच्युतं चोन्नतं ।
यत्पूर्वोन्नतषड्भयुक्तरवितः पश्चान्नतादित्यतो ।
यल्लंकोदयकैश्चलग्नमिव तन्माध्यं सषड्भं सुखं ॥ २ ॥

### નત ઉન્નત, તથા દશમ અને ચતુર્થભાવ સાધન.

[1]શેષ રાત્રિ અને ગત રાત્રિ( ની ઘડીપળ )ને દિનમાનના અર્ધ ભાગ( નાં ઘડી-પળ )માં ઉમેરવાથી (રાત્રિનો) ક્રમે પૂર્વ અને પશ્ચિમ નત થાયછે; તેમજ દિવસના ગત અને શેષ( વખત )ને દિનાર્ધમાંથી બાદ કરવાથી ક્રમે ( દિવસના ) પૂર્વ અને પશ્ચિમ નત થાય છે;[2] અને તે નતને ત્રીશમાંથી

1 જન્મ મધ્યરાત્રિ પછી હોય તો બાકી જેટલી રાત્રિ સૂર્યોદય થવાને રહેલી હોય તેટલી શેષ રાત્રિ કહેવાય છે, ને તે શેષ રાત્રિપરથી જે નત થાય તે રાત્રિનો પૂર્વ નત કહેવાય છે. તેમજ દિનાસ્ત પછી જેટલી ઘડીએ જન્મ થયો હોય તેટલી ઘડી રાત્રી ગત થઈ એમ કહેવાય છે, ને તેના પરથી સાધવામાં આવેલો રાત્રીનો પશ્ચિમ નત કહેવાય છે.

2 સૂર્યોદય પછી અને મધ્યાન્હ કાળ પહેલાં જન્મ હોય તો સૂર્યોદય પછી જેટલી ઘડીએ જન્મ થયો હોય તેટલો દિવસ ગત કહેવાય છે, ને તેને દિનાર્ધમાંથી બાદ કરવાથી દિવસનો પૂર્વ નત થાયછે તેમજ મધ્યાન્હ પછી જન્મ હોય તો દિનાસ્ત થવામાં જેટલી ઘડી-પળ બાકી હોય, તેટલી દિવસની શેષ ઘડી-પળ કહેવાય છે, ને તેને દિનાર્ધમાંથી બાદ કરવાથી દિવસનો પશ્ચિમ નત થાયછે.

બાદ કરવાથી ઉન્નત થાયછે,[1] જે પૂર્વ નતમાંથી ૭ રાશિયુક્ત સૂર્યપરથી અને પશ્ચિમ નતમાંથી સૂર્યપરથી લગ્નની માફક લંકોદયમાનથી લગ્ન વરતવામાં આવે તે દશમો ભાવ થાયછે;[2] તે દશમા ભાવમાં ૭ રાશિ ઉમેરવાથી ચોથો ભાવ થાયછે.

### ઉદાહરણ.

આ શખ્સનો જન્મ સૂર્યોદય પછી ઘડી ૫૧ અને ૨૮ સમયે થયોછે, તેથી મધ્યરાત્રિ પછી જન્મ થયો ગણાય. સૂર્યોદય થવાને ઘડી ૮।૩૨। ની વાર છે, અર્થાત્ રાત્રિ એટલી શેષ છે, તેને તે દિને દિનમાન, જે ૩૨। ૪૮ છે, તેનાં અર્ધ ૧૬।૨૪ માં ઉમેર્યાં, તો રાત્રિનો પૂર્વ નત ૨૪।૫૬ થયો. એ પૂર્વ નતને ૩૦ માંથી બાદ કર્યો, તો પૂર્વ ઉન્નત ૫।૪ નો આવ્યો.

પૂર્વ ઉન્નત ૫।૪ આવેલો છે માટે સૂર્ય સ્પષ્ટ જે ૨–૧૪–૨૧–૪ આવેલો છે, તેમાં ૭ રાશિ ઉમેરી તેને તાત્કાલિક સ્પષ્ટ સૂર્ય કલ્પી પૂર્વ ઉન્નતની ઘડી ૫ । ૪ સમયનું લંકોદયના માનોપરથી લગ્ન વરતવાનું હોતાં, લગ્ન વરતવાની રીતિ જે આજ ગ્રંથના અંતિમ ભાગના પરિશિષ્ટ અમાં આપવામાં આવેલી છે તે પ્રમાણે લગ્ન વરત્યું, તો સ્પષ્ટ દશમ ભાવ, ૯–૧૨–૪૦–૪ આવ્યો. દશમ ભાવમાં ૬ રાશિ ઉમેરી તો ચોથો ભાવ ૩–૧૨–૪૦–૪ આવ્યો. ॥૨॥

## अवशिष्टभावसाधनं

त्र्यंशो व्यस्तखभस्य भूयमहतो योज्यस्तनौ द्विच्युतो
वंधौ तेऽपि च सांगमास्तनुमुखाः संधिर्द्वियोगोद्धृतः ।
शून्यं सन्धिषु भावगेऽखिलफलं स्याद्भावसंध्यंतरे-
णाप्तं संधिखगान्तरं क्षयचयं भावाधिकेऽल्पे खगे ॥ ३ ॥

### બાકીના ભાવ સાધવાની રીતિ.

દશમા ભાવમાંથી સાતમો ભાવ બાદ કરતાં જે શેષ રહે તેના તૃતી-

---

૧. જે દિશામાં નત હોય તેજ દિશામાં તેમાંથી કરવામાં આવેલો ઉન્નત આવેછે.

૨ લંકોદય માન તથા લગ્ન વરતવાની રીતિ આજ ગ્રંથના પરિશિષ્ટ અમાં આપવામાં આવી છે. તે જોવી; પૂર્વ નત હોય તો તેની ઘડીપળને ઈષ્ટકાળ ગણવો; રાશિયુક્ત સૂર્યને સ્પષ્ટ સૂર્ય ગણવો. તેમજ પશ્ચિમ નત હોય તો તેની ઘડીને ઇષ્ટકાળ અને સ્પષ્ટ સૂર્યને સ્પષ્ટ સૂર્ય કલ્પવો; મધ્યાન્હકાળે જો જન્મ થયો હોય તો તાત્કાલિક સ્પષ્ટ સૂર્ય દશમ ભાવ થાયછે; ને બરાબર મધ્યરાત્રિનો જન્મ થયો હોય તો તાત્કાલિક સ્પષ્ટ સૂર્ય ચતુર્થ ભાવ થાયછે.

યાંશને ક્રમે ૧ ને ૨ થી ગુણી લગ્નમાં અલગ, અલગ–ઉમેરવાથી ક્રમે બીજો તથા ત્રીજો ભાવ તૈયાર થાયછે; તેમજ તેજ તૃતીયાંશને, ૨ રાશિમાથી બાદ કરતાં જે શેષ રહે, તેને ક્રમે ૧ અને ૨ થી ગુણી જે આંક આવે, તેને ચતુર્થ ભાવમાં અલગ, અલગ ઉમેરવાથી ક્રમે, પાંચમો તથા છઠો ભાવ તૈયાર થાયછે; અને બાકીના ભાવો ક્રમે એ આવેલા ભાવોમાં છ રાશિ ઉમેરવાથી થાયછે.[1] એ પ્રમાણે તન્વાદિ બાર ભાવ થાયછે. બે ભાવના યોગનું અર્ધ તે તેમની સંધિ થાયછે.[2] સંધિમાં રહેલા ગ્રહનું શૂન્ય ફળ થાયછે ને ભાવમાં રહેલાનું પૂર્ણફળ થાયછે;[3] ને ભાવથી ગ્રહ વધારે હોય અથવા ઓછો હોય તો સંધિ અને ગ્રહનાં અંતર ( ને ભાવ અને સંધિના અંતરથી ભાગતાં જેટલું ફળ આવે તે ) તુલ્ય ક્રમે તેનું ક્ષય અને ચય ફળ થાયછે.[4]

ઉદાહરણઃ—સાતમા ભાવ ૬। ૨૨। ૧૬।૦ ને દશમા ભાવ ૯–૧૨–૪૦–૪ માંથી બાદ કર્યો, તો શેષ ૨। ૨૦। ૨૪। ૪ રહ્યા, તેને ૩ થી ભાગ્યા તો, ૦।૨૬।૪૮।૧।૨૦ આવ્યા, એ તૃતીયાંશને લગ્ન ૦।૨૨।૧૬।૦ માં, ૧ થી ગુણી ઉમેર્યો, તો બીજો ભાવ ૧।૧૯।૪।૧ આવ્યો; તેને ૨ થી ગુણ્યા તો ૧।૨૩।૩૬।૨।૪૦ આવ્યા તેને લગ્નમાં ઉમેર્યા, તો ત્રીજો ભાવ ૨।૧૫।૫૨।૨ આવ્યો. તે તૃતીયાંશ ૦।૨૬।૪૮।૧।૨૦ ને ૨ રાશિમાંથી બાદ કર્યો તો શેષ

---

૧ જેમકે બીજા ભાવમાં છ રાશિ ઉમેરીએ તો આઠમો ભાવ ને ત્રીજામાં છ રાશિ ઉમેરીએ તો નવમો ભાવ થાય, પાંચમા ભાવમાં છ રાશિ ઉમેરી તો અગિઆરમો ભાવ થાય, ને છઠા ભાવમાં છ રાશિ ઉમેરીએ તો બારમો ભાવ થાયછે.

૨ યોગ કરતાં રાશિનો આંક જો બારથી વધારે આવે તો તેમાંથી બાર બાદ કરવા નહીં. એ આવેલી સંધિ આગલા ભાવની વિરામ સંધિ ને પાછળના ભાવની આધ સંધિ કહેવાય છે. એ રીતે દરેક ભાવની એક આરંભ અને બીજી વિરામ સંધિ થાયછે.

૩ ગ્રહ સંધિતુલ્ય હોય એટલે સંધિ અને ગ્રહ રાશિ અંશકલા વિકલા વિગેરેથી સમાન હોય તો તેનું ભાવફળ શૂન્ય થાયછે. તેમજ ગ્રહ અને તે જે ભાવમાં રહેલો હોય તે ભાવ જો રાશિ અંશ કલા વિકલા વિગેરેથી તે સમાન હોય તો તેનું ભાવફળ પૂર્ણ થાયછે. જ્યોતિષ શાસ્ત્રમાં પૂર્ણ ફળને એકની સંજ્ઞા આપી છે, ને તેથી ઓછાવત્તા માટે તેનાજ વિભાગો લેવામાં આવેછે.

૪ ગ્રહ ભાવથી, ઓછો હોય તો અંતર કરવામાટે તેની આરંભ સંધી લેવી ને તે પરથી જે ફળ આવે તેને ચય ફળ કહેવું; ગ્રહ ભાવથી વધારે હોય તો તેનું ફળ ક્ષય થાયછે ને તે લાવવામાટે તેની વિરામ સંધિ સાથે તેનો અંતર કરવામાં આવેછે.

૧।૩।૧૧।૫૮।૪૦ રહ્યા; તેને ૧ થી ગુણ્યા તો–૧।૩।૧૧।૫૮।૪૦ આવ્યા, તેને ચોથા ભાવમાં ઉમેર્યા તો પાંચમો ભાવ ૪।૧૫।૫૨।૨ થયો, તેને ૨થી ગુણતાં ૨।૬।૨૩।૫૭।૨૦ આવ્યા, તેમાં ચોથો ભાવ ૩।૧૨।૪૦।૪ ઉમેર્યો, તો છઠો ભાવ ૫।૧૯।૪।૧ આવ્યો. એ પ્રમાણે આવેલા બીજા ત્રીજા, પાંચમા તથા છઠા ભાવમાં છ છ રાશિ ઉમેરી તો આઠમો ભાવ, ૭।૧૯।૪।૧।૨૦, નવમો, ભાવ ૮।૧૫।૫૨।૨।૪૦, અગિઆરમો ભાવ ૧૦।૧૫।૫૨।૨।૪૦, અને બારમો ભાવ ૧૧।૧૯।૪।૧।૨૦, આવ્યા. એ પ્રમાણે તન્વાદિ બાર ભાવો તૈયાર થયાં તેને જ્યોતિર્વિદો જન્મપત્રીમાં નીચેપ્રમાણે કોઠામાં માંડેછે.

## તન્વાદિ દ્વાદશભાવ.

| લગ્ન | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૯ | ૧૧ | ૧૨ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૦ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ |
| ૨૨ | ૧૯ | ૧૫ | ૧૨ | ૧૫ | ૧૯ | ૨૨ | ૧૯ | ૧૫ | ૧૨ | ૧૯ | ૧૯ |
| ૧૬ | ૪ | ૫૨ | ૪૦ | ૫૨ | ૪ | ૧૬ | ૪ | ૫૨ | ૪૦ | ૪ | ૪ |
| ૦ | ૧ | ૨ | ૪ | ૨ | ૧ | ૦ | ૧ | ૨ | ૪ | ૧ | ૧ |
| ૦ | ૨૦ | ૪૦ | ૦ | ૪૦ | ૨૦ | ૦ | ૨૦ | ૪૦ | ૦ | ૨૦ | ૨૦ |

લગ્ન ૦।૨૨।૧૬।૦।૦, આવેલું છે ને બીજો ભાવ ૧।૧૯।૪।૧।૨૦, આવ્યો છે. તેમનો સરવાળો કર્યો તો, ૨।૧૧।૨૦।૧।૨૦ આવ્યા તેનું અર્ધ કર્યું તો લગ્નની વિરામ સંધિ અને બીજા ભાવની આરંભ સંધિ ૧।૫।૪૦।૦।૪૦ આવી. એ પ્રમાણે બારે ભાવની સંધિઓ કરી તો નીચેપ્રમાણે આવી; એ ભાવની સાથે ગોઠવી નીચેપ્રમાણે જન્મપત્રીમાં લખવા રીવાજ છે.

## चलित कुंडली.



## બારભાવ અને તેની સંધિઓ.

| પેલો ભાવ | સંધિ | બીજો ભાવ | સંધિ | ત્રીજો ભાવ | સંધિ | ચોથો ભાવ | સંધિ | પાંચ૦ ભાવ | સંધિ | છઠો ભાવ | સંધિ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૦ | ૧ | ૧ | ૨ | ૨ | ૨ | ૩ | ૩ | ૪ | ૫ | ૫ | ૬ |
| ૨૨ | ૫ | ૧૯ | ૨ | ૧૫ | ૨૯ | ૧૨ | ૨૯ | ૧૫ | ૨ | ૧૯ | ૫ |
| ૧૬ | ૪૦ | ૪ | ૨૮ | ૫૨ | ૧૬ | ૪૦ | ૧૬ | ૫૨ | ૨૮ | ૪ | ૪૦ |
| ૦ | ૦ | ૧ | ૨ | ૨ | ૩ | ૪ | ૩ | ૨ | ૨ | ૧ | ૦ |
| ૦ | ૪૦ | ૨૦ | ૦ | ૪૦ | ૨૦ | ૦ | ૨૦ | ૪૦ | ૦ | ૨૦ | ૪૦ |
| સાત૦ ભાવ | સંધિ | આઠ૦ ભાવ | સંધિ | નવમો ભાવ | સંધિ | દશમો ભાવ | સંધિ | અગિ૦ ભાવ | સંધિ | બારમો ભાવ | સંધિ |
| ૬ | ૭ | ૭ | ૮ | ૮ | ૮ | ૯ | ૯ | ૧૦ | ૧૧ | ૧૧ | ૦ |
| ૨૨ | ૫ | ૧૯ | ૨ | ૧૫ | ૨૯ | ૧૨ | ૨૯ | ૧૫ | ૨ | ૧૯ | ૫ |
| ૧૬ | ૪૦ | ૪ | ૨૮ | ૫૨ | ૧૬ | ૪૦ | ૧૬ | ૫૨ | ૨૮ | ૪ | ૪૦ |
| ૦ | ૦ | ૧ | ૨ | ૨ | ૩ | ૪ | ૩ | ૨ | ૨ | ૧ | ૦ |
| ૦ | ૪૦ | ૨૦ | ૦ | ૪૦ | ૨ | ૦ | ૨૦ | ૪૦ | ૦ | ૨૦ | ૪૦ |

## ક્ષય અને ચય ફળનું ઉદાહરણ.

સૂર્ય ત્રીજા ભાવમાં રહેલો છે ને ત્રીજો ભાવ, ૨।૧૫।૫૨।૨।૨૦ છે, સૂર્ય પોતે ૨।૧૪।૨૧।૪ છે, તે ત્રીજા ભાવની આરંભ સંધિ ૨।૨।૨૮।૨।૦ થી વધારે છે, ને ભાવથી કમતી છે, માટે તેનો તથા એ આરંભ સંધિનો અંતર કર્યો તો, ૦।૧૧।૫૩।૨ બાકી રહ્યા, એ પરથી જે ફળ આવશે તે ભાવનું ચય ફળ થશે, કેમકે આરંભ સંધિથી તે સંધિના ભાવમાં રહેલો ગ્રહ અધિક છે. શેષ જે ૦।૧૧।૫૩।૨ રહ્યા છે, તેને તે સંધિ તથા ભાવનાં અંતર ૦।૧૩।૨૪।૦ થી ભાગ્યા તો, રૂપાત્મક સૂર્યનું ચય ફળ, ૦।૫૩।૧૨ આવ્યું. એ પ્રમાણે સર્વે ગ્રહોનાં ભાવ ફળ કહાડ્યાં તો નીચે કોઠામાં બતાવ્યા પ્રમાણે આવ્યાં—

## સૂર્ય વિગેરેનું ભાવબળ.

| રવી | ચંદ્ર | મંગલ | બુધ | ગુરૂ | શુક્ર | શનિ |
|---|---|---|---|---|---|---|
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૫૩ | ૩૬ | ૪૭ | ૪૫ | ૨૭ | ૧૭ | ૨૮ |
| ૧૨ | ૯ | ૫૩ | ૩૯ | ૨૮ | ૫૯ | ૫૩ |
| ચય | ચય | ક્ષય | ચય | ચય | ક્ષય | ચય |

# अथ दृष्टिसाधनाध्यायो द्वितीयः

## ગ્રહ દૃષ્ટિસાધન પ્રકરણ ૨ જું.

खैकाग्निद्विखवेदरामयमभूखाभ्राभ्रमेकादिभे
द्रष्ट्रा वर्जितदृश्यकस्य गुरुणा चेदष्टवेदे कृताः।
मंदेनांकयमेऽसृजा नगगुणेंकाभादिजाः संस्कृता
भागघ्नक्षयवृद्धिखानललवेनाब्ध्युद्धृता दृग्भवेत् ॥ ४ ॥

દૃશ્યમાંથી દ્રષ્ટાને[1] બાદ કરતાં જે શેષ રહે, તેની રાશિના એકાદિ અંકોના ગુણકો ક્રમે, ૦,૧,૩,૨,૦,૪,૩,૨,૧,૦,૦,૦, છે,[2] ગુરૂ દ્રષ્ટા હોય ને (ઉપર મુજબ બાદબાકી કરતાં) શેષની રાશિના આંક ૮ કે ૪ રહ્યા હોય, શનિ દ્રષ્ટા હોય, ને શેષની રાશિના આંક ૨ કે ૯ આવેલા હોય અને મંગલ દ્રષ્ટા હોય ને શેષની રાશિના આંક ૩ કે, ૭ રહેલા હોય, તો તે સ્થળે તેમનો ગુણકાંક ૪ છે.[3] એ શેષ રાસ્યાદિના અંશાદિને તે રાશિના ગુણક પછી જે ગુણક આવતો હોય, તેની સાથેના તે ગુણકના અંતરથી ગુણી ત્રીશથી ભાગતાં આવેલું ફળ, અગ્રિમ ગુણક વધારે હોય તો રાશિના ગુણકમાં ઉમેરતાં ને ઓછો હોય તો બાદ કરતાં જે આવે તેને ૪ થી ભાગ દેવાથી દૃષ્ટિ થાયછે.[4]

---

૧ જોનાર ગ્રહને દ્રષ્ટા કહેછે ને જેને તે જોતો હોય તે દૃશ્ય કહેવાય છે.

૨–૩ એ દૃષ્ટીના ગુણકાંકોની નીચેપ્રમાણે બરાબર ગોઠવણ થઈ શકેછે.

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| શેષ | રાશિ | ૧ | હોય | તો તેનો ગુણક, | ૦ | | | |
| ,, | ,, | ૨ | ,, | ,, | ૧ | શનિ દૃષ્ટા હોયતો | એને બદલે. | ૪ |
| ,, | ,, | ૩ | ,, | ,, | ૩ | મંગલ | ,, | ૪ |
| ,, | ,, | ૪ | ,, | ,, | ૨ | ગુરૂ | ,, | ૪ |
| ,, | ,, | ૫ | ,, | ,, | ૦ | | | |
| ,, | ,, | ૬ | ,, | ,, | ૪ | | | |
| ,, | ,, | ૭ | ,, | ,, | ૩ | મંગલ | ,, | ૪ |
| ,, | ,, | ૮ | ,, | ,, | ૨ | ગુરૂ | ,, | ૪ |
| ,, | ,, | ૯ | ,, | ,, | ૧ | શનિ | ,, | ૪ |
| ,, | ,, | ૧૦ | ,, | ,, | ૦ | | | |
| ,, | ,, | ૧૧ | ,, | ,, | ૦ | | | |
| ,, | ,, | ૦ | ,, | ,, | ૦ | | | |

૪ જેમકે એક રાશિને ૧૦ અંશ શેષ રહેલા છે, તો એક રાશિનો ગુણક૦ છે, ને તેની અગ્રિમ રાશિ ૨) નો ગુણક એક છે, તેનું ને તે ગુણકનું અંતર ૧ આવેછે, તેપ્રમાણે.

**સૂચના**—ગુરૂ દ્રષ્ટા હોય ને શેષ ૩ અથવા ૭ રહેલા હોય, મંગલ દ્રષ્ટા હોય ને શેષ રાશ્યંક ૨ કે ૬ રહેલા હોય અને શનિ દ્રષ્ટા હોય ને શેષ રાશ્યંક ૧ કે ૯ રહેલો હોય તો, તેમનો ગુણક અગ્રિમ રાશિના ગુણકનીસાથે અંતર કરતી ળા સાધારણ ગુણક, જે પ્રથમ ગણાવેલ છે, તે અગ્રિમ રાશિનો નહિ ગણતાં, હમેશાં ૪ નો ગણવો. જેમ કે ગુરૂ દ્રષ્ટા છે ને તેને દૃશ્યમાંથી બાદ કરતાં શેષ ૩।૨૦।૦।૦ રહેલા છે, તો તેની દૃષ્ટિ શું થશે એવો કોઈએ પ્રશ્ન પુછેલ હોય તો તે વેળા ત્રણ રાશિનો સાધારણ ગુણક તમે ૩ નો લેશો પણ ઉપરના વીશ અંશનું ફળ લેવામાટે તમે સાધારણ ગુણક ૨ જે ત્રણથી આગલની રાશિ ચારમાટે કહેવામાં આવ્યો છે, તે ત્યાં તમે લઈ શકશો નહિ; કેમકે તેના જ્યારે શેષ ૪ રહેછે, ત્યારે ગુણક ૪ થાયછે. માટે તે વેળા સાધારણ ગુણક ૨ છે, તેને બદલે ૪ તમારે લેવો; એટલે કે ૩ ને ૨નો અંતર નહિ કરતાં તમારે ૩ ને ૪ નો અંતર કરવો. એ પ્રમાણે અંતર કર્યો તો ૧ ને આવ્યો, તેથી શેષ ૨૦ ને ગુણ્યા તો ૨૦ આવ્યા તેને ૩૦ થી ભાગ્યા તો ૦।૪૦।૦ આવ્યા તે શેષની રાશિ ૩ ના આવેલા ગુણક ૩ માં, અગ્રિમ રાશિનો ગુણક ૪ વધારે છે, માટે ઉમેર્યાં તો ૩।૪૦।૦ થયા, તેને ૪ થી ભાગ્યા તો ગુરૂની દૃષ્ટિ ૦।૫૫।૦ ની આવી.

સૂર્ય વિગેરે ગ્રહની પરસ્પર તથા તેમની પ્રત્યેક ભાવપર પડતી દૃષ્ટિ પ્રત્યેક જન્મપત્રિમાં કરવી જોઇએ.

## ઉદાહરણ.

સૂર્યના ઉપર ચંદ્રની કેટલી દૃષ્ટિ છે તે જાણવાની છે. એમાં દ્રષ્ટા ચંદ્ર ૫।૧૨।૪૫।૩૦ છે, ને દૃશ્ય સૂર્ય ૨।૧૪।૨૧૪ છે. દ્રષ્ટાહીન દૃસ્ય ૯।૧।૩૧।૩૪ આવ્યો. તેનો રાશ્યંક નવ છે માટે તેનો ગુણક ૧ થયો. તેનાપર અંશાદિ ફળ ૧।૩૧।૩૪। છે તેને આવેલા ગુણક ૧ તથા તેથી અગ્રિમ રાશ્યંક ૧૦ ના ગુણક ૦ ના અંતર ૧ થી ગુણ્યા, તો ૧।૩૧।૩૪ આવ્યા; તેને ૩૦ થી ભાગ્યા તો, ૦।૩।૩ આવ્યા. તેને રાશ્યંકના ગુણકમાંથી અગ્રિમ ગુણક ઓછો છે, માટે બાદ કર્યાં તો શેષ ૦।૫૬।૫૬ રહ્યા તેને ૪ થી ભાગ્યા, તો સૂર્યપર ચંદ્રની દૃષ્ટિ ૦।૧૪।૧૫ ની થઈ. એ પ્રમાણે સર્વે ગ્રહોની પરસ્પર દૃષ્ટિ તથા તેમની પ્રત્યેક ભાવ પરની દૃષ્ટિ કરી તો તે નીચે આપ્યાપ્રમાણે આવી.

## સૂર્યાદિ ગ્રહોની પરસ્પર દૃષ્ટિ.

| સૂર્ય | ચંદ્ર | મંગલ | બુધ | ગુરૂ | શુક્ર | શનિ | ગ્રહનું નામ<br>જોનાર ગ્રહ. |
|---|---|---|---|---|---|---|---|
| ૦<br>૦<br>૦ | ૦<br>૪૩<br>૭ | ૦<br>૦<br>૦ | ૦<br>૦<br>૦ | ૦<br>૦<br>૦ | ૦<br>૦<br>૦ | ૦<br>૦<br>૨૧ | રવિ |
| ૦<br>૧૪<br>૧૫ | ૦<br>૦<br>૦ | ૦<br>૨૫<br>૨૧ | ૦<br>૧૪<br>૫૪ | ૦<br>૧૬<br>૫૫ | ૦<br>૮<br>૩૭ | ૦<br>૪૪<br>૨૫ | ચંદ્ર |
| ૦<br>૦<br>૦ | ૦<br>૩૯<br>૧૮ | ૦<br>૦<br>૦ | ૦<br>૦<br>૦ | ૦<br>૦<br>૦ | ૦<br>૧<br>૪૪ | ૦<br>૦<br>૦ | મંગલ |
| ૦<br>૦<br>૦ | ૦<br>૪૪<br>૪૮ | ૦<br>૦<br>૦ | ૦<br>૦<br>૦ | ૦<br>૦<br>૦ | ૦<br>૦<br>૦ | ૦<br>૦<br>૦ | બુધ |
| ૦<br>૦<br>૦ | ૦<br>૪૬<br>૫૫ | ૦<br>૦<br>૦ | ૦<br>૦<br>૦ | ૦<br>૦<br>૦ | ૦<br>૦<br>૦ | ૦<br>૦<br>૦ | ગુરૂ |
| ૦<br>૦<br>૦ | ૦<br>૩૨<br>૧૩ | ૦<br>૦<br>૦ | ૦<br>૦<br>૦ | ૦<br>૦<br>૦ | ૦<br>૦<br>૦ | ૦<br>૫<br>૪૮ | શુક્ર |
| ૦<br>૫૯<br>૩૯ | ૦<br>૧<br>૧૧ | ૦<br>૧૬<br>૧૪ | ૦<br>૫૮<br>૨ | ૦<br>૪૯<br>૫૮ | ૦<br>૫૪<br>૧૨ | ૦<br>૦<br>૦ | શનિ |

## પ્રત્યેક ગ્રહપર પ્રથક્ પ્રથક્ દૃષ્ટિનો સરવાળો.

| સૂર્ય. | ચંદ્ર. | મંગળ. | બુધ. | ગુરૂ. | શુક્ર. | શનિ. | સંજ્ઞા. |
|---|---|---|---|---|---|---|---|
| ૦<br>૧૪<br>૧૫ | ૧<br>૧૯<br>૮ | ૦<br>૨૫<br>૨૧ | ૦<br>૧૪<br>૫૪ | ૦<br>૧૬<br>૫૫ | ૦<br>૮<br>૩૭ | ૦<br>૫૦<br>૧૩ | શુભદૃષ્ટિ. |
| ૦<br>૫૯<br>૩૯ | ૨<br>૮<br>૨૪ | ૦<br>૧૬<br>૧૪ | ૦<br>૫૮<br>૨ | ૦<br>૪૯<br>૫૮ | ૮<br>૫૫<br>૫૬ | ૦<br>૦<br>૨૧ | ક્રૂરદૃષ્ટિ. |

## બારે ભાવપર ગ્રહની દૃષ્ટિ.

| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ભાવગ્રહ. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૦<br>૦<br>૦ | ૦<br>૦<br>૦ | ૦<br>૦<br>૦ | ૦<br>૦<br>૦ | ૦<br>૧૬<br>૩૧ | ૦<br>૪૨<br>૩૯ | ૦<br>૨૨<br>૫ | ૦<br>૯<br>૨૬ | ૦<br>૫૭<br>૨ | ૦<br>૪૫<br>૨૨ | ૦<br>૨૯<br>૧૫ | ૦<br>૧૨<br>૩૯ | સૂર્ય |
| ૦<br>૪૦<br>૬ | ૦<br>૨૬<br>૪૨ | ૦<br>૧૩<br>૧૮ | ૦<br>૦<br>૦ | ૦<br>૦<br>૦ | ૦<br>૦<br>૦ | ૦<br>૪<br>૫૪ | ૦<br>૨૧<br>૩૬ | ૦<br>૪૪<br>૪૮ | ૦<br>૨૯<br>૪૮ | ૦<br>૬<br>૪૮ | ૦<br>૫૬<br>૪૨ | ચંદ્ર |
| ૦<br>૦<br>૦ | ૦<br>૦<br>૦ | ૦<br>૦<br>૦ | ૦<br>૧૦<br>૫૪ | ૦<br>૫૧<br>૮ | ૦<br>૩૨<br>૪૨ | ૦<br>૧<br>૦ | ૦<br>૫૪<br>૩૬ | ૦<br>૦<br>૦ | ૦<br>૩૯<br>૬ | ૦<br>૧૭<br>૫૭ | ૦<br>૧<br>૨૧ | મંગળ |
| ૦<br>૦<br>૦ | ૦<br>૦<br>૦ | ૦<br>૦<br>૦ | ૦<br>૦<br>૦ | ૦<br>૧૮<br>૧૨ | ૦<br>૪૧<br>૪૮ | ૦<br>૨૦<br>૨૪ | ૦<br>૧૨<br>૪૮ | ૦<br>૫૯<br>૫૪ | ૦<br>૪૫<br>૦ | ૦<br>૨૮<br>૨૪ | ૦<br>૧૧<br>૪૮ | બુધ |
| ૦<br>૦<br>૦ | ૦<br>૦<br>૦ | ૦<br>૩<br>૦ | ૦<br>૨<br>૧ | ૦<br>૨૨<br>૧૪ | ૦<br>૫૦<br>૧૩ | ૦<br>૩૨<br>૪૪ | ૦<br>૨૦<br>૫૨ | ૦<br>૫૭<br>૫૨ | ૦<br>૪૭<br>૨ | ૦<br>૪૯<br>૬ | ૦<br>૯<br>૪૬ | ગુરૂ |
| ૦<br>૧<br>૩૦ | ૦<br>૦<br>૦ | ૦<br>૦<br>૦ | ૦<br>૦<br>૦ | ૦<br>૧૦<br>૧૮ | ૦<br>૩૮<br>૪૯ | ૦<br>૩૧<br>૩૦ | ૧<br>૦<br>૧૧ | ૦<br>૩૫<br>૧૪ | ૦<br>૫૧<br>૧૮ | ૦<br>૩૪<br>૪૨ | ૦<br>૧૮<br>૬ | શુક્ર |
| ૦<br>૦<br>૦ | ૦<br>૧૦<br>૫૦ | ૦<br>૫૮<br>૪૭ | ૦<br>૪૫<br>૩૦ | ૦<br>૨૭<br>૪૭ | ૦<br>૧૦<br>૫૦ | ૦<br>૫૫<br>૪૨ | ૦<br>૪૨<br>૩૦ | ૦<br>૩૦<br>૨૪ | ૦<br>૫૯<br>૧ | ૦<br>૦<br>૦ | ૦<br>૦<br>૦ | શનિ |

## स्थानबल

नीचोनो भगणाच्च्युतः षडधिकश्चेत्षड्हृदौच्चंबलं,
स्वर्क्षेऽर्धं समभेष्ठमस्त्रिचरणा मूलत्रिकोणे बलंः
मित्रर्क्षेंऽघ्रिरधीष्टभेत्रयइभांशा वैरिभेष्टयंशको,
दंताशोऽध्यरिभे ग्रहाधिपवशात् खेटस्यसप्तैक्यजं ॥ ५ ॥
शुक्रेन्दुसमभांशके हिविषमेऽन्येदध्युरंघ्रिबलं,
केंद्राद्येषुच रूपकार्धचरणान्यच्छंतिखेटाः क्रमात् ॥

स्त्रीखेटौ चरमे नराः प्रथमके क्लीबौचमध्ये तथा,
दृष्काणे वितरंति पादमुदितं स्थानाख्यवीर्यं त्विदं ॥ ६ ॥

## સ્થાનબળ.[1]

નીચ હીન ગ્રહને અથવા તો, તે જો ૭ રાશિથી અધિક હોય તો બાર રાશિમાંથી તે નીચેના ગ્રહ બાદ કરતાં જે શેષ રહે, તેને ૬ થી ભાગવાથી (ગ્રહનું) ઉચ્ચ બલ થાયછે;[2] ગ્રહનું સપ્ત વર્ગપતિ[3] બલ સપ્તવર્ગમાંના ગ્રહની રાશિના અધિપતિ[4] ની રાશિપ્રમાણે સ્વર્ક્ષમાં[5] $\frac{1}{2}$, સમરા-

૧ ગ્રહોનાં ઉચ્ચબલ, સપ્તવર્ગૈક્ય બલ, યુગ્માયુગ્મ બલ, કેન્દ્ર બલ અને દ્રેષ્કાણ બલના સરવાળાને સ્થાનબલ કહેછે.

૨ સૂર્યનો ઉચ્ચ ૦।૧૦।૦।૦ ચંદ્રનો ૧।૩।૦।૦ મંગલનો ૯।૨૮।૦।૦ બુધનો ૫।૧૫।૦।૦ ગુરૂનો ૩।૫।૦।૦, શુક્રનો ૧૧।૨૭।૦।૦ અને શનિનો ઉચ્ચ ૬।૨૦।૦।૦ નો છે. તેમના નીચ તેમાં ૭ રાશિ ઉમેરવાથી આવેછે. નીચેના કોષ્ટક પરથી તે બરાબર સમજાશે.

| ગ્રહનું નામ. | રવિ | ચંદ્ર | મંગલ | બુધ | ગુરૂ | શુક્ર | શનિ | |
|---|---|---|---|---|---|---|---|---|
| ઉચ્ચ રાશિ | ૦ | ૧ | ૯ | ૫ | ૩ | ૧૧ | ૬ | રાશિ |
| | ૧૦ | ૩ | ૨૮ | ૧૫ | ૫ | ૨૭ | ૨૦ | અંશ |
| | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | કલા |
| | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | વિકળા |
| નીચ રાશિ. | ૬ | ૭ | ૩ | ૧૧ | ૯ | ૫ | ૦ | રાશિ |
| | ૧૦ | ૩ | ૨૮ | ૧૫ | ૫ | ૨૭ | ૨૦ | અંશ |
| | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | કલા |
| | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | વિકળા |

૩ લગ્ન, હોરા, દ્રેષ્કાણ, સપ્તમાંશ, નવાંશ, દ્વાદશાંશ અને ત્રિશાંશને સપ્તવર્ગ કહેવાય છે. જન્મપત્રીમાં જે ષડ્વર્ગ કહેવામાં આવેછે, તેમાં લગ્ન ઉમેરીએ તો તે પણ સપ્તવર્ગ ગણી શકાય, ગ્રહોની સપ્તવર્ગ કુંડલી તથા સપ્તવર્ગપતિ વિગેરે જાણવાનું આજ પુસ્તકના પરિશિષ્ટ ૹ માં આપવામાં આવ્યું છે તે સ્થળે તેનો વિધિ સમજાવવામાં આવ્યો છે તે સમજી લેવો.

૪ મેષ અને વૃશ્ચિક રાશિનો અધિપતિ મંગલ છે, વૃષ અને તુલ રાશિનો અધિપતિ શુક્ર છે, મિથુન અને કન્યા રાશિનો અધિપતિ બુધ છે, કર્કનો અધિપતિ ચંદ્ર છે, સિંહનો અધિપતિ સૂર્ય છે, ધન અને મીન રાશિનો અધિપતિ ગુરૂ છે અને કુંભ અને મકર રાશિનો સ્વામી શનિ છે.

૫ ગ્રહ જે રાશિનો અધિપતિ હોય, તેજ રાશિમાં તે હોય તો તે સ્વર્ક્ષમાં એટલે પોતાની રાશિમાં રહેલો કહેવાય.

શિમાં $\frac{૧}{૮}$[૧], મૂળ ત્રિકોણ રાશિમાં $\frac{૩}{૪}$[૨], મિત્ર ગ્રહની રાશિમાં એકચતુર્થાંશ $\frac{૧}{૪}$, અધિ મિત્રની રાશિમાં $\frac{૩}{૮}$, શત્રુની રાશિમાં $\frac{૧}{૧૬}$ અને અધિશત્રુની રાશિમાં $\frac{૧}{૩૨}$ છે. શુક્ર અને ચંદ્ર સમ[૩] નવાંશ કે રાશિમાં હોય, તો તે $\frac{૧}{૪}$ બલ આપેછે, અને બાકીના (ગ્રહો) વિષમ[૪] રાશિમાં કે નવાંશમાં આવેલા હોય તો $\frac{૧}{૪}$ બલ આપેછે.[૯] ગ્રહો કેન્દ્રમાં ૧, પણ ફરસ્થાનમાં $\frac{૧}{૨}$ ને આપોકિલમસ્થાનમાં ક્રમે $\frac{૧}{૪}$ બલ આપેછે.[૫] સ્ત્રી ગ્રહો[૬] અંત્ય દૃષ્કાણમાં, પુરૂષગ્રહો પહેલા દૃષ્કાણમાં[૭] ને નપુંસક ગ્રહો[૮] મધ્ય દૃષ્કાણમાં હોય તો તેમનું બલ $\frac{૧}{૪}$ કહેવાયલું છે. એ (રીતે આવેલાં સર્વે બલનો સરવાળો) સ્થાનબલ કહેવાય છે.[૯] ॥ ૬ ॥

આચાર્યે ગ્રંથને નાનો કરવામાટે સ્થાનબલ તૈયાર કરવા માટેનાં સાધનો છોડી દીધાં છે, તેથી વાંચનાર તેમજ તે શીખનારને અતિમુશ્કેલીમાં મૂકયા બરોબર કરેલું છે, નવો શીખનાર હોય ને જાતકના બીજા ગ્રંથો

---

૧ શત્રુ મિત્ર અધિમિત્ર અધિશત્રુ અને સમ એ મૈત્રિના પાંચ ભેદ છે. ગ્રહોની નૈસર્ગિક મૈત્રિપરથી એ પાંચ પ્રકારની મૈત્રિ તૈયાર થાયછે, ને તે કરવાનો વિધિ આજ ગ્રંથમાં પરિશિષ્ટ ક માં આપવામાં આવ્યો છે, તે જોવો.

૨ સૂર્યની સિંહ, ચંદ્રની વૃષભ, મંગલની મેષ, બુધની કન્યા, ગુરૂની ધન, શુક્રની તુલા અને શનિની કુંભરાશિ ત્રિકોણરાશિ કહેવાય છે.

૩–૪ મેષાદિ બાર રાશિને બે ભાગમાં વેંચવામાં આવી છે. સમ અને વિષમ મેષ, મિથુન, સિંહ, તુલ, ધન અને કુંભ એ વિષમ રાશિ, અથવા એકી રાશિ કહેવાય છે, અને બાકીની સમરાશિ, અથવા બેકીરાશિ કહેવાય છે.

૫. ૧,૪,૭ ને ૧૦ એ ભાવોને કેન્દ્ર, કહેવામાં આવેછે.
૨,૫,૮,ને ૧૧ „ પણફર „ „
૩,૬,૯–૧૨ „ આપોકિલમ „ „

૬ સ્ત્રીગ્રહો, જેવા કે ચંદ્ર અને શુક્ર રાશિના ત્રીજા ભાગમાં રહેલા હોય તો બળ આપી શકે.

૭ પુરૂષગ્રહો, જેવા કે સૂર્ય, મંગલ અને ગુરૂ રાશિના પહેલા ભાગમાં રહેલા હોય તો ઉપર કહ્યા મુજબ બલ આપી શકે.

૮ નપુંસક ગ્રહો જેવા કે બુધ અને શનિ, જો રાશિના મધ્યમાં રહેલા હોય તો કથિત બલ આપી શકે.

રાશિના ત્રણ ભાગ કરવામાં આવે છે ને તે પ્રત્યેકને દૃષ્કાણ કહેવામાં આવેછે. શરૂઆતના દશ અંશને પહેલો દૃષ્કાણ, દશથી ઉપર ને ૨૦ અંશથી અંદરનાને બીજો દૃષ્કાણ ને તે પછીના ભાગને અંતિમ દૃષ્કાણ અથવા છેલો દૃષ્કાણ કહેવાય છે.

૯ એ સર્વે બલનો સરવાળો જે આવે તેને સ્થાનબલ કહેછે.

ભણેલો ન હોય, તો તેનાથી આ ગ્રંથ શીખીજ શકાય નહિ. આ સ્થળે સ્વાલ ઉઠશે કે ત્યારે એવા વિચારવંત નરે તેવી ગોઠવણ શાને રાખી હશે? તેનો પ્રત્યુત્તર તેણે પોતાના મંગલાચરણના શ્લોક ૧ લાની બીજી લીટીમાં "**ज्योतिर्विदां प्रीतये**" એ વાક્યથી સંતોષપૂર્વક આપી દીધો છે. આચાર્યનો મૂળથી એવો ઉદ્દેશ નથી કે તેમનો આ નાનો યુક્તિમય ગ્રંથ જાતકપદ્ધતિ શીખનારે શરૂઆતે શીખવો.

આ ગ્રંથ તો કેવળ જ્યોતિર્વિદોને સંતોષ થાય તે માટેજ તેમણે બનાવેલો છે. ગણકો અન્યગ્રંથો શીખ્યા પછી આ ગ્રંથનો અભ્યાસ સારી રીતે કરી શકે ને તે જ્યોતિર્વિદ પોતાના દૈવજ્ઞપણાના અનેક સંસ્કારથી તેને સારી રીતે સમજાવી શકે, એવા ઉદ્દેશથીજ આ ગ્રંથ રચાયલો છે. આ સ્થળે અમારે કહેવું જોઈએ કે જ્યોતિષી જો ખગોળ, જાતક શાસ્ત્ર અને સંહિતા એ ત્રણે વિષય બરોબર ન સમજતો હોય તો તેવાને આ ગ્રંથ શીખવાની કશી જરૂર નથી કેમકે તે સમગ્ર જ્યોતિષશાસ્ત્રના જ્ઞાન શિવાય સમજી શકાય તેમ નથી.

## ઉદાહરણ—

આજ જાતકના ગ્રહોપરથી પરિશિષ્ટ क માં જણાવ્યા મુજબ સપ્તવર્ગ, મૈત્રિ વિગેરે તૈયાર કર્યાં, તો નીચેપ્રમાણે આવ્યાં.

### ગ્રહોનું સપ્તવર્ગપતિ ચક્ર.

| સૂર્ય | ચંદ્ર | મંગલ | બુધ | ગુરૂ | શુક્ર | શનિ | | વર્ગનું નામ |
|---|---|---|---|---|---|---|---|---|
| બુધ<br>શત્રુ | બુધ<br>અધિશત્રુ | શુક્ર<br>રવિ | બુધ<br>સ્વગૃહ | બુધ<br>અધિશત્રુ | બુધ<br>સમ | મંગલ<br>સમ | કોની રાશિમાં છે ને તે સાથે તેનો કેવો સંબંધ છે. | લગ્નમાં |
| રવિ<br>સ્વગૃહ | ચંદ્ર<br>સ્વગૃહ | મિત્ર<br>અધિમિત્ર | રવિ<br>સમ | રવિ<br>સમ | ચંદ્ર<br>સમ | રવિ<br>સમ | | હોરા |
| શુક્ર<br>અધિશત્રુ | શનિ<br>અધિશત્રુ | શનિ<br>મિત્ર | શુક્ર<br>સમ | બુધ<br>અધિશત્રુ | શનિ<br>મિત્ર | રવિ<br>સમ | | દ્રેષ્કાણ |
| બુધ<br>શત્રુ | શુક્ર<br>મિત્ર | મંગલ<br>સ્વગૃહ | રવિ<br>સમ | રવિ<br>સમ | મંગલ<br>મિત્ર | ચંદ્ર<br>અ.શત્રુ | | સપ્તાંશ |
| શનિ<br>સમ | મંગળ<br>શત્રુ | ચંદ્ર<br>સમ | શનિ<br>મિત્ર | ગુરૂ<br>સ્વગૃહ | શુક્ર<br>સ્વગૃહી | રવિ<br>સમ | | નવાંશ |
| મંગલ<br>મિત્ર | શનિ<br>શત્રુ | શનિ<br>મિત્ર | મંગલ<br>મિત્ર | બુધ<br>અધિશત્રુ | મંગલ<br>મિત્ર | બુધ<br>અ.મિ. | | દ્વાદશાંશ |
| ગુરૂ<br>સમ | ગુરૂ<br>મિત્ર | શનિ<br>મિત્ર | ગુરૂ<br>શત્રુ | શનિ<br>મિત્ર | શુક્ર<br>સ્વગૃહી | ગુરૂ<br>મિત્ર | | ત્રિંશાંશ |

## ભાવ સપ્તવર્ગપતિ ચક્ર.

| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ભાવ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| મં | બુ | બુ | ચં | ર | બુ | શુ | મં | ગુ | શ | શ | ગુ | લગ્ન |
| ચં | ર | ચં | ચં | ચં | ર | ચં | ર | ચં | ચં | ચં | ર | હોરા |
| ગુ | બુ | શુ | મં | ગુ | શ | બુ | ગુ | મં | શુ | બુ | ચં | દૃષ્કાણ |
| બુ | ગુ | બુ | ગુ | મં | ચં | ગુ | બુ | ગુ | બુ | શુ | શ | સપ્તાંશ |
| શુ | બુ | શ | શુ | ર | બુ | મં | ગુ | ર | મં | શ | ગુ | નવાંશ |
| ગુ | ગુ | ગુ | ગુ | શ | મં | બુ | બુ | બુ | બુ | ર | શુ | દ્વાદશાંશ |
| બુ | ગુ | ગુ | ગુ | ગુ | ગુ | બુ | શુ | ગુ | ગુ | ગુ | ગુ | ત્રિશાંશ |

## ગ્રહોની પરસ્પર મૈત્રી.

| સૂર્ય | ચંદ્ર | મંગલ | બુધ | ગુરૂ | શુક્ર | શનિ | નામ |
|---|---|---|---|---|---|---|---|
| ચંદ્ર<br>મંગલ | રવિ<br>બુધ | રવિ<br>ગુરૂ | ,,<br>,, | ચંદ્ર<br>મંગલ | શનિ<br>,, | બુધ<br>શુક્ર | અધિમિત્ર ગ્રહ |
| ,,<br>,, | ગુરૂ<br>શુક્ર | શુક્ર<br>શનિ | શનિ<br>મંગલ | શનિ<br>,, | મંગલ<br>,, | ગુરૂ<br>,, | મિત્ર ગ્રહ |
| ગુરૂ<br>શનિ<br>,, | ,,<br>,,<br>,, | ચંદ્ર<br>બુધ<br>,, | રવિ<br>શુક્ર<br>ચંદ્ર | રવિ<br>,,<br>,, | બુધ<br>ચંદ્ર<br>,, | રવિ<br>મંગલ<br>,, | સમાન ગ્રહ |
| બુધ<br>,, | મંગલ<br>શનિ | ,,<br>,, | ગુરૂ<br>,, | ,,<br>,, | ગુરૂ<br>,, | ,,<br>,, | શત્રુ ગ્રહ |
| શુક્ર<br>,, | ,,<br>,, | ,,<br>,, | ,,<br>,, | બુધ<br>શુક્ર | રવિ<br>,, | ચંદ્ર<br>,, | અધિશત્રુ ગ્રહ |

## સપ્ત વર્ગબલનું ઉદાહરણ.

અહીં સૂર્ય મિથુન રાશિમાં છે, તેનો અધિપતિ બુધ છે, એ બુધ જન્મ વખતે પોતાની રાશિમાં રહેલો છે, માટે તેનું લગ્નમાં ૦।૩૦।૦ બલ આવ્યું; તેમજ હોરામાં સૂર્યની રાશિનો સ્વામી પોતેજ છે, પણ તે જન્મ વખતે શત્રુ ક્ષેત્રમાં રહેલો છે, માટે તેનું બલ $\frac{૧}{૧૬}$ એટલે ૦।૩।૪૫ આવ્યું; દૃષ્કાણમાં તે શુક્રની રાશિમાં રહેલો છે, ને શુક્ર તાત્કાલિક સમક્ષેત્રી છે માટે તેનું બલ $\frac{૧}{૮}$, એટલે ૦।૭।૩૦ આવ્યું; સપ્તાંશમાં તેનો પતિ બુધ છે, તે જન્મવખતે સ્વગૃહી છે, માટે ત્યાં તેનું બલ $\frac{૧}{૨}$, એટલે ૦।૩૦।૦ આવ્યું;

નવાંશમાં તેનો અધિપતિ શનિ છે, તે જન્મગ્રહમાં સમાન મૈત્રીવાળા ગ્રહની રાશિમાં બેઠેલો છે, માટે ત્યાં બલ $\frac{૧}{૮}$, એટલે ૦।૭।૩૦ આવ્યું; દ્વાદશાંશમાં સૂર્યની રાશિનો અધિપતિ મંગલ છે, તે જન્મકુંડલીમાં મિત્રગ્રહની રાશિમાં રહેલો છે, માટે ત્યાં તેનું બલ $\frac{૧}{૪}$, એટલે ૦।૧૫।૦ આવ્યું; અને ત્રિશાંશમાં સૂર્યનો અધિપતિ ગુરૂ છે, તે તાત્કાલિક અધિશત્રુની રાશિમાં રહેલો છે, માટે ત્યાં તેનું બલ $\frac{૧}{૩૨}$, એટલે ૦।૧।૫૨ નું આવ્યું. તે સર્વેનો સર્વાળો કર્યો તો સૂર્યનું સપ્તવર્ગપતિ બલ ૧।૩૫।૩૭।૦ આવ્યું. એપ્રમાણે સર્વે ગ્રહોનું સપ્તવર્ગપતિ બલ કહાડયું તો નીચે કોઠામાં જણાવ્યા મુજબ આવ્યું:—

## સ્થાનબળ.

| સૂર્ય | ચંદ્ર | મંગલ | બુધ | ગુરૂ | શુક્ર | શનિ | વર્ગનું નામ |
|---|---|---|---|---|---|---|---|
| ૦<br>૩૦<br>૦ | ૦<br>૩૦<br>૦ | ૦<br>૭<br>૩૦ | ૦<br>૩૦<br>૦ | ૦<br>૩૦<br>૦ | ૦<br>૩૦<br>૦ | ૦<br>૧૫<br>૦ | લગ્નમાં |
| ૦<br>૩<br>૪૫ | ૦<br>૨૨<br>૩૦ | ૦<br>૩<br>૪૫ | ૦<br>૩<br>૪૫ | ૦<br>૩<br>૪૫ | ૦<br>૨૨<br>૩૦ | ૦<br>૩<br>૪૫ | હોરામાં |
| ૦<br>૭<br>૩૦ | ૦<br>૭<br>૩૦ | ૦<br>૭<br>૩૦ | ૦<br>૭<br>૩૦ | ૦<br>૩૦<br>૦ | ૦<br>૭<br>૩૦ | ૦<br>૩<br>૪૫ | દ્રેષ્કાણ |
| ૦<br>૩૦<br>૦ | ૦<br>૭<br>૩૦ | ૦<br>૧૫<br>૦ | ૦<br>૩<br>૪૫ | ૦<br>૩<br>૪૫ | ૦<br>૧૫<br>૦ | ૦<br>૨૨<br>૩૦ | સપ્તાંશ |
| ૦<br>૭<br>૩૦ | ૦<br>૧૫<br>૦ | ૦<br>૨૨<br>૩૦ | ૦<br>૭<br>૩૦ | ૦<br>૧<br>૫૨॥ | ૦<br>૭<br>૩૦ | ૦<br>૩<br>૪૫ | નવાંશ |
| ૦<br>૧૫<br>૦ | ૦<br>૭<br>૩૦ | ૦<br>૭<br>૩૦ | ૦<br>૧૫<br>૦ | ૦<br>૩૦<br>૦ | ૦<br>૧૫<br>૦ | ૦<br>૩૦<br>૦ | દ્વાદશાંશ |
| ૦<br>૧<br>૫૨॥ | ૦<br>૧<br>૫૨॥ | ૦<br>૭<br>૩૦ | ૧<br>૦<br>૫૨॥ | ૦<br>૭<br>૩૦ | ૦<br>૭<br>૩૦ | ૦<br>૧<br>૫૨॥ | ત્રિશાંશ |
| ૧<br>૩૫<br>૩૭॥ | ૧<br>૩૧<br>૫૨॥ | ૧<br>૧૧<br>૧૫ | ૧<br>૯<br>૨૨॥ | ૧<br>૫૬<br>૫૨॥ | ૧<br>૪૫<br>૦ | ૧<br>૨૦<br>૩૭॥ | સર્વાળો |

## યુગ્માયુગ્મ બલનું ઉદાહરણ.

આમાં સૂર્ય, બુધ, ગુરૂ અને શનિ એકી રાશિમાં છે માટે તે દરેકનું બલ ૦।૧૫।૦, એટલે $\frac{૧}{૪}$ આવ્યું. ચંદ્ર સમ રાશિમાં છે ને શુક્ર સમ રાશિના અંશમાં છે, માટે તે દરેકનું બલ પણ $\frac{૧}{૪}$, એટલે ૦।૧૫।૦ આવ્યું. ફક્ત મંગલ એકલો વિષમ રાશિમાં પણ નથી ને વિષમ નવાંશમાં પણ નથી માટે તેનું બલ ૦।૦।૦ આવ્યું.

### યુગ્માયુગ્મ બલ.

| રવિ | ચંદ્ર | મંગલ | બુધ | ગુરૂ | શુક્ર | શનિ | |
|---|---|---|---|---|---|---|---|
| ૦<br>૧૫<br>૦ | ૦<br>૧૫<br>૦ | ૦<br>૦<br>૦ | ૦<br>૧૫<br>૦ | ૦<br>૧૫<br>૦ | ૦<br>૧૫<br>૦ | ૦<br>૧૫<br>૦ | બલ. |

## કેન્દ્રાદિ બલનું ઉદાહરણ.

શનિ કેન્દ્રમાં છે માટે તેનું બલ ૧।૦।૦, મંગલ પણફરમાં છે માટે તેનું બલ $\frac{૧}{૨}$, એટલે ૦।૩૦।૦, અને સૂર્ય, ચંદ્ર, બુધ, ગુરૂ અને શુક્ર આપોક્લિમ સ્થાનમાં છે, માટે તે દરેકનું બલ $\frac{૧}{૪}$ એટલે ૦।૧૫।૦ આવ્યું.

### કેન્દ્રાદિ બલ.

| રવિ | ચંદ્ર | મંગલ | બુધ | ગુરૂ | શુક્ર | શનિ | |
|---|---|---|---|---|---|---|---|
| ૦<br>૧૫<br>૦ | ૦<br>૧૫<br>૦ | ૦<br>૩૦<br>૦ | ૦<br>૧૫<br>૦ | ૦<br>૧૫<br>૦ | ૦<br>૧૫<br>૦ | ૧<br>૦<br>૦ | બલ. |

## દ્રેષ્કાણના બલનું ઉદાહરણ.

ગુરૂ પુરૂષ ગ્રહ છે ને તે પહેલા દ્રેષ્કાણમાં છે, તે માટે તેનું બલ $\frac{૧}{૪}$, એટલે ૦।૧૫।૦; બુધ નપુંશક ગ્રહ છે અને મધ્ય દ્રેષ્કાણમાં છે, માટે તેનું બલ ૦।૧૫।૦, શુક્ર સ્ત્રી ગ્રહ છે ને તે છેલા દ્રેષ્કાણમાં છે, માટે તેનું બલ ૦।૧૫।૦, અને શનિ નપુંશક ગ્રહ છે ને તે મધ્ય દ્રેષ્કાણમાં રહેલો છે, માટે તેનું બલ ૦।૧૫।૦. બાકીના ગ્રહની કહ્યા મુજબ સ્થિતિ ન હોવાથી તેમનું બલ ૦।૦।૦.

દ્રેષ્કાણ બલ.

| સૂર્ય | ચંદ્ર | મંગલ | બુધ | ગુરૂ | શુક્ર | શની |
|---|---|---|---|---|---|---|
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૧૫ | ૧૫ | ૧૫ | ૧૫ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |

## दिग्बलं तथाच कालबलसाधनं

### દિગ્બલ તથા કાલ બલ વરતવાની રીત.

मंदाल्लग्नमिनात्कुजाच्च हिबुकं शोध्यं विधोर्भार्गवान्
माध्यं ज्ञाद्गुरुतोस्तमत्र रसभात्पुष्टं त्यजेच्चक्रतः ।
दिग्वीर्यं रसहृत्त्वथो समयजं रूपं सदा स्याद्विद-
स्त्रिंशद्भक्तनतोन्नते शशिकुजार्कीणां परेषां वले
शुक्लेन्त्ये तिथिहृद्गतैष्यतिथयो वीर्यं सतां भूच्युतं ॥ १ ॥
पापानां द्विगुणं विधोरिदमथान्हस्र्यंककेषु क्रमात्
सौम्यार्कार्किभुवां निशः शशिसिताराणां च रूपं सदे-
ज्यस्यार्थांघ्रिचयाद्बली किल समामासद्युहोरेश्वराः ॥ ८ ॥

શનિમાંથી લગ્ન, મંગલ અને સૂર્યમાંથી ચોથો ભાવ, ચંદ્ર અને શુક્રમાંથી દશમો ભાવ અને ગુરૂ અને બુધમાંથી સાતમો ભાવ બાદ કરતાં રહેલ શેષને ૬ થી ભાગવાથી ગ્રહનું દિગ્બલ થાયછે, એ શેષ જો ૬ રાશિથી વધારે હોય તો તેને બારમાંથી બાદ કરતાં રહેલ શેષને ૬ થી ભાગવાથી દિક્બલ થાયછે. હવે[1] કાલ બલ (કહીએ છીએ). બુધનું અહર્નિશ બલ ૧।૦।૦ છે, અને ચંદ્ર, મંગલ અને શનિનું તથા બાકીના સર્વે ગ્રહનું બલ ક્રમે નતને તથા ઉન્નતને ૩૦ થી ભાગવાથી આવે છે.[2] શુક્લ અને કૃષ્ણપક્ષમાં ક્રમે ગત અને એષ્ય[3] તિથીઓને ૧૫ થી ભાગવાથી

૧ જે જે ગ્રહમાંથી જે જે ભાવ બાદ કરવાનું કહેવામાં આવ્યું છે, તેપરથી જે બળ લાવવામાં આવે તે તે ગ્રહનું દિગ્બળ થાયછે. જેમકે શનિમાંથી લગ્ન બાદ કરવાથી જે બળ આવે તે શનિનું દિગ્બળ થાય.

૨ આ બળને નતોન્નત બળ કહેછે.

૩ બાકીની તિથીઓને એષ્ય તિથીઓ કહેછે. તિથી કેટલી ગઈ અથવા તો કેટલી એષ્ય છે તે પુરવણીમાં આપેલી રીતે સહેલાઈથી જાણી શકાશે.

શુભ ગ્રહનું[1] (પક્ષ) બલ થાય છે; એને એકમાંથી બાદ કરવાથી પાપ[2] ગ્રહોનું (પક્ષ) બલ થાયછે; ચંદ્રનું આ પક્ષબલ બમણું કરવામાં આવે છે;[3] હવે દિવસના ત્રણ ભાગમાં (જન્મ હોય તો) ક્રમે બુધ, સૂર્ય અને શનિનું ૧।૦।૦ બલ છે, અને રાત્રિના ત્રણ ભાગમાં ક્રમે ચંદ્ર, શુક્ર અને મંગલનું બલ ૧।૦।૦ છે; અને ગુરૂનું અહર્નિશ ૧।૦।૦ બલ છે.[4] વર્ષ માસ દિવસ અને હોરાના સ્વામીઓ ક્રમે એકેક ચતુર્થાંશ વિશેષ બલદાતા છે.[5]

જે વર્ષમાં જન્મ હોય તે વર્ષના ચૈત્ર માસની એકમને રોજ જે વાર હોય તે ગ્રહ વર્ષપતિ કહેવાય છે.

જે માસમાં જન્મ હોય તે માસની પ્રતિપદાને દિવસ જે વાર હોય તે માસપતિ ગણાય છે.

જે વારે જન્મ હોય તે વાર દિવસપતિ કહેવાય છે. દિવસપતિ નક્કી કરતી વેળા યાદ રાખવાનું જે પોતાના દેશમાં વારની પ્રવૃત્તિ મધ્ય-રેખા કરતાં જેટલા યોજન પોતાનો દેશ દૂર હોય તેના $\frac{1}{4}$ પળ પંદર ઘડીમાં ઉમેરવાથી જે ઘડી પળ આવે તે જો દિનાર્ધનાથી વધારે હોય તો તેટલી ઘડી પળ (મદય) પહેલાં વાર પ્રવૃત્તિ થયેલ જાણવી ને જેટલાં કમતી હોય તેટલાં ઘડી પળે સૂર્યોદય પછી વાર પ્રવૃત્તિ થયેલી સમજવી.

---

૧ એ બળને પક્ષબળ કહેછે; ગુરૂ, શુક્ર, શુક્લ ચોથ પછીનો ચંદ્ર અને ક્રૂર ગ્રહના સમાગમ વિનાનો બુધ એ શુભ ગ્રહો કહેવાય છે.

૨ ક્ષીણ ચંદ્ર, સૂર્ય, મંગળ, પાપ ગ્રહયુક્ત બુધ, અને શનિ એ પાપગ્રહ કહેવાય છે.

૩ ચંદ્રનું પક્ષબળ બમણું કરવાનું એટલામાટે કહેવામાં આવ્યું છે, કે તેનું પક્ષબળ તેજ ચેષ્ટાબળ ગણાય છે.

૪ એટલે કે દિવસના પહેલા તૃતીયાંશમાં જન્મ હોય તો, બુધનું બીજા તૃ-તીયાંશમાં જન્મ હોય તો સૂર્યનું અને ત્રીજા તૃતીયાંશમાં જન્મ હોય તો, શનિનું ૧।૦।૦ બળ થાય. તેમજ રાત્રિના પ્રથમ તૃતીયાંશમાં જન્મ હોય તો ચંદ્રનું, બીજા તૃતીયાંશમાં જન્મ હોય તો શુક્રનું અને ત્રીજા તૃતીયાંશમાં જન્મ હોય તો મંગળનું ૧।૦।૦ બળ ગણવામાં આવે.

૫ એટલે વર્ષપતિ જે ગ્રહ હોય તેનું બળ ૦।૧૫।૦, માસપતિ જે ગ્રહ હોય તેનું બળ ૦।૩૦।૦, દિવસ પતિ જે ગ્રહ હોય તેનું બળ ૦।૪૫।૦ અને હોરા પતિ જે ગ્રહ હોય તેનું ૧।૦।૦ બળ ગણવામાં આવે છે.

નતોન્નત બળ, પક્ષ બળ, દિનરાત્રિ ત્રિભાગ બળ અને વર્ષ માસ દિવસપતિ હોરાપતિ વિગેરેનાં બળના યોગને એટલે સરવાળાને કાળબળ કહેછે.

## દિગ્બળનું ઉદાહરણ.

આ જન્મપત્રીમાં સૂર્ય, ૨।૧૪।૨૧।૪ આવેલો છે તેનું દિક્બળ જાણવું છે માટે તેમાંથી કહ્યા મુજબ ચોથો ભાવ જે ૩।૧૨।૪૦।૪ છે, તે બાદ કર્યો તો શેષ ૧૧।૨।૪૧।૦ આવ્યા. એ શેષ ૭ રાશિથી વધારે છે માટે તેને ૧૨ માંથી બાદ કર્યા તો શેષ ૦।૨૮।૧૯।૦ રહ્યા. તેને કહ્યા મુજબ ૬ થી ભાગ્યા તો સૂર્યનું દિગ્બળ ૦।૯।૨૬ આવ્યું. એજ પ્રમાણે બાકીના ગ્રહોનું દિગ્બળ વર્ત્યું તો નીચે મુજબ આવ્યું.

## ગ્રહનાં દિગ્બળનો કોઠો.

| સૂર્ય. | ચંદ્ર. | મંગળ. | બુધ. | ગુરૂ. | શુક્ર. | શનિ. | ગ્રહનું નામ. |
|---|---|---|---|---|---|---|---|
| ૦<br>૯<br>૨૬ | ૦<br>૪૦<br>૨ | ૦<br>૧૬<br>૫૭ | ૦<br>૪૩<br>૧૨ | ૦<br>૪૪<br>૩૩ | ૦<br>૫૪<br>૧૧ | ૦<br>૨<br>૫૨ | બળ. |

## કાળબળનું ઉદાહરણ.

### નતોન્નત બળ.

બુધનું સર્વદા ૧।૦।૦ બળ હોય છે, માટે તેનું નતોન્નત બળ ૧।૦।૦ નત ૨૪।૫૬ આવેલ છે, તેને ૩૦ થી ભાગ્યા તો, ૦।૪૯।૫૨ આવ્યા. એ ચંદ્ર, મંગળ અને શનિનું નતોન્નત બળ થયું. તેમજ ઉન્નત ૦।૫।૪ આવેલ છે, તેને ૩૦ થી ભાગ્યા તો, ૦।૧૦।૮ આવ્યા. એ સૂર્ય, ગુરૂ અને શુક્રનું નતોન્નત બળ થયું. એ પ્રમાણે સર્વે ગ્રહનું નતોન્નત બળ નીચે મુજબ આવ્યું:—

### નતોન્નત બળ.

| સૂર્ય | ચંદ્ર | મંગલ | બુધ | ગુરૂ | શુક્ર | શનિ |
|---|---|---|---|---|---|---|
| ૦<br>૧૦<br>૮ | ૦<br>૪૯<br>૫૨ | ૦<br>૪૯<br>૫૨ | ૧<br>૦<br>૦ | ૦<br>૧૦<br>૮ | ૦<br>૧૦<br>૮ | ૦<br>૪૯<br>૫૨ |

## પક્ષબળ.

શુકલપક્ષમાં જન્મ છે, માટે તે પક્ષની જેટલી તિથીઓ ગત થયેલી હોય તેટલી પક્ષબળ વાસ્તે લેવાની છે.

પરિશિષ્ટ ૬ માં બતાવ્યા પ્રમાણે ગત તિથીઓ ૭ $\frac{૪।૭।૯}{૧૨}$ આવી છે તેને ૧૫ થી ભાગ્યા તો શુભ ગ્રહ જે બુધ, ગુરૂ શુક્ર અને ચંદ્ર છે તેમનું પક્ષ બળ ૦।૨૯।૨૨ નું આવ્યું. એને ૧।૦।૦ માંથી બાદ કર્યું તો બાકીના ગ્રહો, સૂર્ય, મંગળ અને શનિ જે ક્રૂર ગ્રહ છે, તેમનું પક્ષબળ ૦।૩૦।૩૮ આવ્યું. ચંદ્રનું પક્ષબળ, જે ૦।૨૯।૨૨ આવેલું છે, તેને બમણું કર્યું તો તેનું સ્પષ્ટ પક્ષબળ ૦।૫૮।૪૪ નું થયું. એ પ્રમાણે સર્વે ગ્રહોનું પક્ષબળ નીચે પ્રમાણે તૈયાર થયું.

### પક્ષબળનો કોઠો.

| સૂર્ય | ચંદ્ર | મંગલ | બુધ | ગુરૂ | શુક્ર | શનિ |
|---|---|---|---|---|---|---|
| ૦<br>૩૦<br>૩૮ | ૦<br>૫૮<br>૪૪ | ૦<br>૩૦<br>૩૮ | ૦<br>૨૯<br>૨૨ | ૦<br>૨૯<br>૨૨ | ૦<br>૨૯<br>૨૨ | ૦<br>૩૦<br>૩૮ |

**હોરાપતિ.** દિવસ અને રાત્રિમાં કુલ મળી ૨૪ હોરા થાયછે. હોરાની શરૂઆત વારપ્રવૃત્તિથી થાયછે. પહેલી હોરા સૂર્યની, બીજી શુક્રની, ત્રીજી બુધની, ચોથી ચંદ્રની, પાંચમી શનિની, છઠ્ઠી ગુરૂની અને સાતમી હોરા મંગલની આવે છે. જે દિવસ જે વાર હોય તે દિવસ તે વારની પહેલી હોરા સમજવી, બાદ જન્મ જ્યારે થયો હોય ત્યાંસુધીની જેટલી હોરા થઈ હોય, તેટલી ઉપર બતાવેલા ક્રમ પ્રમાણે તે શરૂઆતની હોરાના સ્વામીથી ગણના કરતાં ચાલુ હોરા જે ગ્રહની હોય તે ગ્રહ હોરાપતિ કહેવાય છે.

જન્મ વર્ષમાં વર્ષની શરૂઆતનો વાર રવિ છે માટે વર્ષપતિ તરિકે તેને બળ ૦।૧૫।૦ નું મળ્યું.

જન્મમાસની એકમને દિવસ શુક્રવાર છે માટે શુક્રને માસપતિ તરિકે ૦।૩૦।૦ નું બળ મળ્યું.

સોમવારને રોજ જન્મ થયોછે માટે વારપતિ ચંદ્ર થયો; તે માટે તેને ૦।૪૫।૦ નું બળ મળ્યું.

સૂર્યોદય પછી ૫૧।૨૮ ઘડીએ જન્મ થયો છે. પણ એ ઘડીની શરૂ-

આત વારપ્રવૃતિથી લેવાની છે માટે વારપ્રવૃતિ જે સૂર્યોદય પછી ઘ. ૧ પ. ૨૧ થાયછે, તેથી જન્મપર્યંત ગતકાળ ઘડી ૫૦ ને પળ ૭ થયો. અઢી ઘડીની એક હોરા થતી હોવાથી ૨૦ હોરા વ્યતીત થઈ, ને ૨૧ મી તે વખતે ચાલતી હોવી જોઇએ. સોમવારનો જન્મ છે માટે તેથી ૨૧ મી હોરાનો પતિ બુધ આપણને મલ્યો. માટે આ પત્રિકામાં હોરાપતિ બુધ થયો, ને તેને તે પતિતરિકેનું ૧।૦।૦ બળ મલ્યું.

## વર્ષ-માસ-દિન હોરાપતિનાં બળ.

| સૂર્ય | ચંદ્ર | મંગલ | બુધ | ગુરૂ | શુક્ર | શનિ | નામ |
|---|---|---|---|---|---|---|---|
| વર્ષપતિ<br>૦<br>૧૫<br>૦ | દિનપતિ<br>૦<br>૪૫<br>૦ | ૦<br>૦<br>૦ | હોરાપતિ<br>૧<br>૦<br>૦ | ૦<br>૦<br>૦ | માસપતિ<br>૦<br>૩૦<br>૦ | ૦<br>૦<br>૦ | નામ. |

એ સર્વે બળને નીચે પ્રમાણે કોઠામાં ગોઠવી યોગ કર્યો તો કાળબળ નીચે પ્રમાણે આવ્યું.

## કાળબળ.

| સૂર્ય | ચંદ્ર | મંગલ | બુધ | ગુરૂ | શુક્ર | શનિ | નામ |
|---|---|---|---|---|---|---|---|
| ૦<br>૧૦<br>૮ | ૦<br>૪૯<br>૫૨ | ૦<br>૪૯<br>૫૨ | ૧<br>૦<br>૦ | ૦<br>૧૦<br>૮ | ૦<br>૧૦<br>૮ | ૦<br>૪૯<br>૫૨ | નતોન્નત બળ |
| ૦<br>૩૦<br>૩૮ | ૦<br>૫૮<br>૪૪ | ૦<br>૩૦<br>૩૮ | ૦<br>૨૯<br>૨૨ | ૦<br>૨૯<br>૨૨ | ૦<br>૨૯<br>૨૨ | ૦<br>૩૮<br>૩૮ | પક્ષબળ |
| ૦<br>૦<br>૦ | ૦<br>૦<br>૦ | ૧<br>૦<br>૦ | ૦<br>૦<br>૦ | ૧<br>૦<br>૦ | ૦<br>૦<br>૦ | ૦<br>૦<br>૦ | દિનરાત્રિ ત્રિભાગ |
| ૦<br>૧૫<br>૦ | ૦<br>૪૫<br>૦ | ૦<br>૦<br>૦ | ૧<br>૦<br>૦ | ૦<br>૦<br>૦ | ૦<br>૩૦<br>૦ | ૦<br>૦<br>૦ | વર્ષ માસ દિવસ હોરા પતિબળ |
| ૦<br>૫૫<br>૪૬ | ૨<br>૩૩<br>૩૬ | ૨<br>૨૦<br>૩૦ | ૨<br>૨૯<br>૨૨ | ૧<br>૩૯<br>૩૦ | ૧<br>૯<br>૩૦ | ૧<br>૨૦<br>૩૦ | કાલબળ |

## अयन बल.

सदाक्रान्तिभागैर्युता ज्ञस्य सिद्धाःशनीन्द्वोर्युतोनाः क्रमाद्याम्यसौम्यैः
विलोमं परेषां गजांभोधिभक्ता, भवेदायनं वीर्यमर्कस्य द्व्यघ्नम् ॥९॥

### અયનબળ વત્રકરવાની રીતિ.

બુધનું અયનબળ તેની ક્રાન્તિ[1] સર્વદા[2] ૨૪ માં ઉમેરી ૪૮ થી ભાગવાથી આવેછે; શનિ ચંદ્રની ક્રાન્તિના અંશોને ક્રમે દક્ષિણ ક્રાન્તિ હોય તો ૨૪ માં ઉમેરતાં અને ઉત્તર ક્રાન્તિ હોય ૨૪ માંથી બાદ કરતાં રહેલ શેષને ૪૮ થી ભાગવાથી તેમનું અયનબળ થાયછે; બાકીના ગ્રહોનું તેથી ઉલટીરીતે કરવાથી[3] આવેલા અંકોને ૪૮ થી ભાગવાથી અયનબળ થાયછે; સૂર્યનાં ( અયન ) બળને ૨ થી ગુણીને[4] રાખવું.

### ઉદાહરણ.

આમાં આવેલા ગ્રહોની ક્રાન્તિ વરતી તો નીચેપ્રમાણે આવી.

### સૂર્યાદિ ગ્રહની ક્રાન્તિ.

| રવિ | ચંદ્ર | મંગલ | બુધ | ગુરૂ | શુક્ર | શનિ | નામ |
|---|---|---|---|---|---|---|---|
| ૨૩<br>૫૪<br>૫૯ | ૦<br>૪<br>૫૩ | ૨૨<br>૧૮<br>૩૮ | ૨૩<br>૫૯<br>૨ | ૨૩<br>૫૧<br>૧૧ | ૨૩<br>૧૪<br>૩૦ | ૧૨<br>૧૦<br>૧૩ | ક્રાંતિ અંશાદિ |
| ઉત્તર | દક્ષિણ | ઉત્તર | ઉત્તર | ઉત્તર | ઉત્તર | ઉત્તર | ક્રાંતિની દિશા |

૧ પૃથ્વીની આસપાસ જે વૃત્તમાં ગ્રહો આપણને ફરતા માલમ પડેછે તેને ક્રાન્તિવૃત્ત કહેછે. ગ્રહોની ક્રાન્તિ શારીતે જાણવી તેની રીત અમારા શાયન તથા નિરયન ગ્રહગણિત ના[illegible] માં ઉદાહરણ સાથે સમજાવવામાં આવી છે તે વાંચનારે જોવી; અથવા આ[illegible]ના પરિશિષ્ટ ઙ માં જોવી.

૨ ક્રાન્તિ ઉત્તર હોય વા દક્ષિણ હોય તોપણ.

૩ એટલે કે ઉત્તર ક્રાન્તિ હોય તો ૨૪ માં ઉમેરતાં આવેલા અંશાદિને અને દક્ષિણ ક્રાન્તિ હોય તો ૨૪ માંથી બાદ કરતાં રહેલ શેષાંકોને ૪૮ થી ભાગવાથી તે બાકીના ગ્રહોનું અયનબળ થાયછે.

૪ સૂર્યનું અયનબળ તેજ તેનું ચેષ્ટાબળ ગણાતું હોવાથી તે બમણું કરવાનું કહેલું છે.






ક્રાન્તિપરથી અયનબળ વર્ત્યું તો નીચેપ્રમાણે આવ્યું.

### અયનબળ.

| સૂ | ચં | મં | બુ | ગુ | શુ | શ | ગ્રહ |
|---|---|---|---|---|---|---|---|
| | | | | | | | અયનબળ |

### સાધારણ ચેષ્ટાબળ.

मध्यस्पष्टयुतेर्दलोनितचलं चेष्टाख्यकेन्द्रं कुजात्
स्यात्तच्चेद्भगणात् च्युतं षडधिकं षड्हृच्च चेष्टाबलं ।
स्यादेकोत्तररूपमद्रिविहृतं नैसर्गिकं स्याद्बलं
मंदारज्ञसुरेज्यशुक्रशशभृत्तीक्ष्णद्युतीनां क्रमात् ॥ १० ॥

મધ્ય અને સ્પષ્ટ ગ્રહના યોગાર્ધને[1] શીઘ્રોચ્ચમાંથી બાદ કરતાં જે શેષ રહે તે ભૌમાદિ[2] ગ્રહોનો ચેષ્ટા કેન્દ્ર થાયછે; એ ચેષ્ટા કેન્દ્રને વા જો તે છ રાશિથી અધિક હોય તો બારમાંથી બાદ કર્યા બાદ જે શેષ રહે તેને ૬ થી ભાગ દેવાથી ચેષ્ટા બળ થાયછે. એકોત્તરાદિ[3] અંકોને[4] ૭ થી ભાગવાથી શનિ, મંગળ, બુધ, ગુરૂ, શુક્ર, ચંદ્ર, અને સૂર્યનું ક્રમે નૈસર્ગિક બળ થાયછે.

---

૧ મધ્ય ગ્રહ અને સ્પષ્ટ ગ્રહનો સરવાળો કરી તેના અર્ધને શીઘ્રોચ્ચમાંથી બાદ કરવું.

૨ એ રીતે આવેલો એક ગ્રહનો ચેષ્ટાકેન્દ્ર [illegible] ગ્રહોનો ચેષ્ટાકેન્દ્ર થતો નથી. દરેક મધ્યમ તથા સ્પષ્ટના યોગાર્ધને [illegible] ઘ્રોચ્ચમાંથી બાદ કરવાથી દરેકનો જુદો ચેષ્ટાકેન્દ્ર થાયછે.

૩ એટલે એકને ૭ થી ભાગવાથી શનિનું ૨ [illegible] ભાગવાથી મંગળનું, ૩ ને સાતથી ભાગવાથી બુધનું ૪ ને ૭ થી ભાગવાથી ગુરૂનું, પાંચને સાતથી ભાગવાથી શુક્રનું અને ૬ ને સાતથી ભાગવાથી ચંદ્રનું અને ૭ ને સાતથી ભાગવાથી સૂર્યનું નૈસર્ગિક બળ થાયછે.

૪ સૂર્ય ચંદ્રનું ચેષ્ટાબળ અગાઉ નોટ ૧૮-૨૩ પાને બતાવ્યા પ્રમાણે આવી ગયેલ છે માટે ભૌમાદિ ગ્રહનુંજ ચેષ્ટાબળ શારીતે વરતવું તે આમાં બતાવ્યું છે.